દરેક પ્ર. પત્રની પ્રવેશ ફી ફક્ત પ આના

# કસોટી શબ્દ વ્યૂહ ૧૪૯

બંધ તારીખ ૧૧ એપ્રીલ, બુધવ

એકંદર ઈનામો રૂ. ૨૦,૦૦૦

## પ્રથમ ઇનામ રૂ. ૧૧,૦૦૦ રોકડા

બીજું ઇનામ ૪,૫૦૦ ★ ત્રીજું ઈનામ ૩,૫૦૦

અને આજ પ્રમાણે દરેક પ્ર પત્રના પાય ર લેખે ફી ગણવી જ્યારે મક્રમના ગ્રાહક માટે ૧૬ પ્ર. પત્રની ફી રૂ ૨-૮-૦ છે



સંપૂર્ણ વિગતો માટે 'મક્રમ' અઠવાડિક જુઓ

### આડી ચાવીઓ

(૧) સોમનાથના મંદિરનો...એના ગત ગૌરવની પુન પ્રતિષ્ઠા કરશે.

(૪) સામ્રાજ્યવાદી દેશો કદીક... કરીને ય પાડોશી રાજ્યોનો મુલક પચાવી પાડે છે

(૫) હસ્તાદ વકીલની હલટતપાસ દરમ્યાન પોકળ સાક્ષીઓના જવાબમાં હરત...જણાઇ આવશે

(૬) 'સ્ત્રીઓ ખર્ચાળ હોય છે,' એવા પતિદેવના અભિપ્રાયને ઘણીખરી સ્ત્રીઓ ધડીક...માની લેવા સંભવ છે

(૭) શ્વસુરગૃહે સામાન્ય રીતે .. વહુના ગુણગાન વધુ ગવાય છે.

(૮) ખપતની ખાતરી હોય તો વિદેશી ચીજના વધેલા . ની પણ વેપારી ઝાઝી ચિંતા કરશે નહિ

(૧૦) જનની

(૧૧) પ્રતિકૂળ પવન . ની ઝડપમાં કંઇક અંતરાય રૂપ થવા સંભવ છે

(૧૩)...ખાતર માણસને પારાવાર મુશ્કેલીઓ વેઠવી પણ ભાગ્યે જ રુચે છે

(૧૬) સમજણ

(૧૮) સ્ત્રીને તેની ખામીઓનું ભાન કરાવવા જશો તો એ ઘણુંખરૂ . ની અણી પર આવી જશે

(૨૦) વખત

(૨૨) લોકસેવાનું વ્રત લેનારે કેટલીકવાર બનતા પણ શીખવું પડે છે

(૨૩) દુશ્મનની જાળીને પણ કાબેલ માણસ તેને માત કરી શકે છે

(૨૪) કરવાની ટેવ માણસ બોધપાઠ મળ્યા સિવાય ભાગ્યેજ છોડે છે

### ઊભી ચાવીઓ :

(૧) પુરુષ પર વર્ચસ્વ જમાવવામાં કેટલીકવાર સ્ત્રીની...પણ અગત્યનો ભાગ ભજવે છે

(૨) સ્નેહ.

(૩) નેતામાંથી અનુયાયીઓની અશ્રદ્ધા તેને . નો અનુભવ કરાવે તો નવાઈ નહિ.

(૪) કુશળ અભિનેત્રી . ની ક્રિયાને પણ અત્યંત આકર્ષક બનાવી શકે છે

(૬) પોતાને...ન હોય તેવી વ્યક્તિ સાથે પ્રસંગ પાડવા માણસ ભાગ્યે જ રાજી હોય છે

(૮) . ની ચપળતા કેટલીકવાર હૃદયગમ બની જાય છે.

(૧૦) હાથી.

(૧૨) દુશ્મન આગળ ..કરતા વીર સૈનિકો મૃત્યુને વધુ પસંદ કરશે

(૧૪) ગુનેગાર...મા તમે ઊંડે ઊંડે પણ ભીરુતા જોઈ શકશો.

(૧૫) આવી વ્યક્તિ આગળ પોતાનું કશું રહસ્ય ખોલતા માણસ સહેજે ખમચાય છે

(૧૭) એક જાતનું બારીક કાપડ.

(૧૯) દખલ

(૨૧) ..રાખનાર માણસથી સંબંધીઓ મોટે ભાગે દૂર રહેવું પસંદ કરશે

(૨૨) ગમે તેવા ચમરબંધીની પણ આવો માણસ ભાગ્યે જ પરવા કરે છે

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| જી | ણી | અ | ર | | | | હ | |
| | | | કુ | | ક | | | |
| | ગ | | ત | | લ | | વા | |
| દા | | | મા | તા | | | | |
| | તી | | | | | | મા | |
| ખ | | ગ | | ગ | મ | | | |
| | ડ | વા | | | | | સ | |
| | | | મ | | મ | | | |
| | લ | | | | લ | પ | | |

અમદાવાદના કલેકટરે તા ૨૬-૪-૪૯ લાયસન્સ નંબર ૧ મંજૂર કરેલી હરીફાઈ

કસોટી હરીફાઇના સર્વ શરતો-નિયમો કબૂલ મંજૂર છે

નામ

ઠેકાણું

મેં મારા નામે કુલ પ્રવેશપત્રો નંબર .. ..ભર્યા છે

ગામ

મેં મારી પ્રવેશ ફીના આ સાથે..... ફી

પ્રવેશ પત્રો મોકલવાનું તથા પત્રવ્યવહારનું સરનામું:

## કસોટી કાર્યાલય : રેવડી બજાર, અમદાવાદ ૨

**ઊર્મિ અને નવરચના** સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

'ઊર્મિ' વર્ષ ૨૧ : 'નવરચના' વર્ષ ૧૬ : અંક ૧ લો
એપ્રિલ : ૧૯૫૨

ક્રમ

| લેખ | લેખક | પાનું |
|---|---|---|
| લેખન પ્રવૃત્તિ | ધૂમકેતુ | ૭ |
| સમયનાં ક્ષીર નીર | રાજહંસ | ૧૦ |
| એકાકીનિની ઓથ | સિદ્ધાર્થ | ૧૫ |
| લાભવેલના હનુમાન | ઈશ્વર પેટલીકર | ૧૮ |
| ગીતાંજલિ | ... | ૨૧ |
| ખંજરીના સૂર | અનુ. હર્ષિદા પંડિત | ૨૫ |
| સજગતા ! (કાવ્ય) | પ્રભાત | ૨૮ |
| મહુવા તાલુકાની જનતાની પરિસ્થિતિ [૪] | મનુ મો. શાહ | ૨૯ |
| નિશાનું કાવ્ય | વ્રજલાલ ત્રિવેદી | ૩૪ |
| સર્વોદય કે સામ્યવાદ ? [૧૨] | વસુબન્ધુ | ૩૬ |
| તું ને હું (કાવ્ય) | શેખાદમ આબુવાલા | ૪૨ |
| મુંબઈથી રત્નાગિરિ | શિવશંકર પ્રા. શુક્લ | ૪૩ |
| આપણાં મૃગો | પદ્યુમ્ન કંચનરાય દેસાઈ | ૪૫ |
| મારી સફર [૫] | જીવરામ જોષી | ૪૮ |
| રણઝાંખરાં (કાવ્ય) | જયન્ત પરમાર | ૫૦ |
| નોર્વેમાં લોકકલ્યાણ કાર્ય | મોહનલાલ વ્યાસ | ૫૧ |
| કરોળિયો ને જાળ | શશી શહાણે | ૫૪ |
| શું વાંચશો ? | સોમાભાઈ ભીખાભાઈ પટેલ | ૫૫ |
| વિવેચનમાં પ્રમાણિકતા [૨] | વિશ્વનાથ મ. ભટ્ટ | ૫૭ |
| લોકસાગરને તીરે તીરે | પરિવ્રાજક | ૬૫ |
| ગ્રંથસમીક્ષા | અ. મ. રા. | ૬૮ |

: વાર્ષિક લવાજમ :

દેશમાં : ૭-૮-૦ :: પરદેશમાં : રૂા. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ ૧

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી ઈશ્વરલાલ મો. દવે:
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ ૧

મુદ્રક : જયંતી દેલાભાઈ દલાલ : વસંત પ્રેસ, ઘીકાંટા રોડ, દેલાભાઈની વાડી : અમદાવાદ



# લેખન પ્રવૃત્તિ

ધૂમકેતુ

લેખન પ્રવૃત્તિને કલા જેવું મોટું નામ ન આપવું હોય તો પણ એ એક એવા પ્રકારની શક્તિ છે કે જેના વડે માણસ, માણસને વધારે નિકટ લાવી શકાય. માણસની સંસ્કારિતાને એના વડે ખીલવી શકાય. દુનિયાની સુંદરતા માણસ જુએ છે. તેના કરતાં ઘણી વધારે છે એ પણ એના વડે જ કહી શકાય. એટલે લેખન પ્રવૃત્તિ એ એક સામાજિક ઉપકારક પ્રવૃત્તિ પણ છે. આજે શાહી કાગળ ને છાપવાનું સસ્તું છે છતાં એની વિદ્યા તરીકેની ભૂમિકા જાળવનારા જાળવી શકે, એ વિષે એક લેખ વાંચવામાં આવ્યો તેનો કાંઈક સારાંશ નીચે પ્રમાણે છે.

સારા લેખક થવાની ઈચ્છા રાખનારે પહેલાં તો પોતે જે ભાષામાં લખવા માગતો હોય તે ભાષાની માતૃભાષા ઉપર ઠીક જેવો કાબુ મેળવવો જ રહ્યો. અંગ્રેજીમાં લખનારો થોડું ઘણું લેટીન-ગ્રીક જાણે તો જ કામનું. ગુજરાતીમાં લખનારનું સંસ્કૃતજ્ઞાન ઠીક સારું હોવું ઘટે છે તેવું જ ઉર્દૂનું. એના શબ્દોનો વપરાશ ઓછો નથી.

એનો અર્થ એમ નથી કે વ્યાકરણદોષ વિનાનું લખવા માટે આ જ્ઞાન જરૂરી છે. પણ એનો અર્થ એટલો જ છે કે શબ્દ શબ્દ વચ્ચે જે બહુ જ ઝીણી રેખાઓ પડેલી છે, એ રેખાઓમાં જ ભાષાની સુંદરતા રહેલી છે. એ સુંદરતા તો જ લાવી શકાય. આ સામાન્ય લખાણની જ વાત છે. એવાં લખાણ દ્વારા બીજા દેશો સામાન્ય સંસ્કાર ભૂમિકા તૈયાર કરે છે. આપણા જેવી તદ્દન નવી





રાજ પ્રાપ્તિમાં પડેલી પ્રજા માટે તો લખાણની સ્વચ્છતા, સ્પષ્ટતા અને અર્થવાહકતા અત્યારે ઘણી જરૂરી છે. અત્યારે અક્કલ વિનાના પ્રયોગો યોજવામાં આવે એથી તો પ્રજાનું હીર ચૂસાઈ જાય. એમાંથી તો એટલું જ સાબીત થાય કે સત્તા ઉપર આવતો માણસ તરત જડસુમાં જડસુ બની જાય છે. કોઈ પણ સરકારી ભાષાંતર જોવાથી એ વસ્તુ તરત સિદ્ધ થઈ શકશે. એ 'કલેક્ટર' માટે 'સમાહર્ત્તા' વાપરશે ને માનશે કે આ સત્યવ્રત વિદ્યાલંકારમાંથી લીધેલો શબ્દ આપણને વિદ્વાનમાં ખપાવી દે છે. ને આપણે દેશની શબ્દસમૃદ્ધિ કાંઈ ને કાંઈ વધારી દીધી છે! આ જડસુ રીત છે.

ચક્રનિરીક્ષક—ને એ બધા પ્રયોગો એ જ બતાવે છે, નવા શબ્દપ્રયોગો ચાલુ કરવા કેટલી ભાષા–તાલીમની જરૂર છે એ જાણ્યા વિના આ પ્રયોગો હાસ્યાત્મક બની રહે. એક જણાએ બરાબર લખ્યું છે કે યોગ્ય અર્થ વહન કરતા શબ્દની પસંદગી કરવી એ એક યોગ્ય કાયદો ઘડવા જેટલું જ અઘરું કામ છે!

આપણે ત્યાં દૈનિક–અઠવાડિકો આ વિષે ખાસ આગ્રહ ધરાવતાં હોતાં નથી એ દુઃખદ હકીકત છે. ઉપરાંત ભાષા પ્રત્યે એમને એવો આગ્રહ હોતો નથી. ભવિષ્ય ઘડનારી આ ભાષા તરફની પોતાની જવાબદારી સમજવા માટેની તૈયારી પણ હોતી નથી.

અને છતાં અત્યારે તો ભાષાનું જેટલું ખેડાણ દૈનિકો, અઠવાડિકો, પ્રધાનો, અને સીનેમા–નાટકો કરે છે, એટલું ખેડાણ ખુદ સાહિત્યકારો ધારે તો પણ કરી શકે તેમ નથી. એ વખતે ધાંધલ, ઉતાવળ, અને ભાષાના અપપ્રયોગો ચલાવી લેવામાં આવે તો એની અસર પ્રજાના સમગ્ર જીવન ઉપર પડવાની જ છે એ ભૂલાવું ન જોઈએ.

આ વિષે આપણે બે રીતે જાગૃતિ બતાવવી ઘટે છે. સામાન્યમાં સામાન્ય લખાણને આપણે કલાત્મક રૂપ આપવું ઘટે છે. કલા એ કેવળ શોભાની વસ્તુ નથી, એ જીવનની વસ્તુ છે. અને એને જીવનની બનાવવી હોય તો જીવનમાં એને વણી લેવી ઘટે. વિદેશી પત્રકારોની જાહેરખબરોમાં પણ શેકસપીઅરનાં વાક્યોની સુગંધ ફોરતી હોય છે.

સારું લખાણ સારો લેખક બે રીતે કરી શકે. જે લખાણ કરવું છે એના વિષે પોતાની કાંઈક વિચારશક્તિ ખીલવીને અને એ વિષેની માહિતી ભેગી કરીને.

પ્રમાણિક લેખક પોતે પ્રયત્ન વિના કાંઇ જ નહિ લખે.

સામાન્ય લખાણોથી પર કલાકૃતિમાં જઇએ તો એક નવલકથાકાર પોતે શા માટે લખે છે એ પોતે જાણતો હોતો નથી, એમાં એના લખાણની સિદ્ધિ રહી છે. બીજી રીતે એ કેવળ કુદરતી છે માટે લખે છે. મોં'મ એક જગ્યાએ કહે છે કે ડૉ. જોહનસનની પેઠે પોતાની ભાષાનાં બને તેટલાં સારાં પુસ્તકો વાંચતા રહેવાં એ લખાણ ખેડવાની પ્રાથમિક ભૂમિકા છે.

પણ એમાંથી અનુકરણને પથે ન પડી જવાય એ જોવાનું રહે છે.

આપણે ત્યાં લેખનકલા હજી વિકસતી આવે છે. એણે જીવનમાં પોતાનું સ્થાન લેવાનું છે હજી એને ઘેર ઘેર એ સ્થાન મળ્યું નથી, સારું પુસ્તક સારા રાચરચીલા જેવું કિંમતી

બનાતું નથી. એ વખતે દરેક પ્રમાણિકપણે પ્રયત્ન કરે, અને ઈર્ષાળુ વાડા ઊભા ન કરે, એ ખાસ જરૂરી છે. નહિતર આપણું સાહિત્ય ઊગતું જ મૃત્યુ નોતરી લેશે. અને હવે તો ખાસ કરીને સાહિત્યના વિકાસપંથની દશા પણ રાજકીય પક્ષાપક્ષી જેવી થઈ જશે.

જે માણસ પોતાની લાગણી, બુદ્ધિમતાનાં શિખર, પોતાના આદર્શો, પોતાના અનુભવો, પોતાને મૂળમાંથી હલાવી નાખનારા પ્રસંગો, ભાષાના સૌન્દર્ય દ્વારા, બીજાના હૃદયમાં સ્થાપી શકે છે, તે માણસ કાંઇ જેવી તેવી લોકકલ્યાણી પ્રવૃત્તિ કરતો નથી. બીજા કશાની ખાતર નહિ, તો ઈશ્વરદત્ત મળેલી શક્તિના માનમાં પણ, વ્યક્તિગત ઈર્ષાઓને બાજુએ મૂકીને, કેવળ કવિઓની સુંદરતા અસુંદરતા નિહાળી એ પ્રત્યે પ્રજાનું ધ્યાન દોરાતું રહે, એ પણ જેવી તેવી સેવા નથી. શું સર્જક કે શું વિવેચક, ઉભય સંયમી હશે, પવિત્ર હશે, અને હલકટ કુનેહથી પર હશે તો જ આ પ્રકારની સાહિત્યસેવા થઇ શકશે બાકી તો આંહીં જ્યાં હંમેશાં સેંકડો કૃતિઓ આવે છે ને જાય છે ત્યાં એક કૃતિને થોડા દિવસ માટે આમ કે તેમ ફેંકી દેવાની વૃત્તિ રાખવાથી તો કોઇ પણ પ્રકારનું સાહિત્યધોરણ સ્થાપી શકાવાનું નથી, આ વસ્તુ ગુજરાતી સાહિત્યના તમામ સાહિત્યકારો અને કાર્યકરો સમજી લે. તો જ ઉત્તમોત્તમ શિખરો આવે.

કહે છે કે ચર્ચીલનાં લડાઈ સમયનાં ભાષણો એ ભાષણો ન રહેતાં સાહિત્યકૃતિઓ જેવાં બની ગયાં છે. શા માટે? કારણ કે માણસમાં Sincerity–સચ્ચાઈ હતી. સચ્ચાઈ વિના આપણે કાંઇ જ સર્જન કરી શકવાના નથી.

એક બીજી વસ્તુ પ્રત્યે હવે આપણું ધ્યાન જવું જોઇએ. લખાણ જેટલું બુદ્ધિ માટે છે, તેટલું જ હવે તો આપણા કાનને મધુર લાગવા માટે પણ છે. આપણે વાંચવાની, બોલવાની, રેડિયો ઉપરથી વાર્તાલાપ કરવાની એક અનોખી પદ્ધતિ પણ ખીલવવી પડશે.

આપણા સાહિત્યનાં આટલાં બધાં અંગોને હજી વિકસાવવાનાં બાકી છે ત્યારે પોતાનું સાહિત્યબળ ખતમ થતું લાગે તેણે માળા લઇ લેવી, પણ જેને હલકટ Scheming કહે છે, તેમાં ન પડવું. કૃતિઓ વધારે ને વધારે સુંદર આપવી. એમ યશ મેળવવો સ્થાન મેળવવું. પ્રતિષ્ઠા મેળવવી. લોકસંગ્રહી કામ કરવું. પણ આ વસ્તુ આપણને હણી નાખશે વસ્તુની શ્રેષ્ઠતા નહિ, વ્યક્તિના સંબંધો, જો સાહિત્યના મૂલ્યાંકનમાં પ્રવેશશે તો. હાર્ડિ ને ગૉલ્સવર્ધી જીવતા હતા. ત્યારે સંબંધોને લીધે, ગૉલ્સવર્ધી શ્રેષ્ઠ ગણાવા લાગ્યો હતો. પરિણામ આજે સૌ જાણે જાણે છે વિવેચકો કૃતિઓને નિહાળે કર્તાઓને નહિ. તો જ લેખન પ્રવૃત્તિ કલાનાં ઉચ્ચતમ શિખરો જેવા ભાગ્યશાળી થાય.

આ વસ્તુ દેખાય છે તેટલી સહેલી નથી. કારણ કે છેવટે વ્યક્તિગત મતભેદો રહેવાના જ છે. તંદુરસ્ત મતભેદો અવશ્ય આવશ્યક છે. પણ ન્યાયાધીશી સમક્ષ પોતાનો પક્ષ ખોટો છે એ ખબર હોય છતાં વકીલ તો એને સાચો ઠરાવવા જ મથે છે, એની જડસુવૃત્તિ જો સાહિત્યક્ષેત્રમાં પણ પ્રવેશ કરે, તો એનાં પરિણામો અતિ વ્યાપક હોય.

એનાં પરિણામે અત્યંત નિર્માલ્ય કૃતિઓ આવવા મંડે, રસવૃત્તિ હલકી પડે. અને છેવટે

# સમયનાં ક્ષીર નીર

રાજહંસ

### ભારતીય સંસ્કૃતિ સંગમ

'પ૧ની વસંતમાં સ્થપાયેલી આ સંસ્થામાં કેટલી આશા ને શક્યતા રહેલી છે તે તપાસી લેવા જેવું છે, તેમજ આપણી સંસ્કૃતિ કઇ દિશામાં ઝોક લે છે તેનું ધ્યાન રાખવા જેવું છે. સ્વરાજ્ય પછીનાં આપણાં કાર્યો જોતાં કોઇ પ્રલયી નિરધાર કરવાની આપણી શકિતમાં આપણે વિશ્વાસ ન રાખી શકીએ. જે કાંઇ પહેલા ચાલી રહ્યું હતું એનો સરકારી સ્વીકાર એ જાણે મહા પ્રગતિ થઈ ગઇ એમ મનાતું હોય ત્યાં વધારે પડતી આશા ન રાખવી સારી તેમાંયે સંસ્કૃતિ જેવા અસ્પષ્ટ અને ગુઢ વિષયમાં તો ઉતાવળ ન થાય તે જ શોભારૂપ છે.

સંગમનો વિરોધ ન કરી શકાય એ દેખીતું છે. પરન્તુ, એનાથી સંતોષ ન માની લેવાય એની તકેદારી રહેવી જોઈએ. ભલે દેશના લેખકો, વિચારકો, કલાકારો ભેગા મળી નવનીત કાઢવાનો યત્ન કરી લે. પુસ્તકોનાં ભાષાંતર, વિચારોની આપ-લે અને કલાનો વિગાસ ભલે થયા કરે. છતાં પરિણામે ઝાઝો ફેરફાર થવાનો નથી એ આપણે સમજી લેવા જેવું છે.

### એનો સમય હજુ પાકયો નથી

એક તો દેશમાં ભારે દારિદ્રય પ્રસરેલું છે. કેટલાયે સંકટોનો સામનો સરકારી અને બિનસરકારી રૂએ થયા કરે છે તંગીઓનો સુમાર નથી, અને અંકુશોની હારમાળા એને પહોચી વળતી નથી. મોંઘવારી વધતી જાય છે. અને જીવનનિર્વાહ કપરો બનતો જોઇએ છીએ. એમાં યે ભેળસેળ અને દગાબાજીથી લોક ત્રાસી ગયા છે જીવનમાં નિરાંત નથી, સલામતી નથી, આબાદી નથી. નિરક્ષરતાનું પણ મોટું પ્રમાણ છે ખૂબ વહેમો ને અંધશ્રદ્ધા ભરાઇ ગયા છે. ઘણા સંકુચિત વાડાઓમાં અને ઉપરછલ્લી ક્રિયાઓમાં જીવન રૂંધાઇ ગયાં છે. ભણેલો વર્ગ પણ કહેવાતા સંસ્કારોને ભયથી વળગી રહ્યો છે. છૂટવાની હિંમત નથી.

શહેરો અને ગામડાંઓનાં જીવનવ્યવહારમાં ભેદ પડી ગયા છે, આત્મીયતા ઘટતી જાય છે. પશ્ચિમની અસરને શહેરોમાં ભલે ખાળવામાં આવી હોય છતાં એનાથી મુક્ત રહેવાનું સંભવિત નથી, એમાં શાણપણ નથી. ઊંડા મૂળ નાખીને પડેલો ભૂતકાળ અને પૂરઝડપે આવતી કાળબળની અસર એ બન્ને વચ્ચે આપણી સંસ્કૃતિ ખેંચાઇ રહી છે, એનું પોતાનું સ્વરૂપ પ્રગટ થતું નથી.

### સડિયેલ કળા કયાં સુધી?

આપણી સંસ્કૃતિનું રૂપ આપણે જોઇ શકીએ એવો અવસર હજુ દૂર છે. એને સોહામણી કરી શકીએ તે માટે વધુ વખત અને સાગ સંજોગો અનિવાર્ય છે.

કોઇ એમ રખે માની લે કે નૃત્યો, ચિત્રો કે ભરત-ગૂંથણનાં પ્રદર્શનોમાં જે કલા રજૂ થાય છે એ આપણી સંસ્કૃતિનું સંશોધન કરનારા પ્રયાસો છે. આપણા ધનિક વર્ગને દિલ બહેલાવવાનું એ એક

---

તો એ પ્રજાના સંસ્કાર હાસ્યમાં પરિણમે. એટલે સાહિત્યના હિતચિંતનમાં જેને જરા પણ સાચો રસ હોય એ માણસ પોતપોતાના સ્થાન ઉપરથી વિવેક ભરેલી દઢતા સાથે પોતાનો સાચો અભિપ્રાય વ્યકત કરવાની હિમ્મત કેળવવી જ પડશે.

દઢતા ભરેલી કુનેહની જરૂર હોય ત્યાં ભલે કુનેહ રાખવામાં આવે, બાકી સાહિત્ય-પ્રવૃત્તિને અને એના આનુષંગી તમામ માર્ગોને સ્વચ્છ, સ્પષ્ટ, અને પવિત્ર રાખવાની જરૂર છે.

આપણી યુનિવર્સિટી જે વખતે આપણું પ્રાંતભાષાનું બળ માગશે, ત્યારે કેવળ આ વસ્તુસ્થિતિ હશે તો જ આપણે નભી શકીશું. અને નહિતર નાના નાના કજીયામાં પડીને આપણે ખતમ થઈશું ને આપણી સંસ્થાઓને પણ ખતમ કરીશું.

★



સાધન છે. પોતાની મોટાઈ સાચવવા કે દેશના સાથે સેવાનો ઓજ ચઢાવવા એ પ્રયાસોને સંસ્કૃતિ સાથે ખોટી રીતે સાંકળી દેવામાં આવે છે.

શિવ–પાર્વતી કે રાધા–કૃષ્ણની કથાઓના પુનઃસંસ્કરણોથી કળાનો અને સંસ્કૃતિનો કેટલો વિકાસ થાય છે એ આપણે પાછલાં કેટલાંક વર્ષોથી જોતા આવ્યાં છીએ. આપણા મનમાં રહેલા ભક્તિભાવને લીધે આપણે આ આ જાતનાં પ્રદર્શનોમાં બહુ મોટો લાભ જોઈએ એ સંભવિત છે. છતાં પ્રજામાં એથી કેટલો ઉલ્લાસ પ્રગટે છે એ તપાસીએ તો નિરાશા ઉપજે એવું છે. ઘણી ખરી સુધારેલી આવૃત્તિઓ ‘ઊંચી કક્ષા’ની હોય કે ન હોય, સમાજના ઓછા ભાગને સ્પર્શી શકે છે અને એમાં રહેલું સંસ્કૃતિ-તત્ત્વ પાંગરતું નથી.

### બાહ્યાચાર કે માનવતા?

આવકાર દેતાં બે હાથ જોડી પ્રણામ કરવા, સ્ત્રીઓએ મર્યાદા જાળવવા માથે ઓઢવું કે સૌભાગ્ય સૂચવવા ચુડી–ચાંદલો રાખવાં, જમતી વેળા ડાબો હાથ છૂટો રાખવો કે પાંચે આંગળાની મદદથી કોળિયો ભરવો, આવી અનેક રીતિઓને ભારતીય વિશેષતા કહી શકાશે. ખરું જોતાં, આપણે આકર્ષાઈએ છીએ પણ એનાથી જ, આવા અનેક પ્રકારો છે અને એનાં મૂળ ધાર્મિક માન્યતાઓ કે નીતિના પ્રબંધોમાં જડે છે.

આવા બાહ્યાચારને કેટલાક ઉતારી પાડે છે. એ કહે છે કે માનવીના આવા આચારો વડે એના સંસ્કાર માપી ન શકાય. માનવીને પશુથી નોખા પાડનાર જે ખાસિયતો છે તેનો વિકાસ થવો જોઈએ. એણે ગરીબની, દીનદુઃખિયાંની વહારે ચઢવું જોઈએ. એણે અન્યાય કે જુલમ બરદાસ કરી લેવાં ન જોઈએ, તેનો પ્રતિકાર કરવો જોઈએ અને તેમ કરતાં સહન કરવું પડે તો વિના સંકોચે હસતે મોંએ કરતાં શીખવું જોઈએ. તેણે પોતાને હાથે બીજાને પીડા પહોંચાડવી ન જોઈએ. એણે સત્યનું આચરણ કરવું જોઈએ. મોજશોખનો સ્વેચ્છાથી ત્યાગ કરવો જોઈએ, થોડાથી સંતોષ મેળવવો જોઈએ અને પ્રસન્નચિત્ત રહેવું જોઈએ.

માનવતાનો આ દિશામાં વિકાસ થાય છે. યુગે-યુગે ધર્મસંસ્થાપકો એ માર્ગ દૃઢ કરતા ગયા છે. દુનિયાના નિરનિરાળા ભાગોમાં આવો એક જ જાતનો વિકાસ નજરે પડે છે. બીજાને સારુ કરેલો આપભોગ દુનિયાના કોઈ પણ ભાગમાં સૌની પ્રશંસા મેળવી લે છે.

માનવતાના વિકાસ ઉપરાંત આપણામાં એવું કૈંક લાક્ષણિક છે જે આપણને બીજાથી નિરાળા છતાં આવકારપાત્ર ઠરાવે છે. વિશ્વસંસ્કૃતિ સાથે સુસંગત હોવા છતાં આપણે ભારતીયપણું બતાવી શકીએ છીએ. આવી લાક્ષણિકતા કાઢી નાંખવાથી માનવીમાં રહેલું લાગણીનું તત્ત્વ કમી થઈ જાય છે, એનો ઉત્સાહ મંદ પડી જાય છે, એની શક્તિના ઝરણાં સુકાઈ જાય છે. એથી સર્વાંગી વિકાસના પ્રયત્નો સાથે લાક્ષણિકતા દ્વારા વૈવિધ્ય જળવાય એ ઇચ્છવા જેવું છે.

### પ્રાંતિક લાક્ષણિકતા

અને આવું જ વૈવિધ્ય જેમ ભારત પરત્વે હોય તેમ બંગાળ, આંધ્ર કે ગુજરાત પરત્વે પણ હોય. એ સૌને સાથે ભરડી નાખવાની જરૂર નથી. એમનો વિકાસ એમની પોતાની પદ્ધતિ અનુસાર થવો રહ્યો. પછી જેની પાસે બળવાન વિચાર કે રજૂઆત હશે, જેની ક્રિયાઓ હેતુલક્ષી હશે તેનો બીજા અંગીકાર કરશે. એક યા બીજા સ્વરૂપમાં એ વિસ્તાર પામશે. આવી વિવિધતા જાળવવી હશે તો બાહ્યાચારની ગણના કરવી પડશે. ભલે આપણે સમજી લઈએ કે બાહ્યાચારને બંધન સુધી જડ ન થવા દેવો. એમાં લીધેલી છૂટછાટો કેટલીક વાર જરૂરી પણ બને છે. આમે ય માનવીનો સ્વભાવ ક્રાંતિકારી રહ્યો. એટલે જડત્વ સાથે એનો બળવો ચાલ્યા જ કરવાનો. આમ છતાં, આપણી રક્ષણાત્મક એકતાને દૃઢ કરવા ક્રિયાઓ, સૌજન્યના પ્રકારો, સંસ્કારો અને એ પરંપરા જરૂરી છે. આ હારમાળામાં વખતોવખત સાફસૂફી થતી રહે, એનો મર્મ જાગ્રત રહે, એમાં નવીનતાનો

અવકાશ રહે, એમાં સંકુચિતપણું ન આવી જાય એવી તકેદારી તો રાખવી જોઈએ. આપણી સભ્યતાનું માપ અહીંથી નીકળી શકે એમ છે. અને આપણા જીવન ઉપર પણ એની ભારે અસર રહ્યા કરે છે.

### સંસ્કૃતિની ક્ષિતિજો કઈ?

સંસ્કૃતિનો વિકાસ શી રીતે માપી શકાય? લાંબુ આયુષ્ય, નિરોગી અને સશક્ત શરીર, કુશાગ્ર બુદ્ધિ, અદ્ભુત સર્જન, આપત્તિમાં ધૈર્ય, સૃષ્ટિના શુભ હેતુઓમાં વિશ્વાસ, નિષ્ઠાની દૃઢતા, આવું કેટલું ય છે. એની પરાકાષ્ઠા શ્રી અરવિંદ કહે છે તેમ દિવ્યની સાથે સંપર્ક અને એનાં અવતરણમાં છે. આમાં કેટલુંક પ્રત્યક્ષ અને ટૂંકા ગાળામાં દર્શનીય બને છે, બીજું પરોક્ષ અને લાંબા સમયે સમજાય છે.

છતાં નથી સમજાતું કે કોઈ રાષ્ટ્રની સંસ્કૃતિ સાથે એની શક્તિ-આબાદીનો મેળ જામે છે કે નહિ? ભારત, મીસર, ગ્રીક, રોમ—એમણે સંસ્કૃતિના શિખરો જોયાં, ને બીજાને માર્ગ કરી આપવો પડ્યો. શું વિધિએ એની ચક્રગતિ રાખી છે? એમ હોય તો તો સંસ્કૃતિને વિનાશનું પહેલું પગથિયું માનવાનો ભય ઊભો થાય; એ કેમ કબુલ થાય? સરકાર પ-મેશ્રો માનવી શરીરે ઘસાયેલો અને માનસિક ચિંતાઓથી ઘેરાયેલો નથી શું? કે પછી આપણે જંગલની રાક્ષસ-સંસ્કૃતિનાં તત્ત્વો ખોળી એમને અપનાવવા ભૂલી ગયા છીએ? કઈ મૂંઝવણ છે આ!

### એશિયાઈ રમતો

એશિયાઈ દેશોના કસરતબાજો દિલ્હીમાં એકઠા મળ્યા અને એમની વચ્ચે હરીફાઈઓ થઈ એ શુભ સમાચાર છે.

રાજકારણમાં એશિયાઈ દેશો વચ્ચે સમજુતી થાય અને પરસ્પર વિશ્વાસ વધે એ જરૂરનું છે તેમ બિન રાજકીય બાબતોમાં વિશેષ સંપર્ક જળવાય એ એટલું જ જરૂરી છે. એમાં ય આવતી પેઢીની મૈત્રી સ્થપાય એ વધુ ઇચ્છવા જેવું ગણાય. રમતો એવી નિર્દોષ બાબત છે કે એમાં ભેગા થવું કોઈને હાનિકારક નથી.

આમ છતાં દિલ્હીમાં કેટલાક દેશના પ્રતિનિધિઓ આવ્યા ન હતા એ ખૂંચે એવું છે. પહેલી જ હરીફાઈમાં કેટલીક ગેરવ્યવસ્થા થવા પામે એ ભલે નભાવી લેવા જેવું ગણાય, પરન્તુ વધારે સારો બંદોબસ્ત રાખી આથી સારી વ્યવસ્થા રાખવી શક્ય નહોતી શું? કેટલાક ઇનામો છેવટની ઘડી સુધી તૈયાર કરાવી ન શક્યા એ કેવી વિચિત્ર વાત! અને અધિકારીઓ વારંવાર રમતના મેદાનોમાં ફરવા નીકળતા એ પણ કેવું! ફુટબોલનું મેદાન ચાલુ માપ કરતાં નાનું પડ્યું એ પણ અજુગતું જ દેખાયું.

એશિયાઈ રમતોએ ધીરે ધીરે અમુક હરીફાઈઓ ઉપર વિશેષ ધ્યાન આપવુ જોઈશે. અને સઘ રમતોમાં યે કોઈ નવી રમતને ' એશિયાઈ ' બનાવવી જોઈશે. હાલ તો એ લિમ્પિક રમતોની ઢબે ચાલે છે એમાં એશિયાઈ લાક્ષણિકતા નહિ લાવી શકાય તો પછી વિશ્વ સંસ્થા જેવી ઓલિમ્પિકની અવગણના વિનાકારણની થઈ એમ ગણુ રી.

### ગાય સત્યાગ્રહ

ગાયની કતલ બંધ કરાવવા અમદાવાદમાં અર્જુન ભગતે ઉપવાસ આદરેલા પણ એ આંદોલન શમી ગયું. અને ગામ ભિચારી' એમજ રહી ગઈ.

આપણી ધાર્મિક માન્યતાઓ પાછળ વેરલાઈ હજી પણ ઝનૂન નથી એના વધુ ઇશારાની જરૂર હોય તો આ સત્યાગ્રહથી જાહેર થયું. લોકોના દિલ તો ગાયનું નામ સાંભળી હાલી ગયાં, તેમાં એ ઉપવાસ ઉમેરાયો અને સાથે એક ભગતનું નામ જોડાયું. પછી કંઈ જ બાકી નહોતું રહ્યું છતાં, પેલી કતલ અટક્યા વિના ચાલુ રહી એમાં લાગણી ઉપર વાસ્તવિકતાની જીત થઈ ગણાય, અને સાથે સાથે હિંદુધર્મના આવા નાજુક પ્રશ્નને આટલી હદ સુધી હચમચાવી એને સાવ પડતો મૂકવામાં, એનો બીજો કોઈ ઉકેલ નહિ શોધવામાં, આપણે કંઈક નઠોર પણ બન્યા.

આપણે એ પણ જોયું કે અંગત લાગણીઓને પ્રજા ઉપર લાદવા માટે આગ્રહ રાખવો એ વાજબી નથી. આ સવાલ ઉપર અમદાવાદમાં મત લેવાયા



હોત તો અર્જુન ભગતને એંશી ટકા મત તો સહેલાઇથી મળત. ગાયના વધમાં જે પાપ રહેલું મનાય છે એ કોણ પોતાને માથે ઓઢી લેત? એટલે જેમાં જાહેર જનતાનો બહુ મોટો સાથ હતો તેવી બાબતમાંથી સરકાર સફળ રહી એ કાંઇ નાની-સૂની વાત નથી.

આમ તો હિંદુઓનો મોટો ભાગ માંસાહારી છે, ઉપલી કોમમાં એનો વપરાશ નથી. એમાંયે પુરુષો બહાર જઇ ખાઇ આવે તો એની બહુ છોછ રહી નથી. હિંદુ સિવાયની કોમો તો માંસાહારી રહી જ છે. ઘણા જણના આ ખોરાકમાં હજુ રૅશનીંગ નથી આવ્યું એ જુદી વાત છે, તેમ એમાં મતભેદ પણ ન આવી એમ એવું જ માનવું.

### રેડિયોમાં વેપારી જાહેરાતો

ગોવા–સીલોન ઉપરથી વારંવાર ફિલ્મી ગીતો સંભળાતાં હોવાથી લોકો એના ઉપર મુગ્ધ બન્યા છે. એટલું જ નહિ પરન્તુ સાથે સાથે ટીકાઓ પણ શરૂ કરી છે કે અહીંના સ્ટેશનો વેપારી જાહેરાતો લઇ એમાંથી કમાણી કરે અને વધુ ફિલ્મી ગીતો આપે તો એમનું શું બગડી જાય છે?

એ તો સારું છે કે આપણા રેડિયો સ્ટેશનો ઉપર એવા લોકોનો કાબુ છે જેઓ સસ્તું ખેળતા–પીરસતા નથી. એમણે ફિલ્મી ગીતો ઉપર અંકુશ નથી રાખ્યો. રોજ અને રજાના દિવસોએ ખાસ એવા કાર્યક્રમો ગોઠવે છે. જુદે જુદે સ્ટેશનેથી પણ એ સાંભળી–ઉમેરી શકાય એમ છે. છતાં લોકોની ભૂખ એટલેથી ન મટતી હોય તો બીજું શું થાય?

અને વધુ ફિલ્મી ગીતો મેળવવા જેઓ વેપારી જાહેરાતો કબુલી લેવાની તૈયારી બતાવે છે તેમને શુ કહેવું? આપણે ત્યાં કેવી દગાખોરી ચાલે છે તે હવે કહી બતાવવા જેવું રહ્યું નથી. ભોળા માણસો આગળ અલફાઉ ચીજોનો ઓછો પ્રચાર થશે તો કશું બગડી જવાનું નથી. ખરીદશક્તિ નથી ત્યાં ખરીદવાને લલચાવવાની વાત કયાં રહી? અને રેડિયો ઉપર જે અનિષ્ટ ચાલુ નથી તેને ઉમેરીને શો લાભ પામવાના હતા એ કોણ જાણે!

### ફિલ્મી ગીતોનું સંગીત

પણ ફિલ્મી ગીતો ઉપર આટલો આગ્રહ શાથી થાય છે?

એ ગીતો પાછળ મહેનત લેવામાં આવી હોય છે, ખર્ચ કરવામાં આવ્યો હોય છે, ચિત્રોના ભાવની અમુક ભૂમિકા રહેલી હોય છે, જેઇને સાંભળ્યાં હોવાથી યાદ પણ રહી જાય છે.

શાસ્ત્રીય સંગીત લોકપ્રિય નથી, એ વાત છૂપાવવાની જરૂર નથી. એનું ગમે તેવું અદ્દભુત મૂલ્ય હશે અને એને સજીવન રાખવામાં લોકોનું કલ્યાણ હશે છતાં એ સંગીત રેડિયો ઉપરથી વહેતું મૂકવાનો આગ્રહ રાખવો વાજબી નથી. શાસ્ત્રીય સંગીતને એક પ્રકારની તાલીમ ગણવી જોઇએ. કુસ્તીના દાવ અને દેના તોડ જાણવા જેમ અભ્યાસીને જરૂર છે તેમ સંગીતના રાગ, તાલ, પુરકો અને એ બધું અભ્યાસીને ખપનું છે. પ્રજા આગળ તો એ તાલીમના પરિપાક સમી કોઇ કૃતિ આવવી જોઇએ, એનો અભાવ એ આપણી આજની લાચારી છે.

એક તો ગુજરાતમાં સંગીત નહિ જેવું, રાગ-રાગિણિઓનું જ્ઞાન કે પરખ નહિ, જે કોઇ એમાં ઝૂકાવે તેમનું દળદર ફીટે નહિ, એ સંજોગોમાં ફિલ્મી ગીતો તરફ લોકો હળે તો એને અસ્વાભાવિક ન ગણવું જોઇએ. ફિલ્મી ગીતોનું દુષણ એ છે કે એમાં પ્રેમના ઉભરા બહુ આવે છે, સંગીતની ભેળું કારસું ઝેર રેડાય છે જે જુવાન મગજોમાં તોફાન મચાવી દે છે. એ રોગ છે, પણ એનો ઉપાય આખી ફિલ્મ સંબંધી કરવાનો છે, એકલાં ગીતો માટે જ શાથી?

ફિલ્મી ગીતો પ્રજાને પ્રાણવાન સંગીત નથી આપી શકતાં એમ પણ નહિ કહી શકાય. કેટલાંક ગીતો સારાં પણ હોય છે. પણ એ નઠારી સોબતથી દુષિત થયેલાં હોય છે એટલે વગોવાય છે. આવી સ્થિતિ હોય ત્યાં સુધી ફિલ્મી ગીતો પીરસતાં વિવેક જળવાય તે યોગ્ય છે.





### વધેલી વસતિ

પરિણામો તો બહાર આવશે ત્યારે પણ વસતિ ગણતરીની જે થોડી માહિતી બહાર આવવા માંડી છે તેથી વસતિમાં થયેલા ચોંકાવનારા વધારા તરફ આપણું ધ્યાન ગયું છે, કેટલાક એટલું આશ્વાસન લઈ શક છે કે ગામડાઓમાંથી લોકો શહેરોમાં જઈ વસ્યા હશે તેથી ત્યાં વધારો થયો છે. પણ જિલ્લાવાર આંકડાઓ જોતાં એ હકીકત ટકતી નથી. એકંદરે વસતિ બધે જ વધી છે.

વધેલી વસતિથી કોઈએ ઉમંગ બતાવ્યો નથી. સહુએ ચિંતા જ જાહેર કરી છે. અને તેમ છતા હવે એના ઉપર કોઈ અંકુશ આવે તો યોગ્ય ગણાય, એવું સૂચન થયુ નથી, વસ્તુસ્થિતિ પારખ્યા પછી આપણે એનો ઉપાય કરવા ઇચ્છતા નથી. એની ચર્ચા સાંખી શકતા નથી.

કેં કેટલાં કુટુંબોમાં બાળકોની ફોજ એવું ભારે દબાણ લાવે છે કે એમાંથી ઊંચા જ ન આવી શકાય. છતી આંખે અને પૂરી સમજદારી હોવા છતાં આ સ્થિતિ આવી પડે છે. એની સામે ચેતવણીઓ તો ઘણી મળે છે. પણ સક્રિય મદદ કોઈ આપતું નથી. પરિણામે પોષણના અભાવે કમજોર શરીર, તકના અભાવે ઓછું શિક્ષણ અને ગમે ત્યાં ગોઠવાઈ જવાની ઉતાવળ એમ મધ્યમ વર્ગ ઉપર બોજો વધે છે.

આપણો સમાજ, ધર્મ અને સરકાર એમને સમયસર પૂરી મદદ આપે અને મોટી જંજાળમાં ફસાઈ જતા અટકાવે તો ગાયોને કતલમાંથી બચાવ્યા કરતાં વધુ પુણ્ય થશે.

### મધ્યમવર્ગ ઉપર વધારાનો બોજો

એ પણ અકસ્માત છે કે કચડાઈ જતા આપણા મધ્યમ વર્ગના ઉપર છેલ્લા અંદાજપત્રથી વધુ કરનો બોજો સીધી અને આડકતરી રીતે આવી પડ્યો છે. અને એ બોજાને વધાવી લેવા માટે આપણા આગેવાનોએ આગ્રહ પણ કર્યો છે. એટલું વળી સારું છે કે સાથે સાથે આશા અને વિશ્વાસ પણ આપ્યા છે કે ભવિષ્યમાં આથી લાભ થશે.

આ પહેલાં તો મધ્યમ વર્ગને સીધી ચેતવણીઓ આપવામાં આવતી કે નવા યુગનાં એંધાણ પારખી લ્યો. ટકી શકવું એ તમારે માટે સંભવિત નથી. પણ મધ્યમ વર્ગ એથી ઉકળી ન ગયો અને ઠંડા પેટે એ બધી ચેતવણીઓ કોઠે ઉતારી દીધી. હવે તો એને આશા પણ આપવામાં આવે છે.

આ વર્ષે આવી પડેલા વેરા લોક ઉપાડી લેશે, પણ એમની સમજમાં નથી આવતું કે ક્યાં સુધી આ પ્રમાણે બોજો વધતો જ રહેવાનો ? ભૂતકાળમાં એવી ટીકા સંભળાતી કે પાકિસ્તાન આર્થિક રીતે ટકી નહિ શકે. એ જ પાકિસ્તાનના રૂપિયા આગળ આપણા રૂપિયાએ સખત હાર ખાધી અને એમણે મોટી પુરાંત કાઢી ઓછા કરવેરાથી કામ ચલાવ્યું. આપણી ગણતરીઓ ક્યાં ગઈ ? હજુ યે દેશનું અર્થકારણ સાચવી લેવાનું હોય તો હોસાતુસીમાં પડ્યા વિના તેના સબળ પ્રયત્ન થવા જોઈએ.

સંભળાય છે કે ગંભીર મહેલત થઈ છે હૂંડિયામણમાં ઊંધું વળ્યું છે. કોઈ મોટી યોજનાઓમાં આખાં કોળાં શાકમાં ગબડી ગયાં છે. આયાત નિકાસના વેપારમાં લગભગ આંધળેબહેરું કુટાય છે. એનો બોજો મધ્યમ વર્ગને માથે પડે ત્યારે જરી વિમાસણ થઈ આવે છે. જ્યાં સુધી નિરાશ્રીતો, કાશ્મીર કે લાંબા ગાળાની યોજનાનો ભાર ઉઠાવવાનો હતો ત્યાં સુધી તો સહુને ઉમળકો રહેતો અને મને કમને મુશીબતો બરદાસ્ત થતી હતી. પરન્તુ, જ્યારે નિવારી શકાય એવી ભૂલોને લીધે મુશીબતો વેઠવાની આવી પડે ત્યારે મન કચવાય એમાં શક નથી.

### જવાહરે રંગ છાંટ્યો

હોળીના દિવસોમાં રંગથી કપડાં બગડે ત્યારે ઘણાને ગુસ્સો નહિ તો અણગમો તો થઈ આવે છે, એમણે જવાહર સામું જોઈ પોતાનો મત બદલવો જોઈએ. વર્ષમાં એકાદ દિવસ તો નિયમોની બહાર નીકળી થોડી મુક્તિ અનુભવવી જોઈએ.

આપણે ત્યાં ભારેખમપણું ઘણું વધી ગયું છે, માથે ધંટીનાં પડ ઊંચકીને આપણા કાર્યકરો બિચારા દિવસ રાત બહુ ગંભીર રહે છે. એવાઓને ગામ લોકે પરાણે હોળી ખેલાવવી જોઈએ, જેથી એકવાર તો અવાજ ઊંચો કરી જવાબ આપવાને બદલે સહિષ્ણુતાથી ને આનંદથી તેઓ હસી શકે.

★ જીવનમાં આનંદ લાવવા હોળીનો મહિમા ભલે વધે.

# એકાકીનિની ઓથ

સિદ્ધાર્થ

અમારી બાજુના ફ્લૅટમાં ખૂબ દબદબાપૂર્વક એ જ્યારે પહેલવહેલી રહેવા આવી ત્યારે તો અમે અને અમારી આસપાસના બંગલાઓવાળા એના વિશે કંઇ કંઈ વિચારો કરવા લાગ્યાં.

માટુંગાનાં છૂટાછવાયા ખૂબ ઓછી વસ્તીવાળા એ વિસ્તારને એક ખૂણે અમારા બંગલાની બાજુનાં પારસી ગૃહસ્થના બંગલાના ફ્લૅટમાં એ રહેવા આવે છે એવી ખબર તો એના આગમન અગાઉથી પડી ચૂકેલી. એ પારસી સદ્‌ગૃહસ્થ સાથેનો અમારો સંબંધ ખૂબ જૂનો હતો એટલે બધી પેટછૂટી વાત અમને કરતા એ અચકાતા નહીં. અત્યારે નવા ભાડુઆતને મકાન મેળવવાની વિષમ પરિસ્થિતિ વખતે અને નવા ભાડુઆતને મકાન આપવાની પણ એટલી જ ગૂંચવણભરી પરિસ્થિતિમાં આ અજાણ્યુ સ્ત્રી એકલી જ આખા ફ્લૅટમાં આવવાની છે એ જરાક નવાઈભર્યું તો લાગ્યું.

કોટમાંની મારી ઑફિસેથી હું સાંજે છએક વાગ્યે ઘેર આવવા લોકલ ગાડીમાંથી કિંગ્સસર્કલ સ્ટેશને ઉતર્યો ત્યાં મને વધામણી દેતી ઉરૂ બોલી ઊઠી: ‘આપણાં પેલાં નવાં પાડોશી આવી ગયાં?’

‘અરે મૂરખી, પણ એ કહેવા માટે તારે સ્ટેશને આવવું પડ્યું?’

‘એકલા એકલા એટલો બધો ઉત્સાહ જીરવી ન શકી એટલે તમારો આવવાનો સમય થયો છે જાણી અહીં સુધી દોડી આવી,—તમને લેવા અને કહેવા માટે!’

ઉર્વશી—ઉરૂ એમ કંઈ સાવ મૂરખી નહોતી. છતાં વાતવાતમાં હું એને મૂરખ મૂરખ કહ્યા કરતો એટલે એ તો એમ જ સમજી બેઠી હતી કે મારી નજરે એ સાવ મૂર્ખ હોવી જોઈએ! મૂરખ હતી કે ન હતી છતાં મારી પત્ની તો હતી જ. દરેક પતિની નજરે આખી દુનિયાની સ્ત્રીઓ ગમે તેવી ગાંડી-ઘેલી હોય. છતાં પોતાની પત્ની કરતાં તો એ તરફ વધારે ધ્યાન આપવાનો, અને પોતાની પત્નીની બોડખાંપણ કાઢવામાંયે કોઇકને વચ્ચે લાવી મૂકવાનો! આ વૃત્તિ ઉરૂને રડાવવા જેટલી હદે પણ મને ઘણીવાર લઈ જતી!

અમે સ્ટેશનેથી સીધાં ઘેર આવ્યાં. આવતાંની સાથે જ મારી નજર બાજુના ફ્લૅટની ઉઘાડી બારી ઉપર પડી. બારીમાંથી અમારા જ બંગલા તરફ ટીકીટીકીને જોઇ રહેલી એ નવાગંતુકા પ્રત્યે ઘડીભર તો મને પણ રોષ ચડી આવ્યો. પણ પાછું યાદ આવ્યું કે ઉરૂને મૂર્ખ બનાવનાર હું જ કદાચ મૂર્ખ બની જઇશ! ઉર્વશી માફક એના પર મારો કશોયે હક ન હતો એ પણ તરત યાદ આવ્યું. હું શું જોઇ રહ્યો હોઈશ એની શંકા જતાં ઉર્વશી તરત મારી પાસે આવીને મારા ખભે હાથ મૂકી ઊભી રહી. છતાં પેલી નવતર સ્ત્રી તો એકીટશે અમને, અમારા બંગલાને, રૂમને—બધાંને જોયા કરતી'તી. મેં પણ એટલે દૂરથી એને જોવાનો–માપવાનો વિચાર કર્યો. પણ પરિચય વગર આમ જોયા કરવું મને ન ગમ્યું અને અમે બન્ને અંદરના ખંડમાં જતાં રહ્યાં.

અંદર આવતાં જ મને થયું કે મારું આ રીતનું વર્તન એને અપમાનજનક તો નહીં લાગ્યું હોય ને? છતાં એ બધું ભૂલી જવા અમે વાતોએ વળગ્યાં. પણ ઉરૂ તો વાતવાતમાં એને જ વચ્ચે લાવીને મૂકવા લાગી. સ્ત્રીદ્વેષી સ્ત્રીમાં આ સ્ત્રીપ્રેમલચ્છા ક્યાંથી આવી ગઈ એ હું વિચારતો હતો ત્યાં તો ઉરૂ બોલી ઊઠી:

‘તમે કહેતા હો તો આજે એમને આપણે ઘેર જમવા બોલાવી લાવીએ. આજ ને આજ તો એમને પોતાને ઘેર જમવાની વ્યવસ્થા પણ નહીં થઇ શકે, આપણે પડોશી તરીકેની ફરજ તો બજાવવી જ જોઇએ ને?’

મસ્તીખોર, આછકલી અને છીછરી ઉરૂમાં આવું પીઢપણાનું વહેવારુ ડહાપણ આજે ક્યાંથી પ્રવેશી ચૂક્યું એ મને સમજાયું નહીં. પેલી સ્ત્રીએ ઉરૂને પહેલી નજરે કંઇક કામણ તો નહીં કરી નાખ્યું હોય? નહિતર મારાં સ્ત્રી-મિત્રો આવે ત્યારે તો એ એવો ઊંચો જીવ કરી બેસતી કે એની ગંધ રખેને મારા મિત્રોમાં ફેલાઈ જાય એ કાળજી રાખવા ઝટ-





પટ પતાવી દઈ જેમ બને તેમ જલદી હું બધાંને વિદાય કરી દેતો. બધી સ્ત્રીઓ વચ્ચે વડે ચાઈને હું એની પાસેથી છુટવાઈ જશે એ બીક એને લાગવા કરતી. છતાં આજે આ નવી સ્ત્રી પ્રત્યે આવો હેતનો સાગર ક્યાંથી હીલોળાવા લાગ્યો એ પણ વિચારવા જેવું તો હતું!

ઉર્વશીના લાંબા સવાલનો મેં બોલ્યા વિના સંમતિસૂચક જવાબ જેવો દીધો કે તરત એ કુદ-તીક ને એવી તો દોડી કે મને તો એમ જ લાગ્યું કે હમણાં એ ગડથોલું ખાઈ જશે. આવા વિચારોમાં થોડીક પળો ગઈ હશે. ત્યાં તો એ પેલી સ્ત્રીનો હાથ પકડી, લગભગ ખેંચીને જ લાવતી દાખલ થતી દેખાઇ. જાણે કે કેટલાંય સમયથી બન્ને પરિચિત ન હોય!

'શર્મિષ્ઠાબેન નહોતાં આવતાં તો યે હું પરાણે એમને અહીં ખેંચી લાવી છું. બિચારાં ખૂબ થાકી ગયેલાં દેખાય છે!

'શર્મિષ્ઠા!' મારું મન ઉદ્‌ગારી ઊઠ્યું. નામની સાથે જાણે કેવો મોટો ઇતિહાસ સંકળાયેલો ન હોય એમ મેં એના તરફ જોયું અને મારો ભૂતકાળ એકદમ તાજો થઈ ગયો. દૃષ્ટિ મળતાં એ પણ જરા છોભીલી તો પડી ગઇ. પણ બીજી જ પળે બન્ને સ્વસ્થ થઇને જાણે કશું યે બન્યું નથી એવાં બની ગયાં. ઉરૂ તો શર્મિષ્ઠાને બેસાડીને ખાવાની તૈયારી કરવા માટે રસોડામાં જતી રહી. અમે બે ય એકલાં પડ્યાં છતાં એમાંથી એકેયથી કશું બોલી શકાય એમ નહોતું. બન્નેની આંખો એકબીજાના અભ્યાસમાં પરોવાઇ ગઈ.

*

નવ દશ વરસનો ભૂતકાળ પડદો ચીરીને બહાર આવ્યો.

પૂનાની ઇજનેરી કોલેજનું મારું એ છેલ્લું વરસ હતું. શિવાજી નગરના એક બંગલાની જે એક નાન-કડી ઓરડી મને મારા એક સંબંધીની લાગવગથી રહેવા માટે મળી હતી એ બંગલો શર્મિષ્ઠાનો—શર્મિષ્ઠાના બેરિસ્ટર પિતાનો હતો. પિતાની બેરિ-સ્ટરી ધમધોકાર ચાલતી હતી શર્મિષ્ઠા એડવોકેટની પરીક્ષા આપીને 'બાર' માટે લંડન જવાની હતી. વકીલાત જેવા કંઇક એશઆરામી અને લહેરી ધંધા પાસે મારો યાંત્રિક ઇજનેરી ધંધો મને યે એ વખતે તો બદલી નાખવાનું મન થતું. બેરિસ્ટર પિતા અને શર્મિષ્ઠા સાથે તો ધીમે ધીમે ઘરનાં માણસ જેવો સંબંધ થઈ ગયો.

એકની એક લાડીલી શર્મિષ્ઠાને પિતાએ ભણાવી-ગણાવી હતી. ને પોતાની ઇચ્છાની પ્રવૃત્તિ કરતી ક્યારેય રોકી નહોતી વકીલાત માટે શર્મિષ્ઠાની પ્રબળ ઇચ્છા હતી એટલે જ પિતાએ તેને એમાં ખૂબ મદદ કરીને આગળ ધપાવી હતી. નાન-પણથી માતાને ગુમાવી બેઠેલી શર્મિષ્ઠાને ઘરમાં કોઈ ભાઈ-ભાંડુ કે બીજું કોઇ નિકટનું સગું ન હોવાને કારણે પિતાને જ બધું હેત કરવું પડતું, પિતાનો સંસ્કારી હૃદયે પુત્રી માટે બધું કરી છૂટવા તૈયારી રાખી હતી. પાછલી ઉંમરે મોડી મોડી પણ જ્યારે શર્મિષ્ઠાને જન્મ આપીને તરત પોતાની પત્ની અવસાન પામી ત્યારે પિતાનો વાત્સલ્યભાવ પોતાને શર્મિષ્ઠા માટે જીવાડી રહ્યો. આજે વૃદ્ધા-વસ્થાને આરે પહોંચેલા હોવા છતાં શર્મિષ્ઠાને 'બાર' માટે પરદેશ મોકલવા તૈયાર થયા હતા.

મારે પણ ઇજનેરીના વધુ અભ્યાસ માટે લંડન જવાનું હતું. તેમાં આ શર્મિષ્ઠાનું જવાનું સાથે બન્યું. એટલે પહેલાં તો હું ખૂબ આનંદમાં આવી ગયો. પણ પછી કોણ જાણે એકાએક મેં લંડનને બદલે ન્યુ યોર્કનું નક્કી કર્યું. લંડન કરતાં અનુભવ, અને અભ્યાસ-વિકાસની દૃષ્ટિ માટે ન્યુ યોર્કની પસંદગી મને વધુ રુચિકર નીવડી.

જુવાનીમાં પ્રવેશતી વખતે મિત્રોની ભૂખ જેટલી અને જેવી લાગે છે તેવી જિંદગીમાં કોઇ કાળે લાગતી નથી. મિત્રો વધતા જાય એ જ એ વખતે તો નેમ હોય છે. તેમાંયે સમોવડિયાં સ્ત્રી-પુરુષોની મૈત્રી એ કાળે ખૂબ ગાઢ બનાવવાની ઇચ્છા પણ એવી અને એટલી પ્રબળ હોય છે. શર્મિષ્ઠા અને હું બન્ને એ ઉંમરે તો પહોંચેલાં હતાં જ. મારી કોલેજમાં સ્ત્રી-મિત્રો



મળી શકે એમ તો હતું નહીં, જ્યારે શર્મિષ્ઠાને તો કૉલેજમાંથી જ કેટલાયે પુરુષમિત્રો મળી શક્યા હોત. છતાં કોણ જાણે તે એક પણ મિત્ર કરી શકી ન હતી. સ્વભાવે કંઈક અતડી, એકલપેટી હતી એટલે ય આમ બન્યું હોય તો ના નહીં! પણ એની વાતમાં ક્યારેય પુરુષની ગંધ સરખી નહોતી આવતી, એની કાળજી રાખતી કે એ કુદરતી એનામાં હતું એ તો આજે એ બૅરિસ્ટર થઈને આવી ત્યારે પણ ન સમજાયું.

મેં એકાએક લંડનને બદલે ન્યુ યૉર્ક શા માટે નક્કી કર્યું એ બાબત શર્મિષ્ઠાએ અને એના પિતાએ ખૂબ આતુરતાપૂર્વક પૂછ્યું હતું. પણ મેં તો ફક્ત એટલો જવાબ આપેલો કે મારા કાકા ન્યુ યૉર્કમાં હોવાથી એમણે જ મને લંડન કરતાં ન્યુ યૉર્ક આવવા ખાસ ભારપૂર્વક કહ્યું છે એટલે મારે ત્યાં જવું છે. શર્મિષ્ઠાનો અને મારો પરિચય તો ખૂબ ગાઢ થઈ ચૂક્યો હતો. એ પરિચય જાહેર કરવા માટે લગ્ન જેવો બાહ્ય દેખાવ બાકી રહ્યો હતો. મને પણ શર્મિષ્ઠા સાથે લગ્ન કરવામાં અને એ બાબત 'હા' કહેવામાં કંઈ રુકાવટ કરવા જેવું નહોતું લાગ્યું એટલે શર્મિષ્ઠા જ્યારે એ બાબત પૂછવા આવેલી ત્યારે મેં હા પાડી હતી, પણ લગ્નની જાહેરાત તો બન્ને વિદેશથી આવીએ પછી જ કરવી એમ નક્કી કર્યું.

અમે બન્ને સાથે જ વિદેશ જવા ઉપડ્યાં. હું લંડન થઈને ન્યુ યૉર્ક ગયો. જોતજોતામાં અમારો અભ્યાસ પૂરો કરીને અમે બન્ને પાછાં પણ આવી ગયાં. અમે જ્યારે આવીને પહેલાં મળ્યાં ત્યારે શર્મિષ્ઠા એટલી બધી બદલાયેલી લાગી કે મને તો શર્મિષ્ઠા દેખાય જ નહિ. મૂળથી તેનો એકલપેટો સ્વભાવ આજે વધુ એવો થઈ ગયેલો દેખાયો, હું તો અમેરિકાની કેટલી બધી વાતો કરવા લાગ્યો છતાં જ્યારે એ એક હરફ પણ ઉચ્ચારતી ન જણાઈ ત્યારે મને સ્વમાન હણાતું દેખાયું. મેં શર્મિષ્ઠાને ચોખ્ખું સંભળાવી દીધું હતું: 'તને મારી જરૂર જણાતી ન હોય તો હું કંઈ સામે ચાલીને તો તને બોલાવવા નથી આવતો ને? તારે એકલા જીવવું હોય તો લગ્ન માટે યે માગણી તો મેં ક્યારે પણ કરી નથી. અને હજુ આપણો સંબંધ જાહેર થયો નથી. એટલે આપણે છૂટા રહેવામાં—થવામાં પણ કંઈ હરકત નથી. તને પુરુષની અગત્ય નથી એમ તું ભલે માનતી હોય, પણ સ્ત્રી કોઈ પણ સાચી સ્ત્રી એકાદ પુરુષની હુંફ વિના તો પોતાના જીવનને સંપૂર્ણ બનાવી શકતી નથી. મારે તો મારા જીવનમાં એકરૂપ થઈ જનાર સ્ત્રી જોઈએ છે. તારા જેવી અતડી રહીને મારાથી દૂર ભાગનાર સ્ત્રીને મેળવીને હું તો સંતોષ નથી પામવાનો.'

શર્મિષ્ઠાને જાણે જોઈતું મળી ગયું. ફક્ત એટલું બોલી:

'આપણે મિત્રની જેમ રહીએ તો?'

'જેની સાથે લગ્ન કરવાનું હોય તે સ્ત્રી સાથે પુરુષથી લગ્ન કર્યાં વિનાની મૈત્રી તો શી રીતે નિભાવી શકાય, શર્મિષ્ઠા? કાં તો આપણે એક બીજાને સદંતર ભૂલી જવા મથીએ અને કાં તો સદાને માટે આપણે એક બીજામાં સંકલાઈ જઈએ.'

અને એ વિશે વધુ વિવેચન ત્યારે કે તે પછી પણ કદી નથી થઈ શક્યું. વચ્ચે શર્મિષ્ઠા પૂના–નાગપુર તરફ વકીલાત–બૅરિસ્ટરી કરતી હતી એમ મેં સાંભળેલું. એ પછી કોઈ દિવસ અમારો બન્નેનો પરોક્ષ સંબંધ રહ્યો ન હતો. એનાં એ પ્રકારના સ્વભાવ સાથે હું તો ભળી શક્યો નહોતો એટલે અમારા આ પ્રસંગ પછી પણ મને શર્મિષ્ઠા વિશે જાણવાનો જરાયે મોહ રહ્યો નહીં. મારા યાંત્રિક ઇજનેરી જીવનપ્રવાહમાં એ બધું મારા ધારવા પ્રમાણે પીસાઈ જ ગયું હશે!

પછી વળી એકાદ વખત સાંભળેલું કે શર્મિષ્ઠા પિતાના અવસાન પછી ખૂબ દુઃખી રહે છે, એના પોતાના ધંધામાં પણ મન પરોવી શકતી નથી..... અને ત્યાં તો, એ પૂના–નાગપુરનો પ્રદેશ છોડીને મુંબઈ તરફ આવવાની તૈયારી કરે છે એ પણ મેં જાણ્યું. પણ મને એ જાણવા કરતાં વિશેષ ઉત્સુક્તા એને માટે ન થઈ. હું તો ઉફ જેવી પત્ની

# લાંભવેલના હનુમાન

ઈશ્વર પેટલીકર

શનિવારે [તા. ૨૪-૨-૫૧] સવારે પોણા સાત વાગે હું ઘેરથી બહાર જવા નીકળ્યો ત્યારે એક ભાઈ સામા મળ્યા. પૂછ્યું : 'અત્યારમાં ક્યાં ચાલ્યાં ?'

મેં કહ્યું : 'લાંભવેલ,'

લાંભવેલ શબ્દ સાથે એ ભાઈના મોંમાથી સવાલ નીકળી ગયો : 'હનુમાને દર્શન કરવા ?'

આણંદથી દોઢબે માઈલ છેટે લાંભવેલ ગામ છે. ત્યાંના હનુમાન જાણીતા છે. દર શનિવારે ઘણાં ભક્તો હનુમાનના દર્શને જાય છે. હનુમાને તેલ ચડે છે. તેનો વપરાશ આણંદમાં ગોટા(ભજિયાં) બનાવવાના કામમાં આવે છે, તેવી જૂની ઉક્તિ ચાલે છે. કદાચ એ મહિમાવાળા તેલમાં તરવાથી આણંદના ગોટા વખણાતા હશે તો ય કોને ખબર ?

એ ભાઈથી બોલતાં બોલાઈ ગયું. પણ સાથે મારા માનસનો ખ્યાલ આવતાં એમણે ઉમેર્યું : 'તમે હનુમાનનાં દર્શને જાઓ છો ખરા ?'

મેં કહ્યું : 'લાંભવેલમાં પાંચ દિવસથી ૨૫-૩૦ નવા હનુમાનજીઓ આવ્યા છે. તેના દર્શને જાઉં છું.'

એમને લાગ્યું કે હું મશ્કરી કરું છું એટલે સવારના પહોરમાં ઊંડા પાણીમાં ઊતરવાની લપમાં પડ્યા વગર એ સ્નેહી ભાઈ મીઠું હસતાં બોલ્યા : 'જુવાનીના જોમમાં દેવની મશ્કરી કરો છો, પણ ભવિષ્યમાં જ્યારે નાખ્યા નહિ પહોંચાય ત્યારે તમારે ય માળા લઈ એ દેવોના જપ કરવા પડશે એ યાદ રાખજો !'

ખરી રીતે મેં મશ્કરી કરી ન હતી. હનુમાનજી એટલે મારે મન સેવક. અને લાંભવેલમાં ૨૫-૩૦ શિક્ષકોની ટુકડી પાંચ દિવસથી શરીરશ્રમ દ્વારા ગામની સેવા કરી રહી હતી તેમનું કામ જોવા હું જતો હતો. એને દર્શન ન કહું તો શું કહું !

આ દેશમાં આજે સૌથી મોટામાં મોટો પ્રશ્ન હોય તો શ્રમનું ગૌરવ કરવું તે છે એ ગૌરવ કેવળ બીજા શ્રમ કરે તેની વાહ વાહ કરીને નહિ પણ જાતે શ્રમ કરીને, એવી તાલીમ થોડા વખતથી આણંદની ચરોતર એજ્યુકેશન સોસાયટીએ ઉપાડી છે. રજાઓમાં એ જુદી જુદી જગાએ શ્રમસપ્તાહ ઉજવે છે. તા. ૧૯મીથી એવું સપ્તાહ લાંભવેલમાં એણે શરૂ કર્યું છે.

આ સપ્તાહમાં બીજી પણ વિશિષ્ટતા હતી. દર

---

પામીને, તેની મારા પ્રત્યેની ઘેનછમા એવું બધું બહારનું સાવ ભૂલી જ ગયો હતો.

આજે નવ-દશ વરસે અમે જ્યારે પહેલાં અને એકલાં મળ્યાં ત્યારે તો શું બોલવા જેવું હતું નહીં. શું બોલવું એ મને સમજાયું પણ નહીં, બહુ બટકબોલો હોવા છતાં શર્મિષ્ઠાના શરમાળ સ્વભાવથી યે વધુ શરમ મારામાં આજે ઓચિંતી ક્યાંથી આવી ગઈ, એના વિચારમાં હતો ત્યાં શર્મિષ્ઠા જ બોલીઃ

'ધીરેન, બધા પુરુષો આટલા બધા નિષ્ઠુર હોતા હશે ? કેટલાં બધાં વર્ષોનો આપણો સંબંધ શું આવી રીતે વીસારી દેવાતો હશે ? હું તને ઉવંશી પાસેથી ઝૂંટવી લેવા તારી બાજુમાં રહેવા નથી આવી, પણ હવે મારું એકાકી જીવન અસહ્ય-અકારું થઈ પડયું છે એટલે જો કોઈક પણ તેને સાથ આપનારું હોય તો તે તું. તેમાં યે, ઉર્વશીને ઈર્ષ્યા આવે એવું હું કંઈ નહીં કરું. આપણો પહેલાં સંબંધ હતો એ પણ એને નહીં જણાવું. ફક્ત હવે રહીસહી જિંદગી તને જોઈને સંતોષ માણવામાં વીતાવવી છે,—તને એમાં કશી હરકત નથી ને ?'

હું તો સુનમુન થઈને આ બધું એકચિત્તે સાંભળી રહ્યો હતો એના છેલ્લા પ્રશ્નાત્મક વાક્યે મારી તંદ્રા ઉડાડી દીધી અને સાવ ઢીલો બની મેં જેવી એને સંમતિ દર્શાવી તેવી જ ઉરૂ જમવા બોલાવવા આવી. ઉરૂના એ મસ્તીભર્યા તોફાનમાં ઘડી પહેલાંનું ગંભીર વાતાવરણ ક્યાંય અદૃશ્ય થઈ ગયું.

★



વખત એ શાળાના વિદ્યાર્થીઓની ટુકડી લઈ જાય છે. આ વખતે મોતીભાઈ અમીન અધ્યાપન મંદિરમાં તાલીમ લેવા આવેલા શિક્ષકોનો વર્ગ શરૂ કર્યો હતો. ગામની કેળવણીમાં શિક્ષકના કામમાં સમાજસેવાનો સમાવેશ થયો છે. અને અભ્યાસક્રમમાં ઉદ્યોગ દાખલ કરવામાં આવ્યો છે. એ દૃષ્ટિ ધ્યાનમાં રાખી શિક્ષકો શ્રમ કરવામાં ગૌરવ અનુભવે એવી તાલીમ અધ્યાપન મંદિરમાં તો અપાય છે. ઉપરાંત ગામડામાં કામ કરે તો ભણેલાઓની શ્રમ ન કરવાની શરમ પણ ઓછી થાય એ પાઠ આપવા આ વર્ગોની અગત્ય છે.

મને એ વર્ગનું દર્શન કરવાનું દા. ન. હાઈસ્કૂલના આચાર્ય શ્રી ઈશ્વરભાઈએ આમંત્રણ આપ્યું ત્યારે મારા મોંમાંથી નીકળી ગયું કે કાચી કોઠી(વિદ્યાર્થી)એ કાના ફેડાવવામાં તો તમે જાણે કુશળ છો, પણ પાકી કોઠી(શિક્ષકો)એ કાના ચડાવવામાં કેવા સફળ થાઓ છો તે જાઈએ હવે.

સવારમાં સાત વાગે શ્રમનું કામ શરૂ થઈ જાય છે એટલે અમે (હું અને ઈશ્વરભાઈ) ગયા ત્યારે તો કામ ધમધોકાર ચાલતું હતું. આણંદ–નડિયાદની સડકની બાજુમાં, ગામની અડોઅડ એક તલાવડી આવેલી છે. બાજુમાં ઉકરડાઓ છે અને સીમમાં જવાનો-રસ્તો છે. ચોમાસામાં નીચાણને લીધે એ રસ્તામાં પાણી ભરાઈ જાય છે એટલે સીમમાં જવાનું અને સ્ત્રીઓને ઉકરડામાં વાસીદું નાખવાનું મુશ્કેલ બને છે. તલાવડીમાંથી માટી ખોદી એ રસ્તો તૈયાર થતો હતો. આવતી કાલે એ પૂરો થવાનો હતો. ૨૫–૩૦ માણસોના ૭ દિવસના રોજના સાડાચાર કલાકના શ્રમથી એ દુઃખ કાયમ નાબૂદ થવાનું હતું.

સડકો ઉપર કામ કરતી મજૂરોની ટુકડીઓ ઘણુંએ—સૌએ—જોઈ હશે. એ પણ એવી એક ટુકડી હતી. છતાં એમાં વાતાવરણનો મોટો ફેર હતો. તમે ત્યાં જઈને ઊભા રહો તો તરત ભૂંડા લાગો. ખોદવાનું, ટોપલા ભરવાનું, ટોપલા ચડાવવાનું અને માટી વહેવાનું ત્યાં જે ત્વરિત ગતિથી કામ થતું હતું કે સહકાર આપ્યા વગર ઊભો રહેનાર વરવો લાગે. દેશને આજે જે જોઈએ છે તે આવું વાતાવરણ. આજે સ્થિતિ સાવ ઉલટી છે, કામ કરનાર વરવો લાગે છે અને બેસી રહેનાર ગૌરવ પામે છે. એટલે જ આજે શ્રમમાં ગૌરવ રહ્યું નથી. એ માટે જો આવું વાતાવરણ ઊભું થાય તો બેઠાડુ માણસ વરવો લાગે. એ સ્થિતિ ઊભી થશે ત્યારે જ ઉત્પાદન ક્ષેત્ર જીત થશે.

કામ તો બધા કરતા હતા, ઈશ્વરભાઈ ટોપલા લેવામાં સામેલ થઈ ગયા હતા. વિઠ્ઠલભાઈ મચેલા હતા. નટુભાઈ જેવા જાડા માણસો શું કામ કરી શકે એમ માનનારનો ભ્રમ એમને ખોદતા જોઈને ભાગી જાય એવો હતો. આ ત્રણેને શ્રમમાં આનંદ છે તે હું જાણતો હતો. આમ અધ્યાપકો કામ કરતા હોય ત્યાં એમના હાથ નીચે તાલીમ લેતા વિદ્યાર્થી–શિક્ષકો કામ કરવા લાગી જાય એ સ્વભાવિક છે. મારા જેવા દર્શન કરવા ગયેલા તે પણ ભૂંડા લાગવાની બીકે માટી ભરવા કે ટોપલા ચડાવવા લાગી જવું પડે એ પ્રતાપ વાતાવરણનો. છતાં મારી નજર એ બધા કામ કરતા હતા તેમાંથી છટકીને વારે વારે એક સુકલકડી યુવક તરફ મંડાતી હતી. ચડ્ડી અને બંડી પહેર્યાં હતાં. મજૂરી કરતા લોકો માથે બાંધે છે તેવો ત્રિકોણિયો કરીને રૂમાલ બાંધ્યો હતો. અને ત્રિકમથી એ પૃથ્વીને સતાવી રહ્યો હતો. એના ઘા સાથે પૃથ્વીમાંથી જે માટી છૂટી પડતી હતી તેથી ખાત્રી થતી હતી કે સુકલકડી શરીરના પ્રમાણમાં એનાથી વધુ તાકાત હતી. થાકયાના ચિહ્ન વગર માટી સાથે એ કુસ્તી કરતો હતો.

એનું મોં એવું રૂપાળું ન હતું કે ધારી ધારીને કોઈ જોઈ રહે. છતાં હું એને જોઈ રહ્યો હતો. એક વરસ ઉપર એ બી. ટી. થઈને શાળામાં દાખલ થવા આવ્યો ત્યારે કોટ પાટલુન પહેરેલાં હતાં. એણે જોયું કે અહીં તો પાટલુનની મનાઈ લાગે છે. આચાર્યને પૂછ્યું: મેં ધોતિયું પહેરેલું નથી. પાટલુન પહેરીશ વાંધો નથી ને? આચાર્યે કહેલું કે એનો કોઈ વાંધો નથી. તમે જાતે એ ઉતારી ન નાખો તો જોજો!

એક વરસની અંદર એ યુવકનું પાટલુન તો ક્યાંય ગયું, પગમાંથી ચંપલ પણ ગયાં અને ઘેરથી શાળામાં શહેર વીંધીને ઉઘાડે પગે આવવું એને માટે સ્વાભાવિક થઈ ગયું. લોકની માફક માથે ત્રિકોણિયો

રૂમાલ બાંધીને માટી ખોદવામાં એને આનંદની સરવાણીઓ છૂટવા લાગી. એથી એનું મોં રૂપાળું બની રહ્યું હતું અને વારે વારે મારી નજર એ તરફ જતી હતી. એ યુવક તે અધ્યાપક શ્રી વૈષ્ણવ એમણે કહ્યું સાચે જ મારામાં આટલી કામ કરવાની તાકાત હશે તેની મને તો ખબર જ ન હતી!

વૈષ્ણવના આ જવાબમાં જ કેળવણીનું આખું હાર્દ સમાયેલું છે. વિદ્યાર્થીમાં રહેલી સુષુપ્ત શક્તિને જગાડવી અને તેને બહાર લાવવી એ કેળવણીનું કામ છે. આવા શ્રમ સમાહનું એ નાનો મોટો રસ્તો બાંધે એટલા પૂરતું મહત્ત્વ છે એમ નહિ, પણ વિદ્યાર્થીઓમાં શ્રમની રહેલી શક્તિને એ બહાર લાવે એ એનું અગત્યનું કામ છે. તેમાં ય જે શિક્ષકો તાલીમ લઈ, આવતી કાલે ગામડે જઈ વિદ્યાર્થીઓને કેળવણી આપવાના છે તેવા શિક્ષકોમાં આ સુષુપ્ત શક્તિ જાગ્રત થાય તો એ ઘણી મોટી વાત થઈ કહેવાય.

આજે આપણા દેશમાં શ્રમ અને બુદ્ધિ જુદા પડી ગયાં છે. બુદ્ધિ તો દરેક માણસમાં છે. પરંતુ ગામડાના લોકોમાં રહેલી એ સુષુપ્ત શક્તિને કેળવણી દ્વારા પોષણ મળ્યું નથી એટલે એ જડવત, રસહીન મજૂરી કરે છે. શહેરમાં રહેનારની કેવળ બુદ્ધિ કેળવાય છે અને શરીર માંદલું રહે છે એટલે બુદ્ધિમાં વિકાર દાખલ થાય છે. એ બંનેનો સમન્વય થાય, બુદ્ધિપૂર્વકના શ્રમનું વાતાવરણ પેદા થાય એ અગત્યનું છે આજે શ્રમ કરતા ગ્રામજનને પણ બાળકને ભણાવવાની અભિલાષ એટલાં માટે હોય છે કે દીકરાને પોતાની જેમ કાળી મજૂરી ન કરવી પડે, માટે તો ગામડું છોડી શહેરમાં આવ્યા છે એટલે એને તો પોતાનો બાળક શ્રમ કરે એ કલ્પના નથી આવતી અને આ માટે જ કેળવણીનું હથિયાર યોજાયું છે તેમ પ્રજા માને છે આ ભ્રમ દૂર થાય, અને બાળક બુદ્ધિપૂર્વકનો શ્રમ કરવા કેળવણી લે તે સ્થિતિ ઊભી થાય એ જરૂરનું છે.

એ સ્વપ્ન ત્યારે જ સિદ્ધ થાય કે જ્યારે તાલીમ આપનાર શિક્ષકનું જીવન બુદ્ધિપૂર્વકના શ્રમવાળું હોય. બાપૂએ એક વખત કહેલું કે હિંદનો વડાપ્રધાન ખેડૂત હોવો જોઈએ. આ શ્રમનું દશ્ય જોતાં મને થયું કે, ખરી રીતે નિશાળનો આચાર્ય–શિક્ષક ખેડૂત–મજૂર હોવો જોઈએ. ઈશ્વરભાઈ જેવા આચાર્ય અને વિઠ્ઠલભાઈ, નટુભાઈ જેવા અધ્યાપકોને બુદ્ધિપૂર્વક અને હૃદયપૂર્વક મજૂરી કરતા અનુભવતાં એનો ચેપ સહકાર્યકર તરીકે વૈષ્ણવને અડે એ સ્વાભાવિક છે. અને એવા આચાર્ય અને અધ્યાપકો પાસેથી જ વિદ્યાર્થીઓ બુદ્ધિપૂર્વકની શ્રમની કેળવણી મેળવી શકે. આ રંગ દેશની બધી શાળાઓમાં છંટાય ત્યારે જ હિંદને સ્વરાજ્યનાં મીઠાં ફળ ચાખવા મળે.

બાકી આજે ગામડાના ભાગમાં કાળી મજૂરી કરવાનું કેમ આવ્યું છે તેથી ગામડાં હતાશ થઈ ગયાં છે લાભવેલના લોકો પોતાના ગામે આવનાર વર્ગનો સત્કાર કરે, એમને ઉમંગભેર જમાડે અને છતાં એ શ્રમના વર્ગમાં ગામના પચ્ચીસ માણસો ય ન હોય તે શું બતાવે છે? પોતાને જે રસ્તો વાપરવાનો છે, જે માટે પુરુષો અને બહેનોને હાડમારી ભોગવવી પડે છે, તે દૂર કરવા ગામ ધારે તો એક અર્ધા કલાકમાં બધાના સંયુક્ત પુરુષાર્થે એ પાર પાડે છતાં એટલું કરવાનો કેમ ઉત્સાહ નથી? બુદ્ધિના વિકાસ વગર, કેવળ જડ મજૂરી કરવાનું જેના ભાગમાં આવે તેનું આ વગર બીજું શું પરિણામ આવે?

એટલે ૪ા કલાકના શ્રમ ઉપરાંત, પ્રભાતફેરી, બાળકો સાથેનો વર્ગ, રાત્રિ ભજન, સિનેમાની સ્લાઈડો, વગેરેનો જે કાર્યક્રમ શ્રમ ઉપરાંત રાખ્યો હતો તેથી સપ્તાહ કેવળ શ્રમ–પ્રધાન નથી બની ગયું પણ રંજન, આનંદ અને કેળવણી-પ્રધાન પણ બન્યું છે વિદ્યાર્થી-(શિક્ષક)ઓ અને અધ્યાપકો સાથે શ્રમ કરતાં જેટલા નજીક આવી શકે છે, એકબીજાના ટોળટાળા કરે છે, તે શ્રમની ભૂમિકાનું મોટું ફળ છે

આવા એક વર્ગના — હનુમાનજીનાં દર્શન કરી, સાથે શ્રમ કરવા લાગવાનું એને તેલ ચડાવીને હું સાંજનો આવતો હતો ત્યારે રસ્તામાં લાભવેલના હનુમાનજીના દર્શન કરીને પાછા વળતા ભક્તો પણ મળ્યા. મને થયું. કોને વધારે પુણ્ય મળશે, ચેતન હનુમાનનું દર્શન કરનાર મને કે જડમૂર્તિના દર્શન કરનાર ભક્તોને!

★

[ ૫૩ ]

હું તને મારા ઈશ્વર લેખે ગણું છું, અને દૂર ઊભો રહું છું. તારો મારો નિકટ સંબંધ સમજીને હું પાસે આવતો નથી. તને, હું મારા પિતા લેખે, બે હાથ જોડીને પ્રણમું છું. પણ સખા ગણીને તારા હાથમાં મારો હાથ મૂકી શકતો નથી.

તું જ્યાં આવે છે, અને જ્યાં તું મારી જાતને તારા અંતરમાં સ્થાન આપે છે, ત્યાં હું ઊભો રહેતો નથી. તને મારા હૃદયમાં સ્થાપવાનું અને તને મારા મિત્ર તરીકે જાણવાનું જે સ્થળ છે ત્યાં હું ઊભો નથી!

મારા અસંખ્ય બંધુઓમાંનો તું એક શ્રેષ્ઠતમ બંધુ છે એ જાણતા છતાં, હું તેમને સાંભળતો નથી, કે સાંભળું છું તો જે કરવાનું, મારાં સુખસાધન વહેંચીને ભાઈ ભાગ લેખે સમાન રીતે ભોગવવાનું, એ કરતો નથી! એમ કરીને જ હું મારું સર્વસ્વ તારી સાથે રહીને ઉપભોગ કરી શકું! પણ એ તો બનતું નથી. એટલે આનંદમાં ને શોકમાં, હું જનગણ સાથે, એટલે કે તારી સાથે, ઊભતો નથી!

જીવનનો મને મોટામાં મોટો ભય છે! જે જીવન તારી ભેટ છે, એ જીવનને છોડતાં હું ધ્રૂજું છું! એટલે જીવનના મહાન સમુદ્રમાં એક ડૂબકી મારવાનું સદ્ભાગ્ય પણ મને મળતું નથી!

[ ૫૪ ].

જ્યારે સૃષ્ટિની શિશુ અવસ્થા હતી, આકાશી ગુમ્બજમાં તારાઓ હજી એક પછી એક આવતા જતા હતા, ત્યારે એક વખત દેવલોકની સભા થઈ. અને દેવતાઓએ એક સ્તુતિગાન આરંભ્યું. એના શબ્દો હતા: 'આહા! સંપૂર્ણદર્શનની રમ્યતા! અહો! અમિશ્રિત આનંદ મહોદધિ!'

પણ ગાન આગળ વધે એટલામાં ત્યાં ભંગ પડ્યો. કોઈક બોલી રહ્યું હતું: 'પ્રકાશના પંથમાં ક્યાંક ભંગાણ પડ્યું છે અને એકાદ તારો લુપ્ત થઈ ગયો છે!'

સોનેરી દેવી વીણાનો ઝંકાર બંધ પડ્યો. ગાન અટકી ગયું. અને એમના અંતરમાં શોક ઉભરાયો: 'અરે! પણ એ ખોવાયેલો તારો જ સર્વશ્રેષ્ઠ હતો એનું શું? સ્વર્ગ લોકનો મુગટ-મણિ તો એ જ હતો! આ હા! હવે?'

તે દિવસથી એ લુપ્ત તેજતારાની શોધ ચાલવા માંડી છે. આજ દિવસ સુધી હજી એ શોધ પૂરી થઈ નથી. એનો પત્તો લાગ્યો નથી. અને જન્મેલા અને વગર જન્મેલા સૌ, 'જે તારો લુપ્ત થયો તે જ સર્વશ્રેષ્ઠ હતો!' એમ અંતરની તૃષાનો પોકાર પાડતા આંહીં ફરે છે!

જે તારાઓ છે, એમના અસ્તિત્વથી મળતા આનંદ કટોરા પણ ત્યારથી નિરર્થક થઈ પડયા છે!

માત્ર અંધારઘેરી રાત્રિમાં, આકાશી તારાઓ આ સાંભળે છે ને એક બીજા સામે જોઈને સ્મિત કરતા ધીમેથી બોલે છે: 'આ શોધ વ્યર્થ છે! દરેકમાં એ જ સંપૂર્ણતા પ્રગટી રહી છે! દરેકને એ જ સંપૂર્ણતા મળી છે!'

[ ૫૫ ]

**આ જીવનમાં**, તારાં પ્રત્યક્ષ દર્શનનું સદ્ભાગ્ય ન મળવાનું હોય, તો પછી આટલી જ અભિલાષા ફળે તો બસ છે. તારાં દર્શન મેં, 'થતા થતામાં, લગભગ ગુમાવ્યાં છે!' એટલી એક લાગણી અંતરમાં આવી બેસે તો ઘણું!





બીજું કાંઇ નહિ મારા જીવન પછીના સ્વપ્નમાં પણ, આટલી વિરહવ્યથાની વાણી બેઠી હોય તો હું મને ધન્ય માનીશ! અને જાગ્રત અવસ્થામાં એ વેદનાના કંટક લાગતા રહે...બસ, તો બસ છે !

જ્યારે હું જીવનપંથના માર્ગે શ્રમિત અને વેદનાભરિત બેસું છું, અને નીચે ધૂળભર્યા માર્ગમાં મારી પથારી પાથરું છું, ત્યારે વિશેષ કાંઈ નહિ, મને એક આટલી જ આશ્વાસનની વાણી જો અંતરમાં ઉગે, કે 'હે મુસાફર! હજી તો પંથ ઘણો રહ્યો છે; તારા સ્વપ્નમાં આ વિરહ વ્યથા ભરી લે, તારી જાગ્રત પળોને આ કંટક ખૂંચવા દે!' આટલી એ વાણી, મને આશ્વાસન આપશે કે આ તો હજી લાંબો પંથ છે, આંહીં અંત નથી!'

અને જ્યારે પણ એ જ પ્રમાણે, હું કોઇ આનંદ મહોત્સવના માર્ગે પળતો હોઉં, ત્યારે પણ એક વસ્તુ મારા હૃદયને છોડે નહિ. મને ક્યાં ક્યાં આનંદબંસરીના સ્વરોની વચ્ચે, અને હાસ્યફુવારાના છંટકાવ વચ્ચે, હૃદયમાં એક ઝંખી રહ્યા કરે, કે મેં તને આ ઉત્સવમાં નોતર્યો નથી! આંહીં ઘરઆંગણાના મહોત્સવમાં આમંત્રણ દીધું નથી!

વિરહવ્યથાનું આ શાણું મને એક ક્ષણ પણ ન તજે, પછી પ્રસંગ શોકનો હો કે આનંદનો, આટલું આ સદ્ભાગ્ય મને ફળે તો હું મને ધન્ય ગણીશ!

[૫૬]

કેટલી બધી પળો મેં વ્યર્થ ગુમાવી દીધી એ વિચેનો, મારો શોક, મારું કોઈ કોઇ ક્ષણે અંતરે કોતરી ખાય છે! પણ હે સ્વામી! હું જાણું છું કે આંહીં એક પળ પણ ખોવાતી નથી! તું દરેકે દરેક પળને તારી હાથદોરીએ હીંચોળી રહ્યો છે!

તું તમામ પદાર્થોના અંતરમાં બેસીને બીજને અંકુરમાં આવવાનું પોષણ આપે છે. કળીને પુષ્પ થવાનું પોષણ આપે છે. ફૂલોને ફળમાં પરિણમવાનું પોષણ આપે છે.

હું તો થાકી ગયો હતો. મારી આળસુ પથારીમાં ઘેનમાં હતો. કલ્પના કરતો હતો કે બધું કામ માર્યું ગયું છે!

પણ સવારમાં હું જાગ્યો, અને મારી ફૂલવાડીમાં રંગબેરંગી પુષ્પો પોતાની શોભા પાથરવા માટે આવી ગયાં હતાં!

[ ૫૭ ]

**હે સમયના સ્વામી!** તારા હાથમાં અનંત પળોનો સમુદ્ર છલકી રહ્યો છે. તારે માટે થઇને તારી એક બે ક્ષણનો કોણ હિસાબ માંડવાનો હતો?

દિવસો અને રાત્રિઓ આવે છે, ને જાય છે. ફૂલોની પેઠે યુગો ખીલે છે ને ખરે છે. તું કાલાતીત કાલની રાહ જોઇ શકે છે! એકાદ જંગલી ફૂલને સંસ્કાર ઓપ આપી દેતાં, તારા યુગના યુગ એક પછી એક આવે જાય છે!

પણ અમારે મન, પળ એ તો કાંઈની કાંઇ વાત છે! અમારે ક્ષણક્ષણને પકડી લેવી રહી! અમને અકિંચનને એક પળ, તક, ગુમાવવી ભારે પડી જાય!

અને એ રીતે જે જે આવે, ને કામમાં રોકે કે હરકત કરે તે દરેક ફરિયાદીને, હું મારી થોડી થોડી પળો આપી દેતો આવ્યો છું અને પરિણામે તારા દ્વાર પર મૂકવાની પળો તો છેવટ સુધી રાહ જોતી રહે છે!



પછી દિનાન્તે હું ભયમાં ને ભયમાં દોડું છું ! રખે તારાં દ્વાર બંધ થઈ જાય !

પણ કેવી દયા ! એ વખતે પણ હું જાણું છું કે હજી વખત છે !

[ ૫૮ ]

**તારા ગાનના સ્વરો** કેવા છે એ મને ખબર નથી મારા સ્વામી ! હું મંત્રમુગ્ધ બનીને મૌન રહી એ સાંભળ્યા જ કરું છું !

તારા ગાનનો પ્રકાશ દુનિયાને અજવાળે છે. તારા ગાનનો પ્રાણ, આકાશોને ફરી વળે છે ! તારા ગાનનો રસપ્રવાહ, ગમે તેવી મુશ્કેલીઓને વટાવતો આગળ ધસે છે !

મારું અંતર તારા ગાનમાં સાથ પૂરવા અધીરું થઇ રહ્યું છે. પણ એ અવાજ કાઢવાના વ્યર્થ પ્રયત્નમાં જ એ અટવાયા કરે છે !

મને મન છે કે હું કાંઇક શબ્દ કાઢું, કાંઈક બોલું, પણ શબ્દ માટે કોઈ સ્વર જ મળતો નથી ! અને હું કેવળ ગભરાટમાં રડી રહું છું !

તારા ગાનની અનંત ગૂંથણીઓમાં તેં મારા હૃદયને બંદીવાન બનાવીને રાખ્યું છે મારા સ્વામી !

અરે મૂરખ ! પોતાના ખભા ઉપર પોતાનો શરીર ભાર મૂકવાનો પ્રયત્ન કરનારને, બીજું કયું વિશેષણ અપાય ? રે મૂરખ !

અરે ભિખારી ! તારી આ કેવી વિચિત્ર વાત છે ! તારે ઘરબારણે જ તું માગવા બેઠો છે !

જે હાથ ભાર ઉપાડવા સમર્થ છે, એ હાથને, તારી બધી ગાંઠડીઓનો ભાર સોંપી દે ! ખોટા પશ્ચાત્તાપમાં પડીને, એ તરફ પાછા ફરીને નજર નાખવાનું પણ, છોડી દે જે !

દીપિકાના પ્રકાશને અડતાં જ, વાસનાની હવા, એને ઠારી નાખે છે ! એ હવા અપવિત્ર છે. એ વાસનાની હાથની કોઈ ભેટ લેતો નહિ !

જે કાંઇ પવિત્ર પ્રેમ દ્વારા આવે—એટલું જ સ્વીકારજે !

[ ૫૯ ]

**હે મા !** મારી શોકવેદનાની મોતી માળા હું તારે માટે ગૂંથું છું. મારી પાસે એ છે.

આકાશ તો હે મા ! તારે ચરણે ધરવાને રાત્રિદિવસની ફૂલગૂંથણી ગૂંથે છે, તારાઓ એમના આછા પ્રકાશથી સોનેરી રૂપેરી નૂપુર ગૂંથે છે. પણ એ તમામ તો તારા ચરણમાં રહેશે. તારી છાતી ઉપર તો મારા શોકઅશ્રુની મૌક્તિક માલા પડી હશે !

સમૃદ્ધિ અને યશ તારા ચરણેથી નીકળે છે. એમને આપવાં કે ન આપવાં એ તારી ઇચ્છાનો વિષય છે. તેં એ ન આપ્યાં હોય તો હું એ ક્યાંથી લાવી શકું ? પણ આ શોકનાં આંસુ એ તો મારી મોંઘી મિલકત છે. અને જ્યારે એ હું તારી પાસે લાવું છું ત્યારે તું તારા કૃપા નેત્રના આનંદ સૌન્દર્યથી મને ઉત્તેજન આપે છે !

[ ૬૦ ]

દુનિયામાં જે કંઈ સુંદર છે તે વિયોગના અગ્નિમાંથી બહાર આવે છે. અનંત આકાશમાં વિહરતી અનેક રૂપમૂર્તિઓ એ બીજું કાંઇ નથી, આવી વિયોગવયમાં કલ્પનાની પાંખે ચડી ગયેલી પરીઓ છે.

આકાશી તારાઓ, આખી રાત આવી મૂંગી વેદનાનાં કરુણ કાવ્યો, એક બીજા પ્રત્યે નેત્રસંકેતથી બોલ્યા કરે છે અને એ જ કરુણ કાવ્યો, અંધારી રાતે વરસાદ ભીંજ્યા પાંદડામાં આવીને દુનિયાની કવિતા પંક્તિઓ થઈ જાય છે !

આકાશથી ધરતી સુધી પથરાઇ ગયેલી





ઇશ્વરનું અસ્તિત્વ છે તો તે પોતાના ભક્તોની કાકલૂદીથી કેમ દોડતો નથી આવતો? શું તેને તેના ભક્તોની આજીજી નથી સંભળાતી? ઇશ્વર તો માત્ર કલ્પનાની ચીજ છે.'

શીલાએ કાંઇ જ ઉત્તર ન વાળ્યો, પણ હૃદયમાં પ્રાર્થતી રહી કે પ્રભુ એના પતિને સન્મતિ આપે.

રંજનને ખાતરી હતી કે ભારતીય વિદ્યાર્થીઓમાં કુસંસ્કારની ભાવના હોવાને કારણે જ દેશ પ્રગતિ નથી કરી શક્તો. તે વિદ્યાર્થીઓની વચ્ચે લેખો તથા ભાષણો દ્વારા પોતાના વિચારોનો પ્રચાર કરતો. ભિખારીઓ પર દયા આણવી એ પણ તેની દૃષ્ટિએ અક્ષમ્ય અપરાધ હતો. તેમના પ્રત્યે સહાનુભૂતિ બતાવવી એ રાષ્ટ્ર તથા સમાજનું શોષણ કરવા બરાબર સમજતો. જે ભિખારી ઇશ્વરનું નામ લઇને ભીખ માગે તેના પ્રત્યે એને વિશેષ ચીઢ હતી. આ સંબંધી પણ શીલાનો અભિપ્રાય તેનાથી જુદો હતો. બપોરે જ્યારે રંજન કોલેજમાં રહેતો ત્યારે તેના ઘેર ભિખારી ભિક્ષા માગવા આવતા, ને તેમને ભીખ મળી પણ જતી. રન્ના પણ સાઈ નામે એક ભિખારીને ભિક્ષા આપવામાં અપાર આનંદ અનુભવતી

સાંઇ એક ઘરડો ભિખારી હતો. હંમેશાં એ રંજનના મહોલ્લામાં ભીખ માગવા આવતો. ખંજરી ઉપર મધુર સ્વરે એણે ગાયેલાં સુરદાસના પદ સાંભળીને લોકો ઘેલા થઇ જતા. તે બાળકોને ખૂબ વહાલ કરતો અને બાળકો પણ તેની સાથે હળી ગયા હતાં. કયારેક ભીખમાંથી મેળવેલા પૈસામાંથી પ્રસાદ લાવીને બાળકોને વહેંચતો. તેના આવતાંની સાથે જ આખા મહોલ્લાનાં બાળકો તેની ચારેબાજુ વીંટળાઇ વળતાં. એક દિવસ રંજનના ઘેર તે ભિક્ષા માગવા ગયો. શીલાએ પુત્રી રન્ના સાથે લોટ બહાર મોકલ્યો. રન્નાએ તેની ઝોળી તરફ લોટ ધરતાં કહ્યું: 'સાંઇ, આ લોટ લો.' સાંઇએ આજસુધી કેટલાંય બાળકો જોયાં હતાં પણ આટલું મધુરું બોલનાર બાળકી પહેલી જ વાર જોઇ. રન્નાનો ચહેરો પણ તેને અત્યંત સુંદર તથા મોહક લાગ્યો. બાળકોને પ્રાણથી પણ અધિક ચાહનાર આ ભિખારી પોતાને રોકી ન શક્યો. તેણે રન્નાનું નામ પુછ્યું ને પાસે બોલાવી પોતાના ખભા પર ચડાવી દીધી. થોડી જ વારમાં સાંઇએ એની સાથે ગાઢી મૈત્રી બાંધી લીધી.

બાળકો સ્નેહનાં ભૂખ્યાં હોય છે. પ્રેમના બદલામાં તે પ્રેમ જ આપે છે. તેમને મોટાં જેટલું વહાલ કરે છે તેનાથી અનેકગણું વ્હાલ બદલામાં મોટાંને આપે છે. સાંઇનો સ્વભાવ રન્નાને બહુ ગમ્યો અને તે દિવસે દિવસે તેની વધુ નજીક જવા લાગી સાંઈ રોજ આવતો હતો. ખંજરીનો અવાજ સાંભળતાં જ રન્ના ખાવાપીવાનું છોડી દોડી આવતી ને સાંઇને છેતરવા બારણાંની ઓથે સંતાઈ રહેતી. સાંઈ ગાતો રહેતો ને તે પાછળથી આવીને તેની આંખો દબાવી તેની પીઠને અડીને ઊભી રહેતી. સાંઇ તેને વારંવાર ફૂલોનાં ઝૂમખાં, માળા અથવા મીઠાઇ લાવીને આપતો અને રન્ના ખૂબ પ્રેમથી આ ચીજો લેતી. રન્ના હંમેશાં તેની રાહ જોતી ને તે પણ રન્નાને મળવા ખૂબ આતુર રહેતો. એકબીજાને મળ્યા વિના તેમને ચેન નહોતું પડતું.

રંજન આ હકીકત જાણતો નહોતો. એક દિવસ શીલાને ખૂબ તાવ આવ્યો. અંદર ઓરડામા રંજન તેની પાસે બેઠો હતો બિમાર પત્ની તથા પાસે બેઠેલી ઉદ્દામ રન્નાનું ધ્યાન દોરવાને માટે તે વાતો કરતો હતો. તે વખતે ખંજરીનો પરિચિત અવાજ સાંભળી રન્ના બહાર ગઇ. તેની આ બાલસુલભ ઉત્સુકતા જોઇને તેના પિતાને જરાય આશ્ચર્ય ન થયું. બહાર જઇને એ સાંઇના બરડાને વળગીને ઊભી રહી. સાંઇને નવાઈ લાગી, પણ તુરત રન્ના ઢીલા અવાજે બોલી: 'સાંઇ? આજે બાને ખૂબ તાવ આવ્યો છે.' વૃદ્ધ ભિખારીએ રન્નાના વાંસા પર હાથ ફેરવતાં વહાલભર્યા અવાજે કહ્યું, 'બેટી, ગભરાઇશ નહીં, ઇશ્વર તેમને સારાં કરી દેશે.' રન્ના એકદમ બોલી ઊઠી: 'સાંઇ! ઇશ્વર કોણ છે? તે બાને સાજી કરી શકે તેમ હોય તો મને તેની પાસે લઈ જાઓ. હું બાને સાજી કરવા એમને વિનવીશ.' રન્નાની પરિચિત વ્યક્તિઓમાં સાંઇ જ એવો હતો કે જે ધીરજપૂર્વક એની બધી વાતો સાંભળતો;




અને એના પ્રશ્નોના જવાબ આપતો; પરંતુ આ પ્રશ્ન સાંભળીને તે પણ ચુપ થઇ ગયો. તેને ચુપ જોઇને રન્નાએ ફરીથી પૂછ્યું: 'બતાવો ને સાંઇ ! ઇશ્વર કોણ છે? બાપુજી તો રોજ એને ગાળો દે છે.' તે ધર્મનિષ્ઠ ભિખારી હવે ચુપ ન રહી શક્યો. તેણે ઉત્તર વાળ્યોઃ બેટી, ઇશ્વર આપણા સૌનો પિતા છે. તારા પિતાજી ઇશ્વરને ગાળો નહીં દેતા હોય; ઇશ્વર નામના કોઇ માણસ સાથે એમને લડાઈ થઈ હશે, તેઓ તેને જ ગાળો દેતા હશે.' રન્નાએ પોતાની સ્વાભાવિક બુદ્ધિથી ઉકેલ કાઢ્યોઃ 'બાપુજી પણ પિતા છે, અને ઇશ્વર પણ પિતા છે, તેથી બાપુજી પણ ઇશ્વર છે.' તે પોતાનો આ વિચાર સાંઇને કહેવા જતી હતી ત્યાં તો પોતાના પિતાનો કઠોર અવાજ સાંભળીને શાંત થઈ ગઇ.

રન્નાને બહુ વાર સુધી રોકાયેલી જોઇને પત્નીના રોકવા છતાં રંજન બહાર આવ્યો. પોતાની વહાલી છોકરીને એક ગંદા ભિખારી સાથે આટલી તન્મયતાથી વાતો કરતી જોઇને એના ગુસ્સાનો પાર ન રહ્યો. 'ઇશ્વર' શબ્દ કાને પડતાં જ એનો ક્રોધ ભભૂકી ઊઠ્યો, ને એણે કઠોર અવાજે કહ્યું: 'રન્ના અંદર આવ. તેના શરીરની ગંદકી તને લાગશે.' પિતાનો આવો કઠોર અવાજ સાંભળીને સાંઇને છોડી રન્ના સંકોચાતી તેમની પાસે ગઈ. રંજને સાંઇને કહ્યું: 'કેમ ડોસા ! બાળકોને બહેકાવતાં શરમ નથી આવતી ? અહીંથી અત્યારે જ જતો રહે. અને કદી મારા ઘરમાં પગ ન મૂકીશ.' વૃદ્ધ ભિખારીએ લાચારીભરી વાત્સલ્યપૂર્ણ નજરે એકવાર પેલી બાળકી સામે જોયું અને ચાલતો થયો; પણ તેના ચહેરા પરથી સ્પષ્ટ જણાતું હતું કે તેનું સર્વસ્વ લૂંટાઇ ગયું છે. અંદર જતાંવેંત જ રંજન માંદી પત્ની પર ઊકળ્યો. એની દૃષ્ટિએ શીલા જ આ બધી બાબતો માટે જવાબદાર હતી.

સાંઇએ આ મહોલ્લામાં આવવું બંધ કર્યું. રન્ના હંમેશાં તેની રાહ જોતી; પણ તેને નિરાશ થવું પડતું. તે એને શોધવા માટે મહોલ્લામાં આમતેમ ઘૂમ્યા કરતી; પરંતુ નિષ્ફળ નીવડવાને કારણે તે ખૂદ કાંઇક બેચેન રહેવા માંડી. આ રીતે દિવસો પર દિવસો વીતવા માંડ્યા. એક દિવસ રંજન અંદરના ઓરડામાં બેસીને કાંઇ વાંચી રહ્યો હતો. અને રન્ના હંમેશની માફક બહાર વરંડામાં બેસીને સડક તરફ જોઇ રહી હતી. તે દિવસે તેને સાંઇના આવવાની ખાતરી હતી. તેને આવતો જોઇ રન્નાનું કરમાયેલું મોં પ્રાતઃકાળના કમળની જેમ ખીલ્યું. આજે નતો સાંઇની ખંજરી રણકતી'તી ન તે પોતે કાંઇ ગાતો'તો. પોતાની તરફ દોડી આવતી રન્નાને તેણે તેડી લીધી. રન્નાનું કોમળ હૃદય આ આકસ્મિક મિલનને ન સહી શક્યું. અને તેનું હૈયું ભરાઇ આવ્યું. તેનાં આંસુ સાંઇના ખભા પર પડવા લાગ્યાં. સાંઇએ રન્નાની પીઠ થાબડતાં કહ્યું: 'રન્ના ! રોઇશ નહીં, બેટી.' પરંતુ તે તો ડૂસકાં ભરીને રોવા લાગી.

સાંઇએ પોતાની ઝોળીમાંથી એક પડીકી કાઢી રન્નાને આપી. એમાં કાંઇક મીઠાઇ હતી. તેણે રન્નાને કહ્યું: 'બેટી ! આ શંકરજીનો પ્રસાદ લઇ જા ને માને આપી આવ.' રંજને અંદરથી બંનેને વાતો કરતાં જોયાં. તેનો ગુસ્સો ઊભરાઇ આવ્યો. તેણે રન્નાને પોતાની તરફ ખેંચીને ગર્જીને કહ્યું: 'કેમ ડોસા ! તું ફરીથી આવ્યો ? મેં તને ના પાડી'તી; પણ તું એમને એમ થોડો માનીશ ?' આમ કહીને તેણે પૂરી તાકાત એકઠી કરીને સોટી ઉગામી. સોટી સાંઇના હાથ પર વાગી અને ત્યાં સોળ ઊઠ્યો. રન્ના આ જોઇને રડી પડી. રંજને તેના હાથમાં પડીકું જોઇને પૂછ્યું; 'આ શું છે રન્ના ?' રન્નાએ ઉત્તર વાળ્યો: 'શંકરજીનો પ્રસાદ છે.' ચોકલેટની લાલચ આપીને પ્રસાદ નાખી દેવા તેણે રન્નાને કહ્યું: પરંતુ બાળકો સ્નેહનાં ભૂખ્યાં હોય છે. મનુષ્યની ભાવના સમજવાની બાળકોમાં સૌથી વધારે લાયકાત હોય છે. રન્નાએ પડીકું ન ફેંક્યું, પણ એમાંથી થોડી મીઠાઇ ખાઇ લીધી. રંજનથી આ ન સહેવાયું. જીવનમાં પહેલી વાર તેણે પોતાની ફૂલથી યે કોમળ ને લાડકી પુત્રી પર હાથ ઉઠાવ્યો. રન્ના ડૂસકાં ભરીને રોવા લાગી ને સાંઇની આંખોમાંથી પણ આંસુ





વહેવા માંડ્યાં. પોતે માર ખાધો ત્યારે આંખમાં આંસુનું એક પણ ટીપું નહોતું ઊભરાયું; પણ રન્નાને માર પડતાં જ તે રડી પડ્યો અને તેની સફેદ દાઢી ભીંજાઈ ગઈ તેણે કહ્યું: 'શેઠ સાહેબ, તેને ન મારશો. અપરાધી તો હું છું ગમે તેટલું મને મારી લ્યો. આ બાળકીમાં મેં ભગવાનનું રૂપ મળ્યું છે, ઇશ્વરને ખાતર પણ તેને ન મારો.' તેણે પોતાની પીઠ રંજન તરફ ફેરવી; પરંતુ તે તો રન્નાને ઉપાડીને અંદર ચાલ્યો ગયો.

આ બનાવથી રન્નાનુ કોમળ હૃદય તૂટી ગયું. તેના મગજ પર એની અસર એટલી ઊંડી પડી કે તેને ખૂબ તાવ આવ્યો. તે બેભાન અવસ્થામાં પણ 'સાંઇ–સાંઇ'ની બૂમો પાડતી હતી. એક અઠવાડિયું આમ જ વીતી ગયું. દાક્તરોએ નિરાશાથી ડોકાં ધૂણાવ્યાં. સાંઇ ઇચ્છા હોવા છતાં ત્યા ન જતો; પણ તે પોતાને વધારે વખત સુધી ન રોકી શક્યો. રંજનના ઘરની પાસે પહોંચતા જ તેણે બેભાન અવસ્થામાં બૂમો પાડતી રન્નાનો અવાજ સાંભળ્યો. તેનું હૃદય ભરાઇ આવ્યું ને એ બોલી ઊઠયો: 'રન્ના ! બેટી.' તેનો અવાજ સાંભળતાં જ રંજન બહાર આવ્યો. તે થોડો બદલાયો હતો. તેણે સાંઇને ધિક્કાર્યો તો નહીં પણ શુષ્ક સ્વરે બોલ્યો: 'શું જોઇએ છે ? સાંઇ ખંચકાયો તો ખરો, પણ તેણે કહ્યું: 'હું શહેર છોડી જઇ રહ્યો છુ. એકવાર મને રન્ના બેટીનાં દર્શન કરવા દો.' રંજને તેને પોતાની સાથે આવવાનો ઇશારો કર્યો. એને પલંગ પાસે બેસાડ્યો. સાંઇને જોતાં જ રન્નાએ ઊઠીને બેસવાનો પ્રયત્ન કર્યો; પરંતુ અશક્તિને કારણે તે બેભાન થઇને પડી. દાક્તરે નાડી જોઇને દુખિત અવાજે કહ્યું: 'હવે થોડી જ વાર બાકી છે.' રંજને વેદના-પૂર્ણ સ્વરે કહ્યું: ડોસા! બોલ, હવે મારી બાળકી-ના મૃત્યુ માટે જવાબદાર કોણ ગણાશે.' સાંઇએ ગાંડાની જેમ કહ્યું: 'ના, ના, એવું નહીં બને. મારી રન્નાબેટીને ભગવાન બચાવશે જ; તેમણે એને બચાવવી જ પડશે. મેં આ બાળકીમાં ભગવાનનું રૂપ જોયું છે તમે ઇશ્વરમાં વિશ્વાસ રાખો. હું મારો જીવ આપીશ; પણ યમરાજ તેને મારી પાસેથી નહીં ઝૂંટવી શકે.'

સાંઇએ ખંજરી વગાડવી શરૂ કરી. તે અત્યંત દર્દીલા અવાજે ગાઈ રહ્યો હતો: 'પ્રભુ મોરી બિનતી સુનો આજ...' ઓરડામાં શાંતિ છવાઈ. ખંજરીનો અવાજ ક્યારેક મંદ બનતો હતો, તો ક્યારેક પ્રબળ- રંજને પણ આંખો બંધ કરી લીધી. તેની આંખો-માંથી આંસુ વહેવા માંડ્યાં. તેણે પોતાની જાતને જે અલૌકિક લોકમાં જોઇ એમાં જ રહેવાની જાણે કે ઇચ્છા જાગી. સાંઇનું સંગીત એને દિવ્યસંગીત જેવું લાગ્યું એને સાંઇના ચરણોમાં માથું મૂકી દેવાની ઇચ્છા થઈ આવી. ખંજરીના સૂર બંધ થતાં જ સાંઇ બેભાન થઇને જમીન પર પડયો અને રન્નાની નાડી જોનાર દાક્તરનો ચહેરો ખીલી ઊઠ્યો.

'આજકલ'ના સૌજન્યથી

## સજગતા !

ક્યાંની સર્વે દિલની આ ઉદાસી ?<br>
ક્યાંથી જાગે આ બધું સંસ્મરણુમાં ?<br>
તારી સર્વે જિંદગાની અબૂઝી,<br>
બૂઝવવાને કૈંક કર્યાં પ્રયત્નો—<br>
યત્ને યત્ને વિસ્ફારી,—નવલ સજગતા હું ગ્રહું કાં સદાયે ?

પ્રવાત

# મહુવા તાલુકાની જનતાની પરિસ્થિતિ (છઠ્ઠો હપ્તો)

મનુ મો. શાહ એમ. કોમ.

અહીંની પ્રજાના લગભગ ૧૦ ટકા પાસે પોતાને પૂરતી થાય તેટલી જમીન હશે. બીજા ૧૫ થી ૨૦ ટકા પાસે નામની હશે. બાકીની જમીન જમીનદારો પાસે હશે. લગભગ દરેક ગામમાં જમીનદારો છે. ગુણસ્વેલ જેવાં ગામોમાં એમની વ્યાપકતા ઓછી છે ખરી. આ પ્રથાની પાછળ ઇતિહાસ છે. અજ્ઞાન અને અણસમજુ પ્રજાની પાસેથી અનેક રીતે જમીનો પડાવી લેવામાં આવી હતી. ઊજળિયાત કોમોએ વાસ કરતાં પોતાનો હિસ્સો જમાવવા અનેક પ્રયાસો કર્યા. સારાં ખોટાં સાધનોની તો એમાં વાત જ નહોતીઃ

૧. દારૂતાડીનું સાધન એમને મળ્યું. એના પ્રચાર દ્વારા લહેણાં એમણે વધાર્યાં. વ્યાજ અને મુદ્દલના મોભ જેટલા ઢગ થતાં જમીનો ખંડી વાળી. ૨. કેટલાકે શેર દારૂ પાઇને એના બેભાન–પણામાં અંગુઠો ચંપાવી લીધાના કિસ્સા સાંભળ્યા છે. ૩. કેટલેક ઠેકાણે હિસાબના ગોટાળા દ્વારા જમીનો પડાવી લેવાઈ છે એમ પણ સાંભળ્યું છે. ૪. ક્યાંક લગ્ન વગેરે સામાજિક પ્રસંગોએ કરજ લીધેલાં તે પાછાં ન વાળી શકતાં, છેવટે, ગીરો મૂકેલી જમીન શાહુકારની માલિકીની થઇ ગયેલી. વ્યાજના દર મારકણા હોય છે. બે ત્રણ ગામોમાં પૂછતાં અમને જણાવ્યું કે હજી ય વ્યાજના દર રૂપિયે બેથી ચાર આના વાર્ષિક લેવામાં આવે છે. ૫. બિયાઉ મણનું દોઢ મણ પાછું લેવાનો રિવાજ છે. ઓજારો. ઢોરઢાંખર વગેરે માટે પણ કરજ થાય છે. વળી વરસ નબળાં આવે એટલે ખોરાક પાણી માટે પણ દેવાં થાય અને વ્યાજ મુદ્દલ વધ્યા જ કરે. છેવટે ખેડૂત ઘસાઇ જાય અને જમીન વગરનો બની જાય.

આવી રીતે તાલુકાના દરેક ગામમાં જમીનદારો જામ્યા છે. એક દૃષ્ટાંત આ પ્રક્રિયા સ્પષ્ટ કરશે. શેમપુર–દાતરડી ગામમાં ગામના ખેડૂતોની માલિકીની મૂળ ૪૩૦૦ વીઘાં જમીન હતી. અત્યારે ૧૨૮૦ માણસોની વસ્તીને માત્ર ૨૦૦ વીઘાં માલિકીની જમીન હશે. બાકીની પારસી અને વાણિયાઓએ પચાવી પાડી છે એમ અમને કહેવામાં આવેલું. શોષણના પરિણામનું આ એક સામાન્ય ઉદાહરણ છે.

**પરિણામો:** જમીનદારીથી પ્રજા પાયમાલ થઇ છે માલિકો મજૂર થયા છે એટલું જ એનું ખરાબ પરિણામ નથી. પણ શોષણ, તુચ્છકાર, ઊંચનીચનો વર્ગભેદ અને અસમાન સમાજરચના...આ બધું જ ચાલ્યું આવે છે. વ્યસનો અને અનીતિનો પ્રસાર થયો છે અને જંગલનાં ઘવાએલાં ને પરાધીન પ્રાણીઓ જેમ કચડાએલી પ્રજા ગુલામ થઈ ગઇ છે. આર્થિક ગુલામીની ભીંસ જ કેવળ નથી. જનતાનું માનસ પણ કલુષિત પરાધીનતામાં જકડાઈ વિચારહીન થઇ ગયું છે. આની પ્રતીતિ કરાવતાં અનેક તત્ત્વો છે. બેચાર મુખ્ય તરફ દૃષ્ટિપાત કરીએઃ

**૧. હાળી પ્રથા:** માલિક ખેડૂતો ખેતમજૂરો બન્યા એની પહેલી વ્યાપક અસર હાળીપ્રથામાં જણાઇ આવે છે. વેલણપુર ને એવાં ગણ્યાંગાંઠ્યાં ગામો સિવાય હજી દરેક ગામે આ પ્રથા ચાલુ છે. જમીન વગરના માણસ ચાકર-મજૂર રહ્યા; એમાંથી પરણવા માટે રૂ. ૫૦–૧૦૦ નો ઉપાડ કર્યો. અને એ રકમ પાછી ન આપે ત્યાં સુધી એ ચાકરો હાળી બન્યા. હાળી એટલે હળ હાંકે તે. પણ ખેતીના કામ ઉપરાંત એમને ઘણું કામ કરવું પડે છે, પૂરતી મજૂરી મળતી નથી અને ચોવીસે કલાક કામ માટે બંધાએલા. આ એમની પ્રધાન તકલીફો છે. ગાળો ને માર ખાવાનું એમને સામાન્ય હોય છે. સમગ્ર જીવન ઓશિયાળું બની ગયું હોય છે.

તરકાણીમાં એક હાળી આજે ૩૦–૩૫ વર્ષથી એક જમીનદારની વાડી ચલાવે છે. સવારથી સાંજ લગી એ પંપથી પાણી કાઢે. ત્યારે ગાળમાર ઉપરાંત





એને દિવસના ત્રણ આના રોજ મળતી. ત્યાંના કાર્યકર્તાના પ્રયાસે એને માંડ પાંચ આના થોડા વખતથી મળે છે. હાડકાં ચામડાંના માળા જેવું કાણું, ઊંડી આંખો ને કદરૂપ ભૂત અમારી સમક્ષ બેઠેલું એમ ઘડીભર અમને લાગેલું. બોલવાના ય ફાંકા પડતા હતા. બીજે ઠેકાણે પાંચથી માંડી આઠ આના અપાય છે. સામાન્ય રીતે ભાતરી આપવાનો રિવાજ છે. જુવાર કે ભાત (ફોતરાં સહિત ડાંગર) બેત્રણ શેર અપાય. જૂજ ઠેકાણે રૂ. ૦-૮-૦ તથા ભાતરી અપાય છે. કોઇકને કપડાં, જોડાં, જમવાનું, પથારી વગેરે ઉપરાંત બાર માસે રૂ. ૧૦) અપાય છે (જમવાનું કપડાં વગેરેના પ્રકારની તો કલ્પના કરવી રહી) એક વેલણપુરમાં રૂ. ૧-૨-૦ અપાય છે.

વ્યાજે લીધેલી રકમ તો વ્યાજ સાથે ચઢયા જ કરતી હોય છે, અને દેવામાંથી કદાપિ એ ઊંચા આવે જ નહીં. હાળી તરીકે છૂટવું હોય તો આ નાણાં પાછા આપવાં પડે. નહીં તો બીજે મજૂરી કરી શકે નહીં. આમ સળંગ ગુલામી ચાલે

કામના કલાક જેવું કે રજા જેવું કંઈ નહીં. ખેતીના કામ ઉપરાંત કેટલાકને ઢોરાં દોવાં પડે, છાણવાસીદા કરવાં પડે, વાસણ અજવાળવાં પડે, પાણી ભરવા પડે, કપડાં ધોવા પડે, રાંધવાં પડે. ગાગડિયા, અનાવલ વગેરેના હાળીઓને ઘણો ત્રાસ છે. કેટલાકને એમને ત્યાં રાત્રે સૂઇ જવું પડે છે. એવા હાળીઓ અમારી પાસે આવેલા જેમને કુટુંબો સાથે વરસમાં પંદર વીસ દિવસ પણ ભાગ્યે રહેવા મળતું હશે. આમ કૌટુંબિક જીવનના અભાવે સંસ્કારિતાની સપાટી એમનામાં નીચી છે. આર્થિક શોષણને પરિણામે તો છે જ.

કેટલેક ઠેકાણે શેઠની જમીન ઉપર છાપરી બાંધી હોય તે ય ઉખાડી નાખી ત્રાસ દેવામાં આવે છે. માર મારવાની, બાળી દેવાની, મા બહેનોને ફસાવવાની ધમકીઓ તો સામાન્ય થઇ પડી છે.

**ઉપાય :** આ સ્થિતિમાં સુધારા માટે ૧. દૈનિક મજૂરીનો ભાવ ઠેરવી આપવો જોઇએ. બારડોલી તાલુકામાં જેમ હાળીઓને ભાતરીને બદલે રૂ. ૧-૨-૦ નો રોજ ઠરાવી આપવામાં આવ્યો છે તેમ થવું જોઇએ. ૨. ઉપાડેલી રકમના હિસાબ તપાસી યોગ્ય આંકડા ઠેરવી એ પાછા આપવા માટે હપ્તા બાંધી આપવા જોઇએ. ૩. રકમ પાછી ન અપાય ત્યાં લગી હાળી સામાન્ય મજૂર તરીકે કામ કરે. ગુલામ તરીકે નહીં. જમીનદારો એમના તરફ ખરાબ વર્તન ન દાખવે તેવી ફરજ પાડવી જોઇએ.

**૨. ભાગે ખેતી :** જમીનો ખોઈ બેઠેલાઓમાંનો ઘણો ભાગ ખેતી કરે છે. એમની જ બધી મજૂરી ખર્ચ વગેરે હોય છે અને જે પાકે તેનો અડધો ભાગ જમીનદારને આપવાનો હોય છે. આ માન્યામાં આવે તો પણ આના વ્યાજ તરીકે (!) વેઠ કરવી પડે છે તે ભાગ–ખેડૂતોનો મોટામાં મોટો પ્રશ્ન છે અલગટ–ભુટવાડા. માઝીસાદડા ને અનેક ગામોમાં સરખી પરિસ્થિતિ છે. લણણી વખતે બોનાવવા જાય તો મુનિમ એની મુનસફીએ આવે. ઊભા પાક સાચવવા પડે માલ ખળીમાં વહેંચવાને બદલે જમીનદારને ઘેર લઈ જવું પડે. વહેંચણીમાં ય વાર લાગે. વહેંચ્યા પછી પણ વેઠનું કામ કરી આપે તો ભાગ ઘેર લઈ જવાની છૂટ ખેડૂતને મળે. વાડા કરી આપવા, અનાજ કોઠીમાં ભરી આપવું કે મેડે ચઢાવી આપવું, ઘાસ સીંચી આપવું, લાકડા ફાડી આપવાં ને વાસીદાં ય વેળાએ વાળી આપવાં– આ ફરજ સમજી ખેડૂતે મફત કરી આપવાનું. આટલુ કર્યા પછી ય ભાગનો માલ દેવા પેટે જમા થઇ જાય. આવતા વરસની ખરચી ને અનાજ માટે વળી ખેડૂતને ઉપાડ કરવો પડે. બીજા વ્યાજના ટેભા વગેરે પાછું ચાલે. મુકતમાં અમારી સમક્ષ ફરિયાદ થયેલી કે દિવાળીએ કાપણી કરી ડહેલે ભરી દે તે ચૈત્ર સુધી વહેંચણી ન કરે. ખાવાના ધાન્ય વિના પકવનાર જાતે ટળવળે. ખેતી મારેના બળદને ખેતરના શેઢાએ ઊગેલું કચરું પણ ન ચરવા દે. ભૈયાનો અહીં ખૂબ ત્રાસ છે. શેગપુરમાં એક ભાઇએ કહ્યું કે જમીનદારને ત્યાં ખેતરોમાંથી કપાસ મફત વહી જાય તેટલું નહીં, જ્યાં વેચે તે સ્થળે પણ ગાડા-



બાડું લીધા વિના પહોંચાડવો પડે. છીનમાં કાંટે પડતી ઘટ પણ ખેડૂતે ભોગવવી પડે. ખેડૂતના કપાસનો ભાવ બજારથી ઓછો ભરાય અને વચ્ચેની દલાલી શેઠ ખાઇ જાય. આમ જેટલી વેઠ થાય એટલી કરાવે, ખવાય તેટલું ખાય, ને ઉપાડ પણ બને તેટલો કરાવે. જો ન કરે તો ગાળો દેવામાં આવે, માર અપાય ને કબજા છોડી દેવાની ધમકીએ ય અપાય. દબાયેલા ખેડૂતને ભૂખમરાથી બચવા આ કરવું પડે.

નીચેના બે કિસ્સા તાજા જ બનેલા છે. પ્રજાકીય રાજ્યમાં પણ જમીનદારી કેટલી હદે જઇ શકે છે તેના એ નમૂના છે.

કોસ ગામના એક ભાગદારના ખેતરમાં પેસાડી ત્યાંના એક જમીનદારે એના માણસ મારફત કપાસ વીણાવી લીધો. લેણા પેટે એને ખંડી વાળ્યો. ભાગદારે કપાસ પાછો માગતાં પૈસા આપી લઈ જવાનો હુકમ મળ્યો છે! દુકાળના આ વરસમાં મૂળ થોડું પાક્યું છે. એમાં આમ કપાસ લઇ લીધો. દેવું એકદમ ક્યાંથી ભરપાઇ થઇ શકે! હપ્તે દેવાની એ રકમ ચૂકવવા ભાગદાર તૈયાર છે. અને બીજાની જમીનમાંથી આ રીતે કપાસ વીણાવી જવો એ ચોરી છે. કાયદેસર એમાં ફોજદારી થઈ શકે. પણ કેસ કરવા પૈસા ક્યાંથી લાવવા? કાર્યકર્તાએ ઉપર પણ લેવાદેવા વગરના કેસો પજવણી માટે ઊભા થયાનું સાંભળ્યું છે. એ પણ ક્યાંથી ને કેટલાં નાણાં ખર્ચી શકે! શ્રી. સરકારે, આવી ગંધ આવે ત્યાં, કડક હાથે સામાવાળાને દબાવી દેવા જોઈએ જેથી કાર્યકર્તાએ કામ કરી શકે.

બીજા કિસ્સામાં પૂનાનો એક ભાઇ અધભાગે કણબીની જમીન ખેડતો હતો. એણે પહેલાં ઉપાડ કરેલો. આ વરસનું જે કંઇ થોડું ઘણું પાકેલું તે તે કણબીના ઘેર ભાગ પાડવા લઈ ગયા. કણબીએ અનાજ દબાવી આ વર્ષે જમીન એને ખેડવા નથી આપવી એમ કહ્યું. દેવું વાળીને ભાગના દાણા લઈ જવા હોય તો લઈ જાય એમ કહેવામાં આવ્યું. કાર્યકર્તા ભાઇ સમજાવટ માટે ગયા તો એમને ય તતડાવવામાં આવ્યા. છેવટે કેસ થયો પણ તુમારશાહી પદ્ધતિમાં લગભગ અઢી માસે જુવારનો તોલ થયો! સરકારી તંત્ર ને જમીનદારો વચ્ચે ચાલતા પ્રેમસંબંધો અહીં વ્યક્ત થયેલા એમ અમને કહેવામાં આવ્યું હતું. હજી કંઇ નીવેડો આવ્યો નથી. જુવાર સડે છે અને ભાગદાર ભૂખે મરે છે.

આવી તો અગણ્ય પજવણીએ થતી હશે.

**૩ ગણોતિયું :** વડોદરા રાજ્યમાં ગણોત કાયદો કેટલાંય વર્ષથી હસ્તીમાં છે. પણ તેનો અમલ થયો નથી. કેટલાંક ગામોમાં ગણોતની રકમો ઠરાવી છે. પણ હવે તો ભાગે ખેડનાર કે ગણોતિયાને કબજા છોડવા લગભગ દરેક ગામે સૂચનાએ બજી છે. જાતે ખેડવી છે એ બહાને કબજા છોડાવી ખેડૂતો સંરક્ષિત ગણોતિયાના હક્ક ન મેળવી શકે એવી તરકીબો જમીનદારો કરે છે. વળી દર વર્ષે નંબરો બદલીને એ જ ખેતર ઉપર ફરી એનો એ માણસ ખેડ કરે તેની પણ એ સાવચેતી રાખે છે અને ખેતરોના ગણોતપટા બદલ્યા કરે છે. આથી બે ગેરલાભ થાય છે, ખેડૂતને એ જમીન બીજે વર્ષે લગભગ નહીં મળવાની હોવાથી એ મન મૂકીને એના ઉપર કામ કરતો નથી. આથી જમીન સુધરતી નથી. ઊલટી બગડતી જાય છે. કસ ઓછા થતા જાય છે. બીજી તરફ જમીનનો કબજો સદંતર લઇ લેતાં ખાતેદારે રાખેલાં ઢોરઢાંખર વગેરે પાલવવાનું શક્ય બનતું નથી. અને એ બધું રાચરચીલું એણે વેચી દેવું પડે છે. એને બીજા અનેક ત્રાસ પડે છે તે તો જુદા. વાછાવડમાં એક જમીનદારની જમીન નાયકાં ખેડતાં. તેનો કબજો છોડાવતાં આજે લગભગ ૬૦, ૬૫ માણસો નિરાધાર બની ગયાં છે. મજૂરી પણ પૂરી મળતી નથી. આજે એ જમીન એમનાં રહેવાનાં સ્થળની ચોપાસ હોવાથી બહાર જવા આવવા ગઢેર પણ ઉપયોગમાં લેવા દેવામાં આવતી નથી.

**૪ ગોવાળો :** ભાગે ખેડનાર, ગણોતિયા અને મજૂરી કરનાર કુટુંબોનાં બાળકો નાનપણથી ગોવાળો





બની જાય છે. આર્થિક મુશ્કેલીઓને લીધે નાનપણથી ધંધે વળગતાં એ અભણ રહે છે. ફરજિયાત કેળવણીના કાયદા છતાં આમ બને છે. તેનું કારણ જમીનદારી પ્રથાને પરિણામે ઉદ્દ્ભવેલી ગરીબાઇ છે. પરિણામે પ્રજા અસંસ્કૃત અને અણઘડ રહે છે.

ઉપાયો : આ માટે સામાન્ય ઉપાયો નીચે મુજબ લઈ શકાય:

૧: જંગલની કોરે ઘણી જમીન પડતર રહે છે. ગોચર માટે ય બીન ઉપયોગી એવી જમીનો છે. તે મફત કે હપ્તાના વેચાણે આપી તેનું ખેડાણ કરવામા બિયાઉ, મહેસૂલરાહત ઓજારો વગેરે અપાય.

૨: હાળીઓ આજે જમીનદારોને છોડી દે તો બીજે દિવસથી તે શું ખાશે તેનો પ્રશ્ન વિકટ થઇ પડે. બધાને મજૂરી મળે કે કેમ તેની શંકા છે. અને બીજા જમીનદારો આવા 'નાસેડુઓ'ને મજૂરી તરીકે રાખે તેનો સંભવ પણ ઓછો છે. પજવણી કરવા પણ વચગાળાના સમયમાં ભૂખમરો પેદા કરે. એટલે એમ ન થાય તે માટે બીજા ઉદ્યોગો શરૂ કરી એમને મજૂરી મળે તેવી જોગવાઇ થવી જોઇએ, આ માટે આગળ સૂચવેલાં ગૃહઉદ્યોગો શરૂ કરી શકાય.

૩: સહકારી પદ્ધતિએ ખેતી કરવાનું શરૂ થાય. દા. ત. ઉમરા ગામમાં વચ્ચે ખેડૂતો માટે ખરાબ વર્ષ આવી ગયાં, બધી જમીન શ્રી. સરકારે ગણદેવી ખાંડની ફેક્ટરી માટે પટે લઇ લીધી. આથી ભાગે ખેડનારા મજૂર બન્યા. ઉપરાંત એમની છાપરીઓ વગેરે કાઢી નાખવાનું થતાં બીજી જગા ખોળી ત્યાં બાંધવામાં ઘણો ખર્ચ થયો. ને ઘણા દેવાદાર બની ગયા. એ યોજના બરાબર ફળદાયી ન નીવડનાં હતું તેમ થઇ ગયું. જમીનદાર શ્રી. કુંવરજીભાઈની પાંચસો વીઘા જેટલી જમીન નેમાણી ઇન્ડસ્ટ્રીઝને કોન્ટ્રાક્ટથી આપવામાં આવી છે એ સહકારી પદ્ધતિથી ખેડ કરાવવા રાજી છે એમ અમને લાગે છે. જો શ્રી. સરકાર એમને મદદ આપે તો એ થઇ શકે. તેવી જ રીતે ગુણસ્વેલમાં લગભગ ૨૦૦ વીઘાં જમીન એકધારી છે. એ કૂવા ખોદાવાય તો ત્યાં પણ ડાંગરની ક્યારીઓમાં સહકારી પદ્ધતિનો ખેતીનો અખતરો થઇ શકે. જમીનદારી નાબૂદ કરી બીજાં સ્થળોએ પણ આમ થઇ શકે.

૪. **ઋણરાહત ધારો:** દેવાની તપાસણી કરી કુલ રકમ નક્કી કરી હપ્તા બાંધી આપવા જોઇએ. વ્યાજના હિસાબ ૪૦ થી ૬૦ વર્ષ સુધીના તપાસવા જોઇએ.

૫. **ગણોતધારો:** અમલદારો અને જમીનદારો કાયદામાં દખલ કરે છે એવી શંકા પ્રજામાં છે તે દૂર થવી જોઇએ. કારણ વિના જમીનના ભાગ બદલી સંરક્ષિત ગણોતિયા ન બને તેવી તરકીબો થાય છે તે બંધ કરવા પગલાં લેવાં જોઇએ. સબળ કારણ વિના ભાગ બદલવાનું ગેરકાયદેસર ગણાવું જોઇએ. ભાગદારોને ગણોતિયા બનાવી નિષ્પક્ષ સમિતિ મારફત ગણોતની રકમો ઠેરવાવી જોઇએ. ભાગદારી પ્રથા બંધ થવી જાઇએ. જમીનદાર જમીન વેચે તો ભાગદાર કે ગણોતિયાને પહેલી મળવી જોઇએ. શ્રી. સરકાર તે માટે લોન આપે.

૬: **જમીનદારોની પજવણી** જમીનદારોની ખુમારીથી જે બીજી પજવણી થાય છે તે સામે સખત બંદોબસ્ત કરવો જોઇએ. માનવી ગરીબ હોય એટલે તે જૂઠો ને લુચ્ચો છે એ શંકા ઘણા મગજોમાં ભરાયેલી છે. ન્યાય પણ એમ જ ચુકવાય છે. એ શંકા દૂર થવી જોઇએ લૂંટનાર હોય તે જૂઠા ને લુચ્ચા હોય, લુંટાનાર નહીં. બીલખડીમાં એક કિસ્સો બન્યો છે. એક પારસીએ લાકડાં ચીરાવ્યાં હશે, કપામણી ઠરાવી હશે: લાકડાં કપાઇ જતાં પૈસા માગતાં એણે 'ઘેર આવી હિસાબ' કરી જવા કહ્યું, હિસાબ મોઢે થાય. તેવો હતો વહેરણિયાએ આકડો કહ્યો. એ જમતો હતો ત્યાં પારસીએ ગાળો દઈ થપ્પડ મારી. અમને કહેવામાં આવ્યું છે કે રાનીપરજ કોમની એ વહેરણિયાની ફળીની સ્ત્રીઓએ




એ પારસીને માર્યો અને એનો ઝભ્ભો ચીરાઇ ગયો એવી ખોટી ફરિયાદ પારસીએ માંડી છે. ચોર કોટવાળને દંડે તે એનું નામ. જમીનદારી ને ધનિકતાની ખુમારી જ, સાચી હકીકત હોય તો, આને કહેવાય.

**સામાન્ય:** આ ઉપરાંત, અમારી ફેરણીમાંથી અમને કેટલીક માહિતી અને પ્રશ્નો જાણવા મળ્યા છે. તાલુકાની પ્રજાની સ્થિતિ ઉપર એનાથી કંઇક વધુ પ્રકાશ મળશે એ ઇરાદે તે નીચે એકત્ર કરી મૂકવામાં આવે છેઃ

**મરઘાં પોપવાં:** ગરીબાઇમાં રાહત માટે જનતાનો મોટો ભાગ મરઘાં કૂકડાં પાળે છે ને બચ્ચાં અને ઈંડાંનો વેપાર કરે છે. કેટલાંક ખાય છે પણ ખરાં. પૂરતા અનાજને અભાવે આમાંથી પોષણકારી તત્વો મેળવી લેવાય છે.-કેટલાંક માછીમારો બની જીવન ગાળે છે. ઓલાણખાડીના કાંઠાનાં ગામોમાં આ વસ્તી છે. બકરાં પણ કેટલાંક પાળે છે. માંસમચ્છી ખાવામાં અહિંસા સિવાય એક બીજો વાંધો છે. હરિજનો કેટલીક વાર મરેલા ઢોરનું વાસી, સુકાલ માંસ ખાય છે. બગડી ગયેલી માછલી, વાસી માંસ વાસી ઈંડાં વગેરે તંદુરસ્તીને નુકશાનકર્તા છે. ખાનારને એમ ન કરવા કેળવવા જોઇએ.

વળી વહેમ પોષવા મરઘાંની કતલ થાય છે. આગળ કહ્યું છે તેમ તે બંધ થવી જોઇએ.

**કૂવા:** મીઠા પાણીની અહીં છૂટ છે. વરસાદ ૧૦૦ થી ૧૨૫ ઈંચને આશરે પડે છે. નદીઓમાં બારે માસ પાણી રહે છે. આ વર્ષે દુકાળ છતાં પાણીની અતિશય તંગી નથી. લગભગ બધાં ગામોમાં કૂવા કે વેડા છે. પણ કોઇ કોઈ ઠેકાણે કૂવાને પાળીઓ કે ગરગડીઓ નથી હોતી તે નખાવવી જરૂરી છે. વળી અમુક વરસોએ કૂવા-વેડા ગળાવાનું પણ ફરજિયાત હોવું જોઇએ.

સેગપુર ગામમાં કૂવો હરિજનવાસથી ખૂબ દૂર છે. ચોમાસામાં તો નદીનાં પાણી ફરી વળે એટલે જવાય જ નહીં. આડે દહાડે ય અંતર હોવાથી ગંદું પાણી પીવું પડે. ગામના માણસો કદાચ કૂવાનો ઉપયોગ કરવા ન દે એવી બીક એમને છે. (આભડછેટ મહુવા ગામની આસપાસ છે. બીજા ગામોમાં નથી.) એમને માટે પાસે કૂવો હોય તો સારું.

**હાટવાડાઓ:** ખરીદી માટે અહીંનાં ગામોમાં બજારો નથી. બુહવાડા, મહુવા, અનાવલ, કરચલિયા, વલવાડા વગેરેમાં દુકાનો છે. બીજે હાટવાડા ભરવાનો રિવાજ છે. અનાવલ, મહુવામાં સોમવારે, ઉમરામાં રવિવારે, વહેવલમાં ગુરુવારે. વગેરે. એમાં સારી ચીજો વેચાય તેની તકેદારી રાખવી જોઇએ. હાટવાડાને દિવસે દારૂના પીઠાં બંધ રહેવાં જોઇએ.

**તાલુકા ઓફિસમાં** હજી કનડગત ને લાંચ વગેરે ચાલે છે એમ કેટલેક ઠેકાણે સાંભળ્યું હતું. રેશનકાર્ડ કઢાવવા રૂપિયો આપવો પડે, ધક્કા ખવરાવે વગેરે ચાલે છે એમ પણ સાંભળ્યું છે.

**ચૌદશિયા:** ગુણસેલ વગેરે ગામોમાં કાર્યકર્તાઓને પજવનાર કેટલાક લોકો રચનાત્મક કામમાં આડખીલી નાખે છે, સંપ તૂટે છે ને પ્રવૃત્તિ થતી નથી. આ સામે પગલાં લેવાં જોઇએ. દારૂબંધી અને રેંટિયાપ્રચારની આ તરફની ઊણપમાં આ કારણ મોટો ભાગ ભજવતું જણાય છે.

**વેઠિયા** (વર્તણિયા): આમને પણ કોઇ કોઇ ઠેકાણે ત્રાસ છે. ગુણસેલમાં એમના તરફથી કહેવામાં આવ્યું હતું કે ટપાલ લેવા વહેલા જમીને જાય તે સાંજ સુધી મહુવા ટપાલ ઓફિસમાં બેસી રહેવું પડે. મોડી ટપાલ મળે ને પાછા આવતાં રાત પડે. વેઠ પણ કરાવે. ગાળોનો ને મારનો પાર નહીં. આ જમાનામાં આવું વર્તન ન નભાવી શકાય.

**વટાળ પ્રવૃત્તિ:** ચાર પાંચ કિસ્સા રાનીપરજની કન્યાઓ નસાડાના બન્યા હોવાનું અમે જાણ્યું હતું. એક તો તાજો જ છે. જંગલી ભીલ કોમનાં માદીકરી બોરિયામાં રહે. એનો દીકરો પુનામાં મજરી કરે. ૧૬-૧૭ વર્ષની દીકરીને બોરિયાના એક પરધર્મીએ ભગાડી છે. ચાર-પાંચ દિવસે ભાઇને ખબર પડતાં એ ભગાડનારને મળ્યો. પણ રાજીખુશીથી

અનુસંધાન પૃષ્ઠ ૪૨ ઉપર

# નિશાનું કાવ્ય

વ્રજલાલ ત્રિવેદી

**સ્થળ :** ગિરિરાજ હિમાલયના ઉન્નત શૃંગે આશ્રમ-સ્થાન.
**પાત્રો :** હિમબાલા સ્વપ્નમૂર્તિ અને નશ્વર.

[જીવન રંગભૂમિમાં પ્રવેશતા માનવપાત્રોના પ્રેમની ગૂઢ ફિલસૂફીનું રહસ્ય-દર્શન નશ્વર સ્વપ્નમાં જુએ છે.

હિમગિરિના શૃંગે નશ્વર સૃષ્ટિસૌંદર્યનું દર્શન કરતો કાવ્ય સર્જતો હોય છે. એટલામાં અચાનક એક સ્વપ્નમૂર્તિ દૃષ્ટિ સમક્ષ થતી અદૃશ્ય થાય છે. સહચરીઓના સાથમા સ્વપ્નમૂર્તિ પ્રેમની અંજલિ નશ્વર તરફ અર્પણ કરતી કરતી ટેકરી નીચેની પર્ણકુટીમાં ચાલી જાય છે. અંજલિના ઘેને નશ્વર નિવાસ સ્થાને પાછો ફરે છે. સ્વપ્નમૂર્તિની પાછળ સ્વપ્નમાં ભટકતો નશ્વર વધુ અને વધુ ઘેનમાં ઘેરાય છે. ત્રણ કે ચાર દિવસ બાદ પુનઃ ભટકતા નશ્વરને સ્વપ્નમૂર્તિનું ફરી મિલન થાય છે.]

**નશ્વરઃ**—આજે પુનઃ તારું મિલન થાય છે. મારા આત્માની શાતિની ઝંખના તારી પ્રેમ અંજલિએ ખરેખર સાંત્વન પામી છે. પરંતુ એ સાંત્વન પાછળ રહેલા પ્રેમની ભવ્ય ફિલસફીનો આખરી કરુણ અંજામ પણ તેં તુરત જ બતાવી દીધો. પ્રેમની આશાની પરિપૂર્ણતા શું આ જ રીતે તું આપીશ ? બોલ ! ઓ સ્વપ્નમૂર્તિ બોલ ! તારું સ્વપ્ન એ શું મારે મન માત્ર ભૂતકાળની સ્મૃતિ જ બની રહેશે ?

**સ્વપ્નમૂર્તિઃ** શોક કરીશ નહિ, નશ્વર ! તારી કલ્પના તદ્દન સત્ય છે. માનવ જીવનમાં પ્રેમનું ઉદ્ભવસ્થાન અને તેની સ્થિરતા ક્ષણભંગૂર હોય છે. પ્રેમ અરસપરસ જીવન ભર સુધી નથી ટકી રહેતો. એ સ્વપ્નવત્ હોય છે. સ્વપ્નમાં ભોગવેલી મીઠાશ જેટલો આનંદ આપે છે, શાંતિ અને સુખ આપે છે એટલો જ જીવનમાં એ ટકી રહે છે. સ્વપ્ન ભૂલતાંની સાથે સ્વપ્નની દરેક સમૃદ્ધિ સુખ કે દુઃખ સ્વપ્ન સાથે જ અદૃશ્ય થાય છે. અને એ જ ઉત્તમ વસ્તુ છે. નશ્વર ! જો સ્વપ્ન સદા ટકી રહે તો, માનવપાત્રોના દૈનિક જીવનમાં કદી સ્થિરતા સંભવી ન શકે, અહીં જ આપણે કુદરતને માનવી પડશે મારો અને તારો સંબંધ આ જ જાતનો તું માનજે. પ્રેમને અને સંબંધને અમર માની ભૂલ કરી બેસતો માં. પ્રેમ અતિ ચંચળ છે. સરિતાની જેમ અચાનક જમીન અને પહાડોને રળીઆમણા બનાવે છે. અને જોતજોતામાં એ જ સરિતા સમુદ્રમાં લીન થઈ જાય છે.

**નશ્વર :** જીવનમાં ટૂંક સમયની શાંતિ એ જ પરમ શાન્તિ છે શાતિની અવિચળતા પણ માણસને બહાવરી બનાવે છે. જેણે જીવનમાં કડવાશ અને પ્રેમની તૂટતી આશાઓના ઘા નથી ઝીલ્યા એણે જીવનની મોજ પણ શી માણી છે?

**સ્વપ્નમૂર્તિઃ** પ્રેમના વિરહ અને વિયોગમાં જ માનવીઓ ઉન્નત કક્ષાએ પહોંચ્યા છે, એ તું કેમ ભૂલી જાય છે ? પ્રેમના વિયોગમાં કવિઓએ ભવ્ય કાવ્યોનું સર્જન કર્યું છે, કલાકારોએ એની સર્જનકૃતિઓમાં દિવ્યતા અને મહાન તત્ત્વજ્ઞાનીઓએ તત્ત્વજ્ઞાનનું રહસ્ય પ્રાપ્ત કર્યું છે. આ ખ્યાલને તું જરાયે ભૂલીશ નહિ. અને માનવ પાત્રોના જીવનમાં અવિચળ રોશની પણ આત્માને હણી નાખે છે. પ્રેમ અને સ્નેહની અવિચળ રોશનીથી પતંગિયાઓ પ્રાણાર્પણ કરે છેઃ ત્યાં જ્ઞાનની ઊણપ છે એવું તને નથી ભાસતું ?

વિયોગના અસીમ અંધકારમાં યે માનવ આત્મા સાચો પ્રકાશ મેળવી વધુ ને વધુ ઉચ્ચ કક્ષાએ પહોંચે છે. હવે તું જ વિચારી જો નશ્વર ! પ્રેમની ભવ્ય ફિલસૂફીનો અંજામ પ્રેમની અવિચળ જ્યોતમાં છે કે, પ્રેમના વિરહ અંધકારમાં છે ?

**નશ્વરઃ** સ્વપ્નમૂર્તિ ! તારું કથન તદ્દન સત્ય છે પરંતુ વિયોગની જ્વાળા સહન કરવી ઘણું કઠીન છે. માનવ મહાનતા મેળવવા યત્ન કરે તે પહેલા તો તેમાં ભસ્મીભૂત થઈ જાય એનું શું ?

**સ્વપ્નમૂર્તિઃ** હા, ત્યાં જ માનવની કસોટી છે. બુદ્ધિ અને જ્ઞાનની આવશ્યકતાવાળો માનવ વિરહની જ્વાળામાં ભસ્મીભૂત થતો જરૂર અટકે છે. અને અટકે છે એટલું જ નહિ, પણ વિરહની લાગણી-



ઓમાંથી અનેક તત્ત્વપૂર્ણ રહસ્યો મેળવી પોતાને અને સમાજને કંઇક ઉત્તમ વસ્તુ અર્પણ કરે છે. બાકી વિરહ જ્વાળામાં ભસ્મ થતાં આત્માઓ પતંગિયા સમાન જ હોય છે.

**નશ્વર:** સ્વપ્નમૂર્તિ! તારી હકીકત ખરેખર મારા હૃદયને ઘણી આશ્વાસનરુપ છે. છતાં પણ દુઃખ અસહ્ય થાય છે. તારો અને મારો સંબંધ સ્વપ્નવત્ બનશે. એ સ્વપ્નની સ્મૃતિઓ આખરે મારે મન જીવનમાં ભૂતકાળ જ બની રહેશે. ભૂતકાળના આ મીઠાં સ્મરણો જીવનમાં શું શાંતિ આપશે? તારા વિયોગનો સમય તો અત્યારે જ હૃદયમાં કોલાહલ ઉત્પન્ન કરે છે! ત્યારે આ સ્મરણો ભૂતકાળમાં શી સ્થિતિ ઉત્પન્ન કરશે?

**સ્વપ્નમૂર્તિ:** [મોઢા ઉપર હાસ્યની રેખાઓ દોરતી] હા! હા! હા!...તારી માન્યતા કંઇક અંશે સાચી, પરંતુ અનેકગણી ભૂલભરેલી પણ છે. અલબત્ત, પ્રેમના વિયોગનો સમય તને અસ્તવ્યસ્ત કરશે જ, એ દુઃખ પ્રસંગ ઘણો અસહ્ય થઈ પડશે. પણ સાથે સાથે એક વાત કહું. ઘણે ભાગે માનવ પાત્રોની સ્વપ્ન-સ્મૃતિઓ ભૂતકાળમાં ઘણી તેજસ્વી બનવા સંભવ રહે છે. સ્મૃતિઓના ભૂતકાળના ઇતિહાસોમાંથી અનેક બીજાઓને પ્રેરણા મળે છે, જો માનવ પ્રેમના વિરહમાં સર્જન કરવા શક્તિશાળી બને તો જ. પણ જો એ જ વિરહમાં પોતે ભસ્મ થતો જાય તો એના સિવાય કફોડી સ્થિતિ આ જગતમાં બીજી કોઇ નથી.

**નશ્વર:** ખરી વાત છે. સ્વપ્નમૂર્તિ! પ્રેમને વિસ્મરણ કરવાની તારી ફિલસૂફી અજબ છે. પરંતુ તને હમણાં જે જોઉં છું તે થોડી જ ક્ષણો પછી ભૂતકાળમાં પરિણમશે. તારા મિલનની મીઠી યાદ એક સ્વપ્નની પણ સ્વપ્ન ઘટના બની જશે. એ અપાર વેદના જીવનનું હીર ચૂસી લેશે. જીવનકાર્યોની મહાન આશાઓ તારી સ્વપ્નસૃષ્ટિમાં અલોપ થશે. તારાં અદ્રશ્ય થતાંની સાથે જ જીવન શુષ્ક અને ચેતનહીન થશે એનું શું? સ્વપ્નમૂર્તિ! તું સ્વપ્ન ન બને એ આખરી વિનંતી કરું છું. તને નિરંતર જોવામાં જ સાર્થક થઇશ.

**સ્વપ્નમૂર્તિ:** તારા હૃદયની સ્થિતિ હું કલ્પી શકું છું નશ્વર! પરંતુ સ્વપ્ન તરીકે મારે મારી ફરજ બજાવવી જ જોઇએ. હવે તો આપણા વચ્ચે કુદરતી બળો કાર્ય પ્રેરિત બનશે. માનવશક્તિ અહીં મર્યાદિત બને છે. સ્વપ્ન તરીકે હું અવિચળ કેમ રહી શકું! તું જ વિચાર કર ને? આપણા મિલનની મીઠી યાદ તને વધુ સુખી કરશે. સ્વપ્નને અવિચળ જોતાં નશ્વર! તું જ કંટાળી જઇશ. ખરી વાત એ છે કે માનવસ્વપ્ન કદી અવિચળ રહ્યું છે? સ્વપ્ન અદ્રશ્ય થતાં તને અસહ્ય વેદના ઉદ્‌ભવશે, પણ આખર તને એમાં જ ચીર શાંતિ પ્રાપ્ત થશે. પ્રેમનું વિસ્મરણ એ ખરું જોતાં વિસ્મરણ નથી, પણ એ તારા હૃદયને સદા પ્રજ્વલિત રાખનાર એક મહાન શક્તિ છે. જેના વડે તું હંમેશાં આપણા મિલનને વધુ ને વધુ નજીક પહોંચતો જઇશ. જેને તું અત્યારે સ્વપ્ન તરીકે જુએ છે એને જ આખરે પરમ રીતે પ્રાપ્ત કરી શકીશ.

નશ્વર! જો હવે આપણી પાસે વધુ સમય નથી. સ્વપ્નની પૂર્ણતાનો સમય નજીક આવતો જણાય છે. હવે તું આંખો ઉઘાડ, જો સામે દેખાતા હિમશિખરો રજનીના શ્યામ પાલવમાંથી ચળકાટ મારતાં ડોકિયાં કરવાની શરૂઆત કરે છે. અવિચળ ધ્રુવનો ચળકાટ પણ ગિરિરાજ હિમાદ્રિની પાછળ ઊતરતો જાય છે. લાંબા પામના વૃક્ષો પણ પ્રાતઃ સ્મરણીય સંગીતના સૂરો હવાની સાથે કાઢવાની શરૂઆત કરે છે. નશ્વર! જો! જો! નંદાદેવી અને બદ્રિના શિખરપ્રાસાદો તો આ ચળકતા દેખાયા. મારું હૃદય પણ ધ્રૂજે છે. નશ્વર! તું એમ માનીશ નહિ કે, મારા અદ્રશ્ય થવામાં મને મજા છે, તારા હૃદયની સ્થિતિ કરતાં યે મારી અનેક ગણી વધુ કફોડી થતી જાય છે. ફરી એક આખરી વાત કહી દઉં છું. ભૂલીશ નહિ નશ્વર! પ્રેમની પરાકાષ્ટાનો અંત અને જીવન રંગભૂમિમાં પ્રવેશતા માનવ પાત્રોના પ્રેમની ભવ્ય ફિલસૂફીનો રહસ્યમય અંત આખરી કરુણ વિયોગ છે. આવ નશ્વર! પુનઃ અંતનું મિલન થડકતા હૃદયોને વધુ સાંત્વન પમાડશે.

[બંન્ને અશ્રુધારાઓ વહાવી ખૂબ ભેટે છે. પ્રેમનો દુઃખદ અંત વિયોગમાં પરિણમે છે. સૂર્યની રોશની હિમશિખરોને પ્રજ્વલિત કરતાં જોઇ, સ્વપ્નમૂર્તિ અદ્રશ્ય થાય છે. નશ્વરની આંખ ઊઘડતા પુનઃ આંખે અંધારા આવે છે. જાણે જીવનમાં નિશાનું કાવ્ય સર્જાવા લાગ્યું.]

# સર્વોદય કે સામ્યવાદ ?

વસુબન્ધુ

## પ્રકરણ ૧૨ મું
[ગતાંકથી પૂરું]

**મરાઠા અને અંગ્રેજ** *

ઈસ્ટ ઇન્ડિઆ કંપનીએ ઇ. સ. ૧૬૦૦ થી ૧૮૦૦ પર્યંતના બસો વર્ષમાં જેવડું રાજ્ય મેળવ્યું તેવડું રાજ્ય મરાઠાઓએ ઇ. સ. ૧૭૨૦ થી ૧૭૬૦ સુધીના ચાળીસ વર્ષમાં જ મેળવ્યું. અને એ તે પછીના ચાળીસ વર્ષમાં કશી જ નોંધપાત્ર સિદ્ધિ સિવાય ખોઇ નાખ્યું. સામે પક્ષે અંગ્રેજોનું રાજ્ય ત્યાર પછી દોઢસો વર્ષ ચાલ્યું અને એણે અનેક મહત્ત્વની સિદ્ધિઓ હાંસલ કરી. નદીમાં મોટું પૂર આવે છે, ત્યારે નદીનું પાણી આજુબાજુના ચાર પાંચ ગાઉ સુધી ફરી વળે છે. પણ પછી એ પાણી ઓછું થતાં થતાં આખરે ઉનાળામાં નદીના પટમાં પાણીનું ટીપું સરખું ય રહેતું નથી. એના જેવી સ્થિતિ મરાઠા રાજ્યની થઈ.

બન્ને વચ્ચેના આટલા મોટા તફાવતનું કારણ શું ?

હિંદુસ્તાનમાં અંગ્રેજો વિજયી થયા તે માત્ર મરાઠાઓના દોષોને કારણે નહિ જ પણ સાથેસાથે એમના કેટલાય સદ્‌ગુણોને કારણે ફાવ્યા હતા એ આપણે ભૂલવું જોઇએ નહિ. જેવી રીતે મરાઠાઓ દિલ્હીના બાદશાહની નોકરી કરતાં કરતાં સત્તાધીશ થયા તે રીતે અંગ્રેજોએ વેપાર ખેડતા ખેડતા રાજ્ય પેદા કર્યું. વેપાર વધારવા માટે રાજ્ય એ સારું સાધન છે, એ એમને સમજાતા એમણે રાજ્ય મેળવવાનો ઉદ્યોગ શરૂ કર્યો.

આ કામ માટે એમને પરિસ્થિતિ બહુ જ પ્રતિકૂળ હતી. ઇંગ્લેંડ હિંદુસ્તાનથી હજારો માઇલ દૂર, સમુદ્ર માર્ગે આવવાનું. વરાળ, વીજળી જેવાં ઝડપી સાધનો નહિ. રસ્તામાં હરીફ યુરોપીયન સત્તાઓનો ડર. હિંદમાં મુસલમાનો અને મરાઠાઓ જેવા જબરા શત્રુઓ અને એમને ફ્રેંચ લોકો જેવા યુરોપીયન લોકોની પૂરી મદદ. આવી વિષમ પરિસ્થિતિ હોવા છતાં ય ઇસ્ટ ઇન્ડિઆ કંપનીના ઝાડના મૂળ એક વાર આ દેશમાં જે રોપાયાં તેનાથી કાળાંતરે આખા હિંદુસ્તાનના રાજા રજવાડાની સત્તાની પ્રચંડ ઇમારતો ઊંધી પડી જમીનદોસ્ત થઇ ગઈ.

આપણા દેશ ઉપર ગમે તે પરદેશી પ્રજા સ્વારી કરે પણ આપણી ગ્રામસંસ્થા, ધર્મભાવના, રીતરિવાજ, વારસા અને વતનના હક એમાં જ્યાં સુધી કોઈ રાજકર્તા ચંચુપ્રવેશ ન કરે ત્યાં સુધી એ લોક કોણ છે, શા માટે આવ્યા છે અને શું કરે છે એને માટે આપણે નાહકની મગજમારી કરતા નથી.

આપણામાં અંગ્રેજોનું રાજ્ય સ્થિર થયા પછી જ સ્વદેશાભિમાનની ભાવનાએ દેખા દીધી. એના અભાવને કારણે જ પેશ્વાના લશ્કરમાં જેટલી વફાદારીથી મરાઠાઓ રાજ્યના શત્રુઓની સામે લડતા હતા, તેટલી જ વફાદારીથી હજારો મરાઠા સિલિદારો, સૈનિકો ને સરદારો નિઝામ અને હૈદરના લશ્કરમાં રહી પેશ્વા સામે લડતા હતા ! અંગ્રેજોની મુંબઇ ખાતેની પાયદળ પલટણો પણ મરાઠાઓની જ બનેલી હતી.

શાહુના સમયમાં રાજ્યના બે ભાગ થયા એટલે શિવાજીથી શાહુના સમય સુધી દેખાદેતા રાજ્યાભિમાનના બે ટુકડા થઇ ગયા. તે પછી પેશ્વા, ભોંસલે, ગાયકવાડ, આંગ્રે, પ્રતિનિધિ, સચીવ, કોલ્હાપુરકર વગેરે સંસ્થાનો થયાં. એ સંસ્થાનોમાંથી વળી શિંદે, હોલ્કર, પટવર્ધન, રાસ્તે વગેરે પટાયતો થયા. એટલે ઉપર કહેલા રાજ્યાભિમાનના બારીક બારીક ટુકડા થઈ છેવટે અદ્રશ્ય થઇ ગયું.

એનાથી ઊલટી રીતે ઠેઠ અકબર જહાંગીરના વખતથી અંગ્રેજોનું દેશાભિમાન કેવું જીવતું જાગતું હતું એના અનેક દાખલા ઇતિહાસ પ્રસિદ્ધ છે. મિરજાફરના મૃત્યુપત્રને લીધે કલાઇવને મળેલી બક્ષીમની રકમ એણે પોતાના દેશના લશ્કરી અમલદારોના ઉપયોગ માટે વાપરી નાખી. જ્યારે ખરડાના વિજય

*મરાઠા અને અંગ્રેજ. લે. ન. ચિં. કેળકર.



પછી સુલેહની શરતો નક્કી કરતી વખતે નિઝામે નાના ફડનવીસને ત્રીસ હજાર રૂપિયાની આવકનું ગામ બક્ષીસ આપ્યું જે એણે પોતાના ખાનગી ઉપયોગ માટે ખુશીથી સ્વીકાર્યું.

પાંચ પચ્ચીસ જણ ભેગા થઇને કોઇ સાર્વજનિક સંસ્થા સરસ રીતે ચલાવતાં આપણને આવડતું નથી. મતભેદ, પક્ષાપક્ષી અને મારામારી કરીને આપણે છુટા પડીએ છીએ અને કામ કામને ઠેકાણે રહી જાય છે. મરાઠાઓના આખા યે ઇતિહાસમાં શિવાજીથી બીજા બાજીરાવ સુધી આપણને આ હકીકત વારંવાર જોવાની મળે છે.

આપણા તંત્રો પાશ્ચાત્યો પ્રમાણે સંસ્થાપ્રધાન નથી હોતાં પણ વ્યક્તિપ્રધાન હોય છે. એક જ ખરાબ માણસ સારામાં સારી પરંપરાને પીંખી નાખે છે. સંભાજી ગાદી ઉપર આવ્યો અને શિવાજીનો ત્રીસ વર્ષનો પ્રખર પુરુષાર્થ ધૂળધાણી થઇ ગયો.

ઇસ્ટ ઇન્ડિઆ કંપની જેવી સંસ્થામાં સત્તા નાલાયક માણસોના હાથમાં જતી નહિ. અને કદાચ જાય તોપણ એ માણસ સંસ્થાના કાયદા કાનૂનથી ચોમેરથી બંધાએલો હોવાથી સંભાજી, રાઘોબા કે બાજીરાવની પેઠે સ્વચ્છંદથી મહાલી શકે નહિ. પેશ્વાનું રાજ્યતંત્ર અવ્યવસ્થિત અને વ્યક્તિપ્રધાન હતું, જ્યારે ઇસ્ટ ઇન્ડિઆ કંપનીનું રાજ્યતંત્ર સુવ્યવસ્થિત અને સંસ્થાપ્રધાન હતું.

મરાઠી રાજ્યમાં વારંવાર ટંટાબખેડા થવાનું એક કારણ એ હતું કે રાજકીય સંબંધની મિલકત-પછી એ મિલકત એક પટેલની હો કે સરદારની જાગીર હો એમાં કોનો વારસાહક પહોંચે એનો કોઈ નિશ્ચય નહોતો. ખુદ છત્રપતિનું સિંહાસન પણ આ અશાશ્વતતાના સંકટમાંથી મુક્ત નહોતું. જેના કાડાબાવડામાં વધારે જોર તે વડીલોની મિલકત ભોગવે. સરકાર પહેલાં યોગ્ય માણસની પસંદગી કરે પણ એનો ભાઈ આવીને જો વધારે નજરાણું આપે તો એ હક એને મળે! આપણે ત્યાં ઠેઠ મલ્હારરાવ ગાયકવાડના વખત સુધી આવો પેશ્વાઇ ન્યાય ચાલતો. મલ્હારરાવ સવારના પહોરમાં પાટ ઉપર બેસે. એમની આગળ વાદી પ્રતિવાદી બન્નેમાંથી જે રૂપિયાની મોટી ઢગલી કરી શકે તેની તરફેણમાં ન્યાય ચૂકવાય!

જેવું ન્યાયનું અંધેર તેવું જ લશ્કરી અને જાસુસી અંધેર.

હિંદુઓ કરતાં મુસલમાનો અને ખ્રીસ્તીઓ તોપખાનાની બાબતમાં હોશિયાર હતા. તોપના જોરથી યુરોપીયનોએ આપણા દેશમાં આશ્ચર્યકારક પરિણામો મેળવ્યાં હતાં. એ પરિણામો નજરોનજર જોયા છતાં રૂઢિચુસ્ત હિંદુઓ તો સોળમી સદીમાં એમને ફીરંગીઓએ જે એકડો ઘુંટાવ્યો હતો, તે જ એકડો ઘૂંટયે જતા હતા. બીજી બાજુ ફ્રેંચો અને અંગ્રેજો પોતાના તોપખાનામાં ઉત્તરોત્તર સુધારા વધારા કર્યે જતા હતા. વિજયગઢ, માલવણ, આષ્ટી, સિંગગઢ, પુરંદર, રાયગઢ અને પાસોટા જેવા કિલ્લા એક પછી એક પડયા. પણ તોપખાનાની મદદથી કિલ્લા કઇ રીતે બચાવવા તે મરાઠા ન શીખ્યા તે ન જ શીખ્યા. પુના અને મીરજમાં તોપોનાં અને દારૂગોળાના કારખાના પણ હતાં, છતાં ય અંગ્રેજી તોપ ખરીદવી સસ્તી પડતી એટલા માટે પેશવા સરકાર દેશી કારીગરને ઉત્તેજન આપતી નહોતી!

પાનસેએ કયારેક તોપ ફોડી હશે. એ લાયકાતના જોર પર એમના વંશ વારસો છેક પેશવાઈના અંત સુધી તોપખાનાના દારોગા તરીકે કામ કરતા. એમની આવડતમાં કેટલો વધારો ઘટાડો થયો એ તપાસવાની કોઇને ફુરસદ નહોતી!

વળી મરાઠી તોપોનો મોટો હલ્લો આવવાની કોઇને ઝાઝી બીક પણ નહોતી. કારણ કે સૌથી પહેલાં દારોગાની ઝીણી નજર દારૂગોળાના ખર્ચ તરફ રહેતી. વળી તોપના બહુ બહાર કરવાથી તોપ કદાચ બગડી જાય કે ફૂટી જાય તો? એટલે પુરાણી તોપ અને દારૂગોળાની તાણ એ બે ભેગાં થાય પછી પૂછવાનું શું રહ્યું?





ફોજનો મોરચો એકાદ કિલ્લા સામે ગોઠવાય, એટલે મોરચામાંના ગોલંદાજ, એકાદ વાર તોપ ફોડીને પાછો દારૂગોળો ભરે, પછી ચલમ પીએ, કલાક બે કલાક ગામગપાટા ચલાવે, પછી અહીં તહીં આંટા મારે, પછી તોપમાં ભરેલો બહાર ફોડી, ફરી પાછો બહાર ભરે, વળી પાછાં ચલમ, ગપ્પા, પાનસોપારી વગેરે ચાલે, આ પ્રમાણે સાંજ સુધીમાં પાંચ દસ બહાર ફોડી, તોપ એને ઠેકાણે પહોંચતી કરી એટલે ખેલ ખલાસ!

આ વર્ણન અગ્રેજ પ્રેક્ષકોનું હોવા છતાં એમાં અતિશયોક્તિ બિલકુલ નથી. પેશ્વાના જમાનાનું જૂનું સાહિત્ય તપાસતાં આપણી નજર સામે આવું જ ચિત્ર ખડું થાય છે.

ઇ. સ ૧૭૭૪ થી ૧૭૮૧ સુધીના છ વર્ષમાં, મરાઠાઓ અને અંગ્રેજો વચ્ચે ચાલેલા વિગ્રહમાં, પાનસેએ પાંચ દસ વખત તોપમારો ચલાવ્યો હોય તો બહુ થયું. હરિપંત તાત્યાની પદ્ધતિ પાનસે કરતાં પણ વધુ કરકસરવાળી હતી. એ મહેરબાન દૂર ગોળા ફેંકનાર મોટી તોપ લઇ દોઢ બે ગાઉ દૂરથી અંગ્રેજ લશ્કર પર મારો ચલાવતા. એમાં ગણતરી એ હતી કે જો સદ્ભાગ્યે ટોપીવાળાને ગોળા લાગીને એમના સો બસો માણસો ખલાસ થઇ ગયા તો ઠીક છે, નહીં તો તેઓ મોઢામોઢ આવી જાય એ પહેલાં જ પોતાની તોપ સહીસલામત રાખીને પલાયન કરી જવાની પૂરતી સગવડ તો ખરી જ!

કોઇ એમ વાંધો કાઢે કે આ વર્ણન દોલતરાવ શિંદેની ફોજને લાગુ પડતું નથી, કારણ કે એનું તોપખાનું અગ્રેજોનો મુકાબલો કરી શકે એવું હતું, એમ ખુદ અંગ્રેજ લેખકોએ કબૂલ કર્યું છે. પણ એટલા ઉપરથી આપણે એવા ભ્રમમાં ના પડવું જોઇએ કે આપણા દેશી ભાઈઓ તોપખાનાના વહીવટમાં અગ્રેજો જેટલા હોશિયાર હતા. શિંદેના તોપખાનામાં સઘળો વહીવટ અંગ્રેજ અને ફ્રેંચ અમલદારો કરતા હતા તેથી વૉરન હેસ્ટિંગ્ઝે આગાહી કરેલી કે મરાઠાઓએ અખત્યાર કરેલી યુરોપીયન યુદ્ધપદ્ધતિ જ મરાઠાઓનો નાશ કરશે. અને આખરે થયું પણ તેમજ. એના પરદેશી અમલદારોમાંથી ઘણા અણીને વખતે અગ્રેજો સાથે જઈને ભળી ગયા, અને મરાઠાઓએ ઘણી મહેનતે તૈયાર કરાવેલાં યુદ્ધસામગ્રીનાં કારખાનાં બહુ ઓછી મહેનતે અંગ્રેજોના હાથમાં આવી પડ્યાં.

પેશ્વાના લશ્કર જેવું જ અંધેર એમના સરંજામદારોના લશ્કરમાં.

એમના લશ્કરની ગણતરીનું વર્ણન કોઈ ટકાખોરે કર્યું છે કે, માણસના બે અને ઘોડાના ચાર એ રીતે છ પગનો સરવાળો થયો, એટલે લશ્કરમાં નામ દાખલ થઇ જવાનું, ગણતરી કારકુનની મૂઠી દાબી, એટલે ઘોડું દસ રૂપિયાનું હોય કે વીસ રૂપિયાનું હોય, સ્વાર તરીકે નામ લખાવનાર લશ્કરનો ભીસ્તી હોય કે ભાડભુંજો હોય એની એ શા માટે તપાસ કરે? ઘોડો એટલે ઘોડો અને સ્વાર એટલે સ્વાર! આ ખીચડીખાઉ લશ્કરનો, રોજની હાજરી પૂર્યા સિવાય બીજો કાંઇ ખાસ ઉપયોગ નહોતો. આ વર્ણન મશ્કરીનું હોય તો ય વસ્તુસ્થિતિ એનાથી બહુ ભિન્ન નહોતી.

આવડા મોટા લશ્કરમાં, અંગ્રેજોનાં લશ્કરો મારી હઠાવવાં, એમની પલટણ કાપી કાઢવી, કે એમની તોપો કબજે કરવી એવી મહત્ત્વાકાંક્ષા કોઇક જ સરદારને હતી. બાકીના સૌ કોઈ પોતાના ઘોડા-માણસ કેમ બચે એની જ ગણતરી કરતા. મોટા માધવરાવના મરણ પછી રાજ્યમાં અવ્યવસ્થા થઇ. જ્યાં ત્યાં દંગા ઊઠ્યા, મહેસૂલ આવતું અટકી ગયું. અને લશ્કરો તો નભાવવા જોઇએ. આવી વિષમ સ્થિતિમાં સંરજામી સરદારોને કાંઇ સૂઝતું નહોતું. દરેક સરંજામી સરદાર અંગ્રેજો સામે લડતાં વિચાર કરતો કે 'હું અંગ્રેજોના લશ્કરને મારી હઠાવીશ કે મારે પીછેહઠ કરવી પડશે, એ બેમાંથી ગમે તે એક થાય તો પણ એક કલાકના ખેલમાં મારાં પાંચસો ઘોડાં જાય એનું શું? પાંચસો ઘોડાની કિંમત ત્રણ



લાખ રૂપિયા. એક કલાકના જુગારમાં હું ત્રણ લાખ રૂપિયા ગુમાવી દઉં તો સરકાર મને કાંઇ શિરપાવ આપવાની નથી. સરકાર પોતે જ ભૂખડીબારશ છે ત્યાં એ મને શું આપશે. માટે સૌથી સારો રસ્તો 'રગ સમાલીને લડવાનો' છે. મરાઠાઓના આર્થિક અંધેરને કારણે એમના ક્ષાત્રતેજનો આટલી બધી હદે લોપ થયો હતો !

મરાઠાઓ સાથે પહેલું યુદ્ધ શરૂ થયા પછી, છ બાર મહિનાની અંદર જ અંગ્રેજોએ જે લખાણો કર્યાં છે, એમાં મરાઠાઓનું રાજ્ય કેટલું, એમની ફોજ કેટલી, એમના આર્થિક વહીવટની પદ્ધતિ કેવી, છત્રપતિ, પેશ્વા, ભોસલે, ગાયકવાડ, શિંદે, હોલ્કર એમાંથી દરેકનું મહત્ત્વ કેટલું, એમના એક બીજા સાથેના સંબંધો, એમના રાગદ્વેષો, એમને અનુકૂળ કરવાના રસ્તાઓ વગેરે બધી બાબતો વિષે આપણને વિગતવાર માહિતી મળી આવે છે, તે વખતે દેશમાં મિશનરીઓનો બહુ ફેલાવો નહોતો પણ અંગ્રેજ વેપારીઓ તો ઠેર ઠેર ફરતા અને એમના પ્રવાસ-વર્ણનોમાં પોતે જે પ્રાંતમાં ફર્યા હોય ત્યાંના શહેર, કિલ્લા, રસ્તા, લોકોના રીતરિવાજો ધાર્મિક અને લૌકિક વહેમો, સ્થાનિક રાજકીય માહિતી વગેરે ઘણી ઝીણી વિગતો લખી રાખતા આ વિગતો કંપની સરકારને બહુ જ ઉપયોગી થઇ પડતી.

ઈ. સ. ૧૮૦૩ની સાલમાં નોકસનામે એક અંગ્રેજ મ્હૈસુરથી પુના જતો હતો. એણે રસ્તામાં મીરજ મુકામે થોડો વખત ઉતારો કર્યો હતો. એ થોડા વખતમાં પણ એણે મીરજના જાગીરદાર પર પત્ર લખ્યો કે 'તમને જાગીર કોણે ક્યારે આપી, તેનું ઉત્પન્ન કેટલું છે, તમારા કુટુંબના માણસોએ પેશવા સરકારની શી શી નોકરી કરી આ બધી બાબતની મને વિગતો આપશો તો હું આપનો આભારી થઈશ'

આવા ચોક્કસ સ્વભાવના અંગ્રેજો જોડે મરાઠાઓને લડવાનો વારો આવ્યો, ત્યારે એમને પોતાના શત્રુઓ વિષે કશી જ માહિતી ના મળે ! એ લોકોનો મૂળ દેશ કયો, એ અહીં શા માટે આવ્યા, એમણે અહીં પોતાની સંસ્કૃતિ શી રીતે રોપી, આપણા પેટમાં પેસી એમણે કેવી રીતે પગ પહોળા કર્યાં, એમની રાજ્યવ્યવસ્થા, સૈન્ય વ્યવસ્થા, સમાજ વ્યવસ્થા અને અર્થવ્યવસ્થા કેવી છે, એ જાણવાની મરાઠાઓને અત્યંત જરૂર હોવા છતાં, મરાઠાઓ આ મહત્વની હકીકતો વિષે મોટે ભાગે અંધારામાં જ રહ્યા. આ બધામાં અપવાદ એક માત્ર નાના ફડનવીસનો હતો. એણે અંગ્રેજો માટે જે થોડી ઘણી માહિતી એકઠી કરેલી તે વિગતવાર અને મુદ્દાસર હતી. બાકી બીજા બધા આરામથી ઊંઘતા હતા. સાલબાઇની સંધિથી પેશ્વાઇના અંત સુધીમાં અંગ્રેજો અને મરાઠાઓ વચ્ચેના વિગ્રહોમાં મરાઠાઓ પાસે અંગ્રેજોની એકકે બાતમી ના મળે. મરાઠાઓની અંદરઅંદરની ખટપટોથી માંડીને ફોજોની હિલચાલ સુધીની બધી બાતમી અંગ્રેજો પાસે ખરી, પણ અંગ્રેજોની કશી જ બાતમી મરાઠાઓ પાસે નહિ. અંગ્રેજોના ઘરનો એક પણ જાણભેદુ મરાઠાઓને કદી મળ્યો જ નહિ, એનાથી મોટું આશ્ચર્ય વળી કયું હોઈ શકે ?

આ દોષ એકલા મરાઠાઓનો હતો એમે નથી. મુસલમાનો સામેના મુકાબલામાં હિંદુઓએ આવી ને આવી બેવકૂફી કાયમ બતાવી છે. અને અઢારમી સદીમાં તો મુસલમાનો પણ હિંદુ જેવા જ બલ્કે એમનાથી વિશેષ પ્રમાદી થઇ ગયા હતા.

સિંધ જીતતા પહેલાં ત્યાં ગએલા એક અંગ્રેજ અમલદારનો અનુભવ હું 'ઇસ્લામી ક્રાન્તિ'ના પ્રકરણમાં આપી ગયો છું.

દેશાભિમાનનો અભાવ, સામુદાયિક રીતે કાર્ય કરવાની અશક્તિ, આંધળો સ્વાર્થ, અતિશય પ્રમાદ, દીર્ઘદૃષ્ટિનું દેવાળું, અને રૂઢિચુસ્ત માનસ એ બધાં દુર્ગુણોને કારણે મરાઠાઓની રાજ્યલક્ષ્મી એમનાથી રીસાઇને ચાલી ગઇ.

અંગ્રેજોએ પુના સતારા કેમ જીત્યાં, અને મરાઠાઓ મુંબઇ મદ્રાસ કેમ ના લઇ શક્યા, એનાં





કેટલાંક કારણો વિષે આપણે ટુંકામાં વિચાર કર્યો. હવે આપણે સ્વરાજના એક મોટામાં મોટા લાભ તરફ નજર નાખીએ.

**સ્વરાજનો સૌથી મોટો લાભ** એ છે કે એનાથી વ્યક્તિને અને પ્રજાને પોતાની શક્તિઓનો વિકાસ કરવાની વધુમા વધુ તકો મળે છે. નેપોલીયન કહેતો કે તક સિવાય શક્તિના કશો જ અર્થ નથી. આ અભિપ્રાયમાં વધુ સત્ય છે. પરિણામવાદી જગતમાં માણસ કરતાં પ્રસગની કિંમત દસગણી અંકાય છે.

મરાઠાઓનો અમલ ગમે એટલો ખરાબ હોય તો પણ એણે મરાઠાઓને આગળ વધવાની તક આપી એ એનો સૌથી મોટો સદ્‌ગુણ હતો.

દરેક અમેરીકન નાગરીક 'હું અમેરીકાનો પ્રમુખ થઈશ' એવી જે મહત્વાકાંક્ષા ધરાવી શકે છે, તેવી જ મહત્વાકાંક્ષા સ્વરાજના કાળમાં મરાઠાઓ ધરાવી શકતા. પ્રથમ પંક્તિના યોદ્ધા કે મુત્સદ્દી થવાની સૌને એ જમાનો સરખી તક આપતો હતો.

શિવાજીએ પોતાના પિતાની આજ્ઞાનો અનાદર કરી, પોતાના જમાનાના લોકમતથી વિરુદ્ધ જઈ, ઓગણીસ વરસની ઉમ્મરે તોરણાનો કિલ્લો જીત્યો. અને એ પોતાના પુરુષાર્થથી જ ભરજુવાનીમાં જાગીરદારના પુત્રમાંથી છત્રપતિ થયો. સંભાજી આઠ વર્ષની ઉમ્મરે પોતાના બાપ સાથે દિલ્હી ગયો, અનેક સંકટો વેઠયાં, અને પચીસ વર્ષની ઉમ્મરે એણે યોદ્ધાની કીર્તિ સંપાદન કરી. રાજારામને માથે તો સંભાજી કરતાં ય ઘણું વીત્યુ અને એ બધી લીલીસૂકીમાંથી પસાર થઈ એણે મરાઠાઓનો ભગવો ઝંડો નમવા દીધો નહિ.

રાણોજી શિંદે એક જ પેઢીમાં જોડા ઉપાડનાર હજૂરિયામાંથી પોણા કરોડ રૂપિયાની સંપત્તિ એકઠી કરી શક્યો, અને દિલ્હીના બાદશાહના દરબારમાં પેશ્વાના જામીન તરીકે સ્વીકારાયો. જે મલ્હારરાવ હોલ્કરે બાળપણમાં ઘેટાં ચાર્યાં હતા, અને પોતાને હાથે ધાબળી વણી હતી, એણે સાડ લાખની જાગીર અને માળવાની સુબેદારી સંપાદન કરી.

પહેલા બાજીરાવે નાનપણથી રાજકારણમાં ઝંપલાવ્યું હતું. નાના સાહેબ ઓગણીસ વર્ષે પેશ્વા થયો અને ચાળીસમે વર્ષે એની કારકિર્દી ખતમ થઈ. મોટા માધવરાવનો તો આયુષ્યનો આખો ય ગ્રંથ સત્તાવીસ વર્ષમાં પૂરો થયો, અને એમાંના અગિયાર વર્ષ તો એણે પેશ્વાઇનો આખો યે ભાર પ્રસંશનીય રીતે સંભાળ્યો. રાઘોબાએ પચીસમે વર્ષે દિલ્હી જીતી લઈને ઠેઠ અટક સુધી મરાઠાઓનો ભગવો ઝંડો ફરકાવ્યો. સદાશીવરાવે એ જ ઉમ્મરે રાજકારણમાં ઝંપલાવીને ત્રીસમે વર્ષે ઉદગીરનો વિજય મેળવ્યો, અને એકત્રીસમા વર્ષે પાણીપતમાં ઘોર સંગ્રામ મચાવી વીરગતિને પામ્યો. વિશ્વાસરાવ ઓગણીસ વર્ષની ઉમ્મરે ઉત્તર હિંદ પર સ્વારી લઈ ગયો. દૌલતરાવ શિંદેને તદ્દન નાનપણમાં ગાદી મળી હતી. નાના ફડનવીસ નાનપણમાં જ પેશ્વાનો દીવાન થયો અને એની રાજ્યનીતિકુશળતાના ખુદ અંગ્રેજોએ વખાણ કર્યાં છે. આ બધા મહાન મરાઠા નેતાઓ કઈ 'સ્કૂલ ઓફ પોલીટીક્સ'માં પોતાના સમશેરબાજી અને મુત્સદ્દીગીરીના પાઠ ભણવા ગયા હતા? કામ કામને શીખવે એ ન્યાયે જીવનની મહાન પાઠશાળામાં એમણે પોતાની આવડત હાથ કરી હતી.

સત્તરમી અને અઢારમી સદીમાં મરાઠાશાહીની જાહોજલાલીમાં ઓછામાં ઓછા સો શક્તિશાળી માણસો બહાર પડયા હતા. ઓગણીસમી સદીમાં કેટલા મરાઠાઓએ નામ કાઢયું?

અને આપણા જમાનામાં, ગાંધીજી, જવાહર અને સરદારને માથે પળીયાં આવ્યાં, ત્યારે એમના હાથમાં માંડમાડ સત્તા આવી, અને એ સ્થિર થાય એ પહેલાં જ આપણા નેતાઓએ એક પછી એક ચાલવા માંડયું!

સ્વાતંત્ર અને ગુલામી વચ્ચેનો આ તફાવત!

### બીજી હિંદુ પ્રતિક્રાન્તિનાં પરિણામો

પણ ઇતિહાસે આપેલા આવા મહામૂલા સ્વાતંત્ર્યનો હિંદુઓએ કેવોક ઉપયોગ કર્યો?



આ બીજી હિંદુ પ્રતિક્રાન્તિ 'પેશ્વાઈ' અને 'હિંદુપત પાદશાહી' જેવાં ફારસી નામોથી ઓળખાઇ! મુસલમાનોને મન આખી દુનિયા દારૂલ ઇસ્લામ અને દારૂલ હરબ એવા બે ભાગોમાં વહેંચાઇ જાય છે. મુસલમાનોની માતૃભૂમિ અરબસ્તાન જ્યારે બાકીનું આખું જગત એમની યુદ્ધભૂમિ. એમના આ સિદ્ધાંતને આત્મસાત કરીને મરાઠાઓએ મહારાષ્ટ્રને માતૃભૂમિ માન્યું, અને બાકીના આખા હિંદુસ્તાનને યુદ્ધભૂમિ ગણ્યું. લડાઇ અને લૂંટફાટમાં કાયમ મચ્યા રહેતા મરાઠાઓએ, રાય કે રંક, હિંદુ કે મુસલમાન, શહેર કે બંદર, મંદિર કે મસ્જિદ, ને મહેલ કે મકબરા વચ્ચે કશો જ ભેદભાવ રાખ્યા સિવાય, નિષ્પક્ષપાત રીતે લૂંટ ચલાવી. આ લૂંટની લાલચથી મરાઠાઓમાં એટલી હદે રાજધર્મનો લોપ થયો કે હુમાયુ, અકબર ને જહાંગીર જેવા વિદેશી ને વિધર્મી શાસકો મેવાડના રાજકુળ સાથે જેટલી ખાનદાનીથી વર્ત્યા, એટલી ય ખાનદાનીથી સ્વદેશી અને સ્વધર્મી મરાઠાઓ મેવાડ નરેશ સાથે વર્તી શક્યા નહિ, અને છેવટે એમના જુલમથી કૃષ્ણાકુમારીને વિષપાન દ્વારા આત્મવિલોપન કરવું પડ્યું.

આટલી બધી લૂંટફાટ પછી ય મરાઠાઓ આર્થિક રીતે એટલા કંગાલ રહ્યા કે પેશ્વા સરકારે ૬૬ ટકા જેટલું તો વ્યાજ ભર્યું, અને છેવટે જ્યારે એ વ્યાજે ના ભરાયું ત્યારે લેણદારને પુના લૂંટીને લેણું વસૂલ કરવાની પરવાનગી આપવામાં આવી! મરાઠાઓના અંધેર અમલ હેઠળ પ્રજાએ કદી સુખશાંતિ ને સલામતીના અજવાળાં ના જોયાં, ખેતી પાયમાલ થઇ, વેપારઉદ્યોગ પડી ભાંગ્યા, લશ્કરમાં પીંઢારા પેઠા, અને લલિતકલાઓને નામે ગોઠુ મીંડું-વળી ગયું.

હજારો બ્રાહ્મણોને બ્રહ્મભોજન કરાવતા, ધર્માભિમાની પેશવાઓના આર્યત્વનું સંરક્ષણ પરદેશી અમલદારો, વિલાયતી તોપખાનું અને ભાડૂતી મુસલમાનોથી કરવામાં આવ્યું! મહારાષ્ટ્રમાં માતાને બલી આપવાના બકરાઓને મુલ્લાંઓએ 'લાઇલાહિલ્લા મહમ્મદ રસુલીલ્લા'ના મુસ્લિમ મંત્રોચ્ચાર સાથે હલાલ કરવા માંડ્યાં! મંદિરો તાજિયા જેવા થયાં,* અને ગાય કુક્કરની દશાએ પહોંચી!'

ઇતિહાસકારો કહે છે કે મરાઠાઓ રાજાઓ નહોતા, યોદ્ધાઓ હતા. આ અભિપ્રાય મને બરાબર લાગતો નથી. હિંદના અને જગતના યુદ્ધવિષયક શાસ્ત્ર અને કળામાં મરાઠાઓનો મૌલિક ફાળો કેટલો? યુદ્ધની બાબતમાં જ્યાં નવસર્જનનો પ્રશ્ન આવીને ઊભો રહ્યો, ત્યાં મરાઠાઓની પ્રતિભા સદંતર નિષ્ફળ નીવડી. મરાઠા કાળમાં શિવાજી જેવા આદર્શ રાજાથી માંડીને નાના ફડનવીસ જેવા સમર્થ કારભારી સુધીમાં, અનેક યોદ્ધાઓ, મુત્સદ્દીઓ અને ચારિત્ર્યશીલ સ્ત્રી પુરુષો પાક્યા હોવા છતાં, પ્રજાકિય દ્રષ્ટિએ જોઇએ તો મરાઠાઓનો આખોયે ઇતિહાસ એ એક લૂંટારુ ટોળાનો ઇતિહાસ છે. પ્રતાપ અને શિવાજીને આપણા ઇતિહાસમાં અપાતું અતિશય મહત્વ હિંદુઓની પ્રજાકીય લઘુગ્રંથિ અને મુસ્લિમ દ્વેષને કારણે છે. અઢારમી સદી લુંટારાઓની સદી છે. એમાં મરાઠાઓ ને મુસલમાનો, શીખો ને જાટો, પીંઢારાઓ ને અંગ્રેજો એ સૌ કોઈ લૂંટારા હતા. તફાવત માત્ર એટલો હતો કે અંગ્રેજો એક ચઢતી સંસ્કૃતિના લૂંટારા હતા, બાકીના બધા પડતી સંસ્કૃતિઓના!

વિદ્વાનો કહે છે કે હિંદુસ્તાનની સંસ્કૃતિ એ સમન્વયની સંસ્કૃતિ છે! મુસલમાનો સાથે પાંચ સદી રહ્યા પછી, હિંદુઓએ એ પ્રજાનાં ઘણાં અપલક્ષણો આત્મસાત કરી લીધાં, અને હિંદુઓ ને મુસલમાનોના દુર્ગુણો ને દોષોના સમન્વયમાંથી પેશ્વાઇ નામની નકલી મોગલાઇનો જન્મ થયો.

મરાઠાઓ, શીખો, રજપૂતો અને જાટોએ ચોમેરથી આક્રમણ કરીને મોગલાઇની ભવ્ય ઇમારત પીંખી નાખી, પણ એમને જ્યારે સર્જનનું સ્વાતંત્ર્ય મળ્યું ત્યારે એ પ્રજાઓ મોગલાઈનો પડછાયો સરખો સર્જી શકી નહિ!'

ઇતિહાસે હિંદુઓને બીજી વાર આત્મનિર્ણયનો અધિકાર આપ્યો. હિંદુઓએ એ અધિકારનો ઉપયોગ, સાચી મોગલાઈ તોડવામાં અને બનાવટી મોગલાઇ રચવામાં કર્યો!

* જુઓ નાસિક, ડાકોર, સારસા વ.ના મંદિરો





પડતી જતી હિંદુ પ્રજા બીજુ કરે પણ શુ? ચડતી પ્રજા સદ્‌ગુણોનો સમન્વય કરે, પડતી પ્રજા દુર્ગુણોનો

મુસલમાનોની સ્થિતિ તો હિંદુઓ કરતાય ખરાબ હતી શાહજહાના સમયથી અધોગતિ પામતી એ સંસ્કૃતિ હિંદુ સંસ્કૃતિ કરતા ય બહુ જ ઝડપથી નીચે પડી રહી હતી મુસલમાનોએ પોતાના દુર્ગુણો ભેગા હિંદુઓના દુર્ગુણો પણ મેળવી લીધા હતા, પરિણામે એમની સર્જકશક્તિનો પારો ઉત્તરોત્તર વેગપૂર્વક નીચે ઊતરી રહ્યો હતો

કોઈ પણ વ્યક્તિ કે પ્રજાને ઇતિહાસ સ્વાતંત્ર્ય એક બહુ જ ક્રૂર અને કઠોર શરતે સોંપે છે, અને એ શરત તે સર્જનની એ શરતને પૂરી પાડવામા નિષ્ફળ નીવડતા વ્યક્તિ કે પ્રજાનુ સ્વાતંત્ર્ય ઇતિહાસ લપડાક મારીને પાછુ ખૂચવી લે છે!

અઢારમી સદીના અંતકાળમા હિંદુસ્તાનની દશા કેવી હતી?

દેશમા કોઈ સ્થિર રાજ્યશાસન નહોતું ચોમેર લડાઈ, લૂટફાટ અને અંધાધૂધી હતી ખેડૂત કચડાતો હતો, ખેતી પાયમાન થઈ હતી ઉદ્યોગો લૂટતા હતા વેપાર પરદેશીઓ કબજે કરી રહ્યા હતા કેળવણી ધાર્મિક અને જૂનવાણી હતી રેનેસા પછી યુરોપે કરેલ અદ્‌ભુત પ્રગતિનુ હિંદને ભાન નહોતું તેમ તેને એમા રસ પણ નહોતો સતીની ચિતાઓ બળતી હતી માતાઓ પોતાના પેટના બાળકોને ગંગાજીમા પધરાવતી હતી, વૈદકની અધોગતિ વધતી જતી હતી સાહિત્ય સંગીત અને કળાના અમૃત ઝરા સુકાઈ ગયા હતા વિજયનગરના પતન પછી હિંદુ સ્થાપત્યની અને તાજમહાલના સર્જન પછી મુસ્લિમ સ્થાપત્યની થએલી અધોગતિ એકધારી ચાલુ હતી હિંદની બે મહાન સંસ્કૃતિઓ હિંદુ અને મુસ્લિમ સંસ્કૃતિઓની સર્જનશક્તિ ઝડપથી શૂન્યબિંદુ તરફ ધસી રહી હતી હિંદના આખા ઇતિહાસમા સંસ્કૃતિનો પારો કદી આટલો નીચો ઊતર્યો નહોતો! ટૂંકામા મધ્યયુગમા યુરોપ જેવી જંગલી દશામા હતું તેવી જ જંગલી દશામા અઢારમી સદીના અંત વખતે હિંદ આવી પડયુ હતુ

આ અધમ અવસ્થામાથી આપણો ઉદ્ધાર કરવાનુ બીડુ અંગ્રેજોએ ઝડપ્યુ!

(આવતે અંકે યાંત્રિક ક્રાન્તિ)

અનુસંધાન પૃષ્ઠ ૩૩ પરથી

મે દીકરી આપી છે એમ લખાવી રૂા ૬૦) આપવાનુ એ કહે છે દીકરાને બતાવતો પણ નથી. બળજબરીથી આવા અપહરણ ન ચલાવી લેવાય

કદેયામા ગામ વચ્ચે એક બાટળી રહે છે માસાદિના વેપાર સાથે રાનીપરજ બહેનોને ય એ બગાડે છે અને સમાજમા સડો નાખે છે પણ ગામ નેતા એને કઇ કહી શકતા નથી એમ અમને ત્યા ખબર મળેલી

આમ છતા દારૂબંધી અને રેંટિયા પ્રવૃત્તિએ પ્રજાની સંસ્કારિતામા ઘણો સુધારો કર્યો છે પ્રજા સુઘડ ને સુધરેલી બની છે દારૂબંધી જેવુ મૂળ હતુ એવી ઘણી કુરૂઢિઓ નષ્ટ થવા માડી છે

## તું ને હું

મે લાખ તરકીબો કરી પણ ના થયો તુજ પર વિજય!
તેં એક મીઠા મંદ મુસકાને હર્યા લાખો હૃદય!

**ગેબાદમ આણુવાલા**

# મુંબઈથી રત્નાગિરિ

શિવશંકર પ્રાણશંકર શુક્લ

હરિપુરાની મહાસભા પછી અમે કોંકણ ને સહ્યાદ્રિની યાત્રાએ ઊપડ્યા... મુંબઈ તો મેં અનેક વાર જોયું'તું પણ સ્ટીમરની મુસાફરી કદી કરી નહોતી. મુંબઈથી રત્નાગિરિ અમે દરિયા વાટે જવાનો નિશ્ચય કર્યો. મુંબઈના બારામાં અમારી નાનકડી આગબોટ પાણીનાં મોજાં સાથે ઊંચીનીચી થઈ રહી હતી...દરિયાની મુસાફરીમાં ઊબકા ને ઊલટીઓ સતાવે છે એવું સાંભળેલું એટલે આદુ ને લીંબુ સાથે રાખ્યાં હતાં, અમારી ટિકિટ તૂતક પરની હતી એટલે એક સારી જગ્યા જોઈ અમે બે પથારીઓ લાંબી પાથરી દીધી અને ઓશીકાની જગ્યાએ સામાન મૂક્યો.

ઉનાળાના દિવસો હતા એટલે પાણી પરથી ચાલ્યો આવતો પવન મીઠો મધ જેવો લાગતો હતો. અમારી આસપાસ મોટે ભાગે કોંકણી ને ગોવાનીઝ લોકોના બિસ્તરા છૂટવા માંડ્યા હતા. અમે મુસાફરીએ જતા હતા પરંતુ તેઓ તો સૌ પોતપોતાને ઘેર જતાં હતાં. છેવટે બપોરે બે વાગે સ્ટીમરે ભૂંગળું બોલાવ્યું ને લંગર ઊંચકાઈ ગયું. પર ભવમાં જતા આત્માની પેઠે આગબોટે મુંબઈના બારાનો સંબંધ છોડી દરિયામાં આગળ વધવા માંડ્યું. ગોકળદાસ ભાઈએ તો અનેકવાર દરિયાની લાંબી લાંબી સફરો ખેડેલી એટલે તેમને મન આ બધું નવું નહોતું પણ મારે મન તો તદ્દન નવું જ હતું. એટલે હું છેક કાંઠે જઈને ચોગરદમના દૃશ્યને આતુર આંખે નિહાળવા લાગ્યો.

મુંબઈની તાજમહાલ હોટેલ, હિંદ દરવાજો ને બારુ નાનાં ને નાનાં થતાં જતાં હતાં. આગબોટો ને હોડીઓનાં ટોળિયાં વટાવી અમારી આગબોટ અરબી સમુદ્રમાં પેઠી. અમારે ભરદરિયે પડવાનું હતું છતાં કોંકણ કિનારો દેખાયા કરે એવી રીતે ચાલવાનું હતું. ચલચિત્ર ચાલવા માંડે ત્યારે જેમ પળે પળે નવાં નવાં દેખાવો આવવા માંડે એમ આલીફંટાનો બેટ વટાવ્યા પછી ફિલમની લાંબી પટી જ કેમેરામાં થઈને પસાર થવા લાગી.

એકવાર હું આખી સ્ટીમરમાં ફરી વળ્યો. કપ્તાનની કૅબિન જોઈ, નીચે ભંડારિયામાં મૂકેલા ને ચાલતા સાંચા જોયા, રસોડાં જોયાં અને સાગરનાં લોઢના લોઢને સ્ટીમરનાં હલેસાં કાપી રહ્યાં હતાં તે રમત પણ નિહાળ્યા કરી. વળી પાછો ઉપર આવ્યો. અજબ વસ્તુ તો એ હતી કે ન મને ઊબકા આવ્યા ને થઈ ઊલટી. અમારા બિસ્તરા પાછળ તો કંઈ કેટલાંયે માણસો ઓઢી રહ્યાં હતાં. દરિયાઈ પવને મને તો અત્યંત પ્રફુલ્લિત કરી મૂક્યો. એક લીંબુ ચૂસી લીધું અને થોડું આદુ-મીઠું ચાવી લીધું અને વળી પાછો હું કઠેરા આગળ જઈ ઊભો. હોડીને અથડાતા દરિયાઈ મોજાં ઊછળી ઊછળીને ઠેઠ ઉપર સુધી ચાલી આવતાં હતાં અને એ બધાંને ગણકાર્યા વિના સ્ટીમર સડસડાટ પોતાનો માર્ગ વીંધી રહી હતી...

હવે તો ચારેકોર દરિયો દરિયો જ દેખાતો હતો. ક્યાંક ક્યાંક બીજી સ્ટીમરો પસાર થઈ રહી છે. એવું આછી ચાલી જતી ધૂમ્રરેખાઓ જ કહી આપતી હતી. ત્રણે બાજુએ દરિયાનાં પાણી આકાશ સાથે વાતો કરતાં હતાં. માત્ર ડાબી બાજુએ એટલે પૂર્વ તરફ કોંકણપટ્ટી આછી પાતળી દેખાતી અને પશ્ચિમ ઘાટની પટ્ટી સોનેરી-કાળી દેખાતી તો કોઈક વાર વાદળી થઈ જતી.

પાણી તેલિયાં ને લીલાં દેખાતાં અને મોટામોટા મચ્છ તેમાં ગેલ કરતાં દેખાતાં. પક્ષીઓ પણ કોઈક કોઈક વાર આવી માછલીઓ ઉપાડી જતાં. મારા જેવો એક મુસાફર પણ કઠેડા પાસે આવી દૂરબીન માંડી ચોપાસ જોતો હતો. પણ થોડીવારમાં તેને પણ ઊલટી થવા માંડી એટલે એણે પોતાનું યંત્ર મને આપી દીધું અને શેનરંજી પાથરી સૂઈ ગયો.

મેં દૂરબીન કોંકણપટ્ટી બાજુ ધરી જોવા માંડ્યું. નાનાંનાનાં ગામ પસાર થઈ રહ્યાં હતાં અને પશ્ચિમ-ઘાટની પર્વતમાળા સ્પષ્ટ દેખાતી હતી. અમારી સ્ટીમર છેક ગોવા જવાની હતી અને એને રસ્તામાં આવતાં નાનાંનાનાં બંદરો છોડી ઠઈ સાંજ સુધીમાં રત્નાગિરિ પહોંચી જવાનું હતું.

સૂર્યનાં કિરણો સમુદ્રનાં પાણીમાં જાતજાતની ભાત પાડી રહ્યાં હતાં. હવે એ પશ્ચિમ તરફ ચાલવા





માંડ્યો હતો. સ્ટીમર જે રીતે ચાલી રહી હતી તે રીતે એક જાતનો ઘોર થયા કરતો-હતો અને તેનાથી કંઇક કેફ પણ ચડતો. ઊંઘવાનું મન થઇ આવતું. પાણીમાંથી કંઇક ખાસ પ્રકારની ગંધ આવતી હતી. હું ઘડીભર મારી પથારીમાં બેઠો. મરાઠી ભાષા મને આવડતી હતી પણ તે લોકો બોલી રહ્યા હતાં તે તો કોંકણી ને ગોવાનીઝ ભાષા હતી.

પણ તે બધાં આપણાં જ ભાંડુ છે ને તેઓ ઘેર જાય છે તેથી મને એક જાતની સહાનુભૂતિ થતી હતી. કેટલાંક નાસ્તો ખાતાં હતાં, કેટલાંક રસોડામાંથી મંગાવી ગરમાગરમ દાળભાત ખાતાં હતાં અને કેટલાંક ગાતાં હતાં કે વાતો કરતાં હતાં. બાકીના ઘણાં કોલેરા થયો હોય તેવી સ્થિતિ અનુભવતાં હતા. અને મોજાંની થપાટો છેક ઉપર આવીને પણ કપડાં ભીંજવી જતી. ભૂખ લાગ્યા છતાં મેં તેને હોલવી નહીં. અને એ સારું જ કર્યું કારણ કે મને દરિયાઇ મુસાફરીમાં કદી જ ઊલટી શું ઊબકો પણ નથી આવ્યો.

પછી મારાથી ઊંઘી જવાયું. શી મીઠી એ ઊંઘ! સવારે ચાર વાગે ઘંટીના ઘોરથી જેવો કેફ ચડે તેવો ચડેલો એટલે ગુલાબી ઊંઘ આવી ગઈ. થોડી વાર ઊંઘ્યો હોઇશ એટલામાં પેલા દૂરબીનવાળા ભાઇએ મને ઢંઢોળ્યો:

'શુક્લ, ઊઠો ઊઠો! હવે કોકણપટ્ટી સ્પષ્ટ દેખાય છે!'

હું સફાળો ઊઠ્યો અને હવે અમે બંને કઠેરાને અઢેલી દૂરબીનથી જોવા લાગ્યા. પર્વતમાળામાં જાણે કે સોનાના ઢગલા કર્યા હોય એવું લાગતું હતું. સ્ટીમર હવે પહેલાં કરતાં કિનારાની કંઇક વધુ પાસે ચાલી રહી હતી. સૂર્ય પણ પશ્ચિમ તરફ ઝપાટાબંધ સરતો હતો. જાણે કે સ્ટીમર ને સૂર્યની હરીફાઈ ચાલી રહી હતી!

પણ છેવટે જિત સૂર્યની થઈ. એ તો પશ્ચિમ ક્ષિતિજ પર જઇને લાલ ચટક થઇ ગયો. આસપાસનો બધો રંગ બદલી નાખ્યો. અમે પણ પશ્ચિમ કઠેરે જઇ ઊભા. સ્ટીમર તો બિચારી હાંફી ગઇ. અમે જોતા રહ્યા ને સૂર્યે પશ્ચિમોદધિમાં ડૂબકી મારી દીધી. મહાન માણસના ગયા પછી જેમ વાતાવરણના સાતે રંગ બદલાય તેમ પછી સૂર્ય વિહોણા આકાશમાં કેવળ કાળો રંગ આવી પડે તે પહેલાં કંઇક અનેક રંગનાં મિશ્રણો કોઇ છાંટવા લાગ્યું...

પણ હવે ડાબી બાજુનું દૃશ્ય પણ બદલાઇ ગયું હતું. એ બાજુ ઘણા લોકો ભેગાં થવા માંડ્યાં હતા. સ્ટીમર કિનારાની ઘણી પાસે આવી ગઇ હતી. છેક કિનારા ઉપર એક ડુંગર પાણીની માઝા નિભાવતો ઊભો હતો, અને બાજુમાંથી એક નદી તેને આવી મળતી હતી. કેટલીક હોડીઓ આમતેમ ફરી રહી હતી અને તાડ, સોપારી ને નાળિયેરીનાં ઝુંડ દેખાતાં હતાં.

'આ મીરિયા પર્વત–આની પાછળ જ 'રત્નાગિરિ.' રત્નાગિરિના એક ભાઈ અમારી બાજુમાં ઊભા હતા તેમણે કહ્યું. અને પછી તેમણે મીરિયા વિષેની દંતકથા કહી:

'યુદ્ધમાં લક્ષ્મણ ઘવાઇને પડયા ત્યારે તેમને બચાવવા માટે વિશલ્યકરણી નામની વનસ્પતિ લેવા માટે હનુમાન આ મીરિયા ડુંગરમાં આવેલા.'

એ સાંભળીને તો અમારી ઉત્સુકતા વધી. ગોકુળદાસભાઈ પણ હવે ત્યાં આવી ઊભા હતા. તેમની આંખમાં તો એક ચમકારો આવી ગયો.

એટલી વારમાં તો અમારી એકદમ સામે જ મીરિયા આવીને ઊભો રહ્યો. સૂર્યે પોતાની લીલા સંકેલી દીધી હતી એટલે બિચારી સંધ્યાએ ધરેલા આછા પ્રકાશમાં જ અમે એ જોયો. છતાં દરિયાની એકદમ ધસ ઉપર જ આવીને ઊભેલો મીરિયા કંઇક અદ્‌ભુત લાગતો હતો. એમાં કેવી કેવી વનસ્પતિઓ હશે એના તરંગો નચાવતું મન ખુદ સમુદ્ર સાથે હરીફાઈ કરવા લાગ્યું.

વળી પાછાં નાળિયેરી, સોપારી ને તાડનાં ને કેળ, નાગચંપો તથા આંબા ને ફણસનાં ઝૂંડોની કુંજો દેખાઈ અને અમારી સ્ટીમરે ડાબી તરફ મોં મરડયું. ધીરે ધીરે કેટલાક ઊતારુઓ પોતાનો સામાન દરવાજા આગળ લાવી ખડકવા લાગ્યા. અમે પણ ગોઠવી દીધો, અને એ નાનકડી આગબોટે રત્નાગિરિના બારામાં લંગર નાખ્યું. એ અટકી ને અમે ઊતર્યા.

# આપણાં મૃગો

પ્રધુમ્ન કંચનરાય દેસાઇ

## પાડલ

પાડલનું કુટુમ્બ પરસુનું છે એના દેહનો ઘાટ ચિતળ ઊંચું મોં રાખી દોડે તો પાડલ ડુક્કરની માફક નીચું મોં ઘાલીને ભાગે. દોડવાની રીત પણ ડુક્કરને મળતી આવે એટલે અંગ્રેજીમાં તેનું નામ 'હોગ ડીયર' રાખવામાં આવ્યું છે. તેની કાયા બેઠી દડીની-અને ભરાવદાર હોય છે. તેની ખાસ વિશિષ્ટતા એર કે તેના શરીરની લંબાઇ કરતાં પ્રમાણમાં પગો બહુ ટુંકા છે. પાડલના પુખ્ત નરની ઊંચાઇ ચોવીસથી છવ્વીસ ઇન્ચની, કથ્થાઇ તપખીરીયો રંગ જેમાં પુખ્ત જુવાન નરો ઘેરા રંગના અને રતાશની ચમક વાળા છે, તેની રૂંવાડીના છેડા સફેદ દેખાવાથી ટીપકીદાર રૂપ લાગે છે પેટાળનો રંગ આછો. કાન અને પૂંછડીની અંદરની બાજુ સફેદ હોય છે; પણ બચ્ચાંનો જન્મતી વખતે ચાંડલાની ભાતવાળો રંગ હોય છે અને કેટલાંક પુખ્ત વયનાં નર માદામાં આ ભાત આછી આછી વરતાય છે. ગરમીની મોશમમાં તેનો રંગ આછો પડી જાય છે.

પાડલ બહુ રુઆબદાર શીંગડાં ધારણ કરનાર મૃગ નથી. મારા જોવામાં તેનાં લાંબાં શીંગડાં દસથી બારની વચ્ચે આવ્યાં છે. તેઓ ઊંચી કુમ્ભી ઉપર મંડાએલાં છે. કુમ્ભી ઉપર જ પહેલું ફડસવું નીકળે છે પછી મુખ્ય શીંગડું વધે જય છેડે જતા તેમાંથી બીજું ફડસવું નીકળે છે. જેમાં આગળનું ફડસવું ટૂંકું અને પાછળનું લાંબુ હોય છે.

પાડલ સૌરાષ્ટ્ર કે ગુજરાતમાં ક્યાંઇ નિવાસ કરતું નથી પણ આ પ્રાણીને અખતરા ખાતર ના. મહારાજા સાહેબે પાર્કમાં છોડેલાં. આ અખતરો ફતેહમંદ નીવડેલો. તેઓની ઠીક સંખ્યા ત્યાં વસતી હતી પણ તેનો અંજામ ચિતળ માફક બહુ દુ:ખદ આવ્યો અને અત્યારે તેના અવશેષો પણ જોવામાં આવતા નથી.

ઉત્તર હિન્દનાં કાંપવાળાં ઘાસનાં બીડ અને સિંધ તેમજ પંજાબથી આસામ સુધી અનુકૂળ જગ્યામાં તેઓ નિવાસ કરે છે. હિન્દ બહાર બર્મી અને ટેના સેરીયમમાં પણ તેઓની વસ્તી છે. સિલોનના અમુક ભાગમાં તેઓ વસ્યાં છે પણ હિન્દમાં તમામ ઠેકાણે થતાં નથી. તેઓનો વસવાટ કાંપવાળા બેટો ઉપર કે જ્યાં ઘાસ બહુ ઊગતું હોય છે, છતાં ઊંચું નહિ એવું ઘાસ પસંદ કરે છે. સ્વભાવે એકાકી છતાં એક યુગલ અમુક ઘાસનો તખ્તો પોતાને માટે મુકરર કરી બેસે છે. અને ક્યારે કયારેક ચાર છની સંખ્યામાં એક સાથે ચરતાં જોવામાં આવે છે. વહેલી સવાર અને સૂર્યાસ્ત સમયે તેઓ પોતાની આરામની જગ્યાએથી ચરવા નીકળે છે, સ્વભાવે તે બીકણ છે. તેનાં આંખ કાન અને નાક બધી ઈન્દ્રિયો સરખું કામ આપે છે. પણ કેટલેક ઠેકાણે શિકારબાજોના કનડાટથી તેઓ નિશાચર થઇ ગયાના દાખલા જાણવા મળે છે.

સપ્ટેમ્બર ઓકટોબર તેની પ્રજનન ઋતુ અને વિયાંજણ એપ્રિલ મે માસમાં થાય છે. જ્યારે કેટલીક માદાઓ શિયાળામાં છંટાઇને બચ્ચાં વર્ષામાં આપે છે. ગર્ભાધાન આઠથી નવ માસનું માનવામાં આવે છે. આ માદાઓ ચિતળના નરોથી છંટાઇને બચ્ચાં આપે છે એવી રીતે નરો ચિતળની માદાને છાંટતા માલુમ પડયા છે. એવી ઓલાદ મારી પાસે ઘણી હતી. છતાં તેઓ પુખ્ત ઉમ્મરે તો માદા પાડલનું બચ્ચું પાડલ થતું અને માદા ચિતળનું બચ્ચું ચિતળ સાથે ફરતું. જરાય ફેર માલમ પડતો નહતો.

## કાકડ

મૃગો તો આપણે જોયાં. હવે આપણે મૃગકને ઓળખીએ. મૃગકમાં તેના બાહ્ય દેખાવમાં માત્ર બે જ વિશિષ્ટતા નજરે ચઢે છે. તેમાં સૌથી વધારે નજરમાં આવતી તેની દંતાવળીમાં ઉપલા જડબાની રાક્ષીઓ બન્ને બાજુ બહાર આવતી દેખાય છે અને તેના શીંગડા જે ચારેક ઇન્ચની વાળથી ઢંકાએલી કુમ્ભી ઉપર માત્ર ચારથી છ ઇન્ચનાં કપાળના ફડસવા વગરનાં હોય છે. આ મૃગકનો દેહ પચ્ચીસ





થી ગફલતીમા પ્રન્યના છે અને વજનમા તે માત્ર ગમ્યુ દોઢ મણ થાય છ વળી તેના ચહેરા ઉપર કરચલીઓ મતાય છે આ કરચલીઓ તેની ઓપ ગીના જ આવેલી છે એટલે અગ્રેજી નામ 'રીબ ફેઇસ્ડ ડીયર' આપવામા આવ્યુ છ માદાની માથા ઉપર કુમ્ભાઓને ઠેકાણે વાળની ધુચ આવે છ

મે કાકડને મસુરી આસપાસ અને દક્ષિણમા નીલગિરિમા જોયા છ તેઓની વસ્તી હિન્દમા ઘણે ઠેકાણે છે અને હિન્દ બહાર પણ છ આપણે ત્યા તેની બે જાત છે તેમા એક ઉત્તર અને બીજી દક્ષિણ હિન્દનુ કાકડ તેના રગ ઉત્તરમા સુરગ એટલે રતાશ પડતો પીળો અને દક્ષિણમા તે જરા ઝાંખો માલુમ પડ્યો છે ગુજરાતમા આ મૃગક ઉત્તર તરફ જ દક્ષિણમા તથા દાતા અને આબુના પહાડમા પણ તેઓ વસે છે પ્રકૃતિવિશારદ કમ્પના કહેવા પ્રમાણે સૌરાષ્ટ્રની ગીરમા તેઓ છે પણ મારા જોવા કે સાભળવામા ત્યા આવ્યા નથી

કાકડ ખાસ કરીને એકલા કે જોડીમા જણાય છે અને પ્રજનન પછી તેઓના કુટુમ્બનુ ટોળુ જોવામા આવે છે તેઓનો વસવાટ ગીચ વનરાજી મા હોય ચરવા માટે તેઓ વનની કિનારી કે વચ્ચે આવેલી ખુલ્લી જગ્યામા નીકળે છે સ્વભાવે આ પ્રાણી દિવાચર છે ખોરાકમા ઘણી જાતના ઘાસ પાદડા અને વન્ય ફળો લે છે

કાકડ જ્યારે અવાજ કરતુ હોય ત્યારે કૂતરુ ભસતુ હોય એવો લાગે છે આ અવાજને કારણે અગ્રેજીમા બીજુ નામ 'બાર્કીંગ ડીયર' પણ રાખ વામા આવ્યુ છે આ અવાજ જ્યા તેઓની વસ્તી હોય ત્યા સવાર સાજ અને રાતના પણ સભળાય છ આ મૃગકની ચાલચાલની ઢબ ઘેટાને મળતી આવતી હોવાથી દક્ષિણમા તેને જગલ શીપ'નુ નામ આપ વામા આવ્યુ છે દક્ષિણ હિન્દના નીલગિરિમા આ પ્રાણીનો શિકાર જગલના અમુક કટકામા દસબાર કૂતરાને નાખી હાકો કરવાથી તેઓ તરત જ બહાર નીકળી આવે છે ભાગતી વખતે તેઓ કડકાટી

કરતા સભળાય છે એ અવાજ મોની કરતા મારા અનુભવમા છે છતા કેમ્બલ તે અવાજ તેની ખરીઓ ભટકાવીને કર્યાન કહે છે તેના મચ્ચા વરસના ગમે તે મહિનામા જોવામા આવે છે પણ સવનનનો મુખ્ય ઋતુ તો શિયાળો છ અને ઉનાળાની શરૂઆતમા તે એક બચ્ચાન જન્મ આપે છે અને તે બચ્ચાના શરીર ઉપર થોડા સફેદ ચાઠા લગભગ છ માસ સુધી રહે છ આ પ્રાણીની જીભ મન ઘણી નાબી લાગી છે તેનુ મો સાફ કરવા માટે તે જ્યારે જીભ બહાર કાઢે છ ત્યારે આખના ખુણા સુધી તે પોતાના ચેરો સાફ કરતા જોવામા આવે છે ગર ગીનુ આ પ્રાણી બહુ કાયર છ થોડુ દોડાવતા જતા તે તરત જ પ્રાણ છોડી દે છ શીગડા ખરવાના માસ મે અને જુન છે

આ મૃગક માટે એક વાત એ પ્રચલિત છે કે જ્યારે તેના નર પાછળ જગલી કૂતરા પડે ત્યારે અનુકૂળ વૃક્ષ ઉપર ઠેકડો મારીને પોતાના આકડીવા જેવા શીગડા ભરાવીને અદ્ધર જ્યા સુધી શિકારીઓ તેને વટાવીને ન જાય ત્યા સુધી લટકી રહે છે આ વાતમા કેટલુ તથ્ય છ તેની કાઇ માહિતી નથી બચાવ માટે આ પ્રાણી પોતાની રાક્ષીઓ વાપરી છરી જેવો ઘા કરી શકે છ

## કસ્તુરી મૃગ

**આ** મૃગ આ લેખમાળામા સ્થાન લઇ શકતો નથી છતા આપણે સૌ કસ્તુરી તરીકે વપરાતી વસ્તુથી અજાણ્યા નથી એથી પ્રેરાઇને આ વસ્તુ કયા પ્રાણીમા પેદા થાય છે શરીરના કયા ભાગમા તે ઉત્પન્ન થાય છે અને આ પ્રાણીની ખાસીયત અને વસવાટ કયા પ્રદેશમા છ એ જણાવવા ખાતર તેને આ સ્થાન આપ્યુ છ

કસ્તુરી મૃગનુ નિવાસસ્થાન તો કાશ્મીર, નેપાળ અને સીક્કીમ સિવાય મધ્ય અને ઉત્તર પૂર્વ એશિયામા છે કે જ્યા તેઓ દેવદાર વૃક્ષ ઉપર બચ વૃક્ષોનુ જગલ આવે છે તેમા છે કે જ્યા બારે માસ ફૂટ ઉપરાત શિયાળામા બરફ પડે છે



બરફ ઉપર ચાલવા માટે તેઓને પ્રકૃતિએ લાંબી અને કદાવર અણીવાળી ખરીઓ આપી છે. આ ખરીઓ ઉપર આવતી ઉપલી ખરીઓ જેને આપણે ઉંદર ખરીઓના નામથી ઓળખીએ છીએ તે પણ જબરી હોવાથી તેના પગ લપસણા પથ્થર અને બરફને બરાબર પકડી લે એવા પ્રકારની છે. માથે તો આ મૃગ બોડો છે પણ નરને મોટી રાક્ષીઓ મોંની બંન્ને બાજુ આવેલી છે. આવો ઠંડા મુલક છોડીને આપણા ગરમ અને સુક્કા સૌરાષ્ટ્ર કે ગુજરાતમાં તેને વસવું ન જ ગમે

તેની ઊંચાઇ તો માત્ર વીશ જ ઇન્ચની છે પણ પાછલા પગ જરા વધારે ઊંચા દેખાય છે. વજનમાં પણ તે માત્ર અડધો મણ છે. આ પ્રાણીનું સ્થાન ખરી રીતે તો હરિણ અને મૃગ કુટુમ્બ વચ્ચે હોવાનું યોગ્ય જણાય છે. પણ પ્રકૃતિ વિશારદોએ એને માટે એમ કહ્યું કે બીજાં મૃગોની સાથે એ પુરો વિકાસ પામ્યા વગરનું છે. શીંગડાં પણ નથી અને આંખો નીચે જે ગ્રન્થિઓ મૃગમાં હોય છે તે ગ્રન્થિ પણ કસ્તુરી મૃગને નથી. અને જે મૂત્રપિન્ડ આ મૃગમાં છે તેવો મૂત્રપિન્ડ બીજાં મૃગોમાં આવતો નથી એટલે એમ જ કહી શકાય કે કસ્તુરા મૃગનો વિકાસ સાવ જુદી જ દિશામાં થયો છે. તેના ખાસ વિકાસમાં આપણે તેની પુચ્છ-ગ્રન્થિ અને મુશ્ક ગ્રન્થિ જોઇએ છીએ. તેની પૂંછડી પણ જુદા પ્રકારની છે. આ પૂંછડી તેની જાંગના લાંબા બાલમાં તદ્દન અદ્રશ્ય થઇ જાય છે. વળી તેને માત્ર છેડે જ બાલનું ઝૂમખું છે એ સિવાય તે તદ્દન વાળ વિનાની ચોકખી છે. વાળનું ઝૂમખું તેની બાજુ અને ઉપરનો પ્રદેશ ઢાંકે છે. પૂંછડીની બાજુની નરમ ચામડીમાં એક બારીક ચીરો આવેલો છે કે જે ચીરો પુચ્છ ગ્રન્થિનું દ્વાર છે. મુશ્ક ગ્રન્થિ નરની પેટાળની ચામડી નીચે ગોઠવાયેલી હોય છે જેને આપણે ડુંટો કહીએ છીએ. જ્યારે તાજી ગ્રન્થિને ખોલી તેમાંથી જે મુશ્ક કાઢીએ છીએ તેની વાસ ખરાબ પિશાબ જેવી તીખી હોય છે. પણ જ્યારે તે સુકાય ત્યારે તેમાંથી અસલ કસ્તુરીની ભભક નીકળે છે. કસ્તુરી બહુ કિંમતી ગણાયાથી શિકારીઓ હર હંમેશ આ પ્રાણીને હણવા પ્રેરાય છે. પ્રજનન ઋતુમાં કસ્તુરા મૃગનો પુચ્છ અને મુશ્ક ગ્રન્થિ બહુ વિકાસ પામે છે અને તેમાંથી સુગંધ નીકળે છે. આ વાસ ઉપરથી માદા નરને શોધી કાઢે છે.

સુંદર ઘેરા કથ્થાઇ રંગની અંદર શબોડી નપકાં તેના દેહને બહુ રૂપાળો બનાવે છે. તેના બાલ ઠંડી સહન કરતાં મુશ્કેલી ન લાગે એવા જાડા અને ચીકટ દાબીને બનાવ્યા હોય એવા છે કે બરફ તેના ઉપરથી લપસી પડે. અને શરીરની ગરમીને ઓછી થવા ન દે આવા પ્રકારના છે. કયારેક તેઓ નીચાં જંગલમાં આવી ચઢે છે અને ગાઢ ગીચ ઝાડીમાં આખો વખત જમીન ખોતરીને ખાડ બનાવી લપાઇને બેસી રહે છે અને સવાર સાંજ ચરવા નીકળે છે. જાન્યુઆરી માસમાં માદાઓ છંટાઇ જાય છે અને બચ્ચાં જુન માસમાં જન્મે છે.

આ મૃગનો કાશ્મીરમાં મને જરાય અનુભવ ન થયો પણ મેં તેના વસવાટનાં જંગલ વગેરે જોયું છે. કસ્તુરા મૃગનો શિકાર થયા પછી ત્યાંના શિકારીઓ તેને લેવા જલદી ભાગે છે. પણ શિકારબાજે તેઓને તેમ કરતા અટકાવવા, કારણ કે તેઓ ત્યાં જઇ સાચી કસ્તુરી કાઢી લઇ આપણને જુદી બતાવે કે પુચ્છ ગ્રન્થિમાંનું મુશ્ક બનાવે છે. એથી આપણે ધીરેધીરે પણ તેઓની સાથે જવામાં ફાયદો છે. કોઇને પહેલો પહોંચવા દેવો નહિ. પછી કસ્તુરી વધારે ઓછી નીકળવી એ તો તેની ગ્રન્થિના વિકાસ ઉપર આધાર રાખે છે.

# માટી પગે

જીવરામ જોષી

## [ ૫ ]

સાધુજી કહે છે અને હુ સાંભળુ છુ કહે છે–

હાપુડના એક મદિરમા હુ પકડાઇ ગયો. પોલીસ આવી ત્યારે હુ બકરીના એક બચ્ચાને રમાડતો હતો. મારા ગુરુદેવ ધૂણી પાસે બેઠા હતા. એ મારા પર ચિડાતા હતા અને બૂમો પાડતા હતા. હુ હસતો હતો.

ગુરુદેવે જોરથી બૂમ પાડીને કહ્યું 'ઓ પાજી' આ સાફી કોરી કડાક અને ગરમ તો જો ' દેખ, કાકરો ચોંટી ગયો છે. છોડ એને ' સાફી પલાળી લાવ.

મે કહ્યુંઃ બચ્ચું છોડે ત્યારે ને !

ત્યાં ફોજદાર આગળ અને દળકટક પાછળ લઇને આવ્યો મદિરમાં આવતાની સાથે એ શાંત અને સ્થિર બનીને ઊભો થઇ ગયો તે સાથે જ ગુરુજી સ્થિર અને હુ સડપ બકરીનું બચ્ચું ય જાણે કળી ગયુ. એનો બેંકારો બંધ થઇ ગયો. ફોજદારે શાંત દૃષ્ટિ ચારેકોર ફેરવી લીધી. એના હાથમાની સોટી બૂટના ટોપકા પર વ કાઇને ફેરવાઇ ગઇ.

'લડકે કો પકડ લો' ફોજદાર બોલ્યો.

તે સાથે જ બે-ત્રણ સિપાઇઓ આવ્યા અને મારા હાથ પકડયા. બકરીનુ બચ્ચું કાખમા અને હું ખડો થઇ ગયો.

ફોજદાર ઘણા જ વિનયથી બોલ્યો 'મહારાજ' આપને જરા કષ્ટ આપવુ પડશે. જરા થાણા સુધી ચાલો '

ગુરુદેવ કશુ બોલ્યા જ નહિ. એમના મો પર કશો ગભરાટ પણ નહોતો. મને તો કેવળ નવાઇ જ લાગી. શા માટે થાણા પર જવાનુ અને શા માટે મને પકડયો '

હું હજી સુધી જાણી જ શકયો નહિ કે ગુરુદેવ મને ઉઠાવી લાવેલા છે. મારી વહાલી માતાની આંખો. મારા વિયોગમા રોઇ રોઇને ખોટી પડી ગઇ છે ' તેરતેર વર્ષોનાં વહાણા વાઇ ગયા છે હું તો એમ જ સમજું છું કે ગુરુદેવ એ જ મારા પિતા છે. હું સાધુ છુ. સાધુ તો આમ એકલા જ હોય. અને સૌથી વિશેષ મોહક તો આ સાધુ જીવન હતુ. મને સાધુ જીવનનો આચાર એટલો તો ભાવી ગયેલો કે એ વિનાનું બીજુ જીવન મધુરું હોઇ શકે એવી કોઈ કલ્પના સુદ્ધાં મને નથી આવી. અમે ભાગ્યે જ મોટા ગામ કે નગરોમાં જતા. જવું પડે ત્યારે ગામ બહાર કોઇ મદિરમાં કે ઝાડને આશરે ધૂણી ધખાવતા. ઘણુ તો અમે ઘેરી વનરાઈમાં વસતા. ત્યા કોઈ વસ્ત્ર શરીર પર રાખતા નહિ. ઉનાળો કે શિયાળો, ચોમાસું કે ગમે તે ઋતુમાં નવસ્ત્રા રહેતા. હિમાલયની ભયંકર ઠંડીમાં શિયાળાના કોઇ અતિ ટાઢા દિવસે ગુરુદેવ મને એક ગોળી ખવરાવતા. બે ગોળી પોતે ખાઈ લેતા. પછી તો જાણે શરીરમા જ કોઈ ધૂણી ધખી રહી છે! શિયાળાની એ બરફીલી હવા એવી મીઠી લાગે કે વાહ !

એક નિયમ હતો. કુંભ મેળાનું સ્નાન તો કરવાનુ જ. હરદ્વાર ઉજ્જન, પ્રયાગ અને નાશિકના ચારે કુભ ઉપર અમે યાત્રા કરતા ત્યારે લગોટી પહેરતા મોટા સમુદાયમાં રહેવાનુ થાય તો એક અંગુછો પણ વીંટી લેતા ગુરુદેવ કહેતા લોકાચારનુ પાલન લોકો વચ્ચે કરવું જોઇએ. પરતુ એમાં લપેટાઈ ન જવું.

આ વેળા અમે હરદ્વારનો કુંભ પૂરો કરીને પાછા હિમાલય ભણી જતા હતા ગુરુદેવ કહેતા કે હિમાલયની પુણ્યભૂમિ છોડવી એ પ્રાણ છોડવા જેવું છે. આ વાત મને પણ અનુભવથી પ્યારી



લાગતી. નાશિકનો કુંભ મેં એક જ વાર કર્યો છે. ઓહો ! ત્યારે તો હું અકળાઇ ગયેલો. લોકો કેવા? મારકણાં ઢોરની જેમ બધો વરતાવ. અમે તો માનવ સમુદાય જોઇને પ્રસન્ન થતા. ઓહો ! શો ઇશ્વરી મેળો ! પણ લોકોને મન એ વિટંબણા. માનવી માનવીને જોઇને કાપવા ઊભો થાય, એ વિચારે જ અમે તો ત્રાસી જઇએ છીએ.

એ બધું તો મને સમજાતું પણ આ પોલીસ કેમ પકડી જાય છે. એ સમજાયું નહિ. ગુરુદેવ કરે તેમ કરવાનું. ભયની કોઈ કલ્પના મને કદી આવી નથી. એ નિર્ભયતાથી હું પોલીસ સાથે ચાલ્યો. તે જ સમયે બકરીનું બચ્ચું મારી કાખમાંથી કૂદીને નાઠું. ઓહો ! એવી ભયજનક જગામાં એ શા માટે આવે? હું ચાલ્યો પણ મને સિપાઇઓના હાથનો સ્પર્શ રુચ્યો નહિ. કોઇ પ્રતિ અભાવની લાગણી મેં કદી અનુભવી નહોતી. ગુરુદેવ કહેતા અને મને એ જ લાગણી મીઠી લાગતી કે એક એક કણ આપણાપણાનો ભાગ છે. સાગરના બહોળા જળમાંથી એક ટીપું કોઈ લઇ જાય અને એવાં હજારો ટીપાં એક બીજાને જોઇને પ્રસન્ન થાય કે ઓહો ! આપણે એક જ છીએ ! એવી પ્રસન્નતા અમે અનુભવતા. જ્યારે માનવ સમુદાયને જોતાં ત્યારે તો અમારો એ પ્રેમભાવ અધિક જાગી ઊઠતો. પણ આ સિપાઈઓના હાથનો સ્પર્શ મને કડવો લાગ્યો. મેં ધીરા બોલે કહ્યું: મારા હાથ છોડી દો.

તરત જ ફોજદારે પણ કહ્યું કે, છોડી દો.

અમે થાણે ગયા. લોકોનું મોટું ટોળું પાછળ. મને લાગ્યું કે જાણે કોઈ વનમાનુષને પકડીને લઇ જાય છે. એને જોવા લોકોની ભીડ જામી છે. થાણામાં ગયા. એક ઓરડામાં અમને લઈ ગયા. ઓહ ! એ ઓરડાની હવા જાણે કે ગુંગળાવી રહી ! એ વાતાવરણનું કડવાપણું અકારું લાગ્યું. ગુરુદેવ સામે મેં જોયું. એ શાંત હતા.

'બેઠો મહારાજ !' ફોજદારે કહ્યું.

'હમ ખડે હી રહેંગે.' ગુરુદેવ બોલ્યા.

ફોજદારે કહ્યું એટલે સિપાઇ એક બાઇને અને એક ડોસાને બોલાવી લાવ્યો. બાઇએ ઓઢણીના અંચળામાં મોં ઢાંકી દીધું હતું. ડોસો તેને દોરતો હતો. બાઇ આંધળી હતી.

'નીચે બેસી જાઓ બાઇ !' ફોજદારે કહ્યું.

બાઇ બોલી: મેરા બેટા કહાં હે ?

આમ બોલીને બાઇએ એક હાથ લાંબો કર્યો. ઓ હો ! બાઇ આંધળી છે એ મારી માતા છે. હું નથી જાણતો. જાણીશ ત્યારે શું થશે એ કોઇ નથી જાણતું.

ફોજદારે કહ્યું: 'અભી બેઠ જાઓ બાઈ !'

બાઇ ફરીને બોલી: 'મેરા બેટા મિલા ?'

ફોજદારે કહ્યું: 'બેઠ જાઓ, અભી આતા હે.'

'આતા હે ?' કહેતી બાઇ બેસવા માંડી અને ઊંડો નિસાસો નાખતી બોલી: 'હામરે ભાગ્ય, અભી આતા હૈ !'

બાઇ બેઠી એટલે ડોસો ટટ્ટાર થયો.

ફોજદારે ડોસાને કહ્યું: 'જુઓ ! બરાબર ધ્યાનથી કહો, આ છોકરો તમારો છે?'

ત્યાં તો બાઇ બે હાથ લાંબા કરતી બોલી ઊઠી: 'ક્યાં છે મારો બેટો ! લાવો, મારી પાસે લાવો.'

હું તો જાણે ન સમજાય તેવું કોઇ નાટક જોઇ રહ્યો છું.

ડોસો મારી પાસે આવ્યો. મારા કાન પાસે જોયું. મારી બૂટ પકડી બરાબર જોઈ.

'હા સાહેબ ! આ જ છે.'

મારી બૂટમાં કડી હતી. એ કડી માટે બે કાણાં હતાં, એ મારા બચપણનું એંધાણ.

હવે મને ભાસ થયો. હું આ બાઇનો બેટો છું? મને આ ડોસો બેટા રૂપે ઓળખાવે છે? અને હું કમકમી ગયો. ફોજદાર ખુરસી ઉપરથી ઊભો થયો. સોટી જરા ઊંચી કરી. ગુરુદેવ સામે ખડો થઇને બોલ્યો: મહારાજ ! તમે સાધુ છો. સાચું બોલવું એ તમારો ધર્મ છે.





'હાં.' કહીને ગુરુદેવ નિર્મળું હસ્યા.

ફોજદારે કહ્યું: 'આ છોકરો કેટલા વર્ષથી તમારી પાસે છે?'

ગુરુદેવ ! 'દસેક વર્ષથી.'

બાઇ બોલી ઊઠી 'એ જ. એ જ. એ પીપળા-વાળા ઓટલા પરથી લઇને નાસેલો, પૂછો પૂછો.

'સાચું છે માઇ !' ગુરુદેવ બોલ્યા.

'મહારાજ ! તારે પગે પડું, મારું માથું લઇલે પણ મારો દીકરો પાછો આપ.' કહીને બાઇએ ખોળો પાથરીને માથું ભોંયે અડકાડયું.

'લઈ જા માઇ !' ગુરુદેવ બોલ્યા.

ફોજદાર તાડૂકયોઃ 'હું ઊ...! બદમાશ ! ચામડી ઊતરડી નાખીશ.'

'નહિ બચ્ચા ! એવું કશું ના થઇ શકે' ગુરુજી હસીને બોલ્યા.

એ હસવું હસવા જેવું નહોતું, મને એમાં કોઇ ગંભીર પ્રેમ દેખાયો.

ફોજદારે તરત જ આજ્ઞા આપી કે, બાવાને પૂરી દો.

સિપાઇઓ ગુરુદેવ પાસે આવ્યા કે ગુરુદેવ તરત જ તેમની સાથે આગળ ચાલતા થઇ ગયા.

તેમની મૂક આજ્ઞા મને કહી રહી કે જે થાય તે થવા દે.

ગુરુદેવ ઓરડામાંથી બહાર નીકળી ગયા કે મેં પગના ઉપાડયાં 'ગુરુદેવની પાછળ જવા. ફોજદારે આડા આવીને કહ્યું: 'જો, આ તારા પિતા છે, આ તારી માતા છે. એ સાધુ બદમાશ છે. વાત ઉઠીને લઇ ગયો હતો આજે પકડાયો.'

મેં કહ્યું: ચૂપ રહો ! બદમાશ કોણ? માતા શું ને પિતા શું?'

ફોજદારે કહ્યું: 'એની તો હમણાં ચામડી ઊતરડી નાખીશ. તું એના હાલ તો જોજે.'

મારા મન પર કશી અસર થઇ નહિ. હું એક-દમ બારણામાં જવા દોડયો. ત્યાં એ બાઇ-મારાં અંધ માતા ઊભાં થઇને મારી આડે આવી ગયા. મન બાથમાં પકડી લીધો. કોણ જાણે કેવો મને પકડયો કે મારો બધો વેગ શમી ગયો. ખરેખર ! કોઈ મધુરતમ પ્રેમ મને વીંટળાઈ વળ્યો.

એ જ વેળા ફોજદારનો લાલઘુમ ચહેરો મેં જોયો. એના હાથમાંની સોટી જાણે કે કાંપી રહી હતી. અને એણે બારણા બહાર પગ મૂક્યો. ગુરુ-દેવની ચામડી એ ઊતરડી નાખવા ગયો. [ક્રમશ]

## રણ ઝાંખરાં

મારે ઉરે વેરાન રણ ઝાંખરાં પડયા,
રણઝાંખરા પડયાં
મૃગ તરસે મર્યાં
એવા ઉરમાં વેરાન રણ ઝાંખરાં પડયા.
મારે ઉરે સમદર સાત હેલે ચડયા,
ભરતીમાં નેણ નૂહાય
હોઠો સૂકાય
એવા ઉરના સમદર સાત હેલે ચડયા.
મારે ઉર ઊની રેતીના પહાડો વીંટાય,
મેઘ ધારા વરસે
તો ય હૈયું પ્રજળે
એવી ધગતી રેતીના પહાડો વીંટાય.

# નોર્વેમાં લોકકલ્યાણ કાર્ય

મોહનલાલ વ્યાસ

નોર્વે સ્વીડનનો પડોશી દેશ છે. એથી સ્વીડનના સામાજીક કલ્યાણ કાર્યની અસર નોર્વે પર પણ થાય એ સ્વાભાવિક છે. મોટો ભાગ ડુંગરો અને જંગલોથી ભરપૂર છે. તેનો દરિયાકાંઠો લાંબો અને ખાંચખૂચવાળો છે. લાંબા સાંકડા પટ્ટા જેવા આ દેશમાં જીવનની જરૂરિયાતો મેળવવી સુલભ નથી. નોર્વેનું ક્ષેત્ર ફળ ૧,૨૪, ૫૫૬ ચોરસ માઇલ છે. ત્યાંની વસતી ૩૧, ૨૩, ૩૩૮ છે. જન્મ પ્રમાણ હજારે ૧૯, મરણ પ્રમાણ ૧૦,૬ અને બાળ મરણ પ્રમાણ ૩૫.૫ છે.

ચોથા ભાગની જમીન ખેતીલાયક છે. બાકીનો ભાગ ડુંગરાળ પ્રદેશો અને જંગલોનો બનેલો છે. લોકોનાં જીવનનિર્વાહનું મુખ્ય સાધન વહાણવટું, ખેતી અને જંગલનાં ઉદ્યોગો છે. યુરોપમાં મોટામાં મોટો માછલી પકડવાનો ઉદ્યોગ નોર્વેનો ગણાય છે. આ દેશનો વ્યાપારી વહાણોનો કાફલો યુરોપનાં ત્રીજા નંબરનો છે. નોર્વેમાં મોટાં ઔદ્યોગિક શહેરો નથી. કુદરતી ભૌગોલિક રચનાને લીધે દેશના અંદરના સળંગ વાહન વ્યવહારમાં ભારે મુશ્કેલીઓ રહેલી છે. તેમ છતાં લોકોએ સામાજીક ઉત્કર્ષના કાર્યોમાં અને શિક્ષણ ક્ષેત્રમાં સારી સિદ્ધિઓ હાંસલ કરી છે.

નોર્વેમાં બંધારણીય રાજાશાહી છે. રાજ્યનો વહીવટ રાજા અને તેનું પ્રધાનમંડળ કરે છે. કાયદાઓ ઘડવાની સત્તા રાજ્યની સંસદને જ છે. સંસદે ઘડેલો કાયદો જો રાજા નામંજૂર કરે અને સંસદ એ કાયદો બીજી વાર મંજૂર કરે તો તે આપોઆપ અમલમાં આવે છે. ત્રેવીસ વર્ષ કે તેથી વધુ ઉંમરના દરેક સ્ત્રી-પુરુષને મતાધિકાર છે. પ્રજાના મૂળભૂત અધિકારોનું રક્ષણ દેશની સ્વતંત્ર સર્વોપરિ અદાલત કરે છે, સ્થાનિક વહીવટ ૭૬૫ મ્યુનિસિપાલિટીઓ મારફત થાય છે. આમાં ૬૫ શહેરની અને ૬૯૫ ગ્રામ મ્યુનિસિપાલિટી છે. ગ્રામ વિસ્તારોના ૧૮ જિલ્લાઓ રચવામાં આવ્યા છે.

*

સાતથી પંદર વર્ષ સુધીના બાળકો માટે શિક્ષણ મફત અને ફરજીયાત છે. પ્રાથમિક શાળાઓમાં એક વર્ગમાં ૩૦ કરતાં વધુ વિદ્યાર્થીઓ રાખવાની છૂટ નથી. ગ્રામવિસ્તારોમાં આશ્રમિક શાળાઓ સ્થાપવામાં આવી છે. નાના ગામો અને છૂટાછવાયાં ખેતઘરોનાં બાળકોને આ શાળાઓમાં શિક્ષણ લેવાનું અનુકુળ પડે છે, આ શાળાઓના છાત્રાલયોમાં રહેવાનું અને ભોજનનું ખર્ચ લેવામાં આવતું નથી. પ્રાથમિક શિક્ષણની શાળાઓમાં ભાષા, ધર્મ, ગણિત, ચિત્રકામ, સંગીત, ભૂગોળ, ઇતિહાસ, નૈસર્ગિક વિજ્ઞાન, વ્યાયામ અને હસ્તઉદ્યોગો શીખવવામાં આવે છે.

રાજ્યની નીતિ ધંધા વિષયક શિક્ષણને ઉત્તેજન આપવાની છે. રાજ્યમાં વિજ્ઞાન વાણિજ્ય, વહાણવટું, કૃષિ, ગૃહઉદ્યોગો વગેરે ધંધા વિષયક શિક્ષણની શાળાઓનો સારા પ્રમાણમાં વિકાસ થઇ રહ્યો છે.

આંધળાઓ માટે એક, બહેરાંમૂંગાઓ માટે ત્રણ નબળા મનના બાળકો માટે સાત, ક્ષયરોગી બાળકો માટે તેર એમ ચોવીસ વિશિષ્ટ પ્રકારની સગવડોવાળી આશ્રમિક શાળાઓ ચાલે છે.

નોર્વેમાં શિક્ષણ વ્યવસાય ગૌરવભર્યો લેખાય છે. આ વ્યવસાયમાં સારી હરીફાઇ ચાલે છે. પરિણામે શિક્ષકોને તાલીમ આપતી સંસ્થાઓમાં દાખલ થવા માટે બુદ્ધિમત્તા અને ચારિત્ર્યનું ઉંચું ધોરણ જાળવી શકાયું છે, ઘણા શિક્ષકો દેશના જાહેર જીવનમાં આગલી હરોળનું સ્થાન ભોગવે છે.

જુદા જુદા વિષયોનું ઉચ્ચ શિક્ષણ હજારો વિદ્યાર્થીઓ લઇ રહ્યા છે. પ્રૌઢ શિક્ષણ માટે લોકશાળાઓ અગત્યનું સ્થાન ભોગવે છે. મ્યુનિસિપાલિટીઓ ધાર્મિક સંસ્થાઓ અને મજૂર-મંડળો આ લોકશાળાઓ આશ્રમિક ધોરણે ચલાવે છે. આ શાળાઓના છાત્રાલયોમાં રહેવા અને ખાવાપીવાનું ખર્ચ ઘણું ઓછું આવે છે, પ્રતિ વર્ષ ૬૦૦૦ વિદ્યાર્થીઓ આ શાળાઓનો લાભ લે છે. એમાંથી ૩ જેટલા વિદ્યાર્થીઓ શિષ્યવૃત્તિઓ અગર સહાય મેળવે છે, અભ્યાસ વર્તુળો અને રેડિયો દ્વારા પણ





શિક્ષણ અપાય છે.



વાર્ષિક ૬૦૦૦ ક્રોનરથી ઓછી આવકવાળા પ્રત્યેક નાગરિકને 'માંદગી વીમા ભંડોળ'ના સભ્ય થવાનું ફરજીયાત છે. એથી વધુ કમાણીવાળા માટે આ ભંડોળના સભ્ય બનવાનું મરજીયાત છે. આ ભંડોળમાં સભ્યો ઉપરાંત રાજ્ય ૨૦/. માલિકો ૧૦/. અને મ્યુનિસિપાલિટીઓ ૧૦/. ફાળો આપે છે આ ભંડોળના સભ્યોને માંદગીના સમયમાં રોકડ મદદ, ઇસ્પીતાલમાં સારવાર અને દાક્તરની ફી આપવામાં આવે છે.

માછીમારો અને ખારવાઓ માટે અકસ્માત અને માંદગીની મદદ આપવા સ્વતંત્ર યોજનાઓ છે. અકસ્માતને લીધે જો કોઇને કાયમી ખોડ રહી જાય અને તેને લીધે કમાવાની શક્તિ ઓછી થાય તો તેટલા પ્રમાણમાં તેને કાયમી પગાર બાંધી આપવામાં આવે છે.

'બેકારી ભંડોળ'મા સભ્યો, માલિકો અને રાજ્ય સરખે ભાગે ફાળો આપે છે જેઓ કામ કરવા અશક્ત હોય તેઓને ૬૫ વર્ષની વયે અને બાકીનાઓ માટે ૭૦ વર્ષે વૃદ્ધાવસ્થા વર્ષાસન મળે છે. ઘણીખરી મ્યુનિસિપાલિટીઓ વિધવાઓ, ત્યક્તાઓ અને નિરાધાર સ્ત્રીઓને કાયમી મદદ આપે છે. આંધળા, બહેરા મૂગાં, લૂલા લગડા અને અશક્તોને પણ વર્ષાસનો બાંધી આપવામાં આવે છે.

જે કુટુંબોમાં એક કરતાં વધારે બાળકો હોય તેઓને આવકની મર્યાદા લક્ષમાં લીધા સિવાય પહેલા બાળક પછીના પ્રત્યેક બાળક દીઠ તે સોળ વર્ષની વયનું થાય ત્યાં સુધી વર્ષે ૨૮૦ ક્રોનર મદદ તરીકે અપાય છે.

પ્રત્યેક નાગરિકને જીવનનિર્વાહ માટે સમાજ પાસેથી પૂરતી મદદ મેળવવાના અધિકારનો રાજ્યે સ્વીકાર કર્યો છે. એ અનુસાર મુશ્કેલીના સમયમાં નાગરિકોને જરૂરી સહાય મળી રહે એ માટે ગોઠવણ કરવામાં આવી છે. નોર્વેમાં ઘરબાર વગરના રખડતા ૬૦૦૦ જેટલા માણસો છે. તેઓને વસવાટ કરવા માટે સગવડો આપવામાં આવી છે. સશક્ત માણસોને કામ પણ અપાય છે પરંતુ જો કોઇ કામ કરવામાં દાંડાઇ કરે તો પોલીસની દેખરેખ નીચે મૂકવામાં આવે છે.

દારૂબંધીનો પ્રચાર મ્યુનિસિપાલિટીઓ કરે છે. દારુડીઆઓની વૈદકીય સારવાર થાય છે. તેમના કુટુંબની સ્ત્રીઓ અને બાળકો પ્રત્યે ખરાબ વર્તાવ ન થાય એ માટે દેખરેખ રાખવામાં આવે છે.



નોર્વેમા કામદારો અને માલિકોનાં મજબૂત સંગઠનો છે. આ બન્ને પક્ષનાં મહામંડળો ઉદ્યોગમાં ઉપસ્થિત થતા ઝગડાઓનો વાટાઘાટ, વિષ્ટિ અને પંચદ્વારા નિકાલ કરે છે. બન્ને પક્ષો વચ્ચે થયેલા કરારો રદ કરવા હોય તો એક બીજાને વ્યાજબી મહેતલ આપવી રહે છે. જો રાજ્યને એમ લાગે કે કોઇપણ ઔદ્યોગિક ઝગડાને લીધે દેશહિતને નુકશાન થવા સંભવ છે તો ફરજીયાત પંચ નીમી શકે છે આ પંચ સાત સભ્યોનું હોય છે. તેમાં ચાર સભ્યો મજૂરો અને માલિકોની સંમતિથી નીમવામાં આવે છે. પંચનો ચુકાદો બન્ને પક્ષોને બંધનકારક રહે છે.

કામદારો અને માલિકોના મહામંડળોના કરાર મુજબ સંગઠિત કામદારો તેઓના કારખાનાઓમાં પ્રતિનિધિઓ ચૂંટે છે. આ પ્રતિનિધિઓને કામદારો-વતી ફરિયાદો રજૂ કરવાનો અધિકાર છે. માલિકોના પ્રતિનિધિઓ સાથે સલાહસંપથી કારખાનામા શાંતિ જાળવવી, સહકારની ભાવનાથી કામ કરવું અને ઉત્પાદન વધારવું એ આ કામદાર પ્રતિનિધિઓની ફરજ ગણાય છે. કામદાર પ્રતિનિધિઓની સંમતિ વગર કામગીરીની સ્થિતિમાં કોઇપણ પ્રકારનો ફેરફાર કરવાનો માલિકોને અધિકાર નથી.

ઔદ્યોગિક ઉત્પાદન વધારવા માટે કારખાનાઓમાં સંયુક્ત ઉત્પાદન સમિતિઓ સ્થાપવાનો બન્ને પક્ષો




વચ્ચે એક કરાર થયોં છે. આ સમિતિઓ ઉત્પાદન વધારવા, કામદારોને જરૂરી સગવડો અને રક્ષણ આપવા અને કામદારોની કાર્યકુશળતા વધે એ માટે તાલીમી પ્રબંધ કરવા વિચારણા કરે છે. સમસ્ત ઉદ્યોગના વિકાસની દષ્ટિએ ભલામણ કરવા રાજ્યે જુદીજુદી સંયુક્ત ઔદ્યોગિક સમિતિઓ રચી છે. આ સમિતિઓ પ્રત્યેક કારખાનાની ઝીણવટ ભરી તપાસ કરે છે અને જરૂરી સુધારાવધારા સૂચવે છે. જો કોઇ કારખાનું સદંતર બંધ કરવા જેવું લાગે તો તે અંગે પણ ભલામણ આ સમિતિ કરે છે.

નોર્વેમાં દિવસના ૮ એટલે કે અઠવાડિયાના ૪૮ કામના કલાક ઠરાવવામાં આવ્યા છે. પંદર વર્ષથી ઓછી વયના બાળકોને કામે રાખવાની મનાઇ છે. સ્ત્રી કામદારોને પ્રસૂતિ પહેલાં ૭ અને પછી ૭ મળી બાર અઠવાડિયાની રજા મળે છે. ઇરપીતાલો સિવાય રાતપાળી બંધ છે. વધારાના કામના કલાક માટે બન્ને પક્ષો વચ્ચે થયેલા કરાર મુજબ પહેલા બે કલાક માટે ૫૦/૦ અને પછીના સમય માટે ૧૦૦/૦ પગાર વધારો આપવાનો રહે છે કામદાર સંરક્ષણ ધારા અનુસાર કામદારોના અધિકારોની રક્ષા પ્રાદેશિક સમિતિઓ કરે છે. કારખાનામાં કામ કરતા કારીગરોનું આરોગ્ય જળવાઇ રહે અકસ્માતો ન થાય, કામગીરીની સ્થિતિ સંતોષકારક રહે અને કામદારોને વ્યાજબી સવલતો મળી રહે એ જોવાનું કામ આ સમિતિઓનું છે. જો કોઇ કામદાર લાગલાગટ ત્રણ વરસ એક માલિકને ત્યાં કામ કરે અને તેને પૂરતા કારણ વગર છૂટો કરવામાં આવે તો ૭ માસ સુધીનો પગાર વળતર તરીકે મેળવવાનો તેને હક રહે છે. દસ કરતાં વધુ માણસો કામ કરતા હોય એવી પેઢીઓમાં ભરતી માટેના ધારાધોરણ વહીવટદારોએ કામદારોના પાંચ પ્રતિનિધિઓ સાથે મળીને ઘડવાના રહે છે. દરેક કામદારને વરસે ૧૮ દિવસની ભરતા પગારે હક રજા મળે છે.

રાજ્યે સાત સભ્યોની એક મધ્યસ્થ રોજગાર સમિતિ નીમી છે. દરેક નાગરિકને તેની લાયકાત મુજબ કામકાજ મળી રહે એ માટે સમિતિ પ્રયત્નો કરે છે. બેકારી નિવારણ માટે આ સમિતિ યોજનાઓ ઘડે છે બેકારીના પ્રસંગો ઉપસ્થિત થતાં આ યોજનાઓ અમલમાં મૂકાય છે. આ મધ્યસ્થ સમિતિની નીચે પ્રાદેશિક સમિતિઓ કામકાજ કરે છે. મ્યુનિસિપાલિટીઓ પણ લોકોને ધંધારોજગાર અંગે સલાહસૂચન અને માર્ગદર્શન આપે છે. દરિયો ખેડતા લોકો માટે નોકરીઓ અપાવવા માટે અલગ વ્યવસ્થા છે.

*

નોર્વેમાં પ્રજા સ્વાસ્થ્ય માટે ખૂબ કાળજી રાખવામાં આવે છે. પ્રજા સ્વાસ્થ્ય ખાતા નીચે ૬૮૦ પ્રાદેશિક આરોગ્ય સમિતિઓ કામ કરે છે. દરેક સમિતિમાં એક દાક્તર હોય છે. આ દાક્તર અને મદદનીશ પરિચારિકાઓ પોતપોતાના વિસ્તારમાં ક્ષય અને બીજા ચેપી રોગોના દરદીઓની સંભાળ રાખે છે. જેઓ માંદગીનું ખર્ચ ઉઠાવી શકે તેમ ન હોય તેઓની સારવારનો પ્રબંધ કરે છે, શાળામાં જતાં બાળકોની શારીરિક તપાસ કરવામાં આવે છે. ઇરપીતાલો, આરોગ્યભવનો અને ચિકિત્સાલયોનો પ્રબંધ આ સમિતિ કરે છે. વસવાટની સ્થિતિ અને વસતીની ગીચતા સંબંધી તપાસો કરવાનું કાર્ય આ સમિતિઓનું છે, બાળકો અને માતાઓના આરોગ્ય સંરક્ષણ માટે ૪૦૦ કેન્દ્રો ચાલે છે.

પાંચ હજાર બાળકો રહી શકે એવાં ૧૮૫ બાળગૃહો નોર્વેમાં ચાલે છે. જે બાળકો માબાપના અંકુશમાં ન હોય, ગુન્હાઓ કરતાં હોય અગર તેઓની સંભાળ લેનાર કોઇ ન હોય તેવાં બાળકોને આ બાળગૃહોમાં રાખવામાં આવે છે, આ બાળગૃહોની દેખરેખ મ્યુનિસિપલ સમિતિઓ રાખે છે. જે બાળકો માબાપના કલામાં ન હોય તેઓને માટે ઘરશાળાઓ સ્થાપવામાં આવી છે. આવી બાર શાળાઓ છે જેમાં ૬૦૦ જેટલાં બાળકો માટે રહેવા-જમવા અને શિક્ષણની સગવડો છે.

અનાથ બાળકોના શિક્ષણ, સંરક્ષણ, સંભાળ અને શ્રેય માટે એક કાયદો કરવામાં આવ્યો છે. દત્તક બાળકોના અધિકારોની રક્ષા અને સંભાળ માટે કાયદાની જોગવાઇ કરવામાં આવી છે.



# કરોળિયો ને જાળ

શશી શહાણે

સવારના પહોરમાં કંઈક ધૂનમાં એક મોટા રસ્તા ઉપરથી હું વિચારમાં ને વિચારમાં ચાલ્યો જતો હતો, કોઈ માણસ તો એ રસ્તે ફરકતું પણ નહોતું એવો નિર્જન એ રસ્તો હતો.

ત્યાં તો પોતાની ઝડપી ચાલે મારી ઝડપને પણ ઝાંખી પાડતી મારી પાસેથી સડસડાટ પસાર થતી એક યુવતી નીકળી. મેં પાછળ તો નજર કરી નહોતી, એટલે મારી આખ સામે એ જ્યારે મારી આગળ ચાલવા લાગી ત્યારે જ મને જણાયું કે હું વિજન રસ્તા ઉપર તો નથી જ ' મારી આગળ થતી વખતે જ એણે સાડીનો લટકતો પાલવ ગળ-પટ્ટાની જેમ છટાપૂર્વક ડોક ઉપર વીંટી દીધો,- મારું ધ્યાન, નિર્જનતાનો ભંગ થતાં જ એની તરફ દોરાયું ત્યારે મેં એની આ ક્રિયા જોઈ. અ...ને એની સૌંદર્યની પરિસીમાએ માઝા મૂકી દીધી. 'સૌંદર્યની કંડારેલી જાણે પ્રતિમા, ખાદીમાં લપેટાયેલી એની કાયાનાં સૌંદર્યમાં કંઈક ઑર છટા લાવી દેતી હતી.

પાલવનો છેડો ડોકે વીંટાતા ઉઘાડો થયેલો બરડો બ્લાઉઝ ઉપરના કલાત્મક ભરતકામથી દીપી રહ્યો. જેમ ગ્રામ્ય યુવતીના તસનસતા કમખાના છાતીના ભાગ ઉપર ભરતા બે મોરલા થનગનતા હોય તેમ આ શહેરી યુવતીને બરડે પણ એ જાળ ગૂંથતો અને એમાં જ ગૂંચવાઇ-અટવાઇ જતો કરોળિયો હું ધ્યાનથી જોઈ શકું એટલે એણે સાડીનો પાલવ તો ખેસવ્યો જ હતો, ઉપરાંત એની ઝડપી ચાલ પણ સાવ ધીમી પડી ગઇ હતી એ જણાતા મને નવાઈ લાગી, કાળા રંગ ઉપરનું એ સફેદ ઘટ્ટ ભરતકામ કંઈક હેતુપૂર્વકનું પણ લાગ્યું.

હું તો મારી ધીમી ગતિએ જ ચાલ્યે જતો હતો. મારી ચાલમાં, વિચારોમાં કે ધૂનમાં આ જોબનવંતીએ જરા પણ ફરક ન પાડ્યો. પણ એ બરડે એડેલી કળાના ઘૂંટડા પીધા વગર ન રહેવાયુંઃ આંખે સામે પછી તો ન રહી યુવતી કે ન રહ્યો એનો બરડો અર્જુનને મત્સ્યવેધ વખતે માછલીની એક આંખ સિવાય આજુબાજુનું કંઇ જેમ નહોતું દેખાતું એમ મને પણ એ પોતાની જ જાળમાં ફસાયેલો ફક્ત કરોળિયો જ દેખાવા લાગ્યો. એને બહાર નીકળવાનો રસ્તો શોધવા માટે જાળને ખૂણેખાંચરે મારી નજર દોડી રહી. આમ તો ક્યાંય સુધી એ આગળ ને હું એટલે જ બે અઢી હાથને અંતરે એની પાછળ એમ અમે ચાલ્યા જ કર્યું.

છેવટે એ યુવતી એકદમ પાછી ફરી. મારી એકાગ્રતા નંદવાઇ ગઇ! શહેરની એ ચબરાક-યુવતી મારી સામે આવીને વગર ઓળખાણુ-પીછાણે મને પૂછવા લાગીઃ 'હજુ કેટલે દૂર સુધી ફરવા જવું છે! સભ્યતાને નેવે ચડાવીને મેં તો જવાબ દીધા વગર જ મારી મજલ ચાલુ રાખી. યુવતી, અસિયાણી પડીને-ટીચકું પણ ચડાવ્યું હશે રતો !-ચાલતી થઈ ગઇઃ પહેલાની જ ઝડપી ચાલે! મારા માટે જ જાણે એની ચાલ ધીમી કરી હશે! કલાકેક પછી હું તો પાછો ફર્યો હતો.....

★

# શું વાંચશો ?

સોમાભાઈ કીશાભાઈ પટેલ

પ્રિયભાઈ,

તાજેતરમાં શ્રી. ભારતી સાહિત્ય સંઘ (અમદાવાદ તરફથી સાને ગુરુજીની કેટલીક નવલકથાઓ ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થઈ છે.

શ્રી સાને ગુરુજીના નામ અને કામ સંબંધી કેટલીક વાતો કોઈ કોઈ વાર છાપામાં આવતી તેથી તેમના નામ અને કામ સંબંધી થોડીક માહિતી મને હતી પણ એમની કોઇ મૌલિક કૃતિ મારા વાંચ-વામાં આવેલી નહિ.

સાને ગુરુજીના લખાણનું પહેલું પુસ્તક મેં વાંચ્યું તે તો ગીતાહૃદય. એ ચોપડી તો સરસ છે જ પણ મેં માન્યું કે આ ચોપડીમાં તો આ યુગના ઋષિતુલ્ય પૂજ્ય વિનોદજીનાં ગીતા ઉપરનાં પ્રવચ-નોનો સાર છે તેથી તે ઉત્તમ કોટિનું પુસ્તક હોય એ સાવ સ્વાભાવિક છે. ગીતાહૃદય વાંચ્યા પછી જન્મેલી જીજ્ઞાસાથી પ્રેરાઇને મેં જે આખાં-પ્રવચ-નોના સારરૂપ એ ચોપડી છે તે ગીતા પ્રવચનો હિંદીમાં વાંચ્યાં, વારંવાર વાંચવા વિચારવા યોગ્ય એ અત્યુત્તમ પુસ્તક વાચીને હું ખૂબ પ્રસન્ન થયેલો. પણ આ તો હું આડો ઊતરી ગયો.

બે એક વરસ ઉપર 'શ્યામની મા' નામના સાને ગુરુજીના પુસ્તક સંબંધી કેટલીક વાતો સાંભળેલી. તેથી મેં 'શ્યામની મા' એ પુસ્તક વાંચ્યું અને સાને ગુરુજીના લખાણની અનોખી શૈલીથી હું આકર્ષાયો. ગયા વરસે એમના અવસાન બાદ જ્યારે મેં જાણ્યું કે શ્રી સાને ગુરુજીની કેટલીક નવલક-થાઓ ગુજરાતીમાં પ્રસિદ્ધ થાય છે ત્યારે એ વાંચ-વાની જીજ્ઞાસા ખૂબ વધી. સાને ગુરુજીનાં 'પુનર્જન્મ' અને 'આસ્તિક' નામની નવલકથાઓનાં બે પુસ્તકો મેં વાંચી કાઢયાં અને હું તેની વસ્તુ, લખાવટની શૈલી વગેરે ઉપર મુગ્ધ બન્યો.

શ્રી. સાને ગુરુજી એ જુદી જ કોટિના લેખક છે. અંતરમાં ઉભરાતા વિચારોને એ લખ્યે જ જાય છે. અંતરના ઊંડાણમાંથી આવતા ભાવોથી ભરપુર એ લખાણ હૃદયને હલાવી દે છે. પ્રજાનું કલ્યાણ ઝંખતા એ કોમળ હૈયાની ઉન્નત ભાવનાઓ અને ઉત્તમ વિચારો શ્રી સાને ગુરુજી શબ્દો દ્વારા કોઈ અનોખી જ રીતે રજૂ કરે છે. જેમ કોઇ સરસ વક્તા દલીલો કરીને કોઇ વસ્તુ સમજાવતો હોય તે રીતે શ્રી સાને ગુરુજી લખે છે પોતાના હૃદયમાં ઉભરાતા ભાવોને વ્યક્ત કર્યા સિવાય રહી શકાતું ન હોવાથી મસ્ત બનીને એ લખ્યે જ જાય છે. એમના લખાણમાં અંતરના ઉન્નત ભાવો વ્યક્ત કરતા અમુક અમુક ફકરાઓ તો હૃદયને ખૂબ જ હલાવી જાય છે.

હવે આપણે એમની નવલકથાઓની વાત કરીએ. 'પુનર્જન્મ' નામની એમની નવલકથામાં એક જુવાન ગ્રામપ્રજાની સેવા કરવા જાય છે એની વાત આવે છે. પોતાના જીવનની સુવાસથી પાંચ વ્યક્તિઓના જીવનમાં પરિવર્તન થાય છે અને એ રીતે એમનો પુનર્જન્મ થાય છે એટલે એનું નામ પુનર્જન્મ યોગ્ય ઠરે છે, વાર્તાની વસ્તુ અને પ્રસંગો રસિક રીતે રજૂ કરવામાં આવ્યા હોઇ એ વાર્તા સારી રસિક બની છે.

'આસ્તિક'ને તો સાને ગુરુજી પોતાની બધી નવલકથાઓમાં શ્રેષ્ઠ નવલકથા માને છે અને એ વાત સાચી છે એમ મને પણ વાંચતાં ખાતરી થઈ છે. એ નવલકથાની વસ્તુ જ અનોખી છે. આર્ય અને નાગ એ બંને પ્રજાઓ વચ્ચે સારો સંબંધ ન હતો. આર્યો પોતાને શ્રેષ્ઠ માનતા. જનમેજય નામનો એક આર્ય રાજા નાગજાતિનો નાશ કરવા તત્પર થયેલો. આસ્તિક મુનિ અને તેમના શિષ્યો શાન્તિ સેના ઊભા કરી તે રાજા પાસે જાય છે અને બંને પ્રજા વચ્ચે સંપ કરાવે છે; આટલો એ વાર્તાનો સાર છે. આમ પ્રજા પ્રજા વચ્ચે લડાઈ ઝગડા નહિ પણ સુલેહ શાન્તિની આ યુગને પણ જરૂરી એવો બોધ પાડતી આ નવલકથામાં





આસ્તિક મુનિનું પાત્ર દોરવામા લેખકે કમાલ કરી છે.

આખી વાર્તા ખૂબ રસિક છે. એમાં પણ વચ્ચે વચ્ચે કેટલાક ફકરાઓ તો લેખકની બીજી કૃતિઓની જેમ ખૂબ જ મનન કરવા યોગ્ય લખાણવાળા આવ્યા કરે છે એ શ્રી સાને ગુરુજીની વિશિષ્ટિતા છે.

આ સંબંધી વધારે નહિ લખતાં તને અને સંસ્કારી નવલકથા વાંચવા ઇચ્છતા બીજા સૌને સાને ગુરુજીનાં આ અને બીજાં પુસ્તકો વાંચવાની હું ખાસ ભલામણ કરીને આ પત્ર પુરો કરું છું.

ટૂંકી વાર્તાઓ હવે Subjective વધારે થતી જાય છે. આપણે ત્યાં ટૂંકી વાર્તાનો વિકાસ થવો મુશ્કેલ છે; કારણ, આપણું જીવન માત્ર લાંબી નવલકથાઓનો જ વિષય બની શકે તેવું છે. જીવનના પ્રસંગો ટૂંકા અને અસંબદ્ધ હોય તો જ એ ટૂંકી વાર્તાનો વિષય બની શકે. આપણે ત્યાં દરેક જીવન-પ્રસંગ/એક કાદંબરી જેટલો કઢંગો અને લાંબો હોય છે. Summerset Maughamની First Person Singular કે creatures of Circumstances જેવી વાર્તાઓ ગુજરાતીમાં અશક્ય છે, આપણે ત્યાં ટૂંકી વાર્તામા વિવેચનને પ્રાધાન્ય મળે: જ્યારે પ્રાધાન્ય હોવું જોઇએ ઘટનાનું. ઘટના વિનાની વાર્તા પોકળ લાગે છે.

[ એક પત્રમાંથી ]

# વિવેચનમાં પ્રમાણિકતા

[ ગતાંકથી પૂરું ]

વિશ્વનાથ મ. ભટ્ટ

આપણે ઉપર જે ત્રણ વિદ્યમાન સર્જકોનાં ઉદાહરણ આપ્યાં એ ત્રણેએ સર્જનની સાથે વિવેચનનું કાર્ય પણ કર્યું છે, તેથી એમના વિવેચન પર દૃષ્ટિપાત કરશો તો વિવેચકની સર્જકતા કેવી હાનિકારક થઈ પડે છે તેની વિશેષ પ્રતીતિ થશે. આમાંથી પહેલાં રા. બલવન્તરાય ઠાકોરનું વિવેચન લ્યો. એની સાંગોપાંગ ચર્ચાને માટે તો એક સ્વતન્ત્ર સુદીર્ઘ લેખ જોઈએ, એટલે અહીં તો એમની સર્જકતાની સાથે સંકળાએલા એક અંગનો જ આછો નિર્દેશ થઈ શકશે. સમગ્ર રીતે લઈએ તો ગુજરાતમાં જે થોડા વિશાળ વિદ્વત્તાયુક્ત સૂક્ષ્મદર્શી સમર્થ વિવેચકો થઈ ગયા છે તેમાં એમનું સ્થાન છે એમાં શંકા નથી, પણ બીજી બાજૂ એમનાં કેટલાંક પ્રકૃતિલક્ષણોએ એમના વિવેચનમાં કેટલીક મર્યાદાઓ પણ ઊભી કરી છે એ ભૂલવાનું નથી. પંડિતયુગના એ છેલ્લા અવશેષ હોવાથી એમની વયોવૃદ્ધતા અને એથી પણ વિશેષ એમની અસાધારણ વિદ્વત્તાને લીધે આજની પેઢી એમનાથી અંજાઈ જઈને એમનું એકેએક પ્રતિપાદન બાબા વાક્યમ્ પ્રમાણમ્ કરીને સ્વીકારી લેતી હોય તો એ મર્યાદાઓનું સ્મરણ કરાવવું એ કર્તવ્યરૂપ પણ થઈ પડે છે. આમાં પહેલી મર્યાદા તો એ કે નર્મદ, ન્હાનાલાલ, ને મુનશીની પેઠે ઠાકોર પણ આપણા સાહિત્યનો ઉત્કટ અસ્મિતાયુક્ત પુરુષ છે. 'અસ્મિતા' શબ્દ ગુજરાતમાં સૌથી પહેલો કોણે આણ્યો એ વિશે એમની અને રા. મુનશીની વચ્ચે ખેંચતાણ થતી હોય તો આ રીતે તે યોગ્ય જ છે, કેમકે એ શબ્દ એ બેમાંથી ગમે તેણે દાખલ કર્યો હોય, પણ એ શબ્દથી સૂચિત ભાવની બાબતમાં તો એ બેમાંથી કોઈ કોઈથી ગાંજ્યા જાય એમ નથી. આ ઉત્કટ અસ્મિતાને લીધે કેવળ સર્જનમાં જ નહિ પણ ચિન્તન તેમ વિવેચનમાં પણ 'કહ્યું કથે તે શાનો કવિ?' એ જ એમનું માનીતું આચરણસૂત્ર રહ્યું છે. તેથી સર્જનમાં જેમ અન્ય કોઈ સર્જકે પોતાની પહેલાં અજમાવેલી રીતિ બીજા કોઈ નહિ તો ઉચ્છિષ્ટ હોવાને કારણે જ એમને વર્જ્ય લાગે છે, તેમ જ વિવેચનમાં પણ અન્ય કોઈ વિવેચકે કે લોકસમુદાયે પ્રતિપાદિત કરેલા મતો કે સ્વીકારેલી પૂજાઓ બીજા કોઈ નહિ તો એ બધું અન્યપુરસ્કૃત હોવાને કારણે જ એમને માટે વર્જ્ય થઈ પડે છે. એટલે એમના વિવેચનમાં સૌથી જુદા પડી કંઈક નવીન જ વિધાન કરવાનો વિલક્ષણતાપ્રેમ સર્વત્ર કામ કરી રહ્યો છે. સમયની દૃષ્ટિએ એમના વિવેચનલેખોની તપાસ કરશો તો એમાંના ઘણાખરા તે તે સમયે આપણે ત્યાં કોઈ વિદ્વાને કરેલાં અને સામાન્ય રીતે જનતાએ પણ સ્વીકારેલાં વિધાનોનું કોઈના સ્પષ્ટ નામનિર્દેશ વિના ખંડન નિરસન કરવાની અથવા તો એથી સર્વથા ભિન્ન મત દર્શાવી સામો ચરૂ ખખડાવવાની પ્રચ્છન્ન ઈચ્છાથી જ લખાએલા જણાશે. જેમકે રમણભાઈ તથા આનન્દશંકરે નરસિંહરાવની નવીન ગુજરાતી કવિતાના અગ્રેસર કવિ તરીકે પ્રશંસા કરી તથા નરસિંહરાવે 'વસન્ત'માં 'વિલાસિકા'નું અવલોકન લખી ખબરદારની કદર કરી, તો રા. ઠાકોરે એ જ 'વસન્ત'માં 'કવિ ઉપકવિનો ભેદ' નામે લેખ[10] લખી અન્ય અનેક ગુર્જર કવિઓ સમેત નરસિંહરાવ ને ખબરદાર બન્નેને ઉપ.વિઓ જ ઠરાવી દીધા; આનન્દશંકર ધ્રુવે તેમ જનતાએ રણજિતરામને આપણી સાહિત્યપરિષદના જનક કહ્યા, તો રા. ઠાકોરે 'રણજિતરામ વળી શાના પરિષદજનક? પરિષદજનક તો પોતાની પ્રતિષ્ઠાને જોખમે પરિષદનું પ્રમુખપદ સ્વીકારનાર ગોવર્ધનરામ જ' એવો નવતર મત રજૂ કર્યો; ન્હાનાલાલ

---

૧૦. રા. ઠાકોરે એ લેખ 'વસન્ત ઑફિસ' એવી સહીથી એ વખતે પ્રકટ કરેલો, પણ પાછળથી એનું કર્તૃત્વ સ્વીકાર્યું છે. (જુઓ 'પારિભાષિક શબ્દકોશ', પૃ. ૭૫) આનન્દશંકર ધ્રુવે રા. ખબરદારના સુવર્ણમહોત્સવ પ્રસંગે જે વિસ્તૃત વિવેચન લખેલું (જુઓ 'સાહિત્યવિચાર', પૃ. ૪૦૫-૪૧) તેમાં એમની અન્તર્ગત ઇચ્છા રા ઠાકોરના એ લેખમાંના મન્તવ્યનો વિરોધ કરવાની જ સ્પષ્ટ રૂપે જોઈ શકાય છે. તેથી જ એમણે એ વિવેચનનો આરંભ જ બેઝોટના Primary અને Secondary કવિઓના વર્ગીકરણથી કરી એ મુદ્દાની સવિસ્તર ચર્ચા કરી છે તથા એ લેખના અન્તભાગમાં સ્વિન્બર્નનું ઉદાહરણ પણ આપ્યું છે.





કવિએ નવલરામને આપણા ઉત્તમ વિવેચક તરીકે અંજલિ આપી, તો રા. ઠાકોર ઊકળી ઊઠ્યા, અને તે પછી ટૂંક મુદતમાં જ ભરૂચ તથા મુંબઈમાં ભાષણો આપી એમણે દર્શાવ્યું કે એમના કરતા તો મણિલાલ નભુભાઈનાં 'સુદર્શનગદ્યાવલિ'માંનાં ગ્રન્થાવલોકનો સંખ્યા, વિવિધતા, અને વિદ્વત્તા આદિ અનેક બાબતોમા ક્યાં યે ચડી જાય; નરસિંહરાવે 'શૈવલિની'ના 'પુરસ્કરણ'માં બોટાદકરની કવિતાની સવિસ્તર સમીક્ષા કરી એનું સમુચિત ગુણદર્શન કરાવ્યું, તો રા. ઠાકોરનો ફાંટાબાજ સ્વભાવ સળવળી ઊઠ્યો અને ત્યારથી એ બોટાદકરનો વિરોધ જ કરવા લાગ્યા, તે એટલે સુધી કે 'આપણી કવિતાસમૃદ્ધિ'મા તક મળતાં એનું 'શત્રુંજય' કાવ્ય લઈને તેને—એકવાર એક વિવેચક સાહિત્યમીમાંસા કરતા જેને પ્રશંસાપૂર્ણ ભાષ્ય સાથે ઉત્તમ સર્જનના નમૂના રૂપે ઉતાર્યું હતું એવા એ કાવ્યને—'ગામડી ક્ષૌરિકની જેમ છોલી નાંખ્યું;' રા. રામનારાયણ પાઠકે ઉમાશંકરકૃત 'બળતાં પાણી'ની 'અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો'માં સુભગ અન્યોક્તિકાવ્ય તરીકે પ્રશંસા કરી, તો રા. ઠાકોરે 'કવિતાસમૃદ્ધિ'માં એ જ કાવ્ય લઈ અમત્યભાવારોપણના સિદ્ધાન્તથી એની કડક પરીક્ષા કરી એની રેવડી દાણાદાણ કરી નાખી; આનન્દશંકરે ન્હાનાલાલકૃત 'રાજરાજેન્દ્રને' એ કાવ્યની અનન્ય ભવ્યતાની મુક્તકંઠે સ્તુતિ કરી, તો રા. ઠાકોરે એ જ કાવ્યના થોડાક ખંડો પોતાની 'સમૃદ્ધિ'માં લઈ ન્હાનાલાલને 'અર્ધસત્ય'ને 'અર્ધદગ્ધને તો પ્રભા ય પ્હોંચે નહી' એવા અનેક શબ્દોથી નવાજી નાખ્યા; એજ રીતે આનન્દશંકરે 'સ્મરણસંહિતા'ના ઉપોદ્ઘાતમાં તેમ ટિપ્પણમાં એ કાવ્યની વિવિધ ખૂબીઓ આદરપૂર્વક બતાવી, તો રા. ઠાકોર એમના પર તૂટી પડ્યા, અને આખા ગુજરાતના વિવેચકો તેમ સાહિત્યરસિકો એ કૃતિની રસાળતા એકે અવાજે સ્વીકારે છે તેનો 'કવિઓની વૃદ્ધાવસ્થાની કૃતિઓને આપણે જાણીને નમને વાજવે તોળિયે' છીએ એવો વિચિત્ર ખુલાસો આપ્યો! આ રીતે એમની પ્રકૃતિમાં એકનું થાપ્યું ઉથાપવાનો અને આખી દુનિયાથી જુદા પડી ન્યારો જ ચીલો ઝાલવાનો ચડસ એટલો બધો છે કે એમના વિવેચનમાં ઘણીવાર સાપેક્ષ ખંડન જ પ્રધાન બની જાય છે, અને નિરપેક્ષ તેમ તટસ્થ સત્યદર્શનને માટે એમાં અવકાશ જ રહેતો નથી. એ તો સારું થયું કે ત્રિભુવન વ્યાસ અને પૂંજાલાલને એમની પહેલાં કોઈ પુરસ્કર્તા મળી ન ગયો, નહિ તો એમની પ્રકૃતિ અને આજ સુધીની પ્રવૃત્તિ જોતાં એમ જ વહેમ પડે છે કે પાછળથી એમણે એ બન્નેના ગ્રન્થોના પ્રવેશકો લખી તેમાં તેમ અન્યત્ર એ બન્નેની પીઠ થાબડી છે તેને બદલે બીજા વિદ્વાનોએ એમના ગુણપક્ષે જે કંઈ કહ્યું હોત તેનું ખંડન કરવામાં જ એ પોતાની બુદ્ધિ તેમ વિદ્વત્તાનો વિનિયોગ કરત. 'લિરિક' અને 'આપણી કવિતાસમૃદ્ધિ' એ રા. ઠાકોરના બે મુખ્ય વિવેચનગ્રંથોની ઉત્પત્તિ કેવી રીતે થઈ એ વાત સ્મરણમાં લાવશો તો તે બન્ને પણ આવી સરસાઈની લાગણીમાંથી જ ઉદ્ભવેલા જણાશે. મૂળ નરસિંહરાવે 'ગુજરાતી સાહિત્યમાં સંગીતકાવ્ય' એ લેખમાળા 'કૌમુદી' ત્રૈમાસિકમાં આરંભેલી, એટલે એની સ્પર્ધામાં રા. ઠાકોરે એ જ 'કૌમુદી'માં તે પછી થોડે જ વખતે 'લિરિક'ની લેખમાળા શરૂ કરી તેમાં રમણભાઈ નરસિંહરાવ આદિના વિચારોનો પ્રતિવાદ કર્યો. નરસિંહરાવે પોતાની લેખમાળામાં ગુજરાતના મુખ્ય મુખ્ય કવિઓ ક્રમવાર લઈ તેમના ઊર્મિકાવ્યોનો પરિચય આપેલો, એટલે રા. ઠાકોરે એથી જુદો જ રસ્તો લઈ અંગ્રેજી ભાષાનાં જાણીતાં ઊર્મિકાવ્યોની વિષયવાર વર્ગીકરણ કરી ચર્ચા કરી. પણ નરસિંહરાવની પેઠે ગુજરાતી ઊર્મિકાવ્યોનું પણ વિવેચન કરવાની એમની ઇચ્છા તો ખરી, તે નરસિંહરાવ પછી તરત કરે તો એનું આંધળું અનુકરણ કર્યાનો આક્ષેપ આવે, તે રા. ઠાકોરથી સાંખી શકાય નહિ, એટલે એમને થોડાં વરસ થોભી જવું પડ્યું, અને એ રીતે સમયનો કેટલોક ગાળો જવા દઈને નરસિંહરાવની લેખમાળા ઘણાખરાની દૃષ્ટિ સ્મૃતિ આગળથી



ખસી ગયા પછી નરસિંહરાવની જ પદ્ધતિએ પણ એમાં થોડો સુધારો વધારો કરી એમણે ગુજરાતી ઊર્મિકાવ્યોનું વિવેચન 'પ્રસ્થાન'માં 'આપણી કવિતાસમૃદ્ધિ'ને નામે કર્યું અને તે જ પાછળથી ગ્રન્થાકારે પ્રકટ કર્યું. આ બન્નેમાં તેમ એ પહેલાંના 'કવિતાશિક્ષણ' અને એ પછીના 'નવીન કવિતા વિશે વ્યાખ્યાનો' એ બે મળીને ચારે ગ્રન્થોમાં એમનો આશય એમના પુરોગામી નરસિંહરાવ ન્હાનાલાલ આદિ જામેલા કવિઓની પ્રતિષ્ઠા તોડી પોતાની કાવ્યશૈલીનો કવિતાશિક્ષણને નામે અને નિમિત્તે પુરસ્કાર પ્રચાર કરી નવો કવિસંપ્રદાય ઊભો કરવાનો જ રહ્યો છે. આ પ્રમાણે એમના કાવ્યવિવેચન-વિષયક આ ચારે ગ્રંથો એમના વિલક્ષણતાપ્રેમ, સ્પર્ધાભાવ, પ્રતિપક્ષખંડન, અને સ્વપક્ષમંડનની અહમહમિકામૂલક વૃત્તિઓમાંથી પ્રસવેલા હોવાથી એમાંનું વિવેચન એકદેશી અને વિવાદાસ્પદ જ નીવડ્યું છે. બીજો દાખલો રા. મુનશીનો જુઓ. એમની સાહિત્યપ્રવૃત્તિમાં વિવેચનનું રા. ઠાકોર જેટલું પ્રાધાન્ય નથી, એટલે એમની સર્જકતાએ એમના વિવેચનની જે વિકૃતિ કરી છે તે રા. ઠાકોર જેટલી આંખે ચડી આવતી નથી. છતાં એમના પોતાના નવલકથાના વર્ગના ઇતર સર્જકો ગોવર્ધનરામ અને રમણલાલ પ્રત્યેનું 'Gujarat and Its Literature'માંનું એમનું વલણ લક્ષમાં લ્યો, તો વિવેચનમાં સર્જકતા કેવી આડખીલીઓ ઊભી કરે છે તે આપો-આપ સ્પષ્ટ થશે. ગોવર્ધનરામ વિશે તો એ ગ્રંથમાં જ્યાં જ્યાં ઉલ્લેખ આવે છે ત્યાં ત્યાં રા. મુનશીનો તેમના પ્રત્યેનો પ્યાર નહિ તો સ્પર્ધાભાવ ઢાંક્યો રહેતો નથી અને તેમના 'સરસ્વતીચન્દ્ર'ને તો પૂરો વાંચવા વિચારવા સમજવાનો પણ પ્રયત્ન એમણે કર્યો જણાતો નથી. વસ્તુતઃ ગોવર્ધનરામની એ નવલ-કથાનો પ્રકાર, આદર્શ, પદ્ધતિ, શૈલી આદિ સર્વ મુનશીથી સર્વથા ભિન્ન જ છે, એટલે તેને જુદા સ્વતન્ત્ર ધોરણે જ તપાસવી જોઈએ, પણ રા. મુનશીએ તો તેને પોતાના વાર્તાપ્રકાર, પદ્ધતિ, શૈલી આદિને કાટલે જ સળંગ રીતે જોખેલ છે. પરિણામે એ ગોવર્ધનરામ જેવા અર્વાચીન યુગના આપણા સર્વોત્તમ સર્જકને સાચો ન્યાય આપી શક્યા નથી તેમ એમની મહાનવલની ખરી કદર પણ કરી શક્યા નથી. એ જ રીતે રા. રમણલાલ દેસાઈ પ્રત્યે એમણે જે ઉલૂકવૃત્તિ દાખવી છે તે તો આપણા એ સૌથી લોકપ્રિય વાર્તાકારની સમગ્ર સાહિત્ય-પ્રવૃત્તિનો પરિચય 'Gujarat and Its Literatare'ના સવા દોઢ પાનામાં જ એમણે સમેટી દીધો છે તે ઉપરથી પણ ખુલ્લેખુલ્લી જોઈ શકાય છે. એની સાથે શ્રીમતી લીલાવતીની કૃતિઓનો પરિચય આપવામાં એમણે કેટલાં પાનાં રોક્યાં છે તથા કેવો મુગ્ધ પ્રશંસાભાવ દર્શાવ્યો છે તે સરખાવી જુઓ, એટલે સ્વર્ગીય સમોવડિયા સર્જક પ્રત્યે એમની દૃષ્ટિ કેવી દૂષિત છે તેની સચોટ પ્રતીતિ થશે. છેલ્લે રા. પાઠકનું વિવેચન લ્યો. એ પ્રકૃતિએ સર્જક કરતા ચિન્તક વિવેચક વિશેષ છે, છતાં પ્રયોગ રૂપે એમણે કવિતા નવલિકા આદિ સાહિત્ય-પ્રકારોમાં પણ કલમ અજમાવી છે. આમાંથી કવિ-તામાં તો એમનું ટટ્ટુ ઝાઝું જોર કરી શકે તેમ નથી એમ એ પોતે સમજી શક્યા છે, તેથી એ ક્ષેત્ર પરત્વે એમના વિવેચને બહુ અડપલાં કર્યાં નથી, પણ નવલિકામાં ધીરેધીરે હાથ બેસતો જતાં એમની અહમહમિકા ક્રમે ક્રમે બળવાન બનતી રહી છે, અને એ વર્ગના એમની પૂર્વે પ્રતિષ્ઠિત થઈ ચૂકેલા 'ધૂમકેતુ'ના 'તણખા'ના અવલોકનમાં 'તમે આને ઉત્તમ નવલિકાકાર તરીકે માન આપો છો, પણ એની વાર્તાઓની આ ગંભીર ક્ષતિઓ જોઈ ?' એવા ભાવપૂર્વક વિવેચન કરી તેને ઉતારી પાડવાની વૃત્તિ નિઃશંક નજરે પડે છે. અલબત્ત, એ અવલોકનમાં દર્શાવેલી ક્ષતિઓ 'ધૂમકેતુ'-ની એ વાર્તાઓમાં નથી એમ કોઈ નહિ કહે, પણ આપણે ત્યાં 'ધૂમકેતુ'એ નવલિકાક્ષેત્રમાં જે અસાધા-રણ કોટિની પ્રતિભા પ્રકટ કરી છે, લીલામાત્રમાં કલ્પના અને ભાવનાનું અવનવું જગત ખડું કરવાની જે અનાયાસસિદ્ધ સર્જનશક્તિ દાખવી છે, અને પાત્ર પ્રસંગ આદિની પસંદગીમાં આપણા સાહિત્યમાં





અમુક રીતે મુલગામી મનાય એવું જે દૃષ્ટિપરિવર્તન સિદ્ધ કર્યું છે તેનું યથાર્થ મૂલ્ય એ આંકી શકેલ જ નથી, અને અમુક છૂટક નવલિકાઓની આરંભિક ત્રુટિઓ બતાવવામાં જ એમણે કૃતાર્થતા અનુભવી છે. આમ આ ત્રણે વિવેચકો અસંદિગ્ધ રીતે પુરવાર કરે છે કે વિવેચક જ્યારે સર્જક પણ હોય છે ત્યારે પોતાના વર્ગના ઇતર સર્જક પ્રત્યે એ પૂરતી તટસ્થતા રાખી શકતો નથી, તેની સાહિત્યપ્રવૃત્તિ પ્રત્યે વિવેચનમાત્રમાં આવશ્યક એવી પૂજાવૃત્તિ કે ગુણદૃષ્ટિ દાખવી શકતો નથી, કેવળ સ્પર્ધાભાવી નિષ્ઠુર પરીક્ષા જ બહુ બહુ તો એ કરી શકે છે, અને તેથી એ સર્જક ભણી ઓછોવત્તો અન્યાય જાણ્યેઅજાણ્યે પણ એને હાથે થયા વિના રહેતો નથી. આ રીતે વિવેચનમાં સામાજિકતાની પેઠે સર્જકતા પણ અનિષ્ટ થઇ પડે એવી સ્થિતિ હોવાથી વિવેચકે એનાથી પણ દૂર જ રહેવાનું છે.

વિવેચનના સિંહાસન પર બેસવા આવનારનો અન્તિમ આવશ્યક ગુણ તે એના ચિત્તની અનાસક્તિ –પૈસા, પદવી, પ્રતિષ્ઠા આદિ સંસારમાં સ્પૃહણીય મનાએલી વસ્તુમાત્રની સંપૂર્ણ અનાસક્તિ વિવેચનની પવિત્રતા અને પ્રમાણિકતાના અંગભૂત એવા સત્યનિષ્ઠા, સ્વતન્ત્રતા, ને તટસ્થતા એ જે મુખ્ય ગુણો પૂર્વે અન્યત્ર ગણાવ્યા છે તે ત્રણેનો બધો આધાર આ ચોથા ગુણ અનાસક્તિ ઉપર જ છે. વિવેચક જેટલા પ્રમાણમાં ખરેખરો અનાસક્ત હશે તેટલા પ્રમાણમાં જ એ વિવેચનમાં સત્યનિષ્ઠ, સ્વતન્ત્ર, ને તટસ્થ રહી શકશે જો કોઇ પણ પદાર્થની આસક્તિ એના દિલમાં ઊંડે ઊંડે પણ હશે તો એનામાં આ ત્રણે ગુણો હશે તોપણ તેનું બળ પોતાની મેળાએ ઘટી જવાનું, એટલું જ નહિ પણ એ આસક્તિને જોરે દુનિયા પણ એના પર ચડી બેસવાની ને કહેવાની કે 'તારે એ પદાર્થ જોઇએ છે ને? તો તુ વિવેચનની પવિત્રતા ને પ્રમાણિકતાનો તારો દાવો છોડી દઇને અમારું ગાયું ગા અને અમારી ખુશામત કર, નહિ તો એ પદાર્થ તને કોઇ રીતે નહિ મળે, ને તું ઘર્યો રહીશ.' અને આ વાત આહી કોઈ કાલ્પનિક અનુમાનરૂપે નથી કહી, પણ ખરેખર બનેલી હકીકતને આધારે જ કહી છે. આપણા એક જાણીતા વિવેચકે સમકાલીન સાહિત્યનું વિવેચન કરવામાં પોતાને વેઠવી પડેલી મુશ્કેલીઓની વાત કરતાં એક ઠેકાણે નોંધ્યું છે કે પોતે આપણા નામાંકિત સાહિત્યકારોના વિવેચનપ્રસંગે જે નિડર સ્પષ્ટવક્તૃત્વનો નિયમ રાખેલો તેનાથી કોપાયમાન થઇને આપણા એક વયોવૃદ્ધ ધનપતિ લેખક બોલી ઊઠેલા કે 'તમારી પાસે તે ક્યાં લાખો રૂપિયા ભર્યાં છે કે તમે આવું કડક વિવેચન કરો છો!' આના ઉત્તર રૂપે દરેક સાચા વિવેચકમાં એમ કહેવાની તાકાત હોવી જોઇએ કે 'ખરૂં સાહેબ, અમારી પાસે લાખો રૂપિયા તો નથી જ ભર્યા, પણ લાખો રૂપિયાને લાત મારીને લગોટીભેર આસન લગાવી પોતાને સાચું લાગે એવું જ લખવાની નિઃસ્પૃહતા અમારા અણુ યે અણુમાં ભરી છે ખરી, એટલે જીવનભર અકિંચન રહીને પણ અમે તો જેવું હશે તેવું જ કહેવાના.' અને વિવેચકે આવા અકિંચન જ સર્વદા રહેવાનું છે. બાકી કોઈપણ જાતના નાણાંના ધક્કામાં જો એ પડ્યો તો વિવેચક તરીકે તો એના બાર વાગી જ ગયા એમ સમજી લેવું. કેમકે કોઇ પણ લેખક વિવેચનના વિષયમાં જરાક પણ આગળ આવ્યો કે તરત જ સાહિત્યસર્જક તેમ સાહિત્યપોષક વ્યક્તિઓ તથા મંડળીઓ તરફથી દ્રવ્ય કીર્તિ માન અકરામ આદિમાંથી એને જે કંઈ જોઇતું હશે તેની લોભામણી લાલચો એની સામે ધરીને એને પોતાનો આશ્રિત જન બનાવી દેવાની પ્રચ્છન્ન પ્રપંચજાળ એની આસપાસ ગૂંથાયા વિના રહેવાની જ નહિ આવે વખતે એણે

अश्वत्थमेनं सुविरूढमूल-
मसङ्गशस्त्रेण दृढेन छित्त्वा।
ततः पदं तत्परिमार्गितव्यं,
यस्मिन्गता न निवर्तन्ति भूयः॥

એ ગીતાના શબ્દો યાદ કરવાના છે, અને એ પ્રપંચજાળરૂપી ઊંડાં મૂળો નાખીને વિસ્તરેલા પ્રલોભનરૂપી એ અશ્વત્થને દૃઢ અસંગશસ્ત્ર વડે છેદી નાખ્યા પછી જ સાચા વિવેચકપદની આશા એણે રાખવાની છે. અને આ વિવેચકપદની બાબતમાં પણ પાછું એણે સર્વથા નિર્માનમોહ બનવાનું છે. પોતે ધુરંધર વિવેચક તરીકે પૂજાય એવી આકાંક્ષા પણ એણે રાખવાની નથી. નહિ તો એ આકાંક્ષારૂપી ભૂતની ચોટલી વડે પણ સૌ એને પોતાની મરજી મુજબ નચાવવાની તરકીબો રચવાનાં. પછી સાહિત્યની આલમ એની સામે એકસંપી કરીને એમ જ કહેવાની કે 'તને વિવેચક જ કોણ ગણે છે ? વિવેચક તો અમારા ફલાણા ફલાણા ભાઈ, જે અમારાં ગુણગાન કરીને અમને આગળ આણે છે.' રા. ખબરદારે અંધેરી-પરિષદના વ્યાખ્યાનમાં એ જ યુક્તિ અજમાવેલી. તેમની કવિતાનાં નિર્ભેળ વખાણ કરનારા આજ સુધીમાં આખા ગુજરાતમાંથી બે જ જણ નીકળ્યા છે, એક આનન્દશંકર ધ્રુવ અને બીજા એમના શિષ્ય વિષ્ણુપ્રસાદ ત્રિવેદી. તેથી પરિષદપ્રમુખ તરીકેના વ્યાખ્યાનમાં ગુજરાતી વિવેચનની વાત કરતાં તેમણે આ બે જ જણની વિવેચક તરીકે ગણના કરાવી અન્ય સર્વની ઉપેક્ષા જ કરેલી. પણ એનો અફસોસ કરવાનું કારણ નથી. માનવપ્રકૃતિ જોતાં એવી એવી યુક્તિઓ સદા ય ચાલ્યા જ કરવાની. કેમકે સાહિત્યસેવાનાં પ્રેરક બળોમાં યશલાલસા એ બહુ બળવાન પ્રયોજન છે. મોટા ભાગના સાહિત્યકારો યશને ખાતર જ સાહિત્યસેવા કરી રહ્યા છે. તેથી એ યશપ્રાપ્તિમાં કોઈ વિવેચક અનુકૂળ ન બનતાં અન્તરાયરૂપ થઈ પડે તો તેના પર એ ક્રુદ્ધ થાય એથી આશ્ચર્ય પામવાનું નથી. એવે પ્રસંગે આત્મરક્ષણની સહજ વૃત્તિ તેને એવી જ યુક્તિ સુઝાડવાની કે પોતાને વખાણે તેને જ વિવેચક ગણવા અને વખોડે તેની અવગણના જ કરવી. એટલે વિવેચનમાં પડનારે આવી પરિસ્થિતિનો સામનો કરવાની તૈયારી પહેલેથી રાખવાની છે. વસ્તુતઃ વિવેચકે પોતાની વિવેચનપ્રવૃત્તિમાં આત્મપ્રસાદ અને જનસેવા એ સિવાય બીજો એક પણ આશય રાખવાનો જ નથી. That one talent which is death to hide એ શબ્દોમાં મિલ્ટને વ્યક્ત કરેલી[11] ભાવના જ એના વિવેચનમાં પ્રેરક બળરૂપે હોવી જોઈએ. કુદરતે સાહિત્યકલાદિના આસ્વાદન આલોચનની જે કાંઈ શક્તિ આપી હોય તેનો લોકસંગ્રહાર્થે સદુપયોગ કરી અનૃણી બનવું અને એ દ્વારા કર્તવ્યપાલનનો જે નિર્વિષય આનંદ મળે તેનાથી પરિતૃપ્ત રહેવું એ એક જ એના વિવેચનકાર્ય પાછળની દૃષ્ટિ હોવી જોઈએ. એટલે 'દુનિયા મને વન્દે કે નિન્દે, સાહિત્યકારો મને વિવેચક ગણે કે ન ગણે, એને પરિણામે મને લાભ ને માન મળે કે ન મળે, છતાં હું તો મારું કાર્ય કેવળ કર્તવ્યબુદ્ધિથી અને સર્વથા અનાસક્ત ચિત્તે કર્યે જ જવાનો' એ જ વિવેચક માત્રનો સદાનો અચળ નિશ્ચય હોય. સાચો વિવેચક સદા યે પાઈથેગોરસે કહેલો તેવો 'હકનો આશક ફિલસુફ'[12] જ હોય છે. આ જીવનનો તેમ તેની

૧૧. ' On His Blindness ' નામે સૉનેટમાં.

૧૨ '"ફિલસુફ" એ શબ્દ પહેલવહેલો પાઈથેગોરસે જ વાપરેલો. એક વખત પેલીપોન્નીસસમાં લિઓન્ટિયસે તેને પૂછ્યું, કે "તમારો ધંધો શો ?" તેણે કહ્યું, "મારો ધંધો કશો છે જ નહીં; હું 'ફિલસુફ' છું." લિઓન્ટિયસે પહેલાં કદાપિ આ શબ્દ સાંભળેલો નહીં હોવાથી તેનો અર્થ પૂછ્યો. પાઈથેગોરસે ગંભીરતાથી જવાબ આપ્યો કે "આ જિન્દગી એક ઉત્સવના મેળા સરખી છે: કારણ કે મેળામાં પણ કેટલાએક સરતો છતીને મુકુટ અને માન મેળવવા ઇચ્છે છે; કેટલાએક માલ વેચીને દ્રવ્યપ્રાપ્તિની અપેક્ષા રાખે છે; અને કેટલાએક ઉચ્ચતર પુરુષો, નહીં વખાણ કે નહીં પ્રાપ્તિ ખાતર, માત્ર એ અદ્ભુત દેખાવના આનન્દને માટે, વૃત્તાન્ત જોવાને અને સમજવાને આવે છે. અમે પણ અમારા દેશને એટલે સ્વર્ગને છોડીને દુનિયા પર આવીએ છીએ; અહીં પણ કેટલાએક આબરૂ અને કેટલાએક લાભને શોધે છે, અને થોડા જ અભિમાન તથા તૃષ્ણાનો ત્યાગ કરીને તેનો અભ્યાસ કરે છે. એ થોડા ઉમદા આદમીઓને હું ફિલસુફ (હકના આશક) કહું છું-[illegible] કે એવી રીતે સ્વાર્થ વગર [illegible] [illegible] [illegible]





સાહિત્યકલાદિ સંસ્કારી પ્રવૃત્તિઓનો એક મહા મેળો જામ્યો છે. જુદાં જુદાં માણસો એમાં જુદી જુદી વૃત્તિથી ફરે છે. કેટલાક એમાં દ્રવ્યાદિ ઐહિક લાભો ખાટી જવાની ઇચ્છાથી આવે છે. કેટલાક અન્ય સર્વ હરીફોને હરાવીને સર્વોપરિપદનો મુકુટ ધારણ કરવાની આકાંક્ષા રાખીને એમાં ઘૂમે છે. તો કેટલાક વળી પૈસા પ્રતિષ્ઠા આદિ આવા દુન્યવી પદાર્થોની લેશ માત્ર લાલસા રાખ્યા વિના એ મેળાના તટસ્થ દર્શન ચિન્તનનો આનન્દ લેવા જ એમાં અનાસક્ત વૃત્તિથી ફરે છે. વિવેચકે સર્વ લાભમાનનો ખ્યાલ છોડી દઈને જીવન તેમ સાહિત્ય કલાના આવા અનાસક્ત પ્રેક્ષક બનવાનો જ આદર્શ રાખવાનો છે. આજકાલ 'ઈશાવાસ્યોપનિષદ'નો તેન त्यक्तेन भुंजीथा. એ ઉપદેશસૂત્રનો ખૂબ ઉપયોગ થઈ રહ્યો છે. પણ એમાં 'भुंजीथाः' પદ છે તેનાથી ખૂબ ચેતતા રહેવાનું છે. એવા કોઈ ભોગની લાલસામાં વિવેચક જો જરા પણ પડ્યો તો भोगा न भुक्ता वयमेव भुक्ताः એ યયાતિ રાજાના સુપ્રસિદ્ધ શબ્દો જ એને પણ વિષાદપૂર્વક ઉચ્ચારવા પડશે. એ કરતાં ઉચ્ચતર આચારસૂત્ર તો तेन त्यक्तेन ईशीथाः એ ગણી શકાય—સર્વ પ્રકારની લાલસામાત્રનો ત્યાગ કરીને તું ઈશ થા—સ્વાધીન બની રહે—ગોવર્ધનરામે કરેલા ઉપનિષદ્ભાષાન્તરની પંક્તિમાં કહ્યું છે તેમ 'ઈશ થઈને પ્રકાશતો જોતો રહે'—જીવનની તેમ સાહિત્યની પ્રવૃત્તિનો તેજસ્વી તટસ્થ પ્રેક્ષક બની રહે. વિવેચકે ભોગમાત્રની લાલસા તજી દઈને સાહિત્યકલાદિનો આવો સ્વતન્ત્ર, તટસ્થ, અનાસક્ત પ્રેક્ષક સમીક્ષક જ બની રહેવાનું છે. અલબત્ત, આવી સ્વતન્ત્ર, તટસ્થ, ને અનાસક્ત રીતે કરેલું વિવેચન સમાજમાં ઘણાને આકરું ને અકારું થઈ પડવાનું અને તેથી એવી રીતે વિવેચન કરનારને ઉખેડી નાખવાના કે એને આદર્શભ્રષ્ટ કરી પોતાનો ગુલામ બનાવી દેવાના કાવાદાવા સતત ચાલવા જ કરવાના. પણ વિવેચકે તેથી ડરવાનું કે ડગવાનું નથી. વિવેચન કરવું તો તે અહીં ગણાવેલા સત્યનિષ્ઠા, સ્વતન્ત્રતા, તટસ્થતા, અને અનાસક્તિના આદર્શને અનુસરીને જ સાચો વિવેચક કેવો હોવો જોઈએ તેની મૂર્તિ દૃષ્ટિ સમક્ષ રાખીને તદનુસાર જ—કરવું; નહિ તો તેમાંથી ખસી જવું. એક્યુ આનોંઈડે માર્કસ ઑરેલિયસના નિબન્ધમાં એ રાજર્ષિના શબ્દો ટાંક્યા છે કે "Short is the little which remains to thee of life. Live as on a mountain. Let men see, let them know, a real man, who lives as he was meant to live. If they cannot endure him, let them kill him. For that is better than live as man do.'[૧૩] વિવેચકે પણ આવી જ વૃત્તિ રાખવી. વિવેચન કરવું તો સો યે સો ટકા ભવનાને વળગી રહીને અને સિદ્ધાંતોનું સર્વાંગપાલન કરીને જ કરવું. સમાજને એ ન પાલવે તો ભલેને આપણને નાબૂદ કરી નાખે. વિવેચનને નામે મોંમાગી ભાટાઈ કરવા કરતાં એ હજાર દરજ્જે બહેતર છે.

ત્યારે સત્યનિષ્ઠા, સ્વતંત્રતા, તટસ્થતા, અને અનાસક્તિ એ ચાર વિવેચનના સિંહાસન પર બેસવા આવનારમાં અનિવાર્ય અગત્યના ગુણો. એ ચારે ગુણો હશે તો જ એ ધર્માસન પર વિવેચક બેસી શકશે અને સાચું વિવેચન કરી શકશે. એમાંથી એકકો પણ ખૂટતો હશે તો એ ધર્માસન પર એ સ્થિર રહી શકશે જ નહિ. એટલે વિવેચકમાત્રે આ ચારે ગુણોની અહોનિશ ખંતપૂર્વક સાધના કરવાની છે, અને વિવેચન કરવું તો આ ચારે ગુણો રૂપી ચાર સુદૃઢ પાયાવાળા ધર્માસન ઉપર બેસીને જ કરવું, અને નહિ તો શાન્ત જ રહેવું એવો અવિચળ ટેક રાખવાનો છે. આ થઈ વિવેચકપક્ષની વાત પણ વિવેચકને પણ સમાજ વચ્ચે રહીને વિવેચન કરવાનું છે, તથા તે પોતાનું કાર્ય આવી પવિત્રતાની ભાવનાથી લેશ માત્ર ચળ્યા વગર પૂર્ણ પ્રમાણિક રીતે કરી

થવામાં માન રહ્યું છે, તેવી રીતે આ જિન્દગીમાં પ્રકૃતિ સંબન્ધી ચિન્તન અને મનનમાં નિમગ્ન રહેવામાં અસામાન્ય ગૌરવ છે.'—'શિક્ષણનો ઇતિહાસ,' પૃ. ૪૯.

૧૩. 'Essays in Criticism', I, 370.



શકે એટલા માટે લેખક, વાચક, સાહિત્યરસિક, ને સાહિત્યપોષક આદિ વિવિધ વર્ગોના બનેલા સમાજે પણ આ વિષયમાં સર્વથા પ્રમાણિક બનવાનું છે, અને એ ધર્માસનની આસપાસ સદાય સ્વચ્છ નિર્મળ પરિસ્થિતિ ટકી રહે તેની સતત સંભાળ રાખવાની છે. નહિ તો સમાજ જો એના ઉપર ગાળોનો ગંદવાડ ફેંક્યા કરશે, ધાકધમકીના દબાણ નીચે એને દબાવી દેશે, કે ઉપેક્ષાના ઉકરડામાં એને હડસેલી દેશે, તો એ રત્નજડિત ઝળહળતું સિંહાસન કોઈ ગામને પાદર દટાએલું જ પડ્યું રહેશે અને સમાજને એની ન્યાયશક્તિનો તેમ તોલનપરીક્ષણશક્તિનો લેશ માત્ર પણ લાભ નહિ મળે. એ લાભ લેવો હોય તો સમાજે પણ નિરપેક્ષ સત્યભક્ત બનવું પડશે. એટલે એ દૃષ્ટિએ સમાજને પણ આ વિષયમાં બે શબ્દો કહેવાની જરૂર છે. જીવનમાં તેમ સાહિત્યમાં વિવેચનનનો જો કંઈ યે ઉપયોગ હોય તો તે આત્મદર્શન અને સત્યદર્શનનો જ છે. જાત અને જગતનું યથાસ્થિત દર્શન કરવું, તેના ગુણદોષ આદિ સઘળું જેવું હોય તેવું જોઈ તેની સાચી મૂલવણી કરવી એ બહુ મુશ્કેલ કામ છે ને સૌથી એ બની શકતું નથી, તેથી એને માટે તાલીમ પામેલી અને વિશિષ્ટ ગુણસંપત્તિ ધરાવતી તટસ્થ--પ્રમાણિક વ્યક્તિની જરૂર રહે છે. વિવેચક આવી વ્યક્તિ છે. એનું કામ જ વસ્તુ જેવી હોય તેવી બતાવવાનું છે. એ કામ એ જો પ્રમાણિક હોય તો જ કરી શકે છે. તેથી વિવેચનમાં જેટલી પ્રમાણિકતા હોય તેટલી જ તેની ઉપયોગિતા છે. પ્રમાણિકતા વગરનું વિવેચન ગમે તેટલું ચમકદાર અને સામર્થ્યયુક્ત હોય તોપણ તેનો મૂળભૂત ધર્મ જ ચૂકતું હોવાથી કેવળ નકામું જ નહિ પણ વિશેષમાં નુકસાનકારક પણ છે. આયનો જેમ સ્વચ્છ સમથળ હોય તો જ કામનો, મલિન, ગંદો, વાંકોચૂંકો, અથવા બહિર્ગોળ કે અન્તર્ગોળ હોય તો વસ્તુને ઝાંખી, અસ્પષ્ટ, અધૂરી, હોય તેથી જાડી કે પાતળી, લાંબી કે ટૂંકી, અને વિકૃત બતાવી આપણને જાત અને જગત વિશે ખોટા ખ્યાલો આપી નુકસાનકારક થઈ પડે, તેમ વિવેચન પણ સ્વચ્છ, સમતોલ હોય તો જ કામનું, કોઈની ખોટી સ્તુતિ કે ખોટી નિન્દા કરી તેને હોય તેથી મહાન કે લઘુ, સારું કે ખરાબ બતાવે તો નુકસાનકારક જ થઈ પડે છે. તેથી વિવેચક પોતાનું કાર્ય સર્વથા પ્રમાણિક, સત્યદર્શી, સ્વતન્ત્ર, તટસ્થ, અને અનાસક્ત રહીને કરે એ એના પોતાના કોઈ અંગત લાભને ખાતર નહિ પણ સમસ્ત સમાજના શ્રેયને ખાતર પરમ આવશ્યક છે. એટલે જો કોઈ વિવેચક ઘમંડને લીધે નહિ પણ શુદ્ધ સત્ય અને પ્રમાણિકતાને કારણે તમારી ખોટી ભાટાઈ કરવાની ના પાડતો હોય કે તમારા સાચા દોષો દર્શાવવાનો આગ્રહ રાખતો હોય તો તેના પર રોષે ભરાશો નહિ, તેને હેરાન કરશો નહિ, તેના પર વેર લેવાના ઉધામા કરશો નહિ. જેમ દર્પણ તમારું નાક લાંબું કે ટૂંકું, ગોળ કે ચપટું જેવું હોય તેવું જ બતાવે, તમારી ત્વચા ગોરી કે કાળી જેવી હોય તેવી જ રજૂ કરે, તમારા મોં પર શીળીના ચાઠાં કે ખીલ જેવી વિરૂપતા હોય તો તે પણ સ્પષ્ટરૂપમાં છતી કરે, તેમ વિવેચનની પણ તમારા ગુણ કે દોષ, તમારી ખૂબી કે ખામી જેવી હોય તેવી બતાવવી એ જ ફરજ છે. એ ફરજ જો વિવેચક નિષ્ઠાપૂર્વક બજાવવા મથતો હોય તો તેને રંજાડશો નહિ તેને હાનિ પહોંચાડશો તો તેના કરતાં વિશેષ હાનિ તમને પોતાને જ પહોંચશે, કેમકે આત્મદર્શન ને સત્યદર્શનનું એ એકનું એક સાધન પછી તમે જ ગુમાવી બેસશો. પ્રજાના કલ્યાણને માટે જ પ્રજાથી પર ને સ્વતન્ત્ર રહી તેની પ્રવૃત્તિઓનું નિરીક્ષણ કર્યા કરે અને ગુણદોષની પરીક્ષા કરી ગુણો પોષવા ને દોષો ટાળવા તેને પ્રેરે એવા અહોરાત્ર તેની ચોકી કરનાર વિવેચકવર્ગની તેને ખાસ જરૂર છે. તો જ કોઈ પણ પ્રજા માનવપ્રકૃતિમાં રહેલી સ્વસન્તુષ્ટતા, આત્મપર્યાપ્તિ, ને આત્મશ્લાઘાના અનિષ્ટ પરિણામોથી મુક્ત રહી શકે તથા સતત રીતે વધુ ને વધુ ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરવા યત્નશીલ પણ રહી શકે. એટલે પ્રજાએ વિવેચકના હિત ખાતર નહિ પણ પોતાના જ સ્વાર્થ ખાતર વિવેચકને સત્યનિષ્ઠ, સ્વતન્ત્ર, તટસ્થ,





ને અનાસક્ત રહેવા દેવો જોઇએ, અને તે પોતાનું કાર્ય નેકીથી કરી શકે એવી અનુકૂળતા તેને કરી આપવી જોઇએ. વિવેચકને એણે કદી લોભાવવો, લલચાવવો, કે દબાવવો ન જોઇએ, પણ જો કોઇ લોભાઇ, લલચાઇ, દબાઇ, કે રાગદ્વેષથી વિકૃત થઇને ખોટું વિવેચન કરતો હોય તો તેને ખુલ્લો પાડવો જોઇએ. લાંચ લેવી દેવી એ સર્વત્ર નિન્દ્ય છે, પણ વિવેચનમાં નોકરી, પૈસા, પુરસ્કાર, પારિતોષિક, માનઅકરામ આદિ પ્રચ્છન્ન રૂપોમાં જે લાંચ લેવાદેવામાં આવે છે અને એ રીતે વિવેચનને વિપથગામી બનાવવાના જે કાવાદાવા કરવામાં આવે છે તે તો અત્યન્ત નિન્દ્ય છે. પ્રજાના સરળ સન્તુષ્ટ વ્યવહારને માટે તેનાં સ્થૂલ તોલમાપનાં સાધનો બરાબર હોય એ જેટલું અગત્યનું છે તેથી પણ અનેકગણું વિશેષ અગત્યનું તેની બૌદ્ધિક, માનસિક, સાંસ્કારિક પ્રવૃત્તિઓના તોલમાપનું કામ કરનારું તેનું વિવેચન પણ પ્રમાણિક રીતે પ્રવર્તતું હોય એ અગત્યનું છે. દુનિયામાં આપણે જોઇએ છીએ કે મોટા પાયા પર ચાલતી દરેક વેપારી પેઢી, દરેક કારખાનું, દરેક સરકારી તન્ત્ર ને દરેક દેશ પોતાના જમાખર્ચનો હિસાબ તપાસવા માટે અન્વેષકો રાખે છે, અને પગાર પોતે જ આપે છે, છતાં એ અન્વેષકો સ્વતન્ત્ર રહીને પગાર આપનારે પોતે હિસાબમાં કંઇ ગોટાળો કે ભૂલચૂક કરી હોય તે બેધડક બતાવી આપે છે, અને દેશનું ન્યાયખાતું પણ જેમ સરકારનો જ પગાર ખાઈ ને પણ એનાથી સર્વથા સ્વતન્ત્ર રહીને પોતાનું ન્યાયકાર્ય કરે છે ને તેના દોષ હોય ત્યાં તેની કાનપટ્ટી પકડતાં જેમ અચકાતું નથી, તેમ વિવેચકનું કામ પણ જીવન તેમ સાહિત્યકલાદિના વ્યવહારની ભૂલો કાઢવાનું, તેના દોષો દર્શાવવાનું, અને ભાવનાપથથી એ ભ્રષ્ટ થએલ હોય ત્યાં એનું લક્ષ દોરી ફરી પાછા એ પથ પર એને લાવવાનું જ છે. તો એ પરમ મહત્ત્વનું કાર્ય એ અન્વેષકો ને ન્યાયાધીશના જેટલી સ્વતન્ત્ર તટસ્થ રીતે બજાવી શકે એવું વાતાવરણ સમાજે એને માટે રચવું જોઇએ. તો જ એ સમાજનું જીવન નિર્મળ ને ઉન્નત બનશે, ન અન્યથા.

પણ આ બધું કહ્યા છતાં આખરે તો સમાજ જેવો છે તેવો જ રહેવાનો છે, સાહિત્યકાર પણ છે તેવો જ રહેવાનો છે, અને માનવી પણ એનો એ જ રહેવાનો છે. વિવેચક દોષ દર્શાવશે એટલે સર્જક એના ઉપર ઘૂરકશે, એની સાથે અદાવત બાંધશે, એને દાબી દેવાનાં ષડયન્ત્રો રચશે. ભૂતકાળમાં એવું થયા કર્યું છે, અને ભવિષ્યમાં પણ એવું થયા જ કરવાનું છે. અને એમાં જ સાચા વિવેચકની કસોટી તેમ મહત્તા રહેલી છે. સત્યનું પાલન કરતાં એની પજવણી થાય, એને વેઠવું પડે, એને ભોગ આપવો પડે, અને છતાં એ સત્ય ને ન્યાયના માર્ગેથી ચળે નહિ એમાં જ એનું ગૌરવ રહેલું છે. સામાન્ય રીતે આપણે સાહિત્યકારોને એમણે શું લખ્યું ને કેટલું લખ્યું એને હિસાબે માન આપીએ છીએ. વિવેચકના સંબન્ધમાં આપણે સાથે સાથે એણે શું શું ન લખ્યું, કેટલું કેટલું લખવાથી તો એ યત્નપૂર્વક દૂર જ રહ્યો, એને હિસાબે પણ માન આપવાનું છે. લાલચમાં લપટાવાના એના જીવનમાં કેટલા કેટલા પ્રસંગો આવ્યા અને છતાં એ ન લપટાયો, ખુશામત કરવાના કેટલા કેટલા ધીંચપરોણા થયા અને છતાં એણે ન કરી, દ્વેષ દુશ્મનાવટના કેટલા કેટલા મોકા ઊભા થયા અને છતાં એ અલિપ્ત રહ્યો, સામ દામ ભેદ દંડની નીતિથી એને ફોડી દબાવી વશ કરી લઇ પોતાનું ધાર્યું એની પાસે લખાવવાના કેટલા કેટલા કાવાદાવા થયા અને છતાં એ અડગ રહ્યો, સગાં, સ્નેહી, મિત્રો આદિ તરફના પક્ષપાતના કેટલા કેટલા સંજોગો મળ્યા છતાં એ સ્થિતપ્રજ્ઞ રહ્યો અને વિવેચનની પવિત્રતા તથા પ્રમાણિકતાને એણે જીવનભર કેટલી જાળવી રાખી એને હિસાબે જ એની મહત્તા માપવાની છે. અને એનામાં જેટલું સાચું ચારિત્ર્યબળ હશે, જેટલી વિશુદ્ધ ઉદાત્ત જન્મજાત શીલસંપત્તિ હશે, ને જેટલે અંશે એ સાચો વીર નર અને ખરો મહાપુરુષ હશે તેટલે અંશે જ આ સર્વ પ્રસંગોમાંથી એ આખી અણીએ પાર ઊતરી શકશે. એટલે કોઇ પણ વિવેચક જો પોતાના આખા જીવનની એકંદર વિવેચનપ્રવૃત્તિને અન્તે

(અનુસંધાન પાનું ૬૭)

[ ૧ ]

તા. ૩૧ જાનેવારીના રોજ અમદાવાદના સ્ટેશને દોઢ કલાક મોડી સાંજની વડોદરા જનારી લોકલ આવીને ઊભી રહી. કોંગ્રેસની એ. આઇ. સી. સી. ની મીટીંગ પૂરી થઇ હતી. એટલે ઉતારુઓની સંખ્યા રોજ કરતાં વધારે હતી. ગાડીમાં જગા મળે તે માટે પ્લેટફોર્મની ઉલટી બાજુએ, નીચે પણ મુસાફરો જગા ખોટી લેવા ઊભા હતા. જેવી ગાડી ઊભી રહી કે જુવાનોની એક ટુકડીએ અંદર ચડવા ધસારો કર્યો. અંદર દૂધનાં ધાબાં લઈને આવેલા દૂધવાળા એ ખાનામાં ભોગજોગે હતા એટલે એમાંથી એકે અંદર ચડવા પ્રયત્ન કરતા એક જુવાનને લમણામાં ઝીંકી દીધી.

દૂધવાળાની દાદાગીરી એમની - સાથે મુસાફરી કરતા માણસોને અનુભવવા આમ તો કોઇ કોઇ વાર મળતી હોય છે. ઉલ્લે ઉલ્લે, જ્યોતિ સંઘની બહેનો પ્રવાસ કરતી હતી તેમને હેરાન થવું પડેલું તે સમાચાર પણ છાપામાં આવ્યા હતા. યુવકને એ ફેટ વાગી તે સાથે તેનું લોહી ઉશ્કેરાઇ ગયું. સાથે બીજા જુવાનિયાઓ હતા તે પણ ગરમ થઇ ગયા. દૂધવાળાઓને ભાગ્યે સામનો કરવાનો વખત આવ્યો હશે તેવો મામલો ઊભો થયો.

યુવકોએ દૂધના પાંચેક ધાબાં પ્લેટફોર્મ ઉપર ઢોળીને દૂધની નદી વહેવડાવી. ધાબાવાળાએ એક પેટી, જે આમેફોનની હતી તે સામા પક્ષની તોડી નાખી. પરંતુ યુવકોનું સંઘબળ વધારે જોતાં ધાબાવાળાઓ હારીને ભાગ્યા. એક જણનું દૂધ સાથેનું ધાબું ડબામાં રહી ગયું. યુવકોએ કિલ્લો કર્યો હતો એટલે એ ભેદીને ધાબું લઇ જવાની હિંમત ન રહી.

રેલ્વેના માણસો, દૂધની નદી વહી છતાં એમાં માથું મારવા ન આવ્યા. પોલીસને એ સમાચાર મળ્યા એટલે અંદર રહી ગયેલું ધાબું અપાવવા એ આવ્યા. પણ યુવકોએ પોલીસને સંડોવ્યા—તમે લોકો ફૂટી જઇને આવી દાદાગીરી એ લોકોને કરવા દો છો માટે ધાબું અપાવવાની વાત છોડી જાઓ. પોલીસ પણ તેરી બી ચૂપ, ઓર મેરી બી ચૂપ કરતો ચાલ્યો ગયો. એટલામાં એક, ભૈયાજી, દાદાગીરીમાં પોતાને પહેલવાન મનાવતા હશે તે વહારે ચડી આવ્યા પણ યુવકો ઝનૂને ચડ્યા હતા. એમની વચ્ચેથી ધાબાને ઉપાડી જવું કપરું લાગતાં ભૈયાજીના હાથ પણ હેઠા પડ્યા. ધાબાવાળાથી આવી કરુણ હાર વેઠાતી ન હોય તેમ છેલ્લે એણે પોતાના સાથીને સંબોધી પડકાર કર્યો કે, લાવ અલ્યા લાકડી. હવે એ છે અને હું છું!

પણ ન લાકડી આવી અને ગાડી ઉપડી! યુવકોએ છેલ્લે ધાબું સ્વેચ્છાએ આવીને ઝીંદાદિલી બતાવી હોત તો સારું હતું, પણ એમણે ય સંઘબળના જોરે સુધરેલી પાશવતા પૂરી કરી આ બધામાંથી સરનો કાઢગા રેલ્વે શું ધાબાવાળાં માટે એકાદ ડબો કે ખાતું જુદું કાઢી ન શકે?

[ ૨ ]

ગામમાં બે દુઃખ હતાં. એક પાણીનો ત્રાસ અને બીજો ચોરનો ત્રાસ. હું એની તપાસ કરવા ગયો ત્યારે પાણીના ત્રાસનું નિવારણ સહેલમાં થાય તેવું મને કૂવો જોતાં લાગ્યું કૂવો ખાસ્સો મોટો હતો. પાણી પહેલાં હતું પણ હાલ ઓછું થયું હતું, એટલું ઓછું કે પાણીની સાથે કાદવ આવતો હતો. મને થયું કે કાદવ કાઢી નાખવામાં આવે, કૂવો ગાળવામાં આવે તો પાણીનો પ્રશ્ન ઉકલે તેવો હતો.

કૂવો ગાળવાની મેં દરખાસ્ત મૂકી એટલે આગેવાનોએ કહ્યું કે, એ કામ કરવા કોઈ તૈયાર નથી. કાદવ એટલો બધો છે કે દરેકને એમાં ફસાઈ પડવાની બીક છે. કૂવો જૂનો પુરાણો, વણઝારાઓનો છે એટલે એમાં કાદવનું કેટલું માપ હોય તે શું કહેવાય?

મેં ચોરીના ઉપદ્રવની વાત ચર્ચતાં કહ્યું, ગામની ફુટ વગર ચોરી ન થાય એ તો ઉઘાડી વાત છે.

એક આગેવાન: 'એ તો સાચી વાત છે. અંદર ગામના માણસો છે એ કોઇનું અજાણ્યું નથી.'

## સંધ્યાટાણે

[લે. ધનસુખલાલ મહેતા; પ્ર. એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઇ ૨; સાડા ચાર રૂપિયા.]

શ્રી. ધનસુખલાલ મહેતાને એંસીમે વર્ષે પ્રગટ થતું આ પુસ્તક પોતાનાં ૧૯૪૦ સુધીના પુસ્તકોમાંથી ઉત્તમ અને પ્રતિનિધિરૂપ રચનાઓની તેમણે કરેલી ચૂંટણી રજૂ કરે છે. એમાં સમાવેલી ૩૯ કૃતિઓમાં ચાર વિનોદ લેખ સિવાય બાકીની બધી વાર્તાઓ જ છે. જેમ શ્રી. જ્યોતીન્દ્ર દવેને હાસ્યનિષ્પત્તિ માટે હળવો નિબંધ ફાવ્યો છે તેમ શ્રી ધનસુખલાલને વાર્તાનો સાહિત્યપ્રકાર જ વિશેષ ફાવ્યો છે. અત્રે રજૂ થતી કૃતિઓની ચૂંટણી કર્તાની સ્વતંત્ર રચનાઓમાંથી થયેલી હોઈ આ પુસ્તક અનુવાદક કે રૂપાન્તરકાર ધનસુખલાલ વડે થોડાક ઢંકાઈ ગયેલા સ્વતંત્ર વાર્તાલેખક અને હાસ્યકાર ધનસુખલાલની સ્વકીય શક્તિ જોવા–મૂલવવા માટે એક મહત્ત્વનું સાધન બની રહેશે.

સંગ્રહની વાર્તાઓમાં હાસ્યપ્રધાન વાર્તાઓ પહેલું ધ્યાન ખેંચશે. હાસ્યવાર્તાઓ બધી એક સરખી ઊંચી કક્ષાની નથી છતાં કર્તાની હાસ્યકાર તરીકેની વિશિષ્ટતાઓ તારવવામાં તે બધી કામ લાગે તેવી છે. છે. એ વાર્તાઓનાં પાત્રો સુરત અને મુંબઈના સાધારણ સુખી અને સંસ્કારી મધ્યમ વર્ગનાં છે. પોતે જેના પ્રતિનિધિ છે તે મધ્યમ વર્ગના કુંટુબ-જીવનના હાસ્યથી પકડવાની દ્રષ્ટિ અને વાચકોને ખડખડાટ હસાવે નહિ તો મંદ સ્મિત તેમના ચહેરા પર જરૂર ફરકાવે એ રીતે તેને નિરૂપવાની ફાવટ શ્રી. ધનસુખલાલને વરી છે. સંયુક્ત કુંટુંબમાં ઊભી થતી પરિસ્થિતિઓ, સામાજિક આચાર વિચાર, નવા-જૂનાનો સંઘર્ષ, અને સ્ત્રીપુરુષોના અનેક નમૂનાના સ્વભાવ લક્ષણો તેમને હાસ્યાનુકૂલ સામગ્રી પૂરી પાડે છે. તેમના સંસારદર્શન અને માનવસ્વભાવપરીક્ષણ માટે ઘણી વાર્તાઓ જાને જ પ્રમાણપત્રરૂપ બને તેમ છે. મારી આનરસ્તુ કિમ્મુ આક્ષેપન ખાસ નોંધપાત્ર કહેવાય. 'રવિવારની રજા' અને 'અમારો રંગનો દાબડો' જેવી વાર્તાઓનું હાસ્ય પ્રસંગોત્થ છે પણ એકંદરે પ્રસંગો ને પરિસ્થિતિઓ કરતાં વિનોદપ્રેરક માનવસ્વભાવ લક્ષણોનું અવલંબન શ્રી. ધનસુખલાલ હાસ્ય માટે વિશેષ લે છે. વિશાળ સમભાવવાળું માનવતાપ્રેમી નિર્દંશ હાસ્ય કેવું હોય તેનો ખ્યાલ એમની વિનોદપ્રધાન વાર્તાઓ ('હું અને સરલા,' 'ખરીદી,' 'અમારો રંગનો દાબડો,' 'રવિવારની રજા,' 'નરીની નિખાલસતા' વગેરે જેવી) આપણને આપે છે.

પણ સંગ્રહની બધી વાર્તાઓ વિનોદપ્રધાન નથી, ઘણી તો કરુણગંભીર છે અને શ્રી ધનસુખલાલની વિશેષ અભિવ્યક્તિ કૃતિઓ પણ એ જ છે. એમની હાસ્યવાર્તાઓમાં પણ કેટલીકમાં હાસ્ય અને કરુણની એકત્ર ઉપસ્થિતિ દેખાય છે. 'બીજવર,' 'બા,' 'ભૂતના-ભડકા' અને 'પુત્રને વળાવ્યો' જેવી કરુણ વાર્તાઓ બતાવી આપે છે કે જીવનના વિનોદોથી પર હસનાર ધનસુખલાલ અંતરમાં ગંભીર હોઈ જીવનના કરુણ પાસાંના વળી વધુ સારા નિરૂપક છે.

સંગ્રહમાં પ્રણયવાર્તાઓ હળવા તેમ ગંભીર ઉભય પ્રકારમાં ધ્યાન ખેંચે તેવી ને તેટલી છે. વિનોદ પ્રફુલ્લ વાર્તાઓમાં મુગ્ધ યુવક યુવતીઓના રમૂજપ્રેરક પ્રેમથી 'સાંધ્ય સંગીત' જેવી પ્રૌઢોના પ્રસન્ન પ્રેમમાધુર્ય સુધીની વાર્તાઓ છે. ગંભીર પ્રકારની ધ્યાન ખેંચે તેવી પ્રણયવાર્તાઓ છે જેના નાયકોમાં તેમનાં નામ તેમ પ્રકૃતિના સામ્યને લીધે કર્તાનું તથા તેમની આંતર નીતિ ભાવનાનું દર્શન થાય છે તે વાર્તા ત્રિપુટી—'પરિવર્તન,' 'પવિત્રતાની વેદી પર' અને 'છબી પડી.' 'પ્રતિબિંબ અને છાયા'ની કાવ્યમયતા તથા સંવેદનપૂર્ણતા તેને પણ કર્તાની એક રમણીય પ્રણયવાર્તા બનાવે છે.

પુસ્તક સાથે જોડેલા પુરોવચનમાં શ્રી. રામપ્રસાદ બક્ષીએ શ્રી. ધનસુખલાલનાં હાસ્યરસ અને વાર્તાકલાનું જે સહૃદયતાપૂર્વક વિસ્તૃત ગુણદર્શી વિવેચન કર્યું છે. તે માત્ર ચિત્રાર્થ જ નથી સાહિત્ય સેવા પણ છે. હાસ્યકાર અને વાર્તાલેખક



ધનસુખલાલની શક્તિ અને સેવાના તેમણે કરેલા મૂલ્યાંકનને એકંદરે સહૃદયોનો ટેકો મળી રહેશે.

એનાં બે પૂઠાં વચ્ચે શ્રી. ધનસુખલાલનું ઉત્તમ પ્રદાન રજૂ કરતું આ પુસ્તક ગુજરાતના હાર્દિક સત્કારનું અધિકારી છે,

## પારકી જણી

[ લે. નંદકુમાર પાઠક; પ્ર. એન. એમ. ત્રિપાઠી લિ૰ મુંબઈ ૨; સવા રૂપિયો ]

અગાઉ એક કાવ્ય સંગ્રહ અને એક નવલકથા આપનાર શ્રી. નંદકુમાર પાઠકનું આ નાટક એક શ્રીમંતના ગૃહસંસાર પરનો પડદો ઊંચકી તેની ભીતરનું દર્શન કરાવે છે. ધનમદે મત્ત અને પોતાના પૈસાના અહેસાન નીચે દબાયેલા પતિને વારેવારે ટોકયા કરતી સાસુ, દંભી સસરો અને માબાપની આબરૂના ધમંડમાં ઉછરેલો ભીરુ પતિ, આ ત્રણેને અને જેને તે પોતાનું ઘર બનાવવા માગતી હતી છતાં જ્યાં એને પારકી જણી જ ગણવામાં આવતી હતી એ તેમના બંગલાને પુત્રવધૂ મેધા પોતાના તેમ રમાના ગૌરવ અને સ્ત્રીત્વની રક્ષાને ખાતર છોડી જાય છે એ દૃશ્ય ઉપર નાટક છેલ્લો પડદો પાડે છે. એ રમા મેધાના સસરાની અનાથાશ્રમમાં ઉછરેલી મૅરકાપરેલ પુત્રી અને તેના પતિની પ્રિયતમા છે. પૈસાને જોરે પોતાની આબરૂ સાચવવાની આ કુટુંબની નીતિમાં એ રમાનું જીવન બરબાદ થવા જતું હતું તેમાંથી તેને મેધા પોતાની સાથે લઈ જઈ ઉગારી લે છે. રમાના પાત્રને લીધે નાટકમાં વસ્તુને થોડું સંકુલ બનવાનો અવકાશ મળ્યો છે તેમજ સુંદરલાલ અને લીલાધર જેવાં પાત્રોને ય અંદર લાવી શકાયાં છે.

નાટકમાં બધાં પાત્રો સ્પષ્ટ ઊઠયાં છે. કાર્યવેગ ઓછો છે. પણ સફાઈદાર સંવાદ તેનું સાટું વાળી આપે છે. નાટકની તખ્તાલાયકી સારી છે. આ કૃતિથી ગુજરાતને એક ભજવી શકાય તેવું પ્રશ્નપ્રધાન સામાજિક નાટક મળે છે.

## પ્રવેશ બીજો

[ લે. જયંતિ દલાલ, પ્ર. ગતિ પ્રકાશન લિમિટેડ, અમદાવાદ, બે રૂપિયા. ]

પાશ્ચાત્ય વાર્તા—નાટક–સાહિત્યના અભ્યાસી અને એકાંકી નાટકોના કુશળ લેખક શ્રી. જયંતિ દલાલનો ‘જવનિકા’ પછી દશ વર્ષે પ્રગટ થતો આ બીજો એકાંકી સંગ્રહ ( એમના શબ્દમાં ‘વેશ સંગ્રહ’ ) કુલ નવ કૃતિઓ રજૂ કરે છે. ‘જવનિકા’ પછી પ્રગટ થતો હોવાને કારણે તેમજ રંગભૂમિનાં નાટકોમાંના બીજા પ્રવેશની માફક અંદર હાસ્યતત્ત્વની પ્રધાનતા હોવાને કારણે સંગ્રહને શ્રી. દલાલે ‘પ્રવેશ-બીજો’ એવું નામ આપ્યું છે તે બરાબર છે.

નાટકોની કેટલીક વિશિષ્ટતાઓ તરત દેખાઈ આવે એવી છે. આવાં લઘુનાટકોમાં પ્રસંગ બાહુલ્ય તો શાનું હોય? એકાદ માનસશાસ્ત્રીય રસવાળી પરિસ્થિતિ પર જ શ્રી. દલાલ નાટકોનું ચણતર કરે છે. બીજી ધ્યાન ખેંચે તેવી વાત એ છે કે બહુ જ ઓછાં પાત્રોથી તે પોતાનું કામ ચલાવે છે. સંગ્રહનાં બે નાટકમાં તો ફક્ત બે જ પાત્ર છે, ત્રણમાં ત્રણ જ પાત્ર છે, બેમાં ચાર પાત્ર છે અને પાંચથી વધુ પાત્ર તો ફક્ત બે જ નાટકમાં છે. કાર્ય ઓછું હોય છે, અને ઘણું કામ તો લેખક સંવાદ પાસેથી જ લે છે એમનું સંવાદચાતુર્ય ખરેખર પ્રસંસાપાત્ર છે. ઠીક વખત સુધી ચમકદાર અને વિનોદલહેરો ફરકાવતો સંવાદ ચાલે અને અણધાર્યા અન્તેથી ચમત્કૃતિ સાથે નાટક પૂરું થાય એવું શ્રી. દલાલનું આયોજન હોય છે. ‘સોયનું નાકું’ અને ‘દ્રૌપદીનો સહકાર’ના આયોજનમાં તેમના અભિનયભાન અને તખ્તા–નજરે સારું કામ કર્યું છે,

બધાં નાટકોનો પ્રધાન રસ વિનોદરસ છે. પહેલું નાટક ‘સ્ત્રીનો દુશ્મન સ્ત્રી’ ખંડખોર પુત્રી કેવા સંજોગમાં જેની પોતે ના પાડતી હતી તેજ વસ્તુ તાબેદાર પુત્રી માફક કરવા તૈયાર થાય છે તે કૌશલ પૂર્વક રજૂ કરે છે. એ બહુતું જે એક સફળ વિનોદ-

કાન્ત નાટક છે. 'ઉપાધ્યાયનો અટો'માં પરોપદેશકના પગતળે જ રેલો આવતો બનાવી રમૂજ પીરસાઈ છે. 'ગુલાબ અને મોગરો' જેના પર અફલાઇ દાંપત્ય ક્યારેક ભુકકા થઇ જાય તેવા ખડકનું દર્શન કરાવે છે અને નારી માનસનો એક નમૂનો રજૂ કરે છે. 'ચાકણની ચાલ' એઉ છેડેથી ચાલ ચાલતા શ્રીમંતનું ખરું સ્વરૂપ બતાવે છે. પાંચમાં નાટક 'સોયનું નાકું'માં પણ શ્રીમંતની શ્રીમંતાઈ અને સારાઈનો પડદો ઊંચકી તેનું ખરું સ્વરૂપ ખુલ્લું પાડ્યું છે. અહીં જ્યારે શોકસભામાં નંદનંદન શેઠની ગુણપ્રશસ્તિ ગળાતી હોય ત્યારે ચિત્રગુપ્તના દરબારમાં તેનાં કરતૂકો પ્રગટ કરતાં હોય એવી નાટચ યોજનામાં લેખકનો કટાક્ષગર્ભ વિનોદ સારું કામ કરે છે. 'બેસો નિશાળે' એક વધુ પડતાં હોશિયાર દંપતીએ ભજવેલા છતાં તેમનો હેતુ નિષ્ફળ બનાવતા નાટકનું પ્રસંગપ્રધાન પ્રહસન છે. 'ચાંલ્લો' ચાલશે ન ગુમાવવા છોકરીને તેની પસંદગી પ્રમાણે પરણાવવા તૈયાર થતા ભોળિયા પિતાના વ્યહારુ ડાહ્યાપણથી વાચકો તેમ પ્રેક્ષકોને હસાવે એવું નાટક છે. 'પાથરણાં ને ચંદરવા'માં સોનેરી સ્વપ્નાં ને કપરી વાસ્તવિકતાનું એકત્ર દર્શન કરાવતું બહુ રમૂજી નહિ એવું નાટક છે, છેલ્લા નાટક 'દ્રૌપદીનો સહકાર'માં અચેતન રંગભૂમિ એક પ્રણયકિસ્સાનું સાધન કે નિમિત્ત કેમ બની તે નિરૂપી અચેતન રંગભૂમિની ભીતરમાં શ્રી. દલાલે વાચકોને ડોકિયું કરાવ્યું છે અને પાછું અંદર કૌરવસભામાં દ્રૌપદીના થયેલા અપમાનનું સારું લઘુનાટક પણ ગૂંથી એક ઘાએ બે પક્ષી પાડ્યાં છે.

પુસ્તક ગુજરાતના નાટકસાહિત્યમાં એક ગણનાપાત્ર ઉમેરો છે.

## પ્રેમસગાઈ

[ અનુ. રમણલાલ સોની; એન. એમ. ઠક્કરની કં. મુંબઇ ૨; મૂલ્ય પોણાપાંચ રૂપિયા ]

બંગાળી સાહિત્યકાર ડૉ. નરેશચંદ્ર સેનગુપ્તની 'શુભ્રપ' કથાનો શ્રી; રમણલાલ સોનીએ કરેલો આ અનુવાદ છે. ચપરાશીનો છોકરો ગોપાલ અને વણકરની છોકરી શારદા નાનપણમાં સાથે ખેલેલાં હોઇ તેમનાં હૈયાંમાં એકમેક માટે કૂંળો ભાવ બંધાયો હતો, પણ શારદાનું અન્ય સાથે લગ્ન થતાં જીવનમાં અળગાં પડી ગયેલાં એ બંનેને વૈષ્ણવી ધુર ભાવમાં તેમના આત્માને કૃષ્ણપ્રેમમાં એક કરી લેખકે આ કથામાં ભેગાં કર્યાં છે. વચમાં શારદાને માથે કંઇ કંઇ વીતે છે. જેને માટે વધુ જવાબદાર છે ગોપાલ જ, એનામાં કામુકતા, કપટ, ધનમદ આદિ દૂષણો લેખકે મૂક્યાં છે. એને મુકાબલે સતીત્વની આમૂદી વિશુદ્ધ શારદાનું પાત્ર ઊજળું છે. સહેવાનું પુરુષ કરતાં સ્ત્રીને જ વધુ આવે એવું બંગાળી આલેખન આ કથામાં પણ થયું છે. કથા સુવાચ્ય છે બંગાળના સમાજ અને લોકમાનસનું; હાસપણું કરનાર નીચલા થરના ત્યાંના લોકોની ગરીબાઇનું અને ત્યાંના વૈષ્ણવ અખાડાઓનું એમાં સારું ચિત્ર મળે છે.

## સ્નેહસિંદૂર

[ અનુ. ટોપણ ઘેલાણી; પ્ર. એન. એમ ઠક્કરની કં. મુંબઈ ૨; બે રૂપિયા. ]

બંગાળી લેખિકા પ્રભાવતીદેવી સરસ્વતીની વાર્તાનો ગુજરાતી વાચકોને લક્ષમાં રાખી કરાયેલો આ મુક્તાનુવાદ છે. નારીહૃદયની સુકુમારતા, શુચિતા, ઉદાત્તતા અને સમર્પણશીલતાનો પરિમલ મહેકાવવાનું સ્વ. શરદબાબુનું કાર્ય આ કથાની લેખિકાએ પણ કર્યું છે. જન્મે પતિત પણ અંતરમાં અભિજાત સીતા પોતાના સ્નેહભાજન સુધીનનું શ્રેય ઇચ્છાને પરણવામાં છે એ સમજી લઇ તેને ઇલાના હાથમાં સોંપી પોતે અજ્ઞાતવાસમાં સરી જઇ ભવ્ય આત્મવિલોપન કરે છે અને પોતાની આખરી ઘડીએ સુધીનને બોલાવી તેને હાથે પોતાના સેંથામાં સ્નેહસિંદૂર પુરાવે છે તેની કથા હૃદયસ્પર્શી છે. પાત્રોનાં આશય અને વર્તન પરત્વે ઊભી થતી ગેરસમજૂતિની બંગાળી લેખકોની જાણીતી યુક્તિનો કથામાં સારા પ્રમાણમાં ઉપયોગ થયો છે.



## જુવાન હૈયાં ૧-૨

[ લે. વજુ કોટક; પ્રા. સ્થાન, પરિમલ પુસ્તકાલય, મુંબઈ ૨; મૂલ્ય સવાત્રણ અને સાડા ત્રણ રૂપિયા ]

'પરીસ્તાન' નામે ચિત્રની પોતાની વાર્તા ઉપરથી તેને સુધારીવધારીને આ નવલકથા પોતે લખી છે એમ લેખકે કહ્યું ન હોત તોપણ અંદરના કથાપ્રસંગો અને લખાવટ જોઈને આ નવલકથા માટે એવો અભિપ્રાય સહેલાઈથી બાંધી શકાત કે એ આજના સિનેમા ચિત્રોના બરની એક હળવી કથા છે. તેનો મુખ્ય વિષય છે લેખકને જેવાં કલ્પવાં ગમ્યાં છે તેવાં યુવકયુવતીઓનું વિજાતીય આકર્ષણ. પ્રેમનું નામ તો એને કોણ જાણે ઘટે તો. એ આકર્ષણે સહાધ્યાયિનીઓના આશ્રમના અભેદ્ય મઠમાં કેવું ગાબડું પાડ્યું તે વિગતે આલેખીને લેખકે એમાં રમૂજ લાવવાનો પ્રયાસ કર્યો છે. કથાનું સ્વાભાવિકતા અને સાહિત્યની દૃષ્ટિએ બહુ મૂલ્ય નથી.

## પાયાની કેળવણી

[ લે. ગાંધીજી: પ્ર. નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ; સવા રૂપિયો. ]

વર્ધા શિક્ષણ યોજના અથવા પાયાની કેળવણી એ ગાંધીજીની હિંદને છેલ્લી કીમતી ભેટ છે. એ એક શિક્ષણની પદ્ધતિ જ નથી હિંદના આખા પ્રજાકીય સવાલને શિક્ષણ દ્વારા પહોંચી વળવાનો માર્ગ છે. એમાં રાષ્ટ્રીય પુનર્ઘટનાનો શૈક્ષણિક દૃષ્ટિએ અને શૈક્ષણિક પુનર્ઘટનાનો રાષ્ટ્રીય દૃષ્ટિએ ઉકેલ છે આ આ પુસ્તકમાં એ યોજનાના આચાર્યને જ મોંયેથી તેમજ કલમથી એની પાછળ રહેલી એમની દૃષ્ટિ, એમણે કરેલું અનાસ્થાળુઓને શંકાનિવારણ .અને એનો અમલ કરવા માગનારાઓને એમણે એના અમલ પરત્વે કરેલું માર્ગદર્શન એક સાથે જાણવા મળતાં હોઈ પાયાની કેળવણી સંબંધમાં આ પુસ્તક ગણાશે. વર્ધા શિક્ષણ યોજનાનો અમલ કરતી પ્રાંતિક સરકારો, શાળાસંચાલકો તેમજ શિક્ષકો એનો એવા પુસ્તક તરીકે ઉપયોગ કરશે તો ગાંધીજીની દૃષ્ટિને તેઓ વધુ વફાદાર રહી પોતાનું કાર્ય કરી શકશે.

કેળવણીમાં હાથપગની કેળવણીને અને શરીરશ્રમને મહત્ત્વનું સ્થાન હોવું જોઈએ એમ માનતા ગાંધીજીનો ઉદ્યોગ દ્વારા શિક્ષણ આપવાનો અને શિક્ષણસંસ્થાઓએ સ્વાવલંબી બનવા માટેનો આગ્રહ નવો દેખાય છે, છતાં ૧૯૨૦ થી તેમણે પ્રગટ કરેલા વિચારોમાં એ બીજદશામાં છુપાયો હતો જ. 'ખરી કેળવણી' અને 'કેળવણીનો કોયડો' એ ગાંધીજીના કેળવણીવિષયક લખાણોના આગલાં બે પુસ્તકો આ બતાવી આપશે આ પુસ્તક એ બેની વિચારણાની મહત્ત્વની વિસ્તૃતિ અને પૂર્તિ કરતું હોઈ એનું વાચન એ વિષયના અભ્યાસીઓ માટે અનિવાર્ય ગણાય.

## વ્યાપક ધર્મભાવના

[ લે. ગાંધીજી : પ્ર. નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ; અઢી રૂપિયા. ]

ગાંધીજીના 'ધર્મમંથન'ની પૂર્તિરૂપ અનુગામી સંગ્રહ 'વ્યાપક ધર્મભાવના'નું તેરમે વર્ષે થતું આ બીજું પુનર્મુદ્રણ કેટલેક અંશે એ પુસ્તકની બી. એ. ના ગુજરાતી અભ્યાસક્રમમાં પાઠ્યપુસ્તક તરીકે થયેલી નિયુક્તિને આભારી ગણાય. પુસ્તકનું નામ ઠરાવે એવી રીતે ગાંધીજીની અંતરની ધર્મભાવના વ્યાપક બની જીવન સમસ્તને એમાં સ્પર્શ કરે છે. ગાંધીજીની સ્વદેશીની અને સેવાની ભાવના, અને વ્યક્તિના સામાજિક વ્યવહાર, સર્વોદય અને રાજ્યપ્રજાતંત્ર વિશેના એમના વિચારો વિશ્વબંધુત્વ, સર્વધર્મસમભાવ અને નીતિધર્મ વિશેના એમના લેખોમાંના વિચારોના કરતાં એમની ધાર્મિકતાથી એ છૂટા પડેલા નથી. પુસ્તકમાં ગાંધીજીએ પાદરીઓને, ઉલેમાઓને, આર્યસમાજીઓને, જુવાનોને, તેમનાં માતપિતાઓને, વેપારીઓને, દેશી રાજાઓને, તેમની પ્રજાને, જાહેર કાર્યકરોને, સેવકોને, રેલ્વેના મુસાફરોને, અને રેલ્વેના અધિકારીઓને, મૂડીદારોને, મજૂરોને, એમ સૌને ખરું ધર્માચરણ જ પ્રબોધ્યું જણાશે. પુસ્તકમાંથી ગાંધીજીની સ્વદેશીભાવના, વર્ણાશ્રમવ્યવસ્થા માટે એમના વિચારો, એમની સત્ય અને અહિંસા પરની અપ્રતિમ શ્રદ્ધા, એમનો વિશાળ માનવધર્મ, એમની મજૂરોની સેવાની





ભાવના, રામરાજ્યનો એમનો આદર્શ, યંત્રોદ્યોગવાદ અને ધર્માન્તરપ્રવૃત્તિનો એમનો વિરોધ, ધર્મ અને નીતિનો એમણે માનેલો અભેદ, વર્ગવિગ્રહ કરતાં વર્ગમેળ પરની એમની આસ્થા, એ સર્વનો સારો પરિચય મળી રહે છે. એમની ધાર્મિકતા અને ઇશ્વરપરાયણતા, એમની સત્યપ્રીતિ, એમનું સ્પષ્ટવક્તૃત્વ, એમની સંવેદનશીલતા અને માનવતા, એમની વ્યવહારદક્ષતા, એમનો વિનોદ, એમનો નીતિ ને ચારિત્ર્ય માટેનો આગ્રહ, એમની નમ્રતા, એમનું દેશહિતૈષીપણું—આ એમનાં સ્વભાવલક્ષણો સાથે ગાંધીજીના વ્યક્તિત્વનું પણ અંદર મજાનું દર્શન થાય છે, રાજકીય નેતા, સમાજસેવક, લોકશિક્ષક ગાંધીજી સૌપ્રથમ ધાર્મિક કે ધર્મપ્રિય પુરુષ હતા અને એમની બધી વિચારણા એમની ધાર્મિકતાથી એક રીતે રંગાયેલી છે એની પ્રતીતિ આ પુસ્તક એના વાંચનારાઓને જરૂર કરાવશે. ગાંધીજીનું સાત્વિક, સરળ, મિતભાષી, અનાડંબરી, હૃદયમાંથી સીધું આવતું અને અંતરની લાગણીઓને બરાબર પ્રતિબિંબિત કરતું ગદ્ય પણ એના પર નજર રાખનારને આકર્ષક લાગવાનું.

### કેળવણી વડે ક્રાન્તિ

[ સં. વિઠ્ઠલદાસ કોઠારી : ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ; ત્રણ રૂપિયા ]

ગુજરાત વિદ્યાપીઠ દ્વારા ગાંધીજીએ રાષ્ટ્રીય શિક્ષણનો કરેલો મહાપ્રયોગ એટલે જ 'કેળવણી વડે ક્રાન્તિ' ગુજરાત વિદ્યાપીઠને ત્રીસ વર્ષ પૂરાં થતાં. એનો આજસુધીનો ઇતિહાસ, તેના ઉદ્દેશ, શિક્ષણપદ્ધતિ, અભ્યાસક્રમો, બંધારણ તેના આચાર્યો અધ્યાપકો ને સ્નાતકો, એ સર્વને લગતી માહિતી સાથે આ પુસ્તકમાં પ્રગટ કરવામાં આવ્યાં છે. પુસ્તકનો કીમતી વિભાગ કુલપતિ ગાંધીજીના અંદર છપાયેલાં વ્યાખ્યાનો છે. ગાંધીજીની રાષ્ટ્રીય શિક્ષણની દૃષ્ટિ, ગ્રામસેવા અને ઉદ્યોગ પર એમણે મૂકેલો ભાર અને પોતાના પ્રયોગ પર એમની દૃઢ શ્રદ્ધા એમાં અસંદિગ્ધ વાણીમાં વ્યક્ત થયેલ છે.

### પાંગરતા પ્રયોગો

[ સં. હરભાઇ ત્રિવેદી; પ્ર. શારદામંદિર રૌપ્ય મહોત્સવ સમિતિ–અમદાવાદ; સાડાત્રણ રૂપિયા ]

ગાંધીજીએ સરજેલી નવી હવામાં નૂતન કેળવણીના સિદ્ધાંતો અને પદ્ધતિને નજર સમક્ષ રાખી પચીસ વર્ષ પર સ્થપાયેલી અમદાવાદની શિક્ષણસંસ્થા 'શારદામંદિર'નો આ રજતજયંતી-ગ્રંથ એ સંસ્થાની સ્થાપના, ઉદ્દેશ, તેણે કરેલા શિક્ષણ વિષયક પ્રયોગો, તેનાં સંચાલકો, શિક્ષકમંડળ, ત્યાંની શિક્ષણપદ્ધતિ ઇત્યાદિ બાબતો વિશે રંગભરી ને છટાદાર ભાષામાં બધી માહિતી પીરસે છે. સંસ્થાની જૂની વિદ્યાર્થીનીઓનાં સંસ્મરણો તથા પ્રશંસકો અને શુભેચ્છોનાં સદ્ભાવવચનો પણ અહીં સંગ્રહાયાં છે. નૂતન શિક્ષણના કેટલાક મહત્ત્વના સિદ્ધાંતો પણ ઉચિત સ્થાને એમાં રજૂ થયા છે. શ્રી. ભોગીલાલ ઠાકર, સવિતાબેન ત્રિવેદી, ચંદુલાલ દવે અને વજુભાઇ દવે જેવાં નિષ્ઠાવંત બાલપ્રેમી કેળવણીરસિયાં કાર્યકરોએ ઊભી કરેલી શારદામંદિર–સંસ્થાનો આ ઇતિહાસ આજનાં શિક્ષણપ્રેમીઓએ વાંચવા જેવો છે.

### ત્યાગમૂર્તિ અને બીજા લેખો

[ લે. ગાંધીજી; પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; મૂલ્ય, બે રૂપિયા. ]

વિવાહનો આદર્શ, પ્રજોત્પત્તિ, સંયમ અને સંતતિનિયમન પર ગાંધીજીએ કરેલ ચર્ચાનાં લખાણોના ઉમેરા સાથે સને ૧૯૩૮માં પ્રગટ થયેલ ગાંધીજીના સામાજિક લેખોના સંગ્રહની ચોથી આવૃત્તિનું આ પુનર્મુદ્રણ છે. પ્રાણવંતો પુરુષ જીવન સમસ્તને કેવી રીતે સ્પર્શે અને સુધારવા મથે છે, અને રાજકીય પુરુષ અને ધર્મવીર સંત ગાંધીજી કેવા મૂલગામી દૃષ્ટિવાળા સમાજસુધારક પણ હતા એ આ પુસ્તક બતાવી આપે છે. સ્ત્રી, લગ્ન અને કુટુંબજીવનને લગતી ગાંધીજીની અહીં રજૂ થતી વિચારણા ગાંધીજીની ઊંચી નારીભાવના, આર્ય લગ્નભાવના, ઊંડી માનવતા અને સમાજજીવનને તાકતી સુધારકતાનું સુંદર દર્શન કરાવી રહે છે.

નિસર્ગોપચારની દૃષ્ટિએ
જીવનઘડતરનું ગુજરાતનું
પ્રથમ માસિક



તંત્રીઓ :
ભૂપતરાય મો. દવે
શંકરલાલ મો. દવે

### એપ્રિલ માસની સામગ્રી


૧ તમે લોહીના ઊંચા દબાણથી પીડાવ છો ?
૨ પોષણથી ભરપૂર બટેટા
૩ બરફ વિષે આટલું યાદ રાખો
૪ ખોરાક: કુદરતી અને બનાવટી
૫ કબજિયાતમાં કુદરતી ઉપચાર
૬ સ્નાન ગરમ કે ઠંડા પાણીથી કરવું ?
૭ સેલેડ(Lettuce)ની ભાજી
૮ નિત્ય વ્યાયામ કરજો
૯ તમાકુથી દૂર રહો
૧૦ આહારમાં કઠોળનો ઉપયોગ
૧૧ ગરમીની ઋતુમાં કસરત ઓછી કરો
૧૨ ચોખા મિલના કે હાથથી છડેલા ?
૧૩ તમારા પ્રશ્નોના ઉત્તર
૧૪ આટલું જાણજો
૧૫ ભોજનમાં અતિશુદ્ધ ખાદ્ય પદાર્થોની અસર







સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

'ઊર્મિ' વર્ષ ૨૧ : 'નવરચના' વર્ષ ૧૬ : અંક ૨ જો
મે : ૧૯૫૧


ક્રમ


| | | |
|---|---|---|
| બે ટૂંકી વાર્તા | ધૂમકેતુ | ૫ |
| સમયનાં ક્ષીર નીર | રાજહંસ | ૯ |
| રંગભરી રસભરી...(કાવ્ય) | જયન્ત પરમાર | ૧૩ |
| ગીતાંજલિ | ... | ૧૪ |
| બે છેડા | શશી શહાણે | ૧૬ |
| આંખોનો આપનાર | અનુ૦ ચંદ્રલેખા પટેલ | ૧૭ |
| તણખો (કાવ્ય) | પ્રભાત | ૨૬ |
| ડેન્માર્કમાં પ્રજાકલ્યાણ પ્રવૃત્તિ | મોહનલાલ વ્યાસ | ૨૭ |
| મારી સફર [૬] | જીવરામ જોષી | ૩૧ |
| ભૂતિયો બંગલો | અનુ૦ નટવરલાલ માલવી | ૩૪ |
| કુક્કર | પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઇ | ૪૨ |
| ભૂવનેશ્વર | અનુ૦ સુરેશ હ૦ જોષી | ૪૫ |
| પા પા પગલે | પન્નાલાલ પટેલ | ૪૮ |
| લોકસાગરને તીરે તીરે | પરિવ્રાજક | ૫૧ |
| ભ્રમણા | સિદ્ધાર્થ | ૫૩ |
| કોલંબસ | મુસાફર | ૫૭ |
| ગ્રંથસમીક્ષા | ઊ. મ. રા. | ૬૪ |


☆

'સર્વોદય કે સામ્યવાદ ?' નામની ચાલુ લેખમાળાનો હપતો આ વખતે સંજોગવશાત આપી શકાયો નથી.


: વાર્ષિક લવાજમ :

દેશમાં : ૭-૮-૦ :: પરદેશમાં : રૂા. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ ૧

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી ધીરજલાલ મો. દવે: ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ ૧

મુદ્રક : ચુનીલાલ માણેકચંદ રવાણી, શિષ્ટ સાહિત્ય મુદ્રણાલય: મોટા આંકડિયા.



# બે ટૂંકી વાર્તા

ધૂમકેતુ

## [૧] અખંડ મંગલ

લગભગ સાડાચારે હું આવું ને એ પણ ત્યાં ઊભી હોય!

એટલી નિનમ્રતાથી એ એક ખૂણામાં ઊભી રહેતી હતી કે મને ઘણી વખત એ કોણ છે એ જાણવાની ઇચ્છા થઇ આવતી. તેના હાથમાં બે ત્રણ પુસ્તકો હોય સાદું સ્વચ્છ કપડું એણે પહેર્યું હોય. એના હાથમાં સોનાની માત્ર બે સાદી બંગડી રહેતી. ચાંદલા વિનાનું કપાળ એનું વૈધવ્ય બતાવવા માટે હતું, એના કરતાં વધારે એની પવિત્રતા જાણે કે જાહેર કરતું હતું. મેં ચાંદલા વિનાનાં ઘણાં કપાળ જોયાં છે: આ જુદું હતું.

કારણ વિના સ્ત્રીઓ દુઃખભર્યું જીવન ગુજારે અને કડવાશભરેલી ફરિયાદોને પોતાની અંતરથેલીમાં પૂરી રાખે એને વૈધવ્ય કહેવા જેટલો હું જડ નથી. છતાં મને લાગતું કે કહો ન કહો પણ આ વૈધવ્ય છે.

જીવનની કોઈક ન સમજાતી દુર્ભાગી ઘટનામાંથી, એક સાદી, સ્વચ્છ, લાંબી કેડી કાઢવાનો જાણે કે આનો હેતુપૂર્વકનો નિત્ય પ્રયત્ન છે એમ લાગે. સારું કે ખોટું કે આ પ્રમાણે જોઈએ કે ન જોઈએ, કે આપણા લોકો ને આપણા રીતરીવાજ ને એવી એવી, કોઈ વાચાળતાભરેલી ફરિયાદ આના મોંમાં કોઈ દિવસ આવતી નહિ હોય એમ લાગે.

શા માટે એની આવી અસર મારા ઉપર થતી, તેમ જ મારી સાથે હમેશાં ઊભા રહેતા ને મોટે સાધરે સાદે હમેશાં શેરની ઉથલપાથલ બોલાવતા એક શેરદલાલીયા ઉપર થતી ન હતી, એની ફિલસૂફીમાં પડવાનો આંહીં વખત નથી. તેમ મોહ પણ નથી. એટલું જ કે જીવનની દુર્ઘટનાનું એક નાનકડું પોટલું લઇને હવે શી રીતે હું માર્ગ કાઢું એવી આકરી તપાસણી અને તાવણી એના ચહેરા ઉપર સતત જોવાતી. અને છતાં એની પરમ કોમળતા ઉપર હજી કુદરતે લેશ પણ ડાઘ પડવા દીધો ન હતો. કારણકે જે અંતરથેલીમાં માણસ પોતાના માની લીધેલા અન્યાયોનું કડવું ઝેર ભેગું કર્યા કરે છે, તે અંતરથેલી એણે ખાલી રાખી હોય તેમ જણાતું હતું. કદાચ એ અંતરથેલીમાં શું છે એ જાણવું પણ મુશ્કેલ હતું.

પણ આટલું છતાં કોઇ દિવસ એના જીવનમાં એકાદ ડોકિયું કરવાનો પણ મેં પ્રયત્ન કર્યો ન હતો. એક વખત એમાં અચાનક જ પ્રવેશ મળ્યો અને મને લાગ્યું કે આ સૃષ્ટિમાં હજી દીપકો તો જલ્યા કરે છે. તિમિર, ઘોર ને ભયંકર લાગે છે એ ખરું, છતાં દીપકો છે!

એક વખત અમારી પાસેની જગ્યામાં એ ગોઠવાઇ ગઇ. તેની સાથે એની કોઈ સગી કે પાડોશી બેઠી હતી.

એમની વાત ચાલતી હતી:

'આજે કેમ બેન મોડાં?'

'આજે બાબુને તાવ આવ્યો હતો. ને ચૈત્ર શુદી તેરશ હતી, એટલે જીવ ગભરાઈ ઉઠ્યો હતો.'

'તાવ આવે ને માનો જીવ છે એટલે ગભરાઈ જવાય. પણ ચૈત્ર શુદી તેરશ સાથે શું સંબંધ છે?'

'એના બાપુ, આજથી બાર વર્ષ પહેલાં ચૈત્ર શુદી તેરશે વિદાય થઈ ગયા હતા. ત્યારથી મગજ ઉપર કોઇ ચૈત્ર શુદી તેરશે માંદું હોય તો ભાર લાગી જ જાય છે. ઘણી જાણું છું કે એ ખોટું છે!'





'લીલી શેમાં છે ?'

'આ વખતે 'મેટ્રીક'માં આવશે !'

'તમારે ઘણું ખેંચવુ પડતું હશે !' સમાજના કરોડરજ્જુ સમાન મધ્યમવર્ગની એક બુદ્ધિશાળી સંસ્કારી બાઈ, જે કાંઈ થોડું ઘણું બુદ્ધિનું માપ પોતાના કુટુંબમા હતું તે જળવાઈ રહે માટે, પ્રયત્ન કરી રહ્યાનો આ ઉલ્લેખ હતો. વાતમાંથી સ્પષ્ટ થતું હતું કે બાઇ વિધવા હતી. માંડ ખેંચી રહી હતી. એ બચ્ચાંને પોતાની દુર્ઘટનાના આકરા તાપમાં છાયા આપવા મથી રહી હતી !

સમાજનો આવો એક ખૂણો પણ કોઇ કોઇ મંગલદીપ રાખી રહેલ છે એ વિચાર આવતો હતો ત્યાં પેલી બાઈ બોલી:

'વેણ આપ્યું છે એ તો હવે માનવું જ પડશે ના !'

'કોને વેણ આપ્યું છે ?'

'બાળુના બાપ મરણ પથારી ઉપર હતા. ત્યારે એને બહુ દુઃખ થતું હતુ.'

'શું રોગ હતો ?'

'રોગને લીધે દુઃખની વાત નથી. મન માનતું ન હતું. બન્ને છોકરાંનાં જીવન હવે વેડફાઇ ગયાં એ વાતનો પારાવાર શોક હતો. હું તો એ વખતે નાની. શું બોલું છું એનું પણ ભાન નહિ. મારી માએ કહ્યું: 'ગોદાવરી ! બેટા ! તું પાણી આપ. એમના જીવને શાંતિ થાય !'

મેં ઊઠીને પાણી આપ્યું. અને તે પછી તો ત્રણ ચાર કલાક પોતે દેહ છોડી દીધો, પણ આ બન્ને છોકરાંને, જેટલું એમણે ધર્યું'તું મનમાં એટલું મારે આપવું છે !'

'અરે ! પણ બેન ! આ મોંઘવારી...'

'હવે તો મારી મા પાછાં મદદે આવ્યાં છે ને !'

'તમારી મા ?'

'ત્યારે નહિ ! હું તો મેટ્રીક થઇ જ એના પ્રતાપે. એમણે છોકરાં સાચવ્યાં. મેં મેટ્રીક કર્યું. આજ બે પૈસા મળે છે તો હું આ બન્નેને છત્ર-છાયા કરીને આગળ ચલાવું છું ! ભગવાન જેવો ધણી છે !'

એટલામાં તો અમારી ગાડી ઊભી રહી ને મારે ઉતરવાનું હતું.

જતાં જતાં મેં આ અખંડમંગલની ઉપાસના કરનાર ગોદાવરી તરફ જોયું, એક શાંત, ફરિયાદ વિનાની, ઈશ્વર આધારે, પ્રયત્નની કેડીને અનેક અડાબીડમાથી પાર લઈ જવાની આશા રાખનારી સ્વસ્થ નારીની રેખામૂર્તિ નજરે પડી.

ગોદાવરીના આટના ઓછા પરિચયમાં મળેલી એની જીવનકથાના મંગલ અવશેષને સંઘરીને હું નીચે ઉતરી ગયો.

પણ ત્યારથી મને લાગ્યું છે : સૂર્ય અને ચંદ્ર ઓલવાઇ જશે, દીપ કદી નહિ ઓલવાય.

*

## [૨] ખોવાયલી છ વાર્તાઓ !

મારી ખોવાઇ ગયેલી છ વાર્તાઓને હું આજે વર્ષોથી શોધું છુ પણ હજી એમનો કાંઇ પત્તો લાગતો નથી !

પહેલાં તો એ ક્યારે ખોવાઇ ગઇ છે એ જ સમજાતું નથી. એક વખત હું મધરાતે ઉંઘમાંથી અચાનક જાગ્યો તો એક પછી એક સાત જણ ત્યાં પોત પોતાની કથનિકા કહેવા થંભી ગયાં હતાં ! મેં કહ્યુ: 'અત્યારે તો હવે મને ઉંઘવા દો આકાશમાં તારા ખીલ્યા છે. વેલીમાંથી છાનો મધુર પરિમલ આવી રહ્યો છે. ક્યાયથી એક શબ્દ આવતો નથી. નીલા ગભીર જલમાં જેમ માણસ ધીમે ધીમે ઊંડો ઉતરતાં વિલુપ્તિના સાગરમાં ખોવાઈ જાય છે, તેમ આ અંધકારભરી નિશામાં એક પળભર મને પણ ખોવાઇ જવા દો ! જાત કોઇક વખત આમ ખોવાઈ જાય એ જ મારું જીવનરવમ રહ્યું છે !'

બીજાને એ વાતની અસર થતી લાગી. ને તે જરા આઘાપાછા થતાં રહ્યાં. પણ એક જુવાનડો તો કેમે માને જ નહિ. એની એક નાની અને એક મોટી એવી બે આંખમાં ભયંકર વૈગ્રતા બેઠી હતી.

બન્ને આંખમાં લાલ ડોળા હતા. એનું મોં શીળીના ડાઘવાળું હતું. ચીબું નાક ને ભયાનક ચહેરો હતો. એનો દેખાવ વિચિત્ર હતો. એણે પોતાના હાથમાં એક નાની સરખી શીશી રાખી હતી. શીશીમાં લીલું કાચ જેવું કાંઇક દેખાતું હતું. તે બોલતાં થરથરતો હતોઃ

' મારી આ શીશીની વાત ધરતીના પેટમાં છૂપાઈ ગઈ છે. એ ઝેર છે. મેં પીધું નથી. મને કોઇકે પીવરાવ્યું છે. એ વાત મારે બહાર લાવવી છે ને લાવવી છે.' તે બહુ જ ભાર દઇને શબ્દો બોલી રહ્યો હતો. અંધારી રાતમાં કાંકરા ખરે એમ એ પડતા હતા.

'એ તમે બહાર નહિ લાવો તો હજારો લ્યાનતો તમારા નામ ઉપર હો ! સમાજ વાર્તા છુપાવી દે છે, એને આંખની શરમ છે માટે. ન્યાયની કોર્ટો છૂપાવી દે છે, કોર્ટો અને જુદાણાં જુદાં નથી માટે, સગાંઓ છૂપાવી દે છે, ખાવા મળે માટે, વર્તમાન-પત્રો છૂપાવી દે છે, સફતની ફજેતી ન કરી શકાય માટે, પણ વાર્તાકાર જ્યારે વાર્તા છૂપાવશે, ત્યારે અકાલે મરણ પામેલાં માનવીઓની ભૂતાવળ ધરતીને સુખે સુવા પણ નહિ દે !

'આટલું એક આશ્વાસન અમને છે, અમારા જેવા મરેલાને, કે આપણે નામે છેવટે બે અક્ષર તો પડ્યા છે ! એ આશ્વાસન પણ જાશે તો તમામ હવાને ઝેરથી ભરી દેનારાં અમારાં ખોળિયાં પછી રખડવા માંડશે !'

એની વાત કરવાની રીતથી હું મૂંઝી ઉઠ્યો. ખરેખર એના દિલમાં જે ઝેર હતું તે લીલું ઝેર હતું ! હમેશ રહેનારું !

'તેં ઝેર નથી પીધું એમ તેં કહ્યું ?' મેં એને પૂછ્યું.

એણે જોસથી જવાબ વાળ્યોઃ ' હા હા, મેં નથી પીધું. મારો બાપ મને નાનકડો મૂકીને મરી ગયો એ વાંક મારો ન હતો. છતાં મને ફિકર ન હતી, મારી બેન હતી. એના કપાળમાં ચાંલ્લો હતો. હાથમાં હાથીદાંતની બંગડી હતી. મારી માથી કહી ન જાય એટલી પ્રેમભરી એની આંખો હતી.

' એ આંખોને મારા પિતાએ જોઈ હતી. એ આંખોમાં હૃદય ન હતું એની એમને પણ ખબર ન હતી ! કેટલીક આંખોમાં હૃદય નથી રહેતાં : ડોળા રહે છે ! પણ એમણે વિશ્વાસ રાખ્યો. અને બીજો ઉપાય પણ શો હતો ? એટલે એને આધારે મને મૂકયો. હું આનંદમાં હતો. આનંદ કરતો હતો. સ્વપ્નાં સેવતો હતો. બાપની મિલ્કત સહીસલામત રહી ગઇ હતી.

હું પરણ્યો. પ્રેમની છાની ગોષ્ટિ જેવી મધુર મારી સ્ત્રી હતી. મને બેને કહ્યુંઃ ' ગાંડિયા ! તું તો બૈરી પાછળ ગાંડો થઇ જા ! પૈસા દેખીને બૈરી તને જ વેચી કાઢે. માટે તારું કાંઇ નથી, એમ જ બૈરીને સમજાવી દેજે !'

' પણ બૈરી કાંઇ એમ માને ? એટલે મારાં જ હિતેચ્છુ બહેને કાગળે સહી લઇને એની ખાત્રી કરાવી દીધી કે મારું કાંઈ ન હતું !

' બૈરી મહેનતુ હતી. મહેનત કરવા મંડી. હું પણ મહેનત કરવા મંડયો. બે પૈસા ભેગા થવા મંડ્યા.

' પૈસા ભેગા થાય એણે મોટાં બહેન આવે. આડી અવળી વાતો કરે. છેક નાનપણથી હું એની પાસે ઉછર્યો હતો. એ શરમ એમણે વટાવવા માંડી !

' એમ ને એમ મને પૈસે ખાલીખમ રાખવાનો પેંતરો બેન-બનેવીએ રચ્યો હતો !

' બૈરી માંદી પડી. હું કેમ ભૂલું કે એ મહેનત કરીને સૌની સાથે રહેવા માટે મથી રહી હતી, એમાથી માંદી પડી હતી. છોકરું એક છ સાત વર્ષનું હતું. એને પણ કેમ ભૂલું ? એના મંદવાડમાં પૈસા ખર્ચવા પડે, પહેલાં તો બેન આપતાં. પછી થોડા આપતાં. પછી વખતે આપતાં, વખતે આપવાની ના પાડતાં !

' આમ ધીમે ધીમે મારું હતું તે મારું નથી એની હવા એ તૈયાર કરી રહ્યાં હતાં !

' મને ઘણું ખોટું લાગતું પણ શું થાય ? મેં

એના વિશ્વાસે જાત તો ખેઈ નાખી હતી. ને માગ વિશ્વાસે મારી પત્નીએ પોતાની જાત ખોઈ નાખી હતી!

'ઉવટે તો બેને ધસીને ના પાડી. તારા પૈસા કેવા ને વાત કેવી!

'પછી એક વખત બેન રાતે આવ્યાં. મને એક તરફ બોલાવ્યો. વાત કરી. હું આભો બની ગયો. 'બેન! એ નહિ બને' મેં કહ્યું.

'શું નહિ બને બાયલા!' બેને ઠપકો આપ્યો: 'તારી હેડીના ત્રણ ત્રણ વખત વીશ વીશ હજાર લઈ આવ્યા ને તું આ હાડકાના માળખામાં મન ખોઇ નાખે છે. લે આ...'

'બેને મને આ શીશી આપી. બૈરીને પીવરાવી દેવા માટે. એ મરે તો બીજું બૈરું આવે. અમે કુલવાન. અમારી કિમ્મત ઘણી. હાથી જીવતે લાખને, મુએ સવા લાખનો. એ અમારા બૈરા માટે સાચું! બૈરીને પીવરાવી નથી. પણ મારી નસેનસ હવે એમને હણી નાખવા તલસી રહી છે.'

મેં કહ્યું: 'આવું તો હમેશાં થયા કરે છે. આમાં લખવાનું શું? આ તો નિત્યની વાત થઇ! એના કરતાં આ બીજાઓની વાત સાંભળવા દો!'

એ ખડખડાટ ભયંકર હાસ્ય હસી રહ્યો. અંધારી રાતમાં જો ઘૂવડ હસી શકતું હોય તો એ આવું હસે એવું મને લાગવા માંડ્યું! હું છળી ઊઠ્યો. ત્યાં એણે ઘેરા કર્કશ અવાજે કહ્યું: 'તમે માનતા હશો કે આવું તો નિત્ય બને છે, એમાં શું? પણ ના ના, આવું નિત્ય બનતું, નોંધ વિના રહેતું નથી. આની નોંધ મેં લીધી છે!'

'તું નોંધ લઇને શું કરવાનો છે?'

'હું? અરે! હું જ બળવાન છું હું પડછાયો. શરીરને મન દોરે છે, પણ મનને હું પડછાયો દોરું છું. જેણે મને ઝેર પીવરાવ્યું છે, એને હું ઝેર પીવરાવવાનો છું! એક દિવસ! એ દિવસ ગમે ત્યારે આવે એની મને પડછાયાને શી પરવા છે?'

એના છેલ્લા શબ્દો એટલા મોટેથી ને ભયંકર રીતે બોલાયલા હતા કે હું મારી પથારીમાં જ બેઠા જેવો થઈ ગયો.

અંધારી રાતની હવામાંથી હજી શબ્દો આવતા હતા. 'એ બને—એ બનશે જ—ત્યારે તો કોઇક એ લખજો. લખજો. આવી ઘટનાઓ જ તમને જીવતા રાખશે!'

હું આશ્ચર્યચકિત થઈ ગયો. મેં હવે બીજાઓને પણ સાંભળવાનો નિશ્ચય કર્યો. પણ એટલીવારમાં બીજી તમામ વ્યક્તિઓ ભાગી ગઈ હતી!

મેં એમને ખોળવા બહુ પ્રયત્ન કર્યો. પણ એ ન આવી તે ન જ આવી! મારી એ છ વાર્તાઓમાં શું શું શું હશે!

એમાંથી એક ન આવી!

એનો મને ખરો અફસોસ તો ત્યારે થયો, એક દિવસ હું બેઠો હતો અને એક જણાએ સમાચાર આપ્યા કે એક દુર્ઘટના બની ગઇ છે!

એ દુર્ઘટના પેલા ઘુવડહાસ્યે કહેલી દુર્ઘટના હતી! મને પશ્ચાત્તાપ ત્યારે થયો. મારી પેલી છ વાર્તાઓમાં પણ કેટલું બધું છૂપાયું હશે!

હું ઘણી વખત એમને ફરી ફરીને શોધવા મથું છું!

પણ એ તો હવામાં ઊડી ગઈ છે ત્યારની ઊડી જ ગઈ છે!

★

# સમયનાં ક્ષીર નીર

રાજહંસ

### ગુજરાતની અનોખી યોજના

પરમ આનંદની વાત છે કે મહી નદીની નહેરની યોજના આગળ વધતી જાય છે.

અને એટલી જ ખુશીની વાત છે કે શ્રી ભાઇલાલભાઇએ આ નહેરનું કામ ઉપાડી લેવાનો નિશ્ચય કર્યો છે. લોકોનો વિશ્વાસ મેળવીને, લોકોમાં આ કામ પ્રત્યે જાગૃતિ લાવીને તેમનો આદર અને સહકાર મેળવીને, કરકસરથી અને કુશળતાથી, લોકોપયોગી કામ કેવી રીતે થઈ શકે છે તે જોવાનું ગુજરાતને એક સદ્‌ભાગ્ય સાંપડે છે.

ભલે મહી એ ગુજરાતની મોટી નદી ન હોય, ભલે એ નહેરથી ગુજરાતનો નાનો સરખો પ્રદેશ ખીલતો હોય, છતાં આ યોજના ગુજરાતની એક, અનોખી યોજના બની રહેવાને પૂરો સંભવ છે. બીજી યોજનાઓ સાથે મૂકીને એની સરખામણી થઈ શકે એમ નથી. એના તરફ વિશેષ ધ્યાન આપવું જોઇશે.

### મહીનું સ્વાગત કરીએ

એક વાર સરદાર સાહેબે બારડોલીમાં લડત ચલાવેલી. ત્યારે એ તાલુકો ગુજરાતીઓના વિસ્મયનું ધામ બની ગયો હતો. હજારો ગુજરાતીઓ ત્યાં યાત્રાએ જઈ આવ્યા હતા. મહીની નહેર પ્રજાકીય ઉત્સાહનું અને અજોડ કામગીરીનું એક સીમચિહ્ન બની જવાનું છે; એ ધ્યાનમાં રાખી આપણી શાળાઓ, કૉલેજો, આપણા કાર્યકરો અને કળાકરો, આપણા ઇજનેરો અને મજૂરો એમાં સગર્વ રસ લેતા માંડે એમ આપણે ઇચ્છીએ.

જેને જે કંઇ કહેવા જેવું—કરવા જેવું લાગે તે લખી જણાવે, હાજર થઇ જાય. જેને મુડી રોકી આર્થિક સહાય કરવી હોય તે લખી જણાવે. આપણે માની લઇએ કે આ યોજનામાં ફાળાની વાત નહિ હોય ! તે આખર સુધી એનો ઇતિહાસ એકઠો કરી વૃત્તાંતનિવેદકો રજૂ કરે. જે ગામેથી નહેર જવાની હોય તે ગામના વતનીઓ જાતમહેનત વડે આ યજ્ઞમાં શ્રદ્ધાંજલિ અર્પે, પછી ભલે તેનો અંશ નાનકડો હોય. એ વડે એ નહેરનો સત્કાર કરે, મહીને પોતાને ગામ પધરાવે.

### નહેર—અને તે ઉપરાંત ઘણું

એ નહેર માત્ર ખેતીવાડીની નહેર જ બની રહે એવું શા માટે ? એને કાંઠે કાંઠે નિશાળિયાઓ પર્યટન કરી શકે, લોકો ઉજાણીએ જઇ શકે, ચિત્રકારોને એમાંથી વિપુલ સામગ્રી મળી રહે. એવું કંઇક આપણે કરી શકીએ ખરું. નદીને કાકાસાહેબે લોકમાતા તરીકે ઓળખાવી છે, એ માતાની દીકરી થઈને આવતી નહેરનો મહિમા પણ આપણે વધારીએ. આ નહેરમાં આપણે ભાવના સીંચી, એના કાંઠા રળિયામણા સ્વચ્છ, ઉપયોગી બનાવીએ.

એટલે આજથી જ લોકસમુદાય આગળ આપણે નહેર પ્રત્યેની ફરજો સમજાવતી રહી. જેમ નદીની પવિત્રતા જાળવીએ છીએ, એનો આદર કરીએ છીએ, એમ નહેર વિષે પણ આપણે નૈતિક કે ધાર્મિક ધોરણે એની પ્રણાલિકાઓ પાડવી જોઇશે, ભલે, આજથી કવિઓ એમની કલ્પના દોડાવે, અને કાર્યકરો પ્રજામાં ઉત્સાહ વધારે, મહીના અપૂર્વ સ્વાગતની તૈયારીઓ કરે.

### એકમાંથી નીસરતી બીજી યોજનાઓ

પરન્તુ આવા મહત્ત્વના બનાવ સાથે આપણે ઇચ્છીએ કે ખેડૂતો નચિંત બનીને પોતાની વાડો ભુંસી શકે, નાનાં ખુશ્કીઆમાંથી મોટી જાગીરોના હિસ્સેદારો બને. તેઓને કોઇ વિશ્વાસ આપી શકે કે આ નહેર થયા પછી જે આબાદી આવશે. એમાં સહુને એટલી ખાતરી રહે કે તેમના ઊભા મોલ કોઇ કાપી જશે નહિ, ગંજીઓમાં કોઇ આગ ચાંપશે નહિ, વાડની તકરારમાં ધારિયાં ઉછળશે નહિ, એકલદોકલ વટેમાર્ગુ ઉપર કોઇ ત્રાટકી પડશે નહિ. પાકની અને જાનની સલામતી સારુ લોકોને મહીની આણ પહોંચી જવી જાઇએ. પછી ભલે, એ સહકારી મંડળીઓનું સ્વરૂપ લે કે અંધ શ્રદ્ધાથી ઓળખાતી કાવ્યમય માન્યતાઓનું.





એ જ ખેડુતોના માલને સંઘરવા-વેચવાની પણ વ્યવસ્થા જોઈશે. વાહનનો બંદોબસ્ત જોઈશે. જરૂરી બી જોઈશે. ખેતીવિષયક સારૂં જ્ઞાન—નવો અનુભવ જોઈશે. આજસુધી લોકોએ પોતાની સુઝ પ્રમાણે કર્યું. હવે 'એ તો હઈ થતું જશે' એમ મનાવી ન લેવાય. એક યોજના પાછળ અનેક બીજી યોજનાઓ કડીબંધ હોવી જ જોઈએ, તો જ મોટી યોજના કાર્યસાધક બને, દીપી ઊઠે.

અખતરાઓનાં ઉઠમણાં કરી આપનાર આપણા ખેતીવાડીખાતા પાસેથી ઝાઝી આશા રાખવી કામની નથી. એમને આધારે રહેવામાં દશકો નીકળી જાય અને છતાં પરિણામો માટે રાહ જોવાની રહે. એટલે સારૂં તો એ છે કે નહેરના યોજકો જે જે પાકની ગણતરી રાખતા હોય તેના નિષ્ણાતોની તપાસમાં રહે અને એમને અહીં આમંત્રે. એમની પાસેથી થોડા ચુનંદા વિદ્યાર્થીઓ બધું સમજી લે, અને એનો પરિપાક લોકસમુદાયમાં વહેંચી આપે.

આ એક યોજનાએ ગુજરાતના જીવનમાં યોજના પેસી જાય એવું કરવું છે.

અને મહીની યોજનાના કર્ણધાર, શ્રી ભઈલાલ-ભાઈ, એમને આ નહેર સંગાથે શી રીતે જોડી દેવા તે પણ ગુજરાતે વિચારી રાખવું ઘટે છે. હજુ તો પારણામાં પહેલા પુણી છે'એમ માની વાતને ટાળી નાખવાની નથી. આ નહેર આપણે એમની પાસેથી લેવી રહી, અને એ નહેર એમની ગણી પાછી આપવી રહી. એ સમજીને આજથી એમનો હાથ મઢાવવો રહ્યો. જંગ જીતી આવ્યા પછી તો સહુ વધાવે, આપણે તો આ 'નવી આગેવાની' પારખી એનું મુલ્ય આજથી બરોબર આંકી લઈએ.

આ નહેરમાં જે શિરસ્તો ભાઈલાલભાઈ પાડશે તે ગુજરાતની ઘણી યોજનાઓનો પહેલો અને પ્રબળ ચીલો હશે એ યાદ રાખવા જેવું છે. વાત્સલ્યમાં, શ્રદ્ધામાં, દીર્ઘ દૃષ્ટિમાં, યોજનાની વિગતોની ચોકસાઈમાં, કરકસરમાં, કામના ઉકેલમાં, આવો ધુરંધર આપણી પાસે છે એ ઓછા ગર્વની વાત નથી. આપણે એમને જો કહી શકીએ કે 'સંકોચ રાખશો નહિ, મન ફાવે તે માગી લેજો' તો જ આ કામ એમને સોંપ્યું સાર્થક છે.

### આખરે પ્રતિકાર ફળ્યો

સોમનાથનો વિજય ઘંટ વાગે છે. પુનઃ પ્રાણ-પ્રતિષ્ઠા થાય છે. સૈકાઓનો ઇતિહાસ સળવળે છે. આર્ય ભાવનાઓને સંજીવની લાધે છે. સદીઓના પ્રતિકારને યશ સાંપડે છે. એક મહાકાવ્ય રચાઈ રહ્યું છે—જય સોમનાથનું. કોણે કહ્યું કે આ લાખો રૂપિયાની બરબાદી છે? કોણે કહ્યું કે અમને શિવ-લિંગોમાં, નંદીઓમાં ને ગણપતિઓમાં શ્રદ્ધા નથી! કોણે કહ્યું કે નિષ્ફળ થવા સર્જાયેલો ને વીતી ગયેલા સમયનો આ પ્રયાસ છે? કોણે કહ્યું કે નવી ભારતીય સંસ્કૃતિનાં મંડાણ સામે અવરોધ ઊભો કરનારું ભૂતકાળમુખી ભાનભૂલેલાઓનું આ પગલું છે? જેણે કહ્યું તેણે ભલે કહ્યું, ભલે ઉપેક્ષા થાય, ભલે એને સમાધાનકારી કે બુદ્ધિતીવ્ર ઉત્તરો ના આપી શકાય, ભલે પુનઃપ્રતિષ્ઠાનો ઉત્સવ ઠઅઠઆ-ભર્યો ના હોય, એ પુનર્નિર્માણમાં ભલે કળાની કે વૈભવની છોળો ઉછળતી ના હોય, ભલે એમાં કોઈ ગેરવ્યવસ્થા શોધી આપે કે બીજો દોષ બોળી આપે.

આટલા પ્રયાસથી પ્રજા પોતાની શરમ ધોઈ શકતી હોય, વર્ષોનાં વર્ષો ખેડેલી વીરતાનો પાક જોઈ શકતી હોય, આર્યત્વની સરવાણીઓ ફૂટવાની પ્રેરણા લઇ શકતી હોય તો આટલો વ્યય કાંઈ વિસાતમાં નથી.

### નાનું તો યે વિશ્વાસનું પ્રતીક

આ કાંઈ આપણું ઉંચામાં ઉંચું કીર્તિમંદિર નથી કે આમાં જે નથી તે સંભારી આપણે નિરાશ થવા બેસી જઈએ. ભલે કળાપારખુઓ, વિવેચકો, સંસારશાસ્ત્રીઓ, ધર્મવેત્તાઓ વિચાર કરે, સંશોધન કરે, સુચનો કરે. હજુ તો ઘણું કરવાનું છે. થઇ શકે છે, એટલો વિશ્વાસ અહીં ઊભો થાય છે. આને આપણે અરૂણોદય સમજવાનો છે, પ્રભાતે ય નહિ અને મધ્યાહ્ને ય નહિ.

જે કળા મોગલોના સમયમાં ખીલી એ સમૃદ્ધિનો

સમય હતો. આજે તંગીના કપરા દિવસો છે. એમાં કલ્પના ક્યાંથી ચગવાની હતી અને હાથ ક્યાંથી ઊકવાનો હતો? આટલાં વર્ષોની કળાની સમૃદ્ધિના ભંડારમાં સોમનાથનું સ્મારક તો ગરીબ દેખાશે, એથી દિલ ભાંગવાની જરૂર નથી. આવાં તો એક નહિ, એકવીસ સ્મારકો આપણે રચતા થઇશું, એ હિંમત સાથે આપણે સોમનાથ ભણી જોવું જોઇએ.

### ભારતીય ગૌરવના સાક્ષી બનીએ

સોમનાથને સજીવન કરવામાં આપણે ના સ્વીકારી શકીએ એવું જે કાંઇ થવા પામે તે તરફ આપણે જરા સહિષ્ણુ બનીએ. અને કેમ કરી આખી ઘટનાનું કાવ્યતત્ત્વ ખીલી ઊઠે તે વિચારીએ. શ્રદ્ધા કે માન્યતાના ભેદભાવ બાજુએ મૂકી, આ ઘટનાનો આદર કરવા પ્રતિષ્ઠાના દિવસે ગામેગામના શિવાલયમાં લોકોએ સામુદાયિક રીતે હાજરી આપવી જોઇએ, સૌ કોમ ને જાતિઓએ—કશા ય ભેદભાવ કે માનસિક સંકોચ વિના એક ભારતીય ગૌરવના સાક્ષી રૂપે હાજર થઇ જવું જોઇએ.

### મંદિરો પાસેથી આશા રાખવી?

આ સોમનાથની કાયમી આવક તો ક્યાંથી હોય? કે ક્યાંથી થવાની આશા હોય? એ કોઇ શહેરની નજદીક નથી જે ધનિક શ્રીમંતો એના અભિષેકમાં લક્ષ્મી સાથે લાવે. આજે ભાંગી ગયેલી જાત્રા–પદ્ધતિમાં પરપ્રાંતીઓ એવું શું રક્ષણ કરી શકવાના હતા? અને બાંધકામ અંગેનો ફાળો જ્યાં અધૂરો હોય ત્યાં દૂરના ભવિષ્યનો બંદોબસ્ત એમાંથી સંભવે જ ક્યાંથી? એ જોતાં, સોમનાથ પાસે લાંબા ગાળાની ઝાઝી આશાઓ ના રાખવી જોઇએ.

પરન્તુ આપણા માલેતુજાર ગણી શકાય એવાં કેટલાંયે મંદિરોની સંપત્તિ અકબંધ પડી રહી છે એની પાસેથી આપણે કેમ આશા ના રાખીએ, તે ઠેઠ સોમનાથ ઉપર દોષારોપણ લઇ જવું પડે? જે સંસ્કૃતની વિદ્યાપીઠ ત્યાં કરવી છે તે બીજે થાય એવું નથી શું?

ખેર, સંસ્કૃતનું ભલે ના બન્યું. આપણા સુધારાવાદી મંદિરોમાંથી શું કશું જ ઉપયોગી સાંપડી શકે એવું નથી? જે લોકો ચૈત્રીપુનમે ધામધૂમથી મંદિરોમાં પડાપડી કરતા થયા હશે એમણે કોઇએ એવો વિચાર જ નહિ કર્યો હોય કે આવડી મોટી સંસ્થા દ્વારા કંઇક પ્રજોપયોગી કામ થવું જોઇએ. કોઇક ખાતરીવાળું ઔષધ, કોઇ આદર્શ ગૌશાળા, કોઇ સારું વિદ્યાર્થીગૃહ, અદ્યતન આરોગ્યકેન્દ્ર, કેમ આવું કાંઇ જ સૂઝતું નથી, થતું નથી?

આજે તો શ્રી રામકૃષ્ણ મિશનનું જ્વલંત ઉદાહરણ આપણી સમક્ષ પડેલું છે. શ્રી પરમહંસના ચરણોમાં સમર્પિત થતું કેટલુંયે લોકોપયોગી કાર્ય એ મઠના સાધુઓ ઠેરઠેર કરી રહ્યા છે. ધર્મની રક્ષા લોકોની સેવા દ્વારા કરે છે. એથી ધર્મ ક્ષીણ થતો નથી: વૃદ્ધિ પામે છે. વડતાલ–ડાકોરના સાંપ્રદાયિક મંદિરો શું ગુજરાતની કોઇ સમયાનુલક્ષી સેવા નહિ કરે?

સામેથી સામ્યવાદ આવી રહ્યો છે. એનું ડગલું મંડાતાં મંદિરો બાપડાં એક ઘડી ટકવાનાં નથી. એ આવે તે પહેલાં આ મંદિરોને સંસ્કાર–આંદોલનનાં કેન્દ્રો બનાવી મૂકવાં જોઇએ. ભલે એ સહુ પોતપોતાની લાક્ષણિકતા કે વ્યવહારુતા જાળવે. પણ એમની છાપનું ખાતરીવાળું નક્કર પરિણામ પ્રજા જોઇ શકે તે રીતે પ્રગટ થવું જ જોઇએ—પછી ભલે તે ફાવે તેવા સાદા સ્વરૂપમાં હોય, નજદીક હોય કે દૂર હોય; પરન્તુ કંઇક સ્પર્શ કરી શકાય ને ઓળખી શકાય એવું તો હોય ને!

### સરકારી કેન્દ્રોથી લાભાલાભ

આરે દૂધ–કેન્દ્ર ખોલવા નેહરુ મુંબઇ આવી ગયા ત્યારે ઘોષણા થઇ કે આવું વિશાળ કેન્દ્ર એશિયામાં બીજું ભાગ્યે હશે. એનો ગર્વ ખૂદ મુંબઇમાં ના થયો, પછી બીજે તો થાય જ ક્યાંથી!

મુંબઇ પાસે શું નાણાં નહોતાં કે સરકારે એમાં બે–ત્રણ કરોડ રૂપીઆની મુડી રોકી? પ્રજા પાસે તેની જરૂરીઆત માટે નાણાં માગતાં સરકારને

સંકોચ થયો ? શું એમ કહી શકાય એમ છે કે જોઇએ તેવી કરકસરથી કેન્દ્રનો વહીવટ થાય છે ? શું એમ કહી શકાય એમ છે કે જે ભાવ લેવામાં આવે છે તે—સરકારને ખોટ ન જાય એટલી હદ સુધી જાળવીને—ઓછામાં ઓછા છે !

શું એમ કહી શકાય એમ છે કે શહેરની જરૂરીઆતો શહેરનાં જ ઉત્પાદન–કેન્દ્રો દ્વારા પ્રાપ્ત કરવી એ પણ ડહાપણનો માર્ગ છે ? તો પછી ગામડાંઓના ઉત્પાદન માટે બજારો ક્યાંથી રહેશે ? દૂધની બાબતમાં સ્વાવલંબન કરી શકાય, તો શાકમાં, ઢોરઢાંખ-માં, ઈંડાંમાં ફળ–ફળાદિમાં એવી કેટલીક ચીજો જે ગામડામાં ઉત્પન્ન થઇ રોજ શહેરમાં આવે છે તેનું કેવું ભવિષ્ય ગણુ ય ! એક આરેના સરકારી કેન્દ્ર દ્વારા ગુજરાતના કંઇક ખેડૂતોનો દૂધનો ગૃહઉદ્યોગ પડી ભાંગ્યો, એનું આશ્વાસન ખેડૂતોને કેવી રીતે આપીશું ?

અર્થશાસ્ત્રોમાં એકલું ઉત્પાદન નથી, માલની વહેંચણી પણ અગત્યની બાબત છે. શહેરનું અર્થશાસ્ત્ર જેટલે અંશે ગામડાંની પેદાશ ઉપર નભેલું રહેશે તેટલા પ્રમાણમાં શહેરોનું ઝેર હળવું રહેશે, ને નહિ તો પછી એ જીવલેણ બની જશે. આજેય શહેર–ગામડાં વચ્ચે આકરો તફાવત છે—કડવાશ છે. એ વધારતા જવી છે ? અને તે પણ સરકારી તંત્ર દ્વારા !

સરકારને જ્યારે પોતાની પ્રવૃત્તિઓનો વિસ્તાર કરવાની જીદ છે ત્યારે એને ધચા બધા કાયદાઓની ઓથ લેવાનું સુઝે છે, બીજાઓની જેમ એ સહિષ્ણુ રહી શકતી નથી, મૈત્રીભાવ તો રાખે જ ક્યાંથી ! અને એક વાર કાયદાનો સ્વાદ ચાખ્યા પછી, અંકુશો ને ઇજારા દ્વારા એનામાં ગુમાપ્પી આવી જાય છે, લોકસેવાના નામે અવળચંડાઈ આવી જાય છે. છાશવારે પ્રજાને વધુ સંકડામણમાં મૂકવા અને સહનશીલતાના પાઠ શીખવવા ઉદ્દેશેલ ધનો અને નિયમોનાં જાળાં ગૂંથાતાં જ જાય છે.

### રાષ્ટ્રીયકરણ ઉપર અંકુશ જોઇએ

શું દૂધ કેન્દ્રમાં કે શું સ્ટેટ–ટ્રાન્સપોર્ટમાં, એકહથ્થુ ઇજારા પદ્ધતિથી જેટલાં સારાં પરિણામોની આશા રાખી શકાય એટલાં દૂષણો માટે અવકાશ રહે જ છે એ આપણે ભૂલવા જેવું નથી. હવે જ્યારે પ્રજાહકના મૂળભૂત સિદ્ધાંતોને કોર્ટોમાં પડકાર મળ્યા પછી ભારતના નુતન બંધારણને ફેરવવાનાં સુચનો થાય છે ત્યારે આપણે પૂછીએ કે સરકારની કામગીરીમાં ઇજારા જેટલાં કામોની યાદી પણ તૈયાર કરી લેવામાં આવે, જેથી બાકીની બાબતોમાં પ્રજા પોતાનો વ્યવસાય નિર્ભય રીતે કરી શકે.

કોઈ રીતે, લોકશાહીની પૂઠે પડેલા પેલા રાષ્ટ્રીયકરણના મહા વ્યાધિ ઉપર અંકુશ લાવવાની તાત્કાલિક જરૂર ઊભી થઈ છે અને એ માટે એકાદ ‘મોરચો’ ખડો થવો જોઇએ.

### સસ્તી લોકશાહીનું નિર્માણ

લોકશાહીના સિદ્ધાંતો અને આચરણ વિષે નવી ચૂંટણીઓના સમયમાં આપણે ઘણું સાંભળી શકીશું. જે કાંઈ કહેવાશે તે સમજદાર વર્ગની હિમાયત માટે, જ્યારે એ વર્ગ પોતે બિચારો લઘુમતિમાં હશે ! ભારતનો લોકસમુદાય ગમે તેવો સીધો, ભોળો, પરગજુ, અહિંસક, નીતિમાન, શ્રદ્ધાળુ, પરલોકલક્ષી, માયાળુ, ધર્મભીરુ, સંતોષી, સહિષ્ણુ, પરદુઃખભંજક, શાન્તિપ્રિય, ઉદાર, અને એવા ઘણાં સદ્‌ગુણોથી તરબોળ હશે પરન્તુ, એ બેસમજ, પછાત, કમજોર, ગતાનુગતિક કે ટોળાવૃત્તિવાળો, અને એવી ઘણી કચાશોથી ઘેરાયેલો પડેલો છે. એ હીરો પાસાદાર ન બને ત્યાં સુધી એનું મૂલ્ય નથી. અને જેનું મૂલ્ય હજુ થવાનું છે તેના આધારે રાજનું તંત્ર રહે કે ચાલે, એવી લોકશાહી કોને ઉપયોગી થવાની હતી ?

લોકશાહીને યોગ્ય બનવા લોકને તૈયાર કરવાને બદલે, લોકશાહીને નીચે ઉતારી એમના સુધી પહોંચાડવા સરતી કરી નાખીએ તો એ બીજું કાંઇક બની જશે, લોકશાહી નહિ રહે.



### એની કમજોરીઓ ટાળીએ

અને એટલે પ્રૌઢ મતાધિકાર એ નવીન લોકશાહી ઊભી કરવાનું એક મુખ્ય પગથિયું બની રહે એ સાચ આપણે સમજી લેવો જોઇએ. એ જ મુજબ જુદા જુદા પક્ષો, પ્રાંતો, જાતિઓ એ સહુને ખુશ કરવા ભેળસેળવાળું પ્રધાનમંડળ એ નવી લોકશાહીનો કમજોર પુરાવો આપણે જોઇ ગયા છીએ અને એથી લાભ મેળવી શકયા નથી. ચોક્કસ નીતિ કે ખાસ યોજનાના પાયા ઉપર પક્ષ ઊભો રહે અને એના સૌથી બાહોશ માણસો બહારના પક્ષોની બને તેટલી સહાય મેળવીને એ પાર પાડે તેવી લોકશાહીને બદલે આપણે ડહોળાયેલી ને પાંગળી લોકશાહી તરફ જઇ રહ્યા છીએ, કારણ કે આદર્શો અને વ્યવહાર વચ્ચે જે વિવેક રાખવો જોઈએ તે આપણે રાખી શકતા નથી.

આ નવી એશિયાઈ લોકશાહી, પછાત કમજોર અને ટોળાંઓની લોકશાહી દેશને કયાં લઈ જશે એ ચિંતાનો વિષય લેખાવો જોઇએ, ખાસ કરીને સામે આવતી ચૂંટણીઓના ટાંકણે.

**શું ટકશે—આદર્શનીતિ કે સોદાવૃત્તિ ?**

બાકી જે સોદાઓથી ઢાંકપિછોડા જેમ ચલાવેલું હોય તે ચોક્કસ વખત કાઢી આપે, પણ એને સામે પાટલે ચઢી જતાં વાર નહિ લાગે. આંબેડકરને રીઝવીને ભલે આટલો વખત કટોકટી સાચવી લીધી હોય પણ એમનું માન વધારી જે કિંમત ચૂકવવી પડશે તે પણ આપણે હાથે જ વધવા દીધેલી કિંમત હશે, તે કિંમત ચૂકવતી વેળાએ જેટલું નમતું જોખવામાં આવશે તેટલું 'નવી લોકશાહી'નું ઢીલું પ્રમાણ—કમજોરી થવાની અને ભવિષ્યમાં જે કાંઇ આવા સોદાઓ કરવા પડે તેની નઠારી ભૂમિકા બંધાઇ જવાની.

આપણે માની લઇએ કે સોદા કરવાની વૃત્તિથી નેહરુ ઘણા છેટા રહે છે. પરદેશો સાથે ભારતના મહા આમાત્ય તરીકે જે કંઇ વાટાઘાટો એમણે કરી છે એમાં હિંદનાં લાભ સારુંયે એમણે સોદાવૃત્તિ નથી વાપરી, કેવળ સ્થાપિત કરેલી આદર્શ નીતિનું અવલંબન રાખ્યું છે. છતાં, શું તેઓ બીજાની સોદાવૃત્તિને મહત્વ આપ્યા કરશે કે કબુલ રાખશે ખરા ? કે પછી 'નવી ને સસ્તી લોકશાહી' સામે ટકી શકાય એવો મોરચો બાંધવામાં તેઓ સફળ થઇ શકશે ? વીસમી સદીના પાછલા અર્ધની શરૂઆતનો આ આપણો સવિશેષ પ્રશ્ન છે.

☆

## રંગભરી રસભરી....

રંગભરી રસભરી રાત આવી.<br>
        રાત આવી એની વાત લાવી,<br>
            એવી રંગીલી રસીલી રાત આવી.

રંગ સાથ સંગની એ છોળ લાવી,<br>
        છોળો લાવી, ઉરધડકો લાવી,<br>
            એવી રંગીલી રસીલી રાત આવી.

આવી ને ઉર ઉર વાચા લાવી,<br>
        વાચામા રંગરાગ ભરી આવી;<br>
            એવી રંગીલી રસીલી રાત આવી

સંવેદો સાચા સંકોરી લાવી.<br>
        સૂતાને જાગતાં એ કરતી આવી,<br>
            એવી રંગભરી રસભરી રાત આવી.

**જયન્ત પરમાર**

[ ૬૩ ]

હે મારા શણગાર બનેલા મંદિરના દેવ! મારી ભગ્ન વીણામાંથી તારી પ્રશસ્તિનું કોઈ ગાન હવે નીકળતું નથી

સાંજનો ઘંટારવ તારી પૂજાનો સાદ આપતો નથી. હવા શાંત છે મૌન વ્યાપી ગયું છે.

તારા એકાંત વસતીગૃહમાં કોઇ કોઈ વખત રખડુ સ્વચ્છંદી વસંતની લેરખી ભૂલી પડી જાય છે. પુષ્પના પરિમલનો એ સંદેશો આણે છે. એ જ પુષ્પો જે હવે તારી પૂજામાં વપરાતા નથી !

તારો પૂજારી એમની હજી અતૃપ્ત રહેલી આશાનો દોર પકડીને આંહીંતંહી રખડે છે. સંધ્યા સમયે, જ્યારે તેજ અને પડછાયા સાંજની ધૂમ્મસમાં ભળી જાય છે, ત્યારે એ તારો થાકેલો પૂજારી, આ ભગ્ન મંદિરે પાછો ફરે છે: એના અંતરમાં અતૃપ્ત ઈચ્છાની ક્ષુધા લઈને ! હવે તો શાંત મૌનમાં બેઠેલા તારી પાસે, હે મારા મંદિરના દેવ ! અનેક ઉત્સવ દિનો આવીને ચાલ્યા જાય છે ! કેટલીયે રાત્રિઓ પૂજાદીપનો પ્રકાશ પણ દેખ્યા વિના પસાર થઇ જાય છે !

અનુપમ સુંદર આકૃતિઓના સર્જક શીલ્પીઓ, અનેક નવી મૂર્તિઓ રચે છે પણ એમનો સમય આવતાં એ સઘળીને વિલુપ્તિના મહાસાગરમાં તેઓ લઈ જાય છે !

હે શણગાર મંદિરના દેવ! માત્ર તું એક જ અપૂજ્ય છતાં તારી અમર્ત્ય ઉપેક્ષિતામાં બેસી રહે છે !

[ ૬૪ ]

જે દિવસે મૃત્યુદેવ તારે બારણે ટકોરા મારશે; ત્યારે તું દ્વાર ખોલીને એને ચરણે શી ભેટ ધરશે, હે માનવ !

જીવનથી ભરેલું આખું જ વાસણ હું મારા અતિથિના ચરણે મૂકી દઈશ; એને કદાપિ પણ ખાલી હાથે પાછા જવા દઈશ નહિ

યૌવનની વસંતવાડીનાં મારાં મધુર પુષ્પો અને ગ્રીષ્મથી ચાંદની ભરેલી રાત્રિનાં મારાં મીઠાં સંસ્મરણો, વ્યવસ્થાયી જીવનની બધી જ મારી કમાણી, મારા આ અતિથિને ચરણે હું ધરી દઇશ અને પછી પ્રાર્થીશ કે મારી જીવન સંધ્યાના દ્વારે આવીને ઊભેલા હે અતિથિદેવ ! મારી આ ભેટ સ્વીકારો અને મને આંગળીએ વળગાડીને તમારી સાથે લઇ ચાલો !

[ ૬૫ ]

જીવનના હે અંતિમ ધ્યેય ! હે મૃત્યુ દેવ ! તું આવીને, તારો પ્રેમભર્યો મૃદુ શબ્દ હવે મારા કાન પાસે ગુંજી જા !

દિવસોના દિવસો સુધી મેં તારા ઉપર નજર રાખી છે. તને મળવા માટે જ મેં જીવનના આનંદો અને જીવનની વેદનાઓ વહ્યાં છે !

અંતર્ગુહાના ગૂઢમાં ગૂઢ ખૂણેથી પણ તારી તરફ જ મારું પ્રેમજીવન વહ્યું છે ! મારી પાસે જે કાંઇ છે, જે કાંઇ હું છું, જે કાંઇ મારા આશા સમુદ્રમાં દેખા દે છે, અને જે કાંઇ મારા પ્રેમ સાગરમાં વહે છે, હે અંતિમ દેવ! એ સઘળું જ તારે ચરણે ધરવા માટે છે.

તારા પ્રેમભર્યા ચક્ષુની એક જ નજર મારું જીવન તારું બની જશે ! પુષ્પની માળા મેં ગૂંથી રાખી છે. અને જીવનસંધ્યાના લગ્નમહોત્સવને વધાવવા માટે બધી તૈયારી રાખી છે. રાત્રિના એકાંત નીરવમાં પોતાના પ્રિયતમને મળવા, જીવનસંધ્યાના દ્વારે બેઠેલી

નવવધૂ, કયારની પ્રતીક્ષા કરી રહી છે! હે જીવનના સ્વામી!

[૬૬]

મને ખબર છે કે જીવન નાટકનો પડદો એક દિવસ પડવાનો છે, અને આ ધરતીનું દર્શન બંધ થવાનું છે. નીરવ એકાંતમાં, જીવન, પોતાની નવી સુસાફરી શરૂ કરશે, અને આ આંખોને જોવાનાં દશ્યો ઉપર છેલ્લો પડદો પડી જશે!

અને છતાં નીલ નિરભ્ર આકાશમાંથી રજનીને નિહાળવા તારાઓ જેમ આવતા હતા તેમ આવ્યા કરશે, પ્રભાતની મનોહારી રંગ-લીલા પ્રગટતી હતી તેમ પ્રગટશે, અને આનંદ સાગરનાં અને વેદનાના સાગરનાં સંખ્યાતીત તરંગોથી ધરતી જેમ રેલાતી હતી તેમ રેલાયા કરશે!

મારા ક્ષણિક જેવા જીવનને જ્યારે હું આ અનંતને આરે ઊભેલું નિહાળું છું, ત્યારે મારી જીવન ક્ષણિકતાને વળગેલી તમામ મર્યાદાઓ અદ્રશ્ય થઇ જાય છે, અને મૃત્યુદીપના પ્રકાશમાં, તારી અનંત સૃષ્ટિમાં રહેલ અનંત વૈભવને નિહાળીને હું મુગ્ધ બની રહું છું! એ વૈભવી સૃષ્ટિના છેલ્લામાં છેલ્લા સ્થાનનું, છેલ્લામાં છેલ્લુ જીવન પણ આંહીંના વૈભવીમાં વૈભવી જીવનને હિસાબે કેટલું ઉન્નત, કેટલું અદ્ભુત વિરલ છે! અને મને નવો જ વિચાર આવી જાય છે! જે મૂલ્યવાન પદાર્થોને હું તૃષ્ણાથી ઈચ્છી રહ્યો હતો, અને જે મૂલ્યવાન પદાર્થો મને મળી ગયા હતા—એ તમામ ભલે ચાલ્યા જાય! પણ જે ખરા મૂલ્યવાન પદાર્થોની મેં ઉપેક્ષા કરી હતી અને જેમને મેં જીવનમાંથી જવા દીધા હતા—એ પદાર્થો હવે મને મળતા રહે એવી અદમ્ય ઈચ્છા ઉદ્ભવી છે!

[૬૭]

મિત્રો! પ્રેમીજનો! સ્વજનો! મારે હવે તમારી સૌની વિદાયની રજા માગવાની છે!

હું તમને સૌને પ્રણમીને વિદાયની રજા લઉં છું!

મારા જીવનદ્વારની આ કુંચીઓ હું પાછી સોંપી દઉં છું: અને આ ઘર ઉપરના તમામ હકકો જતા કરું છું!

તમારી પાસેથી છેલ્લી વિદાય વેળાએ થોડાક પ્રેમભર્યા શબ્દો માત્ર માગું છું!

આપણે પાડોશીઓ તરીકે ઘણો લાંબો સમય ગાળ્યો. હું તમને આપી શક્યો હોઉં તેના કરતાં બદલામાં વધારે મેળવી ગયો છું!

આજ હવે નવું પ્રભાત ઉઘડે છે. મારા અંધારા ખૂણાને પ્રગટાવનાર જીવનદીપ વિદાય લે છે. આજ્ઞા આવી છે, નવી સુસાફરી માટે હું તૈયાર છું!

[૬૮]

આ વિદાય ઘડીએ મિત્રો! મને શુભેચ્છાઓ પાઠવજો. આકાશ, પ્રભાતીરંગોની સુરખીથી છવાઇ રહ્યું છે. મારો માર્ગ સુંદર સુંદર બની રહ્યો છે!

મારી સાથે ત્યાં લઇ જવા માટે મેં શું લીધું છે, એ પૂછતા નહિ. મેં ખાલી હાથે પણ ભરેલા હૃદયે આ સુસાફરી શરૂ કરી છે!

હું તો જાણે લગ્નમહોત્સવની વરમાળા ધારણ કરવા ઉત્સુક છું. રસ્તે ભય છે, પણ મને અંતરમાં કયાંય ભય નથી. સુસાફરીને આખે પંથે શુક્રતારાનું તેજ પથરાતું હશે, અને વિશ્વના નાથના દ્વાર પાસેથી વહેતી સંગીત સુરાવલિ પવનની પાંખે આવતી હશે!

★

# બે છેડા

શશી શહાણે

મુંબઈ જવા માટે ઘાટકોપરથી બપોરના બારેક વાગ્યે હું હાર્બર લાઈનમાં ચડ્યો ત્યારે નવા ઉતારુઓને બેસવાની જગ્યા નહોતી દેખાતી, બીજાંની જેમ હું પણ ઊભો રહ્યો. પણ જેને ટેકીને ઊભો હતો એ ત્રણ જણની બેઠકવાળા બાંકડા ઉપર એક આધેડ અને એક વૃદ્ધ એમ બે સ્ત્રીઓ બેઠી હતી.

પેટ ભરીને જમ્યા પછી તરત ઊભા ઊભા એ પાંત્રીસ-ચાલીસ મિનિટનો રસ્તો પસાર ન કરવો પડે એ આશયે એ બન્ને સ્ત્રીઓની પાસેની ત્રીજી ખાલી જગ્યાએ હું ઝટ દઈને બેસી ગયો.

'અરે, ભલા માણસ! બઈમાણસ સાથે પૂછ્યાગાછ્યા વગર ધસ દઈને બેસી જતા શરમ નથી આવતી?' મારી દાદીમા જેવડી દેખાતી પેલી વૃદ્ધા એકદમ ઊખળી પડી: 'અમે રહ્યાં મરજાદી, 'પર-પુરુષ'ના ઓછાયામાં પણ ન આવીએ, અને મારા કપાને અડકીને બેસીને અમારો ધરમ બોળતા જરીકેય વિચાર ન આવ્યો?'

'માજી, આ ત્રણ જણને બેસવાની જગ્યા છે. અને ધરમ સાચવવા તો તમારે બૈરાંના ડબામાં બેસવું જોઈતું હતું!' મારા હાથમાં ઉઘાડી પડેલી 'વ્યાપક ધર્મભાવના'માં સ્વામીનારાયણિયા સંકુચિત સંપ્રદાયની આ ધર્મભ્રષ્ટતાની વાત ગળે ઉતારવાની શોધ કરતો હું એટલું બોલીને એક પછી એક પાના મૂંગે મોંએ ફેરવવા લાગ્યો.

*

સાંજે બોરીબંદરથી બેઠો ત્યારે ઊજળું દેખાતું આકાશ ઘાટકોપર આવતા આવતા વાદળાંથી એવું તો ઘેરાઈ ગયું કે ઘાટકોપર સ્ટેશને ઊતરીને બસની 'ક્યુ'માં ઊભા રહેવા માટે મારી સાથેના વરસાદી-કોટ અને છત્રી બેયનો મારે ઉપયોગ કરવો પડ્યો. ધોધમાર વરસાદે આધા ભીંજાતાં અને આધા કોરા રહેતાં બાર-તેર માણસો જ્યાં ઊભા હતાં ત્યાં જઈને હું પણ ઊભો રહી ગયો. કેટલાંક એકલાં વરસાદી-કોટવાળાં હતાં તો કેટલાંક એકલી છત્રીવાળાં હતાં; હું એકલો જ બેય સાધનથી સજ્જ થયેલો હતો, એટલે વરસાદથી પૂરેપૂરું રક્ષણ મેળવી શકતો હતો.

બસને આવવાની સાતેક મિનિટની વાર હતી. બસમાં જનારાં લોકલ ગાડીનાં ઉતારુઓ હવે કોઈ આવતાં દેખાતાં નહોતાં. મારા મનમાં પેલો બપોર-વાળો 'મરજાદી' વિચાર ફરી ફરીને ઘોળાતો હતો. મારી બાજુમાં ઊભેલી એક સિંધી યુવતી એકલા *વરસાદીકોટથી પૂરું રક્ષણ મેળવી શકતી નહોતી* એટલે મારી છત્રી નીચે માથું રાખવા લગભગ મને અડીને જ ઊભી હતી: અલબત્ત, વિવેકપૂર્વકની એ માટે અગાઉથી મારી મંજુરી મેળવીને!

પણ...ત્યાં તો સ્ટેશનનાં છાપરામાંથી ફ્રોક પહેરેલી એક યુવતી દોડતી આવી. 'ક્યુ'માં મારા પછી હજુ કોઈ આવીને ઊભું નહોતું એટલે છત્રીની લાલચે દોડતી આવે છે એવું મેં અનુમાન કર્યું. પણ એણે તો આવીને સીધી મને બાથ ભરી લીધી ત્યારે એ ધોધમાર વરસતા વરસાદે પણ બધાંને કુતૂહલમાં ગરકાવ કરી દીધાં. હું આભો બની ગયો.

મારી છત્રીના આશરે આવવા ઉતાવળે એનાથી જે વધુ પડતું 'અઘટિત' પગલું ભરાઈ ગયું હતું એ માટે ખૂબ વિવેકી અંગ્રેજી બાનીમાં માફી માગતી એની દયામણી આકૃતિ મને એટલી જ ઝડપે દેખાય.

*

બસમાં બેઠા પછી વરસાદ રહી ગયો ત્યારે એ નિરભ્ર આકાશ સામે જોઈ જોઈને થાક્યો છતાં બપોરની પેલી ઘરડી સ્ત્રી અને આ રૂપવતી યુવતી,— એ બે છેડાને કેમે કરીને હું ન સાંધી શક્યો.

★

# આંખોનો આપનાર

હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય
અનુ૦ ચંદ્રલેખા પટેલ

[ એક ધ્વનિ–નાટિકા ]*

[દક્ષિણ હિંદમાં, મદ્રાસથી લગભગ સોએક માઈલ દૂર કાલાહસ્તિનું ભવ્ય મંદિર આવેલું છે. હજારો વર્ષોનું જૂનું મંદિર આજે પણ એવું ને એવું જ અડીખમ ઊભું છે. એના ઊંચા ઊંચા શિખરો, ભવ્ય ભીંતો, વિશાળ ચોક અને સુંદર થાંભલા અજબ કારીગરીથી ભરેલાં છે–જીવતી કવિતા જેવાં !

કહેવાય છે કે વર્ષો પૂર્વે એ નગરમાં એક શિકારી રહેતો હતોઃ જડ, અભણ અને અબુધ. પણ શંકર ભગવાનની મૂર્તિને મંદિરમાં એકલી પડેલી જોઈને એને ખૂબ લાગી આવતુંઃ 'અરે રે, આ ભગવાનને નથી કોઈ ખવડાવતું–પીવડાવતું કે નથી નવરાવતું–ધોવરાવતું. લોકો ઉપર ઉપરની પૂજા કરી ચાલ્યાં જાય છે અને ભગવાન બાપડા રાતદી' એકલા પડ્યા રહે!' આવા તો અનેક વિચારો એના ભોળા દિલમાં ઘોળાયા કરતા. પછી તો એ રોજ શિકાર કરી મરેલા પ્રાણીઓને લઈ મંદિરમાં આવે અને ભગવાનને ભાવથી ભોજન કરાવે. શિકારીની શ્રદ્ધા અને ભક્તિએ મૂર્તિમાં પ્રાણ મૂક્યો, પથ્થરને જીવંત કર્યો. પછી તો ભગવાન ને ભક્ત રોજ મિત્રભાવે સાથે ખાય–પીવે અને જાતજાતની વાતો કરે. એક દિવસ શિકારીએ શું જોયું ?—ભગવાનની આંખોમાંથી ચોધાર આંસુ વહે છે અને ભગવાન આંધળા–ભીંત બની ગયા છે! શિકારી પોતાની આંખો કાઢી ભગવાનને આપે છે. ત્યારથી એને 'કન્નપન' કહેવામાં આવે છે. તામિલ ભાષામાં 'કન્નપન'નો અર્થ (કન્ન=આંખો+પન=આપનાર) 'આંખોનો આપનાર' થાય છે. અત્યારે પણ આ કન્નપનની હૃદયદ્રાવક મૂર્તિઓ કાલાહસ્તિના મંદિરમાં છે. એમાંની સૌથી મોટી મૂર્તિ કાળા ચકચકિત પથ્થરની છે ખભે તીરકામઠું છે, મોં ઉપર પાષાણહૃદયને પણ પીગળાવી નાખે એવું મીઠું સ્મિત છે, પગ પાસે નાનકડો કૂતરો ઊભેલો છે. કન્નપનની બીજી કેટલી યે અલૌકિક મૂર્તિઓ મંદિરમાં અનેક જગ્યાએ જોવામાં આવે છે. આ જગ્યા દક્ષિણ હિંદમાં એક પવિત્ર જાત્રાનું સ્થળ મનાય છે.

જૂના વખતથી ચાલતી આવતી પૂજાની પ્રણાલિકા તથા ધાર્મિક રૂઢિઓને તોડનાર આ શિકારીને એકરીતે ક્રાંતિકારી પણ કહી શકાય.]

## પ્રવેશ ૧લો

[સ્થળઃ એક જંગલ. નેપથ્યમાં હરણોનું એક ટોળું દોડતું–કૂદતું અદૃશ્ય થઈ જાય છે. રંગભૂમિના આગલા ભાગમાં શિકારી તીન્નપન એનું તીરકામઠું લઈને આવે છે. એની પાછળ પાછળ એક કૂતરો આવે છે.]

શિકારીઃ (અર્ધજાગૃતાવસ્થામાં) અરે ભગવાન ! કેવું અંધેર છે! જ્યાં જુઓ ત્યાં અંધારું! આ જંગલમાં નહિઃ દુનિયામાં–માણસના મનમાં કેવા કેવા વિચારોના ઓળા ભટકે છે! જાણે બેડોળ, ગંદા જાનવરોઃ કરચલીઆળું શરીર અને ભયંકર જડબાંવાળા મગરની જેમ લોભ ત્યાં આવે છે. જંગલી રીંછ જેવો સ્વાર્થ ત્યાં માણસના શરીરના ટુકડેટુકડા કરી એના માંસની મહેફિલ ઉડાવતો આંટા મારે છે, અન્યાય જાણે વિકરાળ ચિત્તો, સત્તા–જોહુકમી જાણે કે માણસખાઉ વાઘ–વરૂ. આહ ! માણસના લોહીમાંસની ગંધ ઉપર આ બધા જાનવરોને કેટલો પ્રેમ છે !

[ ઝાડ પાછળથી એક કઠિયારો આવતો દેખાય છે. ]

(કઠિયારાને) આવ ભાઈ, થોડીવાર બેસ તો ખરો !

કઠિયારોઃ રામ રામ, ભાઇ. મને તો તારાં આ તીર–કામઠાં જોઇને સૂગ ચડે છે. તારાં નિર્દય અને નફ્ફટ તીર રોજ ઊઠીને બિચારાં પશુ–પંખીઓનો પ્રાણ લે છે. ઇશ્વરે કેવું કઠોર હૃદય તને આપ્યું છે!

શિકારીઃ મારાં તીર કંઇ તારી કુહાડી જેટલા ક્રૂર નથી. કેવી નિષ્ઠુરતાથી તું ઝાડ ઉપર કુહાડી મારી મારીને એની છાલ ઉતરડી નાખે છે, ઘા મારીને લાકડાં ચીરે છે અને કુમળી ડાળીઓને ખચાક્ ખચાક્ કરી રહેંસી નાખે છે !

કઠિયારોઃ પણ ઝાડની વાત જુદી રહી. એમાં કંઇ થોડો જીવ હોય છે?–એમાંથી કંઇ થોડું લોહી નીકળે છે ?

શિકારીઃ એ તો તું એમ માને છે! જીવ તો બધી વસ્તુઓમાં છે. પરમેશ્વરનો પ્રાણ એકેએક ચીજમાં છે. એના અસ્તિત્વ વગરની કોઇ વસ્તુ દુનિયામાં નથી.





કઠિયારોઃ જવા દે બધી વાતો. આ જ્ઞાનની વાતોથી કંઇ મારું પેટ નહિ ભરાય.

(કઠિયારો લાકડાં કાપવા માંડે છે)

શિકારીઃ એ ભાઈ કઠિયારા, આ તારી કુહાડીના ઝાટકા વીજળીની જેમ કડેડાટી બોલાવી બધાં જાનવરોને ક્યાંના ક્યાંય નસાડી મૂકે છે. તારી કુહાડીની આગળ તો મારાં તીર નકામાં થઇ પડે, એ સારું ન ગણાય.

કઠિયારોઃ એમાં મારો શું વાંક! હું તો મારું કામ કરું છું. હમણાં ને હમણાં લાકડાંનો ભારો બજારમાં લઇ જઇ ન વેચું તો મારાં બૈરી-છોકરાંને રાત આખી ભૂખે ટળવળવું પડે.

શિકારીઃ જોયું? માણસમાત્ર કેવો સ્વાર્થી છે! આપણું પેટ ભરાય તો પછી પારકાં છોને ભૂખે મરે!

[શિકારી હસીને ત્યાંથી ચાલ્યો જાય છે. કઠિયારો પોતાનું કામ કર્યે જાય છે ત્યાં એની પત્ની હાથમાં એક સુંદર કમળ સાથે દોડતી દોડતી પ્રવેશ કરે છે.]

કઠિયારાની પત્નીઃ (હાંફતા હાંફતા) અરે એય! જુઓ તો ખરા, શું છે મારા હાથમાં?

કઠિયારોઃ મારે તો લાકડાં સાથે કામ. ફૂલને મારે શું કરવા છે? પણ...તું એ લાવી ક્યાંથી?

સ્ત્રીઃ અરે, એ તો મનાય નહિ એવી વાત છેઃ રસ્તાની માટીમાં કોઇનાં કંકુવરણાં પગલાંની ભાત હતી અને એવા એક પગલાની અંદર આ ફૂલ ઊગેલું હતું. જરૂર કોઇ ભગવાનનું માણસ અહીંયા પસાર થયું હોવું જોઇએ. તમે હમણાં કોઇને જોયું?

કઠિયારોઃ અહીં તો પેલો શિકારી જ હતો. અને એને જો તું 'ભગવાનનું માણસ' કહેતી હોય તો દુનિયા આખી હસી હસીને ઊંધી વળી જશે.

[કઠિયારો હસે છે. એની પત્ની આ કોયડો ઉકેલવા મથતી, મનમાં મૂંઝાતી એની સામે તાકી રહે છે.]

**પ્રવેશ ત્રીજો**

(સ્થળઃ શિકારીની ઝૂંપડી. એની પત્ની પાડોશીની સ્ત્રી સાથે વાત કરી રહી છે.)

શિકારીની પત્નીઃ કેટલું બધું મોડું થઇ ગયું! હજુ એ ઘેર કેમ નહિ આવ્યા હોય?

પાડોશીની સ્ત્રીઃ આજકાલ તો એને માટે કંઇ વિચિત્ર અફવાઓ સંભળાય છે. લોકો કહે છે કે શિકારી આજકાલ અહીંતહીં ભટકે છે અને ઘણી વાર પાગલની જેમ એકલો એકલો કંઈ બડબડતો હોય છે. અરે! એટલું જ નહિ, લોકો તો બીજી પણ ઘણી વાતો કરે છે! સાંભળ્યું છે કે સમાજ અને મંદિર વિરુદ્ધ પણ એ ફાવે એમ બોલે છે!

(શિકારી એક મરેલું હરણ ખભે નાખીને પ્રવેશ કરે છે.)

શિકારીઃ કેમ, કોની વાતો ચાલી રહી છે?

શિકારીની પત્નીઃ કેટલું મોડું કર્યું આજે?

શિકારીઃ એમાં મારો વાંક નથી. આજે તો આખો દિવસ જાનવરની રાહ જોતા બેસી રહેવું પડ્યું. આ બધાં પેલા કઠિયારાનાં કામાં છે. મારો બેટો આખો દિવસ લાકડાં ફાડે અને ડાળીઓ કાપે, આ ઝાડ કાપે ને પેલું. અવાજથી આપણા જ કાન ફૂટી જતા હોય ત્યાં જાનવર વળી શાનાં ઊભાં રહે? પણ મને તો એની કાંઇ ફિકર નથી; કારણ કે હું નિરાંતે એક ઝાડ નીચે બેઠો. આપણને તો પંખીઓનો મીઠો કલરવ સાંભળવા મળ્યો. અહાહા! આટલાં વરસોથી કદી ખ્યાલ પણ નહોતો આવ્યો કે પક્ષીઓ આટલું મીઠું ગાઇ શકતા હશે!

સ્ત્રીઃ ત્યારે સીધેસીધું એમ જ કહી દો ને કે પંખીડાંઓનાં ગાનમાં ગુલતાન બની જવાથી જ શિકાર કરવાનું ભૂલી ગયા! પછી બિચારા કઠિયારાને શા માટે દોષ દો છો?

શિકારીઃ (ગંભીર થતાં) મને તારી વાત સાચી લાગે છે. મારા દિલમાં પણ હમણાં કંઇક કંઇક થાય છે!

સ્ત્રીઃ જાવ જાવ હવે, મોટા દિલવાળા આવ્યા છો તે! શિકારીને તે દિલ હોય? નિષ્ઠુરમાં નિષ્ઠુર અને જેનામાં દયાનો છાંટો યે ન હોય એ જ શિકારી બની શકે. મોટા દિલવાળા જોયા ન હોય તો!

પાડોશણઃ તારા વરે તો એનું દિલ તને આપી દીધું છે એટલે હવે એની પાસે તો હોય પણ ક્યાંથી?



જો તો ખરી, તારી સામે કેવું તાકી રહે છે!

શિકારીઃ (પાડોશણને) તારી વાત તો અડધી જ ખરી છે. મેં મારું દિલ આપ્યું છે એ ખરું, પણ મારી બૈરીને દીધું છે એ ખોટું!

સ્ત્રીઃ (રિસાઇને) એમ! ત્યારે તો તમે બીજી લાવવાની પેતરણમાં પડ્યા લાગો છો!

પાડોશણઃ (જતાં જતાં) પુરુષ જાતનું નામ જ છોડ ને! એકેએક એવા ને એવા! (જાય છે)

શિકારીઃ (એની સ્ત્રીને) અહીં આવ ગાંડી, મારે તને એક વાત કહેવી છે. મેં મારું દિલ ભગવાનને સમરપી દીધું છે.

સ્ત્રીઃ બેસો હવે છાનામાના. તમે રહ્યા શિકારી. રોજ ઊઠી પશુહત્યા કરવી. પંખીડાંને પીંખી નાખવાં, એવું તો ધાતકી જીવન છે તમારું! તમારા હાથ તો હજુયે લોહીથી ખરડાયેલા છે અને જીભે ભગવાનનું નામ શી રીતે શોભે છે?

શિકારી ઘણાં લોકોના હાથ ચોખ્ખા હોય છે, પણ દિલ તો કાળાંમેશ હોય છે, એવાં માણસોને ભગવાન ક્યારેય ન મળે. તું કહે છે તેમ મારા હાથ ભલેને લોહીઆળા હોય, પણ મારું દિલ તો પેલા ખળખળ વહેતા ઝરણાના પાણી જેવું નિર્મળ છે. તને તો ક્યાંથી ખબર હોય, પણ ભગવાને તો મને ક્યારનો યે સ્વીકારી લીધો છે.

સ્ત્રીઃ એમ છે! ત્યારે તો લોકો કંઈ અમસ્થી વાતો નથી કરતાં!

શિકારીઃ કેમ, લોકો વળી શાની વાતો કરે છે?

સ્ત્રીઃ કહે છે, હમણાં હમણાં તમને કંઇક ઘેલું લાગ્યું છે.

શિકારીઃ ઘેલું? સીધેસીધું કેમ નથી કહેતાં કે હું પાગલ થઈ ગયો છું. (હસે છે) હા, હું કબૂલ કરું છું કે હું ફરી ગયો છું, પાગલ થઇ ગયો છું, ગાંડો-ઘેલો થઇ ગયો છું...મારા ભગવાન પાછળ. આહ! જો બીજા થોડાંક પણ મારી આ ઘેલછામાં ભાગ લે તો જગતમાં થોડુંક ડહાપણ આવે અને દુનિયા કંઇક રહેવા જેવી થાય.

સ્ત્રીઃ (મજાકમાં) તમે કદી તમારા ભગવાનને મળ્યા કે કદી દૂરથી યે જોયા છે ખરા?

શિકારીઃ કેવી ગાંડી વાતો કરે છે તું મૂરખ સ્ત્રી! ભગવાનને જોયા? ભગવાનને મળ્યો? અરે એનાથી તો ઘણું વધું. રોજ એને નવરાવવા મારા મોંમાં પાણી ભરીને લઈ જાઉં છું, પછી એના ઉપર કોગળા કરું છું. પછી હું કોળિયો ચાવી ચાવીને મારા મોંમાંથી કાઢી એને ખવડાવું છું. અરે, મારું વધ્યું-ઘટ્યું બધું એવો ડાહ્યો ડમરો થઇને ખાઈ જાય! કોઇ કોઇવાર હું જાઉં ત્યારે એ ઘસઘસાટ ઊંઘતો હોય અને નસકોરાં બોલાવતો હોય. પછી એને હું કેમ કરીને જગાડું છું એ જાણે છે? પાસે જઇને પેટમાં એક એવી મીઠી લાત મારું કે એ હસતો હસતો ઊભો થઈ જાય અને ભૂખ્યા વરુની માફક લોહી નીગળતું માંસ ખાવા મંડી પડે!

સ્ત્રીઃ વાહ રે મારા પતિરાજ! તમારો ભગવાન સહનશીલતાની કોઇ અજબ મૂર્તિ લાગે છે! તમારા ભગવાનને કરો છો એવું રાજાને—અરે, રાજાના ચપરાસીને તો કરી જુઓ! ખબર પડશે ખબર કે તમારી શું હાલત થાય છે! લાત મારવાની વાત તો બાજુએ રહી, જરા પાસે જઈ હાથ તો અડાડી જુઓ!

શિકારીઃ એ લોકોની પાસે જવાની મને ફુરસદ હોય તો ને! પણ જો, હવે મુદ્દાની વાત ઉપર આવ. આ માંસ લાવ્યો છું એના ચાર ભાગ કર. એક ભાગ તારા માટેનો (તારી બેનપણીને એમાંથી થોડું આપવું હોય તો આપજે,) બાકીના ત્રણ ભાગ હું લઇ જાઉં છું.

સ્ત્રીઃ ક્યાં લઈ જાવ છો? કોના માટે?

શિકારીઃ મારા ભગવાન માટે.

સ્ત્રીઃ ગાંડા થયા છો કે શું? મંદિરને અપવિત્ર કરાતું હશે?

શિકારીઃ એને મન તો બધું એક છે. પછી એ ફળફૂલ હોય કે માંસમચ્છી હોય. મારો વા'લો તો ભાવનાનો ભૂખ્યો છે!

સ્ત્રીઃ મંદિરના પૂજારીઓ તમારી ખાલ ઉતરડી નાખશે, લોકોને ખબર પડી તો હાડકાં ખોખરાં થઇ જશે; ગામ આખું પથરા ફેંકશે તમારી ઉપર!





શિકારીઃ મારો વા'લો એમના પથરાને ફૂલમાં ફેરવી દેશે. (હસે છે) તને લાગે છે કે હું અભિમાની થઇ ગયો છું. ખરુ ને? પણ મારો યે દિવસ આવશે, જોજે હ ! અને મને મારે તો યે શું ? લોકોના આત્માને તો એ વર્ષોથી મારતા આવ્યા છે, એટલે કોઇકવાર શરીર માર ખાય જ ને...? (થોડો વિચાર કરી) ભગવાન માંસાહાર નથી કરતો એવું વળી તને કોણે શીખવ્યું?

[શિકારીનો કૂતરો દોડતો દોડતો ત્યા આવે છે. શિકારી નીચો વળી એને પંપાળે છે] આવ આવ મારા લાલ, માણસજાત કરતાં તુ કેટલો વફાદાર છે!

ખભા ઉપર મરેલું હરણુ નાખીને બહાર જાય છે. કૂતરો પાછળ પાછળ જાય છે.

**પ્રવેશ ત્રીજો**

[મદિરનું મુખદ્વારઃ રાત્રિનો સમય
મદિરને દરવાજે એક મોટું તાળું વાસેલું છે.]

શિકારીઃ (કૂતરાને ઉદ્દેશીને) જો બેટા. અહીં તો કોઈ કહેનાં કોઈ નથી. મદિર પણ બધ છે. હવે શુ કરશું?

(કયાકથી...દૂર દૂરથી...પડઘા પાડતો અવાજ આવે છે.)

અવાજઃ મદિરનાં દ્વાર ભલે બંધ હોય. ભગવાનનો માર્ગ તો નિરંતર ખુલ્લો છે.

(ધીમેથી દરવાજો આપમેળે ખૂલી જાય છે)

શિકારીઃ અરે, આ શો જાદુ? દરવાજો તો આપમેળે ખૂલી ગયો! (મદિરમાં પ્રવેશતાં) ભગવાન હું ફરી પાછો તમને ત્રાસ આપવા આવ્યો છું. આજે મને આવતાં મોડું થઇ ગયું. આ દરવાજો મારા માટે કોણે ખોલ્યો?

અવાજઃ તેં પોતે જ એ દરવાજો ખોલ્યો. ભક્તિ એક એવી ચાવી છે કે જેનાથી દુનિયાભરનાં ગમે તેવાં તાળાં ખૂલી જાય છે. ભક્તિના સામ્રાજ્યમાં શબ્દોને સ્થાન નથી...

શિકારીઃ આજે તો તમારા માટે હરણનું માંસ લાવ્યો છું. થોડું મારી પત્નીને આપ્યુ અને બાકીનું અહીં લાવ્યો. તમને વાંધો તો નથી ને?

અવાજઃ પાગલ! તું કોઇને ખવડાવે એમાં મને કદી વાંધો હોઇ શકે? તને ખબર નથી ભાઈ. જ્યારે ઘેરઘેર એકેએક માણસ પેટ ભરીને ખાય છે ત્યારે જ મારી ભૂખ સંતોષાય છે જ્યારે લોકો ભૂખે મરતા હોય છે ત્યારે તારા જેવો ભક્ત મને ખવડાવે તો યે હું ભૂખ્યો રહું છું. હજારો ઘરમાં રોજ ચૂલો પણ સળગતો નથી. કારણ કે પાપી, મેલા મનનાં માણસો ઘરમાં અનાજના ઢગલેઢગલા સતાડી રાખે છે. મને ભૂલી જઇ સત્તાને અને પૈસાને એ પોતાનો ભગવાન માને છે. આ મત્તાધારીઓ ગરીબ લોકોની આંખમાં ધૂળ નાખી, એમને છેતરી, એમની ઉપર હકૂમત ચલાવે છે. લોકોના લોહીમ સના સિંહાસન ઉપર બેસી આ સત્તાધારીઓ મોજ માણે છે. એમની માલમિલ્કત, એમના પૈસા, એમનું ઝવેરાત એ બધુ ગરીબોની થાકેલી, નિદ્રાહીન આંખોનાં લોહીનાં આંસુ છે. એમનાં હીરામાણેક ગરીબોના ચુમાયેલા શરીરનાં લોહીનાં ટીપાં છે.

શિકારીઃ (ગળગળો થતા) તમારી આંખોમાંથી આંસુ ચાલ્યા જાય છે. ભગવાન, મારાથી આ જોયું જતું નથી. મને આજ્ઞા કરો તો જગલના જાનવરોને મારવાનુ છોડીને, આ દુષ્ટોને મારી મારીને તમારે શરણે ધરું.

અવાજઃ ના ભાઇ ના, એ તારું કામ નહિ. જ્યારે હું મારુ ભયકર રુદ્ર સ્વરૂપ ધારણ કરીશ, ત્યારે કોઇ દુષ્ટ એ મંદારમાથી બચશે નહિ.

શિકારી. ત્યારે વળી ધરમના કામમાં ઢીલ શી?

અવાજઃ એ દિવસ હવે દૂર નથી. કાળની ગતિ સાથે એ પ્રલયની જ્વાળાઓ વધુ પ્રચંડ બનશે.

[બહારથી કૂતરાના ભસવાનો અવાજ આવે છે]

શિકારીઃ એ તો મારો કૂતરો છે. એના આત્માની જ્યોત આ મદિરના દીવા કરતાં યે વધુ જ્વલંત છે.

અવાજઃ જ્યારે તને મુક્તિ મળશે ત્યારે તારી સાથે એને પણ મળશે. કારણ કે તું જેમ મારી ઉપર ભાવ રાખે છે તેમ એ તારી ઉપર રાખે છે. જે મારા ભક્તને ભજે છે તેને પણ મોક્ષ મળે છે.



[મંદિરની દીવાલોમાંથી પડઘો પડે છે: જે મારા ભક્તને ભજે છે, તેને પણ મોક્ષ મળે છે...થોડી વાર શાંતિ પથરાઇ રહે છે.]

જા ત્યારે ભાઈ, તારે ઘેર જવાનું મોડું થશે. ફરીથી જ્યારે હું બોલાવું ત્યારે આવી રહેજે: પછી ભલે એ દિવસ હોય કે કાળી રાત!

શિકારી: પણ દિવસે તો પૂજારીઓ મને અંદર આવવા જ શાના દે? બે-ચાર વાર એમણે મને અહીંથી હાંકી કાઢ્યો છે, એટલે તો મારે છૂપાઇ છૂપાઇને આવવું પડે છે.

અવાજ: (નિઃશ્વાસ નાખી) આજકાલ પૂજારી-ઓમાં પૂજાની ભાવના જ ક્યાં રહી છે? બ્રાહ્મ-ણોમાં બ્રાહ્મણત્વ નથી, તેજ નથી, ભક્તિ નથી! મારા નામની ઓથે જે નીચ કામો કરવામાં આવે છે, એની યાદ પણ મને કમકમાટી ઉપજાવે છે. બિચારા ભલાભોળા શ્રદ્ધાળુ માણસોને મારા નામે છેતરવામાં આવે છે...એનું નામ છે પૂજા...!

શિકારી: (પગે લાગીને) મને આશિષ આપો ભગવાન, હવે હું જઇશ. મારી પત્ની બિચારી ફિકર કરતી બેઠી હશે.

અવાજ: જા બેટા જા. ભગવાન હંમેશાં તારી સાથે જ છે. આ શરીરની પેલી પાર જોતાં શીખ; કાયા તો આત્માની માત્ર છાયા છે. પામર માનવી અદૃશ્ય પ્રકાશને જોઇ શકતાં નથી, એને તો માત્ર પડછાયો જ દેખાય છે. પડછાયાના અંધકારની પાર સાચા પ્રકાશને જોતાં શીખ.

(શિકારી જાય છે.)

પ્રવેશ ૪થો

(શિકારી જંગલમાં એક ટેકરી ઉપર બેઠો છે. એના પગ પાસે દૂંટિયું વાળી એનો કૂતરો સૂતેલો છે. ચારે-બાજુ સુમસામ છે. વાતાવરણમાંથી કોઈ અજબ, અપા-ર્થિવ સૌંદર્ય નીતરી રહ્યું છે)

શિકારી: (ધીમે ધીમે ગાય છે.)

કોઇ નવ જાણે રે
કોઇ નવ જાણે રે,
સૂના આ હૈયાની વાત.
આકાશી સપનાં આવી રે
ઝબક ઝબક ઝબકન્તાં રે
મુજ અંતરિયે દિનરાત...

કોણ જાણે, મને હમણાંનું શું થઇ ગયું છે! ચાર માણસની વચ્ચે બેઠો હોઉં તો યે કોઈ વિચિત્ર વિચારોના વમળમાં અટવાઇ જાઉં છું! દિવસે દિવસે મારું મન વધુ ને વધુ એકલવાયું બનતું જાય છે. પણ મારી એકલતાને મારો પ્રભુ એની હસ્તીથી છલોછલ ભરી દે છે! (ફરીથી કંઇક ગણગણે છે. આંખ ઉપર હાથની છાજલી કરી દૂર નજર માંડતાં) આહ...એ...આવે એક હરણી...

(તીર કાઢી હરણી તરફ નિશાન તાકે છે.)

હરણી: (શિકારીને જોતાં ગભરાઇ જઇ) ઊભો રહે શિકારી, ઊભો રહે! તારાં અણિયાળાં તીરને થોડીવાર થંભાવી દે.

શિકારી: મારાં તીરને હું શા માટે થંભાવું? તીરની અણી તારા જેવી હરણીના હૃદય માટે તો પાણીદાર બનાવવામાં આવે છે.

હરણી: ભાઇ, મારા પેટમાં મારું બાળક છે. હમણાં જ એ અવતરશે. ભગવાનને ખાતર મારી ઉપર દયા કર, ભાઈ!

શિકારી: તારી આંખોમાં કેવી મૃદુતા છે! જાણે હીરા-મોતી પ્રવાહી બની ગયાં હોય નહિ! તને ન મારું એ ખાતર શું તારી દયામણી આંખો મને આકર્ષી રહી છે?

હરણી: મારી જાત માટે હું દયા યાચતી નથી ભાઈ! મને એકવાર મારી ગુફામાં પહોંચવા દે. મારા બચ્ચાને જન્મ આપીને તરત હું પાછી ફરીશ અને મારી છાતી શાંતિથી તારા તીરની સામે ધરી દઇશ. મને માત્ર ચોવીસ કલાક આપ.

શિકારી: મને લાગે છે કે મારા હાથમાંથી છટકવા માટે તું ખોટાં બહાનાં બતાવી રહી છે.

હરણી: હું વચન આપું છું, હું પાછી આવીશ.

શિકારી: એવાં તો હજારો વચનો અપાતાં અને ભંગ થતાં હું રોજ ઊઠીને જોઉં છું.

હરણી: એ તો વિશ્વાસઘાતી માણસજાતનાં





વચન. માણસે સત્યની સામે આંખ આડા કાન કર્યા છે. પણ...હું તો હરણ—જંગલનું હરણ. મારા પેટમાં બચ્ચું છે એ॥ જેટલી કિંમત મારે મન છે, એટલી જ મને મારા વચનની છે.

શિકારી : તારા શબ્દો મારું મન પીગળાવી દે છે. પણ તું તારા બચ્ચાને જન્મ આપ્યા પછી ન આવી તો?

હરણી : ન આવું તો ભગવાનનો શાપ મારી ઉપર ઊતરો!

શિકારી : પણ ભગવાન થોડા જ શાપ આપે છે? એ તો આશિષ જ આપે.

હરણી : ઇશ્વરના રાજ્યમાં પણ સત્યના કાયદાઓ હોય છે,—કડક અને દયાહીન. પવિત્ર વચન એ કાયદાનો એક અંશ બની જાય છે; જો હું મારા પવિત્ર વચનનો ભંગ કરું તો એ ઇશ્વરી અમલ મને મારા વહાલા બાળકથી વંચિત કર્યા વગર ન રહે.

શિકારી : (તીર પાછું ખેંચી લેતાં) તારા શબ્દો પર વિશ્વાસ રાખીને તને જવા દઉં છું. પણ કાલે આ જગાએ, આ વખતે તારી રાહ જોઇશ. (શિકારી તરફ ઉપકાર ભરી દષ્ટિ ફેંકી હરણી ચાલી જાય છે.) (કૂતરાને થાબડતાં) બોલ, તું શું માને છે? આ સ્વાદિષ્ટ ભોજન હાથમાંથી જતું કર્યું એ શું ડહાપણનું કામ હતું? (કૂતરો પૂંછડી પટપટાવે છે) એમ ત્યારે, તને એમ લાગે તો એ બરાબર જ હોવું જોઇએ.

(એક સાબર પ્રવેશ કરે છે, શિકારી ઝડપથી નિશાન તાકે છે.)

સાબર : સબૂર, સબૂર કર ભાઈ શિકારી! મારું લોહી રેડતાં પહેલાં તારા તીરને પળવાર રોકી રાખ. હજુ પૂરા પંદર દિવસે ય નથી થયા મારા લગ્નને. પૂનમનો ચાંદો અમારો સાક્ષી હતો. મારી સ્ત્રી ખીલતી કળી જેવી, વિકસતા ચંદ્ર જેવી જુવાન છે. એની ખાતર મારી ઉપર દયા કર ભાઈ!

શિકારી : તારાં તાજાં જ થયેલાં લગ્ન હું માની લઉં છું; પણ એટલે એમ તો ન જ હોવું જોઇએ ને કે મારા તલસી રહેલા તીરે તારા હર્યા-ભર્યા શરીર સાથે લગ્ન ન કરવાં?

સાબર : મને મારવાની જ જો તારી ઇચ્છા હોય તો મને એક રાતની અવધ આપ. મરતાં પહેલાં એક રાત મને મારી પ્રિયા સાથે રહેવા દે, પછી હું સુખેથી મરીશ.

શિકારી : આ તો ભારે નવાઇ! હમણાં જ એક હરણીએ પણ આમ જ માગણી કરી. ચોવીસ કલાક—એટલે માત્ર એક જ દિવસ; અને એક દિવસ શું તમારી જિંદગીમાં એટલો અગત્યનો છે?

સાબરઃ એક દિવસ તો શું. એક ક્ષણ પણ જીવનનું રૂપાંતર કરી શકે છે. ઇશ્વરની કૃપા થાય તો કશું યે મુશ્કેલ નથી. ભાઈ, દયા લાવીને મને જવા દે, હું કાલે આનંદથી મોતને ભેટીશ.

શિકારીઃ (તીર પાછું ખેંચીને) અને જો તું વિશ્વાસઘાત કરે તો?

સાબરઃ અમારી નીતિ મનુષ્યની નીતિથી જુદી છે. તું માણસ છે એટલે તારું દિલ શંકા અને અવિશ્વાસના ઝેરથી ભરેલું છે. પણ અમે પ્રાણીઓ આપેલું વચન કદી તોડતાં નથી; એવો વિચાર પણ અમારા માટે અસંભવિત છે.

શિકારીઃ ભલે ત્યારે, તું યે જા. ભગવાનને નામે તને જવા દઉં છું. કાલે આ જ સમયે અહીં આવી પહોંચજે. (સાબર જાય છે એટલે વળી શિકારી થોડીવાર ગીત લલકારીને) અહા. કેવું વિચિત્ર! હરણી અને સાબર બે ય કેવી મીઠી વાતો કરતાં હતાં? કે પછી......એ મારા મનનાં ઓળા જ હતા? શું એ ખરેખર આવીને બોલ્યા હતા? કે હું ઘેનમાં છું? હવે તો કોઇ પણ આવે તો જીવતું જ ન જવા દઉં, કોઈ રીતે ન છોડું. મારો ભગવાન શું ભૂખ્યો સૂઇ જશે? ગમે તેમ કરી મારે શિકાર ઘેર લઈ જવો જોઇએ. ખાલી હાથે ભગવાન પાસે કેમ જવાય?

(એક થનગનતી નાજુક રૂપાળી હરણી પ્રવેશ કરે છે. શિકારી આનંદમાં આવી જઇ તીર ખેંચે છે.)

હરણીઃ (ધ્રૂજતી) થોભી જા ઓ ભલા શિકારી,



કૃપા કરી તારું નિશાન મારી તરફ ન તાક. મારા સ્વામીને, સુંદર શિંગડાથી શોભતા મારા પતિને તેં ક્યાંય જોયા છે?

શિકારી: (વિસ્મય પામી હરણીને ઝીણવટથી જોતાં) પણ તું છે કોણ એ તો કહે! તું જરૂર પડછાયામાંથી કોતરેલી કોઇ મૂર્તિ કે કોઇ કલાકારનું ચિત્ર છે.

હરણી: હું આ વનની હરણી છું મારા ભાઈ! હજુ તો પંદર દિવસ પહેલાં જ મારા પ્રીતમ સાથે મારાં લગ્ન થયાં. એના શરીરની હુંફ, એનો મીઠો સ્પર્શ હજુ યે મારા નાનકડા શરીર ઉપર એવો ને એવો જ તાજો છે. મારી નસેનસમાં એના નામનું ગુંજન ચાલી રહ્યું છે અને એના વગર હું આકુળ-વ્યાકુળ થઇ જાઉં છું. અરે રે! મારો પતિ મને મૂકીને ક્યાં ચાલ્યો ગયો હશે? એના વગર જીવન અસહ્ય બની ગયું છે. ઓ મારા પ્રાણ, પ્રિયતમ, તું છે ક્યાં?

શિકારી: (તીર ખેંચી નિશાન તાકતાં) જ્યાં છો ત્યાં જ ઊભી રહે. જરા ય ખસી તો તારી વાત તું જાણે! તું અને તારી જાતવાળા બધાં જ દગાખોર છો.

હરણી: ભગવાનને ખાતર મને માર મા, શિકારી! મારા પ્રીતમ સાથે છેલ્લીવાર મને પ્રેમ કરી લેવા દે. સોગનપૂર્વક કહું છું કે હું કાલે પાછી આવીને હસતે મુખે મૃત્યુનો સ્વીકાર કરીશ. મારા પ્રીતમને મળ્યા વગર મરીશ તો મારો જીવ અવગતે જઇને એને જ માટે તરફડશે. મને જવા દે ભાઈ, મારા વચનનો ભંગ કરું તો ભગવાન મને વૈધવ્ય આપે!

શિકારી: વૈધવ્ય તો થોડીવાર પહેલાં જ મળી ગયું હોત, પણ મેં તારા પતિને જવા દીધો. એને પણ તારી સાથે પ્રેમ કરવા અને આલિંગવા ચોવીસ કલાક જોઈતા હતા. તારી જુવાનીમાં પવિત્રતાનું તેજ છે, તારી વિનંતિમાં નિર્મળતા છે અને તારા શબ્દોમાં મને નિર્દોષતા દેખાય છે. તારા વચન ઉપર વિશ્વાસ રાખ્યા વગર હું રહી શકતો નથી. પણ જોજે યાદ રાખજે, કાલે આ જ જગ્યાએ... અને સાથે તારા પ્રીતમને લાવવાનું ભૂલતી નહિ!

હરણી: મારો પતિ અને હું—અમે બન્ને એક છીએ, અમારો પ્રાણ એક જ છે એને મારવાથી મારું મોત અને મને મારવાથી એનું મોત થાય. ભલા શિકારી, તારા ઉપકારનો બદલો શી રીતે વાળું? તારી ઉદારતાનો બદલો ભગવાન તને જરૂર આપશે!

શિકારી: હાશ, થોડીવાર નિરાંતે બેસવા દે. (આસપાસ નજર કરે છે) અરે આ સૂરજ માથે ચડી ગયો અને હમણાં નમી પણ જશે, પણ મારું કામ તો હજુ બાકી જ છે. આ જગા તો ભારે વિચિત્ર છે! ભૂતાવળના પડછાયાથી ભરપૂર...પણ પડછાયો તો આખરે પ્રકાશની જ નિશાની ને! મને લાગે છે કે મારું મન ચકડોળે ચડ્યું છે. પેલા હરણાં......શું એ સાચાં જાનવર હતાં?

(પડઘો પડીને શિકારીનાં શબ્દો એના કાનમાં પાછા અથડાય છે.)

શિકારી: (આમતેમ જોઇ) એ કોણ મારી મશ્કરી કરે છે!

પડઘો: એ કોણ મારી મશ્કરી કરે છે?

શિકારી: (ક્રોધમાં) શાંત થા....

પડઘો: (શાંતિથી) શાં...ત...થા...

**પ્રવેશ પમો**

(મંદિરના દરવાજા પાસે ત્રણ પૂજારીઓ)

પહેલો: (ઉશ્કેરાટમાં) અરે, આ શું?

બીજો: (ગભરાઇને) કોઇએ મંદિરનું તાળું તોડ્યું છે.

ત્રીજો: ચોર! ચોર! મંદિરમાં કોઈ ચોર પેઠો હોવો જોઇએ.

પહેલો: ભગવાનના મંદિરમાંથી ચોરી કરવાની હિંમત!

બીજો: ભગવાન એને બરાબર સજા કરશે. નરકમાં પડશે એ.

ત્રીજો: અને એના શરીરમાં કીડા પડશે કીડા!

પહેલો: (ચીસ પાડતાં) અહીં તો જુઓ, ઉંબરા ઉપર લોહીના ડાઘ!





બીજો: ખૂન, મંદિરમાં ખૂન!

ત્રીજો: ચાલો અંદર. અરે રે. મંદિરમાં આ પાપ!

પ્રવેશ ૬ઠ્ઠો

(મંદિરની અંદર મૂર્તિ પાસે પૂજારીઓ)

પહેલો: ભગવાન, ભગવાન! તમારા આંગણામાં લોહી! (મૂર્તિમાંથી હસવાનો અવાજ આવે છે)

બીજો: (બીકનો માર્યો ધ્રૂજતો) કોણ હસી રહ્યું છે?

ત્રીજો: ખૂન થયેલા માણસનું પ્રેત! જુઓ પેલાં રહ્યાં હાડકાં!

પહેલો: અડશો નહિ, અડશો નહિ! બિચારો કોઇ અભાગી!

બીજો: માણસનું બલિદાન! મંદિરમાં માણસનો ભોગ! (ફરીથી હાસ્ય સંભળાય છે) કોણ આ અટ્ટહાસ્ય કરી રહ્યું છે? દુષ્ટ, ચંડાળ!

ત્રીજો: (નીચો વળીને જોતાં) પણ આ માણસના હાડકાં નથી લાગતાં.

પહેલો: આ તો ગાયનાં હાડકાં લાગે છે; પવિત્ર ગાયમાતાનાં...

બીજો: ના, ના, ગાયનાં હાડકાં આવાં ન હોય...

ત્રીજો: હું કહું છું કે...

[ફરીવાર મંદિરમાં વિચિત્ર હાસ્ય]

ત્રણે સાથે: ભગવાન, ભગવાન, અમારી રક્ષા કરો. કોણે આ પવિત્ર ભૂમિને કલંકિત કરવાનું સાહસ કર્યું?

[મૂર્તિના ઊંડાણમાંથી ઘેરો અવાજ આવે છે.]

અવાજ: મંદિર કલંકિત નહિ, પાવન થયું છે.

ત્રણે: આ શું? મંદિરમાં કોણ પેઠું છે? આ તે ભગવાનનો અવાજ કે ભૂતનો?

અવાજ: કાલ રાતે મારો ભક્ત મારા માટે ભોજન લઇને આવ્યો હતો, હરણનું માંસ એણે મને અર્પણ કર્યું હતું.

પૂજારીઓ: અરરર...ભ્રષ્ટાચાર, ભ્રષ્ટાચાર!

અવાજ: સાંભળો પૂજારીઓ, સાચી પૂજાનો અર્થ ભૂલી, પૂજાને નામે તમે નીચ ધંધા કરી રહ્યા છો. પૈસાને ખાતર મને તમે દુષ્ટ માનવીઓને વેચો છો. પૈસાને તમે તમારો પરમેશ્વર માનો છો, પવિત્રતાનો ડોળ કરતાં તમને શરમ નથી આવતી? વરસોથી તમારા જૂઠાણાથી, તમારા પોપટિયા મંત્રો—કે જેનો અર્થ તમે પણ નથી સમજતા કે નથી સમજવાના—થી, અને એવાં એવાં અનેક પાપી કરતૂકોથી મને કલંકિત કરતાં આવ્યાં છો. ભલાભોળા સ્ત્રી-પુરુષો પાસેથી ભગવાનને નામે લાંચ લઇને, પૈસા પડાવીને તમે મને ભ્રષ્ટ કર્યો છે. તમારામાંથી આજે કોઇ પણ સાચો પૂજારી રહ્યો નથી.

પૂજારીઓ: નક્કી આ કોઇ ભૂત બોલી રહ્યું છે, ભગવાન તે કદી આવાં કડવાં વેણ કહે?

[દરવાજા બહાર લોકોનું ટોળું જમા થયું હોય છે, લોકો મંદિરમાં પ્રવેશવા પ્રયત્ન કરે છે]

આજે કોઇને મંદિરમાં પ્રવેશવા દેવામાં આવશે નહિ. મંદિરમાં ભૂત ભરાયું છે. ભક્તો અંદર આવે તે પહેલાં મંદિર પવિત્ર કરવું પડશે. બંધ કરો મંદિરના દ્વાર! દરવાજા બંધ કરો!

[આ જ વખતે શિકારી આવી હાથે મંદિરને દરવાજે આવે છે. એની સાથે એનો કૂતરો છે અને ખભે તીરકામઠું છે]

બહાર કાઢો આ પાપીને. કૂતરાને લઇને એ દુષ્ટ અહીં મંદિરમાં આવવાનું સાહસ કરે છે; જાણે કે એના જેવો એક કૂતરો બસ ના હોય...નક્કી એણે જ મંદિરનું તાળું તોડયું હોવું જોઇએ. એના વગર મંદિરમાં માંસ બીજું કોણ લાવે? કાઢી મૂકો એને! હાંકી કાઢો એને અહીંથી!

(ટોળું ઉશ્કેરાઇને શિકારી ઉપર હુમલો કરે છે. ચારે બાજુ બુમરાણ મચે છે: 'મારો, કાઢો.')

અવાજ: (વધુ ઘેરો બની વાતાવરણમાં ગૂંજે છે) રસ્તો આપો, મારા ભક્તને માટે માર્ગ ખુલ્લો કરો.

[મંદિરના ઘંટ આપમેળે વાગવા માંડે છે, લોકો સ્તબ્ધ બની ઊભા રહે છે]

પૂજારીઓ: (સ્તબ્ધ બની) આ શું? મંદિરના ઘંટ એની મેળે વાગે છે! આપણે ઊંઘમાં તો નથી ને? આ તે સપનું કે સાચું?



(શિકારી મૂર્તિ ભણી પગલાં માંડે છે. કોઇ એને રોકતું નથી. એનો કૂતરો એની પાછળ પાછળ જાય છે.)

અવાજ: આવ ભાઇ, હું તારી જ રાહ જોતો હતો.

શિકારી: ભગવાન, આજે તો તમારા માટે મારી જાત સિવાય કશું જ લાવ્યો નથી. અરે, પણ તમને આ શું થઇ ગયું છે ? કેવી લાલઘૂમ થઇ ગઇ છે તમારી આંખો ? અને આ આંસુ શાનાં ?

[મૂર્તિની આંખોમાંથી ચોધાર આંસુ વહી રહ્યાં છે. શિકારી પાસે આવીને જુએ છે કે ભગવાન અંધ થઇ ગયા છે ]

તમારું દુ:ખ મને આપો, ભગવાન; તમારો અંધાપો મને આપો. આ આંખોનો બીજો ઉપયોગ પણ શું છે ? (એમ બોલીને પોતાની એક આંખ તીરની અણીથી ખેંચી કાઢે છે અને મૂર્તિની આંખની જગાએ પોતાની આંખ ગોઠવી દે છે.)

અવાજ: આ આંખોએ ચારે બાજુ ખૂબ દુ:ખ અને ગંદકી જોયાં છે. પૃથ્વી ઉપર જ્યાં જોઉં છું ત્યાં દુષ્ટતા અને દુર્ગંધ ભરી છે, માણસો પશુ બની ગયા છે, સ્ત્રીઓ ઉપર અત્યાચાર થાય છે, બાળકોની કતલ થાય છે, દેશનાં ગામડાંઓમાં બધે દુકાળ છે,–વરસાદને અભાવે નહિ પણ મુઠ્ઠીભર લોભી, સત્તાધારી માણસોનાં કુકર્મોને લીધે, એમની પાશવતાને લીધે. એક બાજુ અનાજના કોઠારો ભરેલા પડ્યા છે,–અરે, અનાજ સડી રહ્યું છે, ત્યારે અનાજને અભાવે માણસો કાળી કિકિયારીઓ પાડીને શેરીઓમાં અને ગલીઓમાં મરે છે. આ સત્તાધારીઓના દિલમાં દયાનો છાંટો યે રહ્યો નથી. એમની તિજોરીઓ ને કોઠારો છલોછલ ભરાતા જતા હોય ત્યારે ભૂખથી ટળવળતા માણસોની કારમી ચીસો એમને ક્યાંથી સંભળાય ? અરે, એટલું જ નહિ, દુ:ખી અને નિરાશ્રિતોના સાથી બનવાનો ઢોંગ કરી આ પરમાર્થીઓ એમનાં દુ:ખનિવારણ માટે ફંડો ઉઘરાવે છે, અને એ પૈસામાંથી એમનાં આલીશાન મહેલો બંધાય છે. એમના મરેલા ભાઇઓના મડદા ઉપર, માઇલોના માઇલો લાંબા વિસ્તારમાં આ પૈસાવાળાઓના બગીચા મહેકી રહે છે. કેટલી યે જુવાન, રૂપાળી સ્ત્રીઓને સૂકા રોટલાના ટુકડા માટે શરીર વેચતી મેં જોઇ છે. જુવાન માતાઓને પોતાના બાળકોને ઝેર આપીને અથવા ડુબાડીને મારી નાખતી જોઈ છે, કારણ કે એમનાં બાળકોને ભૂખે ટળવળતાં એમનાથી જોયાં જતાં નથી. આવાં આવાં દૃશ્યો જોઇ જોઇને, આ આંખો રડી રડીને હવે સદાને માટે બંધ થઈ ગઇ છે. અને...હવે તું મને તારી આંખ આપી રહ્યો છે...શા માટે તું મને ફરીવાર આ પાપ અને ગંદકીથી ભરેલી ક્રૂર સૃષ્ટિ બતાવવા ચાહે છે ? કે પછી ભક્ત, તું યે આ બધું જોઇને કંટાળી ગયો છે તેથી તારી આંખો આમ સહેલાઇથી આપી રહ્યો છે !!

શિકારી: ભગવાન, તમને મેળવ્યા પછી દુનિયા આખી મારા માટે તો એક સુંદર સ્વપ્નભોમકા બની ગઈ છે. તમારા સિવાય આ શિકારીને દુનિયામાં બીજું કંઇ જોઇતું નથી. હાં, પણ જરા થોભો. આ બીજી આંખ બરાબર મૂકી દઉં...

[તીરથી પોતાની બીજી આંખ ખેંચી કાઢે છે અને મૂર્તિ ઉપર પગ ફેરવતાં ફેરવતાં પગ વતી બીજી આંખની જગા શોધી ત્યાં નિશાની તરીકે પોતાનો અંગૂઠો દબાવે છે. અને ધીમે રહીને આંખ ત્યાં ગોઠવી દે છે. મંદિરમાં જોરજોરથી ઘંટારવ થવા માંડે છે. શિકારી હવે બિલકુલ અંધ થઇ ગયો છે.]

હવે તમને કેમ છે, ભગવાન ?

અવાજ: વાહ ભક્ત વાહ ! અહાહા...સૃષ્ટિ કેવી અદ્‌ભુત અને સુંદર બની ગઈ છે ? મારા ભક્તની આંખે જોતાં આ દુનિયામાં ચોમેર શાંતિ અને સૌંદર્ય સિવાય બીજું કંઇ જ દેખાતું નથી. ભક્ત, હવે ક્યાંય દુષ્ટતા, ગંદકી કે કૂડકપટ નથી. જ્યાં જોઉં છું ત્યાં આનંદની છોળો ઊછળી રહી છે. અહા, આજે ભક્તની આંખોથી ભગવાન જોઇ રહ્યો છે. જ્યાં જુઓ ત્યાં બધે આનંદ...આનંદ... છવાયો છે...

શિકારી: ભગવાન, તમે મારી આંખોથી જોઈ રહ્યા છો અને હું તમારી આંખોથી જોઇ રહ્યો છું.





હું તમારામાં મળી ગયો છું અને તમે મારામાં...

[ધીમે ધીમે ભગવાનની મૂર્તિ અદ્રશ્ય થઇ જાય છે અને...શિકારીની મૂર્તિ ત્યા આવી જાય છે ફૂલોનો વર્ષાવ થઈ રહે છે દૂરદૂરથી મધુર સંગીતના સૂર સંભળાય છે. લોકોની આંખમાંથી આનંદાશ્રુ વહી રહે છે.]

પૂજારીઓ (આંખો ચોળતાં ચોળતા એકબીજા તરફ જોઇ ધીમેથી) ભગવાનની મૂર્તિ અદ્રશ્ય થઇ ગઇ. આપણે હવે કોની પૂજા કરીશું?

અવાજ: જેણે આજથી મારી જગા લીધી છે એની પૂજા હવેથી કરજો. મારા ભક્તની...જે મારા દેહમાં એકરૂપ બની ગયો છે...

[ફદકા મારતા બે હરણાં અને એક સાબર લાબી ફાળો ભરતાં મંદિરમા પ્રવેશે છે અને શિકારી તરફ જાય છે.]

પૂજારીઓ: અરે, આ શું? આ હરણાં પણ શિકારીની પાસે જાય છે, એમના લોહીના દુશ્મન શિકારી પાસે...

પહેલુ હરણ: શિકારી, જો હું આવી પહોંચી છું. અમે પેલી ટેકરી પાસે તારી શોધ કરી પણ તું જડયો નહિ.

બીજું હરણ: તેં તારું વચન તોડયું, જોયું ને...! અમે તો અમારો બોલ પાળ્યો.

સાબર: મેં મારી છાતી તારી સામે ધરી દેવાનો બોલ પાળ્યો છે, પણ તેં અને તારા તીરે વચનનો ભંગ કર્યો.

શિકારી: તમે આવ્યાં તો ખરાં, પણ...તમે મોડાં પડયાં...કાલે મારી અંધ આંખો તમને જોઇ શકી નહોતી. આજે મને દિવ્ય દષ્ટિ મળી છે. તમારું સાચું સ્વરૂપ-તમારો આત્મા-આજે મને ચોખ્ખો દેખાય છે...તમે ત્રણે જાનવરના સ્વરૂપમાં ઋષિ-મુનિઓ છો.

(હરણાં અને સાબર એમના સાચા સ્વરૂપમાં પ્રગટ થાય છે.)

ત્રણે: ભગવાનમાં એકરૂપ થઇ જનાર ભગવાનના પ્રિય ભક્તને વંદન કરવા અમે આવ્યાં છીએ.

(ત્રણે શિકારીને પ્રણામ કરે છે)

અવાજ: આંખોનું દાન દેનાર શિકારીનો જય હો...જે એકવાર બીજાને ઘાયલ કરતો એ પોતાને જ ઘાયલ કરી બેઠો છે,-શિકારી મટી ગયો છે. એના હૃદયમાંથી ભાવના ને ભક્તિ વહી રહ્યાં છે. શિકારી આજે (આંખોનો) દાતા બની ગયો છે, માનવતાનો પ્રેમી બન્યો છે. મારા ભક્તે મોક્ષ-પ્રાપ્તિ કરી છે. ('વાઉ-વાઉ-વાઉ' કરતા કૂતરાને) અને નાનકડા પ્રાણી, તેં પણ...

જે મારા ભક્તને ભજે છે એ પણ મુક્તિ મેળવે છે.

[લોકોનાં ટોળેટોળાં આવી કન્નપનની મૂર્તિને વંદન કરે છે. ઘંટારવ અને મંત્રોચ્ચારના ધ્વનિથી વાતાવરણ ગૂંજી રહે છે......]

— ✱ —

## તણખો

તારી બધી યે
કારુણ્યયુક્ત સ્મરતી સુયાદો.
યાદે બળું ખાખ થતા સુધી હું;
કિન્તુ સદા યે તણખો લઘુક
એ રાખમાં ભારવાની જિગીષા
કયારેય હું વીસરતો ઘડી ના!

પ્રવાત

# ડેન્માર્કમાં પ્રજાકલ્યાણ પ્રવૃત્તિ

મોહનલાલ વ્યાસ

ડેન્માર્કને સામાજિક પ્રયોગશાળા કહેવામાં આવે છે. આ સાર્થક છે. ડેન્માર્ક દેશ તો નાનો છે પરંતુ ત્યાંનું જીવનધોરણ ઘણું ઊંચું છે. ત્યાં નથી અત્યંત ગરીબી કે અતિ ધનિકતા. બન્નેનો અભાવ છે. તે ખેતીપ્રધાન દેશ છે. છતાં ત્યાંની વસતીના માત્ર ૨૮ ટકા કૃષિ, મત્સ્યવ્યવસાય અને જંગલની પેદાશોના કાર્યમાં લાગેલા છે અને પર ટકા ઉદ્યોગોમાં કામ કરે છે.

ડેન્માર્કનું ક્ષેત્રફળ ૪૩,૦૦૦ ચોરસ કીલોમીટર છે. તેની વસતી ૪૧ લાખ છે. ત્યાંનું જન્મ પ્રમાણ હજારે ૯૬, મરણપ્રમાણ ૪૨ અને બાળમરણ-પ્રમાણ ૪૫ છે.

ડેન્માર્કમાં બંધારણીય રાજાશાહી ચાલે છે. ત્યાંની સંસદ બે ગૃહોમાં વહેંચાયેલી છે. ઉપલા ગૃહમાં ૭૬ સભ્યો છે અને તેની ચૂંટણી ૮ વર્ષે થાય છે. નીચલા ગૃહમાં ૧૪૯ સભ્યો છે અને તેની ચૂંટણી દર ૪ વર્ષે થાય છે.

ડેન્માર્કનો કારીગરવર્ગ ઘણો કાર્યકુશળ અને ખંતીલો છે. ત્યાં લોકશાસનનો વિકાસ સ્વાભાવિક થયો છે. સામાજિક હિતકાર્યો મોટે ભાગે લોકો પોતે જ સ્વતંત્રરીતે સંસ્થાઓ અને સમૂહો દ્વારા કરે છે.

*

કામદારો માટે દિવસના કામના કલાક આઠ છે. ચૌદ વર્ષથી નીચેની વયના બાળકોને કામે રાખવાની મનાઇ છે. રાજ્યે નીમેલું આઠ સભ્યોનું એક કામદાર મંડળ મજૂરહિતના પ્રશ્નો, ધારાઓ અને સલામતી અંગે સલાહસૂચન આપે છે. આ મંડળમાં ત્રણ પ્રતિનિધિઓ મજૂરોના અને ત્રણ માલિકોના હોય છે. મજૂરો અને માલિકોના મહામંડળો વચ્ચે કામના કલાક અને કામગીરીની સ્થિતિ અંગે કરારો થયા છે. પરિણામે ત્યાં વિસ્તૃત કાયદાઓની જરૂર રહી નથી. ત્યાં કામદારોને મહિનાની એક ના હિસાબે ચડતા પગારની રજાઓ મળે છે.

ઉદ્યોગમાં કામ કરતા મજૂરોમાંથી ૮૫ ટકા જેટલા મહાજનોમાં જોડાયેલા છે. માલિકો પણ એટલા જ સંગઠિત છે. બન્ને પક્ષોના મહામંડળોએ એકબીજાના અધિકારો અને મર્યાદાઓ અંગે કરાર કર્યો છે. બન્ને પક્ષોની એક સંયુક્ત સમિતિ નીમવામાં આવી છે. આ સમિતિની ભલામણથી રાજ્યે ફરજિયાત લવાદીનો ધારો ઘડ્યો છે. જો કોઇપણ ઔદ્યોગિક ઝગડો વાટાઘાટ કે વિષ્ટિથી ન પતે તો કાયમી લવાદ-મંડળ સમક્ષ લઇ જવામાં આવે છે. આ લવાદ-મંડળમાં બન્ને પક્ષના પ્રતિનિધિઓ અને તેઓએ પસંદ કરેલ એક નિષ્ણાત ધારાશાસ્ત્રી પ્રમુખ તરીકે હોય છે. સમૂહકરારોના ભંગની તકરારો આ લવાદ-મંડળ સમક્ષ રજૂ થાય છે. ગુનેગાર પક્ષને દંડવાની સત્તા આ લવાદમંડળને છે. ઔદ્યોગિક ઝગડાઓની ઝડપી પતાવટ માટે સમાધાનકારો પણ નીમવામાં આવે છે.

દેશભરમાં ભરતીખાતાની અનેક શાખાઓ ખોલવામાં આવી છે. આ શાખાઓની દેખરેખ અને તપાસ માલિક અને મજૂરોના પ્રતિનિધિઓની સંયુક્ત સમિતિઓ રાખે છે. અભ્યાસ પૂરો કરી શાળાઓમાંથી બહાર પડતા વિદ્યાર્થીઓને અનુકૂળ વ્યવસાય પસંદ કરવાની સુવિધા આપવા માટે ૪૦૦ જેટલા વ્યવસાયોની વિસ્તૃત માહિતી આપતું એક પુસ્તક આ શાખાઓ અને જાહેર પુસ્તકાલયોમાં રાખવામાં આવે છે. 'તમારું ભાવિ' નામનું એક સામયિક પણ નિયમિત પ્રગટ થાય છે. આ ખાતાના કર્મચારીઓ વિદ્યાર્થીઓના કુટુંબ, શાળાની કારકીર્દી અને વ્યક્તિગત યોગ્યતા સંબંધી ઝીણવટભરી માહિતી મેળવીને પ્રત્યેકને માર્ગદર્શન આપે છે.

કારીગરોને ધંધાવિષયક તાલીમ આપવાના કાર્યને ડેન્માર્કમાં ખૂબ મહત્વ આપવામાં આવ્યું છે. આજે ઉદ્યોગમાં કામ કરતા કારીગરોમાંથી અરધી સંખ્યા એવી હશે કે જેણે ઓછામાં ઓછી ચાર વર્ષની ધંધાવિષયક તાલીમ લીધેલી હોય. કારખાનામાં કામ





કરતા અઢાર વર્ષની નીચેની વયના તમામ કામદારોને ઉમેદવાર તરીકે ગણી તેઓને વ્યવસાયી તાલીમ આપવાનો પ્રબંધ કરવાનું માલિકો માટે સન ૧૯૩૭ થી ફરજિયાત થયું છે. આ ઉમેદવારોને કારખાનાની તાલીમ ઉપરાંત ઔદ્યોગિક કલાભવનોમાં પણ સૈદ્ધાંતિક શિક્ષણ મેળવવાનો પ્રબંધ માલિકે પોતાને ખર્ચે કરવાનો રહે છે. ડેન્માર્કમાં આવાં ૩૬૦ કલાભવનો છે. આ સંસ્થાઓનું સંચાલન મોટે ભાગે કારીગરોના મંડળો મારફત થાય છે સરકાર આ કાર્યમાં નાણાનો સહાય આપે છે. આ અંગે સલાહ-સૂચન મેળવવા રાજ્યે એક સમિતિ નીમી છે.

*

માંદગીના સમયમાં રાહત આપવા માટે મિત્ર-મંડળીઓ તો ડેન્માર્કમાં લાંબા સમયથી ચાલતી હતી, પરંતુ રાજ્યે આ મંડળીઓને આર્થિક સહાય આપવાનું સન ૧૮૯૧ થી શરૂ કર્યું. સન ૧૯૩૩ માં રાજ્યે એક કાયદો ઘડી આ મંડળીઓના સભ્ય થવાનું ફરજિયાત કર્યું. ડેન્માર્કમાં આવી ૧૬૦૦ મંડળીઓ છે. આ બધી દેશના જુદા જુદા વિભાગોમા કામ કરી રહી છે. આ મંડળીઓનું સભ્યપદ બે પ્રકારનું છે: સક્રિય અને સામાન્ય. આ મંડળીઓના લવાજમના દર એકસરખા નથી. વધુ લવાજમ ભરતા સભ્યોને વિશેષ લાભ મળે છે. રાજ્યની નાણાકીય સહાય આ મંડળીઓના ભંડોળના ૫૦ ટકા જેટલી થાય છે.

આ મંડળીઓના સભ્યોને મફત વૈદકીય સારવાર, માંદગી દરમિયાન રોકડ મદદ, મરણક્રિયા માટેનુ ખર્ચ, નિષ્ણાત દાક્તરોની સલાહ, સ્વાસ્થ્ય-પ્રાપ્તિ માટે આરોગ્યભવનોમાં રહેવાનો પ્રબંધ, માલિસ અને અન્ય નિસર્ગોપચાર, સ્ત્રી સભ્યોને પ્રસૂતિ માટે વ્યવસ્થા વગેરે લાભો મળે છે.

પાંસઠ વર્ષે અને ખાસ સંજોગોમાં સાઠ વર્ષે ઘડપણનું વર્ષાસન રાજ્ય તરફથી આપવામાં આવે છે. ભરણપોષણનું સાધન ન હોય તેવી વિધવાઓને જો બાળકો ઉછેરવાના હોય તો તે માટે મદદ મળે છે.

જો કોઈ માણસ કામ કરવા અશક્ત હોય તો તેની યોગ્ય તપાસ કરી જરૂરી મદદ અપાય છે. અકસ્માત બદલ વળતર, વૈદકીય મદદ, રોકડ ભથ્થું, મરણક્રિયા ખર્ચ અને કુટુંબીજનોને નુકશાની આપવામાં આવે છે.

બેકારી મદદ માટે અલાયદી મંડળીઓ અસ્તિત્વ ધરાવે છે. આ મંડળીઓના સભ્ય થવાનું મરજિયાત હોવા છતાં ૯૫ ટકા કારીગરો તેમાં જોડાયેલા છે.

સામાન્યરીતે સરળતાથી ચાલતા ગૃહસંસારમાં એવા પણ પ્રસંગો ઉપસ્થિત થાય છે જ્યારે બહારની સહાય આવશ્યક થઈ પડે. રાજ્યે એક એવો કાયદો ઘડ્યો છે કે જેને આધારે વિપત્તિમા આવી પડેલાં કુટુંબોને મુશ્કેલ પ્રસંગોમાંથી પાર ઉતરી જવા આર્થિક અને અન્ય સહાય આપી શકાય. યોગ્ય તપાસ પછી જરૂર જણાય ત્યાં રોકડ મદદ અગર હપ્તાથી નાણાં પરત કરવાની શરતે ધીરવામાં આવે છે.

*

ડેન્માર્કની સહકારી પ્રવૃત્તિ દુનિયાભરમાં વિખ્યાત છે. ત્યાં વપરાશની ચીજવસ્તુઓના વેચાણ માટે ૨૦૦૦ કરતાં વધારે મંડળીઓ સ્થપાયેલી છે. આ મંડળીઓની સભ્ય સંખ્યા પાંચ લાખની અને વાર્ષિક વેચાણ ચાલીસ કરોડ ક્રોનરનું છે. આ મંડળીઓ શિક્ષણાત્મક પ્રવૃત્તિઓ પણ ચલાવે છે. જથ્થાબંધ ખરીદવેચાણ માટેની સહકારી મંડળીઓમાં પાંચ લાખ સભ્યો છે.

ડેન્માર્ક નાના ખેડૂતોનો દેશ છે. રાજ્ય નાના ખેડૂતોને ઉત્તેજન આપવા માટે ૭ થી ૩૦ એકર સુધીના ખેતરો તેની કિંમતના ૨ ટકા વ્યાજે આપે છે. આ ખેડૂતોને ઘર બાંધવા, યાન્ત્રિક સામગ્રી વસાવવા કે અન્ય જરૂરી સાધનો ખરીદવા રાજ્ય સસ્તા વ્યાજે નાણાં ધીરે છે.

ડેન્માર્કમાં વિશ્વયુદ્ધ પહેલાં ઘરોની તંગી નહોતી. યુદ્ધ દરમિયાન ઘરો બાંધવાનું પ્રમાણ ઘટી ગયું. યુદ્ધ પછી મોંઘવારીને લીધે પુરતા પ્રમાણમાં ઘરો બંધાઈ શક્યા નથી. પરિણામે ઘરોની તંગી પડી



છે. અત્યારે ૪૦ થી ૫૦ હજાર ઘરોની ખેંચ હોવાનો અંદાજ છે. ભાડાનું નિયમન સન ૧૯૩૯ના ધોરણે થાય છે. નવા બંધાયેલા ઘરોને આ નિયમન લાગુ પડતું નથી. મકાનો બાંધવા માટે રાજ્ય અને સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ સસ્તા વ્યાજના દરે નાણાં ધીરે છે. આવી રીતે બંધાતાં ઘરો માટે અમુક પ્રમાણમાં ભાડાનિયમનનો સ્વીકાર આવશ્યક રહે છે. મોટા કુટુંબોને બાળકોની સંખ્યાના પ્રમાણમાં ત્રણ બાળકો માટે ૩૦ ટકાથી શરૂ કરીને સાત બાળકો માટે ૭૦ ટકા સુધી ભાડાની રાહત આપવામાં આવે છે. મોટા ભાગની શહેરની વસતી રસોડું, નાવાની ઓરડી ઉપરાંત બે કે ત્રણ ઓરડાના મકાનોમાં રહે છે.

વૃદ્ધો માટે આશ્રમો ચાલે છે. આ આશ્રમોની દેખરેખ સમાજિક સમિતિઓ રાખે છે. આવા ૫૧૦ આશ્રમોમાં ૧૩૦૦૦ વૃદ્ધો શાંત જીવન ગાળી રહ્યા છે. એ ઉપરાંત વૃદ્ધો માટે ચાલતાં ગૃહોમાં ૪૦૦૦ વૃદ્ધો રહી શકે તેવી સગવડો છે. વૃદ્ધાવસ્થાનું વર્ષાસન મેળવતા સભ્યોને રાજ્ય સસ્તા વ્યાજે નાણાં ધીરી પોતપોતાના ઘરો બાંધવા સગવડ આપે છે. અત્યાર સુધીમાં આવાં ૭૫૦૦ ઘરો બંધાયા છે અને તેમાં ૧૦,૦૦૦ વૃદ્ધો રહે છે.

*

ડેનીશ પ્રજામાં સહકારવૃત્તિ અને સામાજિક ભાવનાનો સુંદર વિકાસ નજરે પડે છે. આ માટેનો યશ મોટે ભાગે ત્યાંની શિક્ષણપ્રથાને ફાળે જાય છે. શિક્ષણનો હેતુ કેવળ જ્ઞાનવૃદ્ધિ નહિ પરંતુ ચારિત્ર્યઘડતરને સ્વીકારાયો છે. શિક્ષણ દ્વારા બાળકોમાં કુટુંબપ્રેમ, સ્વદેશભક્તિ, માનવસન્માન, પરમત સહિષ્ણુતા અને નૈતિક ભાવના જાગૃત કરવાનું ધ્યેય રાખવામાં આવ્યું છે. બાળકોની સ્વાભાવિક શક્તિઓનો સંપૂર્ણ વિકાસ થાય એવો અભ્યાસક્રમ યોજાયો છે.

પ્રાથમિક શિક્ષણ ફરજિયાત છે. સાત વર્ષની વયે બાળકનું શિક્ષણ શરૂ થાય છે. ગ્રામવિસ્તારમાં ચૌદ અને શહેરી વિસ્તારમાં પંદર વર્ષની મર્યાદા શાળા છોડવા માટે ઠરાવવામાં આવી છે. ગ્રામવિસ્તારમાં જ્યાં શાળાઓ કોઈ મધ્યસ્થ જગાએ હોય ત્યાં બાળકોને જવાઆવવા માટે મોટર અથવા સાયકલોની ગોઠવણ કરવામાં આવે છે. શાળા છૂટ્યા પછી વિશેષ પ્રવૃત્તિઓ મરજિયાત ધોરણે ચાલે છે. રજાઓમાં વિદ્યાર્થીઓના પર્યટન યોજાય છે. રાજ્યની રેલવે વિદ્યાર્થીઓને મફત મુસાફરીની સગવડ આપે છે. વ્યાયામ, રમતગમત અને આરોગ્યજ્ઞાન ફરજિયાત છે. નૈતિકશિક્ષણનો પણ અભ્યાસક્રમમાં સમાવેશ થાય છે.

સન ૧૯૪૯ના એપ્રિલથી વિદ્યાર્થીઓની શારીરિક તપાસ કરવાનું ફરજિયાત થયું છે. શિક્ષકોને તાલીમ આપવાનું કાર્ય વિદ્યાલયો કરે છે શિક્ષકના ધંધાનું સારું સન્માન છે. ઘણા શિક્ષકો સામાજિક કાર્યમાં આગળ પડતું સ્થાન ભોગવે છે.

ડેન્માર્કમાં યુવકશાળાઓ અને લોકશાળાઓ અગત્યનું સ્થાન ધરાવે છે. આ શાળાઓમાં યુવકો અને પ્રૌઢોના વ્યક્તિત્વવિકાસ અને ચારિત્ર્યઘડતર પ્રત્યે વિશેષ લક્ષ અપાય છે. સારાસારનો વિવેક, વિચારવિનિમય અને સ્વતંત્ર વિચારણાને માર્ગે વિદ્યાર્થીઓને લઈ જવામાં આવે છે. આ શાળાઓનો ૭૦૦૦ વિદ્યાર્થીઓ પ્રતિવર્ષ લાભ લે છે. ડેન્માર્કમાં ૩૦૦૦ રાત્રિશાળાઓ ચાલે છે.

કામદારોના શિક્ષણ માટે એક સંસ્થા સ્થાપવામાં આવી છે. આ સંસ્થા વ્યાખ્યાનો, ફિલ્મો, ચિત્રો, પ્રદર્શનો, અભ્યાસમંડળો, નાગરિકશિક્ષણના વર્ગો, મજૂર સંગઠન પ્રવૃત્તિના અભ્યાસક્રમો, પુસ્તક પ્રકાશન અને સામાજિક શિક્ષણ દ્વારા કામદારોને કેળવણી આપી રહી છે.

*

ડેન્માર્કમાં બાળકલ્યાણ પ્રવૃત્તિ સુવ્યવસ્થિત અને પૂર્ણસ્વરૂપે વિકસી રહી છે. મધ્યસ્થ બાળકલ્યાણ મંડળની દેખરેખ નીચે પ્રાદેશિક સમિતિઓ કાર્ય કરી રહી છે. આ સમિતિઓમાં સ્ત્રી સભ્યો સારા પ્રમાણમાં છે. અનાથ, રખડતાં, નિરંકુશ,





તરછોડાયેલાં અને જેને માબાપ સારી રીતે રાખતાં ન હોય તેવાં બાળકો માટે સંભાળ રક્ષણ, શિક્ષણ અને નિર્વાહ અંગેની તમામ કામગીરી આ સમિતિઓ બજાવે છે. દત્તક આપેલાં બાળકોની દેખભાળ આ સમિતિઓના કાર્યપ્રદેશમાં આવી જાય છે. માબાપના કબજામાંથી બાળકને છોડાવતા પહેલાં ઝીણવટ ભરી તપાસ થાય છે.

દરેકને જરૂરી વૈદકીય સારવાર મળી રહે એ માટે ઇસ્પિતાલો ચલાવવાની ફરજ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓની છે. રોમન કેથલીક સંપ્રદાયની થોડી ઇસ્પિતાલો બાદ કરતાં ડેન્માર્કમાં એક પણ ખાનગી ઇસ્પિતાલ નથી. ઇસ્પિતાલની માવજતમાં કોઇપણ પ્રકારના ભેદભાવ રખાતા નથી. ગરીબ કે તવંગર દરેકને એકસરખી સારવાર મળે છે. રાજ્ય તરફથી પણ મોટી ઇસ્પિતાલો ચાલે છે. વસતીના ધોરણે હજારે ૧૧ ના હિસાબે ઇસ્પિતાલમાં સારવારની સગવડ છે.

સ્ત્રીઓને દરેક પ્રકારની મદદ અને સલાહસુચન મળે એ માટે માતૃસંસ્થાઓ ચાલે છે. આવી સાત પ્રાદેશિક સંસ્થાઓ તેમના તરફથી ફરતા કાર્યકરો પણ રાખે છે.

ક્ષયનિવારણ આરોગ્યભવનો સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓ ચલાવે છે. ડેન્માર્કમાં ક્ષયથી થતું મરણ પ્રમાણ દર ૧૦,૦૦૦ માણસે ૩-૨ જેટલું છે. આ પ્રમાણ દુનિયાના ઓછામાં ઓછા પ્રમાણોમાંનું એક ગણાય.

અપંગ, લૂલાંલંગડાં, બહેરાંમૂગાં, અશક્ત, અસ્થિર અને નબળા મનના માણસોની સંભાળ, રક્ષણ, શિક્ષણ અને નિર્વાહની જવાબદારી રાજ્યે સ્વીકારી છે. આવા માણસો માટે અદ્યતન સંસ્થાઓ કામ કરી રહી છે. દરેક વ્યક્તિને તેની ખોડ દૂર કરવા છેલ્લામાં છેલ્લી ઢબના વૈજ્ઞાનિક સાધનો દ્વારા સારવાર આપવામાં આવે છે તેમ છતાં જો કંઇ પણ ખોડ રહી જાય તો તે લક્ષમાં રાખીને શિક્ષણ આપવામાં આવે છે જેથી દરેક વ્યક્તિ પોતપોતાની શક્તિ અને યોગ્યતા અનુસાર સમાજને ઉપયોગી વ્યવસાય શીખી લે. સ્વતંત્ર નાગરિક તરીકે દરેક પોતાનું સ્થાન પ્રાપ્ત કરી શકે એ માટે મદદ અપાય છે. આ કાર્યમાં દાક્તરો, શિક્ષકો, નિષ્ણાતો અને સામાજિક કાર્યકરો ઉત્સાહથી સક્રિય સહકાર આપે છે.

અસ્થિર મનના માણસો માટે જુદી જુદી ૧૭ ઇસ્પિતાલોમાં ૯૨૦૦ માણસો રહી શકે તેવી વ્યવસ્થા છે. અપંગો માટે ચાલતી સંસ્થાઓમાં ૫૫૦ માટે ગોઠવણ છે. બહેરામૂગા અને તોતડાની સંસ્થાઓમાં ૬૬૦નો સમાવેશ થઇ શકે તેમ છે. અંધશાળાઓમાં ૨૨૦ માણસો શિક્ષણ લે તેટલી જોગવાઇ છે.

*

ડેન્માર્કની પ્રજાકલ્યાણ પ્રવૃત્તિઓની વિશિષ્ટતા તેના સ્વાભાવિક વિકાસમાં રહેલી છે. ડેનીશ પ્રજામાં પરસ્પર સહાય કરવાની વૃત્તિ વિશેષ સ્વરૂપે તરી આવે છે. તેઓની પ્રજાઐક્યની પ્રબળ ભાવનાને લીધે તેઓનું સામાજિક ન્યાયનું ધોરણ ઉચ્ચ કક્ષાનું રહી શક્યું છે.

ડેન્માર્કની બીજી વિશિષ્ટતા તેની સામાજિક સેવાઓના ઉદ્‌ભવસ્થાન સંબંધી છે. યુરોપના અન્ય દેશોમાં સામાજિક સેવાઓનાં બીજ ઔદ્યોગિક ક્રાંતિને પરિણામે ઉપસ્થિત થયેલાં અનિષ્ટો અને આપત્તિઓમાં રહેલા જોવામાં આવે છે. ડેન્માર્કમાં એથી ઊલટું ગ્રામવિસ્તારોમાંથી સામાજિક સેવાના કાર્યોની શરૂઆત અને ધીમેધીમે વિકાસ થયો છે.

ડેન્માર્કના સામાજિક હિતકાર્યોના વિકાસમાં લોકશાળાઓએ મહત્વનો ફાળો આપ્યો છે. આ લોકશિક્ષણની પ્રવૃત્તિને લીધે ગ્રામવિસ્તારોમાં અનેક સેવાભાવી કાર્યકરો તૈયાર થઇ શક્યા. આ કાર્યકરોની અખંડ, અવિરત અને નિઃસ્વાર્થી કામગીરીને પરિણામે દુનિયામાં અજોડ ગણાતી ડેન્માર્કની સામાજિક કલ્યાણ પ્રવૃત્તિઓનો વિકાસ શક્ય બન્યો.

## જીવરામ જોષી

[ભૂતપ્રેતમાં તમે માનો છો? માનતા હશો તો સમજતા તો નહિ જ હો. છતાં સમજવા જેવી એક કરુણ કથા આમાં આવી જાય છે.]

# [ ૬ ]

**આ**બાજીથી પશ્ચિમમાં ગબરનો ડુંગર. વનરાજિએ જાણે કે પોતાનો લીલુડો અંચળો ઓઢાડીને પડખામાં લીધેલો લાડકવાયો દીકરો: સાંજનો સમય છે. હું અને સુવાન બાવાજી એને પાછલે પડખે, પશ્ચિમની પાંખે ઊભા છીએ. સૂરજ ડૂબું ડૂબું થાય છે. પશ્ચિમમાં લાંબે સુધી વિશાળ ખીણ પથરાઇ પડી છે. સઘન ઝાડઝુંડની હરિયાળીમાં જાણે એ મદહોશ ઢળી પડી છે.

દૂર દૂર એક-છત્રી દેખાય છે. ચૂનાની ને પથ્થરની કોઇ દેરડી શી.

રાજાનું શિકારગૃહ છે. દાંતાના રાજવી ત્યાં વાઘનો શિકાર ખેલે છે. ત્યારે કે જ્યારે કોઈ મોંઘા અતિથિ પધાર્યા હોય. કોઇને ત્યાં જવાની મનાઇ છે. વાઘને જ એકલાને માર્યા વિના છૂટ આપી રાખી છે. એ છૂટનો દુરુપયોગ કરતા વાઘ જ્યાં-ત્યાં ભમે છે.

તો તો વાઘ ઘણા હશે.

ઘણા. ત્યાં કોઇથી જવાય નહિ અને જાય તો જીવતો આવે નહિ.

મહારાજ! તમે મોતથી ડરો છો?

તું ન ડરતો હો તો ચાલ, બચ્ચા! બાવાને અને મોતને કશી મિત્રતા નહિ. સામે આવ્યું ઓળખે પણ નહિ.

તો ચાલો.

ચાલ.

અને અમે ઊપડ્યા. ડીલે ભભૂત, માથે જટા, હાથમાં એક ઊંચો ત્રિશૂળી ભાલો. સામાનમાં એક લંગોટી. એ બાવાજી.

. અને હું? કોરા બે હાથ. સામાનમાં, હથિયારમાં એક સાહસ. દેખતું કે આંધળું એ તો એ જાણે.

માસ આસો અને આકાશે તેરશનો ચંદ્રમા. સૂરજ ડૂબ્યો. આડધડ અમે ઊતરતા, ધપતા ચાલ્યા જ ગયા. આકાશે હજી સંધ્યાનો પ્રકાશ ચમકતો હતો. અહીં થેરી વનરાઇમાં અંધારું દોડતું થઈ ગયું હતું.

સાધુજી કહેઃ જરા બેસીએ. હું ક્રિયાકર્મ કરી લઉં.

મેં કહ્યુંઃ શું ક્રિયા અને શું કર્મ?

સાધુજી કહેઃ એ તો જીવન છે. કડવા અફીણમાં સ્વાદ શો? એમ કોને પૂછો છો? એના બંધાણીને? એની મઝા કેવી એમ એને પૂછો. અફીણની કડવાશ એ તો એની મીઠાશ છે. ક્રિયાકર્મ એ જ અમારું જીવન છે. ચુંબનમાં મઝા છે? તો એક દીવાલને ચૂમી લે. ના, મઝા છે વાત્સલ્યની. વાત્સલ્ય અનુભવવાનું સાધન ચુંબન બને છે. એક બહાનું બને છે. અમારા ક્રિયાકર્મ પોતે કંઇ જ નથી. નાસ્તિકને મન એ કેવળ કાળક્ષેપ છે જેમ વિરાગીને મન ચુંબન.

સાધુજી એક પથ્થર પર આસન જમાવીને બેઠા. મારે તો જોવાનું જ હતું.–એમાં જ અંધારાના ઓળા આકાશે અડયા. જોતજોતામાં ચાંદનીએ એને પોતામાં ઓગાળી લીધા અને એ ધૂંધળા બની.

ત્યારે બાવાજી કહેઃ હવે બેસીએ અહીં જ.

અમે જમ્યા. વાતો પર વાતો ઊખળી અને તેમાંથી બાવાજીની બાળજીવનની એ કથા આરંભાઈ.

એ કથા પૂરી કહેતા જતાં એક નવલકથા બની જાય. મારે એમાં કલમ નથી બોળવી. મારે કહેવી છે માણેલી એક મીઠાશ. એ મીઠાશ છે, માટે હું





લખી શકું છું. મારી કલમ નવલકથાની શાહીમાં ભીંજાતી નથી.

કિશોર બાળબાગ પકડાઇ ગયા છે. વર્ષોની વિજોગણ મા વાત્સલ્યની લોખંડી બાથમાં ભીડી લઇને જાણે કે એને સહારે ખડી છે. આંધળી આંખે માતૃત્વ નિરખે છે એનાં પુત્રપ્રેમને.

ફોજદાર વેગીલે પગલે આરોપીની કોટડી ભણી જઇ રહ્યો છે ત્યાં બાળબાવાજીના ગુરુ પુરાયા છે.

આ કથા ટૂંકાવી દઉં. મારે કહેવું છે તે બીજું છે. આવાં તો અનેક ચરિત્રો મારી જીવનયાત્રામાં અનેક રંગી પોતાની કહાણીઓ કહી ગયા છે.

ગુરુજી ઉપર ફોજદારની ગાળો અને ધમકીઓ વરસીને રહી ગઇ. સોટીઓ વરસવાની બાકી રહી. બાળબાવાજીને તેના માબાપ સાથે ઉતારે લઇ ગયા.

ખાવું બંધ, પીવું બંધ, બોલવું બંધ, ઊંઘવું ય બંધ ને ઊઠવું ય બંધ. બાળબાવાએ સત્યાગ્રહ આદર્યો.

કહે છેઃ મને મારી નાખો, મને શૂળીએ ચડાવો તો પ્રસન્ન પણ મારા ગુરુજીને છોડો. એ ન છૂટે ત્યાં સુધી આ હઠ તૂટવાની નથી.

બીજા દિવસના સવારમાં જ ફોજદારે ગુરુજીને છોડી દીધા. હજી કેસ કાચો હતો. ફોજદારની સત્તાની વાત હતી.

હા, ઘરડાં માબાપ જીવનનો અલભ્ય લહાવો, કુંભસ્નાન માણવા [illegible] ગયેલાં. અચાનક ગુરુચેલા ભટકાઈ ગયા. ડોસાએ દીકરાને પરખી લીધો.

લઇ ગયા ઘેર. માબાપને આનંદની અવધિ નથી. દીકરાને પરણાવવાનાં ઘડિયાં લગ્ન લેવાયાં. ધામધૂમ મચી રહી. જાન ચાલી. કન્યાને ગામ પહોંચી. સ્વાગતનાં વાજાં વાગી ગયાં.

માંડવે જવાની ઘડી આવી ત્યારે વરરાજા જડતા નથી. ઘરઘર ને આખું ગામ ફેંદી વળ્યા. વરરાજા પલાયન.

પછી જે કરુણ પ્રસંગ બને છે તે બાવાજીના માનસને એક કસોટીમાં મૂકી દે છે. ન્યાય, નીતિ અને સત્ય એ ત્રણે મળીને સદાચારનું બંધારણ બાંધે છે. એ ત્રણેનો સહારો તપના બળે બાવાજીને મળે છે અને એક નિરાકરણ મળી રહે છે.

વરરાજા ગુમ થયા કે કન્યાએ સત્યાગ્રહ માંડયો. સદેવંત સાવળીંગાનો કોઈ ભવ જીવતો થયો. બાઇ જન્મોજન્મની સંગિની નીકળી. 'જેને મનથી માન્યો એ જ મારો પતિ. એ ન મળે તો મારે જીવવું નથી.' અબોધ પહાડી કન્યાએ અનશન આદર્યું. એમાં જ એણે દેહ છોડયો.

બાવાજી કહે છેઃ આ વાત સાંભરે છે અને એક ઝણેણાટી વ્યાપી જાય છે. પણ હવે હું તરત જ આનંદ અનુભવું છું. એ કન્યાના મૃત્યુ પછી તરત જ મને કોઇ અકળાવી રહ્યું હતું. ન સમજાય એવી ગુંગળામણ થતી. ન સંભળાય એવા મૂગા બોલ જાણે મને ડરાવી જતા. ધીમેધીમે એ બધું પ્રત્યક્ષ થવા લાગ્યું.

નાસી છૂટયા પછી બાવાજીને એક વરસ બાદ હરિદ્વારના ગંગાકિનારે ગુરુજી મળી ગયા હતા. બાવાજીની દશા દયનીય હતી. શરીર ગળતું હતું. ઊંઘ ઊડી ગઇ હતી. આંખ ઘેરાતી કે જાણે ઘૂંઘટ તાણીને અંતરિક્ષમાં કોઇ બાઇ એને બોલાવતી દેખાય છે. બાવાજી જોઈ રહે છે. સ્વપ્ન છે, સાચું છે કે કોઇ કલ્પના છે, એનો કશો નિર્ણય થઈ શકતો નહિ. પ્રથમ સૌમ્ય વદન ઉપરથી ઘૂંઘટ હટતો. હસતો ચાંદ અણસારો કરીને બોલાવે છેઃ આવ. ધીરેધીરે સૌમ્યતા ઓગળીને ઉગ્રતાનું રૂપ લે છે. એ વધતાં વધતાં કોઇ ડાકિની શું રૂપ ભયંકર કિકિયારી કરીને અલોપ થાય છે. બાવાજી કાં બેભાન બને છે, કાં ચીસ પાડીને નાસે છે.

ગુરુદેવે આ જાણ્યું ત્યારે એમને આધ્યાત્મિક કલેશ જાગ્યો. એનું નિવારણ ક્યાં મળે ? આ સ્થૂળ હાડમાંસના દેહમાં કોઇ અગમ્ય જીવન રમી રહ્યું છે. એનું દર્શન, એનું રહસ્ય, એનો બોધ, એનું તત્ત્વ સમજવા માટે જ જે બાવા બન્યા છે, ત્યાગી થયા છે, એવા ગુરુદેવને ચેલાની પીડા અને એક




ગૂઢ પ્રશ્નના ઉકેલનો રસાનંદ એક સાથે અનુભવવાં પડે છે. ઉપાય, સલાહ અનેક મળે છે અજમાવ્યે જાય છે. કોઈ ઉપાય કાર્યસાધક નથી બનતો કોઇ સલાહ ઉપયોગી નથી બનતી.

એક સાધુએ સલાહ આપી કે જ્વાલામુખીના સ્થાનમાં જઇને રહો. ત્યાં કોઇને કોઇ મળી રહેશે. શાક્ત સંપ્રદાયનું એ અતિ પ્રાચીન સ્થાન છે. અનેક ઉચ્ચકોટિના સાધકો ત્યાં જાય છે.

ભૂતપ્રેત અને તેની સાધના ઈત્યાદિનું શાસ્ત્ર શાક્તપંથ પાસે જ છે. ભૂત શું અને પ્રેત શું, એ વિષયને વૈજ્ઞાનિક રીતે શાક્ત શાસ્ત્રોએ છણ્યો છે. એની એક પરંતુ અનેક પ્રકારમાં સાધનાપદ્ધતિ રચી છે. જેનો પ્રચાર આજે જગતના એકેએક સંપ્રદાયમાં મળી આવે છે. એ એવી વૈજ્ઞાનિક પદ્ધતિ છે કે ધર્મ નામનો કોઇ સંપ્રદાય એના વિના ટકી શકતો નથી. 'સાધના' એ શબ્દ જ શાક્તશાસ્ત્રોનો છે. માળા ફેરવવાથી માંડીને નામસ્મરણ, સંધ્યા કે નમાજ, પૂજાવિધિ કે ઉપાસના એ બધાં શાક્ત-શાસ્ત્રની શોધ છે. આ વિષયમાં ઘણા પંડિતો અને લોકો અબોધ હોવાથી આવું જાણીને ચમકી ઊઠે તો નવાઇ નહિ. પરંતુ આ મારો સંશોધનનો [Research] વિષય છે. એ સંબંધી મેં સંપૂર્ણ પ્રમાણો મેળવ્યાં છે

ભૂતપ્રેત સંબંધી જાણવું હોય તો શાક્તમત વડે જ કંઇપણ જાણી કે અનુભવી શકાય છે. એ વિના જે કોઇ કહે તે ભ્રમણા કે ગપ્પાષ્ટક. હમણાં હમણાં ભૂતપ્રેત સંબંધે અનેક કલ્પનાઓ ઊડ્યા કરે છે. અંગ્રેજી સાહિત્યમાં પણ આ વિષે ઘણું લખાયા કરે છે. એ બધાનું નિરાકરણ તો ઊભું જ રહે છે. કોઇ એનો તોડ કાઢી શકતું નથી. અને સંભવ પણ નથી. શાક્તશાસ્ત્રોમાં જ એનો તોડ અને નિરૂપણ મળે છે. બીજે ક્યાંય નહિ. હોય તો કોઇ બતાવે.

બાવાજી જ્વાલાજી જાય છે, ત્યાં રહે છે. બાણ-ગંગાને કિનારે આના ખરફારછાદિત પહાડો નજીક ચામુંડાનું સ્થાન છે. ત્યાં જવાની સલાહ મળે છે. ભૂતપ્રેતના નિવારણ માટે એ સ્થાન મહાન ગણાય છે. એટલું જ વિકટ છે. ભારતમાં બે મોટાં સ્મશાનો છે. એક ઉજ્જયનીનું, મહાકાલેશ્વરનું વિહારસ્થાન ગણાતું સ્મશાન અને બીજું હિમાલયમાં આ ચામુંડાનું સ્મશાન.

બાવાજી ત્યાં જાય છે. વર્ષ ઉપરાંતનો સમય ત્યાં ગાળે છે. બાધા શમી જાય છે.

બાવાજી કહે: જેટલી એ ભયંકર બાધા મેં અનુભવી હતી, તેથી ય વિશેષ આનંદદાયક એ બની ગઇ છે. મારા જીવનનો જાણે એક મનોરથ સિદ્ધ થયો.

મારી ઉત્કંઠા ઊછળી પડી. જાણે કે અકળ રીતે મારી એ યાત્રાને માર્ગ મળી રહ્યો છે.

મેં કહ્યું: ચાલો બાવાજી! હું અને તમે જ્વાલાજી જઇએ.

બાવાજી કહે: મેં કહ્યું ને કે, મને પોલીસ પકડી જાય. હું ખૂની છું.

મેં કહ્યું: એ તો સમજાઇ ગયું.

ચાહો પશ્ચિમ કાંઠે ઢળી રહ્યો હતો. મારા નવા એક પ્રવાસનું પ્રભાત ઊગી રહ્યું હતું.

જ્વાલાજી જવું, ચામુંડા જવું અને શાક્ત ઉપાસનાનો અનુભવ કરવો. મેં દૃઢ નિર્ણય કર્યો.

[ક્રમશઃ]

## સાભાર પ્રાપ્તિસ્વીકાર

**નવી આવૃત્તિઓ**

(ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય તરફથી)

**૧ કર્ણાવતી:** [લે. 'ધૂમકેતુ': ચોથી આવૃત્તિ: સાડાચાર રૂપિયા]
'ધૂમકેતુ'ની 'ચૌલાદેવી' અને 'રાજસંન્યાસી' પછીની ચૌલુક્ય યુગની પ્રસંગભરપૂર નવલકથા.

# ભૂતિયો આંબો

શૈલજાનંદ મુખોપાધ્યાય
અનુ૰ નટવરલાલ માલવી

ઘણાક દિવસથી વિનય મને કહ્યા જ કરતો'તો: 'મારે ગામ એક વાર આવી જાઓ.'

વખત મળે નહિ, જવાનું બને નહિ.

પણ તે વરસે વૈશાખમહિને મને ગાળો મળ્યો. કહ્યું: 'ચાલ રે વિનય, ચાલ તારે ત્યાં ઊપડીએ.'

કલકત્તાથી બહુ લાંબો પંથ નહોતો. તે જ દહાડે અમે બે ભાઈબંધો રવાના થઇ ગયા.

કેરીના દહાડા! પણ નવાઈની વાત એ હતી કે વિનયના ગામમાં આટઆટલા આંબા છતાં, એક પણ આંબે કેરી નહોતી! નામનિશાન નહિ!

વિનયે કહ્યું: 'અચંબો પામવા જેવું કશું નથી. નહારા છોકરા કેરી પાકે તે પહેલાં જ બધી પાડી પાડીને ખાઇ જાય છે.'

તે જ દહાડે સાંજે અમે બે દોસ્ત શાલવન નિહાળી ફરતા હતા, એવામાં જોયું તો ગામની વચ્ચમાં એક બળેલા ઘરના આગણામાં એક નાનકડા આંબા પર પુષ્કળ કેરીઓ લટકતી હતી!

એક ઢેકું ઊંચકી આંબા પર છૂટું મારવાની પેરવી કરું છું, ત્યાં તો ચપપ દઇને વિનયે મારો હાથ પકડી લીધો: 'હં! હં! હં! હં! ઢેકું ન મારીશ એ આંબાની કેરી કોઇ ખાતું નથી.'

પુછ્યુ: 'કેમ?'

વિનયે કહ્યું: 'બહુ લાંબી વાત છે. ઘેર જઇને કહીશ.'

ઘેર ગયા બાદ એણે મને જે વિસ્તારે કહ્યું તે આ—

× × ×

મા ને દીકરી. એકલાં જ રહે. ત્રીજું કોઈ નહિ.

મા પાકી ઉંમરની છે. દીકરી હશે તે વેળા અઢાર ઓગણીસની. બને વિધવા!

પણ બંનેની કચકચ ચોવીસે કલાક ચાલ્યા જ કરે. જંપે જ નહિ. દીકરી રાતદહાડો બબડ બબડ કર્યા કરે. માની સાથે ઝગડવાનાં બહાનાં શોધ્યાં જ કરે; ને નવાઇની વાત એ કે, સારી પેઠે ઝગડો કર્યા પછી રડવા બેસે પોતે જાતે જ!

મા કહે: 'તું કંઇને કંઇ મખાનર શોધ્યા વિના રહેવાની નહિ. વાળ છૂટા મૂકી, આ ભરબપોરે બે કડો તાણવા બેઠી! અરે, આવ આવ, તારો અંબોડો તો ગૂંથી દઉં.'

એમ કહી તેના વાળ ઓળી અંબોડો ગૂંથી આપવા ખાતર જ મા તેની નજીક જવા કરે, ત્યાં તો દીકરી અગનઝાળ! કેમે કરી વાળે અડવા ય ન દે. કહે: 'જા, જા બહુ થયું. તને હવે...'

એટલે માની આંખમાં આંસુ ઉભરાય.

પાલવ વડે આખો લુછતાં કહે: 'રહે ત્યારે, રડ બેઠી બેઠી' કહી તે ધીમે ધીમે તે ખંડમાંથી સરકી જાય. બહાર જઈ આને ઘેર તેને ઘેર અધઘડી બેસે; વાતો કરવા જેવું કોઇક મળી જાય તો કહે: 'આવી જુવાનીમાં ને આવું રૂપ લઇને વિધવા થઇ પડી, મારાથી તો દીકરીના મોં સામું નજર સરખી પણ નથી થતી બૈ!'

પડોશણ બને તો આશ્વાસન આપે. કહે: 'ફિકર ના કરો બહેન, એ તો બધું સહેતાં સહેતાં સદે વાઇ જશે.'

પણ મા તો પોતાના અંતરની વાત કહેવાનું ચાલુ રાખે. કહે: 'પણ મને શું થાય છે બેટા, જાણો છો? થાય છે કે—એ વાતના જ વિચાર સુવીને રાતદી બાળ્યા કરે છે. પણ કંઇ મારગ દેખાય નહિ, એટલે પછી આમ ચીડિયાદાંતિયા કરે છે. કયાં તો રડવા બેસે છે, કે પછી ઝગડવાનાં બહાનાં શોધતી ફરે છે.'

પડોશણ બાઇ મૂગી મૂગી, ગરદન હલાવી સંગતિનો સૂર પૂરે છે.

સુખીની મા તેના તરફ જોઇ રહી કહે: 'બધું ય સમજું છું બહેન! પણ મા થઇને મારાથી આવું બધું.'

કહેતાં તેના હોઠ કંપી ઊઠે છે, આંખોમાંથી આંસુ દદડે છે.




ને એ આંખના જળ કેમે કર્યા થંભે નહિ. પાલવ વડે લૂછે, ને પાછા આંખોને ખૂણે ખૂણેથી ઉભરાઈ ઊઠે!

× × ×

પણ માનું એ રુદન વિધાતાથી સહન ન થયું. તે ક્રંદનની પાળીમાં એક દહાડો ગાળો પડી ગયો! વિધાતાએ તે પાડ્યો કે સુખીએ પોતે જ પડાવ્યો, શી ખબર?

તે દિવસે બપોરે મા ને દીકરી બંને જમવા બેઠેલાં. ભાત ખાતાં ખાતાં કટાંગ અવાજ થયો—સુખીના મોંમાં કાંકરો આવ્યો ને તે ચવાઇ ગયો. હાથમાંનો બીજો કોળિયો તેણે ફડાક્ દેતો ભાણામાં ઝીંક્યો ને બોલી ઊઠીઃ 'હવે તો તારાથી તોબા પરમેસર, બા! કેમ, ચોખા ઓરતાં પહેલાં વીણી જવાતું ય ના બન્યું તારાથી?'

મા બોલીઃ 'ચોખા તે હું કેટલાક વીણું, બેટા? ભાતમાં એમ કદીમદી કાંકરી બે કાંકરી તો આવવાની જ. તેથી કંઇ તારી માફક કોઇ આમ છાસિયું ન કરે. જમી લે.'

પણ દીકરી તો જમવાનું માંડી વાળી બેસી રહી. તે જોઇ માને હવે ખરેખર જ ગુસ્સો આવ્યો. બોલીઃ 'તારો તે આવો કેવો સાવ હુરવાસા સભાવ થઇ ગયો, સુખી! આગળ તો એવો કંઇ યે નહોતો!'

સુખીએ મોઢું ચડાવ્યું.

તે ન જોતાં મા ફરીથી બોલીઃ 'તે એવી મોટી નવાબજાદી હોય તો કાલથી ચોખા તું તારે જાતે જ વીણી લેજે બા!'

'તેમ જ કરીશ.' કહી થાળી હડસેલી સુખી ઊઠીને ઊભી થઇ ગઇ.

સત્યાનાશ! વિધવા બાઈ! ફરજિયાત એકટાણું. બીજી પાળી જમાય નહિ. માએ પટ દઇને ડાબો હાથ લંબાવી તેનો પાલવ પકડ્યો ને બોલી ઊઠીઃ 'બેસ મારી બહેન કરું બેસ તો, જમી લે. કોઇએ દીઠું નથી. એટલે કશો દોષ નથી. ખાઇ લે, બેસ.'

પણ સુખીએ તો આંચકો મારી પાલવ છોડાવી લીધો. બોલીઃ 'ના, હવે તો નહિ જ ખાવાની.'

'અરે, પણ આખો દહાડો હવે જમવાનું નહિ, અભાગણી! નાહક ભૂખે મરશે!'

'મરું તો તો ગંગા નાહ્યાં. મૂવું મોતે આવતું જ નથી તો!'

'તો મર તું તારે. ત્યારે જ મને કંઇ જંપ વળશે.'

બબડ ફફડ કરતી, ગમે તેમ બોલતી બકતી સુખી હાથ ધોવા ચાલી ગઈ.

ને પછી નવ માસ ભાર ઝીલનારી મા પણ કેમ જમતી'તી? થાળી સરકાવી દઇ મા પણ ઊભી થઇ ગઈ.

પાછલે બારણે આવેલી તળાવડીમાં હાથ-મોં ધોઈ પાછી આવી સુખી જુએ છે તો ભરી થાળીઓ એમની એમ પડી છે, ને ઘડામાંના પાણીથી વંડીમાં હાથ-મોં ધોઈ મા ઘર બહાર ક્યાંક ચાલી ગેઇ છે.

મા તે દિવસે આખો દહાડો આને ત્યાં તેને ત્યાં રડી રડીને પરેશાન થઇ. 'ના રે મા, મૂઇ એ દીકરી રહેતી એ ઘરમાં, હું તો મારે બીજે ક્યાંક ભાગી જવાની. ઉપાય નથી.'

પડોશણ બાઇઓમાંથી કોઇક દિલાસો દે છે. કોઇક વળી એમ કહે છેઃ 'શું સમજાય છે? તમારા મા-દીકરીના ટંટામાં અમને તો કશી ગમ જ નથી પડતી!'

મા તે ઘેરથી ઊઠીને બીજે ઘેર જઇ બેસે છે. ત્યાં પણ એ જ રુદન. ને એ જ એકની એક વાત. 'હવે હું એ ઘરમાં પગ મૂકવાની નથી. જોઉં છું, મને બોલાવા તીકળે છે કે નહિ!'

આ પ્રમાણે આ ઘર પેલું ઘર ફરતાં ફરતાં સાંજ પડી જવા આવી. રોજ બરાબર આ જ વખતે તે તળાવમાંથી એક ઘડો પીવાનું પાણી લઇ આવતી. મહોલ્લાની બધી બાઈઓ ઘડો કાખમાં લઇ પાણી ભરવા તળાવે જતી હતી. કરાલીની મા બોલીઃ 'ચાલને ત્યારે, આજે મારે ત્યાંથી એક ઘડો લઇને ભરી લઇ જા.'

સુખીની મા બોલીઃ 'ના રે બાઇ, ના. આજે તો જવું જ નથી. એને જરા વીતવા તો દો.'





વીનાડવા-મજા ચખાડવા એ બેસી તો રહી ખરી. પણ જોતજોતામાં અંધારાં ચોમેર ઊતરવા લાગ્યા, ઘેરેઘેર દીવા સળગ્યા. તો ય સુખી તો તેને તેડવા ન જ આવી!

માનું હૈયું-ઘરથી આઘે એમ કેટલોક વખત શાંત રહી શકે? કદાચ હજુ ય તુલસીક્યારે દીવો દેખાડ્યો નહિ હોય....કદાચ હવે તો પોતાનું ફાનસ ચેતાવી લઈ રામાયણ વાંચવા પણ બેસી ગઇ હશે... પણ પોતાની મા જીવે છે કે મરે છે તે જાણવાની એની બલારાતને ય કંઇ પડી નથી!

એક સાંકડી ગલીને છેક નાકે એકાંત જેવા ભાગમાં તેમનું એ નાનકડું મરોડિયું ઘર હતું-વાડો મૂકી ચોમેર માટીની વંડીથી ઘેરાયેલું. મોટો ઝાંપો વટાવતાં જ ડાબે હાથે વાડાને એક પડખે એક બહુ જ જૂનો આંબો હતો-અસંખ્ય ડાળીઓ વિસ્તારી તેણે સમગ્ર સ્થાનકને જાણે અંધકારમય બનાવી મૂક્યું હતું! છતા ઘરમાં દીવો જલતો હોય તો તો બહારથી તેની ખબર પડી જાય ખરી પણ, રોશનીની વાત તો બાજુએ, સુખીની મા ઝાંપો ખોલી ઘરમા અંદર દાખલ થવા જાય છે તો ઝાંપો જ અંદરથી બંધ!

બૂમ મારીઃ 'સુખી, સુખી! ખોલ બારણું! જુઓ તો ખરા આ છોકરીનું તોફાન! કેમ ભાઇ, અંદર ન આવવા દેવાનું કંઇ કારણ?'

પણ ભીતરથી સુખીએ કશો જ પડઘો પાડ્યો નહિ. કશો સળવળાટ ય થયો નહિ, ને બારણા પણ ખુલ્યાં નહિ!

પાસે જ તારાપદનું ઘર હતું. તારાપદ તરત જ કોઢારમાં ગાય ભેંસ વાછડાંને ખાણુ નાંખી ઘરમાં આવી બેઠેલો, એવામાં સુખીની મા આવીને બોલી. 'આવને ભઇલા મારી સાથે, જરા સારી પેઠે પેલી સુખીને ધમકાવને ભાઇ! ઝાંપે સાંકળ મારી અંદર ભરાઇ બેઠી છે. તે મને દાખલ પણ થવા નથી દેતી!'

તારાપદ હસીને બોલ્યોઃ 'ટંટો થયો લાગે છે!' એમ કહી ફાનસ લઇ બહાર નીકળ્યો. ઝાંપો બહારથી, જોરથી ધમધમાવ્યો ને બૂમ મારીઃ 'ખોલ કહું છું સુખી! ખોલ નહિ તો બાર વગાડી દઈશ તારા, હો!'

તો ય ઝાંપો ન ખુલ્યો.

ફાનસ નીચે મૂકી દઇ તારાપદ વદ્યો 'તમે ઊભાં રહો તો માશી, હું દીવાલ કૂદી અંદર જઇ ઝાંપો ખોલી દઉં છું.'

ઢીંગણી સરખી મટીની દીવાલ કૂદી જતાં કંઈ ખાસ ભાર પડયો નહિ.

પણ ઝંપ દઇને પેલી બાજુ પડતાં જ સંધ્યાના ઝાંખા અંધારામાં કંઇક જોતાં, આંબા તળેથી જ તેણે અચાનક અતિ વિકૃત સાદે ચીસ પાડીઃ 'માશી! માશી!'

બહારથી સુખીની મા બોલીઃ 'શું છે બાબા!'

પણ જવાબ દેવાની ફુરસદ તેને નહોતી. ધકોમ દઇને ઝાંપો ખોલી નાંખ્યો. ને તારાપદ ધ્રૂજતો ધ્રૂજતો બહાર આવ્યો. ઝટઝટ ફાનસ ઊંચકી લઇ આંબા તરફ દોડીને જુએ છે તો સત્યાનાશ!

સુખીની મા તો ગુંગળાતે ગળે કારમી ચીસ પાડી ત્યાં જ પછડાટ ખાતી પડી!

અને ડઘાયલો, અવાચક જેવો બની ગયેલો તારાપદ! તેણે ફાનસ ઊંચુ કરી જોયું તો આંબાની એક જાડી ડાળી પર જાડું દોરડું લટકાવી સુખીએ આપઘાત કર્યો છે. પગ નીચે કાથીનો વણેલો ખાટલો ઊંધો પડયો હતો! શરીરનો પીળો ફક્ક રંગ જાણે દૂધ અળતો ઘોળ્યા સમો, પીઠ પર ખીંટ-કિયાળા ભરભર વાળ-પણ ચહેરો જોતા સુખી જ છે એ ઓળખ પડે તેમ નથી. થોડીક જીભ બહાર લટકી પડી છે, આંખો ફાટી ગયેલી છે. શરીર પરના કપડાં, અસ્તવ્યસ્ત દશામાં નીચે જમીન પર ઝૂલી રહ્યાં છે. અભાગણીએ મરતાં પૂર્વે, બચી જવાની કંઇક મથામણ કરેલી કે નહિ, તે ય કોણ જાણે?

× × ×

બસ! ખબર સાંભળી ગામ તો જાણે થીજી જ ગયું!



ગામડા ગામમાં કંઇ આપઘાતનો બનાવ વારે-વારે બને નહિ. પાંચ-દશ વરસે કોઇક ગામે દૈવ-વશાત્ અથવા તો વળી કંઇક અકસ્માતને લીધે આવી દુર્ઘટના બને તો બને.

હવે શબ પરત્વે શું કરવું, તે બાબત ગામલોક ફિકરમાં પડી ગયા. તેમનાં સગાંવહાલાં ક્યાંય કોઈ છે કે નહિ, તેની ય ખબર નહિ. સુખીની મા તો પછડાટ ખાઇને જમીન પર જે પડી છે તે પડી છે-હજુ ભાનમાં નથી આવી.

શિવમંદિરની પાસે રસ્તા પર જ, રાત્રે પંચ બેઠું. અનેક જાતની ચર્ચાચર્ચી પછી એમ ઠર્યું કે, કોણ જાણે ભાઇ, આપઘાતનું મડદું તે સમશાને લઇ જઇ બાળી તો આવીએ; પણ પછી કોઈ વળી પોલીસમાં ખરી ખોટી ખબર આપે કે એ કંઇ આપઘાત નહોતો, કોઇકે તેને મારી નાખીને આ રીતે ટાંગી દીધેલી...ત્યારે?...તેના કરતાં પહેલેથી જ થાણે ખબર આપેલી સારી.

ગામથી ત્રણ કોશ દૂર થાણું હતું. પણ સુખીનું ભાગ્ય ત્યાંય નડ્યું, ચોકિયાતે આવી ખબર આપી કે ફોજદાર સાહેબ તો રજા પર ઘેર ગયા છે, ને જમાદાર સાહેબ પધારશે કાલ સવારે. બોલતા'તા કે, 'ઊભા રહેજો, બતાવું છું તમને મજા—ફાંસો ખાઇને આપઘાત કરવાનું તમારું અવળું સૂઝ્યું છ !'

ગામલોકો તો હેબક ખાઇ ગયા.

– દુગુ ભટચાજ કહેઃ 'કેમ, નહોતો પહેલેથી જ કહેતો, દાદા ? કે પોલીસમાં ખબર આપીને કામ નથી. ફસાવ્યા ને !'

લોકનાથ દાંત કચકચાવતો બોલ્યોઃ 'અરે, વાત લાવ્યો છે બેટમ !—ને પછી શું થતે ? પછીના ગોદા-ટણીને કોણું જવાબ દેત ?'

દુગુ બોલ્યોઃ 'ગોદાટણી વળી શાની ?'

હરિપદ તેને સમજ પાડતાં બોલ્યોઃ 'કોઇ એમ કહી મારતે, કે ના, એ કંઇ ફાંસો ખાઇને મરી નહોતી, પણ દહાડો છતાં દુગુ ભટચાજ સાથે ટંટો તોફાન વગેરે થયેલું કેની, તે—'

દુગુ ભટચાજ બહેરામ શા હતો. કાન સુકહાલ હતા, એટલે આ પછીનો ભાગ તે કંઈ સાંભળી ન શક્યો. પણ હરિપદને મોઢે પોતાનું નામ સાંભળતાં જ કૂદી પડયોઃ 'ખબરદાર, હરિપદ, કહી દઉં છું તને, જૂઠી વાતો ન કર. મારી સાથે કંઇ યે ટંટો તોફાન થયાં નથી વળી !'

બધા મંદ મંદ હસવા લાગ્યા. ને હરિપદ સાથે ઝપાઝપી થઇ જવાની જ સામસો થઇ પડયો. મહા કષ્ટે ભટચાજને ઠંડો કર્યો. પણ—

બીજે દી સવારે ય થાણેથી જમાદાર સાહેબ આવ્યા નહિ !

ગામમાં માણસ મર્યું છે. મડદું વાસી થયું છે, ને તે ય પાછું આપઘાતિયું શબ ! જેમને ત્યાં દેવ-દેવીની મોટી સેવા, નિત્ય કરવી જ પડે એવી, તે બધા તો એકદમ અકળાઇ ગયા. મડદું ઘરમાંથી બહાર નીકળે નહિ, પડ્યું રહ્યું હોય, ત્યાં સુધી દેવ-દેવીની પૂજા થાય નહિ ને પૂજાના નીમવાળાથી તો, તે કર્યા વિના પાણી સરખું પીવાય નહિ !

લોકનાથને ત્યાં શાલિગ્રામજીને રોજ ભોગ ધરાતો. સવારે ઊઠીને પ્રાયશ્ચિત્ત સરાવણું કરાવવા ગામતરે ગયેલો, લગભગ બપોરે બારેક વાગે બળ્યા-ઝળ્યા પાછા ફરી તેણે સાંભળ્યું કે નથી આવી પોલીસ કે નથી થઇ લાશની વ્યવસ્થા—બધું જેમનું તેમ પડ્યું છે ! જેઓ લાશ જોવા ગયેલા, તે સૌને સુખીની મા ઠેઠ સવારથી હાથે પગે લાગી રડીકકળી લાશ ખસેડી જવા કાકલૂદી કરતી, પણ કોઇએ સાંભળ્યું નહિ !

લોકનાથનો તો તરસે જાણે જીવ જવા બેઠેલો. ગળું રુંધાતું હતું. ધારેલું કે ઘેર પહોંચી શાલિ-ગ્રામની પૂજા કરીને પેટભર પાણી પી લઇશ. પણ તે બની ન શક્યું, એટલે પગ ઠોકતો ઠોકતો બબ-ડતો ફફડતો બહાર નીકળ્યો.

સળંગ ઢાંકી દીધેલા સુખીના મૃતદેહની જાણે ચોકી કરતી હોય તેમ તેની મા આંબા તળે એકલી ગુપચુપ બેસી રહેલી છે. આંખનું જળ સુકાઇ ગયું





છે. ડાચુ બેસી ગયું છે, સુકાઇ ગયું છે–રડી રડીને પરેશાન થઇ ગયેલી છે !

ઝાંપા બહારથી લોકનાથ ચીતકારી ઊઠ્યો: 'કહું છુ અલી ડાકરુણ, દીકરી તો તારી સાત કુળ ઉજાળતી જનેી મરી, પણ એ હરામજાદી સાથે અમારે પણ શું મરવાનું છે? લાશ બહાર નીકળ્યા સિવાય તો દેવને ભોગ ક્યાંથી ચઢે?'

ઊંચું જોઇ નજર કરતાં જ માની લૂખી આંખોમાથી ય દડદડ આંસુ ટપકવા લાગ્યાં. કશું ય બોલી ન શકી, ગળું સુકાઇને લક્કડ થઇ ગયેલું હતું !

લોકનાથને થયું કે ડોસી હવે કદાચ પોતાને જ શબ ઊંચકી જવાની કાકલૂદી કરી પડશે. ગુસ્સાના ઘેનમાં અહીં આવતાં પૂર્વે એ વિચાર તેને આવેલો નહિ, પણ હવે તે આવતાં જ, તત્ક્ષણ ખબડતો ફફડતો ત્યાંથી ચાલતો થઇ ગયો !

જમાદારસાબ પધાર્યા ખારસા સાંજને પહોરે. લોકો તેની પાછળ ટોળીઓ જમાવતા સુખીના ઘર તરફ દોડ્યા.

પણ ત્યાં જઇને જુએ છે તો આંખા તળે નથી સુખીનો દેહ કે નથી તેની માડી પણ!

અરે! ક્યાં ગયાં હશે!

હલકી વરણના કોઇક છોકરાએ આંગળી ચીંધીને દૂરનું એક તળાવ બતાવી કહ્યું કે: 'એ...પડી.' બાઇને ત્યાં બેઠેલી જોઈ.

પણ કઈ વેળાએ બાઇ તે સ્થળે ચાલી ગઇ તેની કોઇને કશી ભાળ ન હતી. લોકનાથ ચાલ્યો ગયા પછી સુખીની માએ, સાવ લાચાર બની મૃતદેહને ખભે નાખી લઇ જવાની મથામણ કરેલી. પણ આટલું ભારે શબ તેનાથી ખાધે ચઢાવી જ ન શકાયું, ત્યારે તેણે સુખીનું માથું બે હાથે પકડ્યું અને ગમે તે રીતે તાણતી ઘસડતી બહાર ગઈ ને એ જ રીતે ધીમેધીમે કરતી દૂરને પેલે તળાવે લઈ જઈ નાખ્યું. હજુ ય વધુ દૂર લઈ જાત, પણ તળાવની ચોમેર અખત કાંકરા ને પથરાની કપચી પડેલાં. સુખીના રૂપાળા, અળતાયુક્ત ચરણ રસ્તાની ધૂળમાં રગદોળાઇ ગંદા થઈ ગયા, અને મ. જેવી મા, એ સખત કાંકરાળા પથરાળા માર્ગ પર પોતાની દીકરીને તાણતી ઘસડતી વધુ લઇ પણ જાય કઇ રીતે? એટલે તે ત્યાં જ મૂગી મૂગી બેસી રહી!

જમાદાર સાહેબે ધારેલું કંઇક, ને આવીને દીઠું એથી સાવ ઊલટું જ! તેમણે તો ધારેલું કે પૈસાદાર ઘરની વિધવા દીકરી છે, આપઘાત કર્યો છે, ઇસ્પિતાલે ચીરવા લઇ જવાનું કહી થોડાં ધાકધમકી આપીશું એટલે કંઈક નીકળી આવશે. સાહેબની સ્ત્રીને છેલ્લા દહાડા જતા હતા. ઘરે આ મહિને સારી જેવી રકમ મોકલવાની ખાસ જરૂર હતી. સમગ્ર માર્ગે તેઓ એ જ વિચાર કરતા કરતા આવેલા હતા—આપઘાત થયો છે, એટલે તેમાંથી સારી પેઠે નાણું કઢાવી ઘેર મોકલી શકાશે, અને એ નાણાં વડે પોતાના સંતાનનો જન્મોત્સવ ઉજવાશે! તે તેમ તો તેમ, પોલીસનો ધંધો કરવો ને એવી બાબતમાં વધારે નાજુકાઈ રાખવી એ કંઇ પાલવે ખાવવે નહિ !

× × ×

પણ સાહેબનું દુર્ભાગ્ય કે સદ્ભાગ્ય તે તો શી ખબર?—કશું ય પામ્યા વિના પાછા જવું પડ્યું. મૃતદેહનો સંસ્કાર કરી નાખવાનો હુકમ તેઓ આપી ગયા !

× × ×

શિયાળાની રાત. લાશને જલાવી દીધા પછી નાહવું તો પડે જ. વળી રવૈયા મુજબ રાતે ઘેર પણ ના અવાય–સ્મશાનમાં જ રાત ગાળવી પડે. એટલે ડાઘુ તરીકે જવા કોઈ ઘરમાથી સહેજે નીકળે જ નહિ.

અંગુછો ખભે નાખી લોકનાથ આવી પહોંચ્યો.

દુર્ગુ ભટચાજી ફૂદી ઊઠ્યો: 'બસ, કોઇની ય જરૂર નથી. એક સોબતી મળે તો હું એકલો જ અગ્નિસંસ્કાર પતાવી દઉં તેમ છું.'

લોકનાથ ડોકી ધુણાવતો બોલ્યો: 'ઊંહું! મે બહુ વિચારી જોયું. એમ બાળી દીધે નહિ ચાલે.'

બાધા તેના મોં સામું ટગર ટગર જોઈ રહ્યા—



એ કહેવા શું માગે છે તે માટે ઇંતેજાર બની ગયા. કંઇ રસ્તો નીકળે છે, કામ ટળે છે !...શિયાળાની રાત છે...

લોકનાથ બોલ્યો: 'એક તો ગળે ફાંસો, વધુમાં વાસી મડદું, અંગપ્રાયશ્ચિત કર્યાં વિના એને આગ મૂકી શકાશે નહિ. અને મુખાગ્નિ કર્યા સિવાય બાળી નાખવામાં તો ભારે દોષ છે. તે ઉપરાંત જે ઊંચકી જશે, તેમણે ય પ્રાયશ્ચિત કરવું પડવાનું.'

કોઇક બોલી ઊઠયું: 'ત્યારે લો ભાઇ, એવી કશી જરૂર નથી બાપા!'

ભુવન પોતાની મા સાથે કચકચ કરીને બન્ને અંગુઠો નાખી મહા ઉત્સાહે આવીને ઊભેલો હતો. લોકનાથનું કહેવું કાને પડતાં તેની માએ બારણા-માંથી જ બૂમ મારી: 'અરે અલ્યા ભુવનિયા! ત્યારે તો ચાલ્યો આવ બેટા! સાંભળ્યું ને તેં?'

લોકનાથે કહ્યું: 'શાસ્ત્રમાં લખ્યું છે: ગલરજ્જુ વૃક્ષશાખાયાં ત્રિસંધ્યાં કાલે યદિ મૃતિકાયાં પ્રેતિથિતંચ અગ્નિક્રિયા નૈવ ચ નૈવ ચ—એ પછી પણ કોઇને જવું હોય તો ભલે પધારો. આપણા રામને કશો વાંધો નથી. પણ મારા અભિપ્રાયે તો ગામ-માંથી કોઇ બે કોળી દુબળા બોલાવી તેમની માર-ફતે જલાવી દેવાનું જ ઉચિત છે.'

એવે સમયે એક વિકટ ચીસ સંભળાતાં બધા ચમકી ઊઠયા. ગામની બહાર કોઇકની ચીસ પડી હતી! અવાજ તો નારીકંઠ જેવો લાગ્યો!

અચાનક સાંભર્યું કે સુખીના શબને સાચવતી તેની મા તળાવની પાળે ઘોર અંધારામાં એકલી એકલી. મૂગી મૂગી બેઠેલી છે! અવાજ તેનો જ!

મુદ્દો કંઇ બહેરા દુશુ ભટચાજના સમજવામાં ન આવ્યો, એટલે તે તો મોં વકાસી સૌની સામે ટગર ટગર જોતો પૂછવા લાગ્યો: 'શું છે?'

કોઇકે ખૂબ મોટે ઘાંટે તેને સમજ પાડી: 'સુખીની મા ચીસો પાડે છે.'

ને એ બહેરા, ઓલિયા માણસના દિલમાં ક્યાંથી શી ચોટ વાગી તે તો કોને ખબર, પણ સૌથી પહેલો તે ઊઠીને ઊભો થઇ ગયો ને કોઇને કશું ન કહેતાં કરતાં એકલો જ તે દિશા તરફ ઊપડી ગયો.

થોડીક વારે. દેખાદેખીથી બીજા ય દશ-બાર જુવા-નિયા એકેક ફાનસ હાથમાં લઇ ત્યાં ગયા ને જુએ છે તો તળાવની પાળથી થોડેક દૂર એક મેદાન પર દુશુ ભટચાજ ઊભો ઊભો હાંકી રહ્યો છે, અને તેના ચરણો પાસે સુખીનો મૃતદેહ અર્ધનગ્ન અવસ્થામાં પડેલો છે!

– મામલો છે શો?

દુશુ ભટચાજે કહ્યું:

'શિયાળવાંનું ખાસ્સું ટોળું જ આવેલું ને બે હતા મોટા મોટા ચિત્તા! બાપ રે બાપ! મારા છોડે શાના? આ જો ને, પગના ભાગમાંથી ચૂંથ્યું છે તે!'

જુએ છે તો સુખીના ડાબા પગના આંગળા હતા જ નહિ જાણે! તે સિવાય આખે શરીરે દંતક્ષત હતા તે જુદા!

તે વેળા ય મા તો થોડે દૂર ઊભી પોતાનું વસ્ત્ર સારી પેઠે ડીલે લપેટી રહી હતી. કેમ કે પહેલ-વહેલી એની સાથે જ ખેંચાખેંચી ચાલી હતી. અને જંગલી જાનવરોના મોંમાંથી કન્યાનો મૃતદેહ બચા-વવા જતાં તેનું લૂગડું કેટલે ય ઠેકાણેથી ફાટી ગયું હતું!

લોકનાથ પણ ત્યાં જ ઊભેલો હતો. તે બોલ્યો: 'ત્યારે હવે એમ જ કરો. દુશુ તો અડકી પડયો જ છે. તો એ જ સ્મશાન જાય, બે-પાંચ હલકી વરણના માણસને સાથે લઇ જાય, ને સારી પેઠે દાટી આવે. આગ મૂકવાની ક્રિયા કરવાની જ નથી તો પછી દાટી દીધા વિના બીજો મારગ નથી. પણ જો, સાંભળ ભટચાજ! શિયાળ કૂતરાં બહાર કાઢીને તાણી જવા ન પામે, હાં!'

આખરે તેમ જ કર્યું.

ને માએ જરા સરખો વાંધો ય ન લીધો!

× × ×

બે-ત્રણ દહાડા બાદ સૌની નજરે પડયું તો





ગ મનાં કૂતરાંઓના સમુદાયમાં જાણે કોઈક મહોત્સવનો આનંદ વ્યાપી ગયેલો દેખાયો. ખેંચાખેંચી, બચકાબચકી, મારામારી કરતાં તે બધાં ગામની ચોમેર દોડાદોડ કરી રહ્યાં છે!

નિવારણ કહેઃ 'ભેંસા તળાવની પાસે સુખીનો હોય તેવો એકાદ હાથ લઈ કૂતરાં કરડાકરડી ખેંચાખેંચી કરતાં હતાં તે હું જોઈ આવ્યો. ભરોસો ના પડતો હોય તો જાતે જઈને જોઈ આવો.'

ને પછી તો હાથ જ કેમ, ગામના છોકરાંના ટોળાએ એવી શોધ કરી કે સુખીની લાશ શિયાળવા વગેરેએ જમીનમાંથી ખેંચી કાઢી છે, અને હાથપગ હાડકાંદિ મોંમાં લઈ સ્મશાનમાંથી નીકળી ગામમાં જ્યાં-ત્યાં વેરતાં ચાલ્યાં છે!

કૂતરું દેખ્યું કે નાનાં છોકરાં છોકરી ઘરમાંથી બહાર દોડી જાય છે—સુખીના હાડ જોવાને. પણ ઘેર પાછા આવે ત્યારે તેમને કોઈ દાખલ થવા નથી દેતું.

માડી માશીઓ 'હં હં' કરતી ચીતકારી ઊઠે છેઃ 'ખબરદાર, કહું છું ઘરમાં આવ્યા તો! મડદાનાં હાડ સૂંઘીને આવે છે મુઆ! જા, તળાવડીમાં બોળી આવ તારું ડાકું!'

કેટલાકને નાહવું પડે છે, કેટલાકને ફક્ત ચોટલી બોળ્યે ચાલે છે, કેટલાકને માથે છાંટા નાખી પાવન કરાય છે, તો કેટલાકને માથે ગંગાજળ છાંટી પ્રતિજ્ઞા કરવી પડે છે કે પોતે હવે કદી ય સુખીનાં હાડ જોવા જશે નહિ!

ગામનાં મોટેરાંઓની મંડળી જામે છે ત્યારે આ ચર્ચા નીકળે છે. કહે છેઃ 'સત્યાનાશ વળી ગયું. હવે ઘેરઘેર ભૂતડાં પેંધા પડી નાચવાનાં!'

નિવારણ બોલ્યોઃ 'પેલા સાળા દુગુ ભટચાજને આટઆટલું જફીને કહેલું કે અલ્યા! સારી પેઠે ઊંડે દાટજે કે શિયાળ કૂતરાં હેરાન ન કરે. તે સાળો નામની જ મારી ઉપર વાળીને ચાલી આવ્યો હશે, નહિ તો આવું શાણે થતું'તું?'

દુગુ ભટચાજ કહેઃ 'અરે, મારા સમ! કેડ છાતીપૂર ખાડો ખોદીને દાટેલી. ભરોસો ના પડતો હોય તો ચાલ દેવઘરમાં ઠાકોરજીને હાથ અડકીને કહેવા તૈયાર છું.'

પણ કોઈને ભરોસો નથી પડતો. કહે છેઃ 'ગામમાં ભૂતડાં ભરાશે, ત્યારે સાળા તને ખરી ખબર પડશે. રાઈ રાઈ જેવા ટુકડા કરી તને ય સુખીનો સોબતી જ બનાવી દઈશું!

ભટચાજ બાપડો બહેરો ઠૂંઠ, સાંભળી ન શક્યો એટલે રૂડું, નહિ તો તરત જ ફોજદારી ખટલો ઊભો થઈ જાત.

× × ×

તે દિવસથી એવું થઈ ગયું કે સાંજ પડ્યા પછી કોઈ ઘર બહાર જ ના નીકળે. અકાળ મૃત્યુની લાશનાં હાડકાં ગામમાં ઠેરઠેર વિખરાઈ પડ્યાં હોય, ત્યારે તેનો પ્રેતાત્મા ગામમાં ભટકે નહિ એવું બને જ કેમ?

નવીન કહેઃ 'તમારા સમ, મેં કાલે સગી આંખે જોયું. સુખીના ઘરની પાસે થઈ સાંજ વેળા જતો હતો. તે વેળા આંખો ઝમાઝમ ઝમાઝમ હાલી ઊઠ્યો! મારે શરીરે તો કંપારી કંપારી આવી ગઈ. રામ રામ બોલતો નાસી છૂટ્યો. રામ રામ બોલ્યો તેથી જ ભૂતડાં અડી શક્યાં નહિ, પણ પાછળના તળાવમાં કોઈએ ભૂસકો માર્યો એવું લાગ્યું!'

કદાચ આ સાંભળીને જ ગામના ગિરીશ ચોકીદારે તો રાત વખતે એ મહોલ્લા તરફ રોન મારવા જવાનું એક લેખે છોડી જ દીધું. નાનાં મોટાં સ્ત્રી-પુરુષ સૌ ભૂતના ભયથી સમસમી ઊઠ્યાં. અંધારામાં અચાનક કૂતરું બલાડું દેખાતાં પણ લોકો ચમકીને ચિચિયારી ઊઠતા!

સુખીની મા તો તે દિવસથી અંધારે અંધારે ફર્યા કરતી ને જે આંબા પર ફાંસો ખાઈ દીકરી મરેલી તે જ આંબા તળે અડધી રાતે પણ મૂગી મૂગી બેસી રહેતી. કોઈ કંઈ પૂછે તો બોલતીઃ 'ક્યાં છે મા? મને તો કશી ય (ભૂતની) નિશાની દેખાતી નથી!' કહી તે રડી પડતી.




લોકોને વિશ્વાસ ન બેસતો. ધારતા કે ડોસી ખોટી વાત કરે છે.

તેથી એક દહાડો બપોરે બોલાવી લોકનાથે તેને કહ્યું: 'જરા સાંભળો. તમે તો નિરાંતે દહાડા ગુજારો છો, પણ આ બાજુ તમારી દીકરીના કમોતને લીધે અમારે તો ગામમાં રહેવું મુશ્કેલ થઇ પડ્યું છે. તેના કરતાં જુઓ બાપ, કહું ઇચ્છો તો ગયાજી જઇને દીકરીનો પિંડ સારી આવો.'

ગામ છોડી બહાર જવાની ઇચ્છા સુખીની માને લગારે ન હતી. પણ એક લેખે જોર જબરાઇથી જ, બધાએ મળી, મેણાંટોણાંને તેને ગયા મોકલી! બિચારી એકલી એકલી, રડતી રડતી ચાલી નીકળી. દીકરીની બેઆબરૂ થાય તે પણ એનાથી કેમ સહ્યું જાય?—ને છતાં એકાદવાર પણ દીકરી નજરે પડે તો? એમ તે ઇચ્છી રહી હતી. માનું હૈયું—જે દીકરી રિસાઇને ગુસ્સે થઇને ચાલી ગઈ હતી, તેને એકાદવાર પણ ભરી આંખે નિરખવા તલપી રહ્યું હતું. સ્મશાનમાં જે થાનકપર સુખીને દાટેલી, ત્યાં બેઠી બેઠી મા રડવા લાગી. વિચાર્યું કે, ના, ગયા નથી જ જવું. ભૂત થઇને ય દીકરી એક વાર દેખા દે, તો હા...શ! ગયામાં પિંડ મૂક્યાથી પછી તો એ આશા પણ ન જ રહે! સુખીની માએ વિચાર્યું કે રાત આજે સ્મશાનમાં જ ગાળી કાઢવી. ભૂત રૂપે ય દીકરી આવે તો તેને એકવાર પૂછવું કે અભાગણી, તું રિસાઇને કેમ ચાલી ગઇ?

સારી રાત મા એ અંધારામાં સ્મશાનમાં બેસી રહી.

બીજી બાજુ ગામલોકો જાણે, કે એ ગયા જ ગઇ છે!

× × ×

બે દિવસ પછી ગામમાં પાછો ખળભળાટ થઈ ગયો.

થાણેથી પોલીસ આવેલ છે. ગામના થોડાક તવંગર વગદાર માણસોને થાણે લઇ જવાના છે. શા સારુ, તે પૂછતાં જવાબ નથી દેતા. ફક્ત એટલું કહે છે કે કોઇ એક ચીજને ઓળખી કાઢવાની છે.

પંચાતીના ભારા!

આ ગામ પર જ આટઆટલા જુલમ કેમ રે બાપા?

લોકનાથ કહે: 'જુઓ ત્યારે હવે, ભૂતનો ઉપદ્રવ કહે છે વળી કોને?' પછી કહે: 'ગયાથી સુખીની માને આવવા દો. તે આવતાં જોજો કે બધી જ આફત ટળી ગઇ છે.'

પણ ગામના લોકોએ થાણામાં જઇને શું દેખ્યું? લાકડાની પેટીમાં સફેદ વસ્ત્ર ઢાંકેલી કોઇક ચીજ. ઇન્સ્પેક્ટર બાબુ બોલ્યા: 'જુઓ તો. ઓળખ પડે છે?' કહી તેણે ચાદર ખોલી નાખી. જોઇને બધા ડઘાઇ ગયા!

બધાયે જોયું તો રેલવેના પાટા પર કપાયલા એક દેહના ટુકડા હતા!—પણ મોં હજુ ય ઓળખાય તેવું હતું: સુખીની મા સિવાય કોણ હોય?

ત્યારથી સુખીનુ એ ઘર એમનું એમ પડી રહ્યું છે. માણસે વસવું તો દૂર રહ્યું—સાંજના અંધારામાં એ રસ્તે થઇને કોઇ સહેજે જતું પણ નથી. જવું પડે તો હજુ ય શરીર સમસમી ઊઠે છે. પહેલે વરસે ઘાસિયું છાપરું ઊડી ગયું, બીજે વરસે લાકડાં પણ ખસી ભાંગી પડ્યાં—આજકાલ તો હવે રહેલાં છે ફક્ત માટીનાં ચાર ભીનડાં જ! જે આંબે સુખી મરેલી, તે હજુ એમનો એમ ઊભો છે. વર્ષોવર્ષ તેનાં સૂકાં પાંદડાં ખરી પડે છે, નવાં પાંદડાં ને મહોર આવે છે, આજુબાજુ મઘમઘાટ ફેલાઇ રહે છે, ને છેવટે કેરીનો ભરભર ફાલ પ્રકટે છે. પણ ગામમાં આટઆટલાં તોફાની બારકસ છોકરા છે, છતાં એ વૃક્ષ પાસે થઇ કોઇ જતું નથી. એ કેરી કોઇ ખાતું નથી. કેરી આંબે જ પાકે છે, ને પછી પડીને ભોંય પર ગબડી જાય છે!...

# પશુસૃષ્ટિમાં અમાપ હિંમત ધરાવનાર પ્રાણી—

# ડુક્કર

પ્રધુમ્ન કંચનરાય દેસાઈ

ડુક્કરને સાધારણ રીતે આપણે ભૂંડ અથવા ભૂંડણીને નામે ઓળખીએ છીએ. આ પ્રાણી ખરીવાળાં પશુઓમાં તદ્દન જુદી જ ભાત પાડે છે. એનાં પગમાં પૂરાં ચાર આંગળાંનાં હાંડકાં છે. ઉપલા જડબામાં કાપી ખાવા માટેના દાંત છે. તેની દાઢો ઉપર અણીઓ હોય છે. વળી તે ઘસાઈને અર્ધગોળ આકારની જેમ બીજાં ખરીવાળાં પશુઓની દાઢોમાં જોવામાં આવે છે તેમ થતી નથી. વળી ખરી હોવા છતાં વાગોળતું નથી આનું કારણ એ છે કે બીજાં પશુઓના પેટની માફક તેનું પેટ ખાના વગરનું છે.

તેના પગની નળી પણ બહુ વિકાસ પામી નથી. જે હાડકું બીજાં પશુના પગમા નળીને સાંધાથી એક કરે છે તે હાડકું આ પ્રાણીમાં સાવ જુદું તરી આવે છે. આ જાતનાં પ્રાણીઓ બહુ જૂના કાળના પ્રાણીની પ્રતીતિ કરાવે છે કે જે કાળે બાજા ચો પગાંની વસ્તી હશે નહિ. અને આ હાલનાં પશુઓનો વેલો પાંગરતો કરવા માટે ડુક્કર જેવા પ્રાણીઓ તેઓના આદ્ય પ્રાણીઓ હોય એવું દેખાય છે.

આપણે ત્યાં ભૂંડ એક જ પ્રાણી એ વિભાગમાં આવતું વસે છે. એની બે જાત હિંદમાં થાય છે એક તો જંગલી સુવર અને બીજાં ઠીંગુજી ભૂંડ. લાંબી થયેલી સૂઢ જેવું મોં, નાળ વાળું માથું જેને છેડે ગોળ ચપટું ચાટલુ હોય જેમાં નસકોરાંના કાણાં દેખાય છે. આ જાતના માથાનો આકાર માત્ર ભૂંડ જાતિમાં જ જોવામાં આવે છે. પગ ટૂંકા અને તેની ઉંદર ખરીઓ બરાબર વિકાસ પામેલી છે. પણ તે ચાલતી વખતે જમીન સાથે સ્પર્શ કરતી નથી. તેના જડબામાં આવેલી ઉપરની રાક્ષીઓ બહાર અને ઉપર વળાંક લે છે, જે રાક્ષીઓને આપણે શંખલાંના નામથી ઓળખીએ છીએ. ભૂંડમાં માદાને ચાર જોડી આંચળ પેટ ઉપર આવેલાં છે. એની એક જ જાત હિંદવાસી છે.

જંગલી ડુક્કર બહુ બહોળા પ્રદેશમાં પથરાએલું પ્રાણી છે એટલે સમગ્ર હિન્દુસ્તાન, બર્મા, ટેનાસેરીયમ, સીયામ અને મલાયાના દ્વિપકલ્પના કેટલાક ભાગોમાં તેનો વસવાટ છે. સીલોનમાં પણ તેઓ જોવામા આવે છે.

પુખ્ત વિકાસ પામેલા ડુક્કરનો નર જેને આપણે સુવર કહીએ છીએ તેની ઊંચાઇ લગભગ ચોત્રીસથી છત્રીસ ઈંચની હોય છે. યુરોપમાં આ પ્રાણીની એક જાત થાય છે. તે યુરોપના સુવર કરતાં આપણો સુવર વધારે કદાવર છે. શરીર ઉપર થોડા વાલ પણ માથે અને પીઠ તથા ગરદન ઉપર ઘાટી કેશવાળી અથવા ચોટીવાળો છે. આ ચોટીને ગાતર કહેવામા આવે છે. મેં પોતે બત્રીશ ઈંચ ઊંચો અને માડા પાંચ મણના વજનવાળો ડુક્કર જોયો છે. સુવરના નીચલા જડબામાં દાતરડી થાય છે. આ દાતરડી ઉપરના શંખલાં સાથે ઘસાતી રહેતી હોવાથી દાતરડી સતેજ રહે છે. દાતરડી તથા શંખલાનો ખાસ કરીને સુવરમાં સારો વિકાસ થયો છે. દાતરડી પણ બહાર નીકળી ઉપર વળાંક લઇ પડખે નીકળે છે. દાતરડીને જડબામાંથી અકબંધ કાઢી હોય તો જગરામાં જબરી દાતરડીની લંબાઈ બાર ઇંચની મપાઇ છે. આમાં જડબામાં દબાયેલીની લંબાઇ પણ સાથે લેવામાં આવી છે. મારા માપવામાં લગભગ નવ ઈંચની દાતરડીઓ આવી છે જેમા બહાર સાડ ચાર ઈંચ ઉપર માપી છે.

ઉત્તર અને મધ્ય હિન્દમાં ડુક્કરોને પાળે છે અને તેમાથી દૂધ અને માંસનો વેપાર કરે છે. આ ડુક્કર પણ જંગલી જાતમાંથી ઊતરી આવ્યાં મનાય છે છતાં એટલું તો ચોક્કસ છે કે બન્ને જાત એકબીજાની માદાને કેળવે છે. જંગલી સુવરનો રંગ કાળો અને રાખોડી અથવા તો રતાશ પડતો કથ્થાઇ અને સફેદ બાલના મિશ્રણવાળો હોય છે. નાના નરો વધારે કથ્થાઇ અને પુખ્ત વયના પૂરા જુવાન સુવરો વધારે પડતા રાખોડી રંગના જોવામાં આવે છે.



વા જન્મેલાં બચ્ચાંનો રંગ કથ્થાઈમાં ઝાંખા અથવા રા રંગના પટ્ટાવાળો હોય છે.

જંગલી ડુક્કરનું નિવાસસ્થાન ઘાસનાં બીડો અને ટો છે અને ગીચ વનમાં પણ વસે છે. ચોમાસાની મોલાત મોટી થાય પછી તેઓ તેમાં વસવાટ કરે છે. દરેક ખાદ્ય વસ્તુ તેનો ખોરાક છે. દાણા, ઘાસ, મૂળીયાં તથા ગાજર, સક્કરીયાં, બટેટાં અને મગફળી ઉપરાંત જીવાત, સર્પો, અને સડેલું માંસ આ બધી ચીજો તેને હલાલ છે. સાંજના તેના ધેરા ચરવા નીકળી પડે છે અને ભળકડામાં ફરી પેટ ભરી લે છે. આ પ્રાણીનો ખરાબમાં ખરાબ સ્વભાવ એ છે કે ખાય તેનાં કરતાં બગાડ વધારે કરવાનો છે એટલે તેઓ ખેતીને ખૂબ જ નુકશાનકર્તા છે. આ દોષને લઈ તેનું રક્ષણ કરવાનું કહેવું એ પાપ છે.

ક્યારેક આ ભૂંડ બહુ બુદ્ધિ બતાવી દે છે અને બીજા થોડા પશુઓ તેના જેટલી મક્કમતા અને હિંમત ધરાવવાવાળાં હશે. આંખ અને કાન કરતાં નાક સૌથી મોખરે આવે છે. ભૂંડની ઓલાદમાં બહુ જલદી વધારો થાય છે. કારણ કે તેઓનું વીંયાજણ ઊભા બાર માસ જોવામાં આવે છે છતાં એટલું જોઈ શકાય કે વધારે પ્રમાણમાં નવી ઓલાદ સપ્ટેમ્બર-ઓક્ટોબર માસમાં નજરે ચઢે છે. જ્યારે તેઓના નરોનું સંવનન શરૂ થાય છે ત્યારે તેઓનું મોટું ટોળું જમા થાય છે. મારા જોવામાં પાર્કમાં પચીશ--ત્રીશ પ્રાણીનું ટોળું જોવામાં આવ્યું છે. માદા અને નાના નરો ગોળ કુંડાળામાં ઊભા રહે અને વચ્ચે મોટા સુવરોનો યુદ્ધ અગડ રચાય છે. આ અગડમાં દરેક પુખ્ત વયનો નર પોતપોતાના હરીફ સાથે પોતાની શક્તિ અને બળ નક્કી કરીને માદાઓને છાંટે છે. માદા એકસો વીશ દિવસ સુધી ગર્ભ ધારણ કરીને એક વીંયાજણમાં ચારથી છ બચ્ચાંને જન્મ આપે છે. પોતાનાં બચ્ચાંને આરામ રહે એ માટે માદા મોલાત વચ્ચે જ જાર બાજરાનાં રાડાં કાપી-કાપીને અને બીડમાં હોય તો ઘાસ અને જાળાં કાપીને મોટો માળો બચ્ચાંને આવવાના દિવસ અગાઉ તૈયાર કરી તેમાં જણે છે.

મોટા સુવરો પોતાનો માદાઓ સાથેનો વ્યવહાર પૂરો કરી બનતાં સુધી એકાકી કે તેના સમોવડિયા એક-બે નર કે માદા સાથે જીવન વ્યતીત કરે છે.

સૂવર માટે કહેવાય છે કે આ એક જ પ્રાણી એવું છે કે બે સાવજ વચ્ચે પાણી પી શકે છે. અને મતીયાર સૂવર સાવજ સામે ચાલ્યો આવતાં જરાય મચક આપતો નથી અને ક્યારેક સાવજને ચીલો ચાતરવાની ફરજ પડે છે. ગીરમાં સાવજ સૂવરનાં ધીંગાણાં કોઈ કોઈ વખત થઈ આવે છે, તેમાં બન્ને બળીયા ઘાયલ થયા વિના રહેતા નથી. અને માદાએ પોતાના બચ્ચાંને પકડી લીધેલા દીપડાને ખરાખરી કરી દેવડયાનો દાખલો પણ બન્યો છે. આ હિંમત તો જ્યાં તેઓ આવા હિંસક પશુઓના સહવાસમાં હંમેશ વસતા હોય ત્યાં ખાસ જોવામાં આવે છે.

એક માન્યતા એવી પણ પ્રચલિત છે કે સૂવરને ગોળી વાગી હોય અને તે ગારામાં આળોટી આવે તો તેનો ઘા રૂઝાઈ જાય છે. તો એમાં એ જાણવાનું કે હાલનાં ભયંકર મારવાળી બંદૂકોમાંથી વછૂટેલી ગોળી તો જીવલેણ જ નીવડે છે, પણ જ્યારે ઉપરથી ભરવાની બંદૂકો વપરાતી તે વખતે ધાર્યા કરતાં અંતર વધારે નીકળી ગયું હોય અને છતાં અવાજ થઈ ગયો અને તેને ગોળી બેસે તે ગોળી ચામડીના પડને વીંધીને ઉપર જ ઠરી ગયેલી હોય તેને માંદળામાં આળોટવું પરવડે અને ઘા ઉપર ગારો લાગી જવાથી રૂઝ પણ આવી જાય છે. આવી ગોળીઓ ઘણી વખત સૂવરના શરીરમાંથી નીકળે છે. એ સિવાય શિયાળામાં આ પ્રાણીને ચરબી બહુ જામી ગયેલી જોવામાં આવે છે. એ ચરબીમાં પણ હલકા મારની બંદૂકમાંથી વાગેલી ગોળી શરીરના અંદરના મર્મ ભાગો સુધી પહોંચી શકતી નથી અને વખત જતાં એવા ઘા કાં તો પાકેલા કે રૂઝાઈ ગયેલા જોવામાં આવે છે. આટલા કારણથી તેઓ માટે આવી માન્યતાએ ઘર કરી લીધું હોય એમ જણાવી શકાય છે.

ઘાયલ સૂવર ભયંકર કાળ છે. એના દુઃખમાં તે ગમે એની સામે હલ્લો કરે છે. એવા એક દાખલામાં





તેણે મેટરને પોતાની દાતરડી મારી ઠીક પ્રમાણનો ઘોબો પાડી દીધો હતો. એવું પણ જાણવા મળ્યું છે કે ડુક્કરના શિકારમાં ઘાયલ થયેલ એક સુવરે રસ્તામાં આવતા આદમીને ભયંકર રીતે ઘા મારી દીધા હતા. પાછળથી તે આદમીને દવાખાને ખસેડવામાં આવતા ત્યાં તેનું બે દિવસ પછી મરણ નીપજ્યું હતું. ડુક્કર જ્યારે ચિડાઇને પોતાની દાતરડીને શખલાં સાથે ઘસે અને પોતાની ગાતર ઊભી કરીને સામે ઊભો હોય ત્યારે તેનું રૂપ ભયંકર લાગે છે.

બંદૂકથી, ભાલાથી, કૂતરાથી અને ઘોડેસવારીમાં ભાલે વીંધવાથી તેનો શિકાર થઇ શકે છે. બંદૂકથી શિકાર કરવા માટે કાં તો તેઓને પડચાં શોધી બહુ શાન્તિથી અવાજ કર્યા વગર તેની ઉપર જઇ ગોળી છોડવામાં આવે છે અથવા તો માણસો રાખી તેને હંકાવીને બીજે ભગાડે તેમાં રસ્તામાં મચાન ઊભા કરીને બંદૂકધારીઓ બેસી આવતા નીકળતાં ડુક્કર ઉપર ગોળી ચલાવે છે. જ્યાં ડુંગરની કાંરો હોય ત્યાં બનતાં સુધી એવી ટેકરીઓ ઉપર ગોઠવાય છે કે સામેથી તેઓ પસાર થાય એ વખતે ગોળી ચલાવવી અનુકૂળ રહે.

જે ભૂંડો ઘાયલ થાય તેનું પગેરું તેના પડેલા લોહીના છાટાથી કાઢી શોધીને પૂરો કરી નાખે છે. આપણે ત્યાં કેટલીક કોમ તેને ખૂબ રસથી જમે છે. રાજસ્થાનમાં અને નેપાળમાં તો તેનું માંસ ખાસ રાંધે છે અને ચામડીનું અથાર પણ બનાવે છે. જેને સાઠ કહેવામાં આવે છે. આપણે ત્યાં તેને ખાસ મહત્ત્વ આપવામાં આવતું નથી.

[આવતે અંકે પૂરું]

## સાભાર પ્રાપ્તિસ્વીકાર

નવી આવૃત્તિઓ [ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય તરફથી]

**૨ અલકા:** [લે. શરદબાબુ: બીજી આવૃત્તિ: અઢી રૂપિયા]
સ્વ. શરદબાબુની પ્રસિદ્ધ કથા 'દેના–પાઓના'ના નાટયરૂપાન્તર 'ષોડશી'નો શ્રી. માણેકલાલ જોશીએ કરેલો સુવાચ્ય અનુવાદ, પ્રો. અનંતરાય રાવળના રસદર્શી પ્રવેશક સાથે.

**૩ નરકેસરી નેપોલિયન:** [લે. 'ધૂમકેતુ': બીજી આવૃત્તિ: આઠ આના]
'ધૂમકેતુ' લિખિત કિશોરભોગ્ય નેપોલિયન ચરિત્ર.

**૪ પરશુરામ :** [લે 'ધૂમકેતુ': બીજી આવૃત્તિ: આઠ આના]
પરશુરામના પૌરાણિક પાત્રની તેજસ્વી જીવનરેખા.

**૫–૭ પહેલી ચોપડી; બીજી ચોપડી; ત્રીજી ચોપડી:**
[લે. 'ધૂમકેતુ': અનુક્રમે પહેલી, ત્રીજી ને બીજી આવૃત્તિ: છ આના, ચાર આના, અને પાંચ આના]
પ્રૌઢશિક્ષણ પ્રચારના આ જમાનામાં 'ધૂમકેતુ'એ બહાર પાડેલી સુલિખિત પ્રૌઢશિક્ષણ ગ્રંથાવલીની પહેલી ત્રણ ચોપડીઓ.

(નવજીવન પ્રકાશન મંદિર તરફથી)

**૮ એક ધર્મયુદ્ધ** [લે. મહાદેવ દેસાઇ: બીજી આવૃત્તિનું પુનર્મુદ્રણ: બાર આના]
સને ૧૯૧૮માં ગાંધીજીએ જીતાવી આપેલી અમદાવાદના મિલમજૂરોની લડતનો ઇતિહાસ.

# ભુવનેશ્વર

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ૦ સુરેશ હ. જોષી

ઓરિસાનું ભુવનેશ્વરનું મંદિર પહેલી વાર જોયું ત્યારે જાણે કોઇ નવું પુસ્તક વાંચતો હોઉં એવું લાગ્યું. એ પથ્થરોની અંદર કંઇક કથા રહેલી છે એ મને સારી પેઠે સમજાઇ ગયું. એ કથા અનેક શતાબ્દિઓથી સ્તમ્ભિત થઇ ગયેલી હોવાને કારણે, મૂક બની ગયેલી હોવાને કારણે તો જાણે હૃદયને સવિશેષ સ્પર્શી ગઇ.

ઋક્‌રચયિતા ઋષિ છન્દમાં મન્ત્રરચના કરી ગયા છે; આ મંદિર પણ જાણે પથ્થરમાં રચેલો મન્ત્ર. એમાં હૃદયની વાત દૃષ્ટિગોચર થઇને આકાશને વ્યાપી લઇને જાણે ઊભી છે.

મનુષ્યના હૃદયે અહીં શી વાત ગૂંથી દીધી છે? ભક્તિના શા રહસ્યને પ્રકટ કર્યું છે? મનુષ્ય અનન્તમાંથી પોતાના અન્તઃકરણમાં એવી તે શી વાણી પામ્યો હશે કે જેને પ્રકટ કરવાના મહા પ્રયત્નમાં એણે આ પર્વતની તળેટીમાંના વિસ્તીર્ણ પ્રદેશને આવરી લીધો છે?

આવાં શતાધિક દેવાલયો—જેમાંનાં ઘણાંખરાંમાં તો આજે સન્ધ્યારતિનો દીપ પ્રકટાવાતો નથી, શંખઘણ્ટ નીરવ થઇ ગયા છે, જેના કોતરેલા પથ્થર ખણ્ડિત થઇને ધૂળમાં અટવાઇ રહ્યા છે—એમાંનાં કોઇ પણમાં એક વ્યક્તિવિશેષની કલ્પનાને આકાર આપવાનો પ્રયત્ન થયો નથી. એ બધાં તે વેળાના અજ્ઞાત યુગની ભાષાના ભારે લદાઇને ઊભાં છે.

આ દેવાલયશ્રેણીએ એની નિગૂઢનિહિત નિસ્તબ્ધ ચિત્તશક્તિથી દર્શકના અન્તઃકરણને સહસા જે ભાવાન્દોલને ઉદ્‌બોધિત કરી મૂક્યું તેની આકસ્મિકતાને સમગ્રતાને વ્યક્ત કરવી કઠિન છે; એનું વિશ્લેષણ કરીને, ખણ્ડ પાડીને કહેવાનો પ્રયત્ન કરવો પડશે. મનુષ્યની ભાષા અહીં પથ્થરની આગળ હાર સ્વીકારી લે છે; પથ્થરને એક પછી એક વાક્યો જોડવાં પડતાં નથી. એ સ્પષ્ટ કશું કહે નહીં, પણ જે કાંઇ કહે તે બધું એક સાથે કહી દે, પલકમાત્રમાં જ એ સમસ્ત મન પર અધિકાર પ્રાપ્ત કરી લે; આથી જ મન શું સમજ્યું, એણે શું સાંભળ્યું, એ શું પામ્યું તે પોતે ભાવરૂપે સમજતું હોવા છતાં ભાષા દ્વારા સમજવાનો અવસર પામી શકતું નથી; આખરે સ્થિર થઇને ધીમેધીમે એને પોતાની ભાષામાં સમજી લેવું પડે છે.

મંદિરની દીવાલના સર્વાંગે મેં મૂર્તિઓ કોતરેલી જોઇ. ક્યાંય સહેજ સરખી ખાલી જગા રહેવા નહોતી દીધી. જ્યાં દૃષ્ટિ પડે ત્યાં ને જ્યાં ન પડે ત્યાં સર્વત્ર શિલ્પીની નિરલસ પ્રયત્ને કારીગરી કરી હતી.

મૂર્તિઓ કાંઇ ખાસ પૌરાણિક કહેવાય એવી નથી; દશઅવતારની લીલા અથવા સ્વર્ગલોકની દેવકથા જ દેવાલયની દીવાલ પર અંકાઇ છે એવું તો કહી શકાય એમ નથી. મનુષ્યની નાની–મોટી સારી–નરસી હરરોજની ઘટના—એનાં રમતગમત, કામકાજ, યુદ્ધ અને શાન્તિ, ઘર અને બહાર વૈચિત્ર્યપૂર્ણ આલેખ્ય દ્વારા મંદિરને ઘેરી વળ્યાં છે. આ મૂર્તિઓમાં બીજો કશો ઉદ્દેશ હું જોતો નથી, માત્ર આ સંસારને એ જેમ ચાલી રહ્યો છે તેમનો તેમ આંકવાનો પ્રયત્ન એમાં દેખાય છે. આથી ચિત્રશ્રેણીની અંદર એવી અનેક વસ્તુઓ નજરે ચઢે છે જેને દેવાલયમાં આંકવા જેવી ભાગ્યે જ કહી શકાય. એમાં પસંદગી જેવું કશું નથી—તુચ્છ અને મહત્, ગોપનીય અને લોપણીય—બધું જ એમાં છે.

કોઇ ખ્રિસ્તી દેવળની અંદર જઇને જોતાં જો એની દીવાલ પર અંગ્રેજ સમાજની દરરોજના જીવનની છબી ઝૂલતી દેખાય—કોઈ ભોજન કરતું હોય, કોઇ કૂતરાગાડી હાંકતું હોય, કોઈ 'વ્હીસ્ટ' રમતું હોય, કોઇ પિયાનો વગાડતું હોય, કોઇ સંગિનીને બાહુપાશમાં ઘેરી લઇને 'પોલકા' નૃત્ય કરતું દેખાતું હોય તો હતબુદ્ધિ થઇને 'સ્વપ્ન તો નથી જોઇ રહ્યા ને?' એવો જ પ્રશ્ન આપણાથી પૂછી દેવાય, કારણ





કે, કેવળ સંસારને બિલકુલ ભૂંસી નાંખીને પોતાની સ્વર્ગીયતાને જ પ્રકટ કરવાનો પ્રયત્ન કરે છે. એમાંનો મનુષ્ય જાણે દુનિયાની બહાર નીકળી ગયો હોય એવો લાગે છે. એ જાણે બની શકે ત્યાં સુધી મર્ત્ય-સંસ્પર્શવિહીન દેવલોકના આદર્શરૂપ બનવાને જ મથી રહ્યો હોય એવો લાગે છે.

આથી ભુવનેશ્વર મંદિરની ચિત્રાવલિ જોતાં પ્રથમ મનને વિસ્મયનો આઘાત લાગે છે. સાચી રીતે તો લાગવો ન જોઈએ, પણ શૈશવથી જ અંગ્રેજી શિક્ષણ પામીને આપણે સ્વર્ગ અને મૃત્યુલોકને મનમાં ને મનમાં જુદા પાડી બેઠાં છીએ! રખેને દેવના આદર્શને માનવભાવનો સહેજ સરખો સ્પર્શ થઇ જાય; રખેને દેવમાનવોની તે આપણી વચ્ચે જે પરમ પવિત્રતાનું ને સુદૂરતાનું વ્યવધાન રહ્યું છે તેને ક્ષુદ્ર માનવી સહેજ પણ ઉલ્લંઘી જાય-આ ભયે આપણે સદા સાવધ રહીએ છીએ.

અહીં તો માણસ દેવતાની બિલકુલ અડોઅડ આવીને બેસી ગયો છે, ને તે ય વળી ધૂળ ખંખેરી કરીને આવ્યો છે એવું ય નથી. ગતિશીલ, કર્મરત, ધૂળથી ખરડાયેલા સંસારની પ્રતિકૃતિ નિઃસંકોચે સમુચ્ચ થઇ ઊઠીને દેવતાની પ્રતિમૂર્તિને આચ્છન્ન કરી દેતી અહીં ઊભી રહી ગઇ છે.

હું મંદિરની અંદર ગયો-ત્યાં એકેય ચિત્ર નથી, પ્રકાશ નથી; અનલંકૃત નિભૃત અસ્ફુટતા વચ્ચે દેવમૂર્તિ નિસ્તબ્ધ બિરાજી રહી છે.

આનો એક બૃહત્ અર્થ મનમાં ઊગી આવ્યા વિના રહેતો નથી. મનુષ્ય આ પ્રસ્તરની ભાષાએ જેને ઉચ્ચારવાને મથ્યો છે તે સુદૂરના સમયની વાણી મારા મનમાં ધ્વનિત થઈ ઊઠી.

એ વાણી તે આ-દેવતા દૂર નથી, દેવાલયમાં નથી, એ આપણામાં રહ્યા છે. એ જન્મમૃત્યુ સુખદુઃખ, પાપપુણ્ય, મિલનવિચ્છેદની અંદર સ્તબ્ધ ભાવે બિરાજી રહ્યા છે. આ સંસાર જ એમનું ચિરન્તન મંદિર છે. આ સજીવ સચેતન વિપુલ દેવાલય અહરહ અનેકવિધ રૂપે રચાતું જ જાય છે. એ કોઇ કાળે નૂતન નથી, કોઈ કાળે પુરાતન નથી; એનું કશું સ્થિર નથી. સમસ્ત જ સદા પરિવર્તમાન છે; છતાં એનું મહત્ ઐક્ય, એની સત્યતા, એની નિત્યતા નષ્ટ થતી નથી-કારણ કે, આ ચંચલ વૈચિત્ર્ય દ્વારા એક નિત્ય સત્ય સદા પ્રકટ થઇ રહ્યું છે.

ભારતવર્ષમાં બુદ્ધદેવે માનવને મોટો બનાવ્યો. એમણે જાતિ માની નહીં, યાગયજ્ઞના અવલમ્બનમાંથી માનવને મુક્તિ આપી, દેવતાને મનુષ્યના લક્ષ્યથી અપસૃત કર્યા, એમણે મનુષ્યની આત્મશક્તિનો પ્રચાર કર્યો. દયા અને કલ્યાણ એમણે સ્વર્ગ પાસેથી પ્રાર્થ્યાં નહીં, મનુષ્યના અન્તરમાંથી જ એમણે એને પ્રકટ થવાને સાદ દીધો.

આવી રીતે શ્રદ્ધા દ્વારા, ભક્તિ દ્વારા મનુષ્યના અન્તરનાં જ્ઞાન, શક્તિ અને ઉદ્યમને એમણે મહીયાન કરી દીધાં, મનુષ્ય દીન, દૈવાધીન હીન પદાર્થ નથી એ વાતની એમણે ઘોષણા કરી.

એવે વખતે હિન્દુના ચિત્તે જાગી ઊઠીને કહ્યું: 'એ વાત તો તમારી સાચી કે મનુષ્ય દીન નથી, હીન નથી; કારણ કે મનુષ્યની જે શક્તિએ મનુષ્યના મુખમાં ભાષા મૂકી, મનમાં બુદ્ધિ મૂકી, બાહુમાં નૈપુણ્ય મૂક્યું, જે સમાજને ઘડી રહી છે, સંસારને ચલાવી રહી છે તે દૈવી શક્તિ જ છે.'

બુદ્ધદેવે જે અભ્રભેદી મંદિર રચ્યું તેમાંથી જ હિન્દુએ તેમના દેવતાને પામ્યા બૌદ્ધ ધર્મ હિન્દુ ધર્મમાં સમાઇ ગયો. માનવમાં દેવતાનું પ્રાકટ્ય, સંસારમાં દેવતાની પ્રતિષ્ઠા, આપણાં પળપળનાં સુખદુઃખમાં દેવતાનો સંચાર-આ જ નવા હિન્દુ ધર્મની મર્મકથા બની રહી. શાક્તની શક્તિ, વૈષ્ણવનો પ્રેમ ઘરઘરમાં છલકાઇ ઊઠ્યાં-મનુષ્યના ક્ષુદ્ર કામકાજમાં શક્તિનો પ્રત્યક્ષ હાથ, મનુષ્યની સ્નેહ-પ્રીતિના સમ્બન્ધોમાં દિવ્ય પ્રેમની પ્રત્યક્ષ લીલા અત્યન્ત નિકટવર્તી બનીને દેખાવા લાગ્યાં. આ દેવતાના આવિર્ભાવથી નાનામોટા વચ્ચેનો ભેદ ભૂંસાઇ જવાને મથવા લાગ્યો. સમાજમાં જેઓ ઘૃણિત હતા તેઓ પણ પોતાને દૈવી શક્તિના અધિકારી ગણીને ગૌરવ અનુભવવા લાગ્યા; પ્રાકૃત પુરાણોમાં આનો ઇતિહાસ સચવાઇ રહ્યો છે.



ઉપનિષદ્‌માં એક મન્ત્ર છે–

वृक्ष इव स्तब्धो दिवि तिष्ठत्येकः ।

જેઓ એક છે તેઓ આકાશમાં વૃક્ષની જેમ સ્તબ્ધ થઈને રહ્યા છે. ભુવનેશ્વરનું મંદિર એ જ મન્ત્રને જાણે એક વિશેષભાવે ઉચ્ચારી રહ્યું છે– જેઓ એક છે તેઓ આ માનવસંસારમાં સ્તબ્ધ થઈને રહ્યા છે. જન્મ-મૃત્યુની આવજાવના આવર્તો માત્ર આપણી આંખ ઉપર થઈને પસાર થઈ જાય છે; સુખદુઃખ આવે છે ને જાય છે; પાપપુણ્ય પ્રકાશ અને છાયાથી સંસારની દીવાલને ખચિત કરી દે છે, સમસ્ત વિચિત્ર, સમસ્ત ચંચલતા અન્તરમાં જ નિરલંકાર નિભૃત રહ્યું છે, ત્યાં જે એક છે તે જ એક બિરાજી રહ્યા છે. આ અસ્થિર સમુદય જે સ્થિર છે તેનું જ શાન્તિનિકેતન છે, આ પરિવર્તન-પરમ્પરા જે નિત્ય છે તેનો જ ચિર આવિષ્કાર છે. દેવ-માનવ, સ્વર્ગ-મર્ત્ય બન્ધન અને મુક્તિનું આ અનન્ત સામંજસ્ય જ પ્રસ્તરની ભાષામાં ધ્વનિત થઈ ઊઠ્યું છે. ઉપનિષદે આ જ પ્રકારની વાત ઉપમા દ્વારા વ્યક્ત કરી છેઃ

द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।

तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्योऽभिचाकशीति ॥

બે સુન્દર પક્ષી એક સાથે એક વૃક્ષ પર વાસ કરે છે. એમાંનું એક સ્વાદુ પિપ્પલનું ભક્ષણ કરે છે, બીજું ખાધા વિના એને જોઈ રહ્યું છે.

જીવાત્મા પરમાત્માનું આ પ્રકારનું સાયુજ્ય ને સાલોક્ય આટલું અનાયાસ આટલી સહજ ઉપમાથી આટલી સરળતાથી ને નિર્ભીકતાથી બીજે ક્યાં ય વર્ણવવામાં આવ્યું છે? જીવની સાથેનું ભગવાનનું સુંદર સામ્ય જાણે કોઈક નજરોનજર જોઈને આ બોલી ઊઠ્યું છે. તેથી જ એને ઉપમાની શોધમાં આકાશપાતાળ એક કરવાં પડ્યાં નથી. અરણ્યચારી કવિએ વનનાં બે સુંદર પાંખવાળાં પંખીની જેમ સસીમ અને અસીમને અડોઅડ બેઠેલાં જોયાં છે; કોઈ મહાન ઉપમાના આડમ્બર વડે આ નિગૂઢ તત્ત્વને બૃહત્ કરી મૂકવાનો પ્રયત્ન સરખો કર્યો નથી. બે નાનાં પંખી કેવાં સ્પષ્ટ રૂપે ગોચર બની રહે છે, એ કેવાં સુંદર લાગે છે, એમનામાં નિત્ય પરિચયની કેવી નરી સરળતા રહી હોય છે, તેને કોઈ મોટી ઉપમા વડે આવી રીતે રજૂ કરી શકાયું ન હોત. ઉપમા ક્ષુદ્ર બની જઈને જ સત્યને બૃહત્ બનાવીને પ્રકટ કરે છે. બૃહત્ સત્યદ્રષ્ટાનું નિશ્ચિન્ત સાહસ ક્ષુદ્ર સરલ ઉપમાથી જ યથાર્થ ભાવે વ્યક્ત થયું છે.

આ બન્ને પંખીઓ પાંખ સાથે પાંખ જોડીને બેઠાં છે. એઓ બન્ને સખા છે. એઓ એક જ વૃક્ષ ઉપર બેઠાં છે. એમાંનું એક ભોક્તા છે, બીજું સાક્ષી; એક ચંચલ છે, બીજું સ્તબ્ધ.

ભુવનેશ્વરનું મંદિર પણ જાણે આ મન્ત્રને જ પ્રકટ કરી રહ્યું છે; એ લોકોએ દેવાલયમાંથી માનવત્વને ભૂંસી નાખ્યું નથી, એઓએ બન્ને પંખીને એક સાથે પ્રતિષ્ઠિત કરીને ઘોષણા કરી છે.

પણ ભુવનેશ્વરના મંદિરમાં બીજી ય એક વિશેષતા રહી છે. ઋષિકવિની ઉપમામાં નિભૃત અરણ્યની એકાન્ત નિર્જનતાનો ભાવ રહ્યો છે. એ ઉપમાની દૃષ્ટિએ પ્રત્યેક જીવાત્મા જાણે એકાકીરૂપે પરમાત્મા સાથે સંયુક્ત હોય એવું લાગે છે. એ ઉપમા જે ધ્યાનચ્છવિ મનમાં આંકે છે તેને જોઈએ છીએ ત્યારે દેખાય છે કે જે હું ભોગ કરી રહ્યો છું, ભ્રમણ કરી રહ્યો છું, શોધ કરી રહ્યો છું તે હુંમાં જ शान्तं शिवमद्वैतम् સ્તબ્ધભાવે આવિર્ભૂત થઈ રહ્યા છે.

પણ આ પ્રકારનો એકની સાથેનો એકનો સંયોગ ભુવનેશ્વરના મંદિરમાં આલેખાયો નથી, ત્યાં બધા જ મનુષ્યો એમના સમસ્ત કર્મ અને ભોગ સાથે, સમસ્ત તુચ્છબૃહત્ સાથે, એમના સમસ્ત ઇતિહાસને વહન કરીને, સમગ્રભાવે એક થઈને પોતાની અંદર અન્તરતર રૂપે, સાક્ષીરૂપે ભગવાનને પ્રકટ કરી રહ્યા છે. નિર્જનમાં નહીં, યોગમાં નહીં,–લોકો વચ્ચે, કર્મદ્વારા પ્રકટ કરી રહ્યા છે. એઓએ સંસારને, લોકાલયને દેવાલય બનાવીને પ્રકટ કર્યું છે; એઓએ સમષ્ટિરૂપે માનવનો દેવત્વના પદ ઉપર અભિષેક કર્યો છે. એઓએ પહેલાં નાનામોટા સમસ્ત માનવોને પ્રસ્તરપટ પર એક સાથે સજાવ્યા છે; ત્યારપછી પરમ ઐક્ય ક્યાં છે ને શું છે તે બતાવ્યું છે. એ ભૂમાઐક્યના અન્તરતર આવિર્ભાવે પ્રત્યેક માનવ સમગ્ર માનવની સાથે ભળી જઈને મહાન બની રહે છે. પિતાની સાથે પુત્ર, ભાઈની સાથે ભાઈ, પુરુષની સાથે સ્ત્રી પ્રતિવેશીની સાથે પડોશી, એક જાતિની સાથે બીજી જાતિ, એક કાળની સાથે બીજો કાળ, એક ઇતિહાસની સાથે બીજો ઇતિહાસ દેવતાત્મા દ્વારા એકાત્મ થઈ રહ્યા છે.

[illegible]

# પા પા પગલે

પન્નાલાલ પટેલ

આજથી ત્રીસેક વર્ષ પાછળ નજર નાખતાં, દૃષ્ટિ સમક્ષ એક સાતેક વર્ષનો બટુક ખડો થાય છે. શરીરે પોસાતો-કંઈક જાડો, ઢીંચણ-કોણીએ તથા હાથપગની ઘૂંટીએ કલાઈની જેમ બાઝી રહેલો મેલ બાદ કરતાં રંગે ઊજળો. રૂપે પણ, આંખ નાક કે એવા કોઈ અંગની વિશેષતા વિનાનો ગોળ મોં વાળો. કપડાંમાં અડધે નિતંબે માંડ પહોંચતી દોરીની ઝૂલડી જ માત્ર; મેલી, ફાટેલી. કોણી સુધીની બાંયો લીંટ-લફરાના કલપથી અક્કડ બનેલી. આમ જુઓ તો એની આસપાસ બહુ બહોળો કુટુંબવિસ્તાર જે-જુદા ઘરમાં વસતાં ઓરમાન મા તથા એમનાં દીકરો દીકરી બાદ કરતાં ય પોતાની વિધવા મા, બે મોટા ભાઈ અને મોટી એવી ત્રણ બહેનો છતાં ય આ સૌથી નાના બાંડુ તરફ એક મા સિવાય કોઈનો ય ખાસ પ્રેમ નથી દેખાતો. પણ એનું કારણ તો દેખીતું છે. ખેતીભર્યાં પેલાં ખેતરોની સંભાળ રાખે તો કંઈકે ય મણ દાણા વધારે મેળવે જ્યારે આ ભાઈસાહેબની સંભાળ રાખતાં તો-થાક્યાપાક્યા મોટા ભાઈ સાંજ ટાણે ઘેર આવતાં ચિડાઈ ઊઠતા એમ-'એમ કે'ને કે આખો દન હું ઘેર નથી રે'તો? નકર વળી તું તે શું માનો ખોળો નો'તો છાંડતો.'

સાચું પૂછો તો એના આ માવડિયા સ્વભાવથી જ એ ઘરનાં માણસોને-અરે પાંચેક ઘરના એ આખા ય ફળિયાને અળખામણો થઈ પડ્યો હતો. મા પણ બિચારી ત્રાસી ગઈ હતી. અને કેમ ન ત્રાસે? આખો ય વખત-દિવસ રાત ચોવીસે ય કલાક એ પેલી ભોળી માતાને ખોળે, પાસે કે પાલવે બસ વળગેલો જ હોય! કોઈ કોઈવાર કંટાળેલી મા એને લૂગડું ધોતી હોય એ રીતે જ ઝૂડી નાખતી. પેલાં બાંડુઓ પણ પોતાનો ચાક એની ઉપર ઘણી વાર ઉતારતાં. પણ તો ય વચેટ કોદરભાઈ કહેતા એમ જ હતું: 'આ છોરો તો માર ખાઈ ખાઈને જ જાડો થાય છે!'...

પણ ત્યાં તો ગામનાં અને ઘરનાં સૌ કોઈની નવાઈ વચ્ચે આ માવડિયા છોકરાએ એક દિવસ ઘર છોડ્યું અને તે ય કોદરભાઈએ કરેલા નવાસવા ગુરુ-શ્રી જયશંકરાનંદ નામના એક અજાણ્યા સાધુની આંગળી ઝાલીને! કોઈ પૂછતું 'પના ક્યાં જાય છે?' તો ઉલ્લાસથી જવાબ આપતો અંગારો અડતાં હાટાં (હાટ) જોવા.' સૌ કોઈને હતું-માને તો ખાસ-કે હમણાં ઉકરડા પરથી પાછો ફરશે પણ રામ તારી માયા! પનો તો પા પા પગલે પેલા મહારાજની પાછળ પાછળ ચાલ્યો જ જતો હતો. જરાક થંભી પાછા ફરીને ગોંદરે ઊભેલા ટોળાને-ખાસ તો માને જોઈ લેતો ને વળી પાછો દોટ મૂકી સાધુનું છેડું ભાંગતો એ જૂના વાડાને વટાવી ગયો અને છેવટ પેલા ધોળા પાણા ય પસાર કરી નાખ્યા...

અદૃશ્ય થતાં નવાઈ વ્યક્ત કરતું ટોળું પાછું ફર્યું. મોટાભાઈએ આંસુ નિતારતાં માને ય આગળ કર્યાં: 'તમે જ તો આમ કરી કરીને બગાડી માર્યો છે.'

માને તો હજુ ય હતું કે વચ્ચે આવતા સંતીબેનના સાસરિયામાં ચિટકી પડશે ને હમણાં કાં તો જમાઈ પહોંચાડવા આવશે. પણ 'હમણાં' 'હમણાં' કરતાં તો બપોર નમ્યા ને સૂરજ બાપજી પણ આથમી ગયા. અને એની તો ખાતરી છે કે મોટા દીકરા હરિભાઈની ધાકે જ માનું મોં બંધ રહ્યું હશે બાકી પેલી આંખો તો ઠીક ઠીક નીતરી હશે; અરે ગઈ સાલ સુધી ધાવ ધાવ કરતા દીકરાની યાદે કદાચ પાનો પણ ચઢ્યો હશે...એક, બે એમ દિવસ ગણતાં વરસ વરસ જેવડા પંદર દિવસ વહી ગયા! ...પછી તો વરસાદ પડવાથી હોય કે ગમે તેમ માના દિવસ પણ ટૂંકા થવા લાગ્યા હશે. ને દુઃખતે દાખતાં સ્વપ્નો પણ રચાવા માંડ્યાં હશે-'ભણશે તો એ ય એના બાપાની પેઠે આ અભણ નાતમાં પૂછાતો થશે, પંચ વચ્ચે બેસીને એ ય પેલું ઓખાહરણ ગાશે ને રાતે રાતે રામાયણનું પારાયણ માંડશે. એના બાપની પેઠે કૌરવા પાંડવાનું જુદ્ધ ઉકેલશે ને મીઠા રાગે પખાજ તંબુરે ભજનો ગાશે.' ભલું હશે તો માની નજર પાટલી પર ધૂળ ખાતી પડેલી

પેલી ચોપડીઓ તુલસીકૃત રામાયણ, મોટું કાવ્ય-દોહન, ઓખાહરણ, દયારામનાં ભજન વગેરે તરફ મંડાઇ રહેતી હશે.

અને માતાની આ અભિલાષાને બળે કે પછી કુળમાં ઊતરેલા સંસ્કારોને જોરે ગમે તેમ પણ પેલા છોકરાએ તો સાચે જ માતાના ખોળાને બદલે જાણે ચકલાશીના વતની પેલા સાધુના ખોળાને વહાલો ગણ્યો, ઘર છોડીને જાણે પેલા રામજી મંદિરમાં વાસ કર્યો. સાઠેક ઘરની વસ્તીવાળા પોતાના 'માંડલી' ગામને બદલે હજારેક ઘરની વસ્તીવાળા 'મેઘરજ'ને જ જાણે વતન બનાવ્યું સાથે સાથે એણે પેલું રડવું ભૂંકવું છોડીને, 'કરવ...તનો ક', પણ ચાલુ કરી દીધું...

બીજી બાજુ ગાવા બજાવવામાં શોખીન એવા પેલા મહારાજે સારંગી હારમોનિયમ તથા નરઘાં ઉપર પણ એને કોઇ કોઇ વાર પલોટવા માંડ્યો. એના સુરીલા ગળામાંથી નીકળતા માધુર્યભર્યા શબ્દોએ સાંભળનારને ય મુગ્ધ કરવા માંડ્યો:

> બંસી વાળા, આજો હમારે દેશ.
> આવન જાવન કેહ ગયોજી કર ગયોજી કોલ અનેક
> ગિનતાં ગિનતાં ઘિસ ગઇ મોરી આંગળિયારી રેખ
> બંસી વાળા......

અને ભૂલ ન થતી હોય તો–આ જ ગીત એને ઇડર સુધી ખેંચી જાય છે. એક ચાંદની રાતના ઇડરના મહારાજ કુમાર (હાલના મહારાજા)નો મેઘરાજના આંબાવાડિયામાં મુકામ હોકાય છે; કોણ જાણે કઇ ઋતુ હતી એ તો, પરંતુ પેલી રૂપેરી રાત, સિગારેટ, શરાબ અને અત્તર સેંટ તથા ફૂલનો મઘમઘાટ વગેરેએ એ આખા ય આંબાવાડિયાને વસંત માણતું કરી દીધું. આવા વાતાવરણમાં પેલા છોકરાને ગાવા માટે લઈ જવામાં આવ્યો. એનું કાળજું જોરથી થડકી રહ્યું હતું. કારણમાં મૂળ તો પેલા સાધુ–મહારાજ બહાર ગામ ગયેલા હતા ને સામે પ્રોત્સાહન ભંગ કરે એવો જ એક ગામનો ગવૈયો નરઘાંની ઠેક આપનાર હતો... રામ જાણે કેવું ગાયું ને પેલા મોંઘા મહેમાનને ય કેવું લાગ્યું એ તો, પરંતુ કે' છે કે એ જ ઘડીએ એમનો હુકમ છૂટ્યો, 'ટાબરાને ઇડર–બોર્ડિંગમાં બેજ્યો જાય!'

થોડાક દિવસ પછી કેળવણી ઑફિસર શ્રી હરભગવાનસિંહ આવે છે ને ઇડર જવાનો મહિનો માસ નક્કી કરી આપી જાય છે...ઉનાળાની રજાઓ પૂરી થતાં વળી પેલા મહારાજ આગળ થાય છે. ઇડરની શ્રી કેસરીસિંહ બોર્ડિંગમાં મૂકી પના નાનાને બદલે પનાલાલ નાનાલાલ એવું નામ લખાવી માસ્તરોને ભલામણ કરી પાછા ફરે છે..

'અને પેલો છોકરો તે દિવસે જેમ માને જોતો હતો તેમ આજે વળી મહારાજને જોઇ રહે છે, આંસુ ભરી આંખે ને વિષાદપૂર્ણ સૂરતે.

પણ પછી તો ફાવી જાય છે. બધા જ નિશાળિયા એકલા ને અટૂલા, આસપાસની ઉમ્મરવાળા હતા. અધૂરામાં પૂરું બીજે વરસે, ગુજરાતી શાળામાં જનાર બોર્ડિંગવાસી આ એકલા વિદ્યાર્થીને એક સહાધ્યાયી પણ મળી રહે છે. જો કે એ વખતે તો એ પેલા બટુક સહાધ્યાયી ઉપર સુપ્રીમસી જેવું રાખતો હતો. પણ એ બિચારો શું જાણે કે આ ઉમિયાશંકર બીજા વરસથી અંગ્રેજી શાળામાં–પહેલે નંબરે રહેવાનો છે અને લાંબા ભવિષ્યમાં તો ગુજરાતી શાળામાં પોતે એને દોરી જતો હતો એનાથી તો અનેકગણી મીઠાશ અને મૈત્રીથી આ ઉમાશંકર જોષી સાહિત્યસૃષ્ટિની રમ્ય દુનિયામાં ખેંચી જવાનો છે! આ બેઉ મિત્રો પાંચ વરસ સુધી ભેગા ભણ્યા, હળ્યામળ્યા, ઝઘડ્યા ને છૂટા પડ્યા. પેલાને દર મહિને ત્રણ રૂપિયા સરકાર તરફથી મળતા હતા ને બાકીની ખૂટતી બોર્ડિંગ ફી (૧–૨ કે ૩ રૂ. માસિક) કોઇ સજ્જને આપેલા (કોણે આપ્યા હતા એની હજુ ય ખબર નથી. તપાસ પણ નથી કરી જોઇ!) સો રૂપિયામાંથી ભરાતા હતા. અંગ્રેજી ચાર પૂરી કરી ને પેલા સોની રકમ પણ ખૂટી પડી. ખેર! પેલા મહારાજે એને કોઈ શેઠિયાની મદદ માગી અમદાવાદમાં જ ગોઠવવાનું નક્કી કર્યું ને ઇડરમાંથી ઉઠાડી લીધો પણ —





વિધિ વિફર્યો ને અમદાવાદમાં સોડા લેમન-વાળા શ્રી પી. ધનજીભાઇ પાસેથી ધર્માદા મેળવેલાં પાંચમી અંગ્રેજીનાં કોરાકડાક પુસ્તક એક સેકન્ડહેન્ડ બુકસેલરને ત્યાં વેચી સાટીને ભણતરને સદાયને માટે અભરાઇએ ચઢાવી દીધું. એક મારવાડણ બાઇ સાથે મિલમા જવા માંડયું પણ એ ય બે દિવસ પૂરતું જ. ત્રીજે દિવસે તો કોઇ કારણવશાત્ ઘેર જવાનું થયું...ને અમદાવાદનો એક બીજો ધક્કો ખાઇને વળી પાછો ઘેર ગયો. પણ હાય ! એ વખતે એને ક્યાં ખબર જ હતી કે એ માતાતુલ્ય એવા મહા-રાજનો પેલો હુંફાળો ખોળો સદાયને માટે છોડી રહ્યો છે ! વિધાતા પોતે જ છોડાવી રહી છે ! મા તો બે વરસ ઉપર મરી ચૂકયાં હતાં. અહીં મહારાજનો સાથ પણ છૂટી ગયો.

અને-આ પછી તો પેલો કિશોર ડુંગરપુર જાય છે. ચતુરભાઈ નામે સોજીત્રાના એક પાટીદાર ઓફિ-સરને પૈસે કાપડની દુકાન કરે છે. ઉલાળિયું કરીને એ જ સજ્જનની મારફત ડુંગરપુર નજીકની ડિસ્ટી-લરીમાં શ્રી રુસ્તમજી નામના એક કડક સ્વભાવના પારસી શેઠના હાથ નીચે રૂા. સાત માસિકના હિસાબે કારકુનની નોકરી આદરે છે. એક દોઢ વરસ પછી માયાળુ સ્વભાવનાં જરબાઇ શેઠાણીની સિફારસથી આગવાડાના વેઅર હાઉસ ઉપર મેનેજર તરીકે માસિક રૂા. ૧૨ કરીને મોકલાવે છે. અને આગવા-ડાના એ દિવસો તો જીવનની સાચે જ જાણે વસંત હતી...આ દિવસોમાં જ આ રહી ગએલા છોકરાની સગાઈ થાય છે ને પાંચ-છ વરસની એક છોકરી સાથે પરણે છે. સાથે સાથે આગવાડાની પેલી મોજ પણ સમી જાય છે ને વળી પાછી ડિસ્ટીલરી પર બદલી થાય છે. પણ હવે પીંજર બહાર છટકી ચૂકેલા પંખીને ફરીથી પાંજરામાં પુરાવું-શેઠની કડક આંખ નીચે રહેવું નથી ગમતું. ને નોકરીને સલામ ભરે છે...

અને પછી તો છ–આઠ માસ હળ હાંકવાનો ને બળદ ચરાવવાનો સ્વાદ ચાખીને જેમ સકળ નદી-ઓનાં પાણી દરિયા તરફ વહે છે તેમ–એ ય એ, અમદાવાદ રૂપી મહાસાગર તરફ પ્રયાણ કરે છે, પણ એ મહાસાગરમાં આ અજાણ્યા છોકરાનો પત્તો નથી ખાતો. ને વળી પાછો એ પેલા ઊંટની જેમ મારવાડ સામે–ડુંગરપુર તરફ મોં ફેરવે છે.-વૉટર વર્ક્સના ઊધડતા કામમાં જોડાય છે. પાઇપ કાપે છે ને આંટા પાડે છે. થાક ઉતારવા દવાના ડોઝ તરીકે બીડીનો દમ ખેંચતાં શીખે-છે ને એમ દોઢવા દિવસ કાપે જાય છે......પણ એટલામાં તો શ્રી ચતુરભાઈને કંઇક રાજ કામે વડોદરે જવાનું થાય છે ને એ એને સાથે લે છે. વળતી વખતે એક મિલજીન રોડ વાળાને ત્યાં અમદાવાદ, રીડરોડ પર નોકરીએ પણ ચઢાવી દે છે; ઝાડુ પાણી કરવા–ઓફિસનું રસોડ. નોકરના નોકર, માલ છોડવવા પહોંચાડવા, કારકુનના કારકુન ને રાત પડે શેઠનાં પાછાં છોકરાં ભણાવવાના....મોડી રાતે ઓફિસના છજામાં જ્યારે એ ઊંઘ ભેગો થાય છે ત્યારે—ભલેને પછી મચ્છરોનાં દળ કટક ચડી આવતાં. જો કે નીચેને ઓટલે સૂતાં ભિખારાં આમાં સમભાગી જરૂર થાય છે પણ તો ય સવારમા જાગે છે ત્યારે એના હાથે-પગે પીપળનાં જૂનાની (ફળ છે) જેમ ગબડાંનાં ગબડાં બંધાઇ રહેલા માલૂમ પડે છે...

અહીંયા કંઇ જ ન ગોઠયું ને ચતુરભાઇની મારફત વળી એણે ઘર બદલ્યું. તાજા જ વિલાયતથી આવેલા એમના ભત્રીજા શ્રી જસભાઇ ગોવિંદભાઇ પટેલને ત્યાં ખાવું પીવું ને માસિક રૂા. દસના પગા-રથી ગોઠવાયો. મહિના પછી એમનું કુટુમ્બ આવ્યું ને બીજી બાજુથી ચતુરભાઇ મારફત નાથુ નામનો એક નોકર પણ ડુંગરપુરથી આવી લાગ્યો. નાથુ, જેમ રૂપે, રંગે ને ઢંગે કઢંગો હતો તેમ સ્વભાવે પણ અનેરો જ હતો. વહુ તો હજુ કોઈક 'ભાગ્ય-શાળી' ભોઈ (એ જાતે ભોઇ હતો) ને ત્યાં જનમ લેવાની હતી તે પહેલાં તો શેઠના બાળકોને દૂધ પાતાં પેલા સિનિયરને ય શિખામણ દેતોઃ "શીખો શીખો, શીખી રાખશો તો આગળ કામ લાગશે!"

પરિવ્રાજક

સવારમાં મામલતદાર સાહેબનો પટાવાળો રમણ-ભાઈ વકીલને ઘેર આવ્યો. કહ્યું: 'સાહેબે એમ કહેવડાવ્યું છે કે આજે તમારે જે કેસ ચલાવવાનો છે તે માગવી ચલાવીશું.' માગવી તાલુકાની કચેરી-થી એક માઈલ દૂરનું ગામ હતું.

વકીલે પૂછ્યું: 'કેમ ?'

પટાવાળો: 'સાહેબ આજે ત્યાં મુકામ રાખવાના છે.'

વકીલ: 'પણ મને એ અનુકૂળ નહિ આવે.' મૂળ તો બપોરે તાપમાં જવું એ જ પ્રતિકૂળતા હતી, પરંતુ વકીલને બહાનું કાઢતાં લેવા જવાનું ન હોય: 'મને વા આવ્યો છે એટલે ચાલીને મારાથી ત્યાં આવવું મુશ્કેલ છે.'

પટાવાળાને સૂઝ ન પડી. પૂછ્યું: 'તો સાહેબને શું કહું ?'

વકીલ: 'કહેજોને કે મુદત પાડે અગર ચારેક વાગે પાછા આવી જાય તેમ હોય તો તે પછી કેસ ચલાવે. અસીલને ત્યાં સુધી રોકી રાખીશ. સાહેબની ઇચ્છા કહી જા. જો મુદત પાડવી હોય તો અસીલ પાસે તેવી માગણી લખાવી લઉં.'

પટાવાળો મામલતદાર સાહેબ પાસે જઈને પાછો આવ્યો. કહ્યું: 'સાહેબ કહે છે કે કેસ માગવી ચલા-વીશું. તમારે ચાલીને આવવાની શી જરૂર છે? અસીલને કહેજોને ટેકસી ઘણા ય ભાડે કરી લાવશે !'

પોતે બહાર મુકામ કરે તો ભથ્થું ચડે એ ખ્યાલે માટે કચેરીથી ફક્ત એક માઈલ દૂર મામલતદાર સાહેબ મુકામ કરતા હતા અને લોકલાજ હૈયે વસી હોય તેમ જ્યાં મુકામ હોય ત્યાં કેસ ચલાવી પોતે રાજધુરા વહી રહ્યા છે તેવો ડોળ કરતા હતા અને કપાળે ડામ દેતા હતા અસીલને—મોટર-ભાડે કરવાનો !

*

કુબેરકુંજ માળાનાં સ્ત્રીપુરુષો રાતે વખત કાઢીને ભેગાં થયાં હતાં. એમને પાણીનો ત્રાસ હતો. ગામડા-માંથી શહેર થયેલા આ નગરમાં શહેરની અને ગામડાની બંને અગવડો ભેગી થઇ હતી. તેમાંથી કુબેરકુંજ જેવા માળાના માલિકે પોતાનું સ્વતંત્ર વૉટર વર્ક્સ કર્યું હોય તો પણ એનો મોકળો મને ભાડૂતોને ઉપયોગ કરવા ન દે. એક તો ખર્ચ વધારે આવે અને બીજું, ખાળકૂવો ભરાઇ જાય ! આથી ગામ-ડાના સવર્ણ કૂવા આગળ હરિજનો પાણી માટે ટળવળતાં ઊભાં હોય તેમ કુબેરકુંજના માળામાં એક કલાક ટાંકીનો નળ ખુલ્લે ત્યારે સ્ત્રીઓ પાણી લેવા પડાપડી અને લડાલડી કરે. પરંતુ એટલી શક્તિ પાણી માટે હેરાન કરનાર મકાનમાલિક સામે વાપ-રવાનું કોઇને યોગ્ય લાગતું ન હતું. પાણીનો પ્રશ્ન સ્ત્રીઓનો એટલે કામગરા પુરુષો એમાં માથું મારતા નહિ.

આટલા સુધીની હેરાનગતિ તો રોજની કોઈ સહેવાઇ ગઈ હતી. પરંતુ છેલ્લા એક અઠવાડિયાથી વૉટરવર્ક્સ બગડ્યું હતું અને પાણી મળતું ન હતું એટલે બધાંને કોઇની દયા ઉપર છવવા જેવું થયું હતું. બાજુમાંથી જેને જેની સાથે મેળ હોય તે મકાનમાલિક કે ભાડૂતના ઓળખાણ દાવે પાણી

---

મતલબ કે શીખી લો, ભવિષ્યમાં ઉપયોગી થઇ પડશે...યુવાનીને ઉંબરે થનગનતો પેલો કિશોર આખો નહિ તો અડધો તો ઘરખાનગી નોકર હતો જ. આઠ કલાક ધી અમદાવાદ ઇલેક્ટ્રિકસિટી કું. લિ. માં ઑઈલમેનના શોભીતા નામ પાછળ ફરતી પાળીએ કાળી મજૂરી કૂટવી ને 'ઘેર' આવી પુરુષ વર્ગનાં કપડાં ધોવાં. આ સિવાય અડધા બંગલાનું ઝાડુ કાઢવું, બજારમાંથી શાક લાવવું, દળાવવા જવું, ધોબીને કપડાં આપવાં, કબાટ વગેરે સાફસૂફ રાખવા ને ગોઠવવાં, બગીચાને પાણી પાવું ને બધાંયની પથારીઓ કરવી–વાળવી...ને એ બધા સિવાય મહે-તાજી બનીને ચાર–પાંચ છોકરાંને કલાક દોઢ કલાક ભણાવવાનાં. ટૂંકામાં સાત-આઠ કલાકની ઊંઘ સિવાય દિવસના સોળ-સત્તરે ય કલાક યંત્રની જેમ હાથ પગને હલાવ્યા જ કરવાના–ખાલી ખાલી નહિ, પણ કોઈ કોઇ વાર તો આંતરડાં ઊંચે આવી જાય એવડા બળ સાથે... [આવતે અંકે પૂરું]





ભરી લાવતા એટલે કટાણીને આજે બપોરે માળામા સ્ત્રીમંડળના પ્રમુખ જેવા, આગળ પડતા, દરેક વાતમા ભાગ લે તેવા કમળાબહેન મકાનમાલિકને ઘેર–જે બીજે રહેતા–ત્યા જઈને બે વાના કહી આવ્યા હતા. એ આકરા હતા એટલે મિજાજને પણ બોલ્યા વગર નહિ રહ્યા હોય

ટેસ્ટ એના પરિણામ રૂપ એ સમાચાર લાવ્યા હતા કે 'મકાનમાલિકની આજ્ઞા ગોવાએ આવી છે. કહે છે કે, અગવડ પડતી હોય તો ઘર ખાલી કરો. હુ આડા હાથ દેવા આવુ તો કહે ને '

આથી પુરુષોમા સળવળાટ શરૂ થયો હતો ભેગા થયેલા બધામા એ વાત તો દેખાઈ આવતી હતી કે ભાડા નિયમન પ્રમાણે કાયદાના આધારે મકાન-માલિક ઉપર ફરિયાદ કરો ભાડુ અટકાવો અને ઓછામા ઓછા ચાર કલાક પાણી ન આપે ત્યા સુધી નમતુ ન મૂકો

એક જણે કહ્યુ 'કાગળ લાવી દરેકની સહી લ્યો '

બીજો કહે સહીનો શો અર્થ છે ? આપણે મક્કમ હોવા જોઈએ એટલે બસ બાકી ' એક જણ તરફ આંગળી કરી કહ્યુ 'કેશવનાને બે વખત ભાડુ ન આપી ફરિયાદ કરેલી પણ છેવટ થાકીને નમતુ જોખેલુ.'

કેશવનાનને આથી ચાટી ગઈ અને તેણે એ બોલનાર ઉપર, કમળાબહેનના એ પતિ હતા એટલે એ રીતનો હુમલો કર્યો 'મારી વાત તો મારી પાસે, પણ ઘરધણીએ એવુ કહ્યુ હશે તેમા કમળાબહેનનુ કેટલુ સાચુ માનવુ ? એમની જીભ કેટલી લાંબી છે તે ક્યા અજાણ્યુ છે !'

કમળાબહેન ગાજી ઊઠ્યા. પરંતુ અંદરઅંદર ગુસપુસ શરૂ થઈ 'એ પણ ખરુ. કદાચ કમળા-બહેન લાંબી જીભે બોલી ગયા હોય તો મકાનમાલિકે મિજાજને કહ્યુ હોય તો એમા એનો ય શો દોષ ?'

દેડકાની પાયગરી વેરાઈ ગઈ હવે કુમેરકુંજની ટાંકી દિવસે ઊઘડતી તે રાત્રે નવ વાગે ઊઘડે છે અને બધા પહેલા કરતા વધારે જોરશોરથી પડાપડી કરે છે !

*

**મો**હનભાઈએ શહેરમા આવી નવી દુકાન કરી છે પત્ની એક મહિનાથી રહેવા આવી છે એવામા એક દર્દ આવ્યા, મોહનભાઈ તેમને દવાખાનામા લઈ ગયા ડૉક્ટરે સલાહ આપી કે દવા ઘેર લઈ જવા કરતા દવાખાનામા રહેવુ જરૂરી છે. તરત જ મોહનભાઈએ એમને વૉર્ડમા દાખલ કરાવી દીધા. એમ તો ફરતા–હરતા હતા એટલે એમની સારવારમા બીજા માણસની ખાસ જરૂર ન હતી પોતાના ઘેરથી બને વખત જમવાનુ અને ચા પહોંચાડી શકાય તેમ હતુ એટલે મુશ્કેલી પણ ન હતી

દવાખાનામા એમને દાખલ કરાવી, મોહનભાઈ બારોબાર દુકાને ગયા બપોરે જમવા આવ્યા ત્યારે પત્નીને કહ્યુ કે, દર્દી માટે દવાખાને ટિફિન પહોંચાડવાનુ છે

પત્નીને કહ્યુ: મે દવાખાનુ જોયુ નથી.'

પતિએ નકશાનો ખ્યાલ આપ્યો.

પત્ની 'હુ પૂછતી પૂછતી શોધી તો કાઢુ, પરંતુ અંદર વૉર્ડ અને ખાટલો શોધવો પણ મોટા દવા-ખાનામા મુશ્કેલ માટે તમે જમીને દુકાને જાઓ છો ત્યારે સાયકલ ઉપર એમને ટિફિન પહોંચાડી આવજો ને '

પતિને આથી હાડોહાડ અપમાન થયુ હોય તેમ એ ફાટી આંખે પત્ની સામે જોઈ ગયો.

પત્ની એનો ગુસ્સો સમજી જતા બોલી 'રોજ તમે લઈ જજો એમ મારુ કહેવુ નથી આજે કામથી પરવારી હુ દવાખાને જઈ આવીશ અને જગા જોતી આવીશ એટલે પછી હુ પહોંચાડી આવીશ.'

પતિ 'હુ ટિફિન લઈને જાઉ ? આપણા ગામના રોજ રસ્તામા સામા અથડાય છે મને ટિફિન લઈ જતો જુએ તો મારી શી કિંમત કરે ? જે એ કરવાનુ કામ કરતો જુએ એટલે એ તો એમ માને કે એનામા પાણી નહિ હોય !'

પત્ની પતિ સામે તાકી રહી. પ્રભુએ એને થોડી બુદ્ધિ આપી હતી. થોડુ ભણી પણ હતી. પતિ

# ભ્રમણા

સિદ્ધાર્થ

આસ્ટોડીના બસ સ્ટેશનેથી રોહા જવાની બસમાં જઈને હું જેવો બેઠો કે તરત એક પડછંદ-કાય આદમી આવીને મારી સામેની સીટ ઉપર બેઠો. પહેલી નજરે જોતાં જ આપણા ઉપર એ આદમીની એવી તો બિહામણી છાપ પડે કે કાચા-પોચા દિલના માણસથી તો તરત ત્યાં ને ત્યાં ફાટી પડાય.

પૂરો પાંચ હાથ લાંબો, શરીરે પણ ઠીક ઠીક ગજું કરેલો ને કોટ–પાટલૂનમાં સજ્જ થયેલો, એટલે દેખાવે તો કોઈ સદ્‌ગૃહસ્થ જેવો જ લાગે. મોંમાં હોઠને એક ખૂણે પડેલી ચિરુટમાંથી થોડી થોડી વારે ટેવાયેલ રીતે ધુમાડા નીકળે, મૂછોના થોભિયા પણ કાઠિયાવાડના કાઠી કે રબારીની યાદ આપે એવા. નેકટાઈ તો, સ્ટીમર તુતક ઉપર કોઈ લટાર મારતી સહેલાણીની પીન ભરાવ્યા વિનાની સાડી હવામાં ફરફરે, એમ એનો એક છેડો ખભે ઊડીને ફફડતો હતો. અને બીજો છેડો બે પૂંછડાના ચોટલા વાળી કોઈ છોકરીએ જાણે વ્યવસ્થિતરીતે આગળ રાખ્યો હોય એમ- છાતી ઉપર લટકતો હતો. પગમાં સોલ્જરના જેવા હોલબૂટ અને માથે નાવિકની હૅટ હતી.

શ્યામવર્ણો દેહને ઢાંકતાં ભર ઉનાળામાં પહેરેલાં ગરમ સફેદ ફલેનલનાં કપડાં, અને બપોરનાં ત્રણ વાગ્યાનો સુમાર, એટલે પરસેવાથી તો એ રેબઝેબ થઈ ગયો હતો.

મેં તો સાદું ઝીણું ધોતિયું અને મલમલની કફની પહેર્યાં હતાં એટલે મુંબઈની દરિયાઈ ગરમી મને કાંઈ બહુ જણાતી નહોતી. અને એટલે જ એના મોંમાં ચિરુટ દેખીને દેખાદેખીમાં મેં પણ ખિસ્સા-માંથી કૅવેન્ડરનું પાકીટ કાઢીને સિગારેટ સળગાવી.

બસ ઉપડવાને હજુ પાંચ મિનિટની વાર હતી; એટલે વળી નીચે ઊતરીને સામેની ભૈયાની પાનની દુકાનેથી એક પૂના–મસાલાનું પાન ખાધું અને પેલા પડછંદ આદમી વિષેના વિચારમાં થોડીવાર બસની બહાર આંટા માર્યાં કર્યા. કોઈ રોહા સુધીનું ઓળ-ખીતું હજુ સુધી દેખાયું નહોતું એટલે જરા ફિક-રમાં પણ હતો કે આ થર્ડકલાસિયા પેસેન્જરો સામે જોઈ જોઈને આ ચાર–પાંચ કલાકની કંટાળા ભરેલી બસની મુસાફરી શી રીતે વીતશે ?

હવે તો બસકન્ડક્ટર અને ડ્રાઇવર પણ સામેથી ખિલખિલાટ કરતાં આવતા દેખાયા એટલે મને લાગ્યું કે બસ તો હવે ઉપડશે. હું પણ ધોતિયાનો છેડો હાથમા ઉછાળતો ઉછાળતો બસમાં પેઠો ને જ્યાં મારી જગ્યા પર બેસવા જાઉં છું ત્યાં મારી જ જગ્યાએ મારી એક જૂની સ્ત્રી-મિત્રને બેઠેલી દીઠી. હું અંદર પેસું ત્યાં જ એ રણકી:

'અરે વનુ. તું તો અસ્સલ કાળાબજારિયો બની

---

ગ્રેજ્યુએટ હતો એટલે સ્ત્રીઓની મુક્તિની વાતો અમસ્તો અમસ્તો કર્યા કરતો હતો. પશ્ચિમમાં સ્ત્રીઓની સ્થિતિ, શક્તિ અને સ્વમાનની અનેક વાતો એણે કહી હતી.

એ બધી વાતો પત્નીના મગજમાં ઉમટી આવી. એ કંઇ બોલ્યા વગર પતિ સામે તાકી રહી. છેવટ મનની વાત મનમાં સમાવી બોલી: 'સારું, હું એ તો શોધીને આપી આવીશ.'

પતિમાં વિશેષ અહમ્ હાસ્યું, વિજયના ગર્વમાં એ આગળ બોલ્યો: 'આ વખત તો બોલતાં બોલી, પણ ફરી આવું અયોગ્ય બોલતી નહિ.'

પત્ની: 'આ અયોગ્ય હશે તેમ મેં નહિ ધારેલું.'

પતિ: 'એટલે શું તારા બાપને ઘેર પુરુષો આવું કામ કરે છે?'

પત્ની: 'જૂના રિવાજ તો તમે છોડવાનું કહો છો. કોઈ એવું કામ ન હોવું જોઈએ કે જે કરતાં પુરુષે શરમાવું જોઈએ એવા પશ્ચિમના દાખલા તમે મને આપતા એટલે...'

પતિ: 'સિદ્ધાંત તરીકે તો હું એ જ માનું છું. પણ આપણો સમાજ જંગલી છે એટલે સુધારાને કુધારો માને એટલે હું હલકો પડું ને!'





ગયો ને શું!'

'હા, પણ વિલુ; તું અહીં ક્યાંથી?'

'ક્યાંથી તે કેમ વળી! હું તો કૉલેજ અને હૉસ્ટેલ છોડયા પછી અહીં જ એક રૂમ રાખીને રહું છુ. તું તો કોઇ દહાડો હવે મળતો જ નથી! હા, પણ અત્યારે વનરાજ કોનો શિકાર કરવા જાય છે?'

'શું તું યે ખાફ્યે રાખે છે, વિલાસ! હવે તે હું કાંઈ કૉલેજિયન છું તે શિકારમાંથી ઊંચો જ ન આવું? આ થોડો સોદો પતે એમ છે એટલે આજ સવારે જ રોહાથી કૉલ આવ્યો. એક જંગલનો કૉંટ્રાકટ મળે એમ છે, એટલે સીધો ઑફિસેથી જ અહીં આવી ગયો છુ. ઘેર પણ ફોનથી કહી દેવું પડયું. કોટથી મલાડ કંઈ થોડુંક ખેતરવા પડયું છે? આજે તો મારી સુમીની તબિયત પણ બરોબર નથી, છતાં મારો ધંધો જ એવો છે. માણસને મોકલવાથી પતે એમ નથી ત્યારે જ ઘર ને ઘાટ એ ય છોડીને આજ ધોબીના કૂતરા બનવું પડયું છે ને!'

'ત્યારે તો વનરાજ! બીજાના શિકાર કરવા છોડી દઇને કોઇના શિકાર બની બેઠા છો કેમ વારુ? પણ હે વનુ! આ સુમી સાથે તેં લગ્ન કર્યાં ને મને જણાવ્યું પણ કેમ નહિ?'

'કારણ કે મારે તારી સાથે તો લગ્ન કરવાં જ નહોતાં!'

'અરે, પણ એમાં જણાવવામાં શી હરકત હતી? તારી પાસેથી તારી સુમીને છીનવી તો ન લેત ને?'

વાતચીતની શરૂઆતથી જ મને વિલુએ જરા સાંકડમોકડ કરીને જગ્યા કરી આપી દીધી હતી એટલે એની બાજુમાં હું ગોઠવાઇ ગયો હતો. બસ પણ, હું બેઠો ને તરત ઊપડી ચૂકી હતી. મુંબઈની બહાર નીકળીને હવે તો આગ્રા રોડ ઉપર આગળ વધવા લાગી હતી ઓચિંતી જ વિનામ-વિલુ-મળી ગઇ એટલે હવે સમય શી રીતે જશે એની ફિકર તો નહોતી, પણ રહી રહીને મને ધારી ધારીને મારી સામે બેઠેલા પેલા પડછંદકાય પુરુષ સામે જોતો જોઇને વિલાસથી ન રહેવાયું. એણે તો મને રોકડું પરખાવ્યું પણ ખરું:

'વનુ, હજુ યે તું તો કૉલેજિયન જેવો બાઘલો જ રહ્યો ને? આટલો બધો ગાભરો કેમ બની ગયો છે? એ તે કંઇ રાક્ષસ-બાક્ષસ છે?'

'એની અત્યારે દેખાતી સજ્જનતા તો મને કે કોઇને એને રાક્ષસ સુધી માનવાં જેટલી હદે ન લઇ જાય એ સાચું. પણ વિલુ, એને ડાકુના સ્વાંગમાં તેં જોયો હોય તો તું તો અહીં બેસવા પણ ન રોકાય.'

'એની બીકણુ તો હું કૉલેજમાં હતી ત્યારે પણ ક્યાં હતી? આપણી કૉલેજના દાદા ગણાતા પેલા શહાણેને કેવી એક ગાલ પર ચોડી દીધી'તી?—યાદ છે ને?'

'હા, એ શહાણે તો હજુ પણ કોઇવાર મળે છે ત્યારે એના એ તોફાની વર્તન માટે ખૂબ દયામણો થઇને માફી માગતો હોય એમ તારો ઉપકાર માનતો ગાલને પંપાળે છે. તેં જ એને ગુંડો બનતો અટકાવ્યો છે એમ હજુ પણ એ કોઇકવાર ગળગળો બનીને કહે છે ઘણીવાર લોકલ ગાડીમાં મને ભેગો થઇ જાય છે, એ પણ મારી બાજુનાં પરામાં-ગોરેગામ-રહે છે. મારી પાસે એક-બે વાર તો તારું સરનામું પણ માગતો હતો.'

'તે પછી તેં આપ્યું કે નહિ?'

'અરે, હું તે કંઇ ગાંડો છુ? વળી પાછો તારી પાસે આવીને કંઈ નવાજૂની કરી બેસે તો? પાછી મને તો સરનામાની ખબર પણ ક્યાં હતી? પણ જોજે વિલુ, હવે એ એવો નથી. સાવ ગરીબડો બની ગયો છે. પેલા વૉલ્કર્ટ બ્રધર્સમાં એક સામાન્ય કારકૂન તરીકે નોકરી કરે છે. એ ગ્રેજ્યુએટ થઇને એની કારકિર્દી સુધારી શકવાને બદલે સંજોગોની વિષમતાને કારણે બધું ઊલટું જ કરી બેઠો છે.'

'ત્યારે તો મારે જરૂર એને મળવું જોઇએ. એની શક્તિ આમ વેડફાય એ તો મને ન ગમે. એ ગમે તેવો હતો તો પણ માણસ તરીકે તો મને




એને માટે અપાર માન હતું. એ માનની લાગણીને કારણે જ એને બધાંની વચ્ચે ચોડી દીધેલી થપ્પડ માટે માફી માગવાનું મન મને થઇ આવેલું.'

'એની માફી માગવાનું તને મન થયું? આખા વર્ગના વિદ્યાર્થીઓ વચ્ચે તારા ચોટલાનાં બે પૂંછડામાંથી એક અડધું કાપીને જ્યારે પ્રોફેસર બહાર નીકળ્યા ત્યારે કેવો વર્ગમાં ઉછાળ્યો' તો? સારું થયું કે પ્રિન્સિપાલે એની આખી કેરિયરને ધ્યાનમાં લઇને બે મહિના માટે એને કૉલેજમાંથી કાઢી ન મૂક્યો, નહિ તો એ ગ્રેજ્યુએટ પણ ન થયો હોત ને એને કોઇ ચાલીસ રૂપિયામાં પણ ઊભો ન રાખત. અત્યારે સવાસોનાં પગારમાં ઘરનાં કેટલાં બધાં માણસોને એ નભાવે છે, ખબર છે?'

'કેટલાંક છે?'

'કૉલેજમાં હતો ત્યારે જ બે છોકરાં તો એના ગામ એની વૈરી રમાડતી હતી. ગ્રેજ્યુએટ થયો ત્યારે એના બાપા મરી ગયા એટલે એની ઘરડી મા, એની વૈરી, બે છોકરાં, બે નાની બહેનો અને એની એક ઘરડી ફોઈ એટલો કબીલો લઇને એના બાપે કરી મૂકેલા દેવાને કારણે એ પોતાના ગામથી ગોરેગામની એક નાનકડી ઘલકોડી જેવી ઓરડીમાં આવ્યો, અને આજે એ કુટુંબ પાંગરીને બે છોકરાંની જગ્યાએ બીજાં ચાર વધી ગયાં છે!—રળે છે એ બાપડો એકલો.'

'કેવા મૂરખા છીએ આપણે?' એ અંગ્રેજીમાં બોલી ઊઠી;

'હા, પણ તારી વાત તો કર! ક્યાંય ખીલે બંધાઈ કે હજી એમ જ હરાયા ઢોરની જેમ...!'

'કાલિદાસ ને શેક્સપીઅર ભણીને આવી રેઢિયાળ ઉપમાઓ જ આવડી લાગે છે!'

'મેં તો પહેલેથી જ અખાની જેમ 'ભાષાને શું વળગે ભૂર' જેવું રાખેલું એટલે આખાબોલાપણું હજુ ક્યાંથી ભૂલાય? તું તો હજુ શરમના શેરડા પાડી દેનારી નવવધૂ જેવી જ રહી! હા, પણ તું કોઇની નવવધૂ બની કે નહિ?'

અને મારી નજર પેલા આદમી તરફ પાછી ફરી. હવે તો એ નિરાંતે બસને ટેકીને નસકોરાં બોલાવતો હતો. રોડાની એ ખટારા જેવી બસના ખડખડાટમાં પણ એનાં નસકોરાં ચોખ્ખાં સંભળાતાં હતાં. મને કંઈક ટાઢક વળી. જાણે બસમાં પણ મને તો પેલી જોગેશ્વરીની ગુફામાં હું ને સુમી સાંજની વેળાએ ફરતાં હતાં ત્યાં જે ગુંડો ભેટી પડેલો અને મને ને સુમીને ખોખરાં કરીને સુમીની હાથઘડિયાળ અને મારા ખીસામાંથી બે-ત્રણ દસ-દસની નોટો ઉઠાવી ગયેલો એ હજુ આંખ આગળથી ખસતું નહોતું. ત્યારની સુમીની તબિયત લથડી હતી. એનું કરોડનું એક હાડકું ભાંગી ગયું હતું. મને ચાલવામાં પણ હજુ થોડીક ખોડ રહી ગઇ હતી. મને રહી રહીને એ જ ચહેરો એવો—ને એવો—પેલા માણસને જોઇને સામે તરવરતો હતો. ત્યાં વળી વિલુએ વાત શરૂ કરી:

'વંનુ, તેં મને જ્યારે લગ્ન માટે ઇનકાર કર્યો ત્યારે મેં પેલા બારોટ સાથે દોસ્તી બાંધેલી એ તો તને યાદ છે ને? એ બારોટ તો સાવ હલકટ નીકળ્યો. અમે લગ્નનું નક્કી પણ કરી લીધેલું. પરીક્ષા પછી જોડાવાનાં પણ હતાં. પણ ત્યાં મને પેલી પીલુ દારૂવાળાએ એક દિવસ બધી વાત કરી. બારોટ અને પીલુ નવસારીનાં જ. પીલુના બાપના કારખાનામાં જ બારોટનો બાપ નોકરી કરે. બારોટનાં લગ્ન તો એ મૅટ્રિકમાં હતો ત્યારે જ થઇ ગયેલાં એમ જ્યારે મેં પીલુ પાસેથી સાંભળ્યું ત્યારે તો મેં બારોટને વરસોવાને દરિયે લઇ જઇને એવો તો ધમકાવી નાખ્યો! પછી તો મને આખી પુરુષજાત પર નફરત આવી ગઈ. તારી સાથે હું કેવી છૂટથી રહેતી હતી! આજે મને તમારી સમગ્ર જાતિ પર ખૂબ તિરસ્કાર છે, એટલે તો મુંબઇમાં હોવા છતાં તને કે કોઇ પુરુષમિત્રને ક્યારેય હું મળતી નથી.'

'ત્યારે તો હવે હું તને અવારનવાર મળતો રહીશ!'

'પેલી સુમીને બાળવા માટે?'

'એ કંઇ તારા જેવી ટૂંકા મનની નથી!





ત્યારે તારા જેવી જોગ મળી કેમ? એટલે જ તુ મને છોડીને એકલો વર્ષો લગી ખરુ ને?'

મને તો ભાભીએ ફિકરેનો એ તુ ક્યા નથી જાણતી? ભાભીના માગાની નોકરી સુમીને મારા માટે ભાભીએ પહેલેથી નક્કી કરી રાખેલા ભાભીએ એ વિશે મને ઘણી વાર આડકતરી રીતે કહી પણ રહેતુ કે ક્યાય ફસાતા નહીં' મને પણ સુમી પહેલી નજરે જ ગમી ગયેલી દરેક રજાઓમા હુ ઘેર જતો ત્યારે સુમી ને હુ ખૂબ મળતા ભાભી પણ અમને અનુકૂળતા કરી દેતા એટલે મે અમારો એ સબધ જાહેર કર્યા વિના તારી સાથે કોલેજ-કાળની મૈત્રી ચાલુ રાખેલી. મને તો ખબર નહિ કે આપણી મૈત્રીને લગનમા પરિણામાવવાના કોડ તુ સેવતી હોઈશ નહિ તો પહેલેથી એ જાહેર ન કરી દેત? હા પણ તુ રોહા શા માટે જાય છે?' રોહાના નામે મને આવી એટલે મે વાત ટૂકાવતા પૂછ્યુ

'આ કાલે રવિવાર છે અને હમણાથી મુંબઈની બહાર નીકળી નથી ને અહીં મારી એક બેનપણી ઘણા વખતથી બોલાવ્યા કરે છે એટલે એને મળવા માટે'

'તારી બેનપણી ક્યા રહે છે?

'એના વર અહીંના ફૉરેસ્ટ સુપરિન્ટેન્ડન્ટ છે આપણી કૉલેજમા પેલી દેવયાની દાડેકર નહોતી ભણતી? એ જ' એણે એક મિત્ર મગ્દાર સાથે લગ્ન કરેલા અને બન્ને ખૂબ સાયાણી છે મુંબઈ જનાર આવે ત્યારે બેઉ મારે ત્યા અચૂક મને મળવા આવ્યા વિના રહેતા જ નથી'

'પેલા સુપરિન્ટેન્ડન્ટ સરદાર ધીનાતો નહિ?

'હા, એ જ તુ એમને ઓળખે છે?

અરે હા એ તો મારા પણ મિત્ર છે પણ એમની પત્ની એ દેવયાની દાડેકર હશે એ તો તુ કહે છે ત્યારે જ ખબર પડે છે હવે તો વાત છ દેવયાનીની!'

'તે તુ પણ એમને ત્યા જ ઉતરવાનો હોઈશ ખરુ?'

'હા તો એમની સાથે જ મારે જવા! અને વાતો કરવાની છે, એટલે બીજે ક્યા જાઉ? અને પાછા મે તો મારા મિત્ર પણ છે હવે તો એવી સગાઈ નીકળી અને તારા મિત્ર તરીકેની તો ખરી, ખરુ?'

'જો, ધીતન ને દેવયાની મને લેવા માટે પણ આવી ઊભેલા દેખાય છે' રોહાના બસ સ્ટેન્ડ ઉપર આવી પહોચતા વિનુ બોલી ઊઠી પેલો આશ્ચર્ય આદમી પણ હવે સળવળીને જાગી ગયો હતો

બસ ઊભી રહેતા જ બધો શભુમેળો થયેલો એ કઈ નવાઈભર્યું ન લાગ્યુ, પણ પેલા પડછદાય પુરુષને જ્યારે ધીનાએ હાથ પકડીને નીચે ઉતાર્યો ત્યારે મને તો મનમા ચટપટી થઈ ગઈ અહીં પણ જોગેશ્વરીની ગુફાઓનુ પુનરાવર્તન તો નહિ થવાનુ હોય ને? ત્યા જ ધીનને એ શભુમેળાના એક વધુ પાત્રની ઓળખાણ કરાવતા મને આશ્ચર્ય કર્યુ

'મિ૰ શેઠ, આ મારા વડીલ ભાઈ, બ્રિટિશ' સ્ટીમ નેવિગેશનના કપ્તાન

હુ અવાક મને એમના સામે જોઈ રહ્યો

---

## આભાર પ્રાપ્તિસ્વીકાર

**નવી આવૃત્તિઓ (નવજીવન પ્રકાશન મંદિર તરફથી)**

**૯-૧૨ ચાલણગાડી; પહેલી ચોપડી; બીજી ચોપડી; ત્રીજી ચોપડી:**

[વિદ્યાપીઠ વાચનમાળાની પહેલી ચાર ચોપડી નવુ સસ્કરણ કિંમત અનુક્રમે ત્રણ, ચાર, સાત અને દસ આના]

વિદ્યાપીઠ' વાચનમાળાની, એની આગેની કેટલીક ક્ષતિઓ જેમા દૂર કરી સારા સુધારા કરવામા આવ્યા છે એવી, નવી આવૃત્તિ

# કોલંબસ

મુસાફર

'ક્રિસ્ટોફર...ક્રિસ્ટોફર !' બાપા જુવાનને બૂમ પાડતા દેખાતા હતા; 'આજે તને ચૌદમું બેઠું. જલદી ઊઠ અને પરવાર, મને અને તારી બાને પગે લાગ, પછી આપણે દેવળમાં...'

ક્રિસ્ટોફર કોલંબસ કૂદીને પથારીમાંથી ઊભો થઇ ગયો. એની પડખે પડેલું પુસ્તક નીચે પડ્યું. બાપાએ પુસ્તક ઊંચકયું અને જરાક મોટેથી વાંચ્યું, 'માર્કો પોલો' અને પછી હસીને ઉમેર્યું, 'માર્કો ધી મીલિયન્સ ને !'

'હા, પણ...' જુવાન ગંભીર થઈને બોલ્યો, 'પણ લોકો એને ખોટા હસે છે, એણે કહ્યું તેથી ય વધારે પૂર્વ દેશોમાં સોનું છે, રૂપું છે,...નાનામોટા રાજાઓના ત્યાં દેશો છે. એ બધા સોનાના જોડા પહેરે છે, હીરા અને રત્નના ટોપા મૂકે છે, આરસના મહેલોમાં રહે છે. હાથીઓ પર સોનાની અંબાડીઓમાં ઝૂલે છે. આપણું વેપારી મહાજન પણ એ હવે માને છે, કારણ કે, જે વેપારીઓએ એ બધું આંખેઆંખ દીઠું છે, તેમણે જ કહ્યું છે.' 'હા, હા' બાપા ગંભીર દેખાવના ચળકતી આંખોવાળા પડછંદ દીકરાને દેખી રહ્યા. પાછળથી જુવાનની મા દેખાઇ અને જુવાને પ્રણામ કર્યા. ચૌદ વરસના જુવાનને માતાએ છાતી સરસો ચાંપી, કપાળમાં અને ગાલ પર ચુંબન કરી, આશિષ દીધાઃ 'દીકરો, મોટો દરિયાવીર થજે ને પૂર્વને લૂંટીને, બા, બાપ અને ભગવાનના ભંડારા ભરે એવો સૌથી સવાયો વેપારી બનજે.'

પછી એકવીસ વરસનો જુવાન કોલંબસ તૈયાર થતો હતો. બા અને બહેન એને યાદ કરી કરીને બંધાવતાં હતાં. એ એનાં પુસ્તક અને નકશા શોધીને બાંધતો હતો.

જીનોવાના ઊનના વેપારીનો જુવાન દીકરો ચાંચિયાઓના વહાણમાં લૂંટ કે વેપાર ખેડવા, દરિયા દેખવા નીકળતો હતો.

એટલે જ આજે એ વેપારીનું ઘર ગમગીન હતું. વેપારીનો દીકરો સાહસ ખેડવા, દરિયો ખૂંદવા, કોઇના બનાવેલા, કોઈ વેપારીના, કોઇના વીટાયેલા, કોઇના ખરીદાયેલા માલ લૂંટવા નીકળવાનો હતો.

પછી એની એક સફર પૂરી થઇ અને બીજી શરૂ થઇ, બીજી પૂરી થઇ અને એ ત્રીજી સફરે નીકળ્યો. દરિયો એનો દોસ્ત બન્યો હતો, આકાશ સાથે એને નિસ્બત થઇ હતી, પવનમાં તોફાન આવે તે પહેલાં એને તે ગંધાતું હતું. આજે જેને ગ્રીનલેન્ડ કહેવાય છે, ત્યાં સુધી એ પહોંચ્યો અને પાછો આવ્યો.

પાછા આવીને એણે ફરીવાર કમ્મર તાણી બાંધી. નેપલ્સના રાજાએ ટ્યુનીસ પર હલ્લો કરવા કાફલો તૈયાર કર્યો તેમાં એ ગોઠવાયો હતો અને પછી જીનોવાએ સ્પેઇન સામે કાફલો મોકલ્યો તેમાં ય એ બહાદુર બનીને ઊભો હતો.

પછી લીસ્બોન નજીક એના જહાજને એકબીજાએ ભીડાવ્યું. એનું જહાજ સળગતું હતું અને બીજું ડૂબતું હતું. એક હાથમાં હલેસું લઇને એણે પાણીમાં ઝંપલાવ્યું. એક હાથે હલેસાથી પોતાની જાતને ટેકવતો ને બીજા હાથથી તરતી રાખતો ક્રિસ્ટોફર કિનારે પહોંચ્યો.

કિનારો પોર્ટુગાલનો હતો.

એનો એ જ ઉત્સાહ, એનો એ જ સાહસનો વેગ, દરિયા ખેડવાની દોડધામ, વેપાર ને લૂંટના હડકવા... પોર્ટુગાલમાં એ બધું જોઇને એના જીવને શાતા વળી. એનાથી એ વિના જિવાય તેમ જ નહોતું. એ આસ્તેથી વસ્તીમાં પેઠો અને વસ્યો.

પોર્ટુગાલના કિનારા પર એ ચીંથરે હાલ ઊતર્યો, ત્યારે એને કોઇ ઓળખતું નહોતું. પોર્ટુગાલની વસ્તીમાં એ વસ્યો પછી લોકો એને નકશા કોતરનારા ને નકશા ચીતરનારા તરીકે ઓળખતા થયા.

એવો નકશા વેચનારો એ લીસ્બોનના એક ઘરની ઓરડીમાં રહેતો હતો અને નકશા ચીતરતો હતો, વેચતો હતો ને ગુજરાન કરતો હતો.





પછી કોલંબસના ઘરમાં દરદ પેઠું હતું, દુ:ખ પેઠું હતું. ભૂખમરો ડોકાતો હતો....એની સ્ત્રી મરવા પડી હતી. એ પોર્ટુગાલમાં જ પરણી ગયો હતો.

પછી એક દિવસ મરણ-પથારી પર પડેલી ફિલીપા, કોલંબસનો હાથ હાથમાં લઈ ભાંગ્યુતૂટ્યું બોલતી હતી, 'આજ સુધી દેવું કરીને ખાધુ...ધાર્યું 'તું કે સફર નક્કી થશે ને રાજા સાલિયાણું...આપશે પણ...' કોલંબસ ફિલીપાના કપાળ પર હાથ ફેરવતો પોતાનો દુ:ખી સંસાર દેખતો હતો.

'મારાથી જીવાવાનું નથી જ. હું મરું, કે ડીગોને લઈને ચાલી નીકળજે, નહીં તો માગણાવાળા તમને કેદખાને...' બોલતી ફિલીપાએ મરવા માટે ડોક મરડી.

મધરાત પછી મરેલી ફિલીપા પર કફન ઢાંકી, કોઈએ ધીમેથી બારણું ઉઘાડયુ. ખભે એક નાનું સરખું પોટલું લટકાવેલો આદમી એક આઠ વરસના છોકરાનાં ડૂસકાં લૂછતો, પંપાળતો કહેતો હતો, 'બેટા, ચુપચાપ ચાલ્યો આવ, આપણે માથે દુ:ખના દહાડા આવ્યા છે, આપણે ભાગી જઈએ.'

'કયાં ?' છોકરો પૂછતો હતો.

'ત્યાં...જ્યાં...' પેલા આદમીની છાતી ભરાઈ આવી

'પણ મારી બા.' છોકરાએ ચીસ પાડી.

'મરણ પામી છે. એ...એ હવે જાગશે નહિ... આપણી સાથે આવશે નહિ...આપણે...' બોલતાં એણે છોકરાને ઉંચકી લીધો. બીધેલો બાળક ચુપ થઈ ગયો.

લીસ્બોનના ઘરનાં કમાડ ઉઘાડાં જ રહી ગયાં હતાં. દીવો સળગતો જ રહ્યો હતો. અંદર મરણ સોડ તાણીને સૂતું હતુ.

૨-૨ પાછી સફર શરૂ થઈ.

'પણ ત્યાં કયાં...કંઈ આરો ?' એકથી ન રહેવાયું.

'જ્યાં આરો આવશે ત્યાં. કેવી મઝાની જમીન હશે...જમીન પર નાળિયેરીના ઝુંડ હશે...અંદરમાં સુંદર માનવો કલ્લોલતાં હશે. પક્ષીઓ માણસના જેવી ભાષા બોલતાં હશે, વનરાજિઓ મનરંજન કરતી હશે, ત્યાં અમનચમન અને આનંદ હશે...નહિ ટાઢ, નહિ તડકો...બસ ખુશનુમા ખુશનુમા ત્યાંના લોકો સોનાના ઘરમાં રહે છે, હીરા અને ઝવેરાતનાં ડગલા પહેરે છે......'

'પણ ત્યાં જઈને કોણે જોયું છે, તે ?'

'માર્કોએ.'

'એ ગોબીમાં થઈને ચીન ગયો, હિંદ ગયો.. ગોબીનું રણ ભલભલાને ગળી જાય તેવું છે પણ આ દરિયે દરિયે...'

'એ દરિયો તો મોટાં મોટાં જહાજોને ગળી જાય એવો.' પાછો પેલો સાગરનાં મોજાં પર નજર ટિંગાવી કહી રહ્યો.

'અને એનો આરો ય કયાં આવે છે! આજે એક એક કરતાં આઠ અઠવાડિયાં આ દરિયાઈ મોજાંનાં ગણતા ગુમાસ્તા પર ગબડી ગયાં.'

'અને એમ એમ કરતાં ધરતીનો છેડો આવી ગયો તો એક કરોડ જોજનની ખાઈમાં આપણે ય આ જહાજો સાથે ગર્ક થઈ જઈશું...' કોઈએ બીક પામીને કહ્યું.

'ધરતી ગોળ છે. એટલે...'

એટલે જ ગબડાય ને...અને કોણે હાથમાં લઈને દેખી જોઈ છે કે ધરતી ગોળ છે...! આપણે તો સીધા સટક પવન ને પાણીના ઘોડાઓ સાથે તણાયા જઈએ છીએ.'

'ગેલીલીઓએ કહ્યું છે કે...' કોલંબસ આગળ બોલી શકયો નહિ અને એક ક્ષિતિજમાંથી ધસ્યા આવતા પ્રચંડ મોજા તરફ મૂંજતા સૌ જોઈ રહ્યા.

'ત્યાં પાણી ખખડે છે, ત્યાં ખડક છે...નીના ને મીન્ટા તરફ સુકાન પલટાવો, નહિ તો આપણું સાન્તામેરિયા અથડાઈ પડવાનું.'

કોલંબસનું સાન્તામેરિયા માનતું નહોતું. એક તોફાની મોજા પર ચઢેલું એ ખડકો તરફ ધસતું હતું, થોડા ખલાસીઓએ હોડી છોડી. નીના અને મીન્ટા નામના એ જહાજો તરફ હોડીઓ ઊછળતી દોડતી હતી. ખાલી થયેલું સાન્તામેરિયા એક ખડક પર ચઢી ગયું હતું.




'પવનનો દરેક ઝપાટો, મોજાંનો દરેક ફટકો એને ઉછાળીને ઝીલતો હતો.

કોલંબસ એના પ્રિય જહાજને ઝબ્બે થતું જોઈ રહ્યો.

બીજા દિવસની સવારે ઊગી, ત્યારે નીના વહાણ પર સભા ભરીને કોલંબસ સૌને દરિયા જેવો ગંભીર બનીને બોલતો હતો, 'આ સૂરજ ઊગે છે, તે જુઓ... મને એ સ્વપ્નમાં આવ્યો હતો અને કહેતો હતો કે, જેવો હું ઊગું છું, તેવી જમીન આજ રાત પડતાં પહેલાં તમને સાંપડશે...'

'ને નહિ તો...?'

'તો જોયું જશે.'

એ સૌ પાછા કામે વળગ્યા. બીજા સાત સૂરજ ઊગીને આથમી ગયા, તો ય જમીનની હદ આંખ આડે ન દેખાઈ. ભૂરાં આકાશ ને ભૂરાં પાણી પર અંધારા–અજવાળાના ઓળા આ નવતર નાવિકો તરફ હસવા લાગ્યા. કોઈવાર ક્ષિતિજમાં જમીનની કિનારી દેખાઈ પડતી ને વિલોપ થઈ જતી. કોઈ વાર કાળાં વાદળાં આંખ ઠરે ત્યાં અનેક આકારો ધરીને ગેલ કરતાં, અને આ ખલાસીઓને ડરાવતાં, ચિડાવતાં આશા–નિરાશાની લપડાકો મારતાં ચાલ્યાં જતાં.

'પેલીકન!' એક જણ ઊંઘમાંથી ઝબકી ઉઠયો.

બીજાએ ઊભા થઈ જઈને કહ્યું: 'ક્યાં? કોણ?'

ત્રીજો ઊંઘમાં બબડયો: 'ત્યાં. તેસ્તો...'

નીના–જહાજમાં એકબીજા જાગવા લાગ્યાં. હજુ પેલો સ્વપ્ન જોનાર પેલીકન પક્ષીઓની પાંખોનો ફફડાટ સાંભળતો હતો... 'એ તો આપણને એમની પાંખો પર બેસાડી સોનેરી દેશમાં...પરીઓના પ્રદેશમાં લઈ જવા આવ્યાં છે.'

એની અનેક ગરમ ગરમ યાદ પછી ઓક્ટોબરની ૧૧મીએ દૂર દૂર દૃષ્ટિમાં એક દીવો ઝબકીને હોલવાઈ ગયો. કેટલાં યે મહિનાઓની ઊની આગ પર દરેકના દિલ પર મીઠાશની ફૂંક ફરી વળી, અનેક ઉચાટ પર એક અમીની જ્યોત જાણે ઝબકીને હોલવાઈ ગઈ. કોલંબસે બૂમ પાડી, દીવો, દીવો!'

અને સવાર પડતાં એ દીવાની સચ્ચાઈ સાબિત કરતી જમીનની કિનારી દૂર દૂર દેખાતી થઈ.

એક હાથમાં સ્પેઇનનો ઝંડો અને બીજામાં સોનાની મૂઠવાળી ચળકતી તલવાર લઈને કોલંબસે જે જમીન પર પહેલો પગ મૂક્યો તેનું નામ એણે 'તારક બેટ' (વૅટલીંગ) પાડ્યું.

---

## સાભાર પ્રાપ્તિસ્વીકાર

**નવી આવૃત્તિઓ** (સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી)

**૧૩ ઇન્સાન મિટા દૂંગા:** [લે. કૃષ્ણલાલ શ્રીધરાણી: બીજી આવૃત્તિ સવા રૂપિયો.]
શ્રી. કૃષ્ણલાલ શ્રીધરાણીની જેલજીવનની કથા 'ઇન્સાન મિટા દૂંગા'નું, તેમની અમેરિકા જતાં પહેલાં લખેલી આઠ વાર્તાઓ પાછળ ઉમેરીને કરવામાં આવેલું પુનર્મુદ્રણ.

**૧૪ ગામડું બોલે છે:** [લે. ચુનીલાલ મડિયા: બીજી આવૃત્તિ: દસ આના]
આપણો દેશ જેનો બનેલો છે એવાં લાખો ગામડાંના પ્રતિનિધિ કે નમૂના જેવા એક ગામડાંનું જીવનચિત્ર.

**૧૫ ઉચ્ચ જીવન:** [લે. ડૉ. હરિપ્રસાદ દેસાઈ: સાતમી આવૃત્તિ: ત્રણ આના]
ઉચ્ચ જીવન ઇચ્છુકો માટે માર્ગદર્શક નકશો દોરી આપતી સંસ્કારપ્રેરક પુસ્તિકા.

**૧૬ ધ્યાન અને જ્ઞાન:** [લે. સ્વામી માધવતીર્થ: ચોથી આવૃત્તિ: ત્રણ આના.]
આત્મસાક્ષાત્કારના સાધકોને ધ્યાનના જુદા જુદા પ્રકારોની માહિતી અને માર્ગદર્શક સૂચનાઓ આપતી એક અધિકારી સ્વામીજીએ લખેલી ઉપયોગી પુસ્તિકા.

## ભણેલી વહુ અને બીજી વાતો

[ લે. દામુભાઇ અને કુમુદ શુક્લ; પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય ત્રણ રૂપિયા ]

શ્રી દામુભાઇ શુકલ અને કુમુદબેન શુક્લની કુલ સત્તર વાર્તાઓનો આ સંગ્રહ છે. સંસ્કારી સાહિત્ય-રસિક પતિપત્નીની કૃતિઓનો એકત્ર સંગ્રહ રમણભાઇ અને વિદ્યાબેન નીલકંઠના 'હાસ્યમંદિર' પછી ઘણે વર્ષે ગુજરાતને આ પુસ્તકમાં મળે છે. નોંધપાત્ર ગણાય એવી આ હકીકતને કારણે જ નહિ, તેમાં રજૂ થયેલી સામગ્રીની ગુણવત્તાથી પણ આ પુસ્તક ઘણાનું ધ્યાન ખેંચશે.

'આપણી આજુબાજુ જે બને છે તે એટલું રહસ્યમય, ચમત્કૃતિયુક્ત હોય છે કે એને જોવાની અને એને જ સાદી આકર્ષક રીતે રજૂ કરવાની શક્તિ કોઇ લેખકમાં હોય તો એનું સાહિત્ય જરૂર અમર થઇ જાય' આ મત શ્રી. દામુભાઇની વાર્તાકલા તો નહિ પણ વાર્તા વિશેનું એમનું પ્રધાન વલણ કે મંતવ્ય રજૂ કરતી વાર્તા 'લેખકની મૂંઝવણ'ના મુખ્ય પાત્રનો જ નથી, એના સ્રષ્ટાનો પણ છે. આસપાસના જીવાતા જીવનમાંથી વાર્તાવસ્તુ ખોળી લેવાનું કામ લેખકદંપતીને અઘરું જણાયું લાગતું નથી. શ્રી. દામુભાઇએ એ બાબતમાં ઠીક વૈવિધ્ય દેખાડયું છે, અને સૌ. કુમુદબેનને તો દાંપત્ય અને સ્ત્રીના માતૃહૃદયનો સરસ વિષય મળી ગયો છે. સ્ત્રી જ સ્ત્રીના પ્રશ્નો અને સ્ત્રીનું હૈયુ વિશેષ પારખી શકે, અને તેથી એ વસ્તુનું નિરૂપણ સૌ. કુમુદબેનને હાથે થયું છે પણ સુંદર.

વાર્તાઓ બહુ વસ્તુપ્રધાન નથી. પાત્રમાનસ-દર્શન પર લેખકદંપતીનું લક્ષ વિશેષ છે, અને એ તો સારી વાત છે. વાર્તાઓને કશુંક વક્તવ્ય પણ હોય છે. કેટલીક (દા. ત. 'લેખકની મૂંઝવણ,' 'સાંભળે છે જ કોણ !' 'સપાટીની સુંદરતા,' 'સંયમની પાળ,' 'સાંબશિવ') તો વક્તવ્યપ્રધાન જ બની છે. વાર્તાકલાની બાબતમાં કહેવું જોઇએ કે વાર્તાઓનો આરંભ કરતાં અને એની સમુચિત અંત લાવતાં તેમ અંદર પ્રસંગોચિત લખાવટ ચમકાવતાં બંનેને સારું ફાવ્યું છે. આવી લખાવટે બધી વાર્તાઓને આસ્વાદ્ય બનાવી છે. વક્તવ્ય ગંભીર છે છતાં લખાવટ વિનોદી રાખીને સપાટીની સુંદરતાને તેમણે રસપ્રદ બનાવી છે. પાત્રોનાં નામ આકર્ષક ને નવાં (દા. ત. અપૂર્વ, અનીક, રાજીવલોચન, ચંદ્ર, શર્વરી, ખલી, જયશ્રી ઇ૦) રાખવાનો શ્રી દામુભાઇનો શોખ પણ ઘણાનું ધ્યાન ખેંચશે.

શ્રી. દામુભાઇની વાર્તાઓમાં, પુત્રને પોતાથી ન થવાયું તેવો બનાવવાની પિતાની ધૂનને વાર્તા-વિષય બનાવતી અને અસર ખાતર જરા ખેંચીને કરુણાન્ત બનાવાયેલી કથા 'નસીબ,' એવી જ કરુણાન્ત પાત્રપ્રધાન કૃતિ 'મોથી', અને બે રસિક 'રોમાન્ટિક' વાર્તાઓ 'એકલાંનો ઘરો' ને 'વન-વિહાર,' અને સૌ. કુમુદબેનની વાર્તાઓમાં એક ભણેલી વહુની આપદા વર્ણવતી 'ભણેલી વહુ,' વણસેલા દાંપત્યને સ્ત્રી અને પુરુષ બંનેના દૃષ્ટિબિન્દુથી ચર્ચતી અને તે માટે જ ધ્યાન ખેંચતી 'મીનળના છૂટાછેડા' ને 'બે અહમ્', અને નારીના માતૃહૃદયનું સુંદર દર્શન કરાવતી 'મિલન' અને 'માનું હૈયુ' એટલી કૃતિઓ સૌ કોઇને ગમી જાય તેવી છે. એને કારણે સંગ્રહને જે સત્કાર મળવા વકી છે તે પ્રસ્તાવનામાં લેખકદંપતીએ વિવેચકો સંબંધમાં વ્યક્ત કરેલા અસંતોષને જરૂર ઘટાડશે. પુસ્તક શ્રી. દામુભાઇ શુકલની સાહિત્યલેખનની કારકિર્દીમાં સ્પષ્ટ વિકાસ બતાવે છે.

પ્ર. મ. શ.

## આસ્તિક

[લે. સાને ગુરુજી: અનુ. જયન્ત પરમાર; પ્ર. ભારતી સાહિત્ય સંઘ લિ. અમદાવાદ-૧; ત્રણ રૂપિયા.]

મહારાષ્ટ્રના દેશભક્ત સમાજસેવક અને સાહિત્યકાર સ્વ. સાને ગુરુજીની એમને પોતાની ઉત્તમ



લાગતી નવલકથા 'આસ્તિક'નો શ્રી જયન્ત પરમારે કરેલો આ ગુજરાતી અનુવાદ છે.

એનું કથાવસ્તુ, પાત્રો અને વાતાવરણ વેદકાલીન –પૌરાણિક છે. એ રીતે કથા સાને ગુરુજીની અન્ય સામાજિક નવલકથાઓ કરતાં જુદી પડે છે. આમ છતાં એ છે એ બધી કથાઓ જેવી જ ધ્યેયલક્ષી કે ઉદ્દેશ-પ્રધાન કૃતિ, અને એનો સદેશ પણ અન્ય કથાઓ જેવો સાને-વાણીમાં આવતો ગાંધી-સંદેશ જ છે, એટલે અંતસ્તત્ત્વની દૃષ્ટિએ સાને ગુરુજીની અન્ય કથાઓ કરતાં એ જુદી નથી પણ ખરી.

કથાનું સ્વરૂપ લઘુનવલ કે લાંબી વાર્તાનું છે. નાગ અને આર્ય જાતિઓ વચ્ચેના વૈમનસ્યના વાતાવરણમાં પ્રેમ ને બંધુત્વની અને ઉદારતાની મીઠી ભાવના પ્રચારનાર આસ્તિક ઋષિની સત્પ્રવૃત્તિના વિજયની કથા એમાં વણાઈ છે. એને માટે આર્ય-કન્યા વત્સલા અને નાગકુમાર નાગાનંદનાં, અને નાગકન્યા કૃષ્ણી અને આર્ય કાર્તિકનાં, પ્રેમ અને લગ્નનું વસ્તુ એમાં ગોઠવ્યું છે. એ બે જોડાંના પ્રણયનું નિરૂપણ એની નિર્મળતાથી ખાસ ધ્યાન ખેંચે છે. ભાગવતની પરીક્ષિત કથાને અને જન-મેજયના સર્પસત્રની પૌરાણિક કથાને પણ નાગો અને આર્યો વચ્ચેના વેર અને તેના શમનની વાત લાવવા માટે અંદર વણવામાં આવી છે. એનું નિરૂપણ જે આજની એટલે નવી દૃષ્ટિથી કરવામાં આવેલું છે તે મતભેદનો વિષય કદાચ બને, પણ કર્તાનો ઉદ્દેશ તો એથી સર્યો છે. જનમેજયનો નાગ-દ્વેષ, એની સામે નાગાનંદ વત્સલાનો આસ્તિકના પ્રેમ-સંદેશનો સુંદર પ્રચાર, જનમેજયના લશ્કરની સામે વત્સલાએ સત્યધર્મ માટે ઊભી કરેલી સ્ત્રીઓની શાંતિસેના, શિષ્ય સમુદાય સાથે આસ્તિકની જનમે-જયના નાગ-સત્રમાં હોમાવા કૂચ અને આસ્તિકના ઉપદેશથી જનમેજયનું થયેલું હૃદયપરિવર્તન આ બધી બાબતો ગાંધીયુગના લેખકનું નિરૂપણ છે એ વગર કહે સમજાઈ જાય તેવું છે.

કથામાંનો આસ્તિક ઋષિનો જનમેજયને કરાયેલો ઉપદેશ ફરી ફરીને વાંચવો ગમે તેવો છે. નાગાનંદની વાંસળીમાંથી નિર્ઝરી વાતાવરણને ભરી દેતો સંદેશો પણ એ જ ભાવનાનો છે. પ્રેમ, ઉદારતા, અવૈર, બંધુત્વ ને ઐક્યનો એ સત્સંદેશ આ કૃતિનો સંદેશ છે અને તેના કર્તાનો સદેશ છે. આપણે જાણીએ છીએ તેમ સાનેસંદેશ એ ગાંધી સંદેશ છે. આસ્તિક ઋષિ જેવા ગાંધીજીનો આ પ્રેમ ને બંધુત્વનો સંદેશ કલાકાર નાગાનંદ બની સાહિત્યની વાંસળી દ્વારા સાને ગુરુજીએ જેમ તેમની બધી કથાઓમાં તેમ અહીં, ને અહીં તો વિશેષ પ્રમાણમાં, ફેલાવ્યો છે.

વક્તવ્ય જ મુખ્ય હોવાથી સાને ગુરુજીએ સ્વાભાવિકતાની પરવા કર્યા વિના લગભગ બધાં જ નાનામોટાં પાત્રોનાં મોંમાંથી તેમના અરસપરસ થતા સંવાદોમાં સુબોધક વિચારો ડગલે ને પગલે નીકળતા બતાવ્યા છે. આખી કથા આથી સુબોધક વાક્યાવલિથી સભર બની છે. એક શુચિ માંગલ્યની મહેકથી આખી કથા મહેકે છે. એનું વાચન વાચક-ને પવિત્ર કરતું અંતઃસ્નાન કરાવશે. નોંધપાત્ર તો એ છે કે કથા ઉદ્દેશપ્રધાન છે છતાં વાર્તાકલાનું દર્શન એમાં નથી થતું એમ નથી, તેમ વાર્તાકલાથી વિભૂષિત સાહિત્યકૃતિ આપી શકે તે સાહિત્યાનંદ પણ એ નથી આપતી એમ નથી. પેલી બે જોડાંની પ્રણયકથા તેમ જનમેજયની કથા વાર્તારસ સારો પીરસે છે. ટૂંકાં ટૂંકાં વાક્યો વાળી સાનેજીની સાત્ત્વિક મનોહર ગદ્યશૈલી પણ કથાનું એક આકર્ષણ ગણાવું ઘટે. આ કથાનું આ કારણે ગુજરાતે હર્ષભર્યું સ્વાગત કરવું ઉચિત છે.

અનુવાદ સારો થયો છે એમ કહેવું જોઈએ, પણ એમાં ભાષામાં અનુસ્વારની ભૂલો ઘણી રહી ગઈ છે. અને બીજું: પરીક્ષિતને બોધ આપનાર જુવાન ઋષિને શુકદેવને બદલે શુક્રાચાર્ય કહ્યા છે એ ભૂલ સાને ગુરુજીની ન હોય અને અનુવાદકની હોય તો એ પણ બીજી આવૃત્તિ વેળા સુધારવાની જરૂર છે.

**પુનર્જન્મ**

[લે. સાને ગુરુજી; અનુ. જયન્ત પરમાર; પ્ર. ભારતી સાહિત્ય સંઘ–અમદાવાદ; ત્રણ રૂપિયા.]





આ પણ સ્વ. સાને ગુરુજીની એ જ અનુવાદકે ગુજરાતીમા ઉતારેલી એક સામાજિક ઉદ્દેશ-પ્રધાન કથા છે. ગોવિંદરાવના સ્ખલનમાંથી તેના પુનર્જન્મની તેમ જ લોકસેવક મનોહર અને તારાના થોડા સમયના પરસ્પર પ્રત્યેના આકર્ષણના વિચાર-સ્ખલનમાથી તેમના પણ પુનર્જન્મની આ કથામાં શીલ, સંયમ અને નીતિનો બોધ છે અને ગાંધીજીની છાપવાળી સ્વદેશભક્તિ અને જનસેવાનો સંદેશ છે. સ્વદેશસેવાની ભાવના સાને ગુરુજીની પ્રિય ભાવના છે. એ ભગવાન મેળવવા હિમાલય ચાલ્યા ગયેલા નારાયણ જોડે દેશસેવક મનોહરને ચતા બારમા પ્રકરણમાંનો સંવાદ પણ બતાવી આપશે. ત્રીસના સત્યાગ્રહ લડતના વાતાવરણનો કથામા આ હેતુથી તેમણે ઉપયોગ કર્યો છે

**મનુબાપા**

[લિ. સાને ગુરુજી; પ્ર. ભારતી સાહિત્ય સંઘ લિ. અમદાવાદ–૧; દોઢ રૂપિયો]

ગઈ સદીની મશહૂર અંગ્રેજ કથાલેખિકા 'જ્યોર્જ ઇલિયટ'ની 'સિલાસ માર્નર' નામની કથાનું આ ટૂંકાવેલું રૂપાન્તર શુદ્ધ ગુજરાતીમાં સુશીલાબેન દેશપાંડેએ કરેલું છે. ખોટા આળને લીધે જન્મભૂમિથી દૂર જઈ વસેલા મનુબાપાના ધ્યેયશૂન્ય ને એકાકી જીવનમાં અનાથ બાળકી સોનીને ઉછેરવાનું આવી મળતા, સોનામહોરો એકઠી કરવા કરતા સોનીને ઉછેરવાનું તેને કેમ વધુ મૂલ્યવાન લાગ્યું અને તેનું જીવન કેવું રસમય, પ્રેમમય અને હેતુયુક્ત બન્યું એની સુબોધક કથા સાવ સરળ લખાવટમાં એમાં રજૂ થઈ છે. પુસ્તક વાર્તાનો આનંદ આપવા ઉપરાત માનવતાનો મધુર સંદેશો પણ સંભળાવી જાય છે. એમ ન હોત તો સાને ગુરુજી એને હાથ જ શાના અડાડત?

**માટીના પગ**

[લિ. ગુણવંતરાય આચાર્ય; પ્ર. ગૂર્જર ગ્રંથ-રત્ન કાર્યાલય, અમદાવાદ–ત્રણ રૂપિયા.]

પહેલા પ્રકરણથી ગામડાની કથા બનશે એવી આશા આપી તેને ખોટી પાડી મુંબઈની જ કથા બની જતી આ કૃતિ જાણીના વાર્તાકાર શ્રી. ગુણવંતરાય આચાર્યની એક સાધારણસારી સામાજિક નવલકથા છે. જેતલસરનાં યુવકયુવતી રામલાલ અને વનલીલાની મુંબઈ ખાતેનું અપ્રણય અને મેળ વગરનું લગ્નજીવન એનો વિષય છે. અકસ્માત શ્રીમંત બનેલા રામલાલને તેજસ્વી વનલીલા પિતાના કરજને ખાતર પરણે તો છે, એના પૈસાનો ઉપભોગ પણ કરે છે, પણ એને ચાહતી નથી. બંનેના અહંની અથડામણ તેમના દાંપત્યને કલુષિત કરે છે. એ અતૃપ્તિમાંથી બંનેને ઉગારો મળે છે ગરીબોની સેવામાં. પણ એમાંથી જ વાત વિચ્છેદ સુધી પહોંચી જાય છે. પણ આખરે મેળ સ્થપાવાની આગાહી આપી કથા પૂરી થાય છે. બંનેનુ વર્તન, તેમાંય રામલાલનું શ્રીમંતને સેવાભાવી વૈદરાજ તરીકેનું વર્ણન, સ્વાભાવિકતાની પ્રતીતિ ન કરાવતા નાટકિયુ લાગે એવું છે. નવા યુગનો શ્રીમંત જુવાન અને ભણેલી યુવતી આવાં જ હોય એમ તો લેખકને નથી બતાવવું? એ બેને મુકાબલે જૂની પેઢીનાં જાદવજી મહારાજ, તેમની પત્ની ને તેમનાં પુત્ર જમુનું આલેખન સારું અને છાપ પાડે એવું છે, તેથી એમ તર્ક કરવાનું મન થાય, જોકે લેખકે એવાં સૂચન કે બોધ કથામાંથી તારવવાની વાચકોને ના પાડી છે.

**કંચન અને કામિની**

[લિ. 'જયભિખ્ખુ;' પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય: અમદાવાદ; ત્રણ રૂપિયા]

'જયભિખ્ખુ'નું આ નવું પુસ્તક નારીજીવનને વાર્તાવિષય બનાવતી પંદર વાર્તાઓનો સંગ્રહ છે. સ્ત્રીજાતની વિટંબણાઓ અને કારુણ્યનું આલેખન સંગ્રહની ઘણી વાર્તાઓમાં થયું છે. ઘણી વાર કંચન અને સામાજિક રૂઢિઓ ને પ્રણાલિકાઓ તથા કોઈવાર માનવીની ક્ષુદ્રતાને વેરવૃત્તિ સ્ત્રીના જીવનને કેવું કરુણ અને અપમાનિત કરી મૂકે છે એનું નિરૂપણ લેખકે ઘણી વાર્તાઓમાં સારું કર્યું છે. 'સોનાની મરઘી,' 'સાંકળી કૂઇમાં' અને 'ચૌદશિયો' જેવી




વાર્તાઓમાં વ્યક્ત થતું 'જયભિખ્ખુ'નું સમાજદર્શન પ્રશંસા મેળવે એવું છે. એમનું વલણ માનવતા પ્રેમી અને સ્ત્રીબાંધવ સુધારકનું છે. એ કારણે વાર્તાઓ ઉદ્દેશલક્ષી બની છે. એમ છતાં વાર્તાકલાને ક્ષીણપ આવી નથી. 'જયભિખ્ખુ'ની ભાષામાં વેગ અને ભભક સારાં છે (ઔચિત્ય એટલા જ પ્રમાણમાં હોત તો કેવું સારું થાત!), તેમ જ થોડું કવિત્વ પણ છે. એટલે વાર્તાઓ એના વાંચનારાઓને ખેંચી રાખે તેવી બની છે.

**દૃષ્ટાંતકથાઓ**

[લે. નાનાભાઈ ભટ્ટ; ગ્રામદક્ષિણામૂર્તિ પ્રકાશન. ભારતી સાહિત્ય સંઘ લિ.—અમદાવાદ; સવા રૂપિયો]

શ્રી. નાનાભાઈ ભટ્ટે તેમના એક વખતના સદ્ગુરુ શ્રી. નથુરામ શર્માની પોતાના કથા પ્રવચનોમાં દૃષ્ટાંતવાર્તાઓ લાવવાની રીત પોતાની ભાગવતની સપ્તાહ વેળા અજમાવતાં જે વાર્તાઓનો ઉપયોગ કર્યો છે તેનો આ સંગ્રહ છે. બધી કથાઓ ધર્મબોધક કે નીતિબોધક નથી, કેટલીક મનોરંજક અને વ્યવહારબોધક જ છે. બધી મૌલિક પણ નથી, કેટલીક લોકોમાં ચાલી આવેલી જાણીતી છે. જેમને એ સંભળાવાયેલી તે ગ્રામીણ સમાજે એ માણી હશે તેટલી કદાચ આજનો ભણેલો વર્ગ એ માણી નહિ શકે એવો ભય રહે છે. ગામડાના લોકો શ્રોતાઓ હોવાથી નાનાભાઈએ આમાં સૌરાષ્ટ્રની તળપદી વાણીનો તેમ વાર્તાની વિશિષ્ટ કહેણીનો ઉપયોગ કર્યો છે 'ધનાની દક્ષિણા'ના અંતમાં શેઠાણીના પાત્રને જે રીતે ચમકાવ્યું છે તેવી કરામતથી નાનાભાઈ આપણી તાળીઓ પણ મેળવે એમ છે. એનું પુસ્તક પ્રગટ કરતાં તેમણે કથાઓની ભાષાને શિષ્ટ બનાવી લાગે છે. ૧૭ મી કથામાંનો 'વીથિકા' શબ્દ આંબલાના શ્રોતાઓ આગળ ઉચ્ચારવાની ભૂલ તેઓ ન જ કરે. એ જ કથામાંના લોકકથાના વાતાવરણમાં આજના શહેરી પાત્રનામો પણ બહુ ભળતાં નથી.

**શાલિની**

[લે. ડાહ્યાભાઈ પટેલ; પ્ર. ભારતી સાહિત્ય સંઘ લિ. અમદાવાદ; સાડાત્રણ રૂપિયા.]

આફ્રિકામાં વસતા બેરિસ્ટર ડાહ્યાભાઈ પટેલે લખેલી સત્તર સુવાચ્ય અને આસ્વાદ્ય વાર્તાઓ પ્રથમ વાર જ આ પુસ્તકરૂપે પ્રસિદ્ધ થાય છે. લેખક પાસે માહિતીભંડોળ અને અનુભવસમૃદ્ધિ તેમ સાહિત્યરસ, સર્જકતા અને લેખિનીકૌશલ સારાં છે. ગુજરાતથી દૂરદૂર રહેવા છતાં આ બધાંએ તેમને વાર્તાકાર બનાવ્યા છે. ઘણી વાર્તાઓનાં સ્થળ ને પાત્રો યુરોપ-આફ્રિકાનાં છે. એ બે ખંડના પ્રવાસ દરમ્યાન કર્તાએ જોયેલી, જાણેલી ને સાંભળેલી ઘટનાઓ પરથી એ લખાયેલી છે તેથી એમ બન્યું છે. આથી ગુજરાતી વાર્તાને નવાં પાત્રો ને નવો પ્રદેશ મળ્યા છે.

વાર્તાઓમાં ઘણીનો મુખ્ય વિષય શુદ્ધ અને પ્રબળ પ્રેમનો છે. 'એડલવીસ,' 'બલિષ્ઠ ને ગહન પ્રેમ,' 'સતી' 'અદ્દ્ભુત પ્રેયસી' અને 'શાલિની'આનાં ઉદાહરણો છે. 'શાલિની'માં અંધને 'એડેલવીસ'માં અપંગને અને 'અદ્ભુત પ્રેયસી'માં નિત્યરોગીને તે વાર્તાઓની નાયિકાઓ જે ઊંડા નિર્મળ પ્રેમથી ચાહે છે તેનું આલેખન સુંદર છે. 'તૂટેલા તાર' અને 'સતી'માં પણ એવા જ વિશુદ્ધ પ્રેમનું નિરૂપણ છે. કર્તાનો બીજો પ્રિય વિષય માનવતાનો છે. 'માનવતા' અને 'સંસ્કૃતિ ખાતર' એ બતાવે છે. કર્તાએ પોતાના પાટીદાર સમાજનાં વહુને બાળી નાખવાના કિસ્સાને પણ એની સામે નાયકના પુણ્યપ્રકોપમાં પોતાનો પ્રકોપ સૂચવીને 'સ્થિતપ્રજ્ઞ'માં વાર્તારૂપ આપ્યું છે. 'દ્વૈપ'માં નારીમાનસનું નિરૂપણ તેમણે સારું કર્યું છે.

'નટરાજ,' 'સતી,' 'તૂટેલા તાર,' 'અદ્ભુત પ્રેયસી' 'પ્રિયાની ગોદે,' 'મહોબ્બત' આદિ વાર્તાઓ 'ધૂમકેતુ'ની વાર્તાઓની શૈલીની છે. તે પરથી કદાચ એમ માનવાનું મન થાય કે ગુજરાતી વાર્તાકારોમાં કર્તા ઉપર 'ધૂમકેતુ'ની અસર હશે. બધી વાર્તાઓ રસપ્રદ અને સુવાચ્ય છે. પહેલે જ પ્રયત્ને આવું આપી શકનાર લેખક ધન્યવાદને પાત્ર છે. તેઓ પોતાની લેખનપ્રવૃત્તિ ચાલુ રાખે એમ ઇચ્છીશું.

**કોઈને કહેશો નહિ**

(લે. રંભાબહેન ગાંધી; પ્ર. સસ્તું સાહિત્યવર્ધક





કાર્યાલય અમદાવાદ; સવા રૂપિયો.)

રેડિયો પર ભજવવા માટે શ્રી. રંભાબહેન ગાંધીએ લખેલી નવ નાટિકાઓનો આ આવકારપાત્ર સંગ્રહ છે. હળવો વિનોદરસ બધી નાટિકાઓનું એક ગમી જાય એવું લક્ષણ છે લેખિકા ઘણું કરીને પહેલી વાર પ્રસિદ્ધિમાં આવતાં સન્નારી છે. છતાં તેમની સિદ્ધિ ધ્યાન ખેંચે તેવી છે. એમને વિષય ખોળતા આવડે છે અને તેની મજેદાર સુવાચ્ય નાટિકાઓ બનાવતા ય આવડે છે. નાટિકાઓમાં રોજના સંસારમાંથી ઉપાડેલાં પ્રસંગો અને માનવ નમૂનાઓ રજૂ થયા છે. આપણું નિત્યપરિચિત સામાન્ય મધ્યમવર્ગનું કુટુંબજીવન નાટિકાઓ માટે આટલું વસ્તુ આપી શકે એની ખબર આ પુસ્તક વાંચીને જ ઘણાને પડશે. લખનાર સ્ત્રી હોવાથી સ્ત્રીનું માનસચિત્રણ એમને વિશિષ્ટ રીતે ફાવ્યું છે. નાટિકાઓમાં સ્ત્રીઓને લગતા પ્રશ્નો પણ એથી જ વિશેષ વણાયા છે. બધી નાટિકાઓ મનોરંજક હોવા ઉપરાંત સંસાર સુધારે એવી બોધક પણ છે. લેખિકાનું સંવાદકૌશલ પ્રશસ્ય છે. 'તારે શું તો...' જેવા બૈરક બોલીના લ્હેકાદાર પ્રયોગો એમાં નોંધપાત્ર છે. જેમ નોંધપાત્ર છે એમાં ક્યારેક દેખાઇ આવતી સૌરાષ્ટ્રીય ભાષાની છાંટ. પહેલે જ પ્રયત્ને આવું લખવા માટે લેખિકાને અભિનંદન આપવાં જોઇએ.

**ભાઇના પત્રો :**

[લિ. રામનાથ 'સુમન'; પ્ર. ભારતી સાહિત્ય સંઘ લિ.–અમદાવાદ; વિક્રેતા, જીવન સાહિત્ય મંદિર, અમદાવાદ–૧; સાડાચાર રૂપિયા]

હિંદી લેખક શ્રી. રામનાથ 'સુમન'ના છટાદાર ભાષામાં લખાયેલા અભ્યાસપૂર્ણ પુસ્તકનો શ્રી. દીનાનાથ મહેતાએ કરેલો આ ગુજરાતી અનુવાદ છે. પોતાની બહેનને ભાઇબીજની ભેટ આપવા માટે મૂળ-કર્તાએ લખેલા આ પુસ્તકનો વિષય નારીહિતશિક્ષાનો છે. ભારતના અભ્યુદય માટે જરૂરી એવા સ્ત્રીસમાજનો ઉત્કર્ષ દૃષ્ટિ સમક્ષ રાખીને દેશમાં નીરોગી અને જ્ઞાનસંસ્કાર સંપન્ન સુકન્યાઓ, સ્નેહમૂર્તિ, સુશીલ, પતિપરાયણ કુળવધૂઓ અને ત્યાગમૂર્તિ વત્સલ માતાઓની સંખ્યા વધે એવો પથ્યબોધ પુસ્તકમાં નારીસમાજને આપવામાં આવ્યો છે. કન્યા, નારી અને જનની એ ત્રણ ખંડમાં સ્ત્રીની એ ત્રણે અવસ્થાનો ઉત્તમ આદર્શ રજૂ કરવામાં આવ્યો છે. એ આદર્શ ભારતીય સંસ્કૃતિએ ઊભો કરેલો આદર્શ છે, પણ એ કંઇ દોષ નથી. તેમના ગૃહિણીધર્મને, પરિણીત જીવનને અને માતૃત્વને શોભાવવાની પ્રેરણા તથા તેને માટે વ્યવહારુ સૂચનાઓ આપતું આ પુસ્તક આપણા સ્ત્રીસમાજે વાંચવા-વિચારવા જેવું છે. અનુવાદની ભાષામાં ક્યાંક ક્યાંક દોષ નજરે પડે છે.

**ઉદ્‌ગાર :**

[લિ. શાંતિલાલ ઠાકર; પ્ર. ગુજરાત ટાઇમ્સ, નડિયાદ; બાર આના]

શ્રી. શાંતિલાલ ઠાકર સંસ્કૃત સાહિત્ય, વેદાંત ને યોગ શાસ્ત્રોના અભ્યાસી અને ગુજરાતીના એક સારા ગદ્યલેખક છે. 'ગીતાંજલિ'નાં કાવ્યોના જેવી શૈલીમાં એમણે લખેલી રસાત્મક ગદ્યકંડિકાઓનો આ સંગ્રહ છે. એમાં કેટલીકમાં પ્રસંગકથન છે, કેટલીકમાં સુવિચાર છે અને કેટલીકમાં ઊર્મિકાવ્યનાં તત્ત્વો છે. કર્તાની રસિકતા, સંવેદન, ચિંતનશીલતા અને ગદ્યછટાનો સારી છાપ પાડે એવો પરિચય એ કરાવશે.

**નડિયાદનો ઇતિહાસ :**

[લિ. શાંતિલાલ ઠાકર; પ્ર. ભક્તિમાર્ગ કાર્યાલય, અમદાવાદ; અઢી રૂપિયા]

નડિયાદનાં ઇતિહાસ ભૂગોળ, ત્યાંની કેળવણીની ને ઇતર સંસ્કારસંસ્થાઓ અને સાહિત્ય તેમ ઇતર ક્ષેત્રોમાં ઝળકેલી ત્યાંની અગ્રણી વ્યક્તિઓ વિશે શ્રમ લઇ શ્રી. ઠાકરે કરેલો માહિતીસંચય આ પુસ્તકમાં રજૂ થયો છે. સંતરામ મહારાજ અને તેમના અનુગામીઓ, તથા નડિયાદના પ્રસિદ્ધ સાહિત્યસેવકો વિશેનાં પ્રકરણો પુસ્તકનું મૂલ્ય વધારે છે.

# પંચાજીરી

## વિનોદલક્ષી કૃતિઓ



રમણલાલ છોટાલાલ મહેતા



ભારતી સાહિત્ય સંઘ લિ.: અમદાવાદ-૧





'ઊર્મિ' : વર્ષ ૨૧ : : 'નવરચના' વર્ષ ૧૬

અંક ૩જો : જૂન ૧૯૫૧

સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

: ક્રમ :

| | | |
|---|---|---|
| આજન્મ લડવૈયો, તેજસ્વી લેખક અને સર્વગામી પત્રકાર સ્વર્ગસ્થ નિરંજન વર્મા | | ૫ |
| સર્વોદય કે સામ્યવાદ ? | વસુબન્ધુ | ૭ |
| એ ના એ ! | ધૂમકેતુ | ૧૫ |
| ૧૭૭૧ નંબરનો કેદી | સિદ્ધાર્થ | ૧૭ |
| 'દીવાને અજવાળે સૂરજ...' | પન્નાલાલ પટેલ | ૨૦ |
| ગવતરીની વહારે | કલ્પના | ૨૪ |
| હિમ્મતવાન કુકર | પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઇ | ૩૪ |
| પદ્મરેણુ | ધૂમકેતુ | ૩૭ |
| માશા | શિવશંકર પ્રા. શુક્લ | ૪૦ |
| લોહીની સગાઇ | ઇશ્વર પેટલીકર | ૪૧ |
| ગીતાંજલિ | | ૪૮ |
| વૈશાખી બપોર | જયન્ત પરમાર | ૪૯ |
| નૅધરલૅન્ડઝમાં જનહિત કાર્ય | મોહનલાલ વ્યાસ | ૫૦ |
| ધરમનાં ભાઇબેન ! | શશી શહાણે | ૫૪ |
| કડી | પ્રવાસ | ૫૫ |
| બીબીનો મકબરો | જયન્ત પરમાર | ૫૬ |
| ઉત્તમ પાંખ... | શાંતિલાલ બી શાહ | ૫૭ |
| મારી સફર [૭] | જીવરામ જોષી | ૫૮ |

: વાર્ષિક લવાજમ :

દેશમાં : રૂપિયા સાડાસાત : : વિદેશમાં શિલીંગ પંદર

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ ૧

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિ. વતી ઈશ્વરલાલ મો. દવે : ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો અમદાવાદ ૧

મુદ્રક : ચુનીલાલ માણેકચંદ રવાણી : શિષ્ટ સાહિત્ય મુદ્રણાલય : મોટા આંકડિયા.




આજન્મ લડવૈયા, તેજસ્વી લેખક અને સર્વગામી પત્રકાર

સ્વર્ગસ્થ નિરંજન વર્મા

**અવસાન તા ૬-૫-૫૧**

૩૨ વર્ષની ટૂંકી છતાં તેજસ્વી જિંદગીનાં એકધારાં ઝળકદાર ૧૮ વર્ષ એનાં યુદ્ધ ખેલવામાં જ ગયાં.

આજન્મ લડવૈયો, તેજસ્વી લેખક અને સર્વગામી પત્રકાર

—સ્વર્ગસ્થ—

# નિરંજન વર્મા

૩૨ વર્ષની ટૂંકી છતાં તેજસ્વી જિંદગીનાં એકધારા ચમકદાર ૧૮ વર્ષ એના યુદ્ધ ખેલવામાં જ ગયાં. હજી તો મૂછનો દોરો દેખાતો ન હતો એવી ૧૪ વર્ષની કિશોર વયે એણે સત્યાગ્રહના વળતાં પાણીની ઓટમાં ૧૯૩૨માં ઝંપલાવ્યું.

ત્યાર બાદ બરાબર ૯ વર્ષ સુધી સૌરાષ્ટ્રની નાની–મોટી લડતોમાં, નાના–મોટા રચના કાર્યોમાં અને ત્રણેક વર્ષ સાપ્તાહિક 'ફૂલછાબ'માં આ બહુ-મુખી પ્રતિભાસંપન્ન યુવાને ગાળ્યાં.

૧૯૪૨ ના વર્ષે ભારતનો જુદો જ રંગ જોયો. રક્તરંગી ક્રાંતિના એ દિવસો હતા. છતાં ગાંધીજીથી પ્રભાન્વિત થયેલા જુવાનો દુશ્મનો સાથે ઝિંદાદિલીથી ખેલ્યા. નિરંજન વર્મા—સૌરાષ્ટ્રની ભાંગફોડ પ્રવૃત્તિના આગેવાન સંચાલકે અદીઠ અને અણકલ્પી એવી પ્રવૃત્તિમાં પડતું મેલ્યું. એ કાવતરાંની કડીઓ કાઠિયાવાડથી ગુજરાત અને ગુજરાતથી મુંબઇ સુધીના અને દૂર દૂરના ક્રાંતિકારીઓ સાથે જોડાયેલી રહેતી.

ક્રાંતિકારી યુદ્ધનું માનસ કેળવવાનું, અને ભાંગફોડ અને દુશ્મનોને ભૂલથાપ આપીને જેર કરવાની કળા નવી જ વિકસાવવાની.

અવિરત પુરુષાર્થ અને અડગ નિરધાર વચ્ચે ગોળના દડાની જેમ ઘૂમતા આ આજન્મ ક્રાંતિકારે અતિ પરિશ્રમને કારણે પ્લુરસીનું દરદ વહોરી લીધું. અને ૧૯૪૩થી એમનો જીવનસંગ્રામ ત્રિવિધ મોરચે મંડાયો.

૧૯૪૫ સુધી તો પોલીસોના પીછામાંથી ભાગતા જવાનું અને પ્રવૃત્તિઓ ચલાવ્યે જવાની, વિસ્તરતા ને વધતા રોગનો સામનો કર્યે જવાનો અને એ જ અરસામાં હાથમાં કલમ ઉપાડીને અસ્ખલિત ધારે લખતા જઇને છુપા નામે સાહિત્ય પ્રકાશન કર્યું.

પ્લુરસી ક્ષયમાં પલટાઇ ગયેલી. રોગે ગંભીર સ્વરૂપ ધારણ કર્યું. અનેક નવા રોગોને આવકાર આપ્યું અને સંપૂર્ણ સારવાર માટે ૧૯૪૭ ની આખરમાં મદ્રાસ પ્રાંતના ચિત્તુર જિલ્લામાં આવેલ એક ડુંગરાળ સેનેટોરિયમમાં જઇ રહ્યા.

યુદ્ધ જીવનની અંતિમ પળો સુધી ચાલુ જ રહ્યું. યાતનાએ એમાં વધારો કર્યો. અને છેવટ ચૈત્ર વદ અમાસના દિને જીવનભરનો એ અણનમ યોદ્ધો દક્ષિણની એ ડુંગરમાળની ગાળીઓમાં આખરી વિસામો લઇ રહ્યો.

*

'સત્યની શ્રદ્ધાથી એ જીવ્યા અને એ જ શ્રદ્ધા સાથે મૃત્યુ પામ્યા.'

ડૉ. જેસુદાસન
આસી. સુપ્રી. આરોગ્યવરમ્

'જ્યારે મારા માણસોની આ જગતમાં ખોટ પડી રહી છે ત્યારે આવા પ્રતિભાવંત જુવાનના જવાથી દેશને ન પુરાય તેવી ખોટ પડી છે. એમને અમે જીવાડી શક્યા હોત તો આરોગ્યવરમ્ માટે એ ગૌરવરૂપ બનત. સેનેટોરિયમમાં એમણે નવજીવન પેદા કર્યું છે. પણ એમની અપ્રતિમ શક્તિ બધી આ ડુંગરની દીવાલો વચ્ચે જ ઝળકી રહી. જગત એ જોવા ન પામ્યું. પણ અહીં તો એ અનેકોને પ્રેરણા પાઇને જીવનનો આદર્શ ઊભો કરતા ગયા છે.

ડૉક્ટર મૂલર
એક્ટીંગ સુપ્રી. આરોગ્યવરમ્

આવતા મહિનાનો 'ઊર્મિ–નવરચના'નો અંક ખાસ અંક 'સ્વ. નિરંજન વર્મા' સ્મૃતિઅંક તરીકે પ્રગટ થશે.

# સર્વોદય કે સામ્યવાદ ?

વસુબન્ધુ

## પ્રકરણ ૧૩મું

### યાંત્રિક ક્રાન્તિ

'Rule Britanias Britania rules The waves Britons never shall be slaves"

આજે આપણા દેશમાં ઘણો મોટો દેશપ્રેમી વર્ગ છે, જે પ્રામાણિક રીતે એમ માને છે કે આપણા બધા દુઃખોનું મૂળ દુષ્ટ અંગ્રેજો છે. આપણા ઇતિહાસમાં અંગ્રેજોએ ઘણો જ મહત્વનો ભાગ ભજવ્યો છે. તેઓ નહોતા દેવો કે નહોતા રાક્ષસો. તેઓ માણસો હતા. આ પ્રકરણનો ઉદ્દેશ માનવ રાજકર્તાઓ તરીકેની એમની સિદ્ધિઓ તપાસવાનો છે.

હનુમાનજી જેમ જન્મતાં જ સૂર્યને પકડવા ઉડ્યા, તેમ ઇસ્લામી સંસ્કૃતિએ જન્મતાં જ વિશ્વ-સંસ્કૃતિ થવાના પોતાના પુરુષાર્થનો પ્રારંભ કરી દીધો, એના પહેલા અરબ મોજાએ સ્પેનથી સિંધ સુધીનો મુલક એક સદીમાં જ સર કરી દીધો. એ મોજાને યુરોપમાં શાર્લમેને અને હિંદમાં મીહીરભોજે ખાળ્યું. ત્યાર પછી અરબોની પ્રાણશક્તિ ઘટવા માંડી અને ક્રમશઃ ઇસ્લામની આગેવાની સંસ્કારી અરબોના હાથમાંથી ઝનૂની તુર્કોના હાથમાં ગઈ. ત્યારપછીના જગતના ત્રણ સદીના ઇતિહાસમાં એટલે કે તેરમી, ચૌદમી અને પંદરમી સદીના ઇતિહાસમાં ઇસ્લામની નેતાગીરી મુખ્યત્વે મોંગોલ અથવા એમને મળતી તુર્કીશ પ્રજાઓ પાસે રહી. અને આ પ્રજાના રાજવંશોએ હિંદ, ચીન, ઇરાન, ઇજીપ્ત, ઉત્તર આફ્રિકા, રશિયા, હંગેરી અને અગ્નિ-યુરોપ ઉપર રાજ કર્યું. ઇસ્લામનું બીજું મોજું ઇ. સ. ૧૫૨૯ માં વીયેનાના દુર્ભેદ્ય દુર્ગ સાથે અથડાઇને પાછું ફર્યું. ત્યારપછી ઈ. સ. ૧૫૭૧ માં લેપાન્ટોની લડાઇમાં તુર્કીશ નૌકાસૈન્ય હાર્યું. ઇસ્લામના અજીતપણાની દંતકથા ખોટી પડી. અને ત્યારથી એ સંસ્કૃતિના વળતાં પાણી થયાં, વિકાસક્રમમાં પાછળ પડેલા હિંદમાં આની આ ક્રિયા ઔરંગઝેબના મરણ બાદ બે સદી પછી શરૂ થઈ.

યુરોપમાં ઇસ્લામની પડતીની સાથેસાથે ખ્રિસ્તી પ્રજાઓની ચડતી શરૂ થઇ. જગતના ઇતિહાસમાં ૧૫ મી થી ૧૯ મી સદી સુધીની પાંચ સદીઓ ખ્રિસ્તી નેતાગીરી અને ખ્રિસ્તી જાહોજલાલીની સદીઓ છે. વીસમી સદીના ઉદય સાથે જ આ પ્રજાઓની પડતી થવા માંડી જે હજી ચાલુ છે.

ઇ. સ. ૧૪૫૩ માં ઇસ્તંબુલનો તુર્કોએ કબજો લીધો અને ત્યારપછી યુરોપના પૂર્વ સાથેના જમીન-માર્ગના વ્યવહાર અને વેપારની વચ્ચે એક અભેદ્ય દીવાલ ખડી થઈ ગઈ. જે દીવાલને નેપોલિયન અને હિટલર જેવા સમર્થ વિજેતાઓ પણ ભેદી શક્યા નહિ.

ઇજીપ્તે ક્રીટને સોંપેલી સંસ્કૃતિની મશાલ ગ્રીસે આઠસો વરસ સાચવી, એના પછી એ મશાલને રોમે નવસો વરસ સાચવી. બાઇઝેંટીયમે હજાર વરસ જાળવી. અને તુર્ક વિજેતાઓ એને ઓલવી નાખે એ પહેલાં તો એ મશાલનો પ્રકાશ પશ્ચિમ યુરોપમાં પહોંચી ગયો હતો. હવે પશ્ચિમ યુરોપની પ્રજાઓએ જો પોતાનો આત્મવિકાસ કરવો હોય તો એણે પોતાના પ્રાચીન સંસ્કારો સાચવવા માટે થી અને સમૃદ્ધિના નવા માર્ગો શોધવા રહ્યા. જમીનમાર્ગે રૂંધાયેલી ખ્રિસ્તી યુરોપની પ્રાણશક્તિમાં એટલી ઇચ્છા-શક્તિ કે એકતા નહોતી કે જેથી આખું યુરોપ એક થઇને મુસલમાનોને હઠાવે. એટલે પશ્ચિમ યુરોપે જમીનના માર્ગો પડતા મૂકીને દરિયાના માર્ગો ખોળવા માંડ્યા. ઈ. સ. ૧૪૧૫ માં પોર્ટુગાલે સેઉટાને ઘેરો ઘાલીને તેમ જ એનો કબજો લઇને આ કામ શી રીતે થઇ શકે એનો પ્રત્યક્ષ પદાર્થપાઠ પશ્ચિમ યુરોપની બીજી પ્રજાઓ આગળ મૂક્યો, અને ત્યારપછી યુરોપની પ્રજાઓએ જગત જીતવાની જે શરૂઆત કરી દીધી એને પરિણામે યુરોપીયનો આફ્રિકા, અમેરિકા,

## આજન્મ લડવૈયો, તેજસ્વી લેખક અને સર્વગામી પત્રકાર

—સ્વર્ગસ્થ—

# નિરંજન વર્મા

**૩૨** વર્ષની ટૂંકી છતાં તેજસ્વી જિંદગીનાં એકધારાં ચમકદાર ૧૮ વર્ષ એના યુદ્ધ ખેલવામાં જ ગયાં. હજી તો મૂછનો દોરો દેખાતો ન હતો એવી ૧૪ વર્ષની કિશોર વયે એણે સત્યાગ્રહના વળતાં પાણીની ઓટમાં ૧૯૩૩માં ઝંપલાવ્યું.

ત્યાર બાદ બરાબર ૯ વર્ષ સુધી સૌરાષ્ટ્રની નાની-મોટી લડતોમાં, નાના-મોટા રચના કાર્યોમાં અને ત્રણેક વર્ષ સાપ્તાહિક 'ફૂલછાબ'માં આ બહુમુખી પ્રતિભાસંપન્ન યુવાને ગાળ્યાં.

૧૯૪૨ ના વર્ષે ભારતનો જુદો જ રંગ જોયો. રક્તરંગી ક્રાંતિના એ દિવસો હતા. છતાં ગાંધીજીથી પ્રભાન્વિત થયેલા જુવાનો દુશ્મનો સાથે જિંદાદિલીથી ખેલ્યા. નિરંજન વર્મા—સૌરાષ્ટ્રની ભાંગફોડ પ્રવૃત્તિના આગેવાન સંચાલકે અદીઠ અને અણકલ્પી એવી પ્રવૃત્તિમાં પડતું મેલ્યું. એ કાવતરાંની કડીઓ કાઠિયાવાડથી ગુજરાત અને ગુજરાતથી મુંબઈ સુધીના અને દૂર દૂરના ક્રાંતિકારીઓ સાથે જોડાયેલી રહેતી.

ક્રાંતિકારી યુદ્ધનું માનસ કેળવવાનું, અને ભાંગફોડ અને દુશ્મનોને ભૂલથાપ આપીને જેર કરવાની કળા નવી જ વિકસાવવાની.

અવિરત પુરુષાર્થ અને અડગ નિરધાર વચ્ચે ગોલ્ફના દડાની જેમ ઘૂમતા આ આજન્મ ક્રાંતિકારે અતિ પરિશ્રમને કારણે પ્લુરસીનું દરદ વહોરી લીધું. અને ૧૯૪૩થી એમનો જીવનસંગ્રામ ત્રિવિધ મોરચે મંડાયો.

૧૯૪૫ સુધી તો પોલીસોના પીછામાંથી ભાગતા જવાનું અને પ્રવૃત્તિઓ ચલાવ્યે જવાની, વિસ્તરતા ને વધતા રોગનો સામનો કર્યે જવાનો અને એ જ અરસામાં હાથમાં કલમ ઉપાડીને અસ્ખલિત ધારે લખતા જઈને છુપા નામે સાહિત્ય પ્રકાશત કર્યું.

પ્લુરસી ક્ષયમાં પલટાઈ ગયેલી. રોગે ગંભીર સ્વરૂપ ધારણ કર્યું. અનેક નવા રોગોને આવાહન આપ્યું અને સંપૂર્ણ સારવાર માટે ૧૯૪૭ ની આખરમાં મદ્રાસ પ્રાંતના ચિત્તુર જિલ્લામાં આવેલા એક ડુંગરાળ સેનેટોરિયમમાં જઈ રહ્યા.

યુદ્ધ જીવનની અંતિમ પળો સુધી ચાલુ જ રહ્યું. યાતનાએ એમાં વધારો કર્યો. અને છેવટ ચૈત્ર વદ અમાસના દિને જીવનભરનો એ અણનમ યોદ્ધો દક્ષિણની એ ડુંગરમાળની ગાળીઓમાં આખર વિસામો લઈ રહ્યો.

*

'સત્યની શ્રદ્ધાથી એ જીવ્યા અને એ જ શ્રદ્ધા સાથે મૃત્યુ પામ્યા.'

ડૉ. જેસુદાસન

આસી. સુપ્રી. આરોગ્યવરમ્

'જ્યારે સારા માણસોની આ જગતમાં ખોટ પડી રહી છે ત્યારે આવા પ્રતિભાવંત જુવાનના જવાથી દેશને ન પુરાય તેવી ખોટ પડી છે. એમને અમે જીવાડી શક્યા હોત તો આરોગ્યવરમ્ માટે એ ગૌરવરૂપ બનત. સેનેટોરિયમમાં એમણે નવજીવન પેદા કર્યું છે. પણ એમની અપ્રતિમ શક્તિ બધી આ ડુંગરની દીવાલો વચ્ચે જ ઝળકી રહી. જગત એ જોવા ન પામ્યું. પણ અહીં તો એ અનેકોને પ્રેરણા પાઈને જીવનનો આદર્શ ઊભો કરતા ગયા છે.

ડૉક્ટર મૂલર

એક્ટીંગ સુપ્રી. આરોગ્યવરમ

આવતા મહિનાનો 'ઊર્મિ-નવરચના'નો અંક ખાસ અંક 'સ્વ. નિરંજન વર્મા' સ્મૃતિઅંક તરીકે પ્રગટ થશે.

# સર્વોદય કે સામ્યવાદ ?

વસુબન્ધુ

## પ્રકરણ ૧૩મું

### યાંત્રિક ક્રાન્તિ

"Rule Britanias Britania rules The waves Britons never shall be slaves"

આજે આપણા દેશમાં ઘણો મોટો દેશપ્રેમી વર્ગ છે, જે પ્રામાણિક રીતે એમ માને છે કે આપણા બધા દુઃખોનું મૂળ દુષ્ટ અંગ્રેજો છે. આપણા ઇતિહાસમાં અંગ્રેજોએ ઘણો જ મહત્વનો ભાગ ભજવ્યો છે. તેઓ નહોતા દેવો કે નહોતા રાક્ષસો. તેઓ માણસો હતા. આ પ્રકરણનો ઉદ્દેશ માનવ રાજકર્તાઓ તરીકેની એમની સિદ્ધિઓ તપાસવાનો છે.

હનુમાનજી જેમ જન્મતાં જ સૂર્યને પકડવા ઉડ્યા, તેમ ઇસ્લામી સંસ્કૃતિએ જન્મતાં જ વિશ્વ-સંસ્કૃતિ થવાના પોતાના પુરુષાર્થનો આરંભ કરી દીધો, એના પહેલા અરબ મોજાએ સ્પેનથી સિંધ સુધીનો મુલક એક સદીમાં જ સર કરી દીધો. એ મોજાને યુરોપમાં શાર્લમેને અને હિંદમાં ગીહીરભોજે ખાળ્યું. ત્યાર પછી અરબોની પ્રાણશક્તિ ઘટવા માંડી અને ક્રમશઃ ઇસ્લામની આગેવાની સંસ્કારી અરબોના હાથમાંથી ઝનૂની તુર્કોના હાથમાં ગઈ. ત્યારપછીના જગતના ત્રણ સદીના ઇતિહાસમાં એટલે કે તેરમી, ચૌદમી અને પંદરમી સદીના ઇતિહાસમાં ઇસ્લામની નેતાગીરી મુખ્યત્વે મોંગોલ અથવા એમને મળતી તુર્કીશ પ્રજાઓ પાસે રહી. અને આ પ્રજાના રાજ્યશોગે હિંદ, ચીન, ઇરાન, ઇજીપ્ત, ઉત્તર આફ્રિકા, રશિયા, હંગેરી અને અગ્નિ–યુરોપ ઉપર રાજ કર્યું. ઇસ્લામનું બીજું મોજું ઇ. સ. ૧૫૨૯ માં વીયેનાના દુર્ભેદ્ય દુર્ગ સાથે અથડાઇને પાછું ફર્યું. ત્યારપછી ઈ. સ. ૧૫૭૨ માં લેપાન્ટોની લડાઇમાં તુર્કીશ નૌકાસૈન્ય હાર્યું. ઇસ્લામના અજીતપણાની દંતકથા ખોટી પડી. અને ત્યારથી એ સંસ્કૃતિના વળતાં પાણી થયાં, વિકાસક્રમમાં પાછળ પડેલા હિંદમાં આની આ ક્રિયા ઔરંગઝેબના મરણ બાદ બે સદી પછી શરૂ થઈ.

યુરોપમાં ઇસ્લામની પડતીની સાથેસાથે ખ્રિસ્તી પ્રજાઓની ચઢતી શરૂ થઇ. જગતના ઇતિહાસમાં ૧૫ મી થી ૧૯ મી સદી સુધીની પાંચ સદીઓ ખ્રિસ્તી નેતાગીરી અને ખ્રિસ્તી જાહોજલાલીની સદીઓ છે. વીસમી સદીના ઉદય સાથે જ આ પ્રજાઓની પડતી થવા માંડી જે હજી ચાલુ છે.

ઇ. સ. ૧૪૫૩ માં ઇસ્તંબુલનો તુર્કોએ કબજો લીધો અને ત્યારપછી યુરોપના પૂર્વ સાથેના જમીન-માર્ગના વ્યવહાર અને વેપારની વચ્ચે એક અભેદ્ય દીવાલ ખડી થઈ ગઈ. જે દીવાલને નેપોલિયન અને હિટલર જેવા સમર્થ વિજેતાઓ પણ ભેદી શક્યા નહિ.

ઇજીપ્તે ક્રીટને સોંપેલી સંસ્કૃતિની મશાલ ગ્રીસે આઠસો વરસ સાચવી, એના પછી એ મશાલને રોમે નવસો વરસ સાચવી. બાઇઝેંટીયમે હજાર વરસ જાળવી. અને તુર્ક વિજેતાઓ એને ઓલવી નાખે એ પહેલાં તો એ મશાલનો પ્રકાશ પશ્ચિમ યુરોપમાં પહોંચી ગયો હતો. હવે પશ્ચિમ યુરોપની પ્રજાઓએ જો પોતાનો આત્મવિકાસ કરવો હોય તો એણે પોતાના પ્રાચીન સંસ્કારો સાચવવા માટે થી અને સમૃદ્ધિના નવા માર્ગો શોધવા રહ્યા. જમીનમાર્ગે રૂંધાયેલી ખ્રિસ્તી યુરોપની પ્રાણશક્તિમાં એટલી ઇચ્છા-શક્તિ કે એકતા નહોતી કે જેથી આખું યુરોપ એક થઇને મુસલમાનોને હઠાવે. એટલે પશ્ચિમ યુરોપે જમીનના માર્ગો પડતા મૂકીને દરિયાના માર્ગો ખોળવા માંડ્યા. ઈ. સ. ૧૪૧૫ માં પોર્ટુગાલે સેઉટાને ઘેરો ઘાલીને તેમ જ એનો કબજો લઇને આ કામ શી રીતે થઇ શકે એનો પ્રત્યક્ષ પદાર્થપાઠ પશ્ચિમ યુરોપની બીજી પ્રજાઓ આગળ મૂક્યો, અને ત્યારપછી યુરો-પની પ્રજાઓએ જગત જીતવાની જે શરૂઆત કરી દીધી એને પરિણામે યુરોપીયનો આફ્રિકા, અમેરિકા,





ઑસ્ટ્રેલીઆ, ભારત, અને બૃહદ્ ભારતના નિર્વિવાદ માલિકો થયા. અને બાકીના જગત ઉપર એમની પાકી લાગવગ ફેલાઇ ચૂકી.

તુર્કોની ધાકને કારણે પશ્ચિમ યુરોપ તરફ નાઠેલા બાઇઝેંટીયમના ખ્રિસ્તી પાદરીઓ અને પંડિતોએ વિદ્યાનું જે વિકેન્દ્રિકરણ કર્યું એને લઇને યુરોપના અંધકાર યુગનો અંત આવ્યો અને રૈનેસાંને નામે ઓળખાતી યુરોપિયન સંસ્કૃતિના પુનરુત્થાનની ચળવળ ચાલુ થઇ. આને મળતી કોઈ ક્રિયા હિંદના ઇતિહાસમાં જોવા મળતી નથી. કારણ કે આખું હિંદ ઓછેવત્તે અંશે મુસલમાનોનું ગુલામ બન્યું હતું. જે વિદ્યાના વિકેન્દ્રિકરણે સ્વતંત્ર યુરોપમાં પ્રજાનો પ્રાણોદય કર્યો તે જ વિદ્યાના વિકેન્દ્રિકરણે ગુલામ હિંદમા હિંદુધર્મની પડતી માડમાંડ થંભાવી. યુરોપમાં રેનેસાંની ચળવળ ઇટાલીમાંથી શરૂ થઇ, અને ત્યાર પછી એ ક્રમશઃ આખા પશ્ચિમ યુરોપમાં ફેલાઇ. જેને પરિણામે જગતને દાન્તેથી શેક્સપીયર સુધીના સાહિત્યસ્વામિઓ મળ્યા. પંદરમી સદીથી યુરોપે વિશ્વસ્વામિની થવાનો જે પુરુષાર્થ આરંભ્યો એમાં, પોર્ટુગાલ, સ્પેન, ફ્રાન્સ અને ઈંગ્લેંડની ચાર મહા પ્રજાઓ અગ્રેસર પ્રજાઓ હતી. એમાં ય અંગ્રેજો પોતાના અનેક સદ્ગુણોને બળે આ પ્રજાઓના એકબીજા સાથેના જીવનવિગ્રહમાં જીત્યા. બાકીની પ્રજાઓ એમની પાછળ પાછળ ચાલી. અને ઓગણીસમી સદીના અંત સુધીમાં તો આખું યે જગત બૃહદ્ યુરોપના સ્વરૂપમાં ફેરવાઈ ગયું.

અંગ્રેજોએ એલીઝાબેથના સમયમાં સ્પેનના અજીત નૌકાસૈન્યનો નાશ કર્યો અને ત્યાર પછી ઠેઠ આજસુધી સમુદ્ર ઉપરનું પોતાનું વર્ચસ્વ એકધાર્યું જાળવી રાખ્યું. અંગ્રેજોને કેવળ યુરોપમાં યુરોપીયન પ્રજાઓ સાથે જ આથડવાનું નહોતું, પણ હિંદમાં અનેક હિંદુ-મુસ્લિમ પ્રજાઓ અને એમના યુરોપીયન મદદગારો જોડે લડવાનું હતું. છતાં ય અનેક પ્રકારની આંતરિક અને બાહ્ય વિષમ પરિસ્થિતિ વચ્ચે પણ એ પ્રજા પોતાના ગુણબળે આ દેશમાં રાજકીય સર્વોપરિતા મેળવી શકી અને દોઢ સદી સુધી એને ટકાવી શકી.

અસામાન્ય પુરુષો પોતાની પ્રજાને ઉન્નતિને માર્ગે ચઢાવી શકે, પણ એ ઉન્નતિ ટકાવવાનું કામ પ્રજાના પોતાના હાથમાં જ છે. એકડાની કીમત એની પાછળના મીંડા કરે છે, એ જ રીતે નેતાની સિદ્ધિઓનો આંક એની પાછળ ચાલતી જનતા નક્કી કરે છે. આ દેશમાં આવેલી યુરોપીયન પ્રજાઓમાં ફિરંગીઓના આલ્ફોન્ઝો આલ્બુકર્ક અને ફ્રેન્ચોના ડુપ્લે જેવા નેતાઓ કોઇ પણ અંગ્રેજ નેતા કરતાં શૌર્ય, મુત્સદ્દીગીરી કે વહીવટી કાબેલિયતમાં ઉતરતા નહોતા. છતાં ય એ નેતાઓ આ દેશમાં સ્થિર શાસન સ્થાપી ના શક્યા એનું કારણ એ હતું કે એમની પાછળ પોતાની પ્રજાનું જેવું જોઇએ એવું પીઠબળ નહોતું.

ઈ. સ. ૧૪૯૨ માં કોલંબસને હિંદ શોધવા જતાં અમેરિકા જડયું, અને ઈ. સ. ૧૪૯૮માં કાલીકટની ઉત્તરે આઠ માઇલ ઉપર વારકો-દ-ગામાએ હિંદની ધરતી ઉપર પહેલવહેલો ફિરંગી વાવટો ફરકાવ્યો. ત્યાર બાદ પોતાના આશ્રયદાતા ઝામોરીન સાથે ફિરંગીઓને અથડામણ થઇ, અને એમાં ઝામોરીનના—સમુદ્રરાયના સમુદ્રસામર્થ્ય સામે યુરોપનું સમુદ્રસાહસ જીત્યું. ફિરંગી સેનાપતિ કેબ્રાલ પાસે બહુ જ ઊંચી જાતની યુદ્ધ-સામગ્રી હતી—અને એને લઇને મુઠ્ઠીભર ફિરંગીઓ સામે જથ્થાબંધ હિંદુઓ હાર્યા. મોપલાઓનો દરિયાઈ વેપાર તૂટ્યો અને ફિરંગીઓએ અનેક જગ્યાએ કોઠીઓ નાખી કિલ્લા કરી પોતાની સત્તા સ્થિર કરી. આ રીતે સ્થપાએલું ફિરંગી રાજ્ય હિંદમાં ઇ. સ. ૧૫૧૦ થી ૧૭૪૦ સુધી ચાલ્યું. ફિરંગીઓનો પહેલો વાઇસરોય આલ્ફોન્ઝો આલ્બુકર્ક એક શૂરવીર સરદાર અને બાહોશ રાજકર્તા હતો. એણે આખા અરબી સમુદ્રને ફિરંગી સત્તાના દોર હેઠળ આણ્યો. એ ફક્ત પાંચ વર્ષ વાઇસરોય તરીકે રહ્યો, પણ એટલી ટૂંકી



મુદતમાં એણે આ દેશમાં ફિરંગી સત્તાના મૂળ ઊંડાં નાખ્યાં. મુસલમાનો સામે દુશ્મનાવટ હોવાથી એણે હિંદુઓને મિત્રો બનાવ્યા. એમને માટે પોતાની રાજધાની ગોવામાં નિશાળો ખોલી. એમને યુરોપીયન ઢબે તાલીમ આપી. અને હિંદી–ફિરંગી મિશ્ર લગ્નોની પ્રથા શરૂ કરી. હિંદના યુરોપીયન વિજેતાઓમાં આ મહાપુરુષે સૌથી પહેલવહેલી એ શોધ કરી કે હિંદવાસીઓ અને એમાંય ખાસ કરીને હિંદુઓ લોહી કરતા લૂણને અને ધરતી કરતા ધનને વિશેષ વફાદાર રહે છે. આ શોધનો એના પછી ડચોએ અને ત્યાર પછી અંગ્રેજોએ ઘણા મોટા પાયા ઉપર ઉપયોગ કરી આ દેશમાં સ્થિર-શાસન સ્થાપ્યું.

ફિરંગીઓના હાથમાંથી દરિયાનો દોર વલંદાઓના હાથમાં આવ્યો. એમના પછી ફ્રેન્ચો ફાવ્યા અને સૌથી છેલ્લે અંગ્રેજો ઉગ્યા. ઇ. સ. ૧૭૪૪ થી ૧૭૬૪ સુધીના વીસ વર્ષો આ દેશમાં અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચેની હરીફાઈના હતા, આ હરીફાઈમાં ફ્રેન્ચોનો પરાજય કરીને અંગ્રેજોએ પોતાની સમસ્ત શક્તિ હિંદુઓ અને મુસલમાનોને પરાજિત કરવામાં વાપરી.

અંગ્રેજોનો આ દેશ ઉપરનો અમલ એ કેવળ એક રાજાનો બીજા રાજા ઉપરનો અમલ નહોતો. એ અમલ તો એક સંસ્કૃતિનો બીજી સંસ્કૃતિ ઉપરનો અમલ હતો.

હિંદુ, બૌદ્ધ અને મુસ્લિમ સંસ્કૃતિઓના વર્ચસ્વના કાળની પેઠે આપણે બ્રિટિશ સંસ્કૃતિના વર્ચસ્વના કાળને પણ ત્રણ વિભાગોમાં ખુશીથી વહેંચી શકીએ.

૧. ક્રાન્તિકાળ. ઇ. સ. ૧૭૫૭ થી ૧૮૫૭ આ કાળ દરમ્યાન બે સંસ્કૃતિઓનો સંઘર્ષ થાય છે. અને પ્રાંતિકભૂમિકા ઉપર સમન્વયના પ્રયોગો થાય છે. મોટે ભાગે જૂના સંસ્કારો ઉપર નવા સંસ્કારો દમન કરે છે.

૨. ઉત્ક્રાન્તિકાળ. ઇ. સ. ૧૮૫૭ થી ૧૯૦૫ આ સમય દરમ્યાન આ દેશના જૂના–નવા સંસ્કારોનો પરસ્પર વિનિમય થઈને યોગ્ય નિયમન થાય છે. રાષ્ટ્રીય ભૂમિકા ઉપર સમન્વય રચવાના અનેક સફળ-નિષ્ફળ પ્રયોગો થાય છે.

૩ પ્રતિક્રાન્તિકાળ. ઇ. સ. ૧૯૦૫ થી ૧૯૪૭ આ સમય દરમ્યાન નવી સંસ્કૃતિ ક્રમશઃ સંકોચાવા માંડીને ચીમળાઈને છેવટે અહીંયા ખરી જાય છે. સંસ્કારોના દમન અને નિયમનનું સ્થાન વમન લે છે.

આના આ કાળખંડોને આપણે આપણી રીતે વહેંચવા હોય તો બે વિભાગોમાં વહેંચી શકીએ. ઓગણીસમી સદી એટલે ધર્મજાગૃતિની સદી. અને વીસમી સદીનો પૂર્વાર્ધ એટલે સાંસ્કૃતિક જાગૃતિનો પૂર્વાર્ધ. એમાં અગ્રગણ્ય રાજકીય જાગ્રતિ.

હવે આપણે આ દરેક વિભાગને વિગતવાર તપાસીએ.

### બ્રિટિશ સંસ્કૃતિનો ક્રાન્તિકાળ. (ઈ. સ. ૧૭૫૭ થી ૧૮૫૭)

ઇ. સ. ૧૭૫૭ માં પ્લાસીના યુદ્ધમાં સિરાજ–ઉદ્દૌલા સામે ક્લાઇવ વિજયી થયો અને આર્કટનો વીર, બંગાળનો ભાગ્યવિધાતા ને નવા સામ્રાજ્યનો પ્રથમ નિર્માતા બન્યો. આ યુદ્ધમાં ક્લાઇવને પુરુષાર્થ કરતાં પ્રારબ્ધે જ યારી આપી. એમ પહેલી નજરે લાગે છે. પણ બંગાળની નવાબીમાં જો અંદરખાનેથી અતિશય સડો ન હોત તો ક્લાઇવ કદી ના ફાવત. ક્લાઇવના આ વિજયને આપણે બખત્યાર ખીલજીના બંગાળ અને બિહારના સડેલા હિંદુ રાજતંત્ર ઉપરના વિજય સાથે ખુશીથી સરખાવી શકીએ. માત્ર આ બે વિજયો વચ્ચે એક મોટો તફાવત એ હતો કે બખત્યાર ખીલજી પોતાની સમશેરના સામર્થ્ય વડે માલીકના નામે સલાબ હાંસલ કરવા આવ્યો હતો, જ્યારે ક્લાઇવ પોતાની સાથે તદ્દન નવો સંદેશો લઈને આવ્યો હતો. આ સંદેશો કોનો હતો ?

રેનેસાંની સરદારી શરૂઆતમાં પાદરીઓના હાથમાં હતી. અઢારમી સદીથી એ સરદારી મોટે ભાગે વેપારીઓના હાથમાં આવી. ધર્મઘેલછાનું





સ્થાન અર્થઘેલછાએ લીધું. જગતે પોતાના ભૂતકાળમાં કદી ન જોયો હોય એવા મોટા પાયા ઉપર વૈશ્યયુગ આવી રહ્યો હતો. અંગ્રેજો વહાણવટીઓની પ્રજામાંથી વેપારીઓની પ્રજા બની રહ્યા હતા. પ્લાસીનો વિજય એ ખ્રિસ્તી ધર્મનો વિજય નહોતો પણ આવી રહેલી વૈશ્યક્રાન્તિનો વિજય હતો.

આ ક્રાન્તિના સિદ્ધાંતોને સ્પષ્ટ રૂપ આપનાર એક નવો પયગમ્બર ટૂંક વખતમાં જ પાક્યો. એડમ સ્મિથે ઇ. સ. ૧૭૭૫માં Wealth of Nations રાષ્ટ્રોની સમૃદ્ધિ લખીને ઇંગ્લેંડમાં જન્મી ચૂકેલા નવા યુગનો શંખધ્વનિ કર્યો. એણે પોતાના પુસ્તક મારફતે માનવજાતને ઇસુના વિશ્વશાંતિના પયગામને બદલે પોતાનો વિશ્વસમૃદ્ધિનો પયગામ આપ્યો. દુન્યવી સંપત્તિની દૃષ્ટિએ એડમ સ્મિથ અને ટર્ગોટ જેવા નવા પયગમ્બરો કૃષ્ણ, ક્રાઇસ્ટ, બુદ્ધ, મહાવીર કે મહમ્મદ કરતાં માનવજાત માટે વધુ સારા ભોમિયાઓ હતા. ક્રાઇસ્ટે કહ્યું હતું કે: 'સોયના નાકામાંથી ઊંટ પસાર થઇ શકશે, પણ શ્રીમંત માણસ સ્વર્ગમાં જઇ શકશે નહિ.' એડમ સ્મિથના અનુયાયીઓએ એમ વિચાર્યું કે આપણે સ્વર્ગમાં જવાની શી જરૂર છે? શ્રીમંત માણસ પૃથ્વી ઉપર જ સ્વર્ગ લાવી શકશે! શ્રીમંત થવાનો રાજમાર્ગ પણ એમને એમના ગુરુઓએ બતાવ્યો હતો. 'ઓછામાં ઓછું આપવું અને વધારેમાં વધારે લેવું.'

આ અર્થશાસ્ત્રમાંથી અનર્થશાસ્ત્ર થયું અને અંગ્રેજોએ હિંદવાસીઓ ઉપર અનેક આર્થિક અત્યાચારો કર્યા.

અંગ્રેજોએ આપણી ઉપર કરેલા આ અત્યાચારોનો બચાવ કરવાની જરૂર નથી. પણ એમને સમજવાની તો જરૂર છે જ. આ અત્યાચારોને અનેક અંગ્રેજ અને હિંદી લેખકોએ પેટ ભરીને નિંદ્યા છે. જેમને એને વિષે વિશેષ માહિતી જોઇતી હોય તેઓ પંડિત સુંદરલાલનું 'ભારતમેં અંગ્રેજી રાજ્ય' અથવા મગનભાઈ દેસાઇનું 'હિંદની અંગ્રેજ વેપારશાહી' કે એવાં બીજાં દેશીઅંગ્રેજી પુસ્તકો વાંચે. આ પુસ્તકો વાંચ્યા પછી આપણે એવા ભ્રામક નિર્ણય ઉપર આવવું ન જોઇએ કે દુનિયાના બધા જ દુર્ગુણો અંગ્રેજોમાં છે અને બધા જ સદ્‌ગુણો આપણામાં છે. દરેક નવી સંસ્કૃતિનો ક્રાન્તિકાળ એ મોટેભાગે અત્યાચારનો કાળ હોય છે. એમાં બહુ જ થોડા અપવાદો હોય છે. અંગ્રેજોએ જેવો જુલમ હિંદમાં કર્યો એથી વિશેષ જુલમ સ્પેન અને પોર્ટુગાલના લોકોએ રેડ ઇન્ડીયનો ઉપર કર્યો અને બેલ્જિયમના લોકોએ પોતાની હબસી પ્રજા ઉપર કર્યો છે. બેલ્જીયમની પ્રજાએ હબસીઓ ઉપર કરેલા જુલમનો ગુજરાતીમાં ઇતિહાસ વાંચવો હોય તો ચંદ્રભાઈ ભટ્ટનું 'કકળતું કોંગો' વાંચવું.

અઢારમી સદીથી શરૂ થતો પશ્ચિમની પ્રજાઓના સંસ્થાનોનો ઇતિહાસ એ ગુલામી, દમન, શોષણ અને અત્યાચારોનો ઇતિહાસ છે. માત્ર એમાં બે હકીકતો યાદ રાખવા જેવી છે. હિંદમાં એ ઇતિહાસ ઓછામાં ઓછો કાળો હતો, અને અંગ્રેજ ઉદ્યોગપતિઓએ કેવળ આપણા ગૃહોદ્યોગોનો નાશ નથી કર્યો, સાથેસાથે એમણે અંગ્રેજ મજૂરોનું પણ અમાનુષી શોષણ કર્યું છે.

આ નવી વૈશ્યસંસ્કૃતિનો ક્રાન્તિકાળ મોટેભાગે વિનાશનો કાળ હોવા છતાં, એમાં અનેક સર્જક કામોની શરૂઆત થઇ ચૂકી હતી. વૉરન હેસ્ટિંગ્સે સંસ્કૃત વિદ્યાને ઉત્તેજન આપ્યું હતું. કૉર્નવૉલિસે હિંદી સનદી નોકરીના પાયા નાખ્યા. પોલીસ ખાતું સુધાર્યું. હિંદમિત્ર બેન્ટિન્કે રસ્તાઓ ને નહેરોનું બાંધકામ કર્યું. ઠગોનો નાશ કર્યો. સતી થવાની બંધી કરી. નવી શાળાઓ અને કૉલેજો દ્વારા અંગ્રેજી ભાષાનો બહોળો પ્રચાર કર્યો. ઇ. સ. ૧૮૩૩ના કાયદાથી બંગાળનો ગવર્નર જનરલ આખા હિંદનો ગવર્નર જનરલ બન્યો.

પંડિત જવાહરલાલ નહેરૂએ આપણું એ હકીકત તરફ ધ્યાન દોર્યું છે કે, હિંદમાં જે ભાગમાં બ્રિટિશ અમલ વધુમાં વધુ રહ્યો છે, ત્યાં ગરીબાઇ પણ વધુ છે. આ તો સિક્કાની એક બાજુ થઈ.




બીજી બાજુ એ છે કે જ્યાં અંગ્રેજોએ વધુમાં વધુ સમય અમલ કર્યો છે એ બંગદેશે નવી સંસ્કૃતિના સંપર્કથી મેળવેલી સ્ફૂર્તિને કારણે હિંદને ધર્મ, તત્વજ્ઞાન, વિજ્ઞાન, રાજકારણ, વૈદક, સાહિત્ય, સંગીત, કલા, કેળવણી, ઇતિહાસ અને પુરાતત્વના ક્ષેત્રોમાં ટૂંકામાં વેપાર અને ઉદ્યોગ બાદ કરતાં જીવનના એકેએક ક્ષેત્રમાં વધુમાં વધુ નેતાઓ પૂરા પાડ્યા છે. હિંદનો બીજો એક પણ એવો પ્રાંત બતાવો કે જે રાજા રામમોહનરાયથી માંડીને અરવિંદ ઘોષ સુધીના નેતાઓની સાથે બેસી શકે એવી અગ્રેસરશ્રેણી સર્જી શક્યો હોય? અરે, ખુદ બંગાળનો અંગ્રેજ અમલ પહેલાંનો દોઢસો-બસો વર્ષનો ઇતિહાસ જુઓ. આ નેતાઓ સાથે સરખાવી શકાય એવા કેટલા નેતાઓ બંગાળે સર્જ્યા?

આ સર્જનસ્ફૂર્તિનું કારણ? અંગ્રેજી અમલ અને અંગ્રેજી કેળવણી!

બેન્ટિન્કની ઉદાર રાજનીતિ અને મેકોલેની દીર્ઘદૃષ્ટિ.

બેન્ટિન્કના હાથમાં એક સમ્રાટ જેટલી સત્તા હતી છતાં ય એનું નીચેનું પ્રામાણિક આત્મનિરીક્ષણ જુઓઃ

'અનેક બાબતોમાં મુસલમાનોનું શાસન આપણા કરતાં વધારે સારું હતું. મુસલમાનો જે દેશ જીતી લેતા, ત્યાં જ વસવાટ કરતા, તેઓ દેશવાસીઓ સાથે ભળી જતા અને તેમને દરેક જાતના અધિકારો આપતા. આપણી રાજ્યનીતિ આનાથી અવળી એટલે કે લાગણીહીન, સ્વાર્થી અને સહાનુભૂતિ વગરની છે.'

મેકોલેમાં વિજયી સંસ્કૃતિના પ્રતિનિધિનો ઘમંડ હતો. પરાજિત સંસ્કૃતિ પ્રત્યે તુચ્છકાર હતો. આ દેશની પ્રાચીન સંસ્કૃતિઓએ મેળવેલી મહાન સિદ્ધિઓનું એને અજ્ઞાન હતું, છતાં યે એની પાસે એક ભવ્ય સ્વપ્ન હતું, હિંદનો વહીવટ હિંદીઓ કરે, અને એ સ્વપ્ન સિદ્ધ કરવાનો એની પાસે સાચો રસ્તો હતો.

હિંદને કાયમ ગુલામ રાખવાનો સૌથી સારો, સહેલો ને સસ્તો રસ્તો એ હતો કે હિંદની પ્રજાને પશ્ચિમના પ્રકાશથી સંપૂર્ણ રીતે વંચિત રાખવી! જે વખતે ટોડ, ફાર્બસ, ગ્રાંટડફ, ફીન્લોર્ડ, કનીંગહામ મેક્સમુલર, ફર્ગ્યુસન, બર્જેસ ને કઝીન્સ આ દેશની પ્રાચીન સંસ્કૃતિઓના સુંદર તત્વોને આત્મસાત કરવામાં રોકાયા હતા, તે વખતે આ દેશમાં એવો એક પણ પંડિત ના પાક્યો, કે જેણે સામેથી પશ્ચિમની પ્રજાઓની સંસ્કૃતિઓનો એવો જ અભ્યાસ કર્યો હોય. અરે, પારકી સંસ્કૃતિઓનો અભ્યાસ કરવાનું તો બાજુએ રહ્યું, ખુદ આપણા અશોકના શિલાલેખો અંગ્રેજોએ ઉકેલ્યા!

ગીતાનું ફારસી ભાષાંતર થયું. પણ કુરાનનું સંસ્કૃત ભાષાંતર ના થયું, એ જ મધ્યકાલીન સાંસ્કૃતિક સંકોચની આ આધુનિક અંગ્રેજી આવૃત્તિ!

આપણને જો અંગ્રેજી શિક્ષણ ના મળ્યું હોત તો આપણો સમાજ કઇ ભૂમિકા ઉપર હોત એનું પ્રામાણિક ચિત્ર જોવું હોય તો વિશ્વનાથ મગનલાલ ભટ્ટનું નર્મદનું જીવનચરિત્ર વાંચવું. અને એમાં ચીતરેલા નર્મદના જમાનાના સમાજના ચિત્ર ઉપરથી અઢારમી સદીના અંતકાળનું અંધારું હિંદ કલ્પી લેવું.

'વીતતી દીર્ઘ રાત્રિ, ને થતો પરોઢ દેશમાં' એમ કહેનાર કવિએ એ યુગનું વાસ્તવિક ચિત્ર ચીતર્યું છે.

આ રીતે દેશ સુખેદુઃખે નવા યુગ તરફ વધી રહ્યો હતો. આ નવી વ્યવસ્થામાં જે ગુમાવતા હતા એમને અસંતોષ હતો, જે મેળવતા હતા એમને સંતોષ હતો. છેવટે ડલહાઉસીની ખાલસાનીતિમાં દેશના ભદ્રલોકોએ નવી સંસ્કૃતિના અત્યાચારી આક્રમણની પરાકાષ્ઠા જોઇ, અને '૫૭ નો બળવો ફાટી નીકળ્યો.

બળવો બળવો જ હતો. એ સંસ્કૃતિનો વિસ્તાર કરનાર ક્રાન્તિ નહોતી, કે પ્રજાનું આત્મગૌરવ સ્થાપનાર સ્વાતંત્ર્યયુદ્ધ નહોતું.

બળવો નિષ્ફળ ગયો, કારણ કે એના નેતાઓ એકધ્યેય અને એકપ્રાણ નહોતા, સૈનિકોમાં શિસ્ત





અને સંગઠન નહોતાં રાજકર્તાઓમાં વેદાંતી તટસ્થતા હતી. શીખો વફાદાર હતા અને દક્ષિણ હિંદ સલામત હતું અને પ્રજાને અંગ્રેજો જોઈતા હતા.

બળવો સફળ થયો હોત તો આ દેશમાં ફરીથી પેશ્વાઈ અને મોગલાઇ અંધેર જામી પડત.

બળવાના બહાદુર અગ્રેસરો લડતાં લડતાં વીરગતિને પામ્યા. છિન્નભિન્ન થએલા અનુયાયીઓને અંગ્રેજોએ ક્રૂરતાથી કચડી નાખ્યા.

આથમતી મોગલાઇના છેલ્લા અવશેષ શાહઆલમને અંગ્રેજોએ રંગુન સડી મરવા માટે રવાના કર્યો. દીલ્હીની નામધારી ગાદી છોડતાં શાહઆલમે હિંદની પ્રજાને એક આથમતી સંસ્કૃતિનો કરુણ વિદાય સંદેશ આપ્યોઃ

*दमदमें में दम नहीं, अब खयर मांगो जान की.*
*अब 'ज़फर' ख़ब ठंडी हुई, समशेर हिंदुस्तान की.*
*मगर गाझीओमें बू रहेगी. जबतक अपने ईमानकी.*
*छाडेगी लंडन तक समशेर हिंदुस्तान की.*

માનવીની દૃષ્ટિ પોતાના દેશકાળથી કેટલી બધી બંધાયલી હોય છે! બળવાની નિષ્ફળતા સાથે જ હિંદમાં સમશેરનો યુગ પૂરો થતો હતો, અને મુત્સદીગીરીનો યુગ શરૂ થતો હતો, એ શાહઆલમને સૂઝયું નહોતું અંગ્રેજની ઇચ્છાશક્તિ સામે હિંદવાસીની ઇચ્છાશક્તિ હારી ચૂકી હતી. હવે બૌદ્ધિક વિગ્રહ શરૂ થતો હતો, અને એમાં મહાત્મા ગાંધી, પટેલ ભાઈઓ, પંડિત નહેરુ, અને મહમ્મદઅલી ઝીણાની મુત્સદીગીરી લંડન સુધી લડવાની હતી.

*'ગઝનીનો બોધપાઠ' ? કે 'શાહુરિસ્તનો બોધપાઠ'* એ જ બળવાનો બોધપાઠ! હિંદની બન્ને પ્રાચીન સંસ્કૃતિઓ એટલી હતવીર્ય થઇ ગઈ હતી કે હિંદ પર રાજ્ય કરે એવા નેતાઓ સર્જવાનું એમનું ગજુ રહ્યું નહોતું!

### ઉત્ક્રાન્તિ કાળ (ઇ. સ. ૧૮૫૭ થી ૧૯૦૫)

*खल्क ख़ुदा का, मुल्क बादशाह का और अमल* રાની લક્ષ્મીબાઈ *का* ના ઘુઘોષના છેલ્લા પડઘા હિંદની હવામાંથી શમી ગયા. કંપનીને કાઢી મૂકીને હિંદની ગાદી પર મહારાણી વિક્ટોરીયા બેઠાં. એમના ઢંઢેરાને બાબરના વમાયતનામા સાથે સરખાવી શકાય. નવી સંસ્કૃતિનો લોહીયાળ ક્રાન્તિકાળ પૂરો થયો હતો, અને કુમકુમભર્યો ઉત્ક્રાન્તિકાળ શરૂ થયો હતો.

પ્રજાએ સૈકાઓથી ના અનુભવી હોય એવી શાંતિ અનુભવી, અને સ્વાભાવિક રીતે જ લોકહૃદયનો પડઘો કવિએ પાડયો.

હે દેવના પણ દેવ તું, તતખેવ દિલમાં ધર દયા.
જે રાણીજીના રાજ્યમાં, સ્થિર થઇ અમે સુખીયા થયા.
તું આપ નિત્યે નવીન, વધતું તેજ તેના તાજમાં.
સુખમાં સદા વિક્ટોરિયાને રાખ પ્રભુ આ રાજ્યમાં.

અને

અંગ્રેજના નેજાની નીચે, તારા તનુજો કરે ગુલતાન;
એ ઉપકાર ગણી ઇશ્વરનો હરખ હવે તું હિંદુસ્તાન.

અંગ્રેજનો એ નેજો ક્યાં ક્યાં ફરકતો હતો! દુનિયાના પાંચે ય ખંડમાં એ નેજો ફરકતો હતો. ઇંગ્લેંડ સ્થૂલ અને સૂક્ષ્મ બન્ને અર્થમાં સાચો સુવર્ણયુગ ભોગવી રહ્યું હતું.

ઇંગ્લેંડ આજે સુવર્ણયુગ ભોગવી રહ્યું હતું એને માટેના પુરુષાર્થની શરૂઆત છેક ૧૪૫૦માં થએલી અને એની પૂર્ણાહુતિ ૧૮૩૦માં થઇ. ઇંગ્લેંડમાં સૌથી પહેલી સામાજિક અને ધાર્મિક ક્રાન્તિ થઇ એને લઇને પ્રજાની નેતાગીરી કેથેલીકોના હાથમાંથી પ્રોટેસ્ટંટોના હાથમાં આવી. કેથેલીક સંપ્રદાયમાં પૈસા ધીરવા સામે જે પ્રતિબંધ હતો તે પ્રોટેસ્ટંટ સંપ્રદાયમાં નહોતો. ધીરધાર અને વ્યાજવટું શરૂ થયાં પ્રજા પાસે પૈસા એકઠા થયા. અને પછી ખેતક્રાન્તિ આવી. આર્થર યંગ, બકવેલ, ટાઉનસેન વગેરેની નેતાગીરી હેઠળ ચાલેલી ચળવળથી મોટા પાયા ઉપર ખેતી થવા માંડી. પછી સંસ્થાનો જડયા અને વ્યાપારી ક્રાન્તિ થઇ. અને સૌથી છેલ્લે ઇ. સ. ૧૭૬૦ પછી યાંત્રિક ક્રાન્તિ થઇ. આ છેલ્લી ક્રાન્તિ જેને એચ. જી. વેલ્સ વ્યાજબી રીતે ઔદ્યોગિક ક્રાન્તિને બદલે યાંત્રિક ક્રાન્તિને નામે ઓળખે છે. એણે કેવળ ઇંગ્લેંડમાં જ નહિ પણ જગતમાં



પણ એક નવો યુગ આણ્યો. યાંત્રિક ક્રાન્તિ પહેલાં ઉદ્યોગનો પાયો ગુલામ હતો હવે એનું સ્થાન યંત્ર લીધું. માનવીને પોતાના ઇતિહાસમાં સૌથી પહેલીવાર ગુલામી નાબૂદ કરવાનો વ્યવહાર રસ્તો જડ્યો.

જેમ્સ વોટે બનાવેલા સ્ટીમ એન્જિનનો ઇ. સ. ૧૭૮૫માં કાપડની મિલમાં પહેલવહેલો ઉપયોગ થયો. ઇ. સ. ૧૮૦૪માં પહેલું રેલવે એંજિન થયું. ઇ. સ. ૧૮૨૫માં પહેલી રેલવે ખુલી. ઓગણીસમી સદીના મધ્યમાં તો આખું યુરોપ રેલવેના પાટાઓથી છવાઇ ગયું. આ જ સુધારા ઝડપથી હિંદમાં લાવવા માટે રૂઢિચુસ્ત હિંદવાસીઓએ ડલહાઉસી સામે બળવો કર્યો. ઇ. સ. ૧૮૫૨થી ૧૮૮૦ સુધીમાં ઇંગ્લેંડ સમૃદ્ધિના શિખરે હતું.

હિંદમાં આ વિકાસક્રમ ઉલટો થઈ ગયો. સૌથી પહેલે ઇ. સ. ૧૮૬૦માં વ્યાપારી ક્રાન્તિ થઇ. અને સંપૂર્ણ મુક્ત વ્યાપાર શરૂ થયો. ત્યારથી શરૂ થયેલા ફેરફારોમાં હાલ તુરતમાં થયેલી રાજકીય ક્રાન્તિથી પણ ફેરફારોનો અંત આવ્યો નથી. હજી ખેતક્રાન્તિ અને સમાજિક ક્રાન્તિ જેવી પાયાની મોટી ક્રાન્તિઓ બાકી છે.

હિંદની આ બધી ક્રાન્તિઓ એ આપણા સઘળા સમાજ-જીવનને સ્પર્શતી સર્વાંગી ક્રાન્તિઓ નહોતી. પણ માત્ર ઉપલા થરને સ્પર્શતી ઇંગ્લેંડના સામાજિક ફેરફારોના પડઘા પાડતી નાનકડી ક્રાન્તિઓ હતી.

બ્રિટનનો આ સુવર્ણયુગ હિંદના બ્રિટિશ શાસનનો પણ સુવર્ણયુગ હતો. મહારાણી વિક્ટોરીઆએ ૬૪ વર્ષના પોતાના લાંબા રાજકાળ દરમ્યાન પોતાના સુશાસનથી પ્રજાનો જેવો પ્રેમ મેળવ્યો તેવો દુનિયાના કોઇપણ રાજારાણીએ આટલા વિસ્તૃત સામ્રાજ્યની સમસ્ત પ્રજાનો નથી મેળવ્યો. હિંદે મૌર્ય શાંતિ, ગુપ્ત શાંતિ અને મોગલ શાંતિના ત્રણ સુવર્ણયુગો પછી આ બ્રિટિશ શાંતિનો ચોથો સુવર્ણયુગ જોયો. આ સમય દરમ્યાન આખી પ્રજાની સર્વતોમુખી ઉન્નતિ થઈ. પ્રજા આગળ નવાં નવાં ક્ષિતિજો ખુલ્યાં, આજની કેટલી યે મહાન સિદ્ધિઓનાં બીજ એ યુગમાં નંખાઇ ગયાં. ક્રાન્તિકાળમાં શરૂ થએલી કેટલી યે સર્જક પ્રવૃત્તિઓનો આ સમયમાં સંપૂર્ણ પરિપાક થયો. અને આ બધાનો પડઘો સાહિત્યમાં પડ્યો. જૂના યુગના કવિ કહેતો કે :

> 'પ્રાણીયા ભજી લે ને કિરતાર,
> આ તો સપનું છે સંસાર.'

નવા યુગના કવિ માટે સંસાર સપનું નહોતો પણ સત્ય હતો. એ તો ઉદ્‌બોધન કરતો કે:

> 'ઉતરી રણે ને રક્ત પુત્રતણું આપો.
> હારીજીતી કોઇ રીતે નામ ઊંચું થાપો.'

નવા યુગમાં ઊંચું નામ થાપવાનાં અનેક ક્ષેત્રોમાં શક્તિશાળી હિંદીઓએ ઝંપલાવ્યું. રણછોડભાઈ રેંટિયાવાળા અને જમશેદજી ટાટા જેવા ઉદ્યોગવીરોએ આ દેશમાં યાંત્રિક ક્રાન્તિને આવકારી, તો દાદાભાઈ નવરોજી જેવા દેશભક્તો ઠેઠ બ્રિટિશ પાર્લામેન્ટના સભ્યપદ સુધીના હોદ્દે પહોંચ્યા.

ઇંગ્લેંડમાં આ સુવર્ણયુગને અમરત્વ આપનાર ટેનીસન, બ્રાઉનીંગ, ડીકન્સ, થેકરે, કાર્લાઇલ, રસ્કીન મેથ્યુ આર્નોલ્ડ. સ્વીનબર્ન, વિલિયમ મોરીસ અને જ્યોર્જ બર્નાડ શૉ જેવા સાહિત્યકારો પાક્યા તેમ જ ડાર્વીન જેવા વૈજ્ઞાનિકો અને માર્ક્સ જેવા અર્થશાસ્ત્રીઓ પણ પાક્યા. હિંદમાં પણ નવી સંસ્કૃતિના સંજીવની સ્પર્શથી આ દેશની જૂની, જરઠ, અને જીર્ણ સંસ્કૃતિઓમાં નવા પ્રાણના આંદોલનો શરૂ થયાં, યૌવનનો પાદસંચાર થયો. અને આ દેશના પ્રાચીન સંસ્કૃતિવૃક્ષો ઉપર વસંતની વધાઇ ખાતાં અનેક મનોહર સુવાસિત પુષ્પો બેસી ગયાં. રાજા રામમોહનરાય, દયાનંદ સરસ્વતી, રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ, ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, સર સૈયદ અહમદ, દાદાભાઈ નવરોજી, સર ફિરોજશાહ મહેતા, અને ગોપાળકૃષ્ણ ગોખલેની સુવાસ એકાદ અપવાદ સિવાય પોતપોતાના પ્રાંત પૂરતી હતી.

પણ ત્યારપછી વિક્ટોરીયન શાંતિમાં અહીંના





બે પ્રાચીન સંસ્કૃતિવૃક્ષો ઉપર જે ફાલ બેઠો, એની સુવાસ તો રાષ્ટ્રીય અને આન્તરરાષ્ટ્રીય હતી. મહાત્મા ગાંધીજી, પટેલ ભાઈઓ. નહેરૂ પિતાપુત્ર, રવીન્દ્રનાથ ટાગોર, સરોજિની નાયડુ, અવનીન્દ્રનાથ ટાગોર, અરવિંદ ઘોષ, સર સી. વી. રામન, જગદીશચંદ્ર બોઝ, મૌલાના આઝાદ, મહમ્મદઅલી ઝીણા, અને ઇકબાલની કીર્તિ તો હિંદના સીમાડા ઓળંગી ગઇ હતી.

આ ઘટનામાં બે હકીકતો આપણું ધ્યાન ખેંચે એવી છે.

હિંદુ સંસ્કૃતિને મુકાબલે મુસ્લિમ સંસ્કૃતિ બહુ ઝડપથી વૃદ્ધ બનતી જાય છે. નવી સંસ્કૃતિના સંપર્કથી હિંદુ સંસ્કૃતિ જેટલા પ્રમાણમાં નવપલ્લવિત થઇ, એટલા પ્રમાણમાં મુસ્લિમ સંસ્કૃતિ નવપલ્લવિત થઇ ના શકી. એકે ગાંધી અને ટાગોર સર્જ્યાં, બીજી આઝાદ અને ઇકબાલથી ઊંચે ચઢી ના શકી.

બીજી હકીકત એ છે કે આ મહાપુરુષોના સર્જનમાં હિંદુ અને મુસ્લિમ સંસ્કૃતિઓએ જે ભાગ ભજવ્યો છે, એથી વિશેષ ભાગ બ્રિટિશ શાંતિએ ભજવ્યો છે, કારણ કે પોતાનાં સર્જક બળોને પોતાની મેળે સુવ્યવસ્થિત કરવાની શક્તિ હિંદુ સંસ્કૃતિ શંકરયુગના અંત પછી, અને મુસ્લિમ સંસ્કૃતિ મોગલ શાંતિના અંત પછી, ગુમાવી બેઠી છે, એનો મોટામાં મોટો પુરાવો જોવો હોય તો તે એ છે કે ઉપરના મહાપુરુષો સાથે સરખાવી શકાય એવો એક પણ મહાપુરુષ છેલ્લાં પચાસ વર્ષમાં હિંદે સર્જ્યો નથી! અને એને કારણે જ જીવનના દરેક ક્ષેત્રમાં જૂના નેતાઓનાં સ્થાન લઇ શકે એવો એક પણ નવો નેતા આગળ આવતો નથી.

વિક્ટોરીયન શાંતિનો યુગ એ જ એક એવો યુગ હતો કે જેમાં માણસ પોતાના પ્રાંત, ધર્મ, દેશ અને સામ્રાજ્યને એકી સાથે વફાદાર રહી શકતો. દાદાભાઈ નવરોજી એક મહાન દેશભક્ત હતા, અને છતાં ય સામ્રાજ્યના એક વફાદાર સ્થંભ હતા. આ વસ્તુ હવે પછી અશક્ય બની જાય છે.

**પ્રતિક્રાન્તિ કાળ (ઈ. સ. ૧૯૦૫-૧૯૪૭)**

રૂસો-જાપાનીસ યુદ્ધમાં જાપાન જીત્યું, અને એશિયાના ઉગતા રાષ્ટ્રવાદને કચરવા અંગ્રેજો કટિબદ્ધ થયા. કર્ઝને બંગાળના ભાગલા કર્યાં, અને હિંદુ-મુસલમાનો વચ્ચે નવા કલહના બી રોપ્યા, ત્યારથી શહેરોમાં જે હિંદુ-મુસ્લિમ હુલ્લડો શરૂ થયાં તે સ્વરાજ આવ્યું ત્યાં સુધી ચાલ્યા.

ઉદાર બ્રિટિશ સંસ્કૃતિ સંકોચાવા માંડી, જલીયાનવાલાનો હત્યાકાંડ થયો, અને બન્ને સંસ્કૃતિઓના મુખ પરસ્પર વિરુદ્ધ દિશામા થઇ ગયા. પહેલા વિશ્વયુદ્ધ પછી સ્વરાજની ચળવળ શરૂ થઇ જેનો અંત બીજા વિશ્વયુદ્ધ પછી આવ્યો.

બીજા વિશ્વયુદ્ધ પછી બ્રિટને સત્તાત્યાગ કર્યો. વગર યુદ્ધે હિંદને સ્વાતંત્ર્ય મળ્યું. હિંદનો જગતના ઇતિહાસમાં જેનો જોટો ના હોય એવો એ મહાપ્રસંગ હતો. એક મહાપ્રજાને શોભે એવો એ મહાન ત્યાગ હતો. વ્યવસ્થિત રીતે રાજ્ય કેમ મેળવવું, કેમ જાળવવું, અને કેમ છોડવું, એનો પ્રત્યક્ષ પદાર્થપાઠ એ વિશ્વવિજયી સંસ્કૃતિ આપણને આપતી ગઇ. એક અંગ્રેજ-મેકોલેએ સ્વપ્ન જોયું, હિંદનો વહીવટ હિંદવાસીઓ કરે. એનો અમલ કરવા માટે બીજા અંગ્રેજ-હ્યુમે-મહાસભાની સ્થાપના કરી. એનાથી શરૂ થયેલી આપણી સ્વરાજ્યયાત્રાની પૂર્ણાહુતિ એક ત્રીજા અંગ્રેજ-માઉન્ટબેટને કરી.

ઈ. સ. ૧૯૪૭ માં વિજયી સંસ્કૃતિ પોતાના સારામાઠા અવશેષો મૂકીને લુપ્ત થઇ ગઇ. એના અમૃત અને ઝેર, સુવાસ અને બદબો બધાનો આપણને વારસો મળ્યો. એ સંસ્કૃતિના અમૃત રૂપે આપણને સ્વાતંત્ર્ય મળ્યુ—અને ઝેર રૂપે ભાગલા.

હવે એક પ્રજા તરીકે આપણે એ ખંડિત સ્વાતંત્ર્યનો કેવોક ઉપયોગ કરીએ છીએ એની ઉપર આપણા આખા ભવિષ્યનો આધાર છે.

[આવતે અંકે: ગાંધીયુગ.]



# એ ના એ !

ધૂમકેતુ

એક નિયમ તરીકે જ્યારે દોઢ-બે માસ મારે ગામ ગાળવાના આવે ત્યારે હું સાડા પાંચે ફરવા નીકળી જાઉં. પાએક કલાક ચાલું ત્યાં કૃષ્ણલાલ દેખાય ! અમે એને કૃષ્ણલાલ ન કહેતા, રાવબહાદુર કહેતા. કાળો લાંબો કોટ, કાળું પાટલુન, કાળી ટોપી કે કાળો સાફો, અને કાળી લાકડી. એમાં કૃષ્ણલાલનો થોડો કાળો રંગ, એ ઠીક ભળી જતો જણાતો !

એ દેખાય એટલે દૂરથી જ લાકડી ઊંચી કરીને બોલાવે !

'Good evening sir' એમના મોંમાંથી અચૂક આ શબ્દો હમેશાં નીકળવાના. જાણે કેમ એ ત્યાં બેઠા જ હોય ! જે જમાનામાં અંગ્રેજી શુદ્ધ ઉચ્ચારાય એ સંસ્કારિતાની પરાકાષ્ઠા ગણાતી તે જમાનાની આ વાત–એટલે કૃષ્ણલાલ, પોતાના અમુક પ્રકારના વિશિષ્ટ ભારોચ્ચારણથી આ શબ્દો ઉચ્ચારીને આપણી સામે જોઇ રહે ! આપણે એની સામે પ્રશંસાથી જોઇએ તો એમને આનંદ આનંદ થઇ જાય ! અંગ્રેજી શુદ્ધ બોલવાની એમની ઢબ વિષે એ જેટલા આગ્રહી હતા, તેના કરતાં વધુ દુરાગ્રહી હતા ! પણ એ માનતા કે એમની પાસે છેલ્લામાં છેલ્લા ઉચ્ચારો છે. અંગ્રેજી બોલવાનો એમને શોખ પણ ઘણો. એમાં ખાસ કરીને એ ઉચ્ચારણ માટે જ બોલતા લાગે !

વર્ષો થયાં, છેલ્લાં છ–સાત વર્ષ થયાં, એમને મેં એક વાત કહેતા સાંભળ્યા છે. એ વાત હજી એમની પૂરી થઈ નથી. તેમ એમણે એ છોડી પણ દીધી નથી !

જેવો શુદ્ધ ઉચ્ચારણનો એમને મોહ હતો, બરાબર એ મોહને અનુરૂપ એમનો એક મોટો છોકરો હતો. તે પણ એના પિતાની માફક જ 'Good evening sir' એમ વિશિષ્ટ ભારોચ્ચારણથી બોલી શકતો. એ વિષે કૃષ્ણલાલને મનમાં ગર્વ પણ થતો ! 'ઇવનીંગ' એ શબ્દોચ્ચારણ કૃષ્ણલાલનું જ ! એવું કોઈનું ન આવે. પણ આ છોકરાએ એ આબાદ પકડયું હતું !

એ છોકરો થોડી કવિતા કરતો. પહેલાં એ ગુજરાતીમાં કવિતા કરતો. એ જોઇને કૃષ્ણલાલનું હૈયું ભાંગી ગયું હતું. પણ વળી એક વખત એણે અંગ્રેજીમાં કવિતા કરી ને કૃષ્ણલાલનું હૈયું નાચી ઊઠયું ! પછી એ અંગ્રેજીમાં જ કવિતા કરતો ને ગાતો ! એ એનો છોકરો વહેલો વિદાય થઇ ગયો. પણ એની ઘણી કવિતાઓ રાવબહાદુરે સાચવી રાખી હતી. એ કવિતા એમને મોંએ પણ હતી. ને એ બોલતા પણ ખરા. એનો એક સંગ્રહ છપાવવા માટે એ તૈયારી કરી રહ્યા હતા પણ આગળ જે કરુણ પ્રશસ્તિ મૂકવી હતી, તે રચનારો હજી એને કોઇ મળ્યો ન હતો તેથી એ વાત અધૂરી રહી ગઈ હતી !

દર વખતે એવા કોઈ કવિ વિષે પણ એ પૃચ્છા કરતા.

'કોઇ છે તમારી જાણમાં ? ઉચ્ચારની દૃષ્ટિએ શુદ્ધ જોઇએ હો !'

છેલ્લાં છ–સાત વર્ષ થયાં હું જવાબ આપતો હતો કે કોઈક મળી રહેશે !

પણ રાવસાહેબને હજી કોઇ જ કવિ મળ્યો ન હતો. અને તેથી એના પોતાના પુત્રનાં કાવ્યો હજી અપ્રગટ રહી ગયાં હતાં !

બીજી રીતે તદ્દન ગૃહસ્થ જેવા જણાતા આ રાવસાહેબ એક જમાનાજૂનું ચિત્ર રજૂ કરીને જાણે એમ સૂચવતા હોય કે આ ચિત્ર ચાલ્યા કરવાનું છે–પછી આ રીતે કે તે રીતે ! ફેરફાર શૈલીનો હશે–એટલું જ !

રાવસાહેબ રજા લે ત્યારે પણ 'Good evening sir' કહેવાના. એ જૂના જમાનાના ભલા—'Good for nothing' કોઇ કામના નહિ, ને કોઇને નડનારા નહિ–એવા આદમી પાસેથી નમે રજા લો ત્યારે એક જાતની, તમને વહી જતા સમયની, કરુણપંક્તિ હવામાંથી સંભળાતી હોય તેમ લાગે !

એમનો એ ઉચ્ચાર તમે કદી ભૂલી શકો જ નહિ. 'Good evening sir' એ ગમે તે વખતે તમારી સમક્ષ હવામાં ઊભા થઇ જાય એટલા સજીવ





દર્તા અને છતાં ખૂબી આ હતી· એમનામાં નિર્જીવતાનો પાર ન હતો !

એક નું એક કથન કરવાથી જે દશા કલાની થાય છે એવી કરુણદશા રાવસાહેબની હતી ! અને એ આનંદી લાગતા માણસ પાસેથી તમે વિદાય લ્યો ત્યારે એ વિદાયમાં એ દેખાઇ આવતી.

રાવસાહેબ કૃષ્ણલાલ અચૂક એ રસ્તે અને એ વખતે દેખાવાના જ !

જ્યારે એ એક દિવસ નહિ થાય ત્યારે એ રસ્તાને પણ બે ઘડી પોતાની શૂન્યતા સાલશે !

રાવસાહેબ કૃષ્ણલાલ સાથેનો પહેલો મુકામ પૂરો થાય અને હું આગળ વધુ એટલે એકાદ માઇલને અંતરે એક મંદિર આવતું !

એ મંદિરમાં એક બાવાજી રહેતા હતા. એમનો નિયમ અચૂક ચલમ ફૂંકવાનો હોય ! તમે જાઓ, દરવાજામાં પેસો, પગરખાં ઉતારો. ઘંટ વગાડો અને એ પળ બે પળ તમારી સામે જોઇ રહે પછી ઓળખાણ પડતાં જ 'ઓહોહો ! સાહેબ ક્યારે આવ્યા છો ?' કહીને હાથમાં ચલમ લઈને આગળ આવે. એની નહિ જેવી ધૂણી પાસે એ બેસે. સામે તમે બેસો. એ અનેક વાતો કાઢે.

એની પાસે પીળો પડી ગયેલો એક ફોટો હતો. એ ફોટો એક કૂતરીનો હતો. કૂતરી મરી ગઇ હતી, પણ ફોટો રહી ગયો હતો. બાવાજી છેલ્લાં ત્રણેક વર્ષથી એ ફોટો, પોતાના ટ્રંકમાંથી કાઢીને લઈ આવતા. 'સાહેબ ! આને મઢાવવો છે. શું ખર્ચ થશે ?

આપણે ખર્ચનો અંદાજ આપીએ. એટલે આની છબી કરાવીએ તો શું ખર્ચ થાય એ વાત કાઢે.

એ ફોટાની વાત એમ ને એમ એ ત્રણ-ચાર વર્ષથી કરી રહ્યા હતા !

બાવાજીની પાસે એમ તો પરસાળમાં પીળા પડી ગયેલા એકાદ 'ડઝન' ફોટુ લટકતા હતા !

એમાં એમના ગુરુની ચાંખડીથી માંડીને છેક પોતે તરભાણું લઇને ઊભા હતા ત્યાં સુધીના ફોટા હતા !

પણ આ કૂતરીનો ફોટો એમને એટલા માટે મઢાવવાનો હતો કે અત્યારના તમામ કૂતરાં એની ઓલાદનાં હતાં ! પણ એ હજી મઢાવ્યો ન હતો કારણ કે મઢાવ્યા પછી ક્યાં મૂકવો એ પ્રશ્ન ઘણો મોટો હતો ! અને બાવાજીને શંકા હતી કે એનું ચોક્કસ નહિ થાય !

પણ બાવાજી આ ફોટાની વાત અચૂક કરવાના !

તમે ચારે તરફ નજર કરો તો બીજું બધું હોય તેમ જ હોય. એક ઠેકાણે ઊંધો ખાણિયો પડ્યો રહેતો હતો, ખાંડવામાં ઉપયોગી થતો ન હતો ને એમનામાં નિરર્થક હતો છતાં તે ખાણિયાને એમણે એક ખૂણામાં રાખી મૂક્યો હતો ! એને ફેરવવાની વાત પણ ત્રણેક વર્ષથી ચાલતી હતી !

હજી એ ફર્યો ન હતો. ફરી શક્યો ન હતો.

પછી બાવાજી ઉઠે. બીલીપત્રનું નમન લાવે. પ્રસાદ લઈ આવે. તમને આપે. તમે લો ત્યાં એક ડાઘીયો દેખાય.

'આ એનો હો સાહેબ !' બાવાજી બોલે. 'એ કૂતરી ગજબની હતી. મને એક શંકા આવી ગઇ છે હો સા'બ ! કે રાંડનીએ કાં તો પર ઓલાદના ઉતાર્યાં છે !'

'પર ઓલાદના ?'

એક 'વરુ રાત્રે હળ્યો'તો !'

'એમ ?

કૂતરાની આખી વંશાવળી રાખી શકે તેવા આ માણસની આંહીં સ્થાનભૂલ થઈ ગઈ લાગે છે એમ તમે વિચાર કરતા ચાલો ત્યાં દરવાજામાં એક વધારે મોટો બિહામણો ડાઘીયો દેખાય.

બાવાજી એના માથા ઉપર હાથ મૂકે: 'આ

[અનુસંધાન પાન ૫૫]

તે દિવસે આખું ધોળકા ઉમટયું હતું,—વૌઠાને મેળે જવા. નારણ પટેલ પણ એમની બીજી પચ્ચીસી વટાવી ત્રીજીવારની તાજી જ પરણેતર લખમીને લઇને વહેલી સવારમાં વૌઠે જવા માટે, સાંજ પડી ત્યાં જ ધમાચકરી બોલાવતા બળદની ગમાણમાં બળદને નીરણું નાખી રહ્યા હતા. આખા દિવસની ખેતરની કાળી મજૂરીએથી થાકી ગયેલા સાથીઓ પણ વાળુ કરીને ગામગપાટે લાગી ગયા હતા. નારણ પટેલનો મજબૂત દેહબાંધો આજે એકાવનમે વરસે પણ જુવાનોને શરમાવે એવો હતો એટલે તો સત્તર અઢારની લખમીને ત્રીજીવાર પરણતી વખતે યે ગામમાંથી કોઇ હરફ પણ નહોતું ઉચ્ચારી શક્યું કે 'આ નાની બાળનો તો મનખો બગાડી મેલ્યો !'

બળદને નીરણ દઇ, વાળુ કરીને, પરોઢિયે ત્રણ વાગે વૌઠે જવા ગાડું જોડી પોતે જાતે જ ગાડું હાંકશે એમ સાથીઓને કહીને એ તો અંદર ઓરડામાં જઇને સૂઇ ગયા. લખમી પણ પટેલની સાથે પરોઢિયે જવાનો હુકમ સાંભળીને રસોડામાંથી પરવારીને સીધી ખાટલે પડી.

પરોઢિયે બરોબર ત્રણ વાગે જ્યારે નારણ પટેલે ગાડું જોડયું અને લખમીને સોળે શણગારે સજાવીને ગાડામાં બેસાડી ત્યારે પથારીમાં ટાઢે થથરતા સાથીઓ પણું ગોદડામાંથી મોં કાઢીને પોતાના માલિકની ફૂટેલી આ નવજોવનાઇ તરફ મનમાં ખિખિયારી બોલાવતા સળવળી રહ્યા.

નારણ પટેલમાં રૂપનો તો છાંટો ય નહોતો. એમનું કાળું ભઠ જેવું દેહ—કાઠું, ગાલનાં હાડકાં ઉપસી આવેલું કદરૂપું મોં અને ગામ આખામાં ખેડૂતોના પટેલ ગણાતા પૈસે ટકે સુખી છતાં ય મહિને—માસે કે વાર તહેવારે નાહી ધોઇને ઠાઠમાઠ કરનાર પટેલ આજે, વૌઠાનો મેળો જેવા શુભ પ્રસંગે પણ સાવ ગંધાતા, મેલાંઘેલાં અને ફાટલતૂટલ વેશમાં ગાડામાં બેઠા ત્યારે લખમીથી એ ન સહેવાયું, છતાં એનાથી એક શબ્દ બોલાયો પણ નહિ.

એની ગરવીલી કાયા કુદરતને ખોળે ઊછરીને અત્યારે તો મદમસ્ત બની હતી. સત્તર અઢાર વરસે પણ એ તો બાવીસ—પચ્ચીસની જુવાનજોધ દેખાતી હતી. એની ફાટફાટ થતી જુવાની અને રૂપરૂપના અંબાર જેવી કાંચનવરણી કાયા તો ગામ આખાના જુવાનિયાને નિસાસા નખાવતી થઇ ગઇ હતી. ગામમાં આવ્યે પૂરો મહિનો નથી થયો, ત્યાં જ આખા ગામમાં એ લખમીના રૂપની વાત જુદે જુદે વખતે જુદી જુદી રીતે વર્ણવાયે જતી હતી. અને એ જ ગામનો એ લખમીનો એક ભેરુ છોડીને, એના માવતરની આપ્કરુ જાળવવા મોટા ઘરનાં પટલાણી થઇને નારણ પટેલને ઘેર જુવાનીને એણે વેચવી પડી હતી. આજ એ કમને નારણ પટેલની દોરવાઇ વૌઠાને મેળે જવા ગાડામાં બેઠી ત્યારે એનો ભેરુબંધ લખુ એવો તો યાદ આવ્યો કે...

ક્યાં એ સરખેસરખી હેડીના લખુ—લખમી અને ક્યાં આ બાપ—દીકરી જેવા લખમી—નારણ !

મેળે પહોંચતાં જ પટેલે એક ઝાડ હેઠે ગાડું છોડયું. બળદને નીરણ નાખી અને બે ય ચાલતાં સામેના મેળામાં અદ્રશ્ય થઇ ગયાં. એક પછી એક હાટડીઓ વીંધતા લખમીને નાની બાળકીની જેમ આંગળી ચીંધીચીંધીને બધું બતાવતા એમણે તાજા તળાતાં ભજિયા ખાધાં. ઉપર પાણીને બદલે 'મિક્ષ' સોડા—લેમન પીધી. પાછળ રાજમહેલવાળો બગીચો ચીતરેલો પડદો લટકાવેલા છબી પાડનાર પાસે બે યે ભેગા બેસીને 'છુબી' પડાવી. અને ત્યાંથી ફરતાં ફરતાં મેળાને બીજે છેડે પહોંચ્યા ત્યારે સાંજ પડવા આવી હતી. છતાં લખમીને રાજી રાખવાની એમને રઢ લાગી હતી એટલે એક બાકી રહેલું નાનું નાટકઘર દેખાયું ત્યાં પણ ટિકિટ લઇને બે ય અંદર ગયાં.

લખમી તો પટેલની પાછળ મૂગે મોંએ દોરાયે જતી હતી. એની જુવાનીને પટેલની આ બધી પટામણી કોઇ કાળે સંતોષી શકે એમ નહોતું. નાટકમાં જુદા જુદા વેષ આવતા હતાં. વરણાગીવેડાની તો હદ જ નહોતી; અને જ્યારે નાયિકા પેલું ગીત:





'મારી સગી નણંદીના વીરા
રૂમાલ મારો લેતો જજે'

ગાતી વખને જે જાતનો ચાળો કરતી ત્યાં ઊભેલી મેદની સામે આંખ મીંચકારતી ત્યારે તો જુવાનિયા સ્ત્રી-પુરુષો એક ઝણઝણાટી અનુભવતાં.

લખમીની પાસે એના બાપથી યે મોટા નારણ પટેલ ઊભા હતા એમની સાથે એ ઝણઝણાટી શી રીતે અનુભવી શકે? અને...લખમીની નજર એ નાટકિયા પાત્રો તરફથી મેદની તરફ વળી. બરાબર એની સામે ઊભેલા ચાર-પાચ જુવાનિયામાં એનો લખુ પણ દેખાયો. અને એ નાટકિયા પાત્રો સાથે એનું હૈયું પણ ઊછળવા લાગ્યું.

પડખે ઊભેલા નારણ પટેલને જરા નિરાંત વળી. આખા મેળામાં સૂમસામ ફરેલી લખમીને હરખાતી જોઇ ટાઢક વળી. અને એ ઉદાર બની ગયા!

'લખમી, હું જરા થાક ખાવા આપણે ગાડે જઇને બેસું છું. તું આ નાટક પૂરું થયે ત્યાં આવજે એટલે આપણે ઘરભણી ગાડું હંકારી મેલશું.' કહેતાંક એ તો લખમીને ખુશ કરતા ત્યાંથી બહાર નીકળી ગયા. લખમી સામે ઊભેલા લખુમાં જ તરબોળ થઇ ગઇ હતી એટલે એ જવાબ આપવા જેટલી ભાનમાં નહોતી રહી. નારણ પટેલ લખુની વાતથી સાવ અજાણ હતા એટલે પોતાના ગામનો લખુ એમની જ બૈરીનો આશક હશે એ કયાંથી ખ્યાલમાં આવે!

થોડીવારમાં નાટક પૂરું થયું ત્યારે લખમી ભાનમાં આવી કે પટેલ તો એને મૂકીને ચાલ્યા ગયા છે. એ એકલી હવે આ બધાંની વચ્ચેથી રસ્તો કાઢીને બહાર શી રીતે નીકળી શકશે? લખુની પાસે જઈ શકાય એમ નહોતું એ તો પરણી ત્યારની એ સમજી શકી હતી! બધાંને બહાર નીકળી જવાની રાહ જોતી એ એક તરફ થઇને ઊભી રહી ગઇ. જ્યારે બધાં બહાર નીકળી ગયાં ત્યારે એ ધીમે પગલે બહાર નીકળી. કોઇ કરતાં કોઇ દેખાયું નહિ; એકલો લખુ બારણા સામે મળ્યો ત્યારે એ હેબતાઇ ગઈ:

'લખુ, તું!' એનાથી સહસા બોલાઇ જવાયું.

'કાં, તને નથી ગમતો?'

'એવું તે બોલાય, લખુ! પણ તારા સોબતીઓ બધા કયાં ગયા?'

'એ બધાને વિદાય આપીને આવ્યો; મારી સાચી સોબતીને મળવા.'

અને બીજી તો કેટલીય વાતો કરતાં કરતાં બેય બીજે લાંબે રસ્તે થઇને નારણ પટેલે છોડેલા ગાડાવાળા ઠેકાણે જવાને રસ્તે આવ્યા અને બીજી વાર ધોળકામાં જ મળવાનાં સંકેતસ્થળને નક્કી કરી જેવું ગાડું દેખાવાનું આવ્યું ત્યાં લખુએ લખમીની ભારે હૈયે વિદાય લીધી.

નારણ પટેલ તો થાકીને ગાડામાં જ ઊંઘી ગયેલા, એટલે લખમીએ આવીને જગાડયા ત્યારે બેબાકળા ઊભા થઇને ગાડું જોતતા બોલ્યા: 'નાટક બહુ ગમેલું?'

'હો ..વે' કરતીકને લખમી ગાડે ચડી અને પટેલને સુવડાવીને બળદની રાસ એણે હાથમાં પકડીને બળદને ડચકારવા માંડી ત્યારે પટેલે નિરાંતનો દમ ખેંચ્યો અને કંઇક ધરપતભરી નજરે લખમીને નિહાળતા મીઠી ઊંઘમાં પોઢી ગયા.

*

પછી તો સંકેત મુજબ લખુને લખમી અવારનવાર મળતાં જ રહ્યાં. નારણ પટેલને તો આની ગંધ પણ ન આવી. એમાથી લખમીએ પટેલનું કાસળ કાઢવાની લખુ સાથે ગુફતેગો આદરી. લખુ પણ લખમીના પ્રેમમાં ને રૂપમાં આંધળો ભીંત થઇ ગયેલો એટલે એમાં સંમત થઈ ગયો.

ગામ આખામાં બે દિવસ સુધી નારણ પટેલ દેખાયા નહિ એટલે બધાં લખમીને પૂછપરછ કરવા ટોળે મળતા. લખમી બધાંને ગોળમટોળ જવાબ દેતી વિદાય કરતી. ત્રીજે દિવસે જ્યારે ગામની વાવમાથી ફૂલેલા દેહવાળા નારણ પટેલ બધાંને દેખાયા ત્યારે જ સમજણ પડી કે આ તો લખમી-લખુનું કારસ્તાન છે. થોડીઘણી વાતો તો આખા ગામને મોંએ ચડી ગઈ હતી એટલે આ કાવતરું પકડાતાં

વાર ન લાગી. અને કોઇપણ જાતની ઊલટતપાસ કર્યા વગર જ્યારે લખુ–લખમીને અદાલતે વીસ–વીસ વરસની સખત કેદની સજા કરી ત્યારે એ લખમીના રૂપે ઘેલું બનેલું ગામ પણ મોંમાં આંગળાં ઘાલી ગયું. કોઇએ કોઇનો બચાવ ન કર્યો કે કોઇની દેકડી ન કરી: નારણ પટેલ માટે કોઇએ હંમદર્દીના સૂરો ય ન કાઢયા.

*

લખુની બરાકની સામે જ મોટી દીવાલ પાછળ સ્ત્રીઓની જેલની બરાક હતી. લખુનાં ગગનગામી દુહાલલકાર સાંભળી લખમી સંતોષ મેળવતી અને બેવને જુદી જુદી જેલમાં લઈ જતી વખતે લખુએ ચપટી વગાડીને કહેલું વેણ—'વીસ વરસ તો આમ જતા રહેશે'—ને સામે રાખી સંતોષ મેળવતી.

*

પાંચ વરસ પછી એકાએક એક કેદી મોડી રાતે કણસતો અને બૂમો પાડતો વૉર્ડરને સંભળાયો. ફરજ ઉપર રહેલા વૉર્ડરની ઊંઘને ખલેલ પહોંચાડવા માટે ગાળો ચોપડાવતો એ લખુની બરાક પાસે પહોંચ્યો ત્યારે એને ૧૭૭૧ નંબરનો કેદી પેટે હાથ દઇને ધમપછાડા કરતો દેખાયો. પેડુ ઉપર અને પેટ ઉપર બેવડું દરદ ઊપડી આવવાથી એ રિબાતો હતો.

૧૭૭૧ નંબરના કેદીએ બધાં સાથીકેદીની જેમ વૉર્ડરને જેલરનાં મન પણ છતી લીધા હતા. વૉર્ડર એની વેદનાને પારખીને તરત જેલનાં દાક્તરને બોલાવવા ગયો. પણ જેલના દાક્તર તો જેલર–વૉર્ડરથી પણ વધુ પાષાણહૃદયી હોય છે! કેદીઓને એવા તોફાન કરવાની ટેવ પડી ગઇ હોય છે અને પોતે સવારે આવીને તપાસશે એમ કહીને વૉર્ડરને વિદાય કર્યો. સવાર પડતાં પડતાં તો ૧૭૭૧ નંબરનો કેદી લખુ જીવ છોડીને એનું દેહ–કલેવર કેદખાનામાં મૂકીને ચાલ્યો ગયો હતો.

*

૧૭૭૧ નંબરનો કેદી મરી જાય એની સ્ત્રી–કેદખાનામાં કોઈ ખબર આપે એમ નહોતું. લખુનું કોઇ સગુંવહાલું પણ નહોતું કે એની દેખભાળ કરાવે કે જેલખાતું એનાં મોતની ખબર આપે. અને લખમી પણ એના લખુનો કેદી તરીકેનો ૧૭૭૧ નંબર હતો એ ક્યાંથી જાણતી હોય કે એની ખબર કાઢી શકે? 'વીસ વરસ તો આમ જતા રહેશે' જેવી લખુની ચપટી વગાડતી છેલ્લી છબીને ભરોસે જ એ ટકી રહી હતી...

—(૦)—

## સાભાર પ્રાપ્તિસ્વીકાર

### નવું બાળસાહિત્ય

**૧–૫ મિયાં ફુસકી અને જમદૂત : મિયાં ફુસકી અને ખુદાની પોટલી : મિયાં ફુસકી રાતની ધાડમાં : મિયાં ફુસકી મુનિ બન્યા : ચોરની વલે :**

[લે. જીવરામ જોષી : પ્ર. ભારતી સાહિત્ય સંઘ અમદાવાદ : દરેકના બાર બાર–આના]

બાળકોને હસાવવા તાકતી મિયાં ફુસકીનાં પરાક્રમોની ચોપડીઓ.

**૬ ત્રણ તરુણી :** [પ્ર. શિવલાલ જેસલપુરા; પ્રકાશ પુસ્તક ભંડાર, અમદાવાદ : સવા રૂપિયો]

'અરેબિયન નાઇટ્સ'માંની ત્રણ તરુણીઓ અને ત્રણ ફકીરોની સરલ ગુજરાતીમાં ઉતારેલી વાર્તાઓ.

**૭ અમારા માધવકાકા :**

[લે. છોટુભાઇ જો. ભટ્ટ; સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ : ૭ આના]

મહામહેનતે ભીંત પર છબી લટકાવવાનું પરાક્રમ કરતા માધવકાકાની રમૂજ પ્રેરે એવી વાર્તા.

# 'દીવાન અજવાળા સૂરજ....'

['પા પા પગલે'ના અનુસંધાનમાં ગતાંકથી પૂરું]

પન્નાલાલ પટેલ

**આ** રીતે લગભગ એક દાયકો ખેંચી કાઢ્યો. જો કે વચ્ચે વચ્ચે ઉલ્કાપાત તો થયા જ કરતા હતા. દા. ત. એક મિત્રના પ્રેમકિસ્સામાં એ યુગલ સાથે ઘેર ભાગી જવું, ત્યાં દુકાન માંડવી, ગામડાના વાતાવરણમાં પેલા શહેરી જીવને રિબાતા જોઈ વળી પાછા એમને શહેર ભેગા–સંબંધીઓ ભેગા કરવા, દુકાનનું ઉલાળિયું કરી પોતે ય વળી પાછા અમદાવાદ ભેગા થવું, વીજળીના કારખાનાને બદલે વૉટરવર્ક્સમાં જોડાવું ને સાબરના કાંઠા ઉપર બૉઇલરની રાખના ટોપલાં વહેવાં, 'કનુ' સરખાં પાત્રોની દોસ્તી થવી ને કામચલાઉ પતિનો અનુભવ લેવો, ત્યાંથી વળી નોકરી છૂટતાં ઇધર-ઉધરને પૈસે ફ્લોર ફૅક્ટરી કાઢવી ને અડધી મૂડીએ રાવ જેવા ઉસ્તાદ નોકરને વેચી સાટી વળી પાછા પેલા બળદની જેમ ઇલેક્ટ્રીસીટીની ઘાણીએ જોડાવું. અલબત્ત આ બધા ઉથલડા દરમિયાન જ આગળ જણાવેલ કામ સાટે પેલો રોટલો–પાથરણું તો સલામત જ હતાં...૧૯૩૦–૩૩ નાં આંદોલન પણ સાબરના પૂરની જેમ માથા ઉપરથી પસાર થઈ જાય છે. પોતે તો જળકમળવત્ જ રોટલો રળ્યે જાય છે.

પણ ત્યાં તો ભગવાને ય થાક્યો હશે અને પેલા યુવાનીમાં પ્રવેશી ચૂકેલા કિશોરના જીવનમાં પલટો રચે છે. ૧૯૩૬ ની સાલ છે. અમદાવાદને આંગણે પૂ. ગાંધીજીને જ પ્રમુખપદે સાહિત્ય પરિષદનું અધિવેશન ભરાય છે. ને ત્યાં એક કૉલેજિયન મિત્ર મોહનભાઈ બારૈયા પાસેથી આ યુવાનને સાંભળવા મળે છે કે એમાં શ્રી ઉમાશંકર જોષી પણ મુંબઈથી આવવાના છે.

ઉમાશંકર જોષી ગુજરાતનો યુવાન કવિ. યુવાનોનો લાડીલો કવિ! એ વળી, સમાજના છેક નીચલા થરના આ માનવીનો મિત્ર હોય એવું માને જ કોણ ને કહે ય કોને? જે જગતમાં એ જીવતો હતો એને તો 'સાહિત્ય' શબ્દ જ અજાણ્યો હતો ને–

પણ ખેર, એ તો ઉમાશંકરને મળવા માટે કૃતનિશ્ચયી જ છે પછી ભલે એને અવગણવામાં આવે–એના આ સ્નેહ અને ઉમળકાની દરકાર ન કરાય!

જો કે એનો અંતરાત્મા તો આ કુશંકાઓનો વિરોધ જ કરી રહ્યો. કારણ કે ૧૯૩૦માં એક વાર એ એના બાળગોઠીને ભલે થોડીક વાર માટે પણ મળ્યો હતો. આ સિવાય મહા મુસીબતે સરનામું મેળવીને થોડાક વખત ઉપર મુંબઈ કવિતામાં લખેલા કાગળનો જવાબ પણ બહુ ઉમળકા ભર્યો મળ્યો હતો...અને સાચે જ ઉમાશંકર આ મજૂર માણસ સાથે (જો કે એનાં કપડાંલત્તાં ને સિકલ પણ ઓછા વત્તા પ્રમાણમાં કૉલેજિયન ખ્યાલ આપે એવાં હતાં) એક ભાઈની જેમ હળેમળે છે. પ્રેમાભાઇ હોલની બાજુવાળી હોટલમાં લઇ જાય છે એમના બીજા મિત્રો સાથે પેલા ક્ષોભ પામતા યુવાનની ઓળખાણ કરાવે છે કેવા મીઠા અને મધુર શબ્દોમાં! અને પછી તો કવિતાના રૂપમાં લખેલ પેલા પત્ર ઉપરથી કે ગમે તેમ પણ એ એને લખવા પ્રેરે છે ને બાજુમાં બેઠેલા સુન્દરમને વાંચવા દેરવાની ભલામણ પણ કરી રહે છે. સ્વીકાર કરતા સુન્દરમનો સ્નેહ અને ઉત્સાહ પણ સાચે જ નિખાલસ હતા. એટલું જ નહિ, એ બેઉ મિત્રો પેલાને લખાવવા બાબતમાં ગંભીર પણ એટલા જ હતા.

ને પછી તો લગભગ દર રવિવારની રજાએ પેલો ઉત્સાહી જુવાન એલિસબ્રીજથી મણિનગર જાય છે. સુન્દરમને એનાં જોડકણાં સંભળાવે છે ઉત્સાહ તથા શ્રદ્ધા વધારીને પાછો ફરે છે ને વળી પાછા પેલા ૭ દિવસ સ્વીચ બોર્ડ પર બેઠા બેઠા ગોઠવ્યા કરે છે. વિધિનો વિચાર પણ જાણે એની પાસે લખાવવાનો જ ન હોય તેમ નોકરી પણ મજૂરી કરવાને બદલે લગભગ બેસી રહેવાની, બોર્ડની નિગરાની રાખવાની આવે છે. ઉપરાંત પેલા ઉકળતા આત્માને હવે પેલું દમકાનું રહેઠાણ પણ હવે મૂંઝવનારું બને છે. ને છેવટ માસિક રૂપિયા પચ્ચીસના પગારમાં ય પાંચના ભાડાની ઓરડી (મેડીજ) રાખીને અલગ રહે છે. દરમિયાન મોહનભાઈ બારૈયા સરખા કૉલેજિયનોની ઓળખાણ વધે છે ને—



આ ભાઈ પણ પછી તો કવિતામાં લૂલું પડતાં વારતાએ ચઢે છે. સુન્દરમ્ પાસ કરતા જાય, કળાના દાખલા દેતા જાય ને નવી લખાવતા જાય. પાંચેકની સિલક થતાં એક વારતા (પહેલી કદાચ) 'શેઠની શારદા' ફૂલછાબમાં મોકલાવે છે. અને એનું સદ્‌ભાગ્ય તો જુઓ! સ્વ. મેઘાણી પણ એને ફૂલછાબમાં લાડિલી રીતે સતકારે છે. પ્રજાબંધુમાં પણ વનબાળો (કદાચ ફૂલછાબથી ય પહેલાં) આવે છે. ને એમ પનાલાલમાંથી પન્નાલાલ પટેલ છપાય છે.

પરંતુ પેલા કોલેજિયન પાડોસીઓ એને થોડોક ઉત્સાહભંગ કરે છે. 'અઠવાડિક તો ઠીક પણ કોઇ માસિકમાં ને તેમાં ય જ્યારે પ્રસ્થાનમાં આવે ત્યારે જ સાચો વાર્તાલેખક કહી શકાય.'

અરે રામ! પેલાને તો આ વાર્તાઓ છપાઇ તે પહેલાં ખબરે ય ન હતી કે દુનિયામાં અઠવાડિકનું ને માસિકોનું ધતિંગ ચાલી રહ્યું છે! પછી વળી ફૂલછાબ ને પ્રજાબંધુ ને કુમાર ને પ્રસ્થાન ને એવું એવું તો એ જાણે જ ક્યાંથી? અને એણે સુંદરમ્‌ને જ પૂછ્યું.

'આ પ્રસ્થાન એ કેવું બહુ અઘરું માસિક છે?'

સુંદરમે હસીને તંત્રીપદેથી કૌંસમાં નિવૃત્ત થએલા શ્રી રામનારાયણ પાઠકની વારતાઓના, વિદ્વત્તાના ને એમની કડક પરીક્ષાના વખાણ કર્યાં–અને આ ઉછરતા લેખકને ઉત્સાહભંગ થતો અટકાવવા જ હશે એમના ઉપર એક ચિઠ્ઠી લખી આપી. સાથે કંકુ નામની વારતા પણ લઇ જવા કહ્યું.

આમ તો પાઠકને એણે ઘણી વાર જોએલા પણ તે ભારતી સોસાયટીના વતની–શેઠ–તરીકે, ન કે કવિ, લેખક, વિવેચક કે એવી કોઇ વિશેષતા રૂપે. અલબત્ત જે વાતાવરણમાં એ દિવસ ગુજારતો હતો એમાં ય આ શબ્દોની વપરાશ નહિ જેવી હતી અને હોત તો ય એનાથી ઓછી કંઇ આ મજૂર માણસની કોરી ભાખરી ઘીએ ચોપડાવાની હતી? પછી ધ્યાન જ શા માટે આપત?

પણ આજે તો એ સાચે જ પેલા નૂતન જીવનને તરબતર કરવાની આશા સાથે જઈ રહ્યો હતો... કંઈક ક્ષોભ અને કંપ સાથે એણે ટેબલ ઉપરના ચોપડા પાછળ લગભગ સંતાઇ રહેલા એ વિદ્વાનને જયજય કર્યા. 'કેમ?' એવા સવાલ સાથે એમણે સુંદરમ્‌ની પેલી ચિઠ્ઠી લીધી. પેલાને ડર તો હતો કે રખેને એ, 'આ તો ફલાણાનો નોકર' કરી ઓળખી લે. પણ ત્યાં તો ચિઠ્ઠી પર નજર ફેરવી લઇ એને ખુરશી દેખાડી. વારતાના પાના ફેરવતાં બે–ચારેક કંઈક સવાલ પૂછ્યા ને રજા આપી:

'ઠીક છે. વાંચીને હું સુન્દરમ્‌ને જણાવીશ.'

પેલા લેખકે લગભગ થડકતે કાળજે એક અઠવાડિયું પૂરું કર્યું. અધૂરામાં પૂરા સમાચાર પણ મહોકાણના જ મલ્યા! સુન્દરમે પાઠકની ચિઠ્ઠી જ એને દેખાડી. ટૂંકું ને ટચ લખ્યું હતું: 'જ્યાં જુઓ ત્યાં વિષયની જ નિર્બળતા! એ ભાઈને કહેજો કે બીજી કોઇ વારતા હોય તો દેખાડે!'

એમ આળા દિલે લેખક ન થવાય એમ ગણીને જ પેલો કૃતનિશ્ચયી બન્યો હશે. ગમે તે હિસાબે પણ પાઠકને જીતવા હતા, રીઝવવા હતા. એ રીતે તો જ પેલાં કોલેજિયન મિત્રો એને લેખક તરીકે પાસ કરે, અને એ લોકો પાસ કરે તો જ એને ય લેખક બન્યાનો સંતોષ થાય, ખાતરી થાય એમ હતું.

અને પછી તો 'ધણીનું નાક,' 'સુખ દુઃખનાં સાથી' વગેરે વારતાઓ ઉપરાઉપરી ઝીંકવા માંડી. પછી તો પાઠકને ય કહેવું પડ્યું, 'તમે જો વરસની બે–ચાર વારતાઓ આપી શકો તો અમે તમને કાયમનું પ્રસ્થાન મોકલાવીએ.'

બસ ખલાસ! કોઇની હવે મગદૂર ન હતી કે પેલાને કોઇ લેખક તરીકે ન સ્વીકારે. અને પછી તો વળામણા લખાય છે ને શ્રી જયંતી દલાલ એના એ પ્રથમ પ્રકાશનને ગતિ તરફથી બહાર પાડે છે. વળી પાછા મેઘાણી પેલાની પીઠ થાબડે છે. છાપામાં (બનતા સુધી ક–કીમાં) 'પગલીના





પાડનાર ઘોને રબાદે !' જેવો ઉક્તિ મૂકીને એનાં વખાણ કરે છે ને આવકારે છે. આ પછી તો મેઘાણી એની પાસે ફૂલછાબનું ભેટ પુસ્તક લખાવે છે ને એ બહાને 'મળેલા જીવ' જનમે છે...

આ જ અરસામાં પત્ની પહેલે આણે સાસરે આવેલી છે. પણ એને આ શહેરી વાતાવરણ ફાવતું નથી ભાષા નવી, પહેરવેશ નવો માણસો ય નવા ને અધૂરામાં પૂરો પેલો પતિ પણ નવો—અજાણ્યો જ ને?—

ઉમાશંકર હવે અમદાવાદ આવેલા છે એટલે હવે સુન્દરમને બદલે એમને ત્યાં જ અઠવાડિયાની દોઢ રજા પૂરી થાય છે. પત્નીને પણ કંઇક ફાવવા લાગે છે...પણ આખર તો આ લેખકને નોકરી અને અમદાવાદ છોડવાં જ પડે છે.'કમ ખાઇશું' ને ખુશ રહીશું.' બળદ ઢોર ખરીદે છે ને ખેતી આદરે છે.

પરંતુ નોકરી કહે કે હું તને નથી છોડવાની. ને વળી પાછા એને ઉમાશંકર સાથે મુંબઈ જવું પડે છે. ત્યાં શ્રી એન. આર. આચાર્ય ફિલ્મ ઉતારવા માટે 'મળેલા જીવ'નું નક્કી કરે છે. એના લેખકને પણ ખરચ પૂરતો પગાર આપી રોકી લે છે.

અને એમ વળી પાછો એ ફિલ્મી જગતના રંગરાગ જોતો, જન્મભૂમિની ઓફિસમાં કરસનદાસ માણેક, દિલીપ કોઠારી તથા સોપાન વગેરેથી ઓળખાણ વધારતો ને મૈત્રી બાંધતો યૌવન, સુરભી તથા અવાર—નવાર ટુંકી વારતાઓ ઉપર હાથ અજમાવતો ચારેક વરસ ખેંચી કાઢે છે. ત્યા તો—

ત્રણેક વરસની બેબી બીમાર પડે છે ને ટાઇફોઇડમાં મૃત્યુ પામે છે. એકનું એક બાળક આમ ગુમાવતા પેલાં પતિ-પત્નિનું દિલ ખાટું થઇ જાય છે ને તે દિવસથી નોકરી અને મુંબઇ કાયમનાં છૂટી જાય છે...

પાસે બે પૈસા છે, હરીભાઇના દીકરા ખેમા સાથે મળીને નવું ,ઘર કરવાનું નક્કી કર છે ને પછી તો એક દોઢ વરસ જંગલમાંથી કાટ લાવવો ને બીજાં સાધનો એકઠાં કરવાં એમાં જ વહી જાય છે. એમાં તાજું જન્મેલું બાળક વળી પ્રોત્સાહન પૂરે છે. પણ આઠેક માસ પછી એ જ પાછું મૃત્યુ પામીને હૈયા જ જાણે ભાંગી નાખે છે! દુઃખ વિસરવા, મન મનાવવા ને—બે પૈસા થએલું દેવું વાળવા પણ ખરું—'નાછૂટકે' અડધી લખીને બે વાર લખાયલી 'માનવીની ભવાઇ'ને ત્રીજી વાર હાથ પર લે છે. ચોમાસું ખેતાની રખેવાળી કરતો જાય છે ને માળે બેઠો બેઠો લખતો જાય છે. દિવાળી પછી મુંબઇ જઇ પ્રકાશકને પણ સોંપી આવે છે.

એને અરમાન હતા કે બીજે ચોમાસે આજ રીતે ઝરમર ઝરમર વરસાદ વચ્ચે મકાઈથી લહેરાતા ખેતર વચ્ચે માળે બેસીને બીજો ભાગ લખીશ. પરંતુ વિધિનો વિચાર ઓર જ હતો. ૨૦૦૩ના વૈશાખમાં નવા મકાનમાં વાસ્તુ કરે છે ને એ સાથે જ જીવલેણ દર્દમાં સપડાય છે...

અને પત્નીને આંસુ ભરી આંખે, ભાંગેલે હૈયે ને ભારે પગે (ગર્ભવતી) છોડી એક વહેલી સવારે મનમાં મનમાં જીવ્યા-મર્યાના જુહાર કરતો ચાલી નીકળે છે એના સસરા કાનાભાઇ, ખેમો તથા એક બીજા-સંબંધી હરીભાઇ સાથે ટટ્ટુની પીઠ પર બેઠો બેઠો મોડાસા સુધીનો વીસ માઇલનો માર્ગ કાપે છે. પેલા લોકો એને મોટરમાં બેસાડી ભીની આંખે પાછા ફરે છે ને એ—

હાડપિંજર જેવી હાલત સાથે પારખ ગુનાબદાસ ઠાકરને ત્યાં પહોંચે છે ત્યાંથી લાગલો જ ડૉ. વસંત અવસરેને ત્યાં સાન્તાક્રુઝ જાય છે. ને પછી તો સારા સારા ડૉકટરો પાસે એની તપાસ થાય છે...આખર ડૉ. યુ. એમ. મણિયારની મારફત પંચગની જવાનું ગોઠવાય છે. અને સ્વખરચે એને એ અજાણી જગ્યાએ ઊંચા ઊંચા ડુંગરો વચ્ચે આવેલા સેનેટોરિયમમાં મૂકી આવે છે.

'કયાં માંડવીને કયાં પંચગની?' એવા વિચાર કરતો-મિત્રોના પ્રોત્સાહનભર્યા, હિંગતભર્યા પત્રોને



જોરે; તો વળી, એકલી અટૂલી, અજ્ઞાન પણ વહાલસોઇ એવી પત્નીને ખ્યાલે લાગણીવેડાને એક કોરે કરી, પોચા મનને મજબૂત બનાવી એ ત્યાંના હવાપાણી તથા ડૉકટરી સારવારને પુરતો સહકાર આપે છે. એટલામાં વળી શ્રી અરવિંદ આશ્રમમાંથી સુન્દરમ્‌નો કાગળ આવે છે. 'દક્ષિણા' પણ આવતું થાય છે ને પછી તો શ્રી અરવિંદના લખાણો પણ એને ઠીક ઠીક સહાયરૂપ થાય છે.

પિતામ્બર પટેલ, ઉમાશંકર, ઉમેદભાઈ મણિયાર, ડૉક્ટર મણિયાર વગેરે રૂબરૂ મળીને એની ખબર લઇ આવે છે, પૈસા દઇ જાય છે, તો આશીર્વાદ આપતા રામનારાયણ પાઠક, ગુલાબદાસ બ્રોકર તથા ડૉકટર અનસરે વગેરે એને આર્થિક સહાય મોકલે છે...

અને આ બધા મિત્રોની શુભેચ્છાએ જ એ નવેક માસ પછી ઠીક ઠીક શક્તિ અને સારા એવા વજન સાથે ઘર તરફ પાછો ફરે છે. છએક માસના પુત્રનાં દર્શન કરે છે ને...

ખાટલેથી પાટલે ને પાટલેથી ખાટલે એમ કરતાં કરતાં અઢીએક વર્ષ ખેંચી કાઢે છે. નવેમ્બરમાં (૧૯૪૯) પાંડીચેરી જાય છે. શ્રી અરવિંદનાં દર્શન કરે છે. ત્યાં આશ્રમમાં જ સુન્દરમ્ સાથે ત્રણેક માસ ગાળે છે ને ફેબ્રુઆરીના દર્શન કરી વળી પાછો વતનમાં આવે છે.

અને ત્યારથી એ વળી શ્રી અરવિંદના યોગની લતે ચઢ્યો છે. એને એમ છે કે મન કરીને લખાતું નથી. બીજાં શારીરિક કામ માટે પણ એ અશક્ત છે. 'તો લાવ બેઠા બેઠા યોડા આદરિયે.'

પરંતુ અનુભવે સમજાતું જાય છે કે બીજા કોઈ પણ દુન્યવી કામ કરતાં આ, 'બેઠા બેઠા' કરવાનું કામ અતિ દુષ્કર છે. છતાં ય—મૂર્ખતા ભર્યું લાગે તો ય—એને તો:

'દીવાને અજવાળે સૂરજ ઢૂંઢવો હો જી...'



## સાભાર પ્રાપ્તિસ્વીકાર

### નવું બાળસાહિત્ય

૮ **હિતોપદેશ** : [સં. સીતારામ શર્મા : સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય : સવા રૂપિયો]

કિશોરોને મનોરંજન સાથે વ્યવહારજ્ઞાન અને નીતિબોધ આપતી સંસ્કૃત સાહિત્યની પ્રસિદ્ધ 'હિતોપદેશ'ની દષ્ટાંત કથાઓને સરળ ગુજરાતીમાં રજૂ કરતું કિશોરભોગ્ય તેમ લોકભોગ્ય પ્રચારપાત્ર પુસ્તક.

૯ **બુદ્ધિનો બાદશાહ** : [લિ. પ્રકાશમ્ રાવળ : એન. એમ. ઠક્કરની કં. મુંબઇ–૨ : પોણાત્રણ રૂપિયા]

'બીરબલની ચતુરાઇ' 'અદલ ઇન્સાફ' 'ત્રણ કીમિયાગરો' 'મૂરખનો સરદાર' અને 'અક્કલની કિંમત' એ પાંચ પુસ્તિકાનો બીરબલની ચતુરાઇની મનોરંજક વાર્તાઓનો સેટ.

૧૦ **મૂરખલાલના પરાક્રમો** : [લિ. રમણલાલ સોની; પ્ર. એન. એમ. ઠક્કરની કં. મુંબઈ–૨ : પોણાત્રણ રૂપિયા]

મૂરખલાલનાં પરાક્રમોની હસાવે એવી વાતોની ચાર બાલભોગ્ય પુસ્તિકાઓ—'મૂરખલાલ' 'મૂરખલાલનાં જાદુઇ ગધેડાં' 'મૂરખલાલની ભેંશ–શેઠાણી' અને 'મૂરખ માથે શીંગડાં'—નો સેટ. આ, તેમ ઉપલા સેટની પુસ્તિકાઓની ભાષામાં જોડણીની ભૂલો રહેવા દેવી જોઇતી ન હતી.

૧૧ **વિદ્યાર્થી વાચનમાળા–ચોથી શ્રેણી** : [પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ : ચાર રૂપિયા]

પુરાણના, ઇતિહાસના અને સાંપ્રત કાળના જુદાં જુદાં ક્ષેત્રોમાં નામના કાઢી જનાર વ્યક્તિ વિશેષોનાં જુદા જુદા લેખકોને હાથે લખાયેલ પ્રેરક ચરિત્રોની વીસ પુસ્તિકાઓનો સેટ.

**મા**રાં બચ્ચાં મને ન મળે! અરે! એનું મો પણ હું ન જોઇ શકું? સા'બ! આ કયો ન્યા?' એક ચીંથરેહાલ પણ તેજસ્વી લાગતી સ્રી કોર્ટના દરવાજા પાસે સવારથી ઊભી હતી એણે ન્યાયાધીશ સાહેબને બારણામાં જ અટકાવી પૂછ્યું. એ પોતાના પ્રશ્નને રજૂ કરવા આગળ આવવા પ્રયત્ન કરતી હતી ત્યાં જ સિપાઇએ ધક્કો મારી બાજુમાં ખસેડી. 'સાહેબ! એ તો ગાંડી છે.. રોજ આવીને આવું જ ધાંધલ કરે છે.' સિપાઇએ કહ્યું.

'સાબ! હું ગાંડી નથી. સાચી વાત કરું છું. મારી વાત સાભળો, મારો ન્યા કરો. મારું કામ ગ યની વહાર જેવું છે.' એ બોલતી રહી. સાહેબ અંદર ચાલ્યા ગયા. રડતી, ધ્રૂસકે ધ્રૂસકે રડતી એ કોર્ટના દરવાજામાંથી બહાર નીકળી. એના મોં પર સમસ્ત જગતની નિરાશા વ્યાપી હતી, એને સૂઝતું નહોતું શું કરવું?

મને વકીલાત શરૂ કરે થોડા જ મહિના થયા હતા. હજી જગતની વ્યવહારિક બુદ્ધિ આવી નહોતી. સાહિત્યના સ્વપ્નામાં હું રાચતો હતો. રડતી જતી સ્રીને હું જોઈ રહ્યો. મને લાગ્યું, જોઉં તો ખરો શું છે! અને કદાચ જો આનો કેસ સફળતાથી પાર ઉતારું તો, માનવતાના માર્ગે મારી પણ વાહ વાહ થાય પ્રેક્ટીસ વધે–બીજા અનેક વિચારો મારા મનમાં આવી ગયા. પાચ મિનિટમાં પાંચસો ગણતરી કરી લીધી. ઉતાવળે પગલે હું બાઈ પાછળ પડ્યો. 'બેન! ઊભા રહો!' ગભરાઇને બાઇએ મારી તરફ જોયું. 'કેમ? શું કામ છે! મે કંઈ ગનો કર્યો નથી કે પાછળથી પકડવા આવો છો?' રોષ ને દુઃખથી એ બોલી. ના ના, બેન! મારે તમને હેરાન કરવાં નથી, પણ તમને રોજ અહીં જોઉં છું અને હું વકીલ છું. મને લાગે છે કે મારે તમારી વાત સાંભળવી જોઇએ. મારી સાથે મારી ઑફિસે ચાલો!'

'બાપુ, તમે યે દગો તો રમતા નથી ને! મને ખોટું બોલી ગાંડીમાં ગણાવી જેલમાં તો નથી પૂરવી ને! હું ગાંડી નથી તમારા જેવાને ગાંડા કરીને પછી ગાંડી થાઉં એવી છું. આ તો દુઃખે મને આવી કરી નાખી છે.'

'બેન! રસ્તા વચ્ચે વધુ વાત ન થાય ચાલો આવો છો?' મેં સીધી વાત કરી.

'ચાલો ત્યારે! મડાં ને વીજળીનો શો ભો! આટ-આટલું માથે વીત્યું છે હવે થોડું વધુ તમે કરો! બાકી ભગવાનની સાખે વાત કરજો.'

મેં આગળ અને એણે પાછળ ચાલવા માંડ્યું.

*

બહેન! તમે નિરાંતે બેસો. હું પાંચેક મિનિટમાં આવું છુ. બાઇને બેસાડીને મેં મારું થોડું કામ પતાવ્યું.

થોડીવાર પછી મેં કહ્યું, 'હવે તમારી વાત કરો.' મેં પેન ને કાગળો લીધા.

'ભાઈ! એમ લખી લખાય એવી વાત નથી ઈ તો પેલાં કાં તો આખી સાંભળો બાકી કંઇ નહિ. આ વકીલાત તો 'ગવતરી'ની છે. જો મને મારાં છોરૂ મળશે તો હું ગણ નહિ ભૂલું. બાકી ઘણા કે'નારા કહી ગયા! કોઇએ કંઈ કર્યું નહિ! જો વખત હોય તો બધું સાંભળો નકર જાઉં!'

દુઃખથી હારેલી ને દગાયલી એક સ્રી પાસેથી આવી બેદરકારીને જોઇ મને કંઈક દુઃખ થયું. એણે બધામાંથી વિશ્વાસ ગુમાવ્યો હતો. હવે એ કહે એ સાભળવા મે નક્કી કર્યું. પેન ને કાગળ ઊંચા મૂક્યાં. મેં કહ્યું, 'બહેન! તમે તમારા નાનપણથી માંડીને બધી વાત કરો.'

'બધી કહું! પણ પછે કંઇ કરવાના તો ખરા ને? આ કંઈ વારતા નથી આ તો છે ભાઇ! દિલની વાતું! એક એક બોલે મારો આતમા સળગી જાય છે ને મારું કેવાડું બળી જાય છે.'

'બહેન! મારાથી થશે એ તમારું કરીશ. તમે સુખેથી વાત કરો.'

હીરબાઈ વધુ વાત કરી ન શકી. એ થાકી હતી, હારી હતી. થોડીવાર વાત કર્યાં પછી એ પાછી ગઇ અને મેં સળંગ વાત મેળવી.



એનું નામ હીરબાઈ. બાપનું નામ હમીર. મા રામણદે. હીરબાઈ નાની હતી ત્યારે મા મરી ગઇ હતી. મોટી બેન હતી એ પણ મરી ગઈ. ભાઇ હતો નહિ એટલે એક જ હતી. બાપે એને મોટી કરી.

હમીર ગામના પટેલ હતા. પૈસે ટકે સુખી હતા. બારણે ભેંસો ને ૯–૧૦ ગાયો હતી. બળદ હતા અને ખેતી પણ સારી હતી. હમીરે હીરબાઇની મા પાછી થયા પછી બીજું ઘર કરવા ઘણાએ સમજાવ્યું પણ એના દિલમાં વૈરાગ આવી ગયો. બાવા સાધુમાં બેસે, ભજન કરે ને ભગવાનમાં ચિત્ત. અને બીજું કંઈ ખટપટ નહિ. હમીરભગતથી ઓળખાય, એના આશીષ લેવા બધા આવે ને ગામમાં ભગત સવાર પહોરનું નામ.

હમીરભગતની ખેતી ઝાઝી. કાકો કુટુંબ મળે નહિ સાથી રાખીને ખેતી કરાવે. લીલાલહેર હતા. દુકાળના વરસમાં પણ એ દુઃખી થયા નહોતાં. ભગવાન આપી રહેતો. ભગતનું ધ્યાન હીરબાઇ રાખે. હીરબાઇ મજબૂત હતી. બાપનો પડયો બોલ ઝીલતી. બાપની દુનિયા બધી દીકરીમાં ને દીકરીની બધી બાપમાં વસી હતી. બેયને બીજું કોઇ મળે નહિ. પણ એમ દુનિયા કંઈ થોડી જંપે ને સુખી થવા દે એવી હોય છે. એક દિવસ એક પાડોશીએ ભગતને કહ્યું, 'ભગત ! આ હીરબાઇનો વસાર કર્યો ? એનું હવે કંઇ કરવું પડશે ને ! મોટી હેલ લાવે એવડી તો થઇ !'

હમીરને પહેલું ભાન થયું કે દીકરી મોટી થાય છે. એનામાં જુવાનીએ પ્રવેશ કર્યો હતો. સીધી સોટા જેવી ને નમણી એની કાયા હતી. બાપ ને દીકરી બેયને વખતનું ભાન નહોતું. દીકરીની ચિંતામાં બાપ પડયો પણ એણે હીરબાઇને કઇ કહ્યું નહિ.

દિવસ વીતવા માંડયા. હમીર ચારે કોર નજર નાખે, 'ક્યાંઇ દીકરી જોગ ઠેકાણું મળે છે !' એણે ગામઠામ જોવા માંડયા. દેવગામના રામના દીકરા વરજાંગ પર એની નજર ઠરી. રૂપાળો ને મજબૂત આડીખમ એ હતો. એના તાંબાવરણા રંગને એનું સપ્રમાણ શરીર શોભાવતું હતું. રામનો એ એક જ દીકરો હતો. રામની સ્થિતિ કંઇક નબળી, પણ એની આબરૂ ને મીઠપ ચારે કોર વખણાતાં. હમીરને વર ગમ્યો. પૈસો ન હોય તો કંઇ નહિ પણ ઠેકાણું સારું હતું. પાછો એક જ દીકરો એટલે સંતાપ કંઇ નહિ. હીરબાઇનું સગપણ નક્કી થયું. હમીરે દીનભાન લીધી નહિ. એક ની એક દીકરીને પરણાવીને વળાવી અને પછીથી ગાય ભેંસનું કોણ કરે એ વિચારે પહેલે આણે આવેલી દીકરીની સાથે હમીરે બધી ગાય ને બધી ભેસ પણ વળાવી દીધી. એ આખો વખત મંદિરે રહેતો. જમીનની ઉપજ સારી હતી. એમાંથી એનું નભતું. બાકીનું સાધુ-સંતને વહેંચી દેતો.

કાળનાં વહેણને કોણ અટકાવી શક્યું છે ? વરસ વીતવા માંડયા. હીરબાઇ પણ સાસરામાં ઠરી ગઇ. એની સાસુ સારી હતી, માની ખોટ એને પડવા દીધી નહિ. અને રામ તો રામ જેવો જ સાચો ને ધર્મી હતો. એને મન હીરબાઇ ને વરજાંગ વધું જ હતાં. હીરબાઇને એક દીકરો દેવાણંદ ને દીકરી રાજબાઇ હતાં. હમીર ઘરડો થયો હતો. એક સમયે એને તાવ આવ્યો એ ન જ ઉતર્યો ને એ ભગવાનનો માણસ દેવ થયો. હીરબાઇને બહુ લાગ્યું. કોક દિવસ બાપને મળવાને મસે એ પીયર જતી. સાતમ-આઠમ કરવા પણ જતી. એકલા બાપને એ કંઇક રાંધી ખવરાવતી. બાપ ને દીકરી મળતાં અને છૂટાં પડતી વખતે કાયમ હમીર હીરબાઇને કહેતો, 'દીકરી, વખત પડે ને માથે બારે મે' તૂટી પડે તો ય સતધરમ ન છોડતી. હું તો આજ છું ને કાલ નથી. પણ મારો વા'લો સતનાં પારખાં કરે તંઇ મે ડગવું નહિ !', મારા બાપ ! મારા મુઆ પછી તારે આ દશ ઉજજડ છે પણ બધાંનો ધણી–બધાંનો વાલેસરી મારો ભગવાન છે એ ભૂલતી નહિ. તારે એની ઓથ છે. ને દીકરી ! ગગી ! મારો આતમો જ્યાં હશે ત્યાંથી તને આશીરવાદ દેશે.' હીરબાઇને છેલ્લી વિદાય વખતે





હમીરે આંખમાં આંસુ સાથે ઉપરના બોલ કહ્યા હતા. બાપના મૃત્યુ પછી હીરબાઇ ઘણીવાર વિચારતી. બાપે ભલું કર્યું 'અતધરમ' ન લોપતી.

બાપને વિસારે પાડી પાછી એ ઘર, ખેતર ને છોકરાંમાં પડી. ખેડૂતનો અવતાર. કામ આડે મરવાની યે વેળા નહિ તો વાણિયા બ્રાહ્મણની જેમ જૂનાં દુઃખ સંભારી કયાં રડે? પણ ફરી પાછું જમનું તેડું હીરબાઇના ઘેર આવ્યું. સાસુ ને સસરા એ ય તાવમાં મહિના મહિનાને અંતરે મરી ગયાં. બન્ને ઘરડાં હતાં અને ભારે સાચક હતાં. ડોસી મુઆ પછી ડોસો પણ ગયા ને હીરબાઈ સૂતાં ઘરમાં એકલી પડી. અશક્ત ને વૃદ્ધ સાસુ ઘણીવાર કહેતીઃ 'વહુ ! દીકરા ! આ પિતરાઈ અદેખા છે. તારાં બાપે આ ભેંસું ને ગાયું દીધાં ને વરજાંગને બળ દીધું ને ભગવાને સામે જોયું તે મારે ઘેર આજે ઠીક પ્રભુના પરતાપ છે. હું કરતાં તું ભોળી છે ને આ વરજાંગ પોતાના જેવી જ દુનિયાને ગણે છે એટલે મને એક અજંપો છે એ કે તમારું શું થાશે. ભગવાન રખવાળું કરે !' રામ પણ ઘણીવાર આવું જ કહેતા. પ્રભુના દરબારમાં જેવાં આવ્યાં હતાં તેવાં નિર્દોષ એ બે માનવી પોતાનો હિસાબ આપવા ગયાં. હીરબાઇ હવે મૂંઝાણી. પિતરાઇઓ ડોસા-ડોસીના કિલ્લામાં ગાબડું પાડી શકતા નહોતા પણ હવે વાતે વાતે વઢવા માંડયાં. રોજ કંઇ ને કંઇ કંકાસ હોય ! ઘર, ઢોર ને છોકરાં ઉપરાંત ખેતી. આ બધાંથી હીરબાઇ પરવારતી ત્યારે આ જ હોળી હોય ! ઘણીવાર એ કંટાળતી ત્યારે રડતી. પીયરમાં ભાઇ નહિ, બેન નહિ ને સાસરામાં પણ નહિ દેર, નહિ જેઠ ને નહિ નણંદ ! કોણ ભેળ તાણે ? રોજ કહેતી, 'આ બાપે સૌ મુઆ કયાં ગોત્યો ? કોને ઘેર જવું ? કોને કહેવું ?'

આમ ને આમ બે-ત્રણ વરસ વીત્યાં. હીરબાઇને બીજો દીકરો થયો. હવે દેવાણંદ, રાજબાઇ ને નાગાજણ ત્રણે છોકરાંની ઉપાધિ પણ વધી. અને ઢોર પણ વધ્યા એની સાથે અદેખાઈ પણ વધી. સમૃદ્ધિ ને સુખ ઇર્ષ્યાને નોતરે છે. અને ઇર્ષ્યા એ તો સદા ય ભૂખી ને ભૂખી છે. જેટલું ખવાય એટલું ખાય એને ધરવ નહિ ! હીરબાઇ ને વરજાંગના સુખને ભાગે ઇર્ષ્યા આરોગવા બેસી ગઈ હતી ! ચારે કોરથી એ ભૂખાવળી ફરી વળી હતી. કંઇક સારું કહેવા જાય તો સાંભળે 'અમને મેણા મારે છે !' આપવા જાય તો કહે, 'શું અમને મળતું નથી કે આપીને અમારું અપમાન કરે છે?' બોલવા જાય તો કહે, 'જો ને બોલી બોલીને બાળે છે.' ને ચૂપ રહે તો કહે, 'જો ને, અભિમાન ! કોઇ સાથે વાત સરખી યે કરે છે ?' આ દુઃખ કહ્યું કહેવાતું નથી અને સહ્યું સહેવાતું નથી. મનમાં અકળાઇને એ દિવસો પસાર કરતાં. ઘડી વાડીએ બેસીને વરજાંગ કહેતો, 'હીરબાઇ ! આ બધામાં જો ભાગ પડાવનાર ભાઈઓ હોત તો આપણે ઓજે ન ચડત. ન તારે ને ન મારે ! ભગવાનની મરજી!'

આમ ને આમ દિવસ જતા. હીરબાઇ ને વરજાંગનો સંસાર સુખી હતો. બાળકો તંદુરસ્ત ને દેખાવડાં હતાં. હીરબાઇ મહેનતુ હોવાથી ઘર પણ સારું ને ચોકખું રાખતી. કોઈ અમલદાર આવે કે ગામમાં મહેમાન-પરોણો આવે તો એ વરજાંગની ઓસરીએ જ બેસતા. જમવાનું કે ચા-પાણી એને ઘેર થતાં. ગામના લોક કહેતા, 'જો ને ! ભૂખરી બારમ કાઢયો છ ! જાણે ઇ જ ન હોય ! કોક દી ઝપટે ચડે ને, તો ખબર પાડી દઇએ.' પણ મોંએ તો કહેતા, બાપા વરજાંગ ' તને રામ ત્રુઠયો ! તને ભાઇ ને-મોટાઇ પણ દીધી છે. તું તો અમારા ગામનું નાક છો નાક !' ઘણીવાર વરજાંગને ખોટા ખર્ચમાં પણ ઉતારી દેતા ને પાછળથી હાંસી ઉડાવતા. એ બધું વરજાંગ ને હીરબાઈ જાણતાં પણ એ સહન કર્યા વિના છૂટકો નહોતો.

આ બધું છતાં ગામના ચોવટીયાઓ વરજાંગ પાછળ રમત રમતા હતા. એની જમીન કેમ લઇ લેવી, હીરીને કેમ કાઢી મૂકવી. એ બધી ખટપટ થતી. હીરબાઇ ને વરજાંગને આની ખબર નહોતી.

ગામમાં ધીમેધીમે હીરબાઇ ચારિત્ર્યહીન છે એવી વાતો થતી ચાલી. બાપને ઘેરથી બધું લાવી



છે એટલે વરજાંગ દબાય છે એમ પણ કહેવાવા માંડ્યું અને અમલદારો સુધી એ વાતો પહોંચતી થઈ. હીરબાઈને કાને આ વાત આવી પણ એને શું કરવું એ ન સૂઝ્યું. ખૂબ રડીને એણે દિલ ખાલી કર્યું.

બીજી બાજુથી ખેતરના શેઢા માટે, પાણી માટે ને એવી નાની નાની વાતો માટે વરજાંગ સાથે તકરાર શરૂ કરી ગામમાં વરજાંગ હલકો છે. હીરબાઇ ખરાબ છે એ વાત પ્રસરવા માંડી. એક દિવસે ખેતરમાં ગાય પેસી ગઈ હતી એ બહાને વાડીએ લાકડીઓ લઇને પાંચ-છ જણા ગયા ને વરજાંગને ન કહેવાના વેણ કહ્યાં. વરજાંગ ગમ ખાઈ ગયો પણ એનું દિલ ઊઠી ગયું. એને ખાવું ભાવ્યું નહિ. ઘેર ખાટલામાં પડ્યો પડ્યો વિચાર કરતો હતો: 'ન વાંક, ન ગુનો ને આ દુઃખ.'

રાત ગળતી હતી. તારાનો ચળકાટ ને આછું ચાંદરણું ધરતીને અજવાળી રહ્યાં હતાં. સીમમાંથી થાકીને આવેલાં મજૂર ને ખેડૂત વર્ગનાં સ્ત્રી-પુરુષો ફળીયામાં ખાટલા ઢાળીને બેઠા હતા. આનંદ ને તકરાર, દિલના ધોખા ને દુઃખની વાતો થતી હતી. કોકના ઝૂંપડામાં દીવો હતો તો કોકનામાં અંધારું હતું. વરજાંગ ફળીયામાં ખાટલો ઢાળી સૂતો હતો, હીરબાઈ પાસે બેઠી હતી.

'હીરબાઇ ! આજ કે ન કે પણ મારું દિલ બળે છે. કંઇક ભૂંડું થવાનું છે. મારો આતમો બળે છે ને થાય છે કે જાણે શું કરું ? ઠાકર મહારાજ શું કરશે !' વરજાંગે કહ્યું.

'હવે રાખ ! રાખ ! ઘેલો કાં થા ! એમ તી શું થાય ! થાકી ગયો હો તો સૂઇ જા. કહે તો આ કરી દઉં ! કહે તો ઊનો ઊનો શીરો કરી દઉં !'

'મેં તો ખાધું છે. આ પીવો નથી. પણ તને નથી લાગતું કે આ સુખ હવે સરજ્યું નથી ! બીજું તો કંઇ નહિ પણ જો ગામતરું કરું તો તું આ બચલાને જાળવજે. આ ભોંમાંથી તું ને આ ત્રણ બચલાં ધરાવ એટલું પાકે છે !' વરજાંગે ફરીથી કહ્યું.

હીરબાઇ ઊઠીને ખાટલા પાસે આવી. 'આયરી, તને આજ શું થયું ચ કે તું આવડા બોલ બોલ છ ? આવો નરવો તું ગામતરું કરીશ ને હું આ રોજ વૈદની પડીકી ખાધા કરું છ ઇ જીવીશ એમ ! તું સૂઈ જા. કોઇના ઓછાયા પડછાયામાં આવી ગયો લાગચ ?'

હીરબાઈએ વરજાંગના માથા પર હાથ મૂક્યો.

'તું એમ માનચ કે હું નાનું છોકરું છું ! મારો ભગવાન સાખ પૂરે ચ કે મારી માથે આફત છે.'

હીરબાઇએ જાણ્યું કે વરજાંગ સાચે જ મૂંઝાયો હતો. એના દિલમાં કંઇક દુઃખ હતું, પણ કહી શકતો ન હતો.

હીરબાઇએ વાત બંધ કરી. બીજી વાત એને આવડતી નહોતી. કયા ભાગનું ખેતર વવાયું ને કયાં કાલે વાવવું છે. કઇ ગાયે કેટલું દૂધ દીધું એ વાતો કરવાની આજે વરજાંગને ગમતી નહોતી. એ ચુપચાપ પડ્યો હતો. હીરબાઈ એના માથા પાસે બેઠી હતી.

'હીરબાઈ ! ફરીથી વરજાંગે કહ્યું. આ પિતરાઇ ભૂંડા છે. આજ મને મેણું દઇ ગ્યા કે 'યાદ રાખજે ! તારી બાયડી ને છોકરાઉં ને ધાન ધાન ને પાન પાન ન કરી તો ! ને ઘણીવાર ઘણાએ આવાં વેણ કાઢયાં ય પણ આજ તો જાણે કાળ બોલતો હતો.' વરજાંગની આંખમાં આંસુ આવ્યાં. હીરબાઈ મૂંગે મૂંગે આંસુ સારતી હતી.

'તને આજ શું થયું છ ' કે આમ કર છ ? ભગવાનનું નામ દે ઇ તો પિતરાઇની વાતું ! એમાં આવો ઢીલો ઢફ કાં થા ! બાકી અમારાં કરમમાં દખ લખ્યું હશે તો તું કાંઇ કરીશ ! હિંમત રાખ ! એમ તો મીંદડી રોજ કે પણ સીકાં તૂટે !'

વરજાંગ ચુપ બેઠો હતો. હીરબાઇએ એને હળવે હાથે ઊંઘાડી દીધો. આજે ખેતરના શેઢાની તકરારમાં પિતરાઇઓએ એને ન કહેવાનાં વેણ કહ્યાં હતાં અને વરજાંગ એથી ઢીલો પડી ગયો હતો.

હીરબાઇએ હળવેથી ધાબળો ઓઢાડ્યો ને પોતે બાળકોને સુવરાવવા ઊઠી. વરજાંગ ઘસઘસાટ





ઊંઘતો હતો. એને સ્વપ્નાં પણ ભયનાં ને મરિ-મારીનાં આવતાં હતાં.

દિવસો વીતવા માંડ્યા. તકરાર ભૂલાવા માંડી. વરજાંગ ભય ભૂલી ગયો. પ્રસૂતિ સમય પાસે હોવાથી થોડા સમયથી હીરબાઇ ખેતર જતી નહોતી. અને વરજાંગ એકલો જતો. એના દિલમા ઊંડે ઊંડે પણ ભય નહોતો.

હીરબાઇને પૂરા દિવસે દીકરો આવ્યો. રૂપાળો ને તંદુરસ્ત. બે-ચાર દિવસ વરજાંગ ઘેર જ રહ્યો. છઠ્ઠી પૂજીને પછી કોસ હાંકવો એવું એના મનથી એણે નક્કી કર્યું હતું. સાત દિવસના બાળકને રમાડીને વહેલી સવારે વરજાંગ ખેતરે જવા નીકળ્યો. હીરબાઈ અશક્ત ને કંઇક માંદી હતી એ ખાટલામાં સૂતી શેક લેતી હતી.

બપોર થયા. હીરબાઇએ મોટા દીકરાને બોલાવ્યો, 'ગગા! ભાત આપી આવ!' દેવાણંદ ભાત લઇને ખેતરે ગયો. કલાક થયો, બે કલાક થયા, બપોર નમવા આવ્યા પણ દેવાણંદ ન આવ્યો. પાંચેક વાગ્યાને સુમારે ફળીયામાં ઘોંઘાટ થયો. શું હશે એ જાણવા હીરબાઇએ કાન માંડયા. ઘર તરફ જ અવાજ આવતો હતો.

એ સફાળી બેઠી થઇને બહાર આવી. ખાટલામાં વરજાંગનું ખરડાયલું શરીર હતું અને આસપાસ ગામના માણસો વીંટળાઈ વળીને ચાલતા હતા. સૌની મોખરે ગામનો પટેલ ને વરજાંગનો પિતરાઈ મોટો ભાઈ હમીર પટેલ દેકારા દેતો આવતો હતો. ફળીયામાં ખાટલો નીચે ઉતાર્યો. વરજાંગના પ્રાણ ઊડી ગયા હતા. એનું આખું શરીર ધૂળ ને માટીથી ખરડાયલું હતું. ન સમજાય એવી સ્થિતિ હીરબાઈની થઇ. એ દોડી વરજાંગના ખાટલા પાસે. એના ડોળા ફાટી ગયા હતા. રંગ ઊડી ગયો હતો. એણે વરજાંગની છાતી પર હાથ મૂક્યો ને સમજી ગઇ કે પ્રાણ નથી. હીરબાઇએ છૂટે મોંએ રડવા માંડ્યું. બધા શાંત ને ચુપ જ બેઠા હતા. થોડી વારે શાંત થઇ હીરબાઇએ પૂછ્યું, 'આ શું!'

'અમે શું જાણીએ! તું જાણ! ઘેર રાણીની જેમ બેસી રહે છે તે ખેતરે જતાં એરુ આભડે છે! ને અમે તો તને પૂછીએ છ કે આ શું!' દેવાયત જે દૂરનો પિતરાઇ ભાઈ થતો હતો તેણે કહ્યું.

'અને ભાભા! આ મારી ભાભીનાં તરતક! એની આંખોમાં તો સાપોલીયાં રમે છે. નક્કી એના કોકે મારા ભાઇ જેવા ભાઇને રોળી નાખ્યો!' દેવાયતે હુંકો મૂક્યો.

હીરબાઇને સૂઝતું નહોતું શું કરવું! એણે માથું ફોડી નાખ્યું. બેભાન જેવી બની ગઈ. છોકરાં કાગારોળ કરવા માંડયા ઘરમાં ગામના માણસો ભરાઇ ગયા. કોઇ કંઈ કોઈ કંઇ વાતો કરવા માંડયા. કોઇ કહે, 'ભારે ચરિતર વાળી! અરે ભૂંડી! ધણી જેવા ધણીને આમ કમોતે મારી નંખાવ્યો!' નવું એનું ઘર માંડવું તો હાલી નીકળવું'તું!' અને દેવાયત તો રાડુ પાડીને કહેવા માંડયો: 'કમજાત! મારા ભાઇ જેવા ભાઇને મારી નાખ્યો! તારા પીયરના તેજમા એ તણાયો! તને તો એ...હથેળીમાં થુંકાવતો ને તારે સારુ તો અમને પણ ન બોલાવતો. અમારા શીહા સબંધ તે ડાકણે કડવા કર્યાં ને પાછી માથા ફોડે છ!'

વાત થતી હતી. વાતનો ને દિવસનો છેડો જ ન આવે! સવાર પડવા આવ્યું. પોલીસ પટેલે ફોજદારને ખબર આપી હતી એટલે સૌ એની વાટ જોતા હતા. આવી મૈયત થઈ હોય ત્યારે પોલીસને કહ્યા વિના તો શું થાય!

ફોજદારને ઘેર જાણે લગ્ન આવ્યાં. આવું કંઈક થાય તો જ એના પગમાં જોર આવે ને ખીસામાં ગરમી આવે! અને પોલીસનું અસ્તિત્વ ત્યારે જ જણાય! ફોજદાર સાહેબ આવ્યા. ખાટલા ઢળાયા. અને પંચ ભેગું થયું. દેવાયત ઊઠયો, એણે ફરી ત્રાડ નાખી, 'બધા બાધાં છો બાધાં! આ તમ રો વરજાંગ મુઓ એમાં આ ફોજદાર સાહેબ ક્યાંથી છેક રાતોરાત આવ્યા. એ ય મારતર! જરાક નિશાળમાં સાહેબને ચા-પાણી કરો, પછી થવાનું

હશે ઇ થાશે! આ મુઓ ઈ તો એમ જીવતો નહિ થાય!'

માસ્તર ઊઠ્યા. એની વાંસે દેવાયત ફોજદારને લઈને ઊઠ્યો. સાહેબ! આમાં ભેદ છે, આ વરજાંગની બહુ ચાલની સારી નથી. સુવાવડમાં છું એમ કરીને ખેતરે જતી નહોતી. આજ બપોરે ક્યારે ગઇ ને એણે ને એના બેએ મળીને આ મારા ભાઈને કૂવામાં ધકેલી દીધો! દેવાયતે શરૂ કર્યું. ફોજદારને જુદી જ રીતે દોરવા એ ચાના બહાને અહીં સુધી લાવ્યો હતો.

'પણ એની કોઈ સાક્ષી છે! તમે ત્યાં હતા?' ફોજદારે પૂછ્યું.

'ના સાહેબ! પણ બે રબારીના છોકરાએ નજરે જોયું. સાવ નાના છે. ખોટું બોલે એવા નથી.'

'બાઇને કેટલાં છોકરાં છે?' ફોજદારે પૂછ્યું.

'સાહેબ! આ એક જ ધાવણો છે. ને બાકીનાં તો વરજાંગના આગલા ઘરનાં છે.' દેવાયત વાત વધારવાનો હતો.'

'બાઈની ઉંમર તો મોટી લાગે છે?' ફોજદારે પૂછ્યું.

'ઈ તો ઘરઘરણું કરીને આવી છે. પહેલા ધણીને પણ આમ જ પૂરો કર્યો હતો અને આવી પણ એ જ દશા કરી! અમે તો ભાઈ જેવો ભાઇ ગુમાવ્યો.' આંખમાં આંસુ લાવીને દેવાયતે વાત કરી.

'ઠીક, ચાનો સબડકો ભરતા અને સીસકારા બોલાવતા ફોજદારે કહ્યું: 'કાયદેસર હશે એ થશે. બાકી તમારે બધા પુરાવા રજૂ કરવા પડશે. આ તો પોલીસ ખાતું! એમાં મોંની વાતું ન ચાલે સમજ્યા ને!' ચા પી લીધા પછી મૂછો લૂછતાં લૂછતાં ઊભા થતા ફોજદારે કહ્યું.

'બાપુ! એક કહેતાં એકોતેર પુરાવા.- એમાં ક્યાં પૂછવા વાટ જોવી'તી? આ તો છે એ જ કહેવાનું છ ને!' દેવાયતે કહ્યું ને ફોજદારના કાનમાં ધીમેથી ફૂંક મારી.

ફોજદારની આંખ ચમકી. સોનાંની ચકલી દોણે છોડી છે?

'ઠીક છે! પણ મારે વિચારવું પડશે. બધો આધાર તમારા પુરાવા પર છે!'

ફોજદાર ને દેવાયત ચાલી નીકળ્યા. ફોજદારે વરજાંગના ફળીયામાંથી બધાંને બહાર કાઢ્યાં. રહ્યા દેવાયત, હીરબાઈ, છોકરાં ને બે રબારીના છોકરા. બાકી કોઈ રહ્યું નહિ. પોલીસનો પહેરો ચડી ગયો.

પહેલાં ફોજદારે હીરબાઇની જુબાની લીધી.

'બાઇ! આ તારો કેટલામો ધણી હતો?' ફોજ-દારે ઉલટપાલટ કરવા માંડી.

'સા'બ! મારું તો પરણેતર છે. પરણીને આવી છું. નાતરું કર્યું નથી.'

'હેં હેં! એમ તારે તો તું પરણેત કાં?

'હા! બાપુ! હસો કાં? પરણેત છું!'

'તને ને તારા ધણીને અણબનાવ હતો. નહિ?'

'ના રે, જરા ય નહિ! અમે ભગવાને આપ્યો રોટલો ખાતાં ને મજા કરતાં!'

'જો બઇ! સચું બોલ! તારે કોની સાથે ઓળખાણ છે! મને ગામમાંથી વાવડ મળ્યા છે કે તારા પહેલા પરણેતના સગા સાથે તારે ઓળખાણ છે અને એણે ને તેં મળીને આ વરજાંગને પૂરો કર્યો?' ફોજદારે શબ્દેશબ્દ છૂટા પાડીને ધમકીના રૂપમાં કહ્યું

હીરબાઇ આભી બની ગઈ. પોતે પરણીને આવી છે. આગલું ઘર તો શું પણ તેના બાપ હમારે બીજે સગપણનો પણ વિચાર કર્યો નથી. ત્યાં આ શી વાત!

'શું ટગર ટગર જોયા કરે છે? સાચી વાત બોલ નહિતર ચામડું ફાટી જશે! કાલે ખેતરે ક્યારે ગઇ હતી? તારો સગો એ ક્યાં સંતાયો હતો બોલ?'

'બાપુ! હું ખેતરે ગઇ નથી ને આજ મહિના દિ થી જતી નથી. આ પરમ દિવસે નહાની છઠ્ઠી હતી. સુવાવડમાં છું તે જતી - નથી. ને વરજાંગ મારો પરણેત ધણી હતો. બાકી બધું ખોટું છે. ને શું બોલું? બધું ખોટું બાપુ! કોકે ખોટું ભરાવ્યું





છે. ગામમા પૂછો કે હુ પરણીને આવી છું કે ઘર-ઘરણે !'

'સાહેબ ! એ એમ માને એવી નથી. ધણી જેવા ધણીને ઝબ્બે કર્યો એ એમ માને ! કરમ અમારાં ! હવે કરો કાગળીયાં ને આને લાકડાં ભેગો કરવા દ્યો.'

'ઠીક ' ફોજદારે કાગળીયા કર્યા ને વરજાંગને બાળવાની રજા આપી દેવાયતે સગાને બોલાવી એને ઉપડાવ્યો.

'તમે સ્મશાને ન જતા ! મારે હજી ઘણું કામ છે. આ રિપોર્ટ હેડ ક્વાર્ટરમાં રાત પહેલાં પહોંચવો જોઇએ. બોલાવો રબારીના છોકરાઓને !' ફોજદારે દેવાયતને રોક્યો.

રબારીના છોકરાઓની તપાસ શરૂ થઇ.

'બોલ છોકરા, કે ભગવાનને માથે રાખીને બોલું છું. જો જૂઠું બોલ્યો તો મરી ગયો જાણજે.' ફોજદારે સોટી ઉગામતાં સભળાવ્યું.

'બાપુ ! એમ કે અમે ઢોર લઇને જતાં'તા તે ઈ યે આ હીરાબાઇ ને એક દાઢીવાળો બે ય કૂવા પાસે ઊભા'તાં ને જેવો વરજાંગ આવ્યો કે ધડ ધક્કો દીધો ને ઇ પડ્યો કૂવામાં. અમે બીના તે પછી ભાગી ગયા.' છોકરાએ શીખવ્યા પ્રમાણે કહી દીધું.

'હીરબાઇ સાથેના માણસને ઓળખી શકો ?'

'ના ! બાપુ ! ઓઝડવાયો જોયો તે કેમ ઓળખીએ !'

સ્ટેટમેન્ટ પર છોકરાંની સહી લીધી ને તપાસ પૂરી થઈ.

ઘણો દિવસ ચડી ગયો હતો ને સાહેબ થાકી ગયા હતા. એને માટે લસલસતાં ઘીનું ચૂરમું તૈયાર હતું. સાહેબ જમીને આડે પડખે થયા.

હીરબાઈના ઘર પર પહેરો હતો. ગામમાં હાહાકાર થઈ ગયો. બધાં રોળે મળીને કહેતાં હતાં કે દેવાયતે જુલમ કર્યો ! આ પારેવડાં જેવી હીરી માથે આ શું કર્યું ? અને હીરાબાઇને તો પોલીસ બહાર નીકળવા દે તેમ નહોતા. કોઇ અંદર જઇ શકતું નહિ. કાયદાથી અજાણ અને રખે પોલીસમાં પકડાઈ જવાય એ બીકે ગામમાં કોઇ કંઈ કરી શક્યું નહિ. બધાં કરમને દોષ દઇ બેસી રહ્યાં.

ડાધુ આવ્યા સાહેબનો થાક પણ ઉતર્યો હતો હજી તાજી તાવણના ઘીના ચૂરમાનું ઘેન હતુ, પણ કડક ચા પીને સાહેબ તૈયાર થયા.

વરજાંગની ઓસરીએ પાછા આવ્યા દેવાણંદને બોલાવ્યો.

'છોકરા ! તારી મા મરી ગયે કેટલો વખત થયો ?'

દસ વર્ષનો દેવાણંદ જવાબ આપી શક્યો નહિ, એ હીબકા ભરતો હતો.

'બોલ ! આ તારી ઓરમાન મા તને દુ:ખ દે છે ? હેરાન કરે છે ? બોલ ! કેમ બોલતો નથી ?' દેવાણંદને બાવડામાંથી પકડીને ફોજદારે હચમચાવી નાખ્યો.

'બાપુ ! ઇ છોકરાએ કંઇ ગનો કર્યો કે તમે એને આમ કરો છો ? એની મા હું, આ બેઠી મરી નથી. એની જનેતા હું છું.' હીરબાઈ વચ્ચે બોલી.

'ચુપ ! વચ્ચે ન બોલ ! જમાદાર, એની પાસે ઊભા રહો. વચ્ચે બોલે તો ફટકારજો !' ફોજદાર સાહેબે ચીડાઇને કહ્યું.

થોડીવાર આ નાટક ચાલ્યું. છોકરાં ને ઘર દેવાયતને સોંપી દેવાયાં અને હીરબાઇને ધણીના ખૂની તરીકે હાથ બાંધીને આગળ કરી.

હીરબાઇ છૂટે મોએ રોતી હતી. એણે ગામ પાસે ધા નાખી: 'કોક તો આ જુલમ અટકાવો ! અરે ! મારી સામું કોક તો જોવો ! મારાં બચ્ચાં લઇ લીધા—ધણીને મારી નાખ્યો ને આ દેવાયત મારું શું કરશે ! એ બધાં ક્યાં ભરાઇ ગયાં ! હવે ! મારું કોઈ નહિ. એ માથાં કૂટતી હતી એને ધમડીને લઇ ચાલ્યાં. ઘણા દૂર ઊભા આ જોઇને રોતાં હતાં. પણ કોઇ બોલ્યું નહિ. ગાડામાં રોતી કૂટતી હીરબાઇને પછાડીને નાખી. પોલીસના પહેરા નીચે એનું ગાડું ચાલ્યું.



ફોજદારે બધા સાંભળે એમ કહ્યું, 'આ ખૂન-કેસ છે. અને જે વચમાં પડશે એ ફાંસીને માંચડે ચઢી જશે. માટે કા'પણ ડોળશો માં ને લાંબીટૂંકી વાતમાં તમે ગામડીયાં સમજો નહિ એટલે કોઇ ઉતરશો માં.' સાહેબે રુવાબભેર ઘોડો દોડાવી મૂક્યો.

દેવાયતે ઘરમાં આંટો માર્યો, બારણે તાળું માર્યું ને છોકરાંને તગડીને પોતાને ઘેર લઈ ગયો. હીરબાઇનો કેસ ચાલ્યો. જેલમાં નાના દીકરા બેમાણંદ સાથે એ રહેતી. સેસન્સ કમીટ કેસ થયો પણ સેસન્સમાં બધી તપાસ થતાં હીરબાઈ નિર્દોષ જાહેર થઈ અને છૂટી ગઇ.

આ લાંબા કેસમાં વરસ નીકળવા આવ્યું હતું. ઘરબાર લૂંટાઈ ગયા હતા. છોકરાં દેવાયતના કબજામાં હતાં. ખેતર એના નામે કરી આપ્યાં હતાં. છૂટી તો ખરી, પણ હવે જાય ક્યાં! 'ઉપર આભ ને નીચે ધરતી.' કોણ એને સંઘરે! કોઇક વાર ગામમાંનું કોઇ મળે તો પણ આડું જોઇને ચાલે. વાત પણ કરે નહિ. છેવટે એક વકીલે એનો કેસ હાથમાં લીધો. તપાસ કરાવી તો ખૂબ ચોંકાવનારી માહિતી મળી.

હીરબાઇની જમીન રેવન્યુ ખાતાને હસ્તક હતી. રેવન્યુ અધિકારીને દર વરસે દેવાયત રાજી રાખતો ને જમીન એના નામે જ રહેતી. છોકરાંના અંગુઠા પડાવી લીધા હતા કે હીરબાઈ અમારી ઓરમાન મા છે. કોઈ સાક્ષી આપવા આવ્યું નહોતું. આવવા તૈયાર નહોતું. છોકરાં દેવાણંદ, રાજબાઈ ને નાગાજણ દેવાયતના કબજે હતાં. હીરબાઈ બીજા ગામમાં મોતમજૂરી કરી પેટ ભરતી હતી.

× × ×

આ કથા હતી હીરબાઇની. એણે ધીરજ ગુમાવી હતી. અને છોકરાં મેળવવા એ રોજ કોર્ટને દરવાજે ધા નાખતી હતી.

'ગવતરીની વહાર' નું વચન તો આપ્યું પણ કરવી કેમ? રેવન્યુ રાહે કામ કરવું અઘરું હતું. કારણ કે દરેકને દેવાયત દર વરસે રાજી રાખતો અને ઉપરી અમલદાર 'ભગવાનના ભક્ત' માળા-પૂજામાં રોજ કલાક ગાળનાર, કથા-કીર્તનના ભારે રસિયા આ કેસમાં ઠીક રસ લેતા. એ કહેતા, 'એવી બાઇઓને તો ફાંસીએ ટીંગાડવી જોઇએ. આજે કાયદાનું નાટક છે બાકી શું ન કરું!' અને એમની તીણી જીભ ને રાતા હોઠ આ વારેવાર ઉચ્ચારતા. બે વખત 'વહાર' કરનારે પ્રયત્ન કર્યો પણ નિષ્ફળ.

એક વખત હીરબાઇને એણે કહ્યું, 'બેન! તું ઉપર જઇને પ્રધાન પાસે ધા નાખ તો તારું કંઇક થાય. હીરબાઇએ માથું કૂટયું 'એમાં કંઈ નહિ. ઈ કે, અમલદારને મળો ને ચીઠ્ઠી ફાડી દે. પણ આંહીં કોઈ કંઇ કરે નહિ. મારું કોણ સાંભળે! દેવાયતે બધાંને ધરવી દીધા છે. બધાંને ધરવે છે ત્યાં લગી મારું નો સાંભળે!' વાત સાચી હતી, ફરીથી અપીલ કરી. ફરીથી પ્રધાનને મળવા એને મોકલી અને જયારે મોટા સાહેબનું મુકામ હતું ત્યારે રુબરૂ મોકલી. અમલદાર હાજર હતા. એના ગલોફામાં પાન ભર્યું હતું ને એના ઝીણા લાલ હોઠ એના દિલની વાત કરતાં હતાં. એણે ફરીથી ચાલાકી કરીઃ

'સાહેબ! આ તો ખૂની છે ખૂની! એના છોકરાં નથી ને આપને કહે છે એનાં છે! સાહેબ બડી શેતાન છે!' પાન ઓગાળતાં એ હુશિયારી બતાવતા હતા.

હીરબાઈ આજે ઉકળી હતી. એણે મોટા સાહેબને કહ્યુંઃ 'મારા જણ્યાં મારાં નથી એમ કહેનાર આ કોણ! ઇ બોલે છે એ નથી બોલતો પણ દેવાયતનું નાણું બોલે છે. આમાં તપાસ કરો. આ વધો કરતક આ ધર્મીનો છે. એણે જ મારું નખ્ખોદ કાઢયું છે, બાપુ! આ ગવતરીની વહાર છે. તપાસ કરાવો નીકર મારો જીવ લઇ લ્યો!' હીરબાઇએ માથું પછાડયું! 'અને! સાં'બ! હવે જો મારી વાતનો કેડો નહિ આવે તો તમારે બારણે લોહીના થાપા કરીશ.' મારી માથે શું આણે વીતાડયું છે! કંઇક તપાસ કરો ને મારો નીયા કરો!'

મોટા સાહેબને કંઇક સત્ય લાગ્યું ને તપાસ કરવાની વાત કરી. હીરબાઇને સંસ્થામાં મોકલી આપી.

× × ×





પાછા મહિનાઓ વીતવા માંડયા. વરસ થવા આવ્યું. પાછી એ જ માહિતી, બાઇ ખૂની છે, છે કરાં એરમાન એ. દેવાયત સગો ભાઇ છે. એ જ દેવાયતની દોડાદોડ ને એ જ આપ લે !' વહાર કરનાર વકીલ કે મહેનત કરનાર સંસ્થાના સંચાલકોની ઉતાવળ નિષ્ફળ ગઇ. ફરીથી આ કેસ હવે પાછો કાઢવાની જરૂર નથી એ શેરો તુમારમાં થઇને આવ્યો. હીરબાઈ આશામાં જીવતી. એને ખબર પડી કે કેસ નીકળે તેમ નથી. એણે છેલ્લો નિશ્ચય કર્યો અને તે આત્મહત્યાનો !

× × ×

સવારની ખુશનુમા ઠંડી હતી. ઘર બહાર નીકળવાની ઇચ્છા થાય અથવા ગોદડું ઓઢીને પડી રહેવાનું મન થાય એવી સુંદર સવાર હતી. હીરબાઇને મન આજ એના છેલ્લો દિવસ હતો, એ જીવનથી કંટાળી હતી. એની રગેરગમાં આજ દુઃખ ને વેદના ભર્યાં હતાં. ધની ગયો, છોકરાં ગયાં, જમીન કોકને ઘેર ગઇ ને ઘર જેવું ઘર-ભર્યું ભાદર્યું લૂંટાઇ ગયું. હવે રહ્યું શું ? છોકરાં મેળવવાની આશા પણ એ ગુમાવી બેઠી ! એણે બધી હિંમત એકઠી કરી જીવતા મરવાનો વિચાર કરી લીધો ને એ સીધી ઉપડી જે અમલદાર એની મિલ્કતમાં આડો આવતો હતો તેને ઘેર ! એક કલાક બેઠી પણ મળવા ન દીધી. એ પહોંચી ઓફિસે ત્યાં ઓફિસમાં ઘૂસી ગઇ. એણે ધા નાખી, 'સાબ ! છોકરાંના બાપ છો. ભગવાને લીલી વાડી દીધી છે. મારું કાં બધું વીખી નાખો ! ધનથી તો ધરઈ ગયા છો, હવે આ ઉંમરે આવડો કાં લોભ રાખો? અને બાપુ ! આ ગવતરીના મો-માથી તરણું કાં લઈ લો. મારો ભગવાન સાક્ષી છે કે મારો કાંઇ વાંક ગુનો નથી. બાપુ ! તમારાં પગમાં પડું, મારો નીયા કરવા દો. હવે ઘણું થયું, દયા રાખો !' હીરબાઈ ઊઠીને સાહેબના પગમાં પડવા ગઇ.

સાહેબ ખિજાઇ ગયા. એના ક્રૂર કટાક્ષ શરૂ થયા: 'આઘી રહે આઘી ! સતીનો અવતાર ! તારું સવારના પહોરમાં નામ લીધું હોય તો ભવ તરી જઇએ નહિ ! ગવતરીનું તરણું તો શું પણ હું તો ગવતરીને પણ કોઇ છોડતા નથી, સમજી ને ! આપણા મોટા સાહેબને ગવતરીનું જ માંસ ભાવે છે ! હા ! હા ! હા !' એ હસતા હતા ! સાહેબે એકદમ કટાક્ષ ને મશ્કરી બંધ કરી બૂમ પાડી

'પટાવાળા ! અકરમી ! આને આવવા કેમ દીધી ધ્યાન કેમ રાખતો નથી ? આઝાદી આવી ગઇ કે નહિ ! આવાં આવાં હરામખોરને જવાબ દેવા માંડું તો કામ કયારે થાય ? એને બહાર કાઢ ! પાંચેક મિનિટ એ સ્થિર ઊભો. બાઇમાણસને કેમ ધક્કા મારવા એ વિચારતો હતો !

કેમ ! સાંભળતો નથી ? ઉઠાડ એને ! નહિતર સમજ્યો ! આજથી તું નોકરીમાં નથી. એને ધક્કા મારતાં દયા આવે છે !'

હીરબાઈ ઉઠી. 'સા'બ ! એને વચમાંના મોંમાંથી કોળીયો મારે નથી ઝૂંટવો ! આ હાલી ! પણ યાદ રાખજો કે કોક દી ભગવાન તમારો ન્યા કરશે ને મારા જેવાની આંતરડીની કકળ્યા તમને નરકમાં પણ નહિ જંપવા દે.

નિરાશા ને દુઃખથી ઘેરાયલી એ બહાર નીકળી ગઈ !

સાહેબે ગાયત્રીના જાપ મનમાં શરૂ કર્યા ને રામનું નામ લઇને એનું શરણું શોધ્યું.

બપોર ગળતા હતા. હીરબાઈ ઘેર આવી. એને એક જ બંધન હતું અને એ બેમાણંદનું. ને એ ન હોય તો આ નિરાશા એ જીરવી શકી ન હોત ! એણે ખાધું નહિ, ઘેર આવીને માથે ઓઢીને સૂઈ ગઇ.

એને ખાવા માટે સંસ્થામાંની બાઇ કહેવા આવી, પણ એની છાતીમાં આજે જગતનો ભાર મૂકાયો હતો. એણે ના પાડી. ઘણું સમજાવતાં એ ઊઠી નહિ. 'બસ ! મને મરવા દો– હવે શું જીવું ! મેં કાંઇ વાંક ગનો કર્યો નથી અને બધે જ જાકારો ને તોછડાઈ ! મારે હવે જીવ કાઢી નાખવો છે !'

'હીરબાઇ ! ત્રણ છોકરાં દેવાયતે લીધાં ને દુઃખી થયાં હવે આ છોકરાને તું દુઃખી કરીશ? ઘણી



સમજાવટે એ ઊઠી. 'પણ મને વચન આપો છો કે આ સરકાર કંઇ ન કરે તો પણ તમે મારાં છોકરાંને મને મેળવી આપશો! ઘર ને જમીન જાય તો ભલે જાય!'

થોડા દિવસ પસાર થયા. ફરીથી પ્રધાનનું મુકામ થયું. ફરી હીરબાઇ ગઇ. ફરી એ જ અમલદારે કહ્યું, 'સાહેબ, આ તો જીવતી જલ્લાદ છે. છોકરાંના પણ ખૂન કરશે ને શું નહિ કરે! અને બીજું, સાહેબ! છોકરાં એની પાસે જવા રાજી નથી!'

પ્રધાન વિચારમાં પડ્યા. નિર્દોષ છૂટી ગઈ તો પણ નૈતિક રીતે બાળકો પર એની શી અસર થાય!' નીતિ ને સંસ્કારનો પ્રશ્ન હતો. નિર્દોષ હતી કે નિર્દોષ છૂટી. પણ જેલમાં ગઇ એ ચોક્કસ. એટલે બાળકોને સંસ્કારની દૃષ્ટિએ સોંપી તો ન શકાય !' આ મંતવ્ય હતું, આ માન્યતા હતી અને પળે પળે રામને યાદ કરનાર સ્થાનિક અમલદારની ચેતવણી પણ હતી.

પણ છેવટે રસ્તો નીકળ્યો. બાળકો સંસ્થાને સોંપાય એવો હુકમ થયો. હીરબાઇને વિશ્વાસ નહોતો. થયું પણ તેમ જ. પાછા ૧૦ મહિના થઇ ગયા. પ્રધાનો તો વેદિયા હોય એને આવા અમલદારી સવાલોમાં શી ખબર પડે ?

હીરબાઇની ધીરજ ખૂટી હતી. એને સહાય કરનારની પણ ધીરજ ખૂટતી હતી. છેવટે એ પ્રધાનના બારણે જવાબ લેવા બેઠી. દસ દિવસ થયા, પંદર દિવસ થયા ને છેવટે બાળકો ને જમીન સંસ્થાને સોંપવા હુકમ થયો, પણ એટલાથી એનું દુઃખ પત્યું નહોતું. હજી એ મળે નહિ ત્યાં સુધી બધું નકામું.

× × ×

ઘણા દિવસો ગયા. પાછી મહિના પર વાત આવી. પણ છેવટે હીરબાઇને છોકરાં મળે એવો યોગ રચાયો.

હીરબાઇના ગામથી છોકરાં રેવન્યુ ઓફિસે આવ્યાં. બાળકોને ધાક ધમકી ને મારપીટ ઘણાં થયાં હતાં. જીવતા હાડપીંજર જેવાં એ હતાં. મા માટે શબ્દ બોલે તો માર પડતો. હીરબાઇ આવી. બાળકો ભયગ્રસ્ત જોયા કરતાં હતાં. પાસે આવવાની હિંમત નહોતી. અને હજી પણ અમલદાર તો કહેતા હતા કે 'જોયું? છોકરાં માને વળગી પડે એને બદલે આ તો છેટાં જ ઊભાં છે. આનો ત્રાસ ઓછો છે!'

પણ હુકમ અનુસાર બાળકો સંસ્થાને સોંપાયા. ઓફિસેથી ઘેર ગયાં અને મા–છોકરાં એકલાં પડ્યાં. દિવસોનું ભરાયલું દુઃખ બહાર આવ્યું. મા છોકરાનું મિલન એ અદ્ભુત ને કરુણ હતું બધાં જ રોતાં હતાં. કોઇ કોઇ સાથે વાત કરી શકતું નહોતું. મા! જે માને બાંધીને ગાડામાં ઘાલીને લઇ ગયા હતા તે મા! જેને બધા ખૂની કહેતા—લુચ્ચી કહેતા એ મા! જે કેવી હતી એ પોતે જાણતાં નહોતાં છતાં એને મન તો એ મા હતી છોકરાં ને મા ખૂબ રોયાં. અને ઊભરો શાંત પડતાં હીરબાઇએ પૂછ્યું, 'બચા, તે દિ' તું ભાત આપવા ગયો હતો ઇ પછી શું થયું ?'

મા! મને તો પાદરે જ રોકી રાખ્યો હતો. બાકી મને ખબર નથી આવી આવી ઘણી વાતો ને ખુલાસા. છોકરાં સાથેના વર્તાવની ને એવી સ્થાનિક વાતોમાં એ ચડી ગયાં.

હીરબાઇને મન આજ શાંતિ હતી. એણે એક જ કહ્યું: 'છોરું તો મળ્યા! મારાં પેટ, મારા જણ્યાં મારાં નથી એમ કહેનાર કહી રીયા. પણ એના બાપનું કમોત થયું! એનો ન્યા મારો ભગવાન કરશે!' એની આંખમાંથી ચોધાર આંસુ પડતાં હતાં.



## હિમ્મતવાન ડુક્કર

[ગતાંકથી પૂરું] પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

કૂતરાં છોડીને પણ આ પ્રાણીનો શિકાર થઇ શકે છે. આ માટે તેઓને મેદાનમાં હાંકે અને જ્યાં ના-ળવાનાં નાકા હોય ત્યાં કૂતરાને રાખવામા આવે છે. જેવા ડુક્કર ભાગતાં કૂતરા જોઇ જાય કે તરત જ તેઓને છોડી દેવામાં આવે છે. પછી તો આખા ડારમાંથી કૂતરાં પોતપોતાને પસંદ પ્રાણીને બચકાં ભરીને પરેશાન કરી નાંખે છે અને અન્તે તેને બેસવાના ફરજ પાડે છેઃ અને પુખ્ત વયનો ડુક્કર હોય તો કૂતરા તેના પાછલા ભાગોમા બટકાં ભરીને તેને પજવે છે. એમાં જો તેની દાતરડીના મારમાં કોઈ કૂતરું આવી જાય તો પાકી રીતે ઘાયલ કરી નાખે છે અથવા તો મારી પણ નાખે છે. કૂતરા કાંઇ સાફ ડુક્કરને મારી શકતા નથી. પાછળથી માણસોને તેને મારવા માટે ભાલા કે ધારિયા વાપરવાં પડે છે.

જ્યા ડુક્કરો વસતાં હોય ત્યા આવા શિકારો યોજવાની ખાસ જરૂર પડે છે. કારણ કે આ પ્રાણીની વસ્તીમા બહુ જલદી વધારો થાય છે અને આસપાસની ખેતીને અને વાડીને ખૂબ નુકશાન પહોંચાડે છે. રાતના આ જનાવર બહુ નીડર રહેતું હોવાથી રખેપિયાને ગણકારતું નથી આથી ખેડુઓ તેનાથી ખૂબ ડરે છે. એ સિવાય મારી પોતાની એવી માન્યતા છે કે જ્યારે આ જનાવરો વગડો છોડી ગામમાં વસવાનું શરૂ કરે ત્યારથી તે ગામની આબાદી ઓછી ને ઓછી થતી જાય છે. એ માટે આ પ્રાણીનું રક્ષણ કરવા માટે પ્રતિબંધ કરવા જરા ય વિચાર ક્યાંથી થાય. છતાં જો તેનો વિચાર અને યોજના પૂર્વક શિકાર થાય તો તેઓની સંખ્યા વધે નહિ અને કુદરતની રચેલી પ્રાણી સૃષ્ટિ સભર રહે.

ઘોડેસવારીમાં ભુંડને ભાલે ભોંકવાની કળા પણ એક બહુ મર્દાનગી ભરેલો શિકાર છે. આ શિકારમાં ઘોડેસવારીની કળા સાથે ભાગતા સૂવર ઉપર ભાલાની અણીથી નિશાન જમાવી તક સાંપડે તેના દેહના મર્મસ્થાનમાં તે અણી પરોવી દઇ ચપળતા પૂર્વક તે પાછું ખેંચી લેતાં જવલેણ ઘા કરવો અને દે કઇ પળે કરવો એ બધુ સાચવી પોતાનો જીવ અને ઘોડાનું કાળજીપૂર્વક જતન કરી ડુક્કરનો જીવ લેવો એ પણ મર્દાની ખેલ છે.

આ શિકાર વાકી જમીનમાં કરવો બહુ મુશ્કેલ છે. એટલે બનતાં સુધી સપાટ મેદાનમાં સૂવરના ડારને તગડવામાં આવે છે. આ કરવા માટે હાંકા ગોઠવવામા આવે છે. એ હાંકામાં ઢોલ, ત્રાંસા અને શરણાઇનો પણ સમાવેશ થાય છે. અને મોટો શોર બકોર ચાલે છે. ઘોડેસવારો પોતાના ઘોડા કાંટની કિનારી ઉપર રાહ જોતા ઊભા રહે છે એ વખતે જોનારને એમ જ થાય કે ભુંડની જાત આવે છે. આ હાંકામા કાગડા બહુ સરસ ભાગ ભજવતા મારા જોવામાં મહુવા ગામમાં આવ્યા છે. તેઓ બરાબર તેના ડારની ઉપર જ ઉડતા આવતા હોય છે. એથી દૂર ઊભેલા બલ્લમબાજો જોઇ શકે છે કે ડુક્કર કાંટમાં હજુ કેટલે દૂર છે. જેવા તે બધાં કાંટ છોડી જરા દૂર ભાગે એટલે તેની પાછળ ઘોડેસવારો ચાપી મૂકે છે અને પોતપોતાને ગમે તે ભુંડ ઉપર પોતાના ભાલા ભોંકી લોહી લે છે. અને બને ત્યા સુધી મારી નાંખવાની જ ઇચ્છા રાખે છે.

તળાજા, મહુવા અને વિકટરમા જ્યારે આ રમત થતી ત્યારે કુલ તમામ પ્રજા ગામ બહાર નીકળી પડતી અને ખૂબ રસપૂર્વક આ તમાશો નિહાળતી હતી. અને સુનંદા બલ્લમબાજોની પ્રશંસા પણ કરતી હતી. હવે તો સૌરાષ્ટ્ર અને બીજે પણ હયદળો રહ્યાં નથી એટલે આવી સવારીની મર્દાનગી ભરેલી રમતો સ્વપ્નવત્ થઇ ગઇ છે. અને હવે તો તેની વાતો કરવાનું પણ ભુલાઇ ગયું છે. ઘણી અફસોસની વાત. સ્વરાજ્ય પ્રાપ્તિ સાથે મર્દાનગીના ખેલો સંતાઇ ગયા.

ચોથી રીત જ્યાં સુધી ભાવનગરના અમારા ના. મહારાજા સાહેબે વિચારીને વર્તનમાં મૂકી ન હતી ત્યા સુધી તેનો વિચાર સરખો પણ અહીં આવ્યો હોય, એવું ધ્યાન ઉપર પણ લીધું હોય



એવું જાણુમાં નથી. આ રીત આફ્રીકાના ઝુલુ લોકો જે રીતે સાવજને ઘેરો ઘાલી ભાલાથી વીંધીને ઠાર કરે છે એમ ઝુલુ હુમલો કરી પડેલાં ડુક્કરને ચાલીશ-પચાસ સુનંદા બલ્લમબાજ ઘેરો ઘાલી જેવાં ડુક્કરો ભાગવા આવે કે પોતાના ભાલામાં તેને પરોવી દે એ રીત હતી. જેની પાસે તે જાય તેણે પોતાનું ભાલુ ભોંકવું અને તેની મદદમાં બંને પડખેના સાથીદાર રહે. બીજા કોઇએ કુંડાળું તોડવું નહિ. આ શિકારમાં બલ્લમબાજની હિંમત, અણીને વખતે કેટલી ધીરજ રાખવી અને પોતાને ઘાયલ કર્યા પહેલાં પ્રાણીને ભાલું ભોંકી દેવું એ કળા પોતાનું સમતોલપણું જાળવીને શિકાર હાથ કરવાની કુનેહમાં મોટો ભાગ ભજવે છે. અને બલ્લમબાજની હિંમત જોઇ શકે છે.

આ ઝુલુ હુમલામાં પોતે મોખરે રહી ભાગ લીધેલો અને બીજામાં પાયદળ અને હયદળના અફસરો અને સિપાઇઓ તથા થોડા પોતાના ખાનગી માણસો રાખી યોજેલા. આ હુમલા વિક્ટોરિયા પાર્કમાં ગોઠવવામાં આવેલા અને ઘણા ડુક્કરને ભાલે ભોંકયા હતા. ડુક્કરના તમામ શિકારમાં મેં પોતે ભાગ લીધો છે. અને જે રીતે હું તે બધા શિકાર સમજ્યો છું તે પ્રમાણે સમજાવવા પ્રયત્ન કર્યો છે.

જ્યારે એક જગ્યાએ બહુ હાંકા થવા લાગે અને શિકાર થવા લાગે ત્યારે ડુક્કરો થોડા વખત માટે તે જગ્યા છોડી નવી જગ્યાએ ચાલ્યા જાય છે. જ્યારે મહુવામાં હાંકા શરૂ થતાં ત્યારે તેઓ વિક્ટર અને ચાંચ સુધી ભાગી ગયેલાના દાખલા જાણવા મળ્યા છે. અને ભાવનગરમાં હાંકા થતા ત્યારે તેઓ ભંડારીયા અને ખોખરાના ડુંગરમાં આશરો લેવા ચાલ્યા જતાં માલૂમ પડ્યાં છે. એમ ખાતરી થાય કે હવે બધું શાન્ત થઇ ગયું છે ત્યારે તેઓ ધીરે પાછાં પોતાની અસલ જગ્યામાં ભેળાં થવા લાગે છે.

જંગલી ભુંડોને જો વગડામાં જ હેળવવામાં આવે તો તેઓ બીજા વન્ય પશુઓ કરતાં ઘણાં વહેલાં હળી જાય છે. અને એક-બેની સંખ્યામાંથી મોટી સંખ્યામાં ભેળા થવા લાગે છે. ઉદેપુરમાં તો આ જનાવરો માટે મેદાનમાં ખાસ અનાજ, ગાજર, શક્કરીયાં વગેરે ચીજો નાખવામાં આવતી અને તે ખાવા માટે આઠસોથી હજાર જેટલી સંખ્યામાં તેઓ જમા થતાં હતાં. મને પોતાને આ પ્રાણીનો વિક્ટોરીયા પાર્કમાં કરવામાં આવેલા અખતરાથી બરાબર અજમાયશ થયેલી કે તેઓ ખાવા ઉપર બહુ જલદી હળી જાય છે અને જ્યાં દાણો કે રજકો નાખીએ ત્યાં ખાવા જવામાં જરા ય અચકાતા ન હતાં.

શરૂઆતમાં પાર્કમાં રાખવામાં આવેલાં હરણો અને ચીતળોને દાણો નાખવા માટે એક બળદનો એક્કો લઇ માણસ જતો હતો. હરણશાળામાંથી અખતરા ખાતર થોડાં ચીતળોને બહાર છોડેલાં તેઓ પણ પોતાના હરણશાળાનાં સાથીદારોને છોડી દૂર નહિ જતાં ત્યાં જ વસવા લાગ્યાં હતાં. તેને પણ બહાર થોડા દાણા અને રજકો નાંખવામાં આવતો. તેની સાથે એક-બે ડુક્કરો પણ તે નાખેલા અનાજ ઉપર હળી ગયેલા. પછી વખત એવો આવ્યો કે પેલા ચીતળો આદમીથી ડરીને ભાગવા લાગ્યા અને નાંખેલો દાણો પેલાં ડુક્કરો હિમ્મતપૂર્વક ખાઇ જવા લાગ્યાં. આમ થવાથી એવો પ્રબંધ કરવામાં આવ્યો કે શરૂઆતમાં દાણો નાખવો જ નહિ. અને પેલા ડુક્કરો તો હિમ્મતપૂર્વક પાસે ને પાસે આવવા લાગ્યાં અને એટલાં બીક વગરના થઇ ગયાં કે હુંઢ મારીને દાણા પડાવી લેવાની હિમ્મત કરવા લાગ્યાં. આ તેઓની સંખ્યા દિનપ્રતિદિન વધતી ચાલી અને લગભગ પચીશ-ત્રીશની હાજરી નોંધાવા લાગી. જેવો એક્કો પાર્કના દરવાજામાં દાખલ થાય એટલે તેમાના જૂનાં ડુક્કરો એટલે શરૂઆતમાં હળી ગયેલા તે એક્કાની સાથે આવતાં અને એક્કા પાછળ હરણશાળા સુધી દોડયાં આવતાં આ ભૂંડની સંખ્યા છોડેલાં ચીતળો કરતાં વધારે થઈ ગઇ એટલે તેને ઓછી કરવા માટે ભડકાવવાની જરૂર જણાતાં એક વખત તેઓ માટે નાના વાડામાં દાણા નાંખ્યા. તેઓ આ બધેશ વાડાનો વિચાર કર્યા વિના અંદર દાખલ થઇ જઇ





ખાવા લાગી ગયાં. પણ થોડા મોડા ભજેલાં જનાવર અંદર જતાં અચકાતા હતા. જ્યારે દરરોજ વાડામાં જ ખોરાક પડવા લાગ્યો ત્યારે તેઓ પણ સૌ સાથીદારો સાથે અંદર દાખલ થઇ ગયા. બધાને અંદર આવી ગયેલા જોઇ તેનો દરવાજો બંધ કરી દીધો. જ્યાં સુધી તેઓ ખાવામા મશગૂલ હતા ત્યાં સુધી તો એઓને જરા ય ખબર ન પડી કે આપણા બહાર જવાનો માર્ગ બંધ થઇ ગયો છે એક–બે પ્રાણીઓ પેટ ભરીને બહાર નીકળવા માટે ફાંફાં મારવા લાગ્યાં કે આખુ ટોળું ગભરાયુ અને આમથી તેમ ભાગાભાગ થઇ ગઈ, તેમા એક લુચ્ચી માદાએ તો ઠેકડો મારી જેમતેમ કરીને સળિયાની જાળી કુદાવીને નાસી ગઇ એ બહુ આશ્ચર્યની વાત કહેવાય. કારણ કે આ પ્રાણીનું શરીર અને પગ તેને કોઇ વખત કુદાવીને બચાવી શકે એવાં નથી. છતાં ચાલાક ભુંડો મોટાની નીચી દીવાલો કુદાવીને મોલને નુકસાન કરતાં સાંભળવા આવ્યા છે. તેની સાથે એટલુ કહેવાનુ કે તેઓ સારૂ કુદાણ કરતાં નથી પણ પગ ભરાવાને બીજી તરફ પડી શકે છે.

છેવટે એટલું ફરી જણાવવાની જરૂર છે કે આ પ્રાણીની સંખ્યાને અંકુશમાં રાખવી યોગ્ય છે એટલે તેનો શિકાર થતો રહે એમાં જરા ય હરકત નથી. છતાં વિચાર પૂર્વક આ શિકાર થાય તો પણ સૃષ્ટિ સમૃદ્ધ રહે અને આપણી મોલાતને નુકસાન ન થાય.



# પદ્મરેણુ

ધૂમકેતુ

ધરતીકંપ કરતાં વધારે હોનારત માનવ માનવ વચ્ચેના ધિક્કાર કંપમાંથી ઊભી થાય છે !

*

મેં જોઈ જોઈને જિંદગીમાં એક વસ્તુ જોઈ છે. સૂરજની ઊગવામાં ને આથમવામાં ફેર પડે તો એમાં ફેર પડે. આ એક વસ્તુ ચોક્કસ છે. સારા-માઠા કામનો બદલો આંહીં જ ને આ જીવનમાં જ મળે છે! પણ આટલી વાત સમજવા માટે મેં ચૂકવેલું મૂલ્યાંકન જેવુંતેવું નથી. મૂલ્યાંકન ચૂકવવાની તૈયારી ન હોય તો સત્યની ઝાંખીની આશા જ છોડી દેવી !

*

કેવળ કલ્પનાના આધારે જીવન વિતાવનારને ક્યારેક કુદરત એવું રૂપ બતાવે છે કે જે રૂપ જોવા માટે માણસની હજાર જિંદગીની વાટ પણ પૂરી ન પડે !

*

માણસે બંધાવેલું કોઇ મહાલય પડી જાય કે ભવ્ય નગર નાશ પામે કે કરોડોના ખર્ચે બંધાવેલો બંધ તૂટે, તો થોડાં વર્ષોની મહેનતે ને પૈસા ખર્ચ્યે એ કરીને ઊભાં કરી શકાય !

પણ સંપૂર્ણ મનુષ્યત્વ પ્રાપ્ત કરેલ કોઈ નરસિંહ લુપ્ત થાય, કે માણસાઇની પરાકાષ્ઠા બનાવનાર કોઇ આત્મા જાય કે કોઇ કલાની ઐકાંતિક ઉપાસના કરનાર ઉપડી જાય ત્યારે પૃથ્વીને શી ખોટ પડે છે એનો આંક કાઢવો મુશ્કેલ છે. એવા ચેતન ફરી ઊભા કરી શકાતાં નથી. કુદરતને પણ એને માટે રાહ જોવી પડે છે.

એટલા માટે મેં તમને કહ્યું કે ઊંચામાં ઊંચો વારસો એ કલ્પનાનો વારસો છે.

*

તરુણ અવસ્થાનાં માણસો એમ બોલે કે અમે એકબીજાને ચાહીએ છીએ એટલામાં લગ્નજીવનનો સંપૂર્ણ વિજય આવી જતો નથી; જીવનની કઠણ ભૂમિકાની તાલીમ પામ્યા વિના ચાહવું કે ન ચાહવું એમ બોલવું એ એક પ્રકારની છોકરવાદી.

*

જૂના વખતમાં ઉપાસનાના તપોભંગ માટે અપ્સરાઓ આવતી—આ જમાનામાં પ્રશંસા આવે છે !

*

ખરી ગયેલાં પાન ! અને વીતેલાં દિવસો ! માણસો તમને સંભારે છે. પણ તમે માણસને કોઈ દિવસ સંભારો છો ખરા ?

તમને માણસો સાથે પ્રીતિલગની લાગતી જ નથી ? ત્યારે તો સૌથી નિષ્ઠુરમાં નિષ્ઠુર સમય જ છે એમ સમજવું ?

અને આ નિષ્ઠુર સમયને, શોકાંજુલિ ભરેલી કવિની કરુણ વીણા વિના કોણ થોભાવી શકે ?

*

ઝાડ ઉપરથી એક પાંદડું ખર્યું, ત્યારે પૃથ્વીની ધૂળના એક કણને પણ કાંઇ થયું ન હતું. ત્યાર પછી હજારો પાંદડાં ખર્યાં. પછી લાખો ખર્યાં. પછી કરોડો ખર્યાં. કોઇને કાંઇ જ ન થયું. પૃથ્વીની વસંત-શોભા એવી ને એવી અગાડી રહી. પાંદડાં ખરી ગયાનો કોઇ વૃક્ષને શોક ન હતો. કોઇ પંખીને અફસોસ ન હતો. ધૂળના એક કણને એની માહિતી ન હતી. એ પ્રમાણે માણસો ખર્યાં—અને કોઇને ખરી રીતે કાંઇ જ કહેવાનું ન હતું !

થોડાંક આંસુ વેરાયાં, ડૂસકાં સંભળાયાં. પ્રશંસા-નિંદાના શબ્દો આવ્યા, ક્યાંક થોડી-વધારે આછી ધમાલ થઈ !

—પણ સમયનો સાગર પોતાના તરંગો એમ ને એમ વહાવી રહ્યો હતો !

પૃથ્વીના એક કણને પણ, જેમ પાંદડાની તેમ માણસની, ખોટ લાગતી ન હતી.





વિલુપ્તિના મહાસાગરના કોણ જાણે કયે તળીએ અસંખ્ય ખરી ગયેલાં પાદડા ને અસખ્ય ખરી ગયેલાં માણસો એય હતા !

લાખો ને કરોડો પાદડાં નિત્ય ખર્યાં કરે એવી આ દુનિયામા કોઇ હેતુ હશે કે હેતુ શોધવામાં મૂર્ખાઇ હશે ?

વિલુપ્તિના મહાસાગરનું એક બુદબુદ થઈને ફૂટી જવા માટે આટલી બધી મથામણ, આટલી બધી ધમાલ, આટલી બધી અતૃપ્ત ઘેલછા ?

ઘણી વખત થાય છે રડવામાં મજા છે ઘણી વખત લાગે છે હસવામા મજા છે. પણ પછી તો સમજાય છે કે કલ્પનામાં જ મજા છે. નથી હસવામા, કે નથી રડવામાં.

મારા મનમાં આ એક પ્રશ્ન હંમેશાં આવ્યા કરે છે. આ બધી જ સૃષ્ટિ એ ભ્રમિત મનની કલ્પના તો નહિ હોય ? ખરી રીતે આહીં કોઇ જ આવતું ન હોય, કોઈ જ જતું ન હોય, અને કોઇ જ ન હોય ! ઘણી વખત આ સવાલ મનનો છેડો મૂકતો જ નથી. એમ તો નહિ હોય, આંહીં કાંઈ જ નહિ હોય ?

*

ભવ્યમા ભવ્ય જીવન એ છેવટે પાંદડું ? કે પાદડુ એ ભવ્યમા ભવ્ય જીવનની ઉમેદવારી કરનાર પહેલું ચેતન ?

*

કેટલીક વખત માણસ સમજતો હોતો નથી માટે પણ મહત્તા મેળવી જાય છ ! કેવી નવાઇની વાત અને છતા કેટલા સાચી !

હંમેશાં આવી ટેવમાં રાચનારો એ માણસ જ છેવટે માણસ મટીને સરકાર નહિ થતો હોય ? જેને કંઇ વ્યક્તિત્વ નહિ, કાંઇ ગતાગમ નહિ, કાંઈ જવાબદારી નહિ !

કેવળ અસ્પર્શ્ય ઊંચાઈ ?

*

વિદ્યાની સાચવણીનો આનંદ, એ જો માણ સમા હોય, તો બીજા તમામ આનંદો એના પ્ર ક્ષુલ્લક બની રહે છે ! પુસ્તકો આપણને સ્વજન જેવા લાગશે, ત્યારે દુનિયા સ્વર્ગ સમી હશે.

*

જીવનસિદ્ધિનો આંક કોણ કોનાથી માંડે એ એક વૈયક્તિક પ્રશ્ન છે. કોઇ એનો આંક લક્ષ્મીથી માંડે. કોઇ સંસાર રંગથી માંડે. કોઇ પ્રેમથી મં કોઇ વિદ્યોપાસનાથી માંડે, કોઇ કલાન્વેષણાવૃત્તિ માંડે, પણ જે વધારેમા વધારે સ્વાર્પણ કરે એ જ માત્ર એમાં શોકનું દર્શન ન મળે !

*

વ્યક્તિ એ વ્યક્તિ જીવનની સમજણ મેળવે તો જ જીવન પ્રગટે, તો જ વ્યક્તિ, સમષ્ટિ અને શાસન એ ત્રણનો સુસંગત મેળ જામે.

ઘણીખરી કરુણકથની આ ત્રણની વિસંગતિ માંથી જ જન્મે છે !

*

માણસનું માણસ તરીકે મહત્ત્વ ઘટતાં ઘટતા છેવટે આમ ન થાય ? એ પણ કોઇ તંત્રમાં રહેનારું જાનવર મનાય !

*

જે જ્ઞાન વડે, આપણે સૌ સરખા છીએ એ સમજણ ફેલાય માત્ર તે જ્ઞાન જ જીવન પ્રગટાવે. જીવનમાં સમજણ પ્રગટાવે. જીવનમાં પ્રકાશ લાવે. જીવનને જીવવા જેવું રહેવા દે.

*

જમાનાએ ફેલાવેલી અર્થહીન વિચારમાયામ આ માયા ભયંકર છે. જેમાં આપણે અક્ષરજ્ઞાન અને જીવનસંસ્કાર બન્નેનો શંભુમેળો કરીએ છીએ. એકની હાજરીને બીજાનું અનિવાર્ય અંગ માની લઇએ છીએ. એનાથી એક પ્રકારનો જીવન પરિમળ લુપ્ત થતો રહ્યો છે !

*



આપણે વિદ્યાના ભારને વેંઢારીએ છીએ કે વિદ્યાના આનંદને માણીએ છીએ એમાં વિદ્યાની સાર્થકતા નિરર્થકતા રહેલ છે

*

'વૈરથી વૈર શમતું નથી' એ ભગવાન તથાગતના શબ્દોને વધારે ઊંડા ઉતરીને જોતાં એમાં જીવનનું એક ભવ્યદર્શન મળશે!

એનો અર્થ એ થાય કે માણસ પોતાની તમામ નાની-મોટી ક્રિયા એક શબ્દ બોલવા જેટલી પણ, આને આધારે કરે તો જ એ આ સૂક્તિનું સાચું દર્શન કરે!

એટલી વ્યાપકતા વિના એ એનું સાચું દર્શન ન આપે!

*

ઘણાં માણસોનાં જીવન અનેક રંગમાં રંગાયેલાં હોય છે. બધા જ રંગ ઇન્દ્રધનુ જેવા મનોહારી પણ એવા જ ક્ષણિક.

કોઇક વિરલાનું જીવન જ એકરંગી હોય છે. જે રંગમાં એ શરૂ થાય છે એ જ રંગની ભભક ભરેલી સુગંધમાં એ વિલીન થઇ જાય છે. પછી એ કેવો કેટલો ને કયો રંગ હતો એની છણાવટ એ તો દુનિયાના અતિ ડાહ્યાઓની એક પ્રકારની ચોવટ કહેવાય!

પણ આ વાત છે જીવનરંગની-છાંટણાની નહિ! આમ વિસંવાદી રંગીબંગીની પણ નહિ!

આપણે આટલું બોલવા માટે કેટલા યુગો લઈશું? આટલું એટલે કેટલું? 'આંહીં કાંઈ જ હૃદયહીન નથી' એટલું.

*

તમારામાંનો દરેક બીજા દરેકની જરૂરિયાતનો હિતકર્તા થઇ રહે-તો આશ્ચર્યનું આશ્ચર્ય અનુભવવામાં આવશે. બીજાનું હિત કરતાં એ પોતાનું હિત પણ સાધી શક્યો જ હશે.

*



## સાભાર પ્રાપ્તિસ્વીકાર

### નવું બાળસાહિત્ય

**૧૨ ચોથી ચોપડી :** [લે. 'ધૂમકેતુ' : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ : દશ આના]

'ધૂમકેતુ'ની પ્રૌઢશિક્ષણમાલાની પ્રૌઢોપયોગી તેમ કિશોરભોગ્ય ચોથી ચોપડી.

**૧૩-૧૪ ચિઠ્ઠી વાચન : બાલલેખન :** [લે. સોમાભાઇ કિ. પટેલ; ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય. અમદાવાદ : છ આના]

બાળકના પ્રારંભિક વાચનમાં જેની અગત્ય સૌ શિક્ષણરસિકો સ્વીકારે છે તે ચિઠ્ઠીવાચનની બાલોપયોગી પુસ્તિકા.

### ઇતર પુસ્તકો

**૧૫ કંઠાભરણમ્ :** [સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ : ત્રણ આના]

અનેક ભાવિક હિંદુઓના નિત્ય પાઠમાં આવતા શ્લોકોની ગુજરાતી અર્થ સાથેની પુસ્તિકાની પાંચમી આવૃત્તિ.

**૧૬ પ્રબોધ બાવની :** [સં. માધવ ચૌધરી : સસ્તું સા. કાર્યાલય : ચાર આના]

વ્યાવહારિક દૃષ્ટાંતો દ્વારા પ્રભુભક્તિ કરવાનો ઉપદેશ આપતા બાવન કુંડળિયા તથા વ્યવહારબોધક ચાતુરીનો ગરબો એ બે દયારામ કૃતિઓની પુસ્તિકા.

# માશા

ઇવાન તુર્ગનેવ
અનુ૦ શિવશંકર પ્ર. શુક્લ

ઘણાં વર્ષો પર હું સેન્ટપીટર્સબર્ગમાં રહેતો હતો ત્યારે કેટલીકવાર હું ગાડી ભાડે કરતો અને તે વખતે હમેશાં મારે ગાડી હાંકનારની જોડે વાતો થતી. ખાસ કરીને રાત હોય ત્યારે ગાડીવાળા સાથે ગપ્પા મારવાની મઝા આવતી આ ગાડીવાળાઓ ગામડામાંથી આવેલા ગરીબ ખેડૂતો હતા તેઓ પોતાની નાની પીળા રંગથી રંગેલી ગાડીઓ લઈ રાજનગરમાં આવતા. તેમની ગાડીને નાનું સીકડું ટટ્ટુ જોડતા અને એ રીતે પોતાની રોજની રોટી અને ગામડાના જમીનદારને ભરી શકાય એટલો વેરો આપવા જેટલા પૈસા પેદા કરવાનો પ્રયત્ન કરતા.

એક વખત મેં આવા જ એક ગાડીવાનની ગાડી ભાડે કરી...એ વીસ વર્ષનો ઊંચો દેખાવડો અને આનંદી જોવો ગમે એવો ફાંકડો માણસ હતો. એની આંખો વાદળી હતી અને ગાલ ગુલાબી હતા; અને છેક ભમરોને ઢાંકી દેતી થીગડાવાળી ટોપીમાંથી વાળના ગૂંચળા બહાર નીકળી રહ્યાં હતાં. પહેલવાન જેવા ખભા ઉપર એનો ચીંથરિયો ગભા જેવો કોટ શી રીતે ટકી રહ્યો હતો એનું આશ્ચર્ય કરેક જણને થતું. છતાં એ ગાડીવાનનો સુંદર દાઢી વગરનો ચહેરો ગંભીર અને ચિંતાતુર દેખાતો હતો.

મેં એની સાથે વાત કરવા માંડી ત્યારે એના અવાજમાં ગમગીની ભરેલી દેખાઈ.

'ભાઈ, શું થયું છે ? મેં પૂછ્યું. 'તું આનંદી કેમ નથી ? શોકનો કંઈ પ્રસંગ બન્યો છે ?'

એ યુવાનને જરા સંકોચ તો થયો.

'હા, શોક તો છે જ, સાહેબ !' એણે છેવટે ઉત્તર આપ્યો. 'આનાથી વધુ ભારે શોક હોઈ જ ના શકે. મારી પત્ની ગુજરી ગઈ છે.'

'તું એને ચાહતો હતો—તારી સ્ત્રીને ?'

એ યુવાને પાછળ જોયા વગર પોતાનું માથું જરાક હલાવ્યું.

'સાહેબ, જરૂર હું એને ચાહતો હતો' આઠ મહિના થઈ ગયા છતાં યે એ દુઃખ વિસારે પડતું નથી. એ શોક મારું હૃદય કોતરી રહ્યો છે અને માર્ગ સૂઝતો નથી. અને એ મરે જ કેમ ? એ જુવાન હતી ! એ હતી યે મજબૂત !...એક જ દિવસમાં કૉલેરાએ એને ઝડપી લીધી.'

'અને તારા તરફ એ ભલી રીતે વર્તતી !

'અરે, સાહેબ !' ઊંડો નિશ્વાસ મૂકીને તે જુવાન બોલ્યો 'અમે સાથે ઘણાં જ સુખી હતાં ! ઈશ્વર નહોતો તે વખતે એણે દેહ છોડ્યો. અહીં જ એના મરણના સમાચાર સાંભળતાં મારે ઘેર ગામડે દોડી પહોંચ્યો. હું ઘેર પહોંચ્યો તે વખતે મયતલ થઈ ગઈ હતી. હું મારી ઝૂંપડીમાં દોડી ગયો, વચ્ચોવચ જમીન પર જઈને અટકી ગયો, અને ધીરે અવાજે કહ્યું—'માશા, ઓ હું હાક પાડું છું—ઓ માશા !' ફક્ત તમરાં જ બોલી રહ્યાં હતા. પછી હું રડવા લાગ્યો, જમીન પર બેસી ગયો અને જોરથી જમીન પછાડવા લાગ્યો: 'ઓ ભૂખડી પૃથ્વી' મેં કહ્યું, 'તું જ એને ગળી ગઈ છે...લે મને પણ ગળી જા. ઓ, માશા, માશા !'

'માશા !' એણે આગળ ચલાવ્યું ને એનો અવાજ એકાએક પડી ગયો. અને લગામ હાથમાંથી સરી જાય એમ એણે પોતાની લાંબી બાંય વડે પોતાની આંખનું આંસુ લોહી નાખ્યું અને પછી એક શબ્દ ન બોલ્યો.

સ્લેજમાંથી નીચે ઊતરી મેં એને બક્ષિસ આપી. બન્ને હાથ વડે ટોપી દબાવતો એ નીચો વળ્યો અને શેરીના બરફથી ઢંકાયેલા રસ્તા પર ધીરે ધીરે ગાડી હંકારી ગયો. અને છેવટે જાન્યુઆરી મહિનાના હિમના ભૂરા ધુમ્મસમાં અદૃશ્ય થઈ ગયો.

★

# લોહીની સગાઈ

ઇશ્વર પેટલીકર

ગુજરાતમાં આ વાર્તા પ્રથમ આવેલી છે, ઉપરાંત હિંદની હરીફાઈમાં જે ત્રણ (મલયાલમ, તેલગુ અને ગુજરાતી) પ્રાંતિક ભાષાઓની વાર્તાઓ ઈનામને પાત્ર કરી તેમાં આ વાર્તા છે એટલે એ રીતે આ વાર્તાએ હિંદમાં ગુજરાતી વાર્તાકલાનું ગૌરવ વધાર્યું છે.

જાણીતા વિદ્વાન વિવેચક પ્રા. ડોલરરાય માંકડ એ અંગે કહે છે—'વાર્તાની વસ્તુ તો સાવ નાની છે પણ એની રચનામાં અદ્ભુત તત્ત્વ છે. લેખક એ તત્ત્વને પકડી શક્યા છે અને અસરકારક રીતે મૂકી શક્યા છે. એમાં માનવસ્વભાવ અને માના હૈયાનું સુંદર નિરૂપણ છે. માનવીના હૃદયનાં પરમ શાશ્વત તત્ત્વોને આ વાર્તામાં પકડવામાં આવ્યાં છે. કરુણરસ આપણું હૈયું વલોવી નાખે છે.'

મંગુને ગાંડાના દવાખાનામાં મૂકવાની સલાહ લોકો અમરતકાકીને આપતા ત્યારે એમની આંખમાં ઝળઝળિયાં આવી જતાં અને દરેકને એ એક જ જવાબ આપતાં: 'હું મા થઈને એની ચાકરી ન કરી શકું તો દવાખાનાવાળાંને શી લાગણી હોય? ખોડા ઢોરને પાંજરાપોળમાં મૂકી આવવા જેવું જ એ તો કહેવાય.'

અમરતકાકીની આ ગ્રંથિ જાહેર થઈ ગયા પછી કોઈ એમને એવી વાત કરતું નહિ. જન્મની ગાંડી ને મૂગી દીકરીને એ જે રીતે ઉછેરતાં, ચાકરી કરતાં અને લાડ લડાવતાં એ પ્રત્યક્ષ જોઈ લોકો એમનાં વખાણ પણ કરતા કે, આવી રીતે ગાંડી દીકરીને તો અમરતકાકી જ ઉછેરી શકે. બીજાને ઘેર હોય તો ભૂખીતરસી ક્યારની મરી ગઈ હોય. અને જીવતી હોય તો પણ આવું હૃષ્ટપુષ્ટ શરીર તો ન જ હોય.

મંગુ સિવાય અમરતકાકીને ત્રણ સંતાનો હતાં. બે દીકરા અને એક દીકરી. દીકરા ભણીને શહેરમાં ધંધે વળગ્યા હતા. દીકરી પરણીને સાસરે રહેતી થઈ હતી. અમરતકાકી એ ત્રણે સંતાનોને વિસરી ગયાં હોય તેમ એમનું સમગ્ર માતૃત્વ મંગુ ઉપર અભિષેક કરતું હતું. એટલે રજાઓમાં દીકરાઓ અવારનવાર ઘેર આવતા ત્યારે એમનું ઘર બાળ પૌત્ર-પૌત્રીઓથી ખિલખિલાટ હસી ઊઠતું, છતાં દાદીમા તરીકે અમરતકાકી હરખપદૂડાં થઈ જતાં નહિ. ભાગ્યે જ બાળકોને એ તેડતાં, રમાડતાં કે લાડ કરતાં.

માના આ વર્તન વિષે દીકરાઓને કંઈ લાગતું નહિ, પણ વહુઓ સમસમી જતી. બંને વહુઓની પતિ આગળ આ એક જ ફરિયાદ હતી—દીકરાનાં બાળકો એમને દીઠાં ગમતાં નથી અને ગાંડા ઢોરને છાતીએથી અળગો કરાતો નથી!

માતૃત્વની લાગણીમાં ખેંચાઈ વહુઓ અમરતકાકીને અન્યાય કરી બેસતી એટલું જ, બાકી દીકરીનાં બાળકો પ્રત્યે પણ એમનું વર્તન એવું જ હતું. એ કારણે, વહુઓ પતિ આગળ બબડીને જ્યારે રહી જતી ત્યારે દીકરી માને મોંએ જ સંભળાવી દેતી: 'મંગુને ખોટાં લાડ લડાવીને તેં જ વધારે ગાંડી કરી મૂકી છે. ટેવ પાડીએ તો ઢોરને ય ઝાડોપેશાબ ક્યાં કરાય અને ક્યાં ન કરાય તેનું ભાન આવે છે, તો બાર વર્ષની છોડી ગમે તેટલી ગાંડી હોય પણ એને ટેવ પાડી હોય તો શું એટલું ભાન ન આવે? એ મૂગી છે પણ કંઈ બહેરી નથી કે આપણું કાને ન ધરે. ભૂલ કરે તો બે લપડાક ચોડી દીધી હોય તો બીજી વખત તરત ભાન રાખે.'

દીકરી આગળ કંઈ બોલે તે પહેલાં અમરતકાકીની આંખો વરસવા માંડતી. દીકરીનું હૈયું પણ ભરાઈ આવતું, પરંતુ કઠણ કાળજું કરી એ મનનો ડૂમો કાઢી નાખતી: 'તું જાણે છે કે હું દીકરીને લાડ કરી સુખી કરું છું, પણ યાદ રાખજે કે તું જ એની સાચી વેરણ છે. તું કંઈ કાયમ બેસી રહેવાની નથી. ભાભીઓને પનારે એ પડશે ત્યારે એના મળમૂતર ધોવા જેટલી કોઈ આળપંપાળ નહિ કરે અને એ દુઃખીદુઃખી થઈ જશે.' સહેજ અટકીને ધીમે સાદે એ કહેતી: 'કહેવત છે એ ખોટી નહિ, કે પારકી મા જ કાન વીંધે. દવાખાનામાં મૂકવાથી ડાહી નહિ થવાની હોય તો નહિ થાય, પણ ઝાડો-





પેશાબ અને કપડાંનું ભાન આવશે તો ય બસ છે. ભાઇઓના ઘરમાં ભગવાને ધાન ઘણું આપ્યું છે. ભાભીઓ ટંકે ખાવા ન આપે એવી કજાત પણ નથી.'

અમરતકાકી લોકોને દવાખાના અંગે પાંજરાપોળની ઉપમા આપતાં ત્યારે લોકો પરાયા તરીકે જે કહી શકતા નહિ તે દીકરી કહી નાખતીઃ 'દવાખાનું પાંજરાપોળ જેવું હશે અને કદાચ મંગુ મરી ગઇ તો એનો અને કુટુંબનો છુટકારો થશે!'

મંગુના મોતને અમરતકાકી પણ છુટકારો માનતાં હતાં, જો એ કુદરતી રીતે આવે તો. પરંતુ બેદરકારી બતાવી અને જાણી જોઇને મોત ભણી ધકેલવાનો વિચાર એમને અસહ્ય લાગતો. સ્વાર્થનું તો સૌ સગું પણ બિનસ્વાર્થનું સગું થાય એ જ સાચું સગું. દીકરા કમાતાધમાતા હોય, દીકરી સાસરે હીંડોળાખાટે ઝૂલતી હોય ત્યારે હું મા થતી જાઉં એનો કંઇ અરથ નથી. મંગુની સાચી મા બની રહું ત્યારે જ મારી લોહીની સગાઈ ખરી. એટલે દીકરી કહે કે દીકરાઓ કહે તો પણ મંગુને દવાખાના દ્વારા મોત ભણી ધકેલવા અમરતકાકી તૈયાર ન હતાં.

દીકરાઓ માના આ ભાવને સમજી ગયા હતા એટલે એ કોઈ વખત એવી વાત કરતા નહિ. વળી ઉચાટ કરવાનો અર્થ પણ ન હતો. કારણ કે ત્રણ ગોરા નિષ્ણાત દાક્તરોએ એકમત થઈ નિદાન જાહેર કર્યું હતું કે મટે એવું નથી. ફક્ત દીકરાઓના મનમાં એક વસવસો હતો કે કોઇ તાલીમ પામેલી નર્સ કે દાક્તરની દેખરેખ નીચે એને રાખી હોય તો ટેવને લીધે કદાચ એને ઝાડોપેશાબ ને કપડાંનું ભાન આવે. પરંતુ એવી સગવડ ઘર આગળ કરી શકાય તેમ હતું નહિ એટલે એ મૌન રહ્યા હતા.

છતાં અમરતકાકીએ એમની શ્રદ્ધા પ્રમાણેના ઉપચાર ચાલુ રાખ્યા હતા. દવા કરનારાઓ વણનોતર્યા ઘેર આવી પહોંચતા. શિલાજીત વેચનારા કે હિંગ વેચનારા મંગુને ગાંડી જાણતાં પોતે દવા જાણે છે તેવો દાવો કરતા. અમરતકાકી માનતાં કે હજાર ઉપચાર કરીએ ત્યારે એક લાગી જાય. એટલે બીજાને મન ગાંડીઘેલી વાત એ ગંભીરતાથી સાંભળતાં અને શ્રદ્ધાથી એનો અમલ કરતાં. જોષીઓ અને ભૂવાઓ પણ અવારનવાર વહારે ધાતા. એક જોષીએ ભાખ્યું હતું કે, આવતા માગશર મહિનામાં એની દશા બદલાય છે એટલે સારું થઇ જશે. ત્યારથી માગશર મહિનો અમરતકાકીનો આરાધ્ય દેવ બની ગયો હતો.

માગશર મહિને તાકડે મંગુને ચૌદ વર્ષ પૂરાં થઈ રહેતાં હતાં એટલે કોઇ ડાહ્યું માણસ જે તરંગે ન ચડી જાય તેવા તરંગે અમરતકાકી ચડી જતાં—ચૌદમું ઉતરતાં કમુને પરણાવેલી. મંગુ ડાહી હોત તો આજે એના વિવાહનું પણ નક્કી થઈ ગયું હોત. જો માગશર મહિનામાં એને મટે તો...... મૂર્તનું રૂપ તો એવું છે કે મુરતિયો એને જોતા સમો હા પાડી દે!

અને જાણે એને મટયું હોય તેમ એ લગ્નની યોજના પણ વિચારવા મંડી જતાં—કમુ વખતે ઘરની સ્થિતિ આજના જેટલી સારી ન હતી. આજે બે ભાઇઓ શહેરમાં મબલખ કમાય છે, પાણીની પેઠે પૈસો વાપરે છે, પછી મંગુના લગ્નમાં હું શું કામ પાછું વાળીને જોઉં!

એક વખત મંગુ ડાહ્યાની માફક ચોકડીમાં પેશાબ કરવા બેઠી તેથી હરખાઈ જઈ અમરતકાકીએ દિવસો સુધી દરેક આગળ પારાયણ કર્યા કર્યું: 'જોષીનું કહેવું સાચું પડશે. મંગુ કોઇ વખત નહિ ને આ પહેલી વખત એની મેળે ચોકડીમાં પેશાબ કરવા બેઠી!'

સાંભળનારને ગળે આ વાત ઉતરવી મુશ્કેલ હતી, કારણ કે એ સાંભળતી વખતે મંગુ પેશાબ કરી ભીની માટી આંગળાં વડે ખોતરતી નજરે પડતી! અમરતકાકીની નજર એ ભણી જતાં ડાહી દીકરીને શિખામણ આપતાં હોય તેમ ધીમેથી કહેતાં: 'મંગુ! એવું ગંદું ન કરાય, હોં બેટા!'

મંગુને ધૂન આવે ને ઊભી થઇ જતી તો એમને નવી વાત મળી જતીઃ 'બે' કહ્યું તે સમાણી ડાહ્યાની માફક ઊભી થઇ ગઇ!'



આમ અમરતકાકીનો આશાભર્યો માગશર મહિનો આવ્યો છતાં મંજુ ડાહી તો ન થઇ પણ શહેરના કન્યાવિદ્યાલયમાં ભણતી ગામની એક દીકરી–કુસુમ–ગાંડી થઇ ગઇ. મંજુની માફક એને પણ ઓઢાપેરાબનું ભાન ન રહ્યું. અમરતકાકીને એથી દુઃખ તો થયું, પણ સાથે સાથે સંતોષ પણ થયો કે ડાહી-ડમરી છોડી ગાંડી થતાં આવું ભાન ગુમાવી બેસે તો જન્મથી ગાંડી મંજુને બિચારીને એવું ભાન ન હોય તો એમાં શી નવાઇ ?

કુસુમને દવાખાનામાં મૂકવાનું નક્કી થયું એ સમાચાર જાણી અમરતકાકીને ઓછું આવ્યું કે એની મા જીવતી હોત તો એને દવાખાને મૂકવા ન દેત. મા વગર બધું સૂનું કહ્યું છે તે ખોટું નહિ. એ સાથે પોતાની આંખ મીંચાતાં મંજુને પણ ભાઇઓ દવાખાને મૂકી આવતા હોય તેવું દૃશ્ય એમને કંપાવી ગયું.

પહેલા મહિનાને અંતે કુસુમને સારો ફાયદો થયો તેવા સમાચાર આવ્યા. એને બાંધી મૂકવી પડતી તે હવે છૂટી ફરે છે છતાં તોફાન કરતી નથી. ઓઢાપેરાબનું પૂરેપૂરું ભાન આવ્યું છે. ગાંડપણ રહ્યું હોય તો ફક્ત આખો દિવસ એ ગાયા કરે છે એટલું જ. એ પણ બીજા મહિનામાં મટી જશે એવો દાક્તરે અભિપ્રાય આપ્યો હતો.

બીજે મહિને કુસુમને મટી ગયું, છતાં એકાદ મહિનો રહે તો સારું એવી દાક્તરની સલાહથી એને ત્રીજો મહિનો રાખવામાં આવી હતી. એ ઘેર આવી ત્યારે આખું ગામ એને જોવા ઉમટ્યું હતું. સૌથી મોખરે અમરતકાકી હતાં.

કુસુમને પૂરેપૂરી ડાહી થઇ ગયેલી જોઇ અમરત-કાકીને દરેક સલાહ આપવા મંડી ગયું: 'કાકી ! તમે મંજુને એક વખત દવાખાનામાં મૂકી તો જુઓ. જરૂર એને મટશે.'

અમરતકાકીએ જિંદગીમાં પહેલી વખત દવા-ખાનાનો વિરોધ ન કર્યો. મૂગાં મૂગાં એ લોકોની સલાહ સાંભળી રહ્યાં. બીજે દિવસે એમણે કુસુમને પોતાને ઘેર બોલાવી. એને પાસે બેસાડી દવાખાનાની હકીકત પૂછવા માંડી. મા દયાભાવ રાખી ચાકરી ન કરી શકે તો દાક્તર–નર્સ કરી જ ન શકે એવી એમના મનમાં જે ગાંઠ પડી ગઇ હતી તે કુસુમની વાતચીત ઉપરથી ઉકલી ગઇ. નર્સ કે દાક્તરને કોઇ કોઇ ગાંડાં તમાચ મારી જાય તો પણ એ લોકો એના ઉપર ખિજાતાં નથી કે એને મારતાં નથી એ જાણી એમને દવાખાના ઉપર શ્રદ્ધા પણ બેઠી. નવી આશા જન્મી કે, મંજુના કરમમાં દવા-ખાનામાં જવાથી મટે એવું લખ્યું હશે તોય કોને ખબર ? આટલા ઉપચાર કરી જોયા ત્યારે એક વધારે. નહિ મટે તો પાછી ક્યાં નથી લવાતી ?

છેવટે મંજુને દવાખાને મૂકવી એવો અમરત-કાકીએ નિર્ણય કર્યો. એ માટે મોટા દીકરાને ઘેર આવી જવા એમણે પત્ર પણ લખાવ્યો. છતાં એ નિર્ણય લીધો ત્યારથી એમની ઊંઘ ઊડી ગઇ હતી. જાણે પોતે હારીને આ કામ કરી રહ્યાં છે એમ એમના મગજ ઉપર એક જાતનો ભાર જણાવા લાગ્યો હતો. દવાખાના ઉપર શ્રદ્ધા જન્મી એ એક નિમિત્ત હતું, બાકી ઊંડે ઊંડે બીજું કારણ ડોકિયાં કરતું એમને દેખાતું હતું.

મંજુ મોટી થતી જતી હતી, પોતાની વૃદ્ધાવસ્થા વધતી જતી હતી, વહુઓ ચાકરી નહિ કરે એની ખબર પડી ગઇ હતી. કારણ કે, બેમાંથી એકે વહુએ હજુ સુધી સાથે રહેવા આવવાનું પોતાને આમંત્રણ આપ્યું ન હતું. આજના દીકરાઓ પણ વહુઓથી દબાયેલા એ ઘેર ઘેર જોતાં હતાં એટલે પેટના દીકરા-ઓની આશા પણ એમને ઝાઝી દેખાતી ન હતી. એ સ્થિતિમાં મંજુનો પ્રભુ હોય અને એને મટી જાય, કે ન મટે તો પણ જો એને દવાખાનામાં ગોઠી જાય તો મરતી વખતે પોતાને એક જાતની શાંતિ રહે કે એની ચાકરી કરનાર દુનિયામાં પારકું પણ છે ખરું.

આ વિચારવહેણ સાથે અમરતકાકીની આંખો-માંથી એટલું બધું પાની વહી જતું કે પથારી પલળી જતી. હૈયું પોકારી ઊઠતું—ગમે તે બહા... ભલે કાઢો પણ મૂળ વાત એટલી કે તમે ય દી





થાક્યાં છો ! અમરતકાકી ઊંઘમાંથી ઝબકી જતાં, બોલી ઊઠતાં—શું હું થાકી છું ? હૈયું બમણા જોરથી પોકારી ઊઠતું—એક વાર નહિ ન હજાર વાર !

અમરતકાકીને થયું, પોતે દીકરાને પત્ર લખ્યો તે જ મોટી ભૂલ કરી. એવી શી ઉતાવળ હતી કે શિયાળાની ટાઢમાં એને દવાખાને ધકેલવી પડે ? રાતમા હું એને કેટલા ય વખત ઓઢાડું છું, દવાખાનામાં એમ ઘડીએ ઘડીએ કોણ ઓઢાડશે ? ઉનાળામા મૂકવાનુ રાખ્યું હોત તો ઠીક થાત.

પરંતુ પત્ર મળતાં દીકરો આવી પહોંચ્યો. દવાખાનામા દાખલ કરવાનો મેજિસ્ટ્રેટનો હુકમ પણ મેળવી લીધો. એક અઠવાડિયામા જ મંગુને મૂકવા જવાનું આવી પહોંચ્યું. અમરતકાકીને ખાતરી થઈ ગઈ કે દીકરો ગાંડી બહેનને દવાખાનામાં ધકેલી વેઠ ઉતારવા માગે છે. એવું ના હોત તો પત્ર મળતાં તરત આવી શું કામ પહોંચે ? લાગવગ વાપરી તરત ને તરત દાક્તર તથા માજીસ્ટ્રેટના દાખલા કઢાવે શું કામ ? એમને થતું હતુ કે હમણાં બંધ રાખવું અને ઉનાળામા મૂકી આવવી, પણ દીકરાને કહેતાં જીભ ઉપડતી ન હતી. એ પરાણે રજા લઈને આવ્યો હોય, દાખલાદુખલી કરાવી લીધું, હવે ના પાડું તો એને થાય કે માને બીજો ધંધો નથી !

મંગુને મૂકવા જવાનું હતું તે રાતે અમરતકાકીને બિલકુલ ઊંઘ આવી ન હતી. સવારમાં એક વિચાર એ પણ આવ્યો કે પોતે સાથે ન જાય તો સારું. દવાખાનાવાળાં દીકરીને પોતાનાથી છૂટી પાડશે તે સહેવાશે નહિ. પરંતુ દવાખાનામા કેવી સગવડ છે એ પોતે નજરે જુએ નહિ ત્યાં સુધી ચેન પડે એવું ન હતુ. એટલે એ નછૂટકે જવા તૈયાર તો થયા પણ મંગુને લઈ ઘર બહાર નીકળવાનું થયું ત્યારે એમના ઉપર બ્રહ્માંડનો ભાર આવીને ઠલવાઈ ગયો. આંખમાંથી શ્રાવણ-ભાદરવો શરૂ થયો. નજર મંગુ ઉપર ચોંટી ગઈ હતી તે કેમે ય ઊખડતી ન હતી. મંગુ એને પહેરાવેલાં નવાં કપડાંનો રંગ ધારી ધારીને જોઈ રહી હતી. ગેલમાં આવી ગઈ હોય તેમ અમરતકાકી સામે જોતાં એ હસી પણ ખરી.

એ સમું અમરતકાકીનું દિલ કપાઈ ગયું. ઢોર પણ એને ખીલેથી છોડી બીજે લઈ જવામાં આવે છે ત્યારે નવા ધણીને ઘેર જવા આનાકાની કરે છે મંગુને એટલું ય ભાન ન હતું એ પ્રત્યક્ષ અનુભવતાં અમરતકાકી ઊમરા ઉપર ફસડાઈ પડ્યાં. હૈયું કકળી ઊઠ્યુ—અબુધ દીકરીનું દુનિયામાં કોઈ નહિ સગી મા પણ એની ના થઈ !

દીકરાનું હૈયું પણ ભરાઈ આવ્યું હતું. મા સામે આંખ માંડવા જેટલી એનામા સ્વસ્થતા ન હતી. જેટલો વિલંબ થતો હતો તેટલો ગાડી પકડવાનો સમય ટૂંકો થતો હતો. ફળિયા બહાર ડમણિયે જોડેલા બળદ પગ ઉપાડવા તળેઉપર થઈ રહ્યા હતા. દીકરાએ મા તરફ નજર કર્યા સિવાય લથડિયું ખાઈ પગ ઉપાડતા કહ્યું: 'મોડું થાય છે. હવે નીકળવુ જોઈએ' અને ફળિયા બહાર નીકળતાં એણે ધોતિયાના છેડા વતી આંખો લૂછી નાખી.

પાડોસી સ્ત્રીએ મંગુનો હાથ ઝાલી આગળ દોરી. બીજી સ્ત્રીઓએ અમરતકાકીને ટેકો આપ્યો. છેવટ કડવો ઘૂંટડો હૈયામાં સમાવી ઢીંચણ ઉપર હાથ ટેકવી એ ઊભા થયાં. બે જણે ઝાલીને ચડાવ્યાં ત્યારે એમનાથી ડમણિયામાં ચડાયું.

મંગુ ગાંડી છે એમ જાણતાં ગાડીમાં મુસાફરોને મઝાનો ખોરાક મળી ગયો

'આવી ખાધેપીધે સુખી છોડીને દવાખાનામાં મૂકશો એટલે મહિના દહાડામાં લાકડા જેવી થઈ જશે. ત્યાં તો ઢોરની પેઠે ટકે જેમનું તેમનું નીરું એટલે બસ !'

'અમારા ગામમાંથી એક ડોસીને એના દીકરા પાંચ વરસથી મૂકી આવ્યા છે પણ કશો ફેર પડ્યો નથી. ગામનું કોઈ મળવા જાય છે તો રડવા લાગે છે. પગે પડીને કહે છે—મને અહીંથી તેડી જાઓ. પણ આજના દીકરા લાવતા જ નથી !'

'એવા દીકરાઓને શું દીસ્તા રાખવાના !'

'દીકરાઓ તો આમ સારા છે, પણ આજની વહુઓ, જાણો છો ને, પહેરીઓઢીને મહાલવું હોય એટલે વધારાનું માણસ ઘરમાં પોષાતું નથી.'



'આ છોકરીની મા નથી ?'

અમરતકાકીને આ ઘા અસહ્ય થઇ પડ્યો. આંખમાં આંસુ આવી ગયાં. કંઠ રુંધાઇ ગયો. શરમથી હેઠું નીચું નમી ગયું. સાથે સાથે માથું નમતાં મા તરીકેનો એમનો દાવો પણ આપોઆપ વ્યક્ત થઇ ગયો.

'બાપ રે! તમે મા થઇને એને ધકેલી મૂકો છો, પછી દવાખાનાવાળાંનો શો દોષ કાઢવો!'

અમરતકાકી જો એકલાં હોત કે દીકરાને માઠું લાગવાની બીક ન હોત તો વળતી ગાડીમાં મંગુને લઇ એ ઘેર પાછાં ફર્યાં હોત. પરંતુ બીજો ઉપાય ન હતો એટલે ભારે પગલે અને ભારે હૈયે એ દવાખાનામાં દાખલ થયાં.

મુલાકાતનો એ સમય હતો એટલે વચલા ખંડમાં દર્દીઓ અને એમનાં સગાંસંબંધીઓ છૂટાં છૂટાં બેઠાં હતાં. સ્વજનોએ ઘેરથી આણેલી રસોઇ ઘણાં જમતાં હતાં. કોઇ કોઇ ફળ ખાતાં હતાં. એક ગાંડા પતિ સાથે પત્ની ઘરની અને બાળકોની વાતો કરતી હતી. એક ગાંડી પત્ની પતિ મળવા આવ્યો હતો તેને બાઝી પડી હતી અને બાજુમાં ઊભેલી વૉર્ડની પરિચારિકાઓ તરફ નજર કરી એ ફરિયાદ કરતી હતી—આ ભૂતડીઓ મને સારાં કપડાં પહેરવા આપતી નથી. સારું ખાવાનું આપતી નથી. માથામાં નાખવા તેલ આપતી નથી.

અમરતકાકી તે વખતે પરિચારિકાઓ તરફ જોઇ રહ્યાં હતાં. પેલી બાઇની જે પરિચારિકા હતી તે હસીને બોલી: 'હવે હું તમને બધું આપીશ. તમારા ધણી સારું સારું ખાવાનું લાવ્યા છે, એક વાર ખાઇ લ્યો.'

પેલી ગાંડી બાઇ છણકો કરતાં બોલી: 'મેં દાતણ નથી કર્યું, મેં મોઢું નથી ધોયું.'

અમરતકાકીએ જોયું તો એનું મોં ધોયેલું હતું. છતાં સહેજ પણ ખિજાયા વગર પરિચારિકાએ પાણીનો લોટો લાવી એનું મોં ધોવડાવ્યું. નેપકીન વતી મોં લૂછી નાખ્યું. અમરતકાકીના હૈયાને ટાઢક વળી કે કામ કરનાર લોક છે તો માયાળુ.

ડાક્તર અને સ્રીવૉર્ડની મેટ્રન આવી પહોંચ્યાં. અમરતકાકીના દીકરાએ મૅજિસ્ટ્રેટનો હુકમ આપ્યો. માને સંતોષ થાય તે માટે એ સાંભળે તેમ સારી સારવાર કરવા જણાવ્યું. મેટ્રને કહ્યું: 'એ બાબતમાં તમારે ચિંતા ન કરવી...'

વચ્ચે અમરતકાકી બોલ્યાં: 'બોન! ચિંતા એટલા માટે કરવાની કે આ સાવ ગાંડી છે. કોઈ પાસે બેસીને એને ખવડાવે નહિ તો એ ખાતી નથી...' આટલું બોલતાં બોલતાં એમનો કંઠ ભરાઇ આવ્યો અને વાક્ય અધૂરું રહી ગયું.

દૂર ઊભેલી પરિચારિકાઓ નજીક દોડી આવી. એક બોલી ઊઠી: 'તમે બા, કોઈ જાતની ફિકર કરશો નહિ. અમે એને મોંમાં કોળિયો ઘાલીને ખવડાવીશું.'

ગળગળા સાદે અમરતકાકી બોલ્યાં: 'એ જ બોન મારે કહેવું છે. એને ઝાડોપેશાબનું ભાન નથી એટલે રાતે કપડાં બગાડે તો જોજો. નહિ તો ભીનામાં સૂઈ રહેશે તો વાયુ થઇ જશે.'

બીજી પરિચારિકા બોલી: 'રાતમાં ચાર-પાંચ વખત તપાસ કરવામાં આવે છે.'

અમરતકાકી: 'રાતે બત્તી હોય તો એને ઊંઘ નથી આવતી.'

'જેને ઊંઘ ન આવે તેને ઊંઘની દવા આપીએ છીએ.'

'એને બીજાં તોફાની મારે નહિ તે જોજો.'

'તોફાની હોય તેને જુદાં રાખવામાં આવે છે. રાતે બધાંને જુદી જુદી ઓરડીઓમાં સુવાડવામાં આવે છે.'

મળવા આવેલા મુલાકાતીઓ વિદાય લેતા ત્યારે દર્દીને અંદરના ખંડમાં લઇ જવા પૂરતું બારણું થોડું ખુલતું. એ તક ઝડપી લઇ અમરતકાકીની નજર બે-ત્રણ વખત અંદર ડોકાઇ હતી. ત્રણ-ચાર સ્રીઓને ફગફગતા વાળે, અસ્તવ્યસ્ત કપડાંમાં એમણે અંદર ફરતી જોઈ. એકે એમના ભણી નજર કરી છાતી ફૂટી અને એવો ડોળો ત્રાંસો કર્યો કે એ





છળી મર્યાં. એ ઉપરથી એમને અંદરનું રહેઠાણ જોવાનું દિલ થયું. માગણી કરી: 'મંગુને જે ઓરડીમા રાખવાની હોય તે મને જોવા દો.'

મેટ્રને કહ્યું: 'અંદર કોઇને જોવા જવા દેવાનો કાયદો નથી.'

ચકળવકળ આંખે આ નવી દુનિયા જોઇ રહેલ મંગુ અમરતકાકીની સોડમાં લપાઇ. માથે હાથ મૂકી, અમરતકાકી રોજનો વહાલસોયો 'બેટા' શબ્દ ઉચ્ચારવા ગયાં ત્યાં એમનો સાદ ફાટી ગયો. મરણપોક જેવી લાંબી પોક મૂકાઇ ગઇ. આખું દવાખાનું એ આક્રંદમાં ડૂબી ગયું. ડીકરાની આંખમાંથી ચોધાર આંસુ વહી ચાલ્યાં. આવા રુદનથી ટેવાઇ ગયેલાં દાક્તર, મેટ્રન અને પરિચારિકાઓના હૈયાં પણ ભરાઇ આવ્યાં. દીવાલો પણ ધ્રૂજી ઊઠી કે આટલું લાગણીભર્યું કોઇ ગાંડાનું સ્વજન આજ સુધી આવ્યું અમે જાણ્યું નથી!

એક પરિચારિકા હાથમાંનો રૂમાલ ફરકાવી મંગુનું પોતાના તરફ ધ્યાન ખેંચી બોલી: 'લે, જોઇએ છે તારે?'

એ રૂમાલ પકડવા માની સોડ ત્યજી મંગુ એકદમ ઊભી થઇ. થોડો રૂમાલ પકડવા દીધા પછી એનો હાથ પંપાળી પરિચારિકા મીઠાશભર્યાં શબ્દો બોલી' 'તું મારી પાસે રહીશને બહેન! હું તને સારું સારું ખાવાનું આપીશ. નવાં નવાં કપડાં પહેરાવીશ.' મંગુ એના મો સામે તાકી રહી હતી એટલે એ ક્ષણનો ઉપયોગ કરી લેતાં 'ચાલ આપું' કહીને એનો હાથ પકડી આગળ કરી. પેલું બારણું અધખુલ્લું થઇ મંગુને ગળી ગયું.

'મંગુ......મંગુ......'ની કાળજું કંપી જાય તેવી ચીસ અમરતકાકીએ ફરી નાખી.

દાક્તરે આશ્વાસન આપતાં કહ્યું: 'ઘરડાં બા!' અને બાજુમાં ઊભેલા દીકરા તરફ આંગળી કરતાં જણાવ્યું: 'આ તમારા દીકરા જેવો મને પણ દીકરો ગણજો. દીકરીને દવાખાનામાં નહિ પણ દીકરાને ઘેર મૂકી જાઓ છો એમ માનજો.'

આધેડ ઉંમરની, બાળવયમાં વિધવા થઇ આ ક્ષેત્રમાં પડેલી મેટ્રને આશ્વાસન આપતાં કહ્યું: 'અત્યાર સુધી તમે એનાં એક બા હતાં, આજથી હું એની નવી બા થઇ છું.'

અમરતકાકી ડૂસકું ભરતાં બોલ્યાં: 'એને ઘર બહાર જેટલું ય ભાન નથી. મેં એને આજ સુધી મારાથી અળગી કરી નથી. કુસુમને તમારા " ખાનામાં મટયું એટલે મેં કાળજું કઠણ કરી.....' અને એમનો કંઠ રુંધાઇ ગયો.

મેટ્રન: 'એ કુસુમ જેવી આ પણ થોડા વખતમાં ડાહી થઇ જશે.'

અમરતકાકીનું ડૂસકું શમ્યું છતાં એમની નજર પેલા બંધ બારણાને વીંધી મંગુ ઉપર મંડાયેલી હતી. મંગુએ જાણે એમને યાદ દેવડાવ્યું હોય તેમ એ બોલ્યાં: 'એ લુખ્ખો રોટલો ખાતી નથી માંજે વાળુમાં રોટલો દૂધમાં ચોળીને આપજો. દૂધ ના હોય તો દાળમાં'

અમરતકાકીની કરુણ આંખ ભણી નજર માંડવાની મેટ્રનની શક્તિ લુપ્ત થઇ હોય તેમ એણે નીચી દૃષ્ટિ રાખી કહ્યું: 'સારું.'

અમરતકાકી: 'એને દહીં બહુ ભાવે છે. દરરોજ તો ના બને, પણ બીજેત્રીજે દહાડે આપજો. એનું વધારાનું જે ખર્ચ થશે તે અમે આપીશું જે એની ચાકરી કરતું હશે તેને પણ રાજી કરીશું.'

અમરતકાકી અને દીકરો મંગુને મૂકી દવાખાનાની બહાર નીકળ્યાં ત્યારે બંનેના મોં ઉપર શોકનાં વાદળ છવાયેલાં હતાં. મૂગાં મૂગાં બંને બહાર ઊભેલી ઘોડાગાડીમાં બેસી વિદાય થયાં. ગાડીના ડબામાં પગ મૂકતાં અમરતકાકીને સાંભરી આવ્યું—દવાખાનામાં સૂવા ખાટલો આપતા હશે કે નહિ? મંગુ નીચે સૂઇ રહેલી નથી એટલે જો ખાટલો નહિ હોય તો એને નહિ ફાવે. મનમાં થયું કે જો પોતાને અંદર જોવા જવા દીધી હોત તો આ ભાળવણી કરવાનું



…ો ન જાત. ઓરડીમાં ખાટલો ન જુવત એટલે …ત સાંભરી આવત.

દવાખાનામાં કામ કરનાર માયાળુ છે, ભલાં છે, …વી ખાતરી અમરતકાકીને થઈ હતી. પરંતુ એમને …ંદર જવા દીધાં ન હતાં એટલે વસવસો રહી ગયો. …ો કે આપણને નહિ ગમે તેવું હશે ત્યારે જ …ંદર જવા નહિ દેવાનો કાયદો કર્યો હશે ને? એને …કા આપતું હતું પેલું અધખોલું બારણું. ભૂતની …ફક ભમતી ગંદી, જથરવથર અને ભૂખે મરી ગઈ …ય તેવી બિહામણી ગાંડી સ્ત્રીઓ. એ સાથે અમ- …તકાકીને મંગુ પોતાને ન જોવાથી રડતી હોય તેવો …ાદ સંભળાયો. એમની આંખમાંથી આંસુ ચાલ્યાં. …ાજુમાં બેઠેલી સ્ત્રીએ પૂછપરછ કરી–કેમ બા રડો …? કોઈનું સૈયું થયું છે?

રાત્રે પોણા અગિયાર વાગે એ ઘેર આવ્યાં …યારે એમની વાટ જોતી પાડોશણ, જે એમની …પિત્રાઈ થતી હતી તે જાગતી હતી. એમને માટે …એણે રસોઈ કરી રાખી હતી. પરંતુ બંને જણે …વાળુ કરવાની ના પાડી. સ્વજનના મરણનો ઘા …તાજો હોય ત્યારે જેમ આગ્રહ કરનારની જીભ ન ઉપડે તેમ પાડોશણ ખેંચતાણ ન કરી શકી.

અમરતકાકીના અંતરમાં એક જ તંબૂરો વાગી રહ્યો હતો–મંગુ અત્યારે શું કરતી હશે? પળે પળે એ …જ વિચાર એમના હૈયાને વીંધી રહ્યો હતો. કેટલી …ટાઢી છે! એને ઓઢાડ્યું હશે? પેશાબ કરી પલાળ્યું હશે તો એની ઘાઘરી અને પાથરણું બદલ્યાં હશે?

જાણે મંગુ એમનો બોલ સાંભળવાની હોય તેમ એ બબડ્યાં: 'બેટા! પેશાબ ન કરતી. ઓઢાડેલું કાઢી ન નાખતી.' આ શબ્દો સૂતી વખતે એ કાયમ ઉચ્ચારતાં છતાં મંગુ એનો અમલ કરતી નહિ. રાતે એણે પેશાબ કર્યો હોય તો એની ઘાઘરી અને પથારી એ બદલી નાખતાં. મંગુ મોટી થઈ છતાં પોતાની ભેગી એને સુવાડતાં, જેથી એ પેશાબ કરે તો પોતાને તરત ખબર પડે, જાગી જાય અને એને ભીનામાં સૂઈ રહેવું ન પડે.

અમરતકાકીને પોતાને પણ એના વગર પથારી સૂની સૂની લાગતી હતી. મનમાં થયું—મારા ભેગી સૂવા ટેવાઈ ગયેલી એને ઊંઘ આવી હશે? એ સાથે એની આંખો બહાવરી બની પોતાને શોધતી હોય તેમ એમને દેખાયું. એમણે ઢીંચણ ઉપર કપાળ કૂટ્યું–હું મા થઈને એને દવાખાને હડસેલીને આવતી રહી! એમનાથી ડૂસકું ભરાઈ ગયું.

બહારના ખંડમાં સૂતેલા દીકરાને પણ ઊંઘ આવી ન હતી. મા કરતાં એને ઓરમા ભાગની મંગુ સાથે માયા ન હતી છતાં એની છાતી ઉપર પણ વેદનાનો કાળમીંઢ પથ્થર મૂકાઈ ગયો હતો. માના ડૂસકા સાથે એની આંખમાંથી પણ આંસુ વહેવા લાગ્યાં. પોતાને આટલી વેદના થાય છે તો માને શું શું થતું હશે? વેદના માના હૈયાનું માંસ કેવી ક્રૂર રીતે ચૂંથી રહી હતી તેનો સાક્ષાત્કાર જીવનમાં પહેલી વખત દીકરાને થયો. એનું હૈયું પોકારી ઊઠ્યું —માનું આ દુઃખ કોઈ ઉપાયે ટાળવું જોઈએ. દીકરો થઈને આટલું હું ન કરી શકું તો મારું જીવતર ધૂળ છે. એ સાથે એના અંતરે પ્રતિજ્ઞા કરી—હું મંગુને જીવતાં સુધી સારી રીતે પાળીશ. વહુ એનાં મળ-મૂતર ધોવા તૈયાર નહિ હોય તો હું ધોઈશ! એ સાથે વેદનાનો કાળમીંઢ પથ્થર એની છાતી ઉપરથી ખરી ગયો.

અમરતકાકીએ બીજું ડૂસકું ભર્યું હોત તો દીકરાએ તે ઘડીએ જ એમને પોતાની પ્રતિજ્ઞા જણાવી શાંત પાડ્યાં હોત, પરંતુ એ જંપી ગયેલાં લાગ્યાં એટલે સવારે હવે વાત એમ માની દીકરાએ ઊંઘવા આંખ મીંચી અને થોડી વારમાં એની આંખ મળી ગઈ.

વહેલા પરોઢે, ઘંટીનો અને વલોણાનો મધુરો અવાજ ગામમાં ગૂંજી રહ્યો હતો ત્યારે ગામ આખાને વીંધી નાખે તેવી ચીસાચીસ અમરતકાકીએ કરી મૂકી: 'ધાજો રે…ધાજો, મારી મંગુને મારી નાખી રે…'

દીકરો ખાટલામાંથી ઉછળી પડ્યો. પાડોશી દોડી આવ્યાં. ઘંટીઓ અને વલોણાં થંભી ગયાં. જેણે સાંભળ્યું તે ધાઈ આવ્યાં અને આવ્યાં તેવાં હબકી ગયાં. અમરતકાકી મંગુની નાનમાં વટલાઈ ગયાં હતાં!

★

[ ૮૯ ]

જીવનના પ્રભાતકાલે આ ક્ષણની મને માહિતી ન હતી.

જંગલના ગાઢ અંધકારમાં મધરાતે ખીલેલા કોઈ નવપુષ્પની જેમ, જીવનનાં આ ગૂઢતમ રહસ્યો, કઈ શક્તિના પ્રતાપે મને મળતાં રહ્યાં હતાં ?

જીવનના પ્રથમ પ્રભાતે, પ્રકાશના પ્રથમ કિરણનો સ્પર્શ થતાં જ મને લાગ્યું હતું કે આ સૃષ્ટિમાં હું અજાણ્યો નથી. મારી માતાના સ્વરૂપે, પણ ખરી રીતે તો, અરૂપ અને અનામી પોતે જ, મને પોતાના હાથમાં હીંચોળી રહ્યું હતું !

એ જ પ્રમાણે એ જ અનામી અને એ જ અરૂપ મારી સમક્ષ આવીને મને દોરશે ! જીવન ઉપરના પ્રેમથી, મારી જાણમાં આવી ગયું છે કે, મૃત્યુ ઉપરનો પ્રેમ એનાથી કાંઈ જુદો નથી.

શિશુ, આક્રંદ કરી મૂકે છે, પણ માતા તો, એને જમણે સ્તનેથી લઈને, એની એ દુધધારા આપવા માટે માત્ર ડાબે સ્તને ફેરવતી હોય છે !

[ ૯૦ ]

હે જીવનના જીવન ! હું મારું શરીર પવિત્ર રાખવા યત્ન કરીશ. કારણ કે હું જાણું છું કે રોમરોમમાં તારો સ્પર્શ છે !

મારા મનમાંથી ને વિચારમાંથી હરેક અસત્યને હું દૂર રાખીશ. કારણ કે હું જાણું છું કે મારા મનના બુદ્ધિદીપને, પ્રકાશ, તું આપી રહેલ છે !

મારા અંતઃકરણમાંથી હું દરેક પ્રકારના અસદ્‌ને બહાર કાઢવા યત્ન કરતો રહીશ, કારણ કે અંતઃકરણના ગુપ્તતમ મંદિરમાં તું બેઠો છે, એ હું જાણું છું !

અને મારા કાર્યોમાં, પણ હું તને જ પ્રગટ કરતો રહીશ. કારણ હું જાણું છું કે મારામાં એક પાંદડું પણ ફેરવવાની તાકાત નથી. જે કાંઈ શક્તિ છે તે તારી છે.

તારા સાન્નિધ્યમાં બેસવા માટે હું થોડો આરામ માગું છું. હાથમાં રહેલું કામ તો પછી પૂરું થશે.

તારા દૃષ્ટિપથથી દૂર જતાં જ મારું અંતર પોતાની શાંતિ ખોઈ બેસે છે. પોતાનો આરામ ગુમાવી દે છે. તારી નજર બહારનું મારું દરેક કામ, જાણે એક રસહીન અનંત મજૂરી હોય—અને કોઈ અનંત સાગરને ઉલેચવાનું વ્યર્થ વૈતરું હું લઈ બેઠો હોઉં તેવું બની રહે છે !

એટલે જ હે મારા સ્વામી ! તારા સાન્નિધ્યમાં હું થોડીવાર બેસવા માગું છું.

હાથમાં રહેલું કામ તો પછી થઈ રહેશે !

આજે જ મારી બારી પાસે ગ્રીષ્મઋતુની પવનલેરખી પોતાનાં રુદન અને ગીતો લઈને આવી હતી. અને પુષ્પોના રાજદરબારમાં કાવ્યગુંજન કરવા માટે સંગીતમર્મજ્ઞ ભ્રમરો પણ આવ્યા હતા !

એટલે જ મને લાગ્યું કે કામ તો પછી થશે, પણ કોઈ અનંતની હાજરી સૂચવતા આ દૃશ્યો ફરીને જોવા નહિ મળે ! તારા સાન્નિધ્યમાં બેસવાનો મહા મોંઘો લ્હાવો છોડીને હું કયું કામ વધારે મૂલ્યવાન ગણવાનો હતો !



[ ૭૧ ]

આ પુષ્પની કળીને હે સ્વામી! તું ભલે ચૂંટી લે! અને એને ભલે વીણી લે! નહિતર આવતી કાલે એ ધૂળમાં હશે. અને એની પાંદડી રજમાં રખડતી હશે.

ભલે એ તારા કંઠની માળામાં સ્થાન નહિ પામે. ફિકર નહિ. પણ તારા હાથના સ્પર્શનું એને સુખ મળશે! એટલે જ હું કહું છું હે અનંતના સ્વામી! ભલે એ કળી તારે હાથે ચૂંટાઈ જાય!

હું જાગ્રત બનું તે પહેલાં વખતે દિનાન્ત આવી પહોંચશે અને સમર્પણનો સમય પણ વખતે ચાલ્યો ગયો હશે!

ભલે આ કળીના રંગ હજી ખીલ્યા નથી, અને એની સુગંધ ભભક ઉઠતી નથી, પણ તારે ચરણે ધરેલ એને તું તારી ચાકરીમાં લઈ લે અને હે મારા સ્વામી! હજી દિનાન્ત નથી દેખાતો ત્યાં તું એને ચૂંટી લે!

[ ૭૨ ]

હવે તો મારાં ગીતે પોતાનાં આભૂષણો છોડી દીધાં છે, એને આભૂષણનો મોહ નથી. ભભકાનું અભિમાન નથી.

આભૂષણો તો વચ્ચે ડખલ ઊભી કરે છે. આભૂષણો છે, તો મારું હૃદય, તારા હૃદય સાથે એક થઈ શકતું નથી.

તારી પ્રેમભરી ધીમી સુધાવાણી આભૂષણોના ઝંકારમાં ડૂબી જાય છે!

હું કવિ રહ્યો. મારી પાસે આભૂષણોનો ભંડાર છે, પણ મારું એ કવિઅભિમાન તારો એક દૃષ્ટિપાત થતાં સરી જાય છે! હે કવિના પણ કવિ! હે કવિરાજ! હું તો વિનમ્રપણે તારા ચરણ પાસે માત્ર લોટી પડું છું!

મને બીજી કોઈ ઇચ્છા નથી. વનમાં ચાલ્યા જતા કોઈ સાદા ઝરણાની માફક, મારો જીવનસ્રોત શાંત વહ્યા કરે, અને કોઈ બંસરીમાંથી આવી રહેલા મધુર સ્વરની માફક એ ચાલ્યા કરે, હે સ્વામી એટલું જ મારે બસ છે!

★

## વૈશાખી બપોર

શિશિરને સૂસવાટે ને
એ વસંતની વાયુલહરીમાં
દીઠી નહોતી: કલ્પી'તી ક્યાં–
ધીકતી ને લૂ ઝરતી આ
વૈશાખી બપોરોને ?

જયન્ત પરમાર

# નેધરલૅન્ડ્ઝમાં જનહિત કાર્ય

મોહનલાલ વ્યાસ

નેધરલેન્ડઝ દેશ તો નાનો છે. પરંતુ વસતીનું પ્રમાણ વધુ છે. તેનું ક્ષેત્રફળ ૩૩૦૦૦ સમચોરસ કીલોમીટર છે; વસતી એક કરોડ છે. એક સમચોરસ કીલોમીટરે વસતીનું પ્રમાણ ૩૦૩ થાય છે. દેશને ૧૧ પ્રાંતોમાં વહેંચી નાખવામાં આવ્યો છે. તેમાના પશ્ચિમના ત્રણ પ્રાંતો મળીને હોલેંડ થાય છે. તેની વસતી ૪૫ લાખ એટલે કે દરસમચોરસ કીલોમીટરે ૬૨૫ની છે. બાકીના પ્રાંતોમા વસતીનું પ્રમાણ ઓછું છે. પૂર્વ અને પશ્ચિમના પ્રાંતોમાં સામાજિક જીવનમાં ફરક માલૂમ પડે છે. પશ્ચિમનો પ્રદેશ દરિયાની માટીનો બનેલો છે. ભૂમિ સપાટ છે, પૂર્વનો પ્રદેશ રેતાળ છે. જમીન નદીના કાંપથી બનેલી છે. દેશની જમીનના પોણા ભાગમાં ખેતી થાય છે. ત્યાંના લોકો છીછરા દરિયાને પૂરી નાખી જમીનમાં વધારો કરે છે. આ કાર્ય હજુ ચાલુ રહ્યું છે. આ દેશની વસતી સન ૧૮૨૯મા માત્ર ૨૬ લાખ હતી. ધીમે ધીમે વસતીમા વધારો થતો રહ્યો છે. જન્મપ્રમાણ હજારે ૨૭, મરણ પ્રમાણ ૮ અને બાળમરણ પ્રમાણ ૪.૧ છ.

નેધરલેન્ડઝમાં બંધારણીય રાજાશાહી ચાલે છે. અત્યારે ગાદી પર મહારાણી છે. તે રાજ્યનું પ્રધાનમંડળ નીમે છે. પ્રધાનમડળ સંસદને જવાબદાર છે. સસદ બે ગૃહોમાં વહેંચાયેલી છે. ઉપલા ગૃહને સેનેટ કહેવામાં આવે છે તેમાં ૫૦ સભ્યો છે. તેની ચૂટણી દર ૭ વર્ષે થાય છે. નીચલા ગૃહને આમ સભા કહેવામાં આવે છે. તેમાં ૧૦૦ સભ્યો છે. તેની ચૂટણી દર ચાર વર્ષે થાય છે. ત્રેવીસ અને તેથી વધુ વયના તમામ સ્ત્રી-પુરુષોને મતાધિકાર છે, કોઇપણ કાનૂન સંસદ સમક્ષ રજૂ કરતાં પહેલાં ત્યાંની પ્રીવી કાઉન્સીલની મંજૂરીની અપેક્ષા રહે છે.

નેધરલેન્ડઝમાં મોટા ભાગના લોકો ખેતી, ઉદ્યોગ અને વ્યાપારમાંથી રોજી મેળવે છે. ઉદ્યોગોમાં મુખ્ય ખનિજ, કાપડ, રસાયન, તેલ, યંત્રો અને વહાણો બનાવવાના છે. નાના કારખાનાઓની સંખ્યા અધિક છે. સન ૧૯૪૨માં ૧,૧૪,૭૯૭ કારખાનાઓ હતા. તેમાંથી ૨૬૧૩માં ૫૦ કરતાં વધુ માણસો કામ કરતાં હતા. ખેતીમાં પણ નાના ખેતરોની સખ્યા વધુ છે. ખેતીને વધુ નફાકારક બનાવવા અને ઉત્પાદન વધારવા મોટા પાયા પર યાંત્રિક સાધનોથી ખેતી કરવાનો પ્રશ્ન વિચારણા હેઠળ છે.

નેધરલેન્ડઝની પ્રજા સ્વાતંત્ર્ય અને સ્વશાસનના સિદ્ધાંતોને અતિ મહત્વના ગણે છે. ત્યા સામાજિક કલ્યાણ કાર્યનો મુક્ત વિકાસ થયો છે. આજે પણ જનહિતના કાર્યો મોટે ભાગે સ્વતંત્ર સંસ્થાઓ દ્વારા જ થાય છે. ધાર્મિક અને માનવતાની દૃષ્ટિએ કામ કરતી સંસ્થાઓ લોકોને ભીડને સમયે આર્થિક મદદ આપે છે. દેશમાં ૮૦૫૦ જેટલી સસ્થાઓ સામાજિક ઉત્કર્ષનું કાર્ય કરે છે. આ કાર્ય વ્યવસ્થિત અને સહકારથી ચાલે એ માટે મધ્યસ્થ સસ્થાઓ સ્થાપવામાં આવી છે. વ્યક્તિગત રાહત કાર્ય માટે એક 'સામાજિક કાર્ય મહામંડળ' કામ કરે છે.

*

કામદારો માટે કામના કલાક અઠવાડિયાના ૪૮ છે. કામદારોના રક્ષણ માટે એક ધારો ઘડવામાં આવ્યો છે. તેમાં કામગીરીની સ્થિતિ, આરોગ્યરક્ષણ અને અકસ્માતમાથી બચાવ માટે વિસ્તૃત જોગવાઇ કરવામા આવી છે. આ ધારાના અમલ માટે નિરીક્ષકો નીમવામાં આવ્યા છે.

ભરતીખાતાનું કામ શરૂઆતમાં ખાનગી સંસ્થાઓ કરતી હતી. ત્યાર બાદ મ્યુનિસિપાલિટીઓએ આ કાર્ય હાથમા લીધું. સન ૧૯૪૦ થી રાજ્ય તરફથી આ કામ ચાલી રહ્યું છે. કેટલાક ઉદ્યોગોમાં કારીગરોની ખેંચ હોવાથી અમુક ધધાઓમાં વધુ કારીગરો કામે લગાડવાની મનાઇ ફરમાવવામાં આવી છે.

વ્યવસાયી માર્ગદર્શન સ્વતંત્ર સંસ્થાઓ, મ્યુનિસિપાલટીઓ અને રાજ્ય તરફથી થાય છે. આજે તો બેકારીનો પ્રશ્ન જ નથી. સન ૧૯૪૮ માં



૩૦,૦૦૦ બેકારોનાં નામ નોંધાયાં હતાં; પરંતુ તેમાંથી ૧૫,૦૦૦ તો ખોડવાળા માણસો હતા.

કુદરતી આફત, હવામાન અને કાચા માલની તંગી જેવા કારણોને લીધે જો કારીગરોને કામ પરથી ફરજિયાત ગેરહાજર રહેવું પડે તો તેવા પ્રસંગોમા ૮૦ ટકા જેટલો પગાર આપવામા આવે છે. આમાં રાજય અરધો હિસ્સો આપે છે. ઉદ્યોગ જો નફો કરે તો આ હિસ્સો રાજ્ય વસૂલ કરે છે. આ માટે સન ૧૯૪૬ માં રાજ્યે એક ધારો ઘડ્યો છે. એક બીજા કાનૂનમાં બેકારી માટે તેર અઠવાડિયાં સુધીની મદદ આપવા માટે જોગવાઈ છે. આ મદદ કારીગરની અઠવાડિક કમાણીના અમુક ટકા પૂરતી મર્યાદિત છે. માંદગીમાં મદદ આપવા માટે અલગ વ્યવસ્થા છે. ભીડના સમયમાં મદદ આપવા માટે એક જુદો ધારો અસ્તિત્વમાં છે. ફરજિયાત બેકારી વીમાની યોજના રાજ્ય તરફથી થઈ રહી છે. આ યોજના અનુસાર કારીગર, માલિક અને રાજ્યને બેકારી ભંડોળમાં હિસ્સો આપવો રહે છે.

નેધરલેન્ડઝમાં ઔદ્યોગિક સંબંધોના વિકાસમાં સ્વશાસનના સિદ્ધાંતે મહત્વનો ફાળો આપ્યો છે. કેટલાક ઉદ્યોગોમાં મજૂર મહાજનો અને માલિકોએ સંયુક્ત રીતે કામગીરીની સ્થિતિ અંગે વિસ્તૃત અને વ્યાપક નિયમાવલિઓ ઘડી કાઢી છે. આ નિયમોના અમલ માટે સત્તાશાળી સમિતિઓ પણ નીમી છે. સન ૧૯૨૦ પછી માલિક અને મજૂરોના પ્રતિનિધિઓ સંયુક્ત સમિતિઓ અને સલાહકારક મંડળો દ્વારા વધુ ને વધુ નિકટના પરિચયમાં આવ્યા છે. આને લીધે સામાજિક અને ઔદ્યોગિક ક્ષેત્રોમાં સારી પ્રગતિ થઈ છે. વિશ્વયુદ્ધ દરમિયાન જ્યારે જર્મનોએ નેધરલેન્ડઝનો કબજો લીધો હતો ત્યારે દેશહિતની દૃષ્ટિએ એકબીજાની સાથે ખભેખભા મિલાવી બન્ને પક્ષોએ કાર્ય કર્યું હતું. આ સમય દરમિયાન બન્ને પક્ષોના પ્રતિનિધિઓ જે નિકટના સંબંધમાં આવ્યા તેના પરિણામે એક સંયુક્ત સંસ્થા અસ્તિત્વમાં આવી. આ સંસ્થા બન્ને પક્ષોનું એકસરખું પ્રતિનિધિત્વ ધરાવે છે. આ સંસ્થાનો હેતુ માલિકો અને મજૂરોના સંયુક્ત સહકારથી દેશમાં સામાજિક અને ઔદ્યોગિક સંબંધોમાં કાયમી શાંતિ અને પરસ્પર સદ્ભાવ સ્થાપવાનો છે. રાજ્યે આ સંસ્થાને માન્ય કરી છે. મજૂરહિતના પ્રશ્નોમાં આ સંસ્થાની સલાહ રાજ્ય લે છે સન ૧૯૪૫ માં આ સંસ્થા અસ્તિત્વમાં આવી ત્યારથી આજ સુધીમાં આ સંસ્થાએ સામાજિક નિશ્ચિંતતા રાજ્યની કામદારો માટેની પગારનીતિ, ઔદ્યોગિક સમિતિઓ અને એવા અનેક નાના-મોટા પ્રશ્નો અંગે રાજ્યને સલાહ સૂચનો આપ્યાં છે.

કેટલાક ઉદ્યોગોમાં સંયુક્ત સમિતિઓ બન્ને પક્ષોના સહકારથી સુંદર કાર્ય કરી રહી છે. સંયુક્ત સમિતિઓ મજૂર મહાજનની સલાહથી કે સીધી ચૂંટણીથી રચવામાં આવે છે. ઔદ્યોગિક સ્વરાજ્યનું આ પ્રથમ સોપાન છે.

વિશ્વયુદ્ધ પહેલાં ખેતમજૂરો સિવાય ઔદ્યોગિક કામદારોના પગારના પ્રશ્નમાં રાજ્ય વચ્ચે પડતું નહિ. પરંતુ આજે પરિસ્થિતિ બદલાઈ છે. રાજ્યે એક પંચમંડળ નીમ્યું છે. આ મંડળ પગાર અને કામગીરીની સ્થિતિ અંગે છેવટના ચુકાદા આપે છે. બન્ને પક્ષો વચ્ચે થયેલા સમજૂતીકરારો આ મંડળ પાસે માન્ય કરાવવા જરૂરી છે.

*

સન ૧૯૪૦ પહેલાં ઘરડાઓને અપાતા વર્ષાસન સિવાય સામાજિક નિશ્ચિંતતાની યોજનાઓનું ક્ષેત્ર મોટે ભાગે ઉદ્યોગોમાં કામ કરતા કામદારો પૂરતું મર્યાદિત હતું. આ યોજનાઓનો મુખ્ય ઉદ્દેશ ભીડના સમયમાં આર્થિક મદદ આપવાનો હતો; જો કે માંદગીમાં દાક્તરી સહાયની વ્યવસ્થા થતી હતી.

સન ૧૯૩૦માં માંદગીના વીમાની યોજના અંગે એક કાનૂન ઘડવામાં આવ્યો. આ કાનૂનની એક કલમ અનુસાર દરેકને આ વીમા યોજનામાં જોડાવાનું ફરજિયાત બનાવવામાં આવ્યું હતું; પરંતુ તેનો અમલ વિશ્વયુદ્ધ દરમિયાન કરવામાં આવ્યો.

ખેતી, વહાણવટું અને ઉદ્યોગોમાં કામ દરમિયાન થતા અકસ્માતો અંગે વળતર આપવાના ત્રણ





જુદા જુદા ધારાઓ અમલમાં છે. હવે તો દરેકને માંદગીના વીમા ભંડોળમાં જોડાવું ફરજિયાત છે. ઘરડાં, અશક્ત, અનાથ અને વિધવાઓને વર્ષાસનો અપાય છે. બાળકો માટે કુટુંબોને ભથ્થાઓ મળે છે. મરણક્રિયા અને પ્રસૂતિમાં મદદ આપવા માટેની યોજનાઓ અમલમાં છે. આ યોજનાઓને વધુ ઉદાર બનાવવાની વિચારણા ચાલી રહી છે.

ફરજિયાત માંદગીના વીમાની યોજનામાં ૩૫ લાખ માણસો જોડાયેલાં છે વધુ ૨૦ લાખ સ્વૈચ્છિક માંદગી ભંડોળોના સભ્યો છે. વિશ્વયુદ્ધ દરમિયાન આ યોજનામાં કેટલાક સુધારા થયા છે. માંદગીની મદદ ૨૬ થી ૫૨ અઠવાડિયા સુધી મળે છે. સામાજિક નિશ્ચિંતતાની યોજનાઓનો રાષ્ટ્રીય ધોરણે સમન્વય કરવા માટે રાજ્યે એક સમિતિ નીમી છે.

વિશ્વયુદ્ધ પછી ઘડપણના વર્ષાસન અંગે એક અતિ મહત્ત્વનો તાકીદનો સુધારો સન ૧૯૪૭ ના ઓક્ટોબરમાં કરવામાં આવ્યો છે. આ સુધારા અનુસાર ૬૫ વર્ષની વયની દરેક વ્યક્તિને એક કારીગરની અઠવાડિક કમાણીની અરધી રકમના હિસાબે વર્ષાસન આપવામાં આવે છે.

*

નેધરલેન્ડઝની પ્રજાનું સ્વાસ્થ્ય ઉચ્ચ કક્ષાનું ગણાય છે. ત્યાંના જીવનધોરણની અસર પ્રજાના આરોગ્ય પર તો છે; પરંતુ આરોગ્યજાળવણી માટેના પ્રબંધનો પણ આમાં મહત્ત્વનો ફાળો છે. પ્રજાસ્વાસ્થ્ય જાળવણીમાં રાજ્ય, પ્રાદેશિક શાસનો અને મ્યુનિસિપાલિટીઓ ઉપરાંત સ્વતંત્ર સામાજિક સંસ્થાઓ જૂસ્સ લે છે. આ કારણને લીધે વિશ્વયુદ્ધ પછી આરોગ્યની દિશામાં નેધરલેન્ડઝની ઝડપી પ્રગતિ શક્ય બની છે. આ કાર્યમાં રાજ્ય નિષ્ણાતો રોકે છે. નિષ્ણાતો ચેપી રોગો, ક્ષય નિવારણ, સંધિવા, દંતરક્ષણ, બાળરોગો, માનસિક ચિકિત્સા, હૉસ્પિટલ વ્યવસ્થા વગેરે પ્રશ્નો અંગે વિસ્તૃત યોજનાઓ ઘડે છે અને રાજ્યને જરૂરી સલાહ આપે છે.

સામાન્ય રીતે દાક્તરી મદદ માટે આવશ્યક પ્રબંધ પ્રાંતિક શાસનો કરે છે. આ કાર્યમાં રાજ્ય નાણાંકીય મદદ અને નિષ્ણાતોની સેવાઓ આપે છે.

બાળકોની દાક્તરી તપાસ શાળાઓમાં થાય છે બાળકોનું આરોગ્ય સુધરે એ માટે આજુબાજુના દેશોમાં બાળકોને રજાઓ દરમિયાન મોકલવામાં આવે છે સન ૧૯૪૬ માં ૩૫,૦૦૦ બાળકોને આ રીતે અન્ય દેશોમાં મોકલવામા આવ્યા હતા.

ક્ષય નિવારણ માટેના આરોગ્ય ભવનોમાં ૯૦૦૦ જેટલા દરદીઓ માટે વ્યવસ્થા છે. એ ઉપરાંત સ્વીટ્ઝરલેન્ડમાં ૪૦૦ દરદીઓને મોકલવામાં આવે છે.

વિશ્વયુદ્ધમાં અંગવિચ્છેદ થયેલાઓને સામાન્ય જીવનમાં પુનઃસ્થાપિત કરવા માટે ખાસ લક્ષ આપવામાં આવે છે. જન્મથી અકસ્માતને લીધે અથવા યુદ્ધમાં ઘાયલ થવાથી જે માણસોની કામ કરવાની શક્તિ ઘટી ગઇ હોય તેઓને સહાયભૂત થવા માટે એક રાષ્ટ્રીય સમિતિ રચવામાં આવી છે. આ અંગે સન ૧૯૪૮માં એક કાયદો પણ ઘડવામાં આવ્યો છે. આ કાયદા અનુસાર કારખાનાઓમાં અમુક પ્રમાણમાં એવા અશક્ત માણસોને પૂરા પગારે કામે રાખવાનું ફરજિયાત છે.

બાળકોનું આરોગ્ય, શિક્ષણ, સામાજિક હિત અને અન્ય સેવાઓને બાળકલ્યાણ કાર્ય કહેવામાં આવે છે. માબાપો જે બાળકોની પૂરતી સંભાળ ન લેતાં હોય અને જે બાળકો ગુનાઓ કરતા પકડાયાં હોય તેઓની સાથે જુદી જુદી રીતે કામ લેવામાં આવે છે. જો કોઈ પણ બાળક શારીરિક કે નૈતિક પતનના માર્ગે જતા માલૂમ પડે તો તેની પૂરી તપાસ પછી તેને નિરીક્ષકની દેખરેખ નીચે મૂકવામાં આવે છે. નિરીક્ષક તેના માબાપને યોગ્ય સૂચનાઓ આપે છે. આ સૂચનાઓની જો મતત અવગણના કરવામાં આવે તો બાળક પરના તેના અધિકાર છીનવી લેવામાં આવે છે. જરૂર પડે બાળકને રાજ્યાશ્રિત સંસ્થામાં પણ ખસેડવામાં



આવે. આમાં બાળકના હિતનો પ્રથમ વિચાર કરવામાં આવે છે. માબાપનું હિત ગૌણ લેખાય છે. આ કાર્યમાં ન્યાયાધીશને નિષ્ણાત સામાજિક કાર્યકરોની સમિતિ મદદ કરે છે. આ સમિતિના સભ્ય બનવું એક સન્માન લેખાય છે. સમિતિની નિમણૂંક રાજ્ય કરે છે. માબાપના બાળક પરના અધિકાર છીનવી લેવા, બાળક માટે નિરીક્ષક નીમવા, માબાપોને બાળક પ્રત્યેના વર્તાવ અંગે સલાહસૂચન આપવાં, સાવકાં બાળકોની સંભાળ લેવી, બાળકોને સંસ્થાઓમાં મૂકવા વગેરે કાર્યો આ સમિતિ કરે છે.

બાળકલ્યાણનું કાર્ય ૨૩૨ જેટલી સંસ્થાઓ કરી રહી છે. આ બધી સંસ્થાઓ એક મધ્યસ્થ મંડળમાં જોડાયેલી છે. આ સંસ્થાઓ બાળકલ્યાણના વિવિધ પ્રશ્નોમાં ઊંડો રસ લે છે.

ખોડવાળાં અને અશક્ત બાળકો માટે અદ્યતન સાધન-સામગ્રી ધરાવતી શિક્ષણ સંસ્થાઓ સ્થાપવામાં આવી છે. માનસશાસ્ત્રના નિયમોને અનુસરીને બાળકોના પ્રશ્નો હલ કરવા માટે વિશિષ્ટ પ્રકારની સંસ્થાઓ કાર્ય કરી રહી છે. ગુનેગાર બાળકો સાથે કામ લેવા માટે ખાસ તાલીમ પામેલી સ્ત્રી-પુરુષ પોલીસ રાખવામાં આવે છે.

*

નેધરલેન્ડઝમાં સહકારી પ્રવૃત્તિની શરૂઆત સન ૧૮૬૦માં થઈ. ધીમે ધીમે આ પ્રવૃત્તિનો વિકાસ થયો. ૧૮૭૬માં આ અંગે પ્રથમ કાનૂન ઘડવામાં આવ્યો. એથી આ પ્રવૃત્તિને સારો વેગ મળ્યો. ખેડૂતોએ અનુભવે જોયું કે તેમની ઉત્પન્નનું લાભદાયક વેચાણ સહકારી ધોરણે થઈ શકે છે. આથી ખેડૂતો સહકારી પ્રવૃત્તિ તરફ આકર્ષાયા. ખેડૂતોના આર્થિક જીવનમાં સહકારી પ્રવૃત્તિએ અગત્યનું સ્થાન મેળવ્યું છે. આજે ધીરધાર, ખરીદ, વેચાણ વગેરેની મળી ૨૮૬૧ સહકારી સંસ્થાઓ ચાલે છે. સહકારી પ્રવૃત્તિ વેપારી, મધ્યમવર્ગ અને કામદાર કિસાનોમાં વિસ્તરી છે. સહકારી મંડળીઓ ઘરો બાંધવાનું કાર્ય પણ કરે છે રાષ્ટ્રીય સહકારી સમિતિ રાજ્યને આ વિષયમાં સલાહ આપે છે.

વિશ્વયુદ્ધ પહેલાં ઘરોની સ્થિતિ સંતોષકારક હતી. ત્યાંના લોકો છૂટાં ઘરોમાં વસવાટ કરવાનું વધુ પસંદ કરે છે. શહેરોમાં લોકો આધુનિક પ્રકારના માળાઓમાં રહે છે; પરંતુ નછૂટકે.

વિશ્વયુદ્ધમાં ૫ ટકા ઘરો નાશ પામ્યાં હતાં. રોટરડામ અને વેલસનમાં તો અનુક્રમે ૧૫ ટકા અને ૨૫ ટકા ઘરોનો નાશ થયો હતો. એક તરફ યુદ્ધ દરમિયાન નવાં ઘરો બાંધવાનું કામ ખોરંભે પડ્યું હતું. તેમાં બૉમ્બમારાને લીધે દેશભરમાં ઘરોને નુકશાન પહોંચ્યું. પરિણામે યુદ્ધ પછીના સમયમાં ઘરોની તંગી તીવ્ર બની. ઘરો બાંધવાનો ઝડપી કાર્યક્રમ હાથ ધરવામાં આવ્યો છે. સન ૧૯૪૭માં ૩,૦૦,૦૦૦ ઘરોની તંગીનો અંદાજ હતો.

અત્યારે જે નવાં શહેરો બંધાઇ રહ્યાં છે તેની યોજના આધુનિક નગરરચનાના સિદ્ધાંતોને અનુરૂપ થઇ રહી છે. ઘરો અંગેની મુખ્ય જવાબદારી સ્થાનિક સ્વરાજની સંસ્થાઓની છે. રાજ્ય નાણાંકીય મદદ અને નિષ્ણાત સલાહ આપે છે.

સામાજિક કાર્યકરોને તાલીમ આપવાની પ્રથમ શાળા નેધરલેન્ડઝમાં સન ૧૮૯૯માં પ્રથમ સ્થાપવામાં આવી હતી. આજે આ પ્રકારની નવ શાળાઓ ચાલે છે. ત્રણ વર્ષના અભ્યાસક્રમમાં જુદા જુદા વિષયોનું સૈદ્ધાંતિક અને પ્રત્યક્ષ જ્ઞાન આપવામાં આવે છે.

★

## સાભાર પ્રાપ્તિસ્વીકાર



**૨૭ નીતિશતક** : [અનુ. શાંતિલાલ ઠાકર; સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય : ચાર આના]
કાવ્યગુણે શોભતા અને સુબોધક ભર્તૃહરિકૃત નીતિશતકના મૂલસહિત ગુજરાતી ભાષાંતરની બીજી આવૃત્તિ.

# ધરમનાં ભાઈબેન !

શશી શહાણે

ઘેર ગયો ત્યારે જે ટપાલનો થોકડો પડયો હતો એમાં એક અજાણ્યા અક્ષરવાળો કાગળ પહેલો ઉઘાડયો ને મેં એમાંથી જે કંઈ જાણ્યું એ ખરેખર ચમકાવનારું હતું. વરસોથી ધરમનાં ભાઇબેન ચાનીને ચાલનાર મારાં બે મિત્રો લગ્નગ્રંથિથી જોડાય છે એથી મને કંઈ અચંબો કે આશ્ચર્ય થાય એમ નહોતું. એમ તો હું એ બેઉનો સહિયારો મિત્ર હતો એટલે બેઉનાં એકબીજા તરફના વર્તનમાં મને થોડાક વખતથી જે ફેરફાર દેખાવા લાગ્યો હતો ત્યારથી જ મારા મનમાં એમનો આ ભાવિ વિચાર આવી ગયેલો. પણ ત્યારે મને એ એમનાં મોં ઉપર કહેવાની જરૂર નહોતી લાગી.

વચ્ચે એકવાર મેં એ બન્નેની હાજરીમા ટકોર કરેલી. પણ એ બે ય એવા તો એકબીજાં પાછળ ઘેલાં થઇ ગયેલાં કે મારી ભાષા ત્યારે એ સમજી ન શકેલાં. પછી તો એમનો આ નિર્ણય મારી પાસે જાહેર કરવામાં જ બીજા બે વરસ નીકળી ગયા: કંઇક આમન્યાને લીધે પણ હોય !

આજે છેક ત્રીજે વરસે આ અણધાર્યા પત્રે મને વળી વિચારતો કરી દીધો. મેં બે વરસ પહેલાં જાણેલી વાતને હજુ છુપાવવાના ડોળ જેવું જ એ કાગળનું લખાણ હતું. એ બેમાથી કોઇને મારી સલાહ આપી શકું એવો હું એમનો વડીલ નહોતો. છતાં મારી પાસે પણ આવી ગોળગોળ વાતો કેમ કરતાં હશે એ હુ આજે આ ટૂંકા પત્રે પણ ન સમજી શકયો. હા, એટલું ખરું કે એ બેઉને એકલાં રાખવામાં મારો એમનાં પ્રત્યેનો સંબંધ અને સંસર્ગ બને તેટલો ઓછો કરી નાખ્યો હતો.

પણ એમને આ જ ન ગમ્યું એવું આજે મારી મૈત્રિણીના આ લાંબી મુદ્દતના કાગળે મને બતાવી દીધું. આજે પણ એ તો હજુ પેલાને પોતાના ધરમના ભાઈ તરીકે વર્ણવતી હતી ! અને એ છોકરાનો પક્ષ લઇને જાણે એના વતી વકીલાત કરી રહી હોય એવો આખા પત્રનો ધ્વનિ મને તરત સમજાઇ ગયો. છોકરાના જીવનને ઉકરડે જતું બચાવી લેવા પોતે એની ધરમની બેન રહીને કયાં સુધી ટક્કર ઝીલી શકે ?—એવો પોતાની નબળાઇનો બચાવ કરતી છેલ્લે એક લીંટીમાં બીતીબીતી કાગળમાં ય એના મનની વાત કાઢતાં અચકાતી હોય એમ દાખલા દલીલ સાથે સાબિત કરી બતાવતી હતી કે પરણ્યા પહેલાં તો બધાં ભાઇબેન જ હોય છે ને ? ખરાં ભાઇબેનની સગાઇ તો લોહીની હોય છે!

હું તો આ બેઉને પહેલેથી જ કહેતો આવેલો કે આ ભાઈબેનનો દેખાવ છોડીને બે ય મિત્ર તરીકે રહો એમાં શું ખોટું છે ? પણ ત્યારે મારી વાતને બે ય ન ગણકારતાં. સગા ભાઇબેનથી પણ એમનો સંબંધ વધુ નિર્મળ છે એમ મને તો ઠીક, પણ એમની જાતને ય મનાવવા પ્રયત્ન કરતાં.

પણ આ ધરમનાં ભાઇબેન તો કાચી-કુમળી કિશોરાવસ્થામાં જ સંભવી શકે એ સંબંધ જુવાનીમાં પણ આપણા દેશમાં ચાલુ રહે ત્યારે એ—વણસીને કહી શકાય તો વણસીને પણ—એકમેકને પતિપત્નીમાં જ ફેરવી નાખે છે !—જાહેરમાં નહિ તો ખાનગીમાં.

મને આજનો આ આખો પત્ર એ ધરમનાં ભાઇબેનના પરિવર્તિત હેત-પ્રીતને નવે રૂપે અને નવી સિફતથી જાહેર કરતો હતો એ જ મને તો ચમકાવનારું હતું !

★



[અનુસંધાન પાન ૧૬ થી ચાલુ]

એનો લાગે છે હો સા'બ ! એટલે મને થયું છે કે આ ફેરો મઢાવી તો દઉં. પછી ભલે ટીંગાડીશું નહિ. પણ રાખી મૂકવા થાશે. સંભારણું !'

'જે જે' કરીને હસતાં હસતાં હું આગળ વધ્યું. આ બીજો મુકામ વટાવીને આગળ ચાલું એટલે એક વાડી આવતી.

એ વાડીએ એક મંડાણ હતું. પતરાં બોથાં વગેરેનું એ બનાવ્યું હતું. એ મંડાણ એટલું કાણું થઈ ગયું હતું કે અર્ધું પાણી પાછું કૂવામાં ધકેલાઇ જતું હતું ! બળદ પાણી ખેંચતા. કોસ ચાલતો. એના એ ધોરિયા પાણી લઈ જતા હતા !

જ્યારે જુઓ ત્યારે ભરવાડ ટીડો મંડાણ સમું કરવાની વાત કરતો જ હોય !

જાંતનો ભરવાડ હતો પણ એણે ખેતી કરી હતી.

એ મંડાણ હજી એમ ને એમ પોતાનું કામ ચલાવતું હતું !

નહિ નહિ તો અરધોઅરધ પાણી પાછું ઢળી જતું હતું. બળદની મહેનત નકામી જતી હતી. ટીડો ત્યાં કોસ મૂકીને આવતો, પછી બે ઘડી વાતો કરતો. અલકમલકની વાતો જાણવાનો એને શોખ હતો. પછી એ વાત વાતમાં કહેતો કે 'આ વખતે કોસ છોડીને પણ મંડાણ સુધરાવી લેવું છે !'

છેલ્લાં ત્રણેક વર્ષથી એની એ વાત ચાલતી હતી !

સાંજે અંધાર પડછાયો પથરાય ત્યારે હું પાછો ઘર ભણી વળું ને ચારે તરફ નજર નાખું. એક દૃશ્ય જોઇને મને નવાઈ લાગે !

જ્યાં સુધી નજર પહોંચે ત્યાં સુધી જોયા કરીએ તો કોઇ ઠેકાણે કાંઈ જ નવો ફેરફાર નજરે ન ચડે !

જે ઝાડ જે પ્રમાણે ઠુંઠા જેવું ઊભું હોય તે ઝાડ તે પ્રમાણે જ ઊભું હોય. જે વેરાનમાં કાંટા ઝાંખરા વેરાયલાં પડ્યાં હોય તે તેમ જ પડ્યા હોય ! જે ખાડામાં ગઈ સાલ બે ગધેડાં મર્યાં હોય તેમાં આ સાલ પણ બે ગધેડાં જ મરવાના હોય ! એમ એ ખાડો પણ વણપૂર્યો પડ્યો હોય ! ખાડાનો પણ જાણે કેમ એક કર લેવાનો ને લોકને ચુકવવાનો શિરસ્તો હોય !

ક્યાંય કોઈ જીવ જેવો ફેરફાર દૃષ્ટિએ ન પડે ! હું એ જોતો ઊભો રહી જાઉં !

કુદરત પણ જાણે આ ક્રમમાં ભાગ લેતી હોય તેમ જે અરસિક ચેતનહીનતા આખી સીમમાં દર વખતે આ સમયે પથરાઈ રહેતી હોય એ જ ચેતનહીનતા અત્યારે સામે ઊભી હોય !

જાણે કે આંહીં કોઈ ક્યાંય પગલું જ ભરતું ન હોય !

એક વખત હું સાંજે ફરીને આવતો હતો ત્યારે મેં અચાનક એક વખત ઊભા રહીને આ દૃશ્ય નજર સમક્ષ લાવવાનો પ્રયત્ન કર્યો !

એ જ અચેતનતા બધે ફેલાઈ રહી હતી. કોઈ નવું ઝાડ, કોઈ નવું પંખી, કોઇ નવી વનકુંજ, કોઇ નવું દૃશ્ય ક્યાંય ઊભું જ થયું ન હતું !

કોઇને કાંઇ જ કહેવાનું ન હતું. કરવાનું ન હતું.

કેવળ વહેવાનું જ હતું !

## કડી

સમગ્ર સંસાર-વંટોળે આછી ઉરધબકથી,<br>
આજે તો સાંપડે શાંતિ : કડી પ્રેમ કેરી કથી !

प्रवात

# બીબીનો મકબરો

જયન્ત પરમાર

ઇલોરાની ગુફાઓની એ પથ્થરની જીવતી કવિતા અમે ધરાઈ ધરાઈને આસ્વાદ્યા પછી છેક સાંજે ઘેર આવ્યા ત્યારે આખા દિવસની એ એક-દોઢ માઇલની ઊભા પગે કરેલી બધી ગુફાઓની રખડ-પટ્ટીએ એવી તો મીઠી ઊંઘ આવી ગઈ કે રાત્રે ઓચિંતો હું ત્રણેક વાગ્યે જાગી ગયો ત્યારે જ ખબર પડી કે આ તો ગુફાનું ઘેન બધાંને ચડી ગયું લાગે છે !

ત્રણ વાગ્યે જાગીને હું તો ઔરંગાબાદનાં એ સૈકાજના ખખડી ગયેલા મકાનને ત્રીજે માળ આવેલી અગાસી ઉપર ઊભો રહ્યો. અમે બધા એ અગાસી ઉપર જ સૂતાં હતાં. ધોમ ધખતો ઉનાળો હતો એટલે સૂવા માટે અમારા જેવાં સહેલાણીઓને તો અગાસી ખેંચી જ જાય ને ? અગાસી ઉપર નજર જતાં મારા સાથીદારોને મીઠી ઊંઘમાં પડેલાં જોઇ મારી અચાનક ઊડી ગયેલી ઊંઘ માટે મને એ બધાંની નિરાંતની ઊંઘ ઉપર ખાર આવ્યો પણ ખરો. મારી આંખ ઉઘડી ગયા પછી થાકયોપાકયો હોવા છતાં રાતનાં ત્રણ વાગ્યે જ્યારે ખૂબ પડખાં ઘસીને થાકયો છતાં ઊંઘ ન આવી એટલે ઊભો થઇને ઘડીક તો એ સૂતેલા ઔરંગાબાદની ભૂતકાળની જાહોજલાલીને યાદ કરવા અને એ અંધારી કાળી રાતના બિહામણા એકાંતમાં એને એકવાર નિરાતે નીરખવા આંખને વધુ ને વધુ સતેજ કરતો ગયો.

આગલે દિવસે સાંજે તાજમહાલની નાનકડી અનુકરણી આવૃત્તિ જેવો ઔરંગઝેબની બીબીનો મકબરો જોઇને આવ્યા પછી ગુફાઓની સહેલ કરવા આવેલી આખી ટુકડીમાંથી મારું એકનું જ દીવેલ પીધા જેવું મોં જોઇને અમારી ટુકડીની એક બટક-બોલી સોબતણ તો બોલેલી પણ ખરી: 'ઔરંગ-ઝેબે એની બીબી માટે બંધાવેલી કબર ઉપર તો ઔરંગઝેબ જેવાનું લોખંડી હૈયું આંસુડાં ખેરવી ગયેલું એટલે તું યે આટલો દીલો થઇ ગયો છે ?'

'અરે હોય કંઈ ?' મેં પણ તમાચો મારીને ગાલ લાલ રાખતા કહ્યું: 'ઔરંગના એ લોહી નીત-રતા જીવનમ પણ આવો સોફ્ટ કોર્નર-દિલનો મુલા-યમ ખૂણો હતો એ વિચારે એના માટે પણ થોડીક માનવૃત્તિ થઇ આવે એવું આ મકબરો જોઇને નથી લાગતું ?'

અને બીજે દિવસે વહેલી સવારે ઇલોરા જવા માટે ઉપડવાનો બધાંનો અદમ્ય ઉત્સાહ એક મારામાં જ શા કારણે નહોતો આવ્યો એ આજે અહીં આખા દિવસનાં એ પથ્થરોનાં જીવતાં કાવ્યોને ધરાઇ ધરાઇને પીધેલા ઘૂંટડા પછી પણ મને સમજાયું નહિ.

મારી આંખ આગળ તો એ જ બીબીનો મક-બરો અત્યારે પણ તરવરતો લાગ્યો.

અંધારી રાત હતી એટલે ખૂબ દૂર દૂર સુધી ઝીણી નજરે જોયું તોય એ ગામથી દોઢેક માઇલ દૂર એકલદોકલ ઊભેલો મકબરો દેખાતો નહોતો એટલે ચંદ્ર વગરનું આકાશ જરા ખૂંચ્યું પણ ખરું. ચાંદની રાતનો એ દૂધે ધોયેલો જમના-કાંઠાનો તાજમહાલ સાથે સાથે યાદ આવી ગયો. તાજમહા-લની જેમ એની આબેહૂબ નકલ હોવા છતાં અહીં એને ઘસીને જમના કે કોઈ નદીનાં કાળાં નીર વહેતા નહોતાં. તાજમહાલની આરસ કંડારેલી ભવ્ય કારીગરીની ક્યાંયથી ઝાંખી થતી નહોતી. એને આંગણે ફુવારાવાળા હોજ પણ જાણે જમાનાઓથી કાળજી લીધા વિના પાણી ઉડાડયા વગરનાં છતાં પાણી ટપકી ટપકીને લીલ વળી ગયેલા તળિયાવાળા અને તાંબાના પાઇપની ફુવારાની ગોઠવણ પણ—સાફસૂફી વગરના પડેલા એટલે—તામ્રવરણા નહિ પણ સાવ ધોળા ફટ થઈ ગયેલા ઠેરઠેર નજરે ચડતા હતા.

મકબરાના ગર્ભ ભાગમાં અને મધપૂડાથી લચેલા એના મિનારા ઉપર જઇને જોવાની કુતૂહલવૃત્તિ અમારી ટુકડીમાંથી જ્યારે કોઇને ન થઇ અને આથમતા સૂરજને ટાણે હું એકલો જ એ બધું



જોવાનો આગ્રહ રાખવો ન ભૂલ્યો ત્યારે બધાંને મારો ધૂની સ્વભાવ ટીકાપાત્ર લાગ્યો. એ આખું ટોળું તો મકબરાના ભવ્ય પ્રવેશદ્વાર ઉપર લખેલી અરબી લિપિનાં એમને માટે 'ગ્રીક-લેટિન' થઈ પડેલા અક્ષરો ઉકેલતાં અને પ્રવેશદ્વાર પાસે જ આવેલા નાનકડા હોજમાંથી પાણી પીતાં મારી રાહ જોવા આગળ જઈને બેઠાં હતાં.

અને હું એકલો એ મકબરાના ગર્ભ ભાગમાં પ્રવેશ્યો ત્યારે મને ઔરંગઝેબનાં એ 'મુલાયમ ખૂણા'ની ખરેખર પ્રતીતિ થઇ. ઇતિહાસભાખ્યો એ લોભી, ઝનૂની, ધર્માંધ, ખૂની ઔરંગઝેબ એકાએક આખા ઈતિહાસમાંથી જાણે અદ્રશ્ય થઈને મને તો શાહજહાંનો સાચો દીકરો અને માનવતાનો સાચો પૂજારી ઔરંગ ત્યાં દેખાયો. એની એ મૃત બીબીની શય્યા ઉપર એ ભલે પોતાના બાપ જેમ પોતાનો પ્રેમ આખા દુનિયાને જાહેર કરતો તાજમહાલ ન રચી શક્યો, આ તાજમહાલની નાનકડી આવૃત્તિ રચી એની પાછળ પણ એનો ભારોભાર પ્રેમ વરતાઇ આવે છે એ ભલે ઇતિહાસકારો આપણને ન સમજાવી શક્યા, છતાં આ એનું નાનકડું કબર-કાવ્ય મને જોરજોરથી છતાં કાનમાં ગણગણી કહેવા લાગ્યું.

એ અસરમાં જ હું એ મકબરાના મિનારા ઉપર જવા ચડ્યો. ઉપરથી તો દેખાવ પૂરતી યે ભવ્યતા નહોતી લાગતી, જેટલી એની અંદરની સ્મશાનવત્ શાંતિથી એક કબર પણ પોતાના શહેનશાહની ભવ્યતા રજૂ કરતી લાગેલી. હું સડસડાટ નીચે ઉતરી ગયો. મકબરા સામેના એ ભવ્ય ચોગાનમાં બહુ વ્યવસ્થિત બાગ બનાવેલો નહોતો છતાં ત્યાં પહોંચવા માટેનો આખો રસ્તો વચ્ચેથી ફુવારાવાળો અને ફુવારાની બે ય બાજુ ચાલવા માટેના રસ્તા અને રસ્તાને બે ય કિનારે ઊંચા લાંબા શરુ જેવા ઝાડનાં અવશેષો પણ એનાં એ આંગણાની ભવ્યતા આજે ય આપણને દેખાડી જાય છે ત્યારે એ મકબરા કરતાં ય વધુ ભવ્ય એવું આંગણું જ મકબરાનું સાચું ભૂષણ છે એમ લાગ્યા વગર રહેતું નથી. કેટલે ય ઠેકાણેથી ખંડિત થયેલા મકબરાની યોગ્ય કારીગરને અભાવે મરામત થવાને બદલે નર્યું થીગડથાગડ લાગે એવું ઉલટાનું એની ખંડિતાવસ્થા આંખને ઊડીને વળગે એવું સમાર કામ આવી પવિત્ર ઇમારત માટે ખરેખર દયા ઉપજાવે એવું હતું.

★

## ઉત્તમ પાંખ

હરિ હે! દેજે ઉત્તમ પાંખ.
સાગર, પર્વત, રણ, અરણ્યો
જ્યાં ન જડે કો વાટ;
ખૂબ ખેડયો હવે પટ પૃથ્વીનો
ઉડવું એની યે પાર............ હરિ હે !
મનુકુલે માનવતા મૂકી
પાપ તણાં કર્યાં પાન
પૃથ્વીથકી પ્રભુતા પરવારી
ક્યાં ગાઉં મુજ ગાન?........ હરિ હે !
જ્વાલા જલે મહા જ્યોતિની જ્યાં
પ્હોંચે ન પામર આંખ;
આભ અજાણ્યાં કેમ ઉડાયે
વિના ઉત્તમ પાંખ ? ............ હરિ હે !

શાંતિલાલ બી. શાહ

# બીબીનો મકબરો

જયન્ત પરમાર

ઇલોરાની ગુફાઓની એ પથ્થરની છવની કવિતા અમે ધરાઈ ધરાઈને આસ્વાદ્યા પછી છેક સાંજે ઘેર આવ્યા ત્યારે આખા દિવસની એ એક-દોઢ ગાઉની ઊભા પગે કરેલી બધી ગુફાઓની રખડ-પટ્ટીએ એવી તો મીઠી ઊંઘ આણી ગઈ કે રાત્રે અચિંતો હું ત્રણેક વાગ્યે જાગી ગયો ત્યારે જ ખબર પડી કે આ તો ગુફાનું ઘેન બધાંને ચડી ગયું લાગે છે !

ત્રણ વાગ્યે જાગીને હું તો ઔરંગાબાદનાં એ સૈકાજૂના ખખડી ગયેલા મકાનને ત્રીજે માળ આવેલા અગાસી ઉપર ઊભો રહ્યો. અમે બધાં એ અગાસી ઉપર જ સૂતાં હતાં. ધોમ ધખતો ઉનાળો હતો એટલે સૂવા માટે અમારા જેવાં સહેલાણીઓને તો અગાસી ખેંચી જ જાય ને ! અગાસી ઉપર નજર જતાં મારા સાથીદારોને મીઠી ઊંઘમાં પડેલાં જોઈ. મારી અચાનક ઊડી ગયેલી ઊંઘ માટે મને એ બધાંની નિરાંતની નીંદ ઉપર ખાર આવ્યો પણ ખરો. મારી આંખ ઉઘડી ગયા પછી થાકયોપાકયો હોવા છતાં રાતનાં ત્રણ વાગ્યે જ્યારે ખૂબ પડખાં ઘસીને થાક્યો છતાં ઊંઘ ન આવી એટલે ઊભો થઈને ઘડીક તો એ સૂતેલા ઔરંગાબાદની ભૂતકાળની જાહોજલાલીને યાદ કરવા અને એ અંધારી કાળી રાતના બિહામણા એકાંતમાં એને એકવાર નિરાંતે નીરખવા આંખને વધુ ને વધુ સતેજ કરતો ગયો.

આગલે દિવસે સાંજે તાજમહાલની નાનકડી અનુકરણી આવૃત્તિ જેવો ઔરંગઝેબની બીબીનો મકબરો જોઈને આવ્યા પછી ગુફાઓની સહેલ કરવા આવેલી આખી ટુકડીમાંથી મારું એકનું જ દીવેલ પીધા જેવું મોં જોઈને અમારી ટુકડીની એક બટક-બોલી સોબતણ તો બોલેલી પણ ખરી: 'ઔરંગ-ઝેબે એની બીબી માટે બંધાવેલી કબર ઉપર તો ઔરંગઝેબ જેવાનું લોખંડી હૈયું આંસુડાં ખેરવી ગયેલું એટલે તું યે આટલો ઢીલો થઈ ગયો છે ?'

'અરે હોય કંઈ ?' મેં પણ તમાચો મારીને ગાલ લાલ રાખવા કહ્યું: 'ઔરંગના એ સોહી નીતરતા જીવનમ પણ આવો સેફ્ટ કોર્નર–દિલનો મુલાયમ ખૂણો હતો એ વિચારે એના માટે પણ થોડીક માનવૃત્તિ થઈ આવે એવું આ મકબરો જોઈને નથી લાગતું ?'

અને બીજે દિવસે વહેલી સવારે ઇલોરા જવા માટે ઉપડવાનો બધાંનો અદમ્ય ઉત્સાહ એક મારામાં જ શા કારણે નહોતો આવ્યો એ આજે અહીં આખા દિવસનાં એ પથ્થરોનાં જીવતાં કાવ્યોને ધરાઈ ધરાઈને પીધેલા ઘૂંટડા પછી પણ મને સમજાયું નહિ.

મારી આંખ આગળ તો એ જ બીબીનો મકબરો અત્યારે પણ તરવરતો લાગ્યો:

અંધારી રાત હતી એટલે ખૂબ દૂર દૂરે સુધી ઝીણી નજરે જોયું તોય એ ગામથી દોઢેક માઈલ દૂર એકલદોકલ ઊભેલો મકબરો દેખાતો નહોતો એટલે ચંદ્ર વગરનું આકાશ જરા ખૂંચ્યું પણ ખરું. ચાંદની રાતનો એ દૂધે ધોયેલો જમના-કાંઠાનો તાજમહાલ સાથે સાથે યાદ આવી ગયો. તાજમહાલની જેમ એની આબેહૂબ નકલ હોવા છતાં અહીં એને ઘસાતે જમના કે કોઈ નદીનાં કાળાં નીર વહેતાં નહોતાં. તાજમહાલની આરસ કંડારેલી ભવ્ય કારીગરીની ક્યાંયથી ઝાંખી થતી નહોતી. એને આંગણે ફુવારાવાળા હોજ પણ જાણે જમાનાઓથી કાળજી લીધા વિના પાણી ઉડાડ્યા વગરનાં છતાં પાણી ટપકી ટપકીને લીલ વળી ગયેલા તળિયાવાળા અને તાંબાના પાઈપની ફુવારાની ગોઠવણ પણ—સાફસફાઈ વગરના પડેલા એટલે—તાજમહાલ નહિ પણ સાવ ધોળા ફટ થઈ ગયેલા ઢેરેઢેર નજરે ચડતા હતા.

મકબરાના ગર્ભ ભાગમાં અને મધપૂડાથી લચેલા એના મિનારા ઉપર જઈને જોવાની કુતૂહલવૃત્તિ અમારી ટુકડીમાંથી જ્યારે કોઈને ન થઈ અને આથમતા સૂરજને ટાણે હું એકલો જ એ બધું



જોવાનો આગ્રહ રાખવો ન ભૂલ્યો ત્યારે બધાંને મારો ધૂની સ્વભાવ ટીકાપાત્ર લાગ્યો. એ આખું ટોળું તો મકબરાના ભવ્ય પ્રવેશદ્વાર ઉપર લખેલી અરબી લિપિનાં એમને માટે 'ગ્રીક-લેટિન' થઈ પડેલા અક્ષરો ઉકેલતાં અને પ્રવેશદ્વાર પાસે જ આવેલા નાનકડા હોજમાંથી પાણી પીતાં મારી રાહ જોવા આગળ જઈને બેઠાં હતાં.

અને હું એકલો એ મકબરાના ગર્ભ ભાગમાં પ્રવેશ્યો ત્યારે મને ઔરંગઝેબનાં એ 'મુલાયમ ખૂણાં'ની ખરેખર પ્રતીતિ થઈ. ઇતિહાસભાખ્યો એ લોભી, ઝનૂની, ધર્માંધ, ખૂની ઔરંગઝેબ એકાએક આખા ઇતિહાસમાંથી જાણે અદૃશ્ય થઈને મને તો શાહજહાંનો સાચો દીકરો અને માનવતાનો સાચો પૂજારી ઔરંગ ત્યાં દેખાયો. એની એ મૃત બીબીની શય્યા ઉપર એ ભલે પોતાના બાપ જેમ પોતાનો પ્રેમ આખી દુનિયાને જાહેર કરતો તાજમહાલ ન રચી શક્યો, આ તાજમહાલની નાનકડી આવૃત્તિ રચી એની પાછળ પણ એનો ભારોભાર પ્રેમ વરતાઈ આવે છે એ ભલે ઇતિહાસકારો આપણને ન સમજાવી શક્યા, છતાં આ એનું નાનકડું કબર-કાવ્ય મને જોરજોરથી છતાં કાનમાં ગણગણી કહેવા લાગ્યું.

એ અસરમાં જ હું એ મકબરાના મિનારા ઉપર જવા ચડ્યો. ઉપરથી તો દેખાવ પૂરતી યે ભવ્યતા નહોતી લાગતી, જેટલી એની અંદરની સ્મશાનવત્ શાંતિથી એક કબર પણ પોતાના શહેનશાહની ભવ્યતા રજૂ કરતી લાગેલી. હું સડસડાટ નીચે ઉતરી ગયો. મકબરા સામેના એ ભવ્ય ચોગાનમાં બહુ વ્યવસ્થિત બાગ બનાવેલો નહોતો છતાં ત્યાં પહોંચવા માટેનો આખો રસ્તો વચ્ચેથી ફુવારાવાળો અને ફુવારાની બે ય બાજુ ચાલવા માટેના રસ્તા અને રસ્તાને બે ય કિનારે ઊંચા લાંબા સરુ જેવા ઝાડનાં અવશેષો પણ એનાં એ આંગણાની ભવ્યતા આજે ય આપણને દેખાડી જાય છે ત્યારે એ મકબરા કરતાં ય વધુ ભવ્ય એનું આંગણું જ મકબરાનું સાચું ભૂષણ છે એમ લાગ્યા વગર રહેતું નથી. કેટલે ય ઠેકાણેથી ખંડિત થયેલા મકબરાની યોગ્ય કારીગરને અભાવે મરામત થવાને બદલે નવું થીગડથાગડ લાગે એવું ઉલટાનું એની ખંડિતાવસ્થા આંખને ઊડીને વળગે એવું સમાર કામ આવી પવિત્ર ઇમારત માટે ખરેખર દયા ઉપજાવે એવું હતું.

★

## ઉત્તમ પાંખ

હરિ હે! દેજે ઉત્તમ પાંખ.
સાગર, પર્વત, રણ, અરણ્યો
જ્યાં ન જડે કો વાટ;
ખૂબ ખેડ્યો હવે પટ પૃથ્વીનો
ઉડવું એની યે પાર........... હરિ હે !
મનુકુલે માનવતા મૂકી
પાપ તણાં કર્યાં પાન
પૃથ્વીથકી પ્રભુતા પરવારી
ક્યાં ગાઉં મુજ ગાન?........ હરિ હે!
જ્વાલા જલે મહા જ્યોતિની જ્યાં
પ્હોંચે ન પામર આંખ;
આભ અજાણ્યાં કેમ ઉડાયે
વિના ઉત્તમ પાંખ? ........... હરિ હે !

શાંતિલાલ બી શાહ

જીવરામ જોષી

[સાપના ઝેરનો કોઈ ઉપાય ડૉક્ટરો પાસે નથી. ભયંકરમાં ભયંકર સાપનું એવું ઝેર મંત્રથી ઊતરી શકે, એ વાતને કદાચ તમે અંધશ્રદ્ધાની વાત કહેશો. પરંતુ એ એક સત્યકથા છે. એવી એક સત્યકથા વાત અહીં વાંચશો.]

## [૭]

બાવા થવું એ કોઈ ખેલ નથી. ભીખ માગવી એ હીણપત છે. હીણપત કોઈને ગમતી નથી. છતાં એવી હીણી દશામાં અનેક માનવોને આપણે જોઈએ છીએ. એ એક વિષમ પરિસ્થિતિ છે. એ સાધુસમાજ નથી. એ છે આપણો દરિદ્રી સમાજ.

બાવા એટલે નિર્મળ જીવન. બાવા એટલે ઉચ્ચતર માનવી. પ્રેમને કરવાનું એક ઠામ, જ્યાં નિર્મળતા ત્યાં જ પ્રેમ ઠરી શકે. એ નિર્મળતા કાં તો બાળકમાં અને કાં બાવામાં. એવા બાવાના દર્શન એ ઈશ્વરનાં દર્શન સમજો. પ્રેમ એ જ ઈશ્વરનું રૂપ છે. ઈશ્વરનો મોટામાં મોટો ગુણ પ્રેમ છે. જ્યાં પ્રેમ નથી ત્યાં ઈશ્વર નથી.

સર્વસ્વના ત્યાગ વિના એવી સાધુતા–નિર્મળતા આવતી નથી. માટે જ એમને સંન્યાસી કહ્યા. એવા સંન્યાસી ક્યાં મળે? શહેરની આ ધમાલમાં? ધક્કા ખાતા આ માર્ગો પર? દેવમંદિરોના ઓટલે?

મળે તો ઓળખાય કેમ? કપડાં પરથી? એવા વેશમાં તો અનેક ઢોંગીઓ દેખાયા કરે છે. આપણી ભોળી ભક્તિને ઠગી જાય છે. કાં કથાકારો બનીને, મનોરંજન કરી, લોકપ્રિય બની, મોજ ઉડાવે છે. પ્રભુકીર્તનના નામની બાટાઈ કરે છે.

મને બાવાજી મળ્યા સંન્યાસી. પોતે સાધુ હોવાનો કોઈ ચીવટ બતાવી નહિ. એમના બોલમાં જ પ્રેમ ટપકતો હતો. વિવેક ખાતર પ્રેમ જગાડવો એ તો લુચ્ચાઈનો એક પ્રકાર છે બાવાજી મને કહે: તું જા, જ્વાલાજીમાં: તને કંઈક મળશે.

મેં કહ્યું: મારે જવું શી રીતે? બાવો બનું?

બાવાજી કહે: પહેલાં તો એક લક્ષ નક્કી કરવું જોઈએ. તે પૂરું થાય તે માટે કેવા પ્રકારનું કામ કરવું તેનો નિર્ણય કરવો. એ કામ પાછળ સતત લાગી જવું. બસ, એનું નામ જ સાધના. મરી જાઓ મટી જાઓ, ફના થઈ જાઓ પણ એ કામ છોડો નહિ. એમાંથી સિદ્ધિ મળે છે. એનું નામ જ ભક્તિ. એનું નામ યોગ. એનું નામ જીવનદર્શન. આવી સતત કર્મપરાયણતા આગળ હજાર હજાર જ્ઞાન અને હજાર હજાર પંડિતાઈ વ્યર્થ છે. જીવનની નાની કે મોટી કોઈ પણ સફળતાનો પાયો પણ આવી કર્મપરાયણતા છે. એને જ યોગ કહેવાય. જીવન એક યોગસાધના જ છે.

મેં કહ્યું: તો હું જઈશ; સાધુ વેશે. મારી પાસે બીજું કોઈ સાધન નથી.

બાવાજી કહે: ગમે તે પણ એક નિર્ણયને મરણાંત વળગી રહીને ચાલો. સફળતા મળશે જ. સંકટનો વિચાર કરનાર કાયર બની જાય છે. સંકટનો સામનો કરનાર વીર હોય છે.

નમસ્કાર કરીને હું ચાલી પડ્યો.

અંબાજીથી આબુરોડના સ્ટેશને જવા ચાલ્યો. બાર માઈલનો માર્ગ ઢળતે પહોરે નીકળ્યો. નદીને કાંઠે કાંઠે સડક ચાલી જાય છે. આબુના આ પહાડોમાં સડક બનાવવા બેસે તો પાર ન આવે. પહાડી પ્રદેશોમાં નદીનો કિનારો જ માર્ગ બની જાય છે. પહાડો ચીરતી નદી સમતલ ભૂમિમાં જઈ પહોંચે છે.



ખાવા થયા તો પછી બધી રીતે ત્યાગનું અનુસરણ કરવું જોઈએ. ચંપલ છોડી દીધાં હતાં. ઉઘાડે પગે ચાલવાની મઝા એકાદ માઇલ તો માણી, પછી તો કાંકરા ખૂંચવા લાગ્યા. ત્રણેક માઇલ પછી તો પગનાં તળિયાં આળાં બની ગયાં અને કાંકરા ભાલાની અણીઓ. અબાજીથી આબુ જતાં બે-ત્રણ ઠીક ઠીક ઊંચાં નીચાં ચઢાણ આવે છે. એક ચઢાણ ઊતરીને બાંધેલા નાળા ઉપર હું થાક ખાવા બેઠો.

બાવો તો થયો પણ કયાં સૂવું પડશે, ખાવા માટે શાં શાં ફાંફાં મારવાં પડશે, લોકો મને જોઈને ભિખારી સમજશે કે મહાત્મા! આવા આવા તર્કો કરું છું ત્યાં 'ૐ નમો નારાયણ' એવો બોલ સાંભળ્યો.

મારું મન તર્કવિતર્કમાં ગૂંથાયું હતું અને આંખો સામેની સઘન, સભર અને ગંભીર વનરાજિ નિરખતી હતી, ઊંચા કાળમીંઢ પથ્થરોની ટેકરીઓની દુર્ગમતા સામે તાકી રહી હતી.

ત્યાં એક બાર-તેર વર્ષનો છોકરો આવીને મારી પાસે અટકી ગયો. મેં તેની સામે જોયું.

'ૐ નમો નારાયણ' ફરીને તે બોલ્યો અને પ્રણામ કીધા.

મેં જોયું તો પંદરેક વર્ષનો છોકરો મારી પાસે આવીને ઊભો છે. મેં હસીને શિષ્ટાચાર કર્યો કે: કલ્યાણ હો! મારાથી નાનાને અને હું મહાત્મા બન્યો છું તો કલ્યાણ જ વહાવાય. છોકરો હસી પડ્યો. એના હસવામાં મારા વેશ ઉપર કટાક્ષ હતો.

'કેમ હસ્યો! મેં પૂછ્યું'?

ફરીને તે હસતાં બોલ્યો: 'મહારાજ! એમ બાવા નથી બનાતું.'

હું દંગ થયો. આ છોકરો મને શી રીતે ઓળખી ગયો? મારે તેને જાણી લેવો જોઈએ. જાણવો શી રીતે? સાધુપણાની કસોટી કરવા માટે મારી પાસે કશાં સાધનો નહોતાં. ત્યાં તો એ કિશોર જ બોલી ઊઠ્યો: આપ 'કૌન નામા?'

હું તો કંઈ સમજ્યો જ નહિ. એટલો અર્થ તારવી શક્યો અને ચતુરાઈથી અટકળ કરી કે મારું નામ પૂછે છે. મેં નામ કહ્યું.

છોકરો હવે ડાંડાઈથી મારી સામે જોઈ રહ્યો.

'કેમ?' મેં તેને પૂછ્યું.

છોકરો કહેઃ 'મહારાજ! સી-આઈ-ડી છો કે ઘર છોડીને નાઠા છો?'

મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. સાધુ-સમાજની પ્રણાલીનું મને ધ્યાન નથી. આમાં હું પકડાઈ ગયો છું, પણ હવે આ નાનકડા કિશોર પાસેથી, તેના બાળપણના ભોળપણનો લાભ લઈને કંઈક શીખી લેવું જોઈએ.

'તો તું મને ઓળખી ગયો!' મેં કહ્યું.

છોકરો કહેઃ 'તમારા જેવાને તો અમે એક ક્ષણમાં પકડી પાડીએ.'

મારે હવે વાત બદલવી જોઈએ.

'તારે કયાં જવું છે?' મેં પૂછ્યું.

છોકરો કહેઃ 'સામે અમારો પડાવ છે.'

'કેવા છો?'

'કેવા લાગીએ છીએ?'

'વાદી.'

મારી ધારણા ખરી હતી. એની પાસેનો કંડિયો એ વાત કહેતો હતો.

'બીડી પીએ છે?' મેં પૂછ્યું.

'ચિલમ ભી પીતે હૈં.' છોકરાએ કહ્યું.

મેં સિગારેટનું પાકીટ લઈ લીધેલું. એ સાધન ઉપયોગી છે, એ હું જાણતો હતો. એ વડે અજાણ્યા સાથે પરિચય સાધી શકાય છે. અજાણ્યાને એકદમ ચા પીવાનું ન કહી શકાય, એ જરા વધારે પડતો વિવેક ગણાય. બીડીનો આગ્રહ એ ઠીક હળવો વિવેક છે.





મેં સિગારેટ કાઢીને છોકરાને આપી. એ તો પ્રસન્ન થઈ ગયો.

'કેટલા વાળી છે?' તેણે પૂછ્યું.

'બે પૈસાની.' મેં કહ્યું.

છોકરો પ્રસન્ન થઈને કહે: 'વાહ ગુરુ! હું ઓળખી ગયો. બસ, મોજ કરો. દુનિયામાં શું રાખ ને ધૂળ છે!'

સિગારેટ પીવાની ખરી મઝા તો ફક્કડપણામાં જ હોય ને!

છોકરાએ ધારી લીધું કે, હું ઘર છોડીને વિરાગી બનેલો માણસ છું. પાસે પૈસા હશે જ. મારો ચહેરો એને બાવાઓ કરતાં કંઈ વિશેષતા વાળો દેખાયો. છોકરો અનુભવે મારા કરતાં ચડિયાતો હતો. મારી પાસે પૈસા હોય તો લહેર થાય. મારી એ સ્થિતિનો લાભ લેવા છોકરો લલચાયો. એની એ લાલચનો લાભ મારે લેવો જોઈએ, એમ મને લાગ્યું.

છોકરો કહે: 'ચાલો ગુરુ, અમારે પડાવે.'

મેં કહ્યું: 'મારે સ્ટેશને પહોંચવું છે.'

છોકરો કહે: 'સાંજ તો થઈ. આવા જંગલમાં એકલું જવું ઠીક નહિ. કાલે હું ય સાથે ચાલીશ. મારે ય આવવું છે.'

મને લાગ્યું કે, છોકરા પાસે કંઈક શીખી લેવું જોઈએ. ફરીને એના જેવો કોઈ મને પરખી ન શકે એટલું તો જાણી લેવું.

છોકરા સાથે હું ચાલ્યો. જાણે મારો સમવયસ્ક મિત્ર હોય એવા ઢંગથી મેં એની સાથે વાતો આરંભી. સમાન ભાવ, વય, ટેવ કે સ્થિતિ વિના મૈત્રી બંધાતી નથી. નદીને કિનારે થોડું ચોગાન હતું, ત્યાં બે-ચાર બાવા કુટુંબોનો પડાવ દેખાયો.

છોકરો કહે: 'કોઈ નમો નારાયણ કહે તો સામેથી ૐ નમો નારાયણ કહેજો. કલ્યાણ બલ્યાણ ના બોલતા.'

—મેં કહ્યું: 'કાં?'

છોકરો કહે: એમ ના કહેવાય. કોઈ પુછે તો કહેવું કે ગિરિનામા.

ઓહ! પુરાણી સ્મૃતિ જાગી ઊઠી. અભ્યાસ વિના કોઈ વાત સહજ બનતી નથી. સંન્યાસીઓના ચાર મઠ. ચાર મઠના ચાર નામના સંન્યાસી. તેનાથી દશ નામના થયા. એ દશનામીમાંથી કયા નામનો હું સંન્યાસી? ગિરિ, પુરી, ભારતી, સરસ્વતી, આશ્રમ, તીર્થ, અરણ્ય, વન એ કોઈ એક દસ પદ-માંથી એક પદ નામ પાછળ હોવું જોઈએ. આ વાત ઘણા વરસ પહેલાં મેં જાણેલી. પણ એકાએક સ્મૃતિ જાગી નહિ. માનસ એવાં એવાં અનેક જ્ઞાનથી ભર્યું હોય છે જ એને જગાડવાની જ જરૂર રહે છે. જગતનું કોઈ રહસ્ય આપણાથી અજાણ્યું નથી. એની સ્મૃતિ જગાડવા પૂરતો થોડો અભ્યાસ જ તે માગી લે છે. જે વાત ટોમસ આલ્વા એડિસન કરી શક્યો તે વાત કોઈ પણ માનવી કરી શકે છે. તે માટે સતત પરિશ્રમ અને સતત કાર્ય જોઈએ.

મારી સાથે છોકરાને ફરવાનું મળે તો મારા પૈસા વડે લહેર કરી શકાય, એ આશાએ છોકરાએ મને ઘડવા માંડ્યો. હું ઘર છોડીને નીકળી પડેલો કોઈ સારો માણસ છું એમ તેણે ધારી લીધું. એ વાત બીજું કોઈ જાણવા ન પામે એની ચિંતા એને થઈ પડી. હું સાધુ છું, સારો સાધુ છું તો જ તેના વાલી મારી સાથે એને કદાચ ફરવાની છૂટ આપે.

પડાવ નજીક અમે પહોંચ્યા.

છોકરો ધીમેથી કહે' સ્થાન ક્યાં છે, એમ પૂછે તો હરદ્વાર કહેવું.

શીખવેલી ચતુરાઈ કેટલું કામ આપે? ભૂલ થઈ જ ગઈ, પડાવ પર અમે પહોંચ્યા. છોકરાનો બાપ, અને બીજા પાંચેક પ્રૌઢો, એકેક જુવાનિયા યુવતી, વૃદ્ધા અને છોકરા-છોકરીઓ મારી સામે જોઈ રહ્યાં. નજીક જતાંની સાથે જ મેં શિષ્ટા-ચારનો પ્રયોગ કરી દીધો: ૐ નમો નારાયણ!




અને પાછા હાથ જોડ્યા. હું સંન્યાસી છું, વાદી કરતાં ઉચ્ચ છું, મારો આદર તે કરે, તેને બદલે હું કરી બેઠો.

છોકરો ચતુર નીકળ્યો. તરત જ બોલ્યોઃ 'બાપુ! જોગી જેવા સંત છે. બિચારા પગે બેઠેલા. મને સિગરેટ પાઈ.'

મારી ભૂલ દબાઈ ગઈ. હું બેઠો. છોકરાના બાપે બીડી કાઢીને મને ધરી.

મેં તરત જ સિગારેટનું બોખું કાઢીને કહ્યુંઃ 'મારી પાસે છે ને!'

છોકરાનો બાપ બધું છતાં અબોધ હસતો હસતો બીડી પાછી ઝોળીમાં મૂકતાં બોલ્યોઃ 'આપની સિગરેટ બાપુ પીવાય?'

સિગરેટ પીવા માટે તો એણે ઝટ બીડી કાઢી હતી.

સિગરેટ જોતાં જ બીજા સૌ ઊઠી ઊઠીને ત્યાં ટોળે વળી બેઠા. બધાને એકેક સિગરેટ આપી.

છોકરાના બાપે બૂમ પાડીઃ 'ક્યાં ગયો સંભુ!'

પાછળ બેઠેલો સંભુગિરિએ હોંકારો દીધો.

બાપુ કહેઃ 'માલપાણી નીકાલો. બાપૂ સીગરેટ લાવ્યા છે.'

બીજો કહેઃ 'હાં, સીગરેટનો માવો તો વાહ ભઈ! સીગરેટ સાથે કળી ભળે! પછી તો એવો મીઠો દમ કે બસ ભઇ!

સંભુએ ગાંજો કાઢ્યો. મસળી મસળીને ગાંજો ધોવાયો. સીગરેટની તમાકુમાં ભેળવાયો. ચિલમમાં ભરાયો. ચિલમ આપી મને. એ વિવેક છે. માનનીયને પહેલાં.

છોકરો મારી દશા સમજી ગયો. મેં ચિલમ લઈ લીધી. કદાચ માનનીય તરીકે મારે જ ચિલમ સળગાવવાની હોય.

છોકરો બોલી ઊઠ્યોઃ 'બાપુ તો સીગરેટ પણ પીતા નથી, એ કંઈ ગાંજો પીએ? પરમહંસ છે.'

'માફ કરજો બાપજી! હવે તો ઘણા પરમહંસો ય ગાંજા ફૂંકે છે. આમ કહીને મારા હાથમાંથી ચિલમ પાછી લઇ લીધી.

સન્યાસીઓ કશું વ્યસન રાખતા નથી.

મેં વિચાર્યું કે, વધારે સૂફિયાણું વધારતા જઇશ તો તરી રહીશ. મારે આ લોકોમાં ઓતપ્રોત થવું જોઈએ.

મેં કહ્યુંઃ 'દમ તો હું ય લગાવું છું. ભગવાન શંકરજીની પ્રસાદી છે.'

'હાં બાપુ, એ વાત ખરી કહી.' એક જણુ બોલ્યો.

વળી મારા હાથમાં ચિલમ આવી ગઇ. બુદ્ધિપૂર્વક મારે ચિલમ સળગાવવી જોઇએ. કેમ સળગાવાય છે, એ તો જોયું છે. તે જ રીતે સળગાવી.

તીખારો ચિલમ પર મૂક્યો. ચિલમ સળગી. ધૂમાડા ખેંચીને મોંમાંથી જ પાછા કાઢ્યા. ગાંજાની કશી અસર શાની થાય? ગાંજાના ધૂમાડા ફેફસામાં પહોંચે તો જ નશો ચડે.

પાંચ-સાત પુરુષો અને આઠ-દસ સ્ત્રીઓના આ ઝુંડમાં હું ભળી ગયો. ધીમે ધીમે તેમની ટેવો અને રહેણીકરણીમાં એકતા સાધતો ગયો. એમ ચાર દિવસ અહીં નીકળી ગયા. એક મઝાનો બોધપાઠ મને મળી ગયો. મારી સફરનો માર્ગ વધારે ચોખ્ખો થયો.

વાદી સાધુમાં જ ગણાતી એક જાતિ છે. તેને બા જોગી કહેવાય છે.

ગિરીનામા સંન્યાસીઓના તે માગણુ પણ કહેવાય. વાદીઓને એક ભગવું રાખવાનો પણ અધિ-





મેં સિગારેટ કાઢીને છોકરાને આપી. એ તો પ્રસન્ન થઈ ગયો.

'કેટલા વાળી છે?' તેણે પૂછ્યું.

'બે પૈસાની.' મેં કહ્યું.

છોકરો પ્રસન્ન થઈને કહેઃ 'વાહ ગુરુ! હું ઓળખી ગયો. બસ, મોજ કરો. દુનિયામાં શું રાખ ને ધૂળ છે!'

સિગારેટ પીવાની ખરી મઝા તો ફક્કડપણામાં જ હોય ને!

છોકરાએ ધારી લીધું કે, હું ઘર છોડીને વિરાગી બનેલો માણસ છું. પાસે પૈસા હશે જ. મારો ચહેરો એને બાવાઓ કરતાં કંઈ વિશેષતા વાળો દેખાયો. છોકરો અનુભવે મારા કરતાં ચડિયાતો હતો. મારી પાસે પૈસા હોય તો લહેર થાય. મારી એ સ્થિતિનો લાભ લેવા છોકરો લલચાયો. એની એ લાલચનો લાભ મારે લેવો જોઈએ, એમ મને લાગ્યું.

છોકરો કહે. 'ચાલો ગુરુ, અમારે પડાવે.'

મેં કહ્યું: 'મારે સ્ટેશને પહોંચવું છે.'

છોકરો કહેઃ 'સાંજ તો થઈ. આવા જંગલમાં એકલું જવું ઠીક નહિ. કાલે હું ય સાથે ચાલીશ. મારે ય આવવું છે.'

મને લાગ્યું કે, છોકરા પાસે કંઈક શીખી લેવું જોઈએ. ફરીને એના જેવો કોઈ મને પરખી ન શકે એટલું તો જાણી લેવું.

છોકરા સાથે હું ચાલ્યો. જાણે મારો સમવયસ્ક મિત્ર હોય એવા ઢંગથી મેં એની સાથે વાતો આરંભી. સમાન ભાવ. વય, રંગ કે સ્થિતિ વિના મૈત્રી બંધાતી નથી. નદીને કિનારે થોડું ચોગાન હતું, ત્યાં બે–ચાર બાવા કુટુંબોનો પડાવ દેખાયો.

છોકરો કહેઃ 'કોઈ નમો નારાયણ કહે તો સામેથી ૐ નમો નારાયણ કહેજો. કલ્યાણ બલ્યાણ ના બોલતા.'

—મેં કહ્યું: 'કાં?'

છોકરો કહેઃ એમ ના કહેવાય. કોઈ પુછે તો કહેવું કે ગિરિનામા.

ઓહ! પુરાણી સ્મૃતિ જાગી ઊઠી. અભ્યાસ વિના કોઈ વાત સહજ બનતી નથી. સંન્યાસીઓના ચાર મઠ. ચાર મઠના ચાર નામના સંન્યાસી. તેનાથી દશ નામના થયા. એ દશનામીમાંથી કયા નામનો હું સન્યાસી? ગિરિ, પુરી, ભારતી, સરસ્વતી, આશ્રમ, તીર્થ, અરણ્ય, વન એ કોઈ એક દસ પદમાંથી એક પદ નામ પાછળ હોવું જોઈએ. આ વાત ઘણા વરસ પહેલાં મેં જાણેલી. પણ એકાએક સ્મૃતિ જાગી નહિ. માનસ એવાં એવાં અનેક જ્ઞાનથી ભર્યું હોય છે જ એને જગાડવાની જ જરૂર રહે છે. જગતનું કોઈ રહસ્ય આપણાથી અજાણ્યું નથી. એની સ્મૃતિ જગાડવા પૂરતો થોડો અભ્યાસ જ તે માગી લે છે. જે વાત ટોમસ આલ્વા એડિસન કરી શક્યો તે વાત કોઈ પણ માનવી કરી શકે છે. તે માટે સતત પરિશ્રમ અને સતત કાર્ય જોઈએ.

મારી સાથે છોકરાને ફરવાનું મળે તો મારા પૈસા વડે લહેર કરી શકાય, એ આશાએ છોકરાએ મને ઘડવા માંડ્યો. હું ઘર છોડીને નીકળી પડેલો કોઈ સારો માણસ છું એમ તેણે ધારી લીધું. એ વાત બીજું કોઈ જાણવા ન પામે એની ચિંતા એને થઈ પડી. હું સાધુ છું, સારો સાધુ છું તો જ તેના વાલી મારી સાથે એને કદાચ ફરવાની છૂટ આપે.

પડાવ નજીક અમે પહોંચ્યા.

છોકરો ધીમેથી કહે' સ્થાન ક્યાં છે, એમ પૂછે તો હરદ્વાર કહેવું.

શીખવેલી ચતુરાઈ કેટલું કામ આપે? જોત થઈ જ ગઈ, પડાવ પર અમે પહોંચ્યા. છોકરાનો બાપ, અને બીજા પાંચેક પ્રૌઢો, બેએક જુવાનિયા, યુવતી, વૃદ્ધા અને છોકરા–છોકરીઓ મારી સામે જોઈ રહ્યાં. નજીક જતાંની સાથે જ મેં શિષ્ટાચારનો પ્રયોગ કરી દીધોઃ ૐ નમો નારાયણ!



અને પાછા હાથ જોડચા. હું સંન્યાસી છું, વાદી કરતાં ઉચ્ચ છું, મારો આદર તે કરે. તેને બદલે હું કરી બેઠો.

છોકરો ચતુર નીકળ્યો. તરત જ બોલ્યોઃ 'બાપુ! જોગી જેવા સંત છે. બિચારા પગે બેઠેલા. મને સિગરેટ પાઈ.'

મારી ભૂલ દબાઈ ગઈ. હું બેઠો. છોકરાના બાપે બીડી કાઢીને મને ધરી.

મેં તરત જ સિગારેટનું ખોખું કાઢીને કહ્યુંઃ 'મારી પાસે છે ને!'

છોકરાનો બાપ ખંધું છતાં અબોધ હસતો હસતો બીડી પાછી ઝોળીમાં મૂકતાં બોલ્યોઃ 'આપની સિગરેટ બાપુ પીવાય?'

સિગરેટ પીવા માટે તો એણે ઝટ બીડી કાઢી હતી.

સિગરેટ જોતાં જ બીજા સૌ ઊઠી ઊઠીને ત્યાં ટોળે વળી બેઠા. બધાને એકેક સિગરેટ આપી.

છોકરાના બાપે બૂમ પાડીઃ 'ક્યાં ગયો સંભુ!'

પાછળ બેઠેલો સંભુગિરીએ હોંકારો દીધો.

બાપુ કહેઃ 'માલપાણી નીકાલો. બાપૂ સીગરેટ લાવ્યા છે.'

બીજો કહેઃ 'હાં, સીગરેટનો માવો તો વાહ ભાઈ! સીગરેટ સાથે કળી ભળે! પછી તો એવો મીઠો દમ કે બસ ભઇ!

સંભુએ ગાંજો કાઢ્યો. મસળી મસળીને ગાંજો ધોવાયો. સીગરેટની તમાકુમાં ભેળવાયો. ચિલમમાં ભરાયો. ચિલમ આપી મને. એ વિવેક છે. માનનીયને પહેલાં.

છોકરો મારી દશા સમજી ગયો. મેં ચિલમ લઈ લીધી. કદાચ માનનીય તરીકે મારે જ ચિલમ સળગાવવાની હોય.

છોકરો બોલી ઊઠયોઃ 'બાપુ તો સીગરેટ પણ પીતા નથી, એ કંઈ ગાંજો પીએ? પરમહંસ છે.'

'માફ કરજો બાપજી! હવે તો ઘણા પરમહંસો ય ગાંજા ફૂંકે છે. આમ કહીને મારા હાથમાંથી ચિલમ પાછી લઇ લીધી.

સન્યાસીઓ કશું વ્યસન રાખતા નથી.

મેં વિચાર્યું કે, વધારે સૂફિયાણું વધારવા જઇશ તો તરી રહીશ. મારે આ લોકોમાં ઓતપ્રોત થવું જોઈએ.

મેં કહ્યુંઃ 'દમ તો હું ય લગાવું છું. ભગવાન શંકરજીની પ્રસાદી છે.'

'હાં બાપુ, એ વાત ખરી કહી.' એક જણ બોલ્યો.

વળી મારા હાથમાં ચિલમ આવી ગઈ. બુદ્ધિપૂર્વક મારે ચિલમ સળગાવવી જોઇએ. કેમ સળગાવાય છે, એ તો જોયું છે. તે જ રીતે સળગાવી.

તીખારો ચિલમ પર મૂકયો. ચિલમ સળગી. ધૂમાડા ખેંચીને મોંમાંથી જ પાછા કાઢ્યા. ગાંજાની કશી અસર શાની થાય? ગાંજાના ધૂમાડા ફેફસામાં પહોંચે તો જ નશો ચડે.

પાંચ-સાત પુરુષો અને આઠ-દસ સ્ત્રીઓના આ ઝુંડમાં હું ભળી ગયો. ધીમે ધીમે તેમની ટેવો અને રહેણીકરણીમાં એકતા સાધતો ગયો. એમ ચાર દિવસ અહીં નીકળી ગયા. એક મઝાનો બોધપાઠ મને મળી ગયો. મારી સફરનો માર્ગ વધારે ચોખ્ખો થયો.

વાદી સાધુમાં જ ગણાતી એક જાતિ છે. તેને પા જોગી કહેવાય છે.

ગિરીનામા સંન્યાસીઓના તે માગણ પણ કહેવાય. વાદીઓને એક ભગવું રાખવાનો પણ અધિ-





કાર છેઃ કેવળ પાઘડી ભગવી રાખી શકે. શિવજીને અતિ પ્રિય એવા સાપને પાળવાનો એમનો વ્યવસાય. આ લોકો પાસે પાંચ કરંડિયા હતા. દસેક જાતના નાના-મોટા સાપ તેમની પાસે હતા. સાપની અનેકવિધ વાતો તેમની પાસેથી સાંભળી કેટલીક તો રોમાંચક પણ ખરી.

આજુબાજુના પહાડી ગામડાઓમાં એમનો ધંધો પૂરો થયો હતો. સવારે આબુ સ્ટેશને જવાનો નિર્ણય થયો.

સંધ્યા હજી આથમી નહોતી, ત્યાં બે માણસો દોડતા આવ્યા. નજીકના એક રહેઠાણેથી આવેલા. એક બાઇને સાપ કરડ્યો હતો. આવીને તેમણે વાત કહી કે તરત જ છોકરાના બાપે તેને કહ્યુંઃ 'ધોતિયાને છેડે ગાંઠ વાળ !'

પેલાએ ધોતિયાને છેડે ગાંઠ વાળી.

હરિગર છોકરાના બાપનું નામ.

હરિગરે કહ્યુંઃ 'બાઇ બેભાન થઇ છે?'

પેલો કહેઃ આંખો મીંચાઈ છે અને ચક્કર આવે છે.'

એ વાક્ય પૂરું કરે તે સાથે જ હરિગરે પેલાના ગાલ પર જોરથી તમાચો માર્યો અને કહ્યુંઃ 'બાઇ હોશમાં છે. ખબરદાર ! એવું બોલ્યો તો ' બોલ, બાઈ હોશમાં-છે.'

પેલો બોલ્યોઃ 'બાઈ હોશમાં છે.'

હરિગર કહેઃ 'હોશમાં છે? કહે હા.'

પેલો કહેઃ 'હા. હોશમાં છે.'

આમ સાત વાર બોલાવ્યું. હરિગર અને બીજા બે જણ પેલાની સાથે સાપનું ઝેર ઉતારવા ચાલ્યાં. મારે મન કુતૂહલ હતું. આવી વાતોને હું ઢોંગ સમજતો હતો. ચાલ, જોઉં તો ખરો ! શું કરે છે ! હું ય સાથે ગયો. રતનગર, છોકરો પણ સાથે ચાલ્યો. મારી સાથે એ એટલો હળી ગયેલો.

અમે એક ખેતરે પહોંચ્યા. ચાર-પાંચ ઝૂંપડાં હતાં. રજપૂત ખેડૂતોનો વાસ હતો. શીવી, મારવાડી અને ગુજરાતીના શંભુમેળા જેવી છતાં ગુજરાતી ગણાતી આ પ્રદેશની પ્રજા અતિ દીન છે.

અમે પહોંચ્યા ત્યારે અંધારું આછું આછું પગપેસારો કરવા માંડેલું.

સાપ કરડેલી બાઇને પકડીને બેઠેલા, ઘેરો વળીને બીજાંઓ ટળવળતા હતાં. બાઈ શુદ્ધિમાં નહોતી ઘી પી શકે એમ નહિ હોવાથી, ઘી ભરેલું વાસણ પાસે પડ્યું હતું.

જતાંની સાથે હરિગરે પડકાર દીધો. જાણે સિંહે ત્રાડ મારી. સાથે જ કહ્યુંઃ ઘડેઘડા પાણી ભરી લાવો. બે-ત્રણ જેટલા મળે એટલા ઢોલ લાવો.

ઢોલ તો બે-ચાર ઘર વચ્ચે હોય જ છે. બે ઢોલ આવી ગયા. જોર જોરથી વાગવા માંડ્યા.

પાણીનાં બેડાં આવી ગયાં. હરિગરે પાણીની અંજલિઓ ભરી ભરીને બાઇની આંખ પર છાંટવા માંડી. બીજાઓ પાણી લઈ લઇને બાઈના માથા પર રેડવા લાગ્યા. સૌ કિકિયારી અને દેકારો પણ ચાલુ રાખ્યો. હરિગરનું સ્વરૂપ આવેશમાં પ્રચંડ બની ગયું હતું. છાપવાં ભરી ભરીને બાઈની આંખો પર પાણી છાંટતા અને જેકાર ગજવતા. એમ ને એમ દોઢેક કલાક ચાલ્યું. અભાન બાઇ જાણે કે અકળાઇ ગઇ હોય તેમ આંખો આડા હાથ કરતી સચેત બની. તેની આંખ પર પાણી છાંટવાનું બંધ કીધું. માથે પાણી રેડાતું રહ્યું. અરધા કલાકમાં બાઈ કાંપવા લાગી. પાણીની ઠંડક તેનાથી સહન થતી નહોતી. હવે પાણી રેડવું બંધ રાખ્યું.

હવે હરિગરે એક મૂળિયું કાઢ્યું. પથ્થર પર ઘસીને પાઇ દીધું. પંદરેક મિનિટમાં બાઇ સ્વસ્થ દેખાઇ. તેનાં કપડાં બદલાવી નાખ્યાં.

લીમડાની ડાળિયો મંગાવી, પાન લઇને બાઇને ચાવવા આપ્યાં. બાઇ ચાવી ન શકી.

હરિગરે પૂછયું: 'કડવા લાગે છે?'

બાઈ કહે: 'હા.'

હરિગર કહે: 'બસ, ઝેર ઊતરી ગયું છે. ચાલો, લાપશી રાંધો.'

અમે લાપશી જમ્યા. પાંચ રૂપિયા હરિગરને ભેટ મળ્યા.

સાપનું ઝેર આ રીતે ઊતરી જાય એ મારે માટે નવાઈનો વિષય હતો. મેં તેનું અનુસંધાન મેળવ્યું અને મને સમજાયું કે સાપ અને વીંછીનું ઝેર કોઈ દવાથી ઊતરતું નથી. આ ઝેર માનસિક પ્રભાવ વડે ઊતરી જાય છે. પ્રબળ માનસિક બળ વડે સાપ અને વીંછીનું ઝેર ઉતરી શકે છે. એ માનસિક બળ કેંદ્રિત કરવા ઘણી ક્રિયાઓ મંત્ર સાથે યોજી છે. જે વડે તેનું રહસ્ય નહિ જાણનારો પણ ઝેર ઉતારી શકે. મેં પણ તે ક્રિયા સાધ્ય કરી લીધી. એક સાપ અને કેટલાય વીંછીનાં ઝેર મેં પોતે ઉતાર્યાં છે. [ ક્રમશઃ ]

રાજહંસ

#### બચાવની બાજી કેમ જીતાશે ?

પારકાંઓને સલાહ આપવાની અને દુનિયા આખાનો ભાર માથે ઉઠાવી લેવાની ભારતે જે ત્રેવડ રાખી તેનાં ફળ થોડા સમયમાં દેખાઈ જશે.

પોતાની શક્તિ ખીલવ્યા સિવાય ને ઘરની આંતરિક વ્યવસ્થાના પાયા મજબૂત કર્યા પહેલાં આપણી જે કાંઈ દેખાડી શકાય એવો મુઠ્ઠી હતી તે ઉઠાવી દીધી છે. મહાત્મા ગાંધી, અહિંસા ને સત્ય, વિશ્વની શાંતિ સંસ્કૃતિનો વિકાસ એવું જે કાંઈ હતું તેનું જાહેર પ્રદર્શન કરી દુનિયા ભરમાં આપણે ફરી વળ્યા છીએ. અને એનાં પરિણામો જોવાનો અવસર પણ આવી લાગ્યો છે.

કાશ્મીરમાં ગુનો બીજાએ કર્યો; બનાવો એવા બની ગયા છે કે દુનિયા આજે આપણને ગુનેગારના પાંજરામાં ઊભા રાખે છે અને આપણે હવે બચાવ કરવાનો આવ્યો છે. છડેચોક બોલાઇ રહ્યું છે કે કાશ્મીરમાં આ ઉનાળો એ ભારતની છેલ્લી સહેલગાહ છે. આવતે વર્ષે બીજું કોણ હશે એ ભલે ન કહેવાતું હોય છતાં સમજી શકાય એવું છે.

સિદ્ધિ કરતાં સાધનો ઉપરનો અતિરેક આપણને ક્યાં લઈ જશે ?

#### પારકાને આધારે ઊભા છીએ

વિશ્વસત્તાઓ વચ્ચે ફરેળાની દરમીઆનગીરી કરી આપણે પ્રતિષ્ઠા મેળવી છે કે હાંસીપાત્ર ઠર્યા છીએ એ તપાસવા જેવું છે. અન્ન સમસ્યામાંથી એનો ઉત્તર મળી રહે છે એ ઓછું કરુણ છે !

અમેરિકાની શરતો જાણ્યા પહેલાં એ નહિ સ્વીકારવાની આપણે જાહેરાતો કરી, જ્યાં જરૂર ન હતી ત્યાં પડકાર ફેંક્યો. 'ભૂખે મરીશું પણ શરતો સાથેનું અન્ન નહિ ખાઈએ' એવી ઘોષણાઓ કરી. છતાં, વિના વિલંબે એ ધુંસરો પાછો ખેંચી લીધો. ચીન–રશિયાનો અનાજની જાહેરાતો કરી; એ ક્યારે આવે ને કેટલું આવે ? અને એમની શરતો આગળ કે પાછળ નહિ લાગે કે શું ? કોણે માન્યું કે આ રીતે આપણે ઉગરી જવાના છીએ !

અનાજ તો ઠીક છે, ચર્ચા કરી શકાય એવો સરળ પદાર્થ છે. પરન્તુ પેટ્રોલ, હવાઈ વિમાનો, દરિયાઈ કાફલો, લડાયક સરંજામ, છાપાંના કાગળો, શોધખોળનાં યંત્રો, વૈજ્ઞાનિક તાલીમ અને સાધનો, અણુશક્તિના પદાર્થોની આયાત કે નિકાસ—એ બધું જાહેરમાં ચર્ચી શકાય એવું થોડું જ છે ! આવી કેટલીયે બાબતોમાં અનાજના કરતાં યે વધારે ભીંસ નહિ આવતી હોય એમ કોઈ માનતું નથી.

#### અનાજની તંગીમાંથી ઉગરી જવાશે ?

અનાજની ભેટ લેતાં લેતાં રાષ્ટ્રપતિએ જાત્રાઓ કરવા માંડી છે, એથી શું બિહારનું કામ ઉકલી જશે ? નહેરુએ અપીલ કરી 'એક ટંકનું ભોજન છોડી દો' એથી કેટલાયે ટંક છોડી અને બીજાને પહોંચી ? વધુ અનાજનું ઉત્પાદન કરવા જેમ સરકારી યત્નો નિષ્ફળ નિવડ્યા હતા. તેમ આ બધા યત્નો પણ પરપોટા જેવા જ દેખાય છે, પ્રજાનો પ્રાણ એથી હાલ્યો નથી. પરિસ્થિતિ એવી વણસી ગઇ છે કે લોકોને જાણે સંકટ પરખાયું નથી, જે સલાહ મળે છે તેમાં યે શ્રદ્ધા રહી નથી.

અંકુશો વડે અનાજના ભાવ સ્થિર રાખી શકાયા છે એમ મનાવવું હોય તો કોઇ ના નહિ પાડે, પણ એમ કરવામાં રાષ્ટ્ર ઉપર કેટલો બોજો વધી ગયો છે એ કેમ કહેવામાં આવતું નથી ? કેમ નહેરુની લોકપ્રિયતા અહીં કારગત થતી નથી ? કેમ કોઈ અન્ન ઝૂંબેશ શરૂ થતી નથી—આગળ વધતી નથી ?

#### અંધેરને આમંત્રણ આપ્યાં

ઠેર ઠેર લગ્ન સમારંભો ઉજવાઇ ગયા એમાં જેમ ગામની વસતિ નાની તેમ ભોજન સમારંભો ઝાઝા અને મોટા થતા. કેટલાક ગામે અધિકારીઓ સુદ્ધાં પંગતે બેસતા, અનાજ છૂટથી મળતું, વરા મોટા થતા અને જમનારા છડેચોક રસ્તા વચ્ચે આસન જમાવતા. જે કોઇ કાયદાને શરણે રહીને જમણો આપવાની આનાકાની કરતા તે મોઢા વિનાના ગણાતા. જેણે કાયદો તોડયો ને હિંમત બતાવી એની વાહવાહ થઇ, એણે કુટુંબ તાર્યું, કોઇએ એની ટીકા





ન કરી ! કોન્ગ્રેસના સેવાભાવી માણસોમાંથી કેટલાકે સ્વામીં મૌન સેવ્યું ને કેટલાક સમસમી રહ્યા.

ચૂંટણીને ટાણે લગ્નસરાઓ ને ભોજન સમારંભો ઉપર આકરા થવાનું સરકારને કદાચ વાજબી ન દેખાતું હોય તો એણે ખુલ્લી છૂટ આપવી જોઈતી હતી. વાડમાં છીંડાં પાડી આપવાનું કામ કરી સરકારે પ્રજાની ભારે કુસેવા કરી છે. એણે જે ચાબખા દીધું છે. એથી અન્યાયના પ્રતિકારની પ્રજાશક્તિ કુંઠિત થઈ છે. જોવા જાણ્યા છતાં જ્યારે કેઈ એનો ઇલાજ ન કરી શકે, એ કોની જવાબદારી એ નક્કી ન થઈ શકે ત્યારે જાણવું જોઈએ કે આપણે જાણીબૂઝીને અંધેર આમંત્રી રહ્યા છીએ.

## સામુદાયિક જવાબદારી

રખે કોઈ માની લે કે પૈસાની પ્રતિષ્ઠા સ્થાપનારો પ્રજાનો કેટલોક ભાગ આ પ્રમાણે બિનજવાબદારી બતાવે તો એવા થોડા માણસોને લીધે મોટા ભાગને દોષ દેવો લાજીમ નથી. વ્યક્તિઓનો કર્મફળ એમના જ ચોપડે લખાય છે. એ માન્યતામાં ફેરફાર કરવાનો સમય પણ આવી ગયો છે. વહાણમાં બેઠેલા ઘણામાંથી એકના પાપે આખું વહાણ ડૂબે એ જેમ સંભવિત છે તેમ વ્યક્તિના દોષોની ભાગીદારી પ્રજાએ લેવાની રહી. ઘણી બાબતોમાં આપણે સામુદાયિક રીતે જીવન વીતાવીએ છીએ એ કેમ ભૂલી જવાય ?

કંટાળાને, ઉપેક્ષાથી, ડરી જઈને જ્યાં જ્યાં ચલાવી લેવામાં આવે ત્યાં ત્યાં આપણે નમવું પડે છે; અને જ્યાં જ્યાં પ્રવૃત્ત રહીએ છીએ ત્યાં ત્યાં વિજય મળે છે. આની આકરી કસોટી થવાની છે. ચૂંટણીઓ વખતે મોટા શહેરોમાં અને નાનાં ગામોમાં લોકો ઉપર દબાણ થવાનું. તેમાં જે ઉદ્દામ પક્ષના હશે તે પોતાનો જન્મસિદ્ધ હક ગણી ભારે ઉહાપોહ મચાવશે, દબાણ કરશે, અને ચાલશે તો કનડશે, તોફાનો કરશે. રાજકારણમાં બીજા દેશોમાં એમ થતું આવે છે. તે વખતે અહીંની પ્રજા એનો પ્રતિકાર નહિ કરે તો ! પેલી શાંતિની ઝંખના જોર કરી જશે અને આપણે કપટથી દૂર ભાગીશું તો ! ચૂંટણીઓને આપણે પારકી પંચાત નહિ ગણી લઈએ એની શી ખાતરી ?

## જવાબદારી કોન્ગ્રેસ નહિ ઉઠાવે

આપણા દેશમાં રાજકીય જાગૃતિ કોન્ગ્રેસને લીધે આવી. એણે લોકોને વિચાર કરતા, ફરતા, ધમાલ કરતા બનાવ્યા. આજે સ્થિતિ બદલાઈ છે. આજે એણે પ્રજા પાસેથી શક્તિ લઈને સરકારને સોંપી છે, અને પોતાની પાસે રાખી છે નિષ્ક્રિયતા. એનામાં ભંગાણો પડતાં જાય છે અને અસંતોષ ફેલાતો જાય છે. કોન્ગ્રેસ મોટે પાટલે બેસી ગઈ, એટલે એનાથી ધાંધલ થવાનું નહિ. બીજાઓને નથી જવાબદારીનો બોજો કે નથી વિશ્વપ્રજામતને કેળવવાની ઉપાધિ. એમને તો ઉલાળિયું કરવું પોસાય છે.

અને ચૂંટણી અંગેનું કોન્ગ્રેસનું જાહેરનામું બહાર —જાહેર થાય તે પહેલાં પ્રજાનું કોન્ગ્રેસ સામે જાહેરનામું જાહેર થઈ જાય તેવા સંજોગો આજે દેશમાં વિપુલ થયા છે.

પોતાના સહકાર્યકરોથી કોન્ગ્રેસના આગેવાનો બહુ દૂર જઈ બેઠા છે. ક્યાં સ્વેચ્છાની ગરીબીનો કોન્ગ્રેસનો આદર્શ અને ક્યાં આપણા પ્રધાનોની સેવાનાં બણગાં ! જે દરબારી એમણે ઊભી કરી છે એણે દેશમાં ભારે નિરાશા ફેલાવી છે. પહેલાં અંગ્રેજો ઊંચે બેસણે બેસતા અને લાંબી લેખણે લખતા. પરન્તુ એમને તો મુદત પૂરી થયે છ હજાર માઈલ દૂર જઈ બેસવાનું હતું એટલે જે કાંઈ પરદેશમાં પંક્તિભેદ કે લાંચરૂશ્વત કર્યાં હોય એ અહીં તો નહોતાં દેખાતાં, પણ ત્યાંયે એટલે દૂર ઢંકાઈ જતાં—ભુલાઈ જતાં કોન્ગ્રેસના માણસો તો અરધો સંન્યાસ લીધેલા, હજારોના ખભા સાથે ઘસાયેલા, હજારોના ટેકાની અપેક્ષા રાખીને રહેનારા છે. એમને જૂની પદ્ધતિ ચાલુ રાખ્યે નહિ પાલવે.

કોન્ગ્રેસ પક્ષ તરીકે સબળ બને છે. એવું કોઈ નહિ માને. સ્થિરતા, એકતા, નીતિ, દૃષ્ટિ, આગેવાની એ બધામાં એનું જોર તૂટતું જાય છે. એનું જોર બીજા પક્ષની કમતાકાતમાં છે. આને જોર ગણવું



એ મોટી ભુલ છે. એ રીતે પ્રજામાં વધતા અસંતોષનો ઉમેરો કરવો એમાંયે શાણપણ નથી, ખાસ કરીને જ્યારે કોન્ગ્રેસે દુનિયામાં ભારતને નામે ઘણું ડહોળી નાખ્યું છે, અને દેશમાં ઘણીખરી બાબતમાં લોકોને સરકાર તરફ લાઇલાજ બનીને જોતા કર્યા છે.

### કોન્ગ્રેસની નિરાળી વાત

આ કોન્ગ્રેસને બીજા અનેક તંત્ર વળગેલા છે. દેહોત્સર્ગ અને સોમનાથના નિર્માણ પ્રસંગે જણાયું તેમ એને લોકમાનસની ધાર્મિક ગ્રંથિઓને દૃઢ કરવી છે. અંગ્રેજોએ જેમ ખ્રીસ્તીઓને રાજ્યાશ્રય આપ્યો તેટલી વ્યવસ્થિત ખુલ્લી રીતે નહિ તો પણ મન વચનકર્મથી અને ખુલ્લા ધર્મણને નિવારીને તેઓ હિંદુ ધર્મનો પુનરુદ્ધાર કરી રહ્યા છે. એમનાથી સત્ય અહિંસા છોડ્યાં છોડાય એમ નથી. દારૂબહિષ્કાર એમણે સાધવો જ રહ્યો. ખાદી ચલાવવી જ રહી. શ્રીમંતોને મિલ્કતોના ટ્રસ્ટી બનાવવાનાં સ્વપ્નાં સેવવાં જ રહ્યાં. રાજાઓનાં નિશાન જાળવવાં રહ્યાં અને સમાજવાદી ધોરણે રાષ્ટ્રીયકરણ દ્વારા ધંધાઉદ્યોગ હાથ કરવા રહ્યાં. એમને મુસલમાનોનાં હિત જાળવવાં રહ્યાં છતાં પાકિસ્તાનના–હિંદુઓની રખવાળી લેવાનું મુનાસિબ ન રહ્યું. પ્રાંતિક ભાષાઓના ધોરણે અલગ પ્રાંતો રચવાનું વચન જાળવવું રહ્યું. અને રાષ્ટ્રભાષા સ્થાપવા સારૂ અંગ્રેજી ભાષાને ખસેડવી રહી.

બીજા કોઇ તંત્રને આવા બંધનો ભાગ્યે જ હશે. અને હોય તો યે રાજપૂતની ટેક જેવી આકરી કે કફોડી સ્થિતિ એ નીપજાવે નહિ. કોન્ગ્રેસની વાત તો જુદી!

### પચાસ લાખનું લશ્કર જોઈએ

એને એ જોવું નથી કે રાજ્ય શી રીતે શકિત મેળવે, પ્રજામાં શી રીતે બળ આવે––વધે. આપણે તો જાણે સાવ સંરક્ષિત હોઇએ અને કોઈ તરફથી કશો ભય ન હોય એમ રહીએ છીએ. હમણાં જ સર સેનાપતિએ પચાસ લાખના લશ્કરની માગણી કરી છે. એટલા બીજા તાલીમ લીધેલા પ્રજાજનો હોવા જોઇએ એમાં ય શંકા નથી. પરન્તુ, આ સ્થિતિ પ્રગટ કરવા કયો પ્રયત્ન થવાનો છે કે કયો પુરુષાર્થ દેખાવાનો છે!

સંભવ છે કે કાશ્મીરમાંથી આપણાં સૈન્યોને હટી જવાનું કહેવામાં આવે અને એમ ન થાય તો આપણે બળનો સામનો બળથી કરવાનો વખત આવે. બીજી રીતે જોતાં, કાશ્મીર ઉપરનો હુમલો એ ભારત ઉપરના હુમલા બરોબર ગણાય.

તે વખતે આપણે પૂર્વ બંગાળને શું અકબંધ રહેવા દેવા કબુલ થઈશું? જો એ આપણી રાજનીતિ હશે તો ભારતને હર–હમેશ કોઇ ને કોઇ પકડાપી કરવાનું, રોજની રંજા રહેવાની.

ભલે આપણે સમૃદ્ધ ન હોઇએ, પણ આપણી આઝાદી જોખમાય એ સ્થિતિ સુધી આપણે ધકેલાઇ જઇએ તો સો સિદ્ધાંતો અને હજાર આદર્શો જાળવ્યા તો યે શું?

એટલે જે સોનાનો સમય જાય છે તેમાં રાષ્ટ્રને શકિતથી સુવ્યવસ્થિત રાખી, એનામાં જોમ પ્રગટાવવાનું કાર્ય હાથમાં નહિ લેવામાં આવે તો પાછળથી કોઇ બચાવવા આવવાનું નથી.

### વિદ્યાર્થીઓની વહારે

રાષ્ટ્રની વિરલશકિત જેવા આપણા યુવાનો કાં તો ભણે ને કાં તો ન ભણે. જે નથી ભણતા એમનું ભાવિ સામાન્ય રીતે અળખામણું રહેવાનું: જે ભણે તેમનું ભાવિ કેવુંક રહેવાનું?

આપણે શિક્ષણનો ફેલાવો કરવા ઇચ્છતા હઇએ તો ભણેલાઓ માટેની તકનો વિચાર કેમ નહિ કરીએ! જે ભણતર લીધા પછી વિદ્યાર્થીઓ હતાશ થઇ જાય, જીવનમાં બોજારૂપ થઇ પડે તે ભણતર શા માટે ચાલુ રાખવું જોઇએ? અગર તો એ દિશામાં જતાં પહેલાં કોઈ ચેતવણી કેમ આપવામાં નથી આવતી?

ભણતરના દરેક તબક્કે એમાંથી કારખાનાં, ઇસ્પીતાલો, નિશાળો, વહીવટી કામ, ઉદ્યોગો, શોધખોળ, લશ્કર એવી એવી વિવિધ જરૂરીઆતો માટે પુરતી જોગવાઇ રહેવી જોઈએ. સરકારી ખાતાંઓના સાધારણ કામકાજ માટે પુરતી તાલીમ અગાઉથી અપાતી હોય તો? શિક્ષિતો પોતાના નિર્વાહ માટે જેનો આધાર લેવાના છે એની વિશેષ તાલીમ અગાઉથી આપવી જોઇએ.

સાથે સાથે કેટલુંક સામાન્ય ઉપયોગી જ્ઞાન અપાય તે પણ જરૂરનું છે, છાપું સહેલાઇથી સમજી શકે અને એ તે પછી વિવેકપૂર્ણ અભિપ્રાય બાંધી શકે, નાગરિક તરીકે એની શી શી પ્રાથમિક ફરજો છે તે જાણી શકે, કઈ કઈ રીતે આપણે બીજાને ઉપયોગી થઇએ છીએ, અને કઇ રીતે બીજાનો આધાર લઇએ છીએ, આપણી ન્યાયની પદ્ધતિ કેવી



છે, મહેસૂલ અને બીજા વેરાની પદ્ધતિ કેવી છે, ચુંટણીઓ કેમ થાય છે, બંધારણના મુખ્ય મુદ્દા કેવા છે—આવું સામાન્ય જ્ઞાન દરેકને હોવું જરૂરી છે.

ઘણું બોજારૂપ થઇ પડેલું એવું કેટલુંક કાઢી શકાય એમ પણ છે. વસઇના કોલકરાર, રાધોબા ભોંસલે, સર શીને.ખ્થ કરિબંધ, પીટના સુધારા, એલનબરોની કાગડીંદિં, મોગલોની લડાઇઓ, આવું કેટલુંયે પીંજણ ગુજરાતી ધોરણોથી શરૂ થઇને બી.એ. સુધી સુધીમાં વારંવાર ઠેઠ ચઢે છે. એના ક્રમની ફેર તપાસ થવી જોઇએ.

વિદ્યાર્થીમાંથી ઉપયોગી નાગરિક મેળવવાનો ટૂંકો અને બાતરીવાળો માર્ગ આપણે વેળાસર શોધવો જોઇએ. આજે તો પરિણામ બહાર પડે ત્યારે કેટલી યે નિરાશા તાત્કાલિક વ્યાપે છે. અને બાકીની નિરાશા આવે છે ધીરે ધીરે. અને જિંદગીભરના વિસ્તારમાં અજવાળું તો થોડાકને જ દેખાય છે.

કે કે સ્મારક......!

શ્રી અરવિંદના તત્ત્વજ્ઞાનના અભ્યાસ અર્થે પોંડીચેરીમાં એક વિદ્યાલય શરૂ થાય છે, અને એ વિદ્યાલય શ્રી અરવિંદના સ્મારકરૂપે બને છે. સંસ્થાઓ ઘણુંખરું વ્યક્તિની પ્રતિભાના પરિપાક જેવી હોય છે. વ્યક્તિના ખસી ગયા પછી બીજી એવી જ વ્યક્તિ એ કાર્ય માટે આગળ આવે તો જુદી વાત, નહિ તો એ સંસ્થા નિભાવવી પડે છે.

અને સ્મારકોનો આગ્રહ શાથી? જેમનાં જીવન-કાર્યો ક્ષુલ્લક હોય એમને કદાચ સ્મારકનો સહારો જરૂરી થઇ પડે. જેમનાં નામ માત્રના અજવાળાં દશે દિશામાં ફેલાઇ રહે તેમનાં સ્મારક રચનારા આપણે કોણ!

છેલ્લાં બે વર્ષમાં સ્મારકોનો એટલો હલ્લો થયો છે કે એટલા જ ખાતર કોઇ મોટું માનવી હમણાં ન ગુજરી જાય તો સારું એવી સ્વાભાવિક ઇચ્છા થઇ આવે છે. કોઇ અગમચેતી વાપરીને પહેલેથી નોંધ કરી જાય કે 'મૃત્યુ પછી મારું સ્મારક ન રચશો' તો એ વાક્ય પણ કિંમતી સ્મારક બની રહે એવી સ્થિતિ થઇ છે.

સંસ્કાર સમન્વયને માર્ગે

'યુ. એસ. એસ. આર. સોસાયટી ફોર કલ્ચરલ રીલેશન્સ વીથ ફોરીન કંટ્રીઝ' અને 'યુનિયન ઑફ સોવિયેટ રાઇટર્સ' તરફથી ભારતનાં જે દસથી પંદર પ્રતિનિધિઓને આમંત્રણ મળ્યું છે એમા મોટા જાણીતા નામો સાથે ગુજરાતની પચીસ વરસની એક યુવતીનું નામ પણ આવી જાય છે. ભારતનાં મહાન કલધરવાળીઓ, પીંછીના પૂજારીઓ, કળાનાં કરવૈયાઓમાં આ યુવતી ભારતીય સંસ્કૃતિના ફેલાવામા પોતાનો વિશિષ્ટ ફાળો નોંધાવે છે એ ગુજરાત માટે ગૌરવની વસ્તુ બને છે. યુનિવર્સિટીઓની ડીગ્રીઓ પામેલી મોટા ભાગની યુવતીઓ પણ જ્યારે પોતાનું જીવનધ્યેય નક્કી ન કરી શકવાને કારણે, સ્વતંત્ર વિચારશક્તિના અભાવે આજે કાં તો માનસિક યાતનાઓથી પીડાતી હોય છે ને કાં તો લગ્નનો આશરો લઇને પોતાની ભાવનાઓ ખુંદી કરી નાખતી હોય છે. એ સ્થિતિ વચ્ચે નવો ચીલો પાડનાર આ યુવતીએ ભારત નાટ્યમ્ જેવા દક્ષિણ ભારતનો અઘરો ગણાતો પાંચથી છ વરસનો અભ્યાસક્રમ ફક્ત દોઢ જ વરસમાં પૂરો કર્યો છે અને આજે એ સાંસ્કૃતિક આપણી દક્ષ્ક્ર બનીને રશિયા જેવા મહાદેશના આમંત્રણનું મહામૂલું ગૌરવ પામી છે,—એ છે: કુમારી ચંદ્રલેખા પટેલ.

સાધુ પુરુષ શિવાનંદજી

સૈનિકથી માંડીને સરનામકનું કામ સંભાળનાર આપણી સ્વાતંત્ર્ય-લડતોમાં ઘૂમનાર સૌરાષ્ટ્રના એકલ વીર શિવાનંદજી કોઇ હવારાની ગોળીઓના ભોગ બનીને વીરોને છાજતી ચિર વિદાય લે છે. ગાંધીજી પછી સ્વતંત્ર ભારતના ઇતિહાસમા આ પાશવતા રજૂ કરતો બીજો દાખલો છે. એટલે આપણે વતનને માટે ન્યોછાવરી કરતા અને સ્વાતંત્ર્ય મેળવવા પાછળ જેમણે સર્વસ્વનું બલિદાન આપેલ છે એવા બાંધવોનાં કાર્યોને સજાગ રહીને અપનાવીએ ત્યારે જ આપણે એમની શહીદીનો ભોગવટો કરી શકીએ. સૌરાષ્ટ્રના એક નાનકડા ખુણે આવેલા મુંજપર ગામમા ધૂણી ધખાવી બેઠેલા એ માનવ સેવક શિવા-નંદજીએ શરૂ કરેલા કામને આગળ ધપાવવાથીજ એમના પ્રત્યેની ભક્તિના આપણે સાચા વારસ કરી શકીએ.

સ્વ. નિરંજન વર્મા

ગઇ તા. ૬ ઠ્ઠીએ બપોરે આ તેજસ્વી સેવક, પત્ર-કાર ને લેખક યુવાનનું અવસાનનવ-દશ વર્ષની લાંબી માંદગી પછી દક્ષિણ હિંદને ખૂણે આવેલ પ્રખ્યાત સેનેટોરિયમ આરોગ્યવરમ્માં થયું એ સમાચારે ઘણાને આઘાત થયો હતો. શ્રી નિરંજન વર્માની અનેકવિધ શક્તિનો પરિચય 'ઊર્મિ–નવરચના'ના જુલાઇ માસના ખાસ સ્મૃતિ અંકમાં આપવામાં આવશે.



બીજી આવૃત્તિમાં પ્રવેશેલા ચાર નવાં પુસ્તકો






સવા રૂપિયો

મૂળશંકર મો. ભટ્ટની ગુજરાતી કિશોરોમાં નવું જોમ રેડતી કથાઓ




ત્રણ રૂપિયા

ધૂમકેતુકૃત

જ્ઞાન ગોષ્ઠિ

એક રૂપિયો

તમારે જોઈતાં પુસ્તક-ની જોઈતી નકલ મેળવી લેજો




ત્રણ રૂપિયા

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી માર્ગ : અમદાવાદ ૧


ધૂમકેતુ

# દોહા-સોરઠા

નિરંજન વર્મા : જયમલ્લ પરમાર

[ ૧૯૩૯ના રાજકોટ સત્યાગ્રહના એ દિવસો હતા. નિરૂભાઈ કોટડા સાંગાણીના ઉરેઇ ગામમાં છાવણી નાખીને પડેલા. દિવસભર વાડીઓમાં આસપાસના ખેડૂતોને ભેળા કરે, અને રાતે રાજકોટનાં ગામડાં જગાડે, પોતે કોઈના છંદ દોહા ન જોડતા એમાં માનતા પણ નહિ. પણ રાજકોટનો સત્યાગ્રહ રંગે ચડેલો. એમાં ખેડૂતોમાં વધુ પ્રચાર કરવા ખેડૂતોના નામે શ્રી. ઢેબરના દોહા જોડીને ખેડૂતોને નામે જ વહેતા કરેલા. એક દિવસ શ્રી. ઢેબરના નિવાસસ્થાને શ્રી. નિરૂભાઈ ઢેબરભાઇ પાસે જ બેઠેલા. નીચે એક રાવણહથ્થાવાળાએ આવીને એ જ દોહા માંડયા લલકારવા. અમે તો હસી પડ્યા. પણ શ્રી. ઢેબરભાઇએ પોતાના વિવેકથી એ બંધ કરાવેલા. ]

સાંજે સૂરજ ડૂબતાં, અમને ધારણ વળ્યાં,
[પણ] ઢેબર સૂરજ ઊગતાં, અમે ઊઠીને ઊભા થિયાં.

આભે ડણુકે મેવલો, જંગલ ડણુકે સિંહ,
[એમ] રાજાણે ડણુકી રિયો, ઢેબર ગરવો વીર.

કણ કણ કટકા કાપીને, મસાણે મેલી દીધાં,
પણ ઢેબરની ધુધકારીએ મડાં સજીવન કીધાં.

આભ ધરતીનાં ઘર રિયાં, [તોયે] રાજેં નો મેલ્યો લોભ,
એવે ઢેબર ઊભો થિયો [જેણે] આભેં દીધો થોભ.

ખેતર ખેડ્યું ખાંતથી, ધાનના ઢગલા થિયા,
[પણ] ખળું ખલાસ થિયે, અમારાં વાસી મોઢાં રિયાં.

તલ તલ જેવડા પેટ પણ, રાજુંને મણ ખાવાની મધલાળ,
કીડી ગળે જે કુંજરને, ભરખે એનો કાળ.

તાશેરા નહિ તરવારના, થોડાક લાઠીના ઘા
[પણ] બરડો બેઠો મારનારનો કાં લે તો જા ને ભા,
જેલુંથી જીત્યો નઈ તયેં લાઠીનો દીધો મેવો
સમજ સમજ મન મૂરખા ફટને ફટ શું કે'વો?

કોટ રાજાનો ઘેરિયો, મરજીવા જુધ માણે
ગઢમાં ખુંગીયો વાગિયો, હાલો હેડાં રાજાણે.



# સંપાદકીય કથન

હરિપુરા કોંગ્રેસ વખતે મેં પહેલવહેલા નિરુભાઈને જોયા. એક ઝૂંપડીના ખાટલા ઉપર એમની રાહ જોઈને બેઠો હતો ત્યાં સામેથી પશ્મીનાનો કોટ અને સ્વચ્છ સુંદર કપડાં પહેરીને નિરુભાઈ તથા જયમલ્લભાઈને આવતા જોયા. એમના મોં ઉપર એક પ્રકારનું હાસ્ય-સદા ફરકતું હતું કે જેથી વર્ષો જૂના સંગાથી હોઈએ એવી પ્રતીતિ થયા વિના રહે નહિ. માત્ર પરિચિતમાંથી અત્યંત નિકટના એવા ગાઢ સ્વજન બન્યા, અને મારું, નિરુભાઈનું અને જયમલ્લભાઈનું એક સંયુક્ત જીવન શરૂ થયું. સાથે રહેવું, સાથે પ્રવૃત્તિ કરવી અને એકી સાથે વિચારવું. સંયુક્ત ઘરનો એ કુટુંબ-મેળો નિરુભાઈના જવાથી ખંડિત બન્યો. અમારી એક આધારશિલા જતી રહી

નિરુભાઈની માંદગી નવ વરસ લગભગ ચાલી. એ દરમ્યાન 'એક જીવન' એમની આસપાસ ઊભું થઈ ગએલું. અમારી દરેક પ્રવૃત્તિની પાછળ એની ઝીણી દૃષ્ટિ, વ્યવહારૂ સમજ અને પ્રેરક કાર્યદક્ષતા રહ્યા કર્યાં. અમારા માટે એ એક દીવાદાંડીરૂપે હતા. દૃઢ મનોબળ, અપાર ધૈર્યશક્તિ વડે પ્રચંડ દુઃખને પણ હસતા હસતા સહેવાની કળા એમને સહજ-સાધ્ય હતી, અમારા માટે એ બધું પ્રેરણારૂપ હતું.

નિરુભાઈમાં અનેક શક્તિનો સમન્વય સધાયો હતો. વિદ્યાર્થી જીવનની શરૂઆતથી માંડીને મૃત્યુની છેલ્લી ક્ષણ સુધી અનેક ક્ષેત્રમાં એ એક સૈનિકની અદાથી ઝૂઝયા હતા, જીવન સાધનાને ક્ષીણ કરે એવું કે સ્વીકારેલા સિદ્ધાંતમાંથી ચ્યુત થવાનું ઢીલું મનોબળ એમણે કદી દાખવ્યું નથી. એકવાર નિશ્ચય કર્યા પછી એમાંથી એ કદી પાછા વળતા નહિ. એવા નિરુભાઈ લાંબી માંદગીની યાતના ભોગવીને જતા રહ્યા.

આ ખાસ અંકમાં એમના જીવનના અનેક પાસા જોવા મળશે. નાના હરિજન બાળકોમાં એમણે જે પ્રાણ રેડ્યો હતો, જે સ્વમાનના બીજ રોપ્યા હતા તે આજે મૂર્તસ્વરૂપે દેખાયા છે. એ હરિજન વિદ્યાર્થીઓ આજે સમાજ જીવનની કોઈ ને કોઈ મંગલ પ્રવૃત્તિમાં રોકાએલા છે.

સાહિત્યક્ષેત્રે ટૂંકા ગાળામાં એમણે અદ્‌ભૂત સિદ્ધિ મેળવેલી. એમનો વિદ્યાવ્યાસંગી સ્વભાવ લાંબી માંદગીને હળવો કરતો, સૂતા સૂતા એમનું સંશોધન કાર્ય અવિરત ચાલ્યા કરતું. અવસાનના છેલ્લા દિવસોમાં જ્યારે હૃદયરોગનો હુમલો આવ્યો ત્યારે એમણે કુદરતના ઉપચારથી એ મટે કે કેમ તેની શોધખોળ આદરી. એમણે સુશીલા નય્યરની 'કારાવાસની કહાણી' જોયું. એમાં મહાદેવભાઈને આવેલ હૃદયરોગના હુમલા વખતે શા ઇલાજો કરેલા તે જોયા, બીજું જે સાહિત્ય મળ્યું તે ઉપર નજર કરી જોઈ. અને જ્યારે જીવન ને મૃત્યુનું દારૂણ યુદ્ધ ચાલતું હતું ત્યારે સ્વસ્થ મને એ આ બધું કરતા. એમણે





ધીરજ ગુમાવી નહોતી, સામાન્ય જનમાં આટલી લાંબી માંદગી પછી જે એક પ્રકારની નિરાશા—જીવન પ્રત્યે ઉદાસીનતા આવી જાય તે આવી નહોતી. એ જોતા કે જ્યારે સ્વજનો મને જીવાડવાનો અથાગ પ્રયત્નો કરી રહ્યા છે ત્યારે મારે એમને Responce આપવો જોઈએ અને એવું એકવાર મનમાં નક્કી કર્યા પછી એમણે અથાગ પ્રયત્નો કર્યા. રોજનો જીવનક્રમ એવી રીતે ગોઠવી લીધેલો કે જેથી પ્રત્યેક ક્ષણનો સદુપયોગ કરી શકતા.

*

આ સંસ્થાને સમૃદ્ધ કરવામાં એમનો નાનોસુનો હિસ્સો નથી. એમના સાહિત્યના પ્રકાશનો બધાં સંસ્થાએ કર્યા અને એ ઘણા લોકભોગ્ય થયા, સંસ્થાને એનું ઘણું ગૌરવ છે. આકાશના અતલ ઊંડાણમાં શું ભર્યું છે તે પ્રથમ 'ગગનને ગોખે'માં ને પછી 'આકાશપોથી' દ્વારા એમણે બતાવ્યું અનંતનું સૌંદર્ય સામાન્યજન પણ માણી શકે એવી શૈલીમાં લખાયેલાં એ પુસ્તકો ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરે છે. એવી જ રીતે પક્ષીઓનો પરિચય, દેશ દેશની લોકકથાઓ ને પરીકથાઓનો આસ્વાદ ચખાડ્યો. જીવનમાં પ્રેરણા પૂરે તેવા જીવનચરિત્રો અને સમાજ જીવનના ઊંડા દુઃખદર્દોનું પૃથક્કરણ કરતી નવલકથાઓ આપી, ગુજરાતી સાહિત્યમાં આ પ્રકારનો ઘણો લાંબો સમય જીવશે.

આ બધો ભવ્ય વારસો મૂકીને ઘણી નાની ઉંમરમાં નિરૂભાઈ ચાલ્યા ગયા. એમના સ્મરણો આંખ ભીની કરે છે.

સ્નેહીજનોએ અમારા દુઃખમાં ભાગ લઈને અમારું દુઃખ હળવું કર્યું તે સૌનો આભાર માનીએ છીએ. આ ખાસ અંક માટે જેમણે સ્મરણો—લેખો મોકલેલ છે તેમનો પણ આભારી છું.

## આ ખાસ અંકની છુટક કિંમત સવા રૂપિયો

### ગ્રાહકોને

'ઊર્મિ'–નવરચના' દરેક ગ્રાહકને કાળજીપૂર્વક મોકલવામાં આવે છે, છતાં કોઈવાર ટપાલખાતાની બેદરકારીએ અંક ગેરવલ્લે જાય છે ત્યારે અમારે બીજો અંક શીલીકમાં હોય તો મોકલવો જ પડે છે. પણ ગ્રાહકોની આ ફરિયાદ દૂર કરવા, અમારા બધા પ્રયત્નોમાં એક વધુ પ્રયત્ન આપનો સહકાર માગી લે છે. એ છેઃ દરેક ગ્રાહકોના સરનામા ટાઈપ કરેલા કે હાથના લખેલા નહિ પણ છપાવી લેવાનો. વરસે કે બે વરસે સરનામા છપાવવા મોંઘા પડે એટલે પાંચથી દસ વરસ સુધીના તો ઓછામાં ઓછા છપાવીએ ત્યારે જ પોસાય.

હવે અમારી આપને નમ્ર વિનંતિ છે કે આપના અંકના રેપર ઉપર આવતા આપના ગ્રાહક નંબર સાથે આપનું પૂરું સરનામું ચોખ્ખા અક્ષરમાં અમને તુરત લખી મોકલો કે જેથી અત્યારસુધી ચાલી આવતી ભૂલને સુધારીને સાચું સરનામું છપાવી શકાય. આપ જરૂર આટલું કરજો.

'ઊર્મિ'–નવરચના'ના ગ્રાહકો હવેથી દર મહિને નહિ, પણ વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસથી જ નોંધાશે અને એ રીતે દરેક ગ્રાહકોની વહેંચણી કરાઈ રહી છે.

વી.પી.ના વધેલા દરને લીધે વી.પી.થી લવાજમ વસૂલ કરાવવા ઇચ્છતા ગ્રાહકો કૃપા કરીને મ.ઑ.થી લવાજમ મોકલી આપે તો ટપાલના નાહકના ભારે ખર્ચમાંથી અમને મુક્તિ મળે.





ભાવનગર ઠક્કરબાપા હરિજન આશ્રમના
ગૃહપતિ શ્રી નિરૂભાઈ ૧૯૩૯મા
નિરૂભાઈના પ્યારા હરિજન વિદ્યાર્થીઓ →





એ તોફાની ને મુક્ત હાસ્ય હજારોની વચ્ચેથી
નિરુભાઈને જુદા તારવી દેતું : ૧૯૪૦



કરાંચીમાં જ્યારે એક મહિનામાં લોકગીતોના → ૪૧ સમારંભ કરેલા : ૧૯૪૧માં



૪૨નો ક્રાન્તિકાર. છુપા મુસ્લિમ વેશમાં નિરૂભાઈ

☆

ઇન્હોંને અપને ખૂનસે
હીંદોસ્તાં કા બાગકો સીંચા



બાળકો નિરૂભાઈના રોજના સંગાથી બની રહેતાં. મુંબઈ-ખારમાં છુપા વેશે રહેતા છતાં રોજ સાંજે મહોલ્લાનાં બાળકોને લઈને આનંદ ઉજાણી કરતા: ૧૯૪૫માં



નિરૂભાઈ નવરા પડતા અને માંદગી વચ્ચેથી પણ સર્જનનો આનંદ લઈ શકાય એ માટે કૅમેરાની ધ્ય કરતા. એમણે ખેંચેલી એક કલામય



આજે આ બધાં મોટાં બનીને જીવનના પાંગરણમાં પગ માંડી ચૂક્યાં હશે. તે દિવસે નિરૂભાઇને વીંટ-ળાઇને રહેતાં. વાર્તા સાંભળતાં, ખેલતાં કૂદતાં, ને શિક્ષણ સંસ્કાર મેળવતાં. ફોટો · નિરૂભાઈ



જ્યાં જ્યાં નિરૂભાઈ ત્યાં ત્યાં બાળકો : ૧૯૪૬
તસ્વીરકાર · નિરૂભાઈ



એશિયા વિખ્યાત સૅનેટોરિયમ આરોગ્યવરમમાં. આ વૉર્ડમાં નિરૂભાઇએ જીવનની યાતનાભરી સફરની છેલ્લી ક્ષણો વીતાવેલી : ૧૯૫૧



આરોગ્યવરમ્ સૅનેટોરિયમનું
અલ્ટ્રાવાયોલીન કિરણો લેવાનું લાઈટ હાઉસ



આરોગ્યવરમ્ સૅનેટોરિયમના મીશનરી સંસ્થાપક
ડૉકટરના બાહોશ પુત્રને અદ્યતન સચાલક ડૉ. શ્રી
મદામ મૂલરદર્દીઓના રોજનારાઉન્ડઉપર ૧૯૫૧



આરોગ્યવરમ્ સૅનેટોરિયમની શાન્ત અને સેવામા
જેનો જરાય ઓછો ફાળો નથી એવા મદદનીશ
ડૉ. જેસુદિયન ૧૯૫૦

ભસુરાં ને બેતાલ, હેડી વિણ ગાયણ હુવાં

☆

શ્રી જયમલ્લ પરમાર · સ્વ. નિરંજન વર્મા



નિરૂભાઈ અવસાન પહેલા થોડા દિવસે
આ સ્વસ્થ, પ્રફુલ્લ, સ્મિતભર્યો ચહેરો હવે જોવા નહિ મળે!

સ્મૃતિ નહિ જીવન સમસ્ત જાણે વિસ્મૃતિમાં ડૂબી ગયું છે ત્યારે
આ મહાન ભવ્યોદાત્ત જીવનના પ્રાણ–ધબકાર ક્યાંથી આલેખું!

## શું લખું ?

જયમલ્લ પરમાર

બડભાગી બની ગયો રશિયાનો પેલો નવજુવાન ક્રાન્તિકાર કવિ યેસેનિન. એણે અમેરિકન નૃત્યસુંદરી ઇસાડોરા ડંકનને પ્રાપ્ત પણ કરી અને ગુમાવી પણ ખરી. એણે ગુમાવી અને અસ્ત્રા વડે પોતાનું ગળું કાપ્યું. એમાંથી વહેતા લોહીના છેલ્લા બુંદ સુધી એ લોહીમાં કલમ બોળી બોળીને છેલ્લું એક કાવ્ય લખી ગયો.

એ સદ્‌ભાગ્ય તો નિરૂભાઈને જ સાંપડ્યું. એણે પોતાનાં કાળના હથોડે કોરાઇ રહેલાં કલેવરને નવ નવ વર્ષ સુધી જાળવીને લોહીના બુંદેબુંદનો હિસાબ ચૂકવ્યો, એકેય બુંદ, વેડફાવા ન દીધું. એકે એક શ્વાસોચ્છવાસની પૂરેપૂરી કિંમત વિધાતાના ચોપડે જમે કરાવી. પણ મારે તો જ્યાં લોહીજ થીજી ગયું હોય, ભીતરી ભોંયનાં અભાગી રસઝરણાં અગોચર બન્યાં હોય ત્યાં શું લખું ?

જ્યારે ઝરણાં ફૂટે નહિ, આંગળાં કોળે નહિ, ત્યારે પરિશ્રમપૂર્વક શું લખું ? નીચોવું ય શું ? જ્યાં અંતર સીઝાઇ ગયું હોય ત્યાં ? ઇચ્છું છું કે વેદનાની જડતાને અંતરના એરણ ઉપર ટીપી ટીપીને કાંઈક લખી નાખું. પણ અંતરમાં સભર ભરેલી હોવા છતાં વેદના જાણે ખોવાઇ ગઈ છે. કંપવિહોણી વેદના કલમમાં કૌવત ક્યાંથી પૂરે ?

સ્મૃતિ અને જીવન વચ્ચે જ્યાં કોઈ અંતર ઊભું ન થયું હોય, કોઈ ભેદરેખા ન પડી હોય ત્યાં શું લખું ? સ્મૃતિ નહિ જીવન સમસ્ત જાણે વિસ્મૃતિમાં ડૂબી ગયું છે. જીવનને અને મૃત્યુને જ્યાં હજી હું જુદાંજ પાડી શક્યો નથી ત્યાં શું લખું ?

મૂઢ બનેલા પ્રાણને ઘણી ઝાલકો મારી જોઇ પણ વ્યર્થ. સાંજ ઢળે છે, આકાશમાં અંધારાં ઘુંટાવા માંડે છે ત્યારે જાણે મારા અંતરની બરલમાં જ એ ઘુંટાતાં હોય એવું લાગે છે. સમસ્ત મન–પ્રાણ ઉપર અકથ્ય ઉદાસીનતાનો પાલવ ઢળી જાય છે. એમાંથી નથી જાગતી કોઇ સ્મૃતિ, કોઇ કલ્પના, કોઇ તરંગ. પવનની લહેરખી પણ જાણે અંતરના પડદેથી પાછી વળી જાય છે.

મોતને માંડવડે પોંખાયાને નિરૂભાઈને આજ સાઠસાઠ દિવસનાં વહાણાં વીતી ગયાં. તે દિવસથી ભીડાયેલી પ્રાણબારીઓ જાણે કદી નહિ ખૂલે. કોઇ લહર નહિ ઊઠે, કોઇ ગાન નહિ સ્ફુરે. કોઈ વિદ્યુત નહિ ચમકે. જાણે ચીરકાલ માટે ભીડાઈ ગઇ છે, ત્યાં શાનો ઉભરો ઠાલવું ? કેમ કરીને ઠાલવું ?

અવિરત ઉદ્યમનો મોટો ચરખો ભાંગી પડ્યો. દેહપિંજર ખાલી કરીને પ્રાણ પંખેરૂ ઊડી ગયું ત્યાંસુધીની અઘોર તપશ્ચર્યા. અઘોર કહું છું: કારણ કે

સ્મૃતિ નહિ જીવન સમસ્ત જાણે વિસ્મૃતિમાં ડૂબી ગયું છે ત્યારે આ મહાન ભવ્યોદાત્ત જીવનના પ્રાણ–ધબકાર ક્યાંથી આલેખું !

## શું લખું ?

જયમલ્લ પરમાર

ભાગ્યશાળી બની ગયો રશિયાનો પેલો નવજુવાન ક્રાન્તિકાર કવિ યેસેનિન. એણે અમેરિકન નૃત્યસુંદરી ઇસાડોરા ડંકનને પ્રાપ્ત પણ કરી અને ગુમાવી પણ ખરી. એણે ગુમાવી અને અસ્રા વડે પોતાનું ગળું કાપ્યું. એમાંથી વહેતા લોહીના છેલ્લા બુંદ સુધી એ લોહીમાં કલમ બોળી બોળીને છેલ્લું એક કાવ્ય લખી ગયો.

એ સદ્ભાગ્ય તો નિરૂભાઈને જ સાંપડ્યું. એણે પોતાનાં કાળના હથોડે કોરાઇ રહેલાં કલેવરને નવ નવ વર્ષ સુધી જાળવીને લોહીના બુંદેબુંદનો હિસાબ ચૂકવ્યો, એકેય બુંદ, વેડફાવા ન દીધું: એકે એક શ્વાસોશ્છવાસની પૂરેપૂરી કિંમત વિધાતાના ચોપડે જમે કરાવી. પણ મારે તો જ્યાં લોહીજ થીજી ગયું હોય, ભીતરી ભોંયનાં અજાણી રસઝરણાં અગોચર બન્યાં હોય ત્યાં શું લખું ?

જ્યારે ઝરણાં ફૂટે નહિ, આંગળાં કોળે નહિ, ત્યારે પરિશ્રમપૂર્વક શું લખું ? નીચોવું ય શું ? જ્યાં અંતર સીઝાઇ ગયું હોય ત્યાં ? ઇચ્છું છું કે વેદનાની જડતાને અંતરના એરણ ઉપર ટીપી ટીપીને કાંઈક લખી નાખું. પણ અંતરમાં સભર ભરેલી હોવા છતાં વેદના જાણે ખોવાઇ ગઈ છે. કંપવિહોણી વેદના કલમમાં કૌવત ક્યાંથી પૂરે ?

સ્મૃતિ અને જીવન વચ્ચે જ્યાં કોઈ અંતર ઊભું ન થયું હોય, કોઈ ભેદરેખા ન પડી હોય ત્યાં શું લખું ? સ્મૃતિ નહિ જીવન સમસ્ત જાણે વિસ્મૃતિમાં ડૂબી ગયું છે. જીવનને અને મૃત્યુને જ્યાં હજી હું જુદાંજ પાડી શક્યો નથી ત્યાં શું લખું ?

સૂઠ બનેલા પ્રાણને ઘણી ઝાલકો મારી જોઇ પણ વ્યર્થ. સાંજ ઢળે છે, આકાશમાં અંધારાં ઘુંટાવા માંડે છે ત્યારે જાણે મારા અંતરની ખરલમાં જ એ ઘુંટાતાં હોય એવું લાગે છે. સમસ્ત મન–પ્રાણ ઉપર અકથ્ય ઉદાસીનતાનો પાલવ ઢળી જાય છે. એમાંથી નથી જાગતી કોઇ સ્મૃતિ, કોઇ કલ્પના, કોઇ તરંગ. પવનની લહેરખી પણ જાણે અંતરના પડદેથી પાછી વળી જાય છે.

મોતને માંડવડે પોંખાયાને નિરૂભાઈને આજ સાઠસાઠ દિવસનાં વહાણાં વીતી ગયાં. તે દિવસથી ભીડાયેલી પ્રાણબારીઓ જાણે કદી નહિ ખૂલે. કોઇ લહર નહિ ઊઠે, કોઇ ગાન નહિ સ્ફુરે. કોઇ વિદ્યુત નહિ ચમકે. જાણે ચીરકાલ માટે ભીડાઈ ગઇ છે, ત્યાં શાનો ઉલેરો ઠાલવું ? કેમ કરીને ઠાલવું ?

અવિરત ઉદ્યમનો મોટો ચરખો ભાંગી પડયો. દેહપિંજર ખાલી કરીને પ્રાણ પંખેરૂં ઊડી ગયું ત્યાંસુધીની અઘોર તપશ્ચર્યા. અઘોર કહું છું: કારણ કે

એની ભયંકર યાતના નજરે નિહાળનારા પણ કંપી ઊઠતા ત્યારે યાતના ભોગવતા નિરૂભાઈ જવાળામુખી ઉપર બેઠેલા પહાડસમા અણુડગ નિશ્ચલ લાગતા.

યમરાજા સાથેનું આખરી દમ સુધીનું ગૌરવભર્યું યુદ્ધ, ઘટેઘટમાંથી ઊઠતા 'હરિ ઓમ્'ના પડઘા નવરો પડું છું અને ચોપાસ ધરતીમાંથી ઊઠતા સાંભળું છું જ્યાં જીવનના ધબકાર અનુભવું છું ત્યાં કોના મૃત્યુને આલેખું ?

હજી વન-જંગલ, નદિ, કોતરાં, ઘર, શેરી ને સમારંભોમાં ગાજતા એના મુક્તહાસ્યના પડઘા પણ ક્યાં શમ્યા છે ? કેવું એ હાસ્ય ? હાસ્યના કૃપણો અને દરિદ્રીઓને અદેખાઈ ઉપજાવતું, ઘડીભર પ્રવૃત્તિઓ થંભાવી દેતું, શરીર મનને સમગ્રપણે ઠલવી દેતું, વડિલોનાં અવિવેકની પરવા ન કરતું બંધનમુક્ત ધોધ જેવું, હિલોળા લેવરાવતું અને આશ્ચર્યમુગ્ધ કરતું એ હાસ્ય હજી ગગનમાં ગોરંભાતું સંભળાય છે.

શું ખોવાયું છે એની હજી મને પૂરી સમજ નથી પડી. રોજનું ટેબલ-વર્ક પતાવીને ટપાલનું ટાણું થતાં કાગળ લખવા બેસી જાઉં છું ને સંબોધન બાંધતાં આંચકો અનુભવીને થીજી રહું છું, આજે જ એક લેખ પતાવીને બેઠો કે થયું નિરૂભાઈને આ બાબતનું જરા સ્પષ્ટીકરણ લખવું પડશે. એક જ ક્ષણ. અને અન્યમનસ્ક થઈ ઊઠ્યો.

ભાઇબંધી વિષે મને ઘણા પૂછે છે. અમને જુદા તારવીને જોવાના પ્રયત્નો પણ ઓછા નથી થયા. 'આ કોણે લખ્યું છે ? પેલું કોણે લખ્યું છે ? તમે કે નિરૂભાઈએ ?' એવી માનવસહજ જીજ્ઞાસાએ અમારો જાન ખાધો છે. એમને ઘણું ઘણું સમજાવીએ કે જીવનવાદ્યના જુજવા તારોમાંથી એક સુરીલું બનતું આ-તો સુસંવાદી સંગીત જ છે. એક સુરીલા એ સંગીતને જુજવા સ્વરોમાં જોવાનો-બેસુરૂં સાંભળવાનો પ્રયત્ન શા માટે કરો છો ?

એ જ રીતે જુજવા પ્રકૃતિધર્મોમાંથી જીવન મહત્તાની જે ફોરમ ઊભી થાય છે તેને જુદી પાડીને ન જુઓ. ફૂલની ખુશ્બો, રંગ, રૂપ અને આકારને ફૂલથી જુદાં પાડીને નથી જોઇ શકાતાં. કારણ કે સમગ્રનો સરવાળો એકમાં થાય છે.

પણ વ્યર્થ. કદાચ એકાદ વીરલ આત્માનું જીજ્ઞાસુ મન સંતોષાયું હશે. મૃત્યુનો વરદ હસ્ત નિરૂભાઈના દેહ ઉપર ફરી વળ્યો છે. પણ પ્રાણ-ધારા તો અનેકોના દિલમાં અનુકંપા જગવતુ એ જ સંગીત આજે રેલાવી રહી છે. ત્યાં જુદું તારવીને શું જોઉં ? શું લખું ? બલિદાનની વ્યાખ્યા શોધવી પડે એવા અણકથ્યા આત્મસમર્પણથી અંકિત ભવ્યોદાત્ત જીવનના પ્રાણ-ધબકાર આલેખાતા નથી પણ અનુભવાય છે-અનુકંપિત થવાય છે. મારો તો આલેખવાનાં રહે છે માટીનાં સ્થૂળ ખોતડાંનાં રંગરોગાન. એ ભવ્ય આત્માના ભાંગેલ પીંજરની કડોબંધ કથા. જે પીંજરથી અસ્પર્શ્ય રહીને નિરૂભાઈ જીવ્યા.

આશા રાખું છું કે ઊર્મિના આવતા અંકમાં એ આપી શકીશ.

# જીવન દર્શન

નવાનગર રાજ્યનો જામજોધપુર તાલુકો—એમાં ચારણોનું ગામ રાજડા. ચારણોની મારૂ શાખાના બાદાણી કુળમાં નિરૂભાઈનો જન્મ સંવત ૧૯૮૩ ના ભાદરવા સુદ નોમના દિવસે થયો. પિતાનું નામ માવલસિંહજી અને માતાનું નામ બાઈમા. તે દિવસે નવાનગર ઉપર જામરણજીતનો સૂરજ સોળે કળાએ તપે. જામરણજીતના ૩૦ લાખ વાર્ષિક ખીસા-ખર્ચમાં કંઈક ચારણ–બારોટને જીવાઈદાર ઇનામદારને ભાયાતીમાંથી ચવાઈ ગયેલાં.

ઉવટ રાજડા ઉપર જામરણજીતની ભીંસ થઈ. ગરાસ ચાસ અને કિંમતી ચીજ વસ્તુઓ મૂકીને રાતોરાત ચારણ કુટુંબો ભાગી છૂટયાં. છ વરસના નિરૂભાઈને લઈને માતાપિતા વાંકાનેર આવી વસ્યાં.

ગામધણી એકાએક ગરીબીમાં આવી પડયા. ગરાસના ધણીને વધુમાં વધુ જ્ઞાન હોય ખેતીનું. ખેતી પણ કરેલી નહિ. એડોવેલી જ.

ભદ્રિક પિતા અકસ્માતથી એક પગે લંગડા થયા. પ્રબળ ઈચ્છાશક્તિ અને દઢાગ્રહી માતુશ્રી અણ-અણ સ્વમાનશીલ. ટુંબો ટોણો કોઈનો ખમેલ નહિ, ઓશિયાળો રોટલો કદી ખાધેલ નહિ. આજ એકાએક આવી પડેલી આપદા વચ્ચે પણ એમણે દળણા-દાણાં કરીને, ઢોર ઢાંખર રાખીને છોકરાંને સ્વમાન-ભેર ઉછેર્યાં.

એ જ સ્વમાન, અરમાન અને અભિમાન નિરૂભાઈને વારસામાં મળ્યાં. માતૃપક્ષ સહજાનંદી સંપ્રદાયનાં ચૂસ્ત અનુયાયી એટલે ધાર્મિક સંસ્કાર નિરૂભાઈને ગળથૂથીમાંથી જ સીંચાયા.

ધાર્મિક સંસ્કારે એમને ચિંતન, મનન અને નિદિધ્યાસન તરફ વાળ્યા. વહેલી પરોઢે ઢોરને પહર ચારવા જાય. કુદરત પોતાનાં શાંત-ગંભીર રૂપ રેલાવતી આળસ મરોડતી ઊઠતી હોય, આકાશ અજસ્ર ધારાઓ, ગ્રહો અને તારાઓના પ્રકાશ પુંજ ઠલવતું હોય, ત્યારે આ ઉન્નત મસ્તક અને વિશાળ ભાલવાળો કિશોર એક હાથમાં નાની લાકડી, અને બીજા હાથમાં એકાદ ધાર્મિક ગ્રંથ સાથે ગંભીર ડગલે નિસર્ગ સાથે એકતાનના અનુભવનો તદ્રુપ બની જતો.

ધર્મભાવનાએ એને બચપણથી જ સંસ્કૃતનો શોખ લગાડયો. સહજાનંદી સંપ્રદાયના વિદ્વાન સાધુઓનો સત્સંગ વધતો ગયો. અને ધાર્મિક રંગે રંગાયેલો આ કિશોર ૧૧ વર્ષની વયે એકના સાધુઓ સાથે ચાલી નીકળ્યો.

કુંજડીની જેમ કળેળતાં માતાએ મહા પ્રયત્ને મોરબીથી પાછો વાળ્યો. પોતે પાછો વળ્યો, પણ સાધુતાનો આગ્રહ વધતો ગયો. અને ધર્મભાવના પણ.

કિશોર નિરૂભાઈ દંડી સંન્યાસીઓના સંપર્કમાં આવ્યા. જ્ઞાનની દિશાઓ વધુ વિસ્તાર પામી અને વેદ ઉપનિષદ તથા ભાષ્યોનું વાચન–મનન શરૂ થયું. આવડી નાની વયમાં ધર્મ ભાવનાના ગુઢા રંગોએ એમને વધુ એકલ વિહારી અને નિજાનંદની મસ્તીમાં જ રમમાણ કરતા કરી દીધા.

કિશોર વયમાં જ હઠયોગની ક્રિયાઓ કરતા. નેતિ, ધોતી, ઉડ્ડિયાન પ્રાણાયમ વગેરે. વાંકાનેર મચ્છુ નદી અને પાનાળિયા વોંકળા વચ્ચે પણ ડુંગર ખીણની તળેટીમાં પાધરી પને વસેલું ગામ છે. જેને જોઈતા હોય એને ખોબે ને ધોબે પહાડ–નદીના સંસ્કાર કુદરત પીરસે છે.

નિરૂભાઈના ધાર્મિક સંસ્કારમાં નદીના નિર્મળ ઝરણનો પ્રવાહ અને પહાડનાં ખડતલ ખમીરનો જ્યારે મેળ મળી ગયો.

સ્વમાનશીલ ગરીબી વચ્ચે એમનાં આંતરતેજે અભ્યાસમાં પણ તેજસ્વિતાની આભા પાથરી. શરૂથી તે અભ્યાસ છોડયો ત્યાં સુધીની કારકીર્દી એમનાં જીવન જેવી જ જ્વલંત હતી. એક એક વિષયમાં મોખરે, એક એક હરીફાઈમાં સૌથી આગળ અને પ્રથમ નંબરે વર્ગો કુદાવતા ગયા.

ઉજળિયાત વર્ગોના મધ્યશ્રીમંત અને શિક્ષણ-સંસ્કાર શ્રીમંત બાળકો વચ્ચે એમણે સદાય પોતાનું અભિમાન અણનમ રાખેલું.

અભ્યાસની તેજસ્વિતાના કારણે શરૂથી જ સ્કોલર-





શીપ મેળવતા આવેલા. શાળાનું ખર્ચ કાપતાં થોડું ઘ ખર્ચ માટે એ પણ એ ટાંચી શિષ્યવૃત્તિમાંથી બચાવી લેતા.

સ્વમાન અને ગરીબીએ એમને થોડા વધુ ખતડા બનાવ્યા. એથી શેરીના કે ગામના કુસંસ્કારોથી સાવ અલિપ્ત રહ્યા. અને વિદ્યાવ્યસંગ વધતો જ ગયો.

માતાની હાડમારીને એમની પહોળી, ભાવભરી આંખો પીધા કરતી. અને એક પાઈ પણ ગેરવલ્લે ન જાય, માતાને જરાય મુશ્કેલીમાં ન મુકાવું પડે એવી ચિંતિત દરકાર રાખ્યા જ કરતા.

વ્યવસ્થા તો જાણે અણુ અણુ જીવન વ્યાપ્ત બની ગયેલી એમાં ચોકસાઈ ભળી. સ્વભાવ આગ્રહી તો હતો જ. એટલે એકવાર મનમાં નિશ્ચય કર્યા પછી મરતાં ય મૂકે નહિ.

વિચારપૂર્વક કરેલા નિશ્ચય સામે ગમે તેટલો ભોગ આપવો પડે તો એની દરકાર કદી ન કરતા.

નિસર્ગની દોસ્તીએ એમની પાસે પગે ચાલીને ચારેક વાર તો ગિરનારનો પ્રવાસ શૈશવ કાળમાં જ કરાવ્યો. મનમાં આવે ને નિજાનંદની મસ્તીમાં એકલા ચાલી નીકળે.

એ પ્રવાસ તો પાછો પ્રાણ ધબકતો હતો. વાંકાનેરની ડુંગરધારાથી ગિરનારની ટુંકો સુધીના પથ્થરે પથ્થર, ઝાડ, પહાડ નદી, નાળાં, પાળિયા ગામના ઓરા અને સીમ દેઢા એમના ભાઈબંધ બની રહેલાં એક એકનાં ભરપૂર મીઠાં સ્મરણો અંતરમાં ભરેલાં જ્યાં સુધી શ્રી. જયમલ્લભાઈ સાથે એમનું જીવન-સખ્ય ન થયું ત્યાં સુધી નિરૂભાઈ અને નિસર્ગ સામ સામા હોંકારા દેતા અને દિલભર ગોઠડિયું કરતા. જાણે કુદરતને ખોળે ખેલતો કુદરતનો જ બાળ.

વિશાળ આકાશ અને એના ઝબોમબ તારા, અગણ્ય પંખી સમુદાય અને એના આકર્ષક ઉડ્ડયન, હરી ભરી વનશ્રી અને એનું સ સારી સ્રુ રૂપ વૈવિધ્ય—

આ બધાં નિરૂભાઈના સ્વજનો અને મિત્રમંડળ હતાં. અરધી રાતે નિસર્ગ સાદ દેતી અને પથારીમાંથી ચૂપચાપ ઊઠીને નિરૂભાઈ આકાશ સાથે ઘડીભર આંખ ઠેરવી ચાલી નીકળે ભાંગતી રાતે એમના કાને કુદરતનો અવાજ પડતો અને નાનકડી સોટી લઈને ચાલી નીકળતા. ત્રણચાર કલાકે પાછા ફરે ત્યારે એમનાં અંગે અંગમાંથી કુદરત જાણે નીતરતી કરતી.

સદાય નિસર્ગને ખોળે આળોટતો આ ૧૪ વર્ષનો કુમાર જ્યારે છઠ્ઠી અંગ્રેજીને પોતાનું અભ્યાસ પાન કરાવતો હતો ત્યારે માભોમનો સાદ પડ્યો.

આજસુધી જેણે એકોપાસના જ કરેલી. જેના જીવનમાં નિસર્ગ પછી પરભાઈ માનું સ્થાન આવવું હતું અને માને નજર સમક્ષ રાખીને એને વહેલાં સુખી કરવાની એક જ તાલાવેલી લાગેલી, એની સામે ૩૩ કોટિની મા ચંથરેહાલ, કૃશકાય, પરદેશીઓથી પદદલિત થયેલી દીનહીન મા આવીને ઊભી રહી.

છઠ્ઠી અંગ્રેજીની પરીક્ષા આપવાનું ટાણું, આટલી તેજસ્વી તારકીર્દી, ભદ્રિક અને અપંગ એવા પિતા, જેણે કાયાનાં કૌવત બધાં નીચોવી નીચોવીને પોતાનું જીવન ઉછેર્યું એવી માને છોડીને ચાલી નીકળવાની વેળા આવી.

કુમાર નિરૂભાઈએ જીવનના મહત્‌ધર્મનો માર્ગ ધારી લીધો, ને કડડાક લાગણીને કચાતા ચાલી નીકળ્યા

અહીંથી એમના જીવનનો બીજો તબક્કો શરૂ થાય છે. અહીંથી એ જયમલ્લભાઈ અને અન્ય મિત્રોના પરિચયમાં આવે છે.

સાવ નવો જ અનુભવ, નવાં જ સાહસો, નવી જ વિચારણા, નવો જ પંથ. ઘડીભર દિગ્મૂઢ બનેલા નિરૂભાઈના પ્રાણને નવી પાંખો ફૂટી.

માતાએ માથાં કૂટ્યાં. એમને થયું કે હીરો હાથમાંથી ચાલ્યો ગયો. રામા ગાંધીએ હાટ વાળ્યો. એકવાર માતા નિરૂભાઈને સત્યાગ્રહમાંથી પાછાં ઘેર લઈ ગયાં. માતાના વચને પાછા ગયેલા નિરૂભાઈએ

વજાહતથી બનીને માતાના આંસુના અંધોળ વચ્ચેથી સત્યાગ્રહની વાત સાંધી.

પિતાને ભારે આઘાત લાગેલો. એમનું અવસાન થયું. એ ૧૯૩૩ ની સાલ હતી. ૧૯૩૦ ના જુવાળ પછીના એ બધા ઓટ હતા. નિરૂભાઇને બાળક જાણીને પોલીસે છોડી મૂક્યા. છેવટ ત્રણ મહિનાની સજા થઇ અને કાઠિયાવાડી મિત્ર જૂથ સાથે સાબરમતી જેલમાં આવ્યા.

એ જ વિદ્યાભ્યાસંભ, એ જ વિદ્યાર્થી મનોવૃત્તિ અને એ જ તપશ્ચર્યા. જેલમાં એમને લોહીની ઉલટી થઇ, હૃદય નબળું પડ્યું. છૂટયા પછી પહેલાં વઢવાણ અને પછી ભાવનગર દાક્તરી સારવાર નીચે રહેવું પડ્યું.

ભાવનગર તબિયત સુધારતાં સુધારતાં દક્ષિણામૂર્તિમાં જોડાયા. વિનિત થવા માટે એમને થોડું ભણવાનું હતું? એનો વખત પસાર કરવા માટે જોડાયેલા. પરીક્ષા આવી ત્યારે પેપર કોરાં મૂકીને ઊઠી ગયા. કારણ કે પરીક્ષાઓ આપવી જ હતી તો પછી હાઇસ્કુલ શા માટે છોડત? પરીક્ષા છોડીને શા માટે ચાલી નીકળત? સત્યાગ્રહ હજી ચાલતો હતો.

એક વાત રહી ગઇ, ભજનોનો શોખ એમના પિતા તરફથી વારસામાં મળેલો, માતા તરફથી લોકગીતો. નિસર્ગનો ખોળો ખુંદીને મોટા થયેલા એટલે કલા પ્રેમનું તો પૂછવાનું જ શું હોય?

રંગ, આકાર અને આકૃતિઓનું એમને સાહજિક જ્ઞાન હતું. વાંકાનેરના એક ડ્રોઇંગ માસ્તર જેમણે નિરૂભાઇની ધાર્મિક ભાવનાને ઘણો સુંદર વળાંક આપેલો એમની પાસેથી ચિત્રકળાનું જ્ઞાન મેળવીને એકાદ વર્ષ દ. મૂર્તિમાં શ્રી. સોમાલાલ શાહ પાસે રહીને પણ અભ્યાસ આગળ વધારેલો.

૧૯૩૪ના જૂન-જુલાઈમાં સત્યાગ્રહનાં વળતાં પાણી થઇ ગયેલાં, અને ઑગસ્ટ-સપ્ટેમ્બરમાં તો જેલમાં પાછળ રહેલા ઘણાખરા કેદીઓને છોડી મૂકેલા.

એ દિવસોમાં જેલમાંથી છૂટેલા જુવાન જોદ્ધાઓમાં થરથર ભાવનાઓ ભરેલી. આજસુધી જેમણે બાપુનો આદેશ જેટલો ઝીલાયો તેટલામાંથી અણુ અણુ જીવન ઘડેલું. એમનાથી જીવનની ચાલુ ઘરેડ સ્વીકારાય કેમ? જેલમાંથી છૂટેલા ૧૫-૨૦ જેટલા જુવાનોની પ્રચ્છા તો કાઠિયાવાડની શકલ બદલાવી નાખવાની હતી. એક નવો નકશો એમની આંખ આગળ ચીતરાઇને પડ્યો હતો.

૧૯૩૪ના આખરમાં વાંકાનેરમાં શ્રી. જયમલ્લ પરમાર, શ્રી. રતુભાઇ અદાણી અને શ્રી. ભિખુભાઈ દ્વવે સ્વરિતક ચર્માલય શરૂ કર્યું. અહિંસક ચામડાંના ઉદ્યોગને ઉત્તેજન આપીને પ્રમાણિક રોટી મેળવીને સ્વાવલંબી પ્રવૃત્તિથી જાહેર પ્રવૃત્તિઓ ચલાવવી.

નિરૂભાઇ દક્ષિણામૂર્તિમાંથી પાછા ફર્યા. વાંકાનેરમાં હરિજન શાળા શરૂ થઇ. પ્રૌઢ શિક્ષણનું કામ ઉપાડ્યું. અને પડખેના ગામ નાની દેવળીમાં પણ રાતના હરિજન બાળકોના સંસ્કાર વર્ગો શરૂ કર્યા.

જીવનના ઉન્નત વિચારોમાં રાજકારણ અને સમાજસેવા ભળ્યાં. આર્થિક અને સામાજિક ઉન્નતિ સિવાય દેશનો ઉદ્ધાર નથી. એટલે સ્વાધીનતાની લડતની સાથેસાથ એ સઘાવા જોઇએ. ફાટફાટ જોમ અને પ્રાણ ભરપૂર હૈડીહૈડીના સત્યાગ્રહી સાથીઓ મળી ગયા. જયમલ્લભાઇ અને નિરૂભાઇની અજોડ મૈત્રીની શરૂઆત અહીંથી થઈ. એ મૈત્રી ઉપર ઇશ્વરના આશીર્વાદ ઉતર્યા અને દષ્ટાંત સમ બની.

ગ્રામસેવાના ઉદ્દેશથી વાંકાનેરનું ચર્માલય અમરેલી પાસેના તરવડામાં ફેરવ્યું. બધા ત્યાં ગયા. છએક મહિના ત્યાં કામ કર્યા પછી તરવડાથી છૂટા થયા. બન્ને મિત્રો ભાવનગર આવ્યા.

૧૯૩૬ માં બન્ને મિત્રો હિંદના શૈક્ષણિક પ્રવાસે ઉપડવાની તૈયારીમાં હતા ત્યાં એક મિત્રની ખાતર નિરૂભાઇ વર્માએ પ્રવાસ પડતો મૂકીને ભાવનગર ઠક્કરબાપા હરિજન આશ્રમનું સંચાલન સંભાળ્યું. દરમિયાન નાની મોટી રચના પ્રવૃત્તિઓ તો ચાલુ જ હતી.





શ્રી. જયમલભાઈ તથા મનુભાઈ પંચોળી હિંદ છોડો પ્રસંગે ઉપડ્યા.

શ્રી. જયમલભાઈ સાત આઠ મહિનાના પ્રવાસેથી પાછા ફરતાં બન્નેએ ભેગા થઈ આશ્રમને વધુ વ્યવસ્થિત બનાવ્યો. ૧૯૩૭માં પાળિયાદમાં ધરતીકંપ થયો.

શેરીક યોજના આવી, ગ્રામવિસ્તારોમા કા. રા. પરિષદનો પેગામ પહોંચાડવાની પ્રવૃત્તિઓ શરૂ થઈ. ઘણાં ગામોમાં રચનાત્મક કેન્દ્રો શરૂ થયાં. અને આ બધી પ્રવૃત્તિઓ ઉપરાંત કાઠિયાવાડ નવયુવાન સંઘ, વિદ્યાર્થી પ્રવૃત્તિ, ખુવક સંઘો, મજૂર પ્રવૃત્તિ, પ્રૌઢ-શિક્ષણ; અસ્પૃશ્યતાનિવારણ વગેરે અનેક પ્રવૃત્તિ-ઓમાં ડૂબેલાં રહ્યા. વાંકાનેરમાં થોડો વખત ધામું નાખીને પણ રહેલા.

કા. રા. પરિષદના રાજકોટ અધિવેશન પછી રાજકોટ સત્યાગ્રહમાં જોડાયા. ત્યારપછીના સૌરાષ્ટ્રના તમામ નાનામોટાં રાજકીય આંદોલનોમાં ભાગ લેતા રહ્યા.

ફૂલછાબમાં બન્ને મિત્રો ૧૯૩૯ માં જોડાયા ને પોતાનો ધ્યેય સિદ્ધિનું પત્રકારત્વને એક સાધન માનીને જ. એ સમય એવો હતો કે સૌરાષ્ટ્રનું જાહેર જીવન બાપુના ઉપવાસ પછી પણ એક રાગ સાધી શક્યું નહિ. રાજકીય અને રચનાત્મક કામોમાં ઉગ્ર ભરતી પછીનો ઓટનો—નિરાશા ને નિરુત્સાહનો એ કાળ હતો.

૧૯૩૯થી '૪૨ સુધીના 'ફૂલછાબ'ના કાળ *હરિજનફાળો ગીતા નાનીમોટી પ્રવૃત્તિઓ રાણપુરમાં*, રાણપુર આસપાસના પ્રદેશોમાં અને બહારના પ્રદેશોમાં કરતા જ રહ્યા.

૧૯૪૧માં વ્યક્તિસત્યાગ્રહની હાકલ થતાં ફૂલછાબ છોડવા ધાર્યું. પણ વડિલોએ ફૂલછાબને પણ એક રચનાત્મક કામ મનાવ્યું ત્યારે તો છૂટા થવાની રજા ન આપી. પણ ૧૯૪૨નો ઑગસ્ટ આવ્યો. બાપુ પકડાયા. 'કરેંગે યા મરેંગે'નો દેશને મંત્ર મળ્યો

કાઠિયાવાડના કાર્યકરો તે દિવસે બે છાવણીમાં વહેંચાઈ ગયા. એક ગમે તે ભોગે—છેવટ થોડી હિંસા વાપરીને પણ પરદેશી ગુલામીનો અંત લાવનારા અને બીજી સત્યાગ્રહની ચાલુ નીતિરીતિ મુજબ કામ કરનારા. બન્ને જણાએ પહેલો માર્ગ બીજા આઠેક મિત્રો સાથે પસંદ કર્યો.

૧૯૪૨ના સપ્ટેમ્બરમાં બન્ને બીજા મિત્રો સાથે ભૂગર્ભમાં ચાલ્યા ગયા ૧૯૪૩માં કાવતરાની એક કડી પકડાઈ દારૂગોળો અને હથિયારોના ભંડારો ઝડપાયા. વોરંટો છૂટયાં અને પોલીસને હાથતાળી દઈ નાસી છૂટયા.

ભાંગફોડ પ્રવૃત્તિ તો ચાલુ જ હતી. ત્યાં ૧૯૪૪માં નિરુભાઈને આકસ્મિક છઠ્ઠી પાંસળી પર ભારી વાગી એમાંથી પ્લુરસી થઈ. દવા ચાલુ કરી. ભાગતા જવાનું ને દવા કરાવતા જવાની. એમાંથી ટી. બી ક્ષય લાગુ પડયો.

વોરંટ પાછાં ખેંચાયેલાં નહિ, તે ઠેઠ ૧૯૪૬ સુધી ચાલ્યાં. ૧૯૪૭માં પાછા રાણપુર આવ્યા. છએક મહિના રહ્યા ત્યાં રાત્રે ઉથલો માર્યો.

ત્યાંથી મુંબઈ થઈને પંચગની ગયા. ત્યાંથી દક્ષિણના વિખ્યાત સેનેટોરિયમ આરોગ્યવરમમાં ૧૯૪૭ *ના અંતમાં દાખલ થયા.*

ત્યાં છ આઠ મહિના બાદ ઑપરેશન કરાવ્યું. સફળ ન થયું. અને રોગની અનેક યાતનાઓ સાથે ૧૯૫૧ ના મે મહિનાની છઠ્ઠી તારીખે હૃદય ઉપરના હુમલાથી અવસાન પામ્યા.



# જીવન સ્રોતની વીખરેલ સરવાણી

## આશ્વાસન પત્રો

[સ્નેહીઓ, સ્વજનો અને સંબંધીઓએ પણ સ્વ૦ નિરૂભાઇ અને શ્રી જયમલ્લભાઇને અભેદ ભાવે જોયા અને એ જ રીતે એમનો દિલસોજીનો સ્રોત વહ્યો પણ એ દુઃખ અને દિલસોજીભર્યા પત્રોમાંથી નિરૂભાઈનું સુરેખ સ્વરૂપ ઊભું થઇ રહે છે ]

શ્રી નિરંજન વર્માના અવસાનના સમાચાર 'જન્મભૂમિ'માં વાંચી દિલગીર થયો છું. એમનો પ્રત્યક્ષ મેળાપ કદી થયાનું યાદ નથી, પણ શ્રી જયમલ્લ તથા બીજા એમના સાથીઓ દ્વારા એમની બુદ્ધિમત્તા અને માંદગીની વાતો સાંભળી હતી, તથા એમનાં કેટલાંક પુસ્તકો પણ જોયાં હતાં. મિત્રોના સર્વ પ્રયત્ન છતાં એ રોગના આટલી નાની ઉંમરે ભોગ બન્યા એ ખેદજનક છે. એમનાં સ્વજનો તથા મિત્રોને મારી સમભાવના પહોંચાડશો.

—કિશોરલાલ ઘ. મશરૂવાળા

※

કાલે 'ઊર્મિ' આવ્યું તેમાં ભાઇશ્રી નિરંજનના અવસાનના ખબર વાંચી ઘણી ગમગીની થઈ. આવી ઉજ્જવળ કારકીર્દીનો આવો અકાળ અંત એ આપણા દેશનું દુર્ભાગ્ય છે. લાંબી માંદગીમાં વર્ષોનાં વર્ષ એમણે શરીર દુઃખ વેઠયું. માંદગી એની દેશ સેવાને જ આભારી હતી. લડતની જહેમતોમાંથી એ જન્મેલી. એણે અંતે એનો ભોગ લીધો. હું તો ૧૯૪૩-૪૪માં ઘડીઅમથુંજ સ્હેજસાજ એમના પરિચયમાં આવ્યો ગણાઉં પણ એની શક્તિઓ અને નિષ્ઠાપરાયણતાની ઊંડી છાપ એમણે મારા પર મૂકેલી. તમે બધા એમના નિકટ મિત્રોને સારૂ આ ખોટ કેટલી મોટી છે એની મને પૂરી કલ્પના છે. ભાઇ જયમલ્લનું સિરનામું જાણતો નથી. આ કાગળ તમારા બેઉ માટે ગણજો ને તમારી ખોટમાં મને ભાગીદાર ગણજો.

—સ્વામી આનંદ

※

ભાઈ નિરંજનના મૃત્યુની ખબર જાણી ઘણો દિલગીર થયો છું ૧૯૩૨ની રાષ્ટ્રવ્યાપી લડતમાં સૌરાષ્ટ્રના ઘણા નવજવાનો સાથે સાબરમતી જેલમાં મારે ગાઢ સંબંધ બંધાયો તેમાં ભાઈ નિરંજન પણ હતો. એનું ઘાટીલું સુંદર શરીર, હસતુ મોં અને મળતાવડા સરલ સ્વભાવે મને આકર્ષ્યો હતો. તેમાંય તેણે વધારે આકર્ષણ તો એ કર્યું કે એને '૪૨ની મહા ક્રાંતિ દરમ્યાન એ કાર્ય કરતાં કરતાં જીવલેણ બિમારી લાગુ પડી અને એની એને ખબર પણ હતી કે આમાંથી બચવું મુશ્કેલ છે છતાં જ્યારે જ્યારે હું એને મળતો ત્યારે એની સમતા ને ધૈર્ય મારા મનમાં માન ઉપજાવતા. લાંબી માંદગીમાં હોવા છતાં એણે કદી આશા છોડેલી નહિ. દુઃખ ને યાતનાનો પાર નહોતો પણ મોં ઉપર એ કદી દેખાવા દીધું નહોતું. સાચા અર્થમાં એ જીવનસાધક હતો, સ્થિતપ્રજ્ઞ હતો. સુખે-દુઃખે સમદૃત્વા જેવી મનોદશા હતી.

'૪૨ની મહા ક્રાંતિની કથા 'અણુખૂટ ધારા' નામના પુસ્તકમાં એણે કુશળતાથી-સચોટતાથી મૂકી છે. એ લખાતી હતી તે વખતે મુંબઈના એમના રહેવાના સ્થળે મારે જવાનું થએલું. માંદગી છતાં આ કાર્ય ફરજ સમજીને કરેલું. એ કથા મને એણે વાંચી





સંભળાવેલી. સાંભળતા મારા મનને એ અસર કરી ગઇ. હિંસા–અહિંસાની જે ઊંડી આર્થિક આલોચના એમણે કરેલી છે તે વિરલ છે. આકાશ દર્શનનું એમનું પુસ્તક 'ગગનને ગોખે' પણ જોયું છે અને જે અનંતની ભવ્યતાનો સચોટપણે પરિચય કરાવે છે-

આવો આ શક્તિશાળી નવજુવાન દર્દની સામે પણ મર્દાનગીથી ઝૂઝયો અને છેલ્લે હસતે મોંએ મરણધર્મને પ્રાપ્ત થયો. પ્રભુ એના આત્માને શાંતિ આપો.

—રવિશંકર વ્યાસ (મહારાજ)

*

સદ્‌ગત ભાઇ નિરંજનને મેં હંમેશાં મારા વિદ્યાર્થી તરીકે જ ઓળખ્યા છે. ઈ સ. ૧૯૩૦ની મીઠાની લડત વખતે જે એક નવજુવાન મંડળ રાણપુર–ધંધુકામાં જામ્યું હતું તેમાંના ભાઇ નિરંજન પણ એક હતા. એ જુવાનોએ ત્યારપછી પણ સૌરાષ્ટ્રના ઘડતરમાં ઘણો મહત્ત્વનો ભાગ ભજવ્યો છે અને હજુ આજે પણ ભજવ્યે જાય છે સૌરાષ્ટ્રના આવા ઘડતરમાં ભાઇ નિરંજનનો પણ હિસ્સો હતો એ સૌ કોઈ જાણે છે ને આદરથી તેનો સ્વીકાર કરે છે.

દક્ષિણામૂર્તિમાં ભાઈ નિરંજન હતા તે દરમ્યાન તેમણે જેમ દક્ષિણામૂર્તિમાંથી ઘણું લીધું છે તેમ દક્ષિણામૂર્તિને ઘણું આપ્યું પણ છે એનો હું સાક્ષી છું. દક્ષિણામૂર્તિની ઉદાર એવી વાડાબંધીને આ ભાઈઓએ વધારે ઉદાર બનાવી અને તેમાં છુપી રીતે જામતાં જાળાંને ખંખેરવામાં તેમનો હિસ્સો હતો. ભાઈ નિરંજનનો આ દિશામાં ઠીકઠીક ફાળો હતો એમ હું કહી શકું છું.

પછી તો ભાઇ નિરંજન વિદ્યાર્થી મટયા અને રીતસર જીવનમાં પડયા. એ જીવનનાં પાસાં કેવાં હતાં તે હું યથાર્થ જોઇ શકયો નથી એથી શું લખું ?

એને જીવલેણ રોગ લાગુ પડયો ત્યારથી એના પરિચયમાં રહી શકયા નથી. પણ સાંભળવા મુજબ એ બિમારીમાં પણ તેમના સ્વભાવની ખાસિયત દેખાતી હતી અપાર દુઃખને પણ એ ધીરજથી પચાવતા આખરે એ બીમારી જીવલેણ નીકળી અને કાઠિયાવાડે એક આશાસ્પદ જુવાન ખોયો.

*

—નાનાભાઈ ભટ્ટ

સત્યની શ્રદ્ધાથી એ જીવ્યા અને એ જ શ્રદ્ધા સાથે મૃત્યુ પામ્યા.

ડૉ જેસુદિયન
આસી. સુપ્રી. આરોગ્યવરમ્‌

*

જ્યારે સારા માણસોની આ જગતમાં ખોટ પડી રહી છે ત્યારે આવા પ્રતિભાવંત જુવાનનાં જવાથી દેશને ન પુરાય તેવી ખોટ પડી છે એમને અમે જીવાડી શકયા હોત તો આરોગ્યવરમ્‌ માટે એ ગૌરવરૂપ બનત. સેનેટોરિયમમાં એમણે નવજીવન પેદા કર્યુ છે. પણ એમની અપ્રતીમ શક્તિ બધી આ ડુંગરની દીવાલો વચ્ચે જ બળી રહી. જગત એ જોવા ન પામ્યું. પણ અહીં તો એ અનેકોને પ્રેરણા પાઇને જીવનનો આદર્શ ઊભો કરતા ગયા છે.

ડૉકટર મૂસા
એકટીંગ સુપ્રી. આરોગ્યવરમ્‌

*



**આરોગ્યવરમથી** તારો તાર મળ્યો. ઘણા વખતથી એ માઠા સમાચાર સાંભળવાની તૈયારી રાખેલી, છતાં સમાચાર વાંચી દુખ પણ થયું, આંખો ભીની બની. રણમેદાન ઉપર લડતાં લડતાં મૃત્યુ થયું હોય તો કેટલાએ શહીદી–ગીતો રચાય, ઢોલ ત્રંસા વાગે, શાહબાશીઓ વરસે પણ પણ મોતની સામે એક-ધારું લડવામાં ભાઈ નિરૂએ કોઈ રણયોદ્ધા કરતાં ઓછું ખમીર, ઓછી તાકાત, ઓછી સહનશીલતા કે ઓછી હિંમત દાખવેલ નથી. એ પણ એટલી જ શાહબાશી અને પ્રશંસાનોનો અધિકારી બન્યો છે. પ્રભુ એના આત્માને પરમ શાંતિ આપો એવી આપણે સૌ પ્રાર્થના કરીએ.

તને ભાઈ નિરૂના વિયોગનો કેટલો આઘાત લાગ્યો હશે એ કલ્પી શકું છું. પણ અંતે ઈશ્વરે જે ધાર્યું એ થયું.

—રતુભાઈ અદાણી

*

નિરૂભાઈના અવસાનના ખબર 'ફૂલછાબ'માં વાંચ્યા. તમને જે માનસિક આઘાત લાગશે તેની કલ્પનાથી ખૂબ દુઃખ થાય છે.

તમે જે અનન્ય સેવા કરી છે તે કોણ કરી શકશે ? ને એણે જે સહન કર્યું છે, જે રીતે કર્યું છે તે પણ કોણ કરી શકશે ?

માણસનું ખમીર બતાવવા માટે કોઈ એક જ મેદાન નથી. હરકોઈ ક્ષેત્રમાં એ ખમીર ઝળકી ઊઠે છે તેનો દાખલો નિરૂભાઈએ માંદગીમાં જે ધીરજપૂર્વક વેઠયું તે બતાવી આપે છે. એવાને શાંતિ હોય જ. માંદગીમાં—લાંબી જીવલેણ માંદગીમાં જેણે શાંતિ ને પ્રસન્નતા રાખ્યાં તેને મૃત્યુ પછી અશાંતિ શેની હોય ?

એને માટે મારી હાર્દિક સ્નેહાંજલિ—તમારી તરફ મારી અંતરની સહાનુભૂતિ.

—મનુભાઈ ( દર્શક )

*

**નિરંજનભાઈ**ના અવસાનના દુઃખદ સમાચાર જાણ્યા. સૌરાષ્ટ્રના એક આશાસ્પદ નવયુવાન તરીકે મેં તેમને ઓળખ્યા છે અને તેમના તરફ એક જાતનો આદરભાવ સેવ્યો છે.

રાષ્ટ્ર ઘડતરમાં કામ આવે તેવી આપણી પાસે જે આછી પાતળી મૂડી છે તે પણ ખરે વખતે આપણે ગુમાવતા જઈએ છીએ.

કાઠિયાવાડનાં નાનાં ગામો પણ આવા સંસ્કારી યુવકો પેદા કરી શકે છે તે વિચારે મને આપણી મૂળભૂત સંસ્કૃતિમાં વિશ્વાસ પેદા કર્યો હતો. ટૂંકી જિંદગીમાં પણ તેમણે ગુજરાતી સાહિત્યમાં કાયમી સ્થાન પ્રાપ્ત કરી લીધું છે.

—ઘનશ્યામ ઓઝા

*

ભાઈશ્રી નિરંજન વર્મા સાથે અંગત પરિચયમાં આવવાનું સદ્‌ભાગ્ય મને સાંપડયું નથી. તેઓ દેશવ્યાપી લડત વખતે ૧૯૪૨માં રાજકોટ આવ્યા, તે પહેલાં હું પકડાઈ ગયો હતો અને હું બહાર આવું તે પહેલાં તો તેઓ રાજકોટ છોડી ગયા હતા. પણ તેમના કેટલાક સાથીદારો અને સહકાર્યકરો જેલમાં મારી સાથે હતા. તેમના દ્વારા શ્રી. નિરંજનભાઈની શક્તિનો પરિચય થયો હતો. તેમનાં ઘણાંખરાં પુસ્તકો હું વાંચી ગયો છું, અને તે ઉપરથી તેમનો ઝીણવટભર્યો ઊંડો અભ્યાસ, પ્રસન્ન લેખનશક્તિ





સંભળાવેલી. સાંભળતા મારા મનને એ અસર કરી ગઇ. હિંસા–અહિંસાની જે ઊંડી આર્થિક આલોચના એમા કરેલી છે તે વિરલ છે. આકાશ દર્શનનું એમનું પુસ્તક 'ગગનને ગોખે' પણ જોયું છે અને જે અનંતની ભવ્યતાને સચોટપણે પરિચય કરાવે છે.

આવો આ શક્તિશાળી નવજુવાન દર્દની સામે પણ મર્દાનગીથી ઝૂઝયો અને છેવટે હસતે મોંએ મરણધર્મને પ્રાપ્ત થયો. પ્રભુ એના આત્માને શાંતિ આપો.

—રવિશંકર વ્યાસ (મહારાજ)

*

સદ્‌ગત ભાઇ નિરંજનને મેં હંમેશાં મારા વિદ્યાર્થી તરીકે જ ઓળખ્યા છે. ઈ સ. ૧૯૩૦ની મીઠાની લડત વખતે જે એક નવજુવાન મંડળ રાણપુર–ધંધુકામાં જામ્યું હતું તેમાંના ભાઇ નિરંજન પણ એક હતા. એ જુવાનોએ ત્યારપછી પણ સૌરાષ્ટ્રના ઘડતરમાં ઘણો મહત્ત્વનો ભાગ ભજવ્યો છે અને હજુ આજે પણ ભજવ્યે જાય છે સૌરાષ્ટ્રના આવા ઘડતરમાં ભાઇ નિરંજનનો પણ હિસ્સો હતો એ સૌ કોઈ જાણે છે ને આદરથી તેનો સ્વીકાર કરે છે.

દક્ષિણામૂર્તિમાં ભાઈ નિરંજન હતા તે દરમ્યાન તેમણે જેમ દક્ષિણામૂર્તિમાંથી ઘણું લીધું છે તેમ દક્ષિણામૂર્તિને ઘણું આપ્યું પણ છે એનો હું સાક્ષી છું. દક્ષિણામૂર્તિની ઉદાર એવી વાડાબંધીને આ ભાઈઓએ વધારે ઉદાર બનાવી અને તેમાં છુપી રીતે જામતાં જાળાંને ખંખેરવામાં તેમનો હિસ્સો હતો. ભાઈ નિરંજનનો આ દિશામાં ઠીકઠીક ફાળો હતો એમ હું કહી શકું છું.

પછી તો ભાઇ નિરંજન વિદ્યાર્થી મટયા અને રીતસર જીવનમાં પડયા. એ જીવનનાં પાસાં કેવાં હતાં તે હું યથાર્થ જોઇ શકયો નથી એથી શું લખું ?

એને જીવલેણ રોગ લાગુ પડયો ત્યારથી એના પરિચયમાં રહી શકયા નથી. પણ સાંભળવા મુજબ એ બિમારીમાં પણ તેમના સ્વભાવની ખાસિયત દેખાતી હતી અપાર દુઃખને પણ એ ધીરજથી પચાવતા આખરે એ બીમારી જીવલેણ નીકળી અને કાઠિયાવાડે એક આશાભર્યો જુવાન ખોયો.

—નાનાભાઈ ભટ્ટ

*

સત્યની શ્રદ્ધાથી એ જીવ્યા અને એ જ શ્રદ્ધા સાથે મૃત્યુ પામ્યા

ડૉ. જેસુલિયાન

આસી. સુપ્રી આરોગ્યવરમ્

*

જ્યારે સારા માણસોની આ જગતમાં ખોટ પડી રહી છે ત્યારે આવા અતિક્ષાતવંત જુવાનના જવાથી દેશને ન પુરાય તેવી ખોટ પડી છે. એમને અમે જીવાડી શકયા હોત તો આરોગ્યવરમ્ માટે એ ગૌરવરૂપ બનત. સેનેટોરિયમમાં એમણે નવજીવન પેદા કર્યું છે. પણ એમની અપ્રતીમ શક્તિ બધી આ ડુંગરની દીવાલો વચ્ચે જ ઝળકી રહી. જગત એ જોવા ન પામ્યું. પણ અહીં તો એ અનેકોને પ્રેરણા પાઇને જીવનનો આદર્શ ઊભો કરતા ગયા છે.

ડૉકટર મૂલર

એકટીંગ સુપ્રી. આરોગ્યવરમ્

*





અને સુંદર રજુઆતની ઊંડી છાપ મારા મન ઉપર પડી છે. આપણે સાચે જ નિરંજનભાઈને ગુમાવી એક સાચા આશાસ્પદ યુવાન ગુમાવેલ છે.

—જમનાદાસ શાહ

*

આરોગ્યવરમથી હવે પાછા આવી ગયા હશો. કેવું ખાલી ખાલી લાગતું હશે? ગમે તેમ કરીને નિરૂભાઇને સાજા કરવા એ આ જ કેટલાય વર્ષોથી તમારી મુખ્ય પ્રવૃત્તિ થઈ પડી હતી. એ જતા જાણે તમારે કોઇ કામ જ રહ્યું નથી એવું લાગતું હશે, નહીં? આમ તો ઘણા વર્ષોથી યમરાજા સાથે યુદ્ધ ચાલતું હતું છતાં આ સમાચાર અણધાર્યા લાગે છે

નિભાઇનો સદાય હસતો ચહેરો, દરેક વાતમાં ટિખળ કરવાનો તેમનો સ્વભાવ અને તીક્ષ્ણ બુદ્ધિ-શક્તિ, એ બધું કદી ભૂલી શકાય તેમ નથી ઇશ્વરે તેમને એવી વિચક્ષણ બુદ્ધિ-શક્તિ આપી તે શુ માત્ર યમરાજા સાથે યુદ્ધો કરવા માટે જ? એ શક્તિનો અત્યારે કેટલો સરસ ઉપયોગ થઇ શક્યો હોત?

—રમાબહેન બક્ષી

*

નિભાઇ બહાદૂર લડવૈયા હતા—યમરાજને પણ લાખો વખત હફાવ્યા કર્યા મારી આશા ભાંગી પડી કે નિભાઇ અને જયમંતભાઈ "અખંડિત કરેવરો" નામની કૃતિ પણ ખૂબ ગૂજરાતને આપશે

—મનુભાઈ બક્ષી

*

આજરોજ 'જયહિન્દ'માં ભાઇ નિરંજન વર્માના અવસાનના સમાચાર વાંચીને ખૂબ ખેદ થયો. વીસમી સદીમાં અનન્ય મિત્ર ધર્મનો ખ્યાલ આપતી એની માવજત પાછળ ભગીરથ પુરુષાર્થ જે તમારો હતો એનો આખરે તો આ જ અંજામ આવ્યો એ વિધિની બલિહારી, બીજુ શુ? ઇશ્વરની કૃપા જ નહિ એટલે શુ? છતાંય તમારા મનદુઃખની આ ઘડીએ પણ તમારો ધર્મ બજાવવાનો તો તમને સંતોષ હશે જ. અને એ જ તમને આ ઘા સહન કરવાને બળ આપશે. સ્નેહીઓ તો કેવળ હમદર્દી જ બતાવી શકે. ઈશ્વર મરનારના આત્માને શાંતિ આપે અને તમને આ જીરવવાનું બળ આપે.

—ગુણવંતરાય આચાર્ય

*

ભાઇ નિરંજનના દુઃખદ મૃત્યુ સમાચાર મેં ઘણા મોડા જાણ્યા. ઇશ્વરભાઇનો આરોગ્યવરમથી પત્ર હતો તેમાં એવો કંઇ ઇસારો તબિયત ખરાબનો હતો પણ નહિ, વર્ષોના એ બાણશય્યા પર સૂતેલા વીરની તબિયતમાં ખરાબ કયાં ઓછું હતું કે એ લખવા જેવું પણ પત્રમા લાગે હોય, તમે સ્નેહીઓ એમને મળી શક્યા એ મિલન દુઃખમાં પણ સાંત્વનરૂપ ગણાય. એ જે રીતે પીડા ભોગવતા હતા એ રીતે એમાંથી છૂટયા એ જોતાં લાગે કે સારું થયું. પણ બીજી બાજુ પ્રેમીજનનો વિયોગ, એક શક્તિશાળીનું ચાલ્યા જવું, દુઃખદ કહેવાય, તેમાં તમે તો એક અગના એ ભાગ જેવા તમને શુ તો આશ્ચર્ય આપુ? પ્રભુ શાંતિ આપે

—ઇશ્વર પેટલીકર

પણ એમનો ર.

*

લેવા ન પોગ્યું. પણ જન્મભૂમિમાં ભાઇશ્રી નિરૂભાઇના અવસાનના અમંગળ સમાચાર વાચ્યા ને

" વીખાઇ ગઈ, ને સાહિત્ય ને પત્રકાર દુનિયાની અશ્વિનીકુમારની જોડી



તમે બન્નેએ ગુજરાતને, એક દસકાના ટૂંકા ગાળામાં, સાહિત્ય અને સંસ્કારનાં અનેકવિધ રસાયણોથી ભરપૂર ને પરિપ્લાવિત કરી દીધું છે.

મેઘાણીભાઈ પછીનું લોકસાહિત્યનું ચિરંજીવી ધન આપને વારસે આવેલું છે, ને તમે ને નિરૂભાઈએ એમાં અવનવાં ક્રિયાત્મક આલેખન પૂરીને એને સર્વમાન્ય–સર્વભોગ્ય બનાવ્યું છે.

ખગોળશાસ્ત્રથી માંડીને બાલશાસ્ત્રની દુનિયા સુધી નિરૂભાઈ રમી ગયા ને સ્વપ્નવત થઈ ગયા. પ્રભુ એમના આત્માને અખંડ શાંતિ આપો.

'૪૨માં પોરબંદર છૂપા વેશે આવેલા, ને મળેલા.

—દામોદર ભટ્ટ (સુધાંશુ)

*

આજે "ફૂલછાબ"માં નિરૂભાઈના અવસાનના સમાચાર વાંચી ઘણું જ દુઃખ થયું છે. સૌરાષ્ટ્રે એક અત્યંત તેજસ્વી યુવાન ગુમાવેલ છે. નાના હતા ત્યારથી જ અમે સાથે હતા. અભ્યાસમાં અમારે ઘણી વખત હરીફાઈ ચાલતી પરંતુ તે હંમેશાં પહેલો નંબર જ રાખતા. સાહિત્યના ક્ષેત્રમાં જો શારીરિક વિટંબનાઓ વચમાં ન આવી હોત તો તેજ રીતે તેઓ પ્રથમ નંબર રાખત તેમાં શંકા નથી.

તેમના જવાથી તમોને શું ખોટ પડી છે તે જાણતી જે થોડીક વ્યક્તિઓ છે તેમાંનો હું એક છું. પરંતુ તેમનું છેલ્લું જીવન તથા વિચારસરણી જોતાં તેમની પાછળ વિષાદ કરવો તે તેમને અન્યાય કરવા બરાબર છે. જે દર્દે તેમને ઘેરી લીધેલ તે જીવલેણ જ હતું અને તેનો અંજામ ચોક્કસ જ હતો. એટલે તેમના ભાગે તો શારીરિક યાતનાઓ સામે લડવાનું જ રહેલ. આ સંજોગોમાં ઈશ્વરે તેમને છોડાવ્યા અને તેમની વિવિધ શક્તિઓને વધુ activiese કરવા બોલાવી લીધા તે તેમના હિતમાં જ છે તેમ માનવું જોઈએ. ઈશ્વરના દરબારમાં જવાથી મરનારને કશી ખોટ નથી પડી પરંતુ સમાજને સારી ખોટ પડી છે. અફસોસ એટલો જ છે કે તેમની વિવિધ પ્રકારની તેજસ્વીતાઓનો પરચો સમાજને મળી શકશે નહિ.

—ચંપકલાલ મહેતા

*

નિરંજનભાઈના મૃત્યુના સમાચાર વાંચી અમને સહુને અત્યંત શોક થયો છે. તેમણે જીવનમાં અને મૃત્યુમાં એકસરખી વીરતા દાખવી છે, અને બન્નેની મુશ્કેલીઓનો સામનો સદાય હસતાં હસતાં કર્યો છે.

તમારી જોડી ખંડિત થઈ ગઈ. તમે જે નિષ્ઠાથી નિરંજનભાઈની સેવા કરી છે તે અવિસ્મરણીય અને દૃષ્ટાંતરૂપ રહેશે.

એમના આત્માને શાંતિ પ્રાપ્ત થાઓ એવી અભ્યર્થના કરું છું.

—ચુનીભાઈ શાહ

*

આજે 'જન્મભૂમિ'માં ભાઈ નિરંજનના અવસાનના સમાચાર જાણી અમે દિલગીર થયા છીએ.

તમારા દુઃખની કલ્પના આવી શકે છેઃ તમારી જોડી ખંડિત થઈ: તમારો આઘાત જબ્બર હશેઃ પણ તમારા સૌ મિત્રો–સ્વજનો અને પરિચિતો જાણે છે કે તમે મૈત્રીનું આદર્શ દૃષ્ટાંત પૂરું પાડ્યું છે. જરાએ અતિશયોક્તિ વિના કહી શકાય કે આવા મિત્રો મેં હજી જોયા નથી. લાગણી, વિચારો અને ભાવનાનું તમારા બન્ને વચ્ચે કેટલું સામ્ય હતું!

ભાઈ નિરંજન યુવાનવયે ચાલી નીકળ્યા પરંતુ ટૂંકા કાળમાં પણ, રાષ્ટ્રને માટે તેમણે જે સક્રિય રીતે શરીરથી અને લેખનથી જે ઉમદા કાર્ય કર્યું છે તે નહિ ભૂલાય! બહુ જ થોડાં માણસોને જે નિરંજનનું સાચું મૂલ્યાંકન હતું. કારણ 'પ્રકાશ'માં—વધુ પ્રકાશમાં આવતા પહેલાં માંદગીમાં ઝડપાયાઃ એ

તમે બન્નેએ ગુજરાતને, એક દસકાના ટૂંકા ગાળામાં, સાહિત્ય અને સંસ્કારનાં અનેકવિધ રસાયણોથી ભરપૂર ને પરિપ્લાવિત કરી દીધું છે.

મેઘાણીભાઇ પછીનું લોકસાહિત્યનું ચિરંજીવી ધન આપને વારસે આવેલું છે, ને તમે ને નિરૂભાઇએ એમાં અવનવાં ચિત્રાત્મક આલેખન પૂરીને એને સર્વમાન્ય–સર્વભોગ્ય બનાવ્યું છે.

ખગોળદર્શનથી માંડીને બાલશાસ્ત્રની દુનિયા સુધી નિરૂભાઇ રમી ગયા ને સ્વપ્નવત થઇ ગયા. પ્રભુ એમના આત્માને અખંડ શાંતિ આપો.

'૪૨માં પોરબંદર છૂપા વેશે આવેલા, ને મળેલા.

—દામોદર ભટ્ટ (સુધાંશુ)

*

આજે "ફૂલછાબ"માં નિરૂભાઇના અવસાનના સમાચાર વાંચી ઘણું જ દુઃખ થયું છે. સૌરાષ્ટ્રે એક અત્યંત તેજસ્વી યુવાન ગુમાવેલ છે. નાના હતા ત્યારથી જ અમે સાથે હતા. અભ્યાસમાં અમારે ઘણી વખત હરીફાઇ ચાલતી પરંતુ તે હંમેશાં પહેલો નંબર જ રાખતા. સાહિત્યના ક્ષેત્રમાં જો શારીરિક વિટંબનાઓ વચમાં ન આવી હોત તો તેજ રીતે તેઓ પ્રથમ નંબર રાખત તેમાં શંકા નથી.

તેમના જવાથી તમોને શું ખોટ પડી છે તે જાણતી જે થોડીક વ્યક્તિઓ છે તેમનો હું એક છું. પરંતુ તેમનું છેલ્લું જીવન તથા વિચારસરણી જોતાં તેમની પાછળ વિષાદ કરવો તે તેમને અન્યાય કરવા બરાબર છે. જે દર્દે તેમને ઘેરી લીધેલ તે જીવલેણ જ હતું અને તેનો અંજામ ચોક્કસ જ હતો. એટલે તેમના ભાગે તો શારીરિક યાતનાઓ સામે લડવાનું જ રહેલ. આ સંજોગોમાં ઈશ્વરે તેમને છોડાવ્યા અને તેમની વિવિધ શક્તિઓને વધુ activiese કરવા બોલાવી લીધા તે તેમના હિતમાં જ છે તેમ માનવું જોઇએ. ઇશ્વરના દરબારમાં જવાથી મરનારને કશી ખોટ નથી પડી પરંતુ સમાજને સારી ખોટ પડી છે. અફસોસ એટલો જ છે કે તેમની વિવિધ પ્રકારની તેજસ્વીતાઓનો પરચો સમાજને મળી શક્યો નહિ.

—ચંપકલાલ મહેતા

*

નિરંજનભાઈના મૃત્યુના સમાચાર વાંચી અમને સહુને અત્યંત શોક થયો છે. તેમણે જીવનમાં અને મૃત્યુમાં એકસરખી વીરતા દાખવી છે, અને બન્નેની મુશ્કેલીઓનો સામનો સદાય હસતાં હસતાં કર્યો છે.

તમારી જોડી ખંડિત થઇ ગઇ. તમે જે નિષ્ઠાથી નિરંજનભાઇની સેવા કરી છે તે અવિસ્મરણ અને દૃષ્ટાંતરૂપ રહેશે.

એમના આત્માને શાંતિ પ્રાપ્ત થાઓ એવી અભ્યર્થના કરું છું.

—ચુનીભાઈ શાહ

*

આજે 'જન્મભૂમિ'માં ભાઈ નિરંજનના અવસાનના સમાચાર જાણી અમે દિલગીર થયા છીએ.

તમારા દુઃખની કલ્પના આવી શકે છેઃ તમારી જોડી ખંડિત થઈઃ તમારો આઘાત જબ્બર હશેઃ પણ તમારા સૌ મિત્રો–સ્વજનો અને પરિચિતો જાણે છે કે તમે મૈત્રીનું આદર્શ દૃષ્ટાંત પૂરું પાડ્યું છે. જરાએ અતિશયોક્તિ વિના કહી શકાય કે આવા મિત્રો મેં હજી જોયા નથી. લાગણી, વિચારો અને ભાવનાનું તમારા બન્ને વચ્ચે કેટલું સામ્ય હતું!

ભાઈ નિરંજન યુવાનવયે ચાલી નીકળ્યા પરંતુ ટૂંકા કાળમાં પણ રાષ્ટ્રને માટે તેમણે જે સક્રિય રીતે શરીરથી અને લેખનથી જે ઉમદા કાર્ય કર્યું છે તે નહિ ભૂલાય। બહુ જ થોડાં માણસોને જે નિરંજનનું સાચું મૂલ્યાંકન હતું. કારણ 'પ્રકાશ'માં—વધુ પ્રકાશમાં આવતા પહેલાં માંદગીમાં ઝડપાયાઃ એ

માંદગી જીવલેણ નીકળી અને સૌ મિત્રો ને સ્વજનોને છોડીને અત્યારે તેમનો દેહ આપણી વચ્ચે નથી.

તમે હિંમત રાખજો: હું શું સલાહ આપું ? પણ અપાઇ જાય છે. તમે ભાઈ જેવો ભાઈ, મિત્ર જેવો મિત્ર, સાથી જેવો સાથી ગુમાવ્યો અને એનો ઘા ભૂલવો-ભૂલાવવો મુશ્કેલ છે—કઠીન છે. પણ બીજું શું થાય!

ભાઈ નિરંજનનો આત્મા ઉન્નત હતો. તેને પરમશાન્તિ મળવાની જ છે.

ભાઇ નિરંજન સુવાસ મૂકતા ગયા છે. અને આજના કાળમાં સુવાસ મૂકીને જવી એ પણ કઠીન છે.

—રતિલાલ શેઠ

છેવટે એ બન્યું. લાંબી તપશ્ચર્યા જેવી મોતની પૂરી થઈ અને એ આત્મા પોતાના માર્ગે ચાલતો થયો. આપણને સૌને શોક થાય, કારણ કે પ્રભુએ હર્ષ શોક, સુખ અને દુઃખની લાગણીઓ આપણા અંતરતલમાં ભરી છે અને આપણે પથ્થર બની શકતા નથી.

મેં સેનેટોરિયમ છોડયું તે પહેલાં અમે ખૂબ મળતા. હું સાંજના જતો અને લાકડીના ટેકે તે થોડું ચાલી નિરૂભાઈ બહાર આવી બેસતા. છેવટે છેલ્લે દિવસે મળવા ગયો અને સાથે જમ્યા. ત્યારપછી વિદાય લીધી. એ બધું ચિત્ર દૃષ્ટિ સમક્ષ ખડું થાય છે. ઘણીવાર એ સાંજના અમે તેમ કરી મારા વૉર્ડ પર રીક્ષામાં બેસીને આવી પહોંચતા. જ્યારે મારી યાતના અને દુઃખ વધી પડતાં ત્યારે હું કેટલીકવાર એમનો ખ્યાલ કરી મારું દુઃખ ભુલી શકયો. એકવાર અમે બન્ને screening રૂમમાં ભેગા થઈ ગયા. એમને તો પૈડાંવાળી સ્ટ્રેચર પર જ અંદર લાવ્યા હતા અને મારી તબિયત પણ બગડેલી હતી. સ્ક્રીનીંગ કર્યા પછી ડૉ. મુક્ષર અમારી બન્નેની વચમાં ઊભા રહ્યા અને વિચાર કરી બોલ્યા: "you two, are persons in the sanatorium who can make my hairs grey!" "They are already grey." એમ નિરૂભાઇએ જવાબ આપ્યો અને બધા ખૂબ હસ્યા. આ પણ એક સ્મરણ-પુષ્પ. આવાં તો કેટલાંય સ્મરણ-પુષ્પો તમારા જીવનમાં પથરાયલાં પડયાં હશે. જે બધાની સ્મૃતિ તાજી થતાં તમને પારાવાર વેદના થતી હશે અને પુષ્પો બધા કંટક બની તીવ્ર વેદના જગાવતાં હશે. મિત્રો હોવા છતાં તમને બન્નેને કોઈ મિત્ર કહેતું નહોતું: ભાઇઓ જ ગણતા. એ પણ વિધિનો યોગાનુયોગ જીવનનું ચિત્ર બહુ ઝડપથી બદલાઈ જાય છે. અને ભવિષ્યકાળ વર્તમાન બની ભૂતકાળની અનંત ગર્તામાં ગેબ થઇ જાય છે. બધું એટલી ઝડપથી બને છે કે આપણે દિગ્મૂઢ થઇ જાઈએ છીએ. એટલે જ આ કાળે કાળે સરી જતા, પલટાતા અને લય પામતા જીવનને તત્ત્વવિચારકોએ સર્વમ્ ક્ષણિકમ્ સર્વમ્ શૂન્યમ્ કહ્યું છે અને આવા પ્રસંગો બને ત્યારે તેના સાચાપણાનું કંઇક ભાન આપણને થાય છે. જેટલી આસક્તિ વધારે તેટલી દુઃખની માત્રા વધુ. પ્રવાહ જેવા વહેતા સમયની ઔષધિથી આ ઘાવ રૂઝાઈ જશે. છતાં વેદના સહન કર્યે જ છુટકો. જો કે નિરૂભાઇએ તો મુક્તિ મેળવી પોતાના કર્મોનો ક્ષય કરી પોતાનું કાર્ય સિદ્ધ કરી લીધું છે. રહ્યું છે ફક્ત દુઃખ અને તે તેમનાં સ્વજનો માટે.

તમે છેવટના દિવસોમાં ત્યાં પહોંચી શક્યા એ ઘણી સારી વાત થઇ. એમનો છેવટનો કાગળ મારા પર હતો. એમણે એટલા સારા સમાચાર આપ્યા હતા કે જાણે હવે કંઇક છુટકારાનો દમ ખેંચી શકાય. પણ કોને ખબર કે બુઝાતા દીપકની વાટ વધુ તેજથી ક્ષણભર બળે તેવા જ એ છેતરામણા સમાચાર હશે.

તમે કઠણ હૈયું કરી ઘણું જીરવી શકો તેવા છો એટલે વધુ શું કહું ?

—દ્વિજેન્દ્ર ક ત્રિવેદી

*

ભાઈશ્રી નિરંજન વર્માના ખેદજનક અવસાનના દુઃખદ સમાચાર સાંભળી અમને ઘણું જ દુઃખ થયું. એમના જવાથી આખું સેનેટોરિયમ્ અપાર ગ્લાનીમાંથી પસાર થયું હશે. એમના જેવા બહાદુર માણસ આપણા દેશમાં તો વિરલ જ જોવા મળે. એમના વિશાળ મિત્ર મંડળે પણ એમના અવસાનના સમાચાર સાંભળી સખત આઘાત અનુભવ્યો હશે જ. સેનેટોરીયમ્‌વાળાંના અલ્પ સહવાસે એમના જીવનની સુવાસની છાપ એવી ઊંડી મારા પર બેસાડી છે કે જે કયારે પણ ભુંસાઇ શકશે નહીં. અને તમે તથા પ્રતાપબહેને એમની જે સારવાર અને ચાકરી કરી છે એવી કદાચ મોટા માણસની પણ ભાગ્યે જ થઈ શકે. તમારા જેવા મિત્ર પણ વિરલ જ મળે. પરમ કૃપાળુ મરહુમના આત્માને ચિરઃ શાંતિ આપો.

—મગનલાલ મહેતા

*

પ્રથમવાર જ પત્ર લખવાનો યોગ સાંપડે છે; ને તે પણ ચિંતિત ને દુઃખભર્યા વાતાવરણમાં. આજે હમણાં જ ઉર્મિ'–નવરચનામાં શ્રી નિરંજનભાઈ વર્માના દુઃખદ અવસાનના સમાચાર વંચ્યા. તેમની જોડે કશો જ સીધો સંબંધ ન હોવા છતાં કોણ જાણે કેમ એક સ્વજન ગુમાવ્યા જેવું અંતઃમાં થાય છે. ગઇ કાલે એવા જ એક અતિ દુઃખભર્યા ચોંકાવનારા ખબર જાણેલા—તે શ્રી. અન્તુભાઇ પંડ્યાના...ને આજે આ બીજા. ગુજરાત—આપણી મા ગુર્જરી તેના તેજસ્વી સપુતોને ગુમાવી રહી છે એનુ દુઃખ કયા ગુર્જરપ્રેમીને ન હોય ? !

—જગત મહેતા

*

શ્રી નિરૂભાઈના અવસાનના શોક સમાચાર સાંભળીને અમને જે દુઃખ થયું છે એ મુકાબલે અમને તમારાં દુઃખની કલ્પના કરતાં વિચાર કરી મૂકે છે. તમે તો સાચો જીવનસાથી ગુમાવ્યો છે. નિરૂભાઈની શાંત, આટલી પીડામાં દુઃખ સહન કરવાની અદ્દભૂત શક્તિ અને તમારી ચાકરી કરવાની રીત અમે હજુ સુધી કયાંય જોયા સાંભળ્યા નથી. તમને પ્રિયમાં પ્રિય મિત્ર–ભાઇ જે કહો તે ગુમાવતાં જે દુઃખ થયું હશે તેમાં અમને સહભાગી ગણુશો તેમનો હસમુખો આનંદી સ્વભાવ આજે પણ નજરે તરવરે છે.

—ધીરુભાઇ શાહ

*

આત્મબળ પર નિર્ભર રહેલ નિરંજનનો દેહ આખરે વિલીન થયો ? તમને જીવનનો એક મહાન આંચકો લાગ્યો હશે. પરંતુ હૃદય તો આ પ્રસંગ માટે તૈયાર જ હતું ને એક રીતે એનો આત્મા ઉપયોગી સેવાની સુરભિ પ્રસરાવતો અનંતમાં ભળી ગયો. નિરંજન ગયા—એની યાદ કેમ જશે ? એનો સૂક્ષ્મ દેહ તો સદાય તમારો સહચાર રાખતો રહેવાનો.

— સુમન્તભાઇ

*

નિરંજનભાઇ તો ગયા. તેમને કારી ઘા પડયો છે. તમારા બન્નેની બાંધવી દોસ્તી હતી, અને એવા પ્રિય બંધુનું અવસાન થતાં, તમને ઘણી જ ખોટ પડી છે. ઘા જીરવી જજો. મને તો ઘણું દુઃખ થયું—વાંચીને. નિરંજનભાઇને ખાસ મળ્યો હજ્યો તો ન હતો—પણ એ તો એનાં કાર્યોથી અને દેશભક્તિથી બધાંનાં દિલમાં હતા.

મારી સહાનુભૂતિ સ્વીકારશો. ઇશ્વર તમને બળ આપે. અને સદ્‌ગતનાં આત્માને શાંતિ અર્પો.

—પ્રભાકર

*

ગઈ કાલે વર્તમાનપત્રોદ્વારા આપના સાચા સહોદર નિરંજનભાઈના અકાળ અવસાનના ખબર મળ્યા તેથી બહુ જ અફસોસ થયો.

ગુજરાતનો એવો કયો સુશિક્ષિત યુવક હશે કે જેણે આપની સંયુક્ત કૃતિ 'ખંડિત કલેવરો' નહિ વાંચી હોય ! એ ઉપરાંત બીજાં અનેક ઉપયોગી પુસ્તકોઃ 'જીવન શિલ્પીઓ' 'આપણાં આંગણે ઊડનારાં' 'ગમને ગોખે' વગેરેના લેખક તરીકે ગુજરાતી વાચકો તો આપને વિસરશે નહિ જ.





ફૂલછાબ દૈનિક થયા પછી આવેલી નોંધ અને 'કુમાર'ના લેખના જવાબરૂપે ક્ષયરોગ વિષે સંક્ષિપ્ત સચોટ માહિતી પ્રસિદ્ધ થઇ ત્યારે જ અમે અધારે જાણ્યું કે શ્રી. નિરૂભાઈ ટી. બીની સારવાર લઇ રહ્યા છે. અને અમારા 'ક્ષયરોગી સમાજ'ના સભ્ય છે. અને તેથી તો અમારા સ્વજન તરીકેનું વિશિષ્ટ આકર્ષણ થાય એ સ્વાભાવિક જ ગણાય.

અમારા જનરલ વોર્ડના દર્દી ભાઇઓ તરફથી શ્રી નિરૂભાઇના આત્માની શાંતિ માટે સમૂહ પ્રાર્થના ગોઠવવામાં આવી હતી—સહુની વતી જ આ પત્ર લખું છું.

શ્રી. નિરૂભાઇએ ટી. બી. ની લાંબી માંદગી દરમ્યાન જે અનેક શારીરિક પરિતાપો અને યાતનાઓ સહીને ભયંકર રોગયુદ્ધનો જે બહાદુરી પૂર્વક સામનો કર્યો તે અમારી જેવા અનેક દર્દીઓ માટે પ્રેરણારૂપ છે.

ખરેખર, આથી જ નિરૂભાઇનું 'મૃત્યુ' મરી ગયું રે લોલ'

'ઇન્ના લિલ્લાહે............' 'તેની તરફથી આવ્યા છીએ અને તેની તરફ જ જવાનું છે.'

આપને આ કારી ઘા સહન કરવાની પ્રભુ શક્તિ આપો

—મોહમદ લાજ

*

નિરૂભાઇના અવસાનના સમાચાર દૈનિક છાપાઓમાં વાંચી અમને સૌને ખૂબ જ આંચકો લાગો છે. અમારા સૌના તેઓ મુરબ્બી ગુરુ હતા. તેમના અકાળ અવસાનથી તમને અને અમને જે ખોટ પડી છે તે ન પૂરાય તેવી છે. પ્રભુ તેમના આત્માને શાંતિ આપો !

"ૐ અસતો મા સદ્ગમય
તમસો મા જ્યોતિર્ગમય,
મૃત્યોર્માઽમૃતં ગમય
ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ"

—ઠક્કર બાપા હરિજન આશ્રમના માજી વિદ્યાર્થીઓ

*

આજે સવારના 'ફૂલછાબ'ની નકલ જોતાં જ શ્રી નિરૂભાઇના અવસાન સમાચાર નજરે પડ્યા. સાચે જ સૌ ભાઇઓના દિલમાં ભારે આઘાત થયો.

એકદમ બધા ભાઇઓ ભેગા થઇ ગયા ને પાંચ મિનિટ સદ્ગતના આત્માની શાંતિ અર્થે મૌન પ્રાર્થના કરી.

થોડા સહવાસે વધુ પ્રેમ સંપાદન કરનાર શ્રી નિરૂભાઈની યાદ સૌને ગંભીર બનાવી રહી

જીવનં પમધારે પગ માંડતાં જ ભરયુવાન વયે આપણા એક બાંધવ ગયા છે. તમારી તો સાચે જ જોડી તૂટી ગઇ છે.

તમોને તથા તેમનાં કુટુંબીઓને આજે જે દુઃખ થઇ રહ્યું હશે તેમાં અમો સૌ ભાગીદાર બની અમારા વતી આ આશ્વાસન પાઠવીએ છીએ.

પ્રભુ તેમના આત્માને શાંતિ બક્ષો એવી પ્રાર્થના.

—'ફૂલછાબ-રાણપુર'ના સર્વ ભાઇઓ

*

સ્વ. નિરંજન વર્માના મુંબઇવાસી મિત્રો અને પરિચિતોની મળેલી આ સભા સ્વ. ના ભરયુવાન વયે થઇ ગયેલ. દુઃખદ અવસાન બદલ ઊંડા ખેદની લાગણી પ્રદર્શિત કરે છે. સ્વ. ના અવસાનથી સૌરાષ્ટ્રે એક સેવક, તેજસ્વી સાહિત્યકાર અને યુવાન પત્રકાર ગુમાવ્યા છે અને તેથી આપણા પ્રાંતને ભારે ખોટ પડી છે એમ માને છે આ સભા તેમના આત્માને પૂર્ણ-શાંતિ મળે એવી પ્રાર્થના કરે છે.

—મુંબઇવાસી મિત્રો

★

# અખબારોનાં અવતરણ

## સૈનિક તરીકે જીવ્યા ને મર્યા પણ એ જ રીતે

કંગાળ ભારતનું યૌવનધન એટલું જ પાંગળું છે, નિષ્પ્રાણ છે. ડરપોક અને સ્વાર્થની ગલીકુંચીમાં ગુંગળાયેલું છે ત્યારે ઓજસ ભરી યુવાની જીવનાર, મૃત્યુ સામે ઝુઝનાર યુવાન જવલ્લે જ જોવા મળે છે. આવી ખુમારી ધરાવનારને જોવાનું ય કેટલાક સદ્ભાગ્ય માને છે. આવા જીવતની માયા પ્રત્યેની બેફિકરાઈવાળા એક યુવાન મૃત્યુ સાથે ખેલ ખેલીને આપણી વચ્ચેથી ચાલી ગયેલ છે. જાણીતા સાહિત્યકાર અને નીડર સૈનિક શ્રી. નિરંજન વર્માનું અવસાન થયું છે.

'ફૂલછાબ' અઠવાડિકના તંત્રીમંડળમાં વર્ષો સુધી રહી એમાં પોતાની ઝલકને સિંચનાર સ્વજન અને મિત્રોમાંના એક સ્વ. ભાઈ નિરંજન વર્મા હતા. ક્ષયની બપોરે મદ્રાસ પ્રાંતમાં આવેલી ક્ષય-નિવારણ સંસ્થા, આરોગ્યવરમ્‌માં ૩૫ વર્ષની ભર યુવાન વયે મરણ પામ્યા છે એની નોંધ લેતાં દિલ ચડકો અનુભવે છે.

સૌરાષ્ટ્રની વિધવિધ પ્રવૃત્તિ અને સત્યાગ્રહોમાં ઠક્કરબાપા શ્રી ફુલચંદભાઈ, શ્રી ઢેબર, શ્રી બળવંતરાય મહેતા, શ્રી અમૃતલાલ શેઠ વગેરે અગ્રણીની સાથે રહીને એમણે પોતાનું કર્તવ્ય બજાવ્યું છે, અને અંગ્રેજોને હિંદમાંથી હટાવવામાં સંખ્યાબંધ નામી અનામી માણસોએ ફાળો આપ્યો છે તેમાં સ્વ. વર્માનું સ્થાન છે.

સ્વ. વર્મા છેલ્લાં કેટલાંક વર્ષોથી 'ફૂલછાબ'ના સક્રિય કાર્યકર નહોતા રહી શક્યા પરંતુ એમનું મમત્વ છેવટ સુધી મહોરતું રહ્યું હતું. એમના જવાથી 'ફૂલછાબે' તો પોતાના કહી શકાય એવા એક સ્વજન ગુમાવ્યા છે. યુવાન વર્ગની એક તેજસ્વી તરવરાટવાળી સંપત્તિ ખોવાઈ છે. અને ગુજરાત-સૌરાષ્ટ્રે એક નિડર સૈનિક, કાર્યકર અને સાહિત્યકાર ગુમાવ્યો છે. પ્રભુ તેમના આત્માને શાંતિ આપે!

—'ફૂલછાબ'

## અશ્વિનીકુમારની જોડી ખંડિત થઈ!

લેખકોમાંએ મૈત્રીસંબંધ હોય છે, કલાપીનું મિત્રમંડળ જેવું વિશાળ મંડળ પણ હોય છે. પણ બે મિત્રો સાહિત્ય લેખનમાં સંયુક્ત સર્જન છેવટ સુધી ચાલુ રાખે તે ઘટના સાહિત્યના ઇતિહાસમાં ઘણી વિરલ છે. શ્રી. નિરંજન વર્મા અને શ્રી. જયમલ્લ પરમારની મૈત્રી આવી એક વિરલ ઘટના છે. આજ સુધી એમણે સહજીવન સાથે સહસર્જન પણ માણ્યું છે, બન્ને એકબીજા સાથે એવા ઓતપ્રોત થઈ ગયા હતા કે તેમની સંયુક્ત કૃતિમાં કોઈ કોઈ ઠેકાણે ભિન્ન કર્તૃત્વનો સાંધો દેખાતો જ નહોતો. એમની કોઈ કોઈ કૃતિના લેખક તરીકે તેમણે 'અશ્વિનીકુમાર'નું ઉપનામ રાખ્યું હતું તે ઘણું જ સાર્થક હતું. બન્નેના વ્યક્તિત્વમાં ભિન્નતા રહી નહોતી. ગયા અઠવાડિયે શ્રી. નિરંજન વર્માનું અવસાન થતાં એ અશ્વિનીકુમારની જોડી ખંડિત થઈ છે એ ઘણી શોકપ્રદ ઘટના છે. સ્વ. નિરંજન વર્મા છેલ્લા આઠ નવ વર્ષથી ક્ષય જેવી ભયંકર બિમારીનો ભોગ બન્યા હતા.

સ્વ. નિરંજન વર્મા અને શ્રી. જયમલ્લ પરમાર એ બન્ને યુવાન સાહિત્યકારો સ્વ. મેઘાણીના સાહિત્યપંથે ચાલ્યા હતા અને તેમાં સફળ નીવડ્યા હતા. પત્રકારિત્વના પાઠ તેઓ સ્વ. મેઘાણી પાસેથી ભણ્યા અને એ શિક્ષણ તેમણે દીપાવ્યું. ફૂલછાબ અઠવાડિકને સમૃદ્ધ કરવામાં શ્રી. મેઘાણીને આ બન્ને યુવાનોનો સુંદર સહકાર મળી રહ્યો હતો. જોશીલું અને રસમય પત્રકારિત્વ તેમણે અપનાવ્યું. સમાચારો સંપાદિત કરવાથી માંડીને 'સાંબેલા'ના કે 'અમથીડોશીની અવળી વાણી' (ઊર્મિ)ના કટાક્ષલેખો એમણે લખ્યા હતા. સ્વ. મેઘાણીએ એમને પત્રકારી તાલીમ આપી, તો 'ફૂલછાબ'ના તંત્રી-પ્રકાશક શ્રી. નાથાભાઈ શાહે તેમની શક્તિઓ પારખી લઈને તેમને વ્યવહાર સરળતા કરી આપી તેથી પણ એમની શક્તિઓને સારું પોષણ મળ્યું.





અશ્વિનીકુમારોએ બાલકથાઓ, અને પરીકથાઓ લખી છે. પરદેશ અને-પર પ્રાંતની આ પ્રકારની કથાઓ લઇ તેમણે તેના પરથી બાલભોગ્ય કૃતિઓ રચી છે. ખગોળ વિજ્ઞાનના વિષયને 'ગગનને ગોખે' અને 'આકાશ પોથી' માં તેમણે રસઝરતો બનાવ્યો છે. પક્ષીઓની સૃષ્ટિનો જીવંત પરિચય પણ તેમણે આપ્યો છે. આ ઉપરાંત તેમણે કેટલીક નવલકથાઓ લખી છે. 'અણખૂટ ધારા' માં તેમણે ૧૯૪૨ની લડતની ઉજળી બાજુનું દર્શન આપ્યું છે. 'કદમ કદમ બઢાયે જા'માં તેમણે સુભાષ બોઝની આઝાદ ફોજની કથાને અને તેના વાતાવરણને રસિક રૂપમાં ગૂંથી લીધેલી છે. ગુજરાતમાં તેમની કૃતિ સૌથી વધારે જાણીતી અને ચર્ચાસ્પદ બની હોય તો તે 'ખંડિત કલેવરો' નામની તેમની નવલકથા. આ કૃતિમાં સમકાલીન જીવનમાંથી લીધેલા પાત્રો ને પ્રસંગો છે, એમાં સતત કટાક્ષધારા વર્ષે છે; અને એમાં પ્રેમ પાછળની પ્રવૃત્તિઓને નિરૂપાવતી પ્રશ્નપ્રધાન નવલશૈલી છે. કદાચની દૃષ્ટિએ આ નવલકથા ઘણી સફળ છે.

આવી સુંદર કૃતિઓના રચયિતા યુગલમાંથી એક જતા, અશ્વિનીકુમારની જોડી ખંડિત થતાં, ગુજરાતી સાહિત્ય અને પત્રકારિત્વને ઘણી ખોટ પડી છે. સ્વ. નિરંજન વર્માના આત્માને પ્રભુ શાંતિ અર્પો અને જેમણે પોતાની જાતનું જ અર્ધું અંગ ગુમાવ્યું છે તેવા ભાઈ શ્રી. જયમલ્લ પરમારને આ અસહ્ય ફટકો સહન કરવાની પ્રભુ શક્તિ અર્પો!

—'ગુજરાત સમાચાર'

*

### વિશિષ્ટ દૃષ્ટિના સાહિત્ય-ઉપાસકો

ગુજરાતી સાહિત્યમાં લેખની લેખન દૃષ્ટિએ વિશિષ્ટ ગણાય એવી જોડી શ્રી નિરંજન વર્મા અને શ્રી જયમલ્લ પરમારની હતી એ જોડીમાંથી આજે શ્રી. નિરંજન વર્મા ચિર વિદાય લેવાના સમાચાર પ્રગટ થાય છે. ગુજરાતી સાહિત્યમાં શ્રી. નિરંજન વર્માનું એક અનોખું સ્થાન હતું. પત્રકારિત્વને તેમ જ બાલકથા, પરીકથા, આકાશ કથા, પંખી કથા, એવા ઘણા સ્વરૂપોને એમણે અત્યંત આકર્ષક ને લોકપ્રિય બનાવ્યા હતા. બન્નેના સંયુક્ત પ્રયાસની એ વસ્તુ હતી

એમને વરેલી કટાક્ષ શૈલી એમની પોતાની જ હતી. આ શૈલીનો પરિપાક 'ખંડિત કલેવરો'માં જોવા મળ્યો હતો ગુજરાતી સાહિત્યમાં વર્ષોની ઉપાસના કરી રહેલા આ ભાઇની અવસાનનોંધ લેતાં, કુદરતી રીતે જ એમની સિદ્ધિ સંભારવા જેવી છે, એમ લાગે છે. ગુજરાતી સાહિત્યમાં જ્યાં લેખકોની ટાંચ છે, ત્યાં આવા એક ભાઇનું અકાળ અવસાન વધારે સાલે તેમ છે.

ઇશ્વર એમના આત્માને શાંતિ આપે. જયમલ્લ પરમારને આ ઘા વધારે લાગશે કારણ કે એમણે વર્ષો સુધી સાહિત્ય કૃતિઓમાં પણ ઓતપ્રોત બની જવાની ટેવ રાખી હતી.

આ ફટકો સહન કરીને એમણે એકલે હાથે પણ કામ કરવું જ રહ્યું.

—ધૂમકેતુ 'સંદેશ'

*

### તેજસ્વી લેખક : કુશળ પત્રકાર

શ્રી. જયમલ્લ પરમાર સાથે અનેક ઉપયોગી પુસ્તકો લખી, ટૂંક સમયમાં પ્રસિદ્ધિ મેળવનાર આપણા એક આશાસ્પદ અને યુવાન લેખક ભાઈ વર્માનું લાંબી બિમારી બાદ થોડા જ દિવસો પૂર્વે મદ્રાસમાં આરોગ્યવરમ્ ખાતે અવસાન થયું છે. અત્યંત નાની વયમાં મૃત્યુએ એક ઊગતા સાહિત્યકારને આપણી વચ્ચેથી લઇ લીધા છે. 'ખંડિત કલેવરો', 'ગગન ગોખે' 'આકાશપોથી' અને ૧૯૪૨ની લોક લડત આલેખતી એક પ્રાણવાન નવલકથા 'અણખૂટ ધારા' દ્વારા સર્વત્ર જાણીતા થયેલા ભાઇ નિરંજન વર્માના અકાળ અવસાનથી સાહિત્યને ખોટ જરૂર પડી છે. કેટલુંય ઉપયોગી અને આકર્ષક બાળ સાહિત્ય પણ એમણે પ્રસિદ્ધ કર્યું હતું. સ્વાતંત્ર્ય યુદ્ધોમાં કારાવાસ વેઠનાર શ્રી. વર્મા એક કુશળ પત્રકાર તરીકે પણ જાણીતા હતા અને

'ફૂલછાબ'ના તંત્રીમંડળમાં એમણે વિશિષ્ટ સેવાઓ બજાવી હતી. પ્રભુ એમના આત્માને શાંતિ આપો.

—'હિંદુસ્તાન'

*

### લોકભોગ્ય શૈલીનો લેખક

ભારતી સાહિત્ય સંઘ દ્વારા પ્રસિદ્ધ થયેલાં સંખ્યાબંધ પુસ્તકોના લેખક શ્રી. નિરંજન વર્માનું લાંબી બિમારી બાદ ગઈ તા. ૬ઠ્ઠીના રોજ અવસાન નીપજ્યું છે.

સ્વ. વર્મા રાષ્ટ્રસ્વાધીનતાના એક સૈનિક હતા. અને પાછળથી રાણપુરથી પ્રસિદ્ધ થતા "ફૂલછાબ" સાપ્તાહિકના તંત્રી વિભાગમાં જોડાયેલા. ત્યાંથી તેમણે શ્રી. જયમલ્લ પરમારની સાથે સંયુક્તપણે ઉપર્યુક્ત સંસ્થાદ્વારા પ્રસિદ્ધ થયેલાં ઠીક ઠીક પુસ્તકો લખ્યાં હતાં. વાચનરસ જળવાઈ રહે તેવી સરળ લોકભોગ્ય ભાષામાં તેમણે એ પુસ્તકો લખેલાં છે. એવા એ આશાસ્પદ લેખકના અવસાનથી આપણા સાહિત્યને એમની ખોટ પડશે. પ્રભુ સ્વર્ગસ્થના આત્માને શાંતિ અર્પો.

—'પુસ્તકાલય'

*

### સ્વાધીનતાનો સિપાહી

શ્રી. નિરંજન રાષ્ટ્રની સ્વાધીનતાની લડતના એક ઉત્સાહી સૈનિક હતા. ૧૯૩૨માં તેઓ પહેલવહેલા શાળા છોડી લડતમાં પડેલા; પાછળથી સપ્તાહિક ફૂલછાબના તંત્રીમંડળમાં જોડાયેલા. ૧૯૪૨ની લડતમાં તેમણે ઝંપલાવી ભૂગર્ભ પ્રવૃત્તિ કરતાં કરતાં પ્રથમ પ્લુરસી અને પછી તેમાંથી ટી. બી.નો ભોગ બનેલા. ત્યારથી અત્યાર સુધી વીરતા અને પ્રસન્નતાપૂર્વક મૃત્યુનો સામનો કરી રહ્યા હતા. અનેકવિધ શારીરિક પરિતાપો અને યાતનાઓ મૂંગા મોંએ છતાં હિંમતપૂર્વક સહન કરી હતી.

—'જન્મભૂમિ'

*

### સદ્ગત નિરંજન વર્મા

રાણપુરમાં 'ફૂલછાબ' કાર્યાલયમાં સદ્ગત મેઘાણીની સાથે બે તેજસ્વી યુવકો કામ કરતા. સદ્ગત નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર. એમને સાહિત્ય, રાજકારણ, લોકજીવન, ઋતુઋતુનાં પંખી, આભના તારા, બધામાં રસ. બન્ને ભાઈઓએ 'આપણે આંગણે ઊડનારાં', 'ગગનને ગોખે' એ કીમતી પુસ્તકો ઉપરાંત 'ખંડિત કલેવરો' અને 'અણખૂટ ધારા' ('૪૨ સમયની) નવલકથાઓ અને બાળસાહિત્યનાં પુસ્તકો આપ્યાં છે. 'ફૂલછાબ'માં એ બંને ભાઈઓ ઉપરાંત એક ત્રીજા મગનલાલ મળીને 'નિજમ' નામથી સુંદર ગ્રંથાવલોકનો પણ લખતા. ભાઈ નિરંજન જીવલેણ દર્દી સામે પથારીમાં રહ્યા રહ્યા વરસો સુધી ઝૂઝ્યા. જુવાનીમાં જ આપણી વચ્ચેથી ચાલ્યા ગયેલા એ આશાસ્પદ ભાઈના આત્માને પરમ શાંતિ મળો!

—'સંસ્કૃતિ'



બાળક ! શૃંગે હશે શું ?



# માનવજીવનના ઉષા

નિરંજન વર્મા :

[ બહુ ઓછાંને ખબર હશે કે વિપ્લવ અને શહાદતની સળગતી જ્વાળાને ઉપાસનારી અને એ અગ્નિવ્રતને કઠોરતાથી આચરનારી નિરંજન વર્મા–જયમલ્લ પરમારની બાંધવ-બેલડીના હૈયે કાવ્યના કોમળ પુષ્પો પણ મહેકતા હતા. એમની પાસે રહેલી માનવને જોવાની અભિનવ દૃષ્ટિ અને એમનામાં ધબકતું જીવનના સ્પંદનોને ઝીલનારું સંવેદનશીલ હૈયું કર્તવ્યનો સાદ પડ્યો ન હોય એવી વેળાએ સૌરભ ને સૌંદર્યથી સભર બનેલા કાવ્યના કુસુમો પ્રફુલ્લાવી જતું હતું.

જ્યારે વિપ્લવનો સાદ નહોતો પડ્યો એવી એક આરામની વેળાએ એ બેલડીએ 'ફૂલછાબ' સાપ્તાહિકના પાનાંઓ મહેકાવવા આલેખેલા કેટલાક કાવ્યોમાંનું આ એક કાવ્ય છે.

આ કાવ્યમાં કવિ માનવજીવનની બે સનાતની મનોદશાને—પ્રદીપ્ત યૌવનની આશામય, ઉત્સુક મનોદશા અને જર્જરિત વાર્ધક્યની હતાશ થાકની મનોદશાને ચિત્રમય શૈલીએ

૧ સોપાન–શ્રેણી પરે પણે જે
ડગે ડગે બાળ બઢન્ત આગે,
ડગ એક છોડી, પગ અન્ય માંડે,
હૈયા મહીં હામ અનેરી જાગે.

૨ બઢુની એ હામ અને પગુડી
પ્રસ્થાન-કાળે પરખાય વામણી,
પરંતુ એ વામન એષણામાં
વિરાટ શૃંગો ચડવા મનોરથ.

૩ સંસારના શૃંગ ચડી ચડીને
ધીમે ડગે આવત એક બુઢ્ઢો,
થાકેલ હૈયું, પગ લડ્થડન્તા
આધાર હાથે લઈ ઊતરે છે.

૪ શૃંગો નીચે જે સળગી રહેલા
સુખોદુઃખો ને છળથી ભરેલા,
પ્રજાળતા માનવ પાય–હૈયાં,
તાતા ઉના તાપ ભવાટવીના:
એ તાપ ઝીલ્યા તનમાંહીં બુઢ્ઢે,
ઝૂઝી ઝૂઝી જીવન-પંથ વીંઝ્યા.

જયમલ્લ પરમાર

આલેખે છે. 'હૈયામાં અનેરી હામ' જગાવી પોતાની 'વામણી પગુડી'થી સોપાનશ્રેણી પર ડગે ડગે આગે બઢન્તા બાળની, એની વામણી પગુડીમાં આકાર પામતી વિરાટ શૃંગોને ચઢવાની મૃદુ કોમળ વાંચ્છનાનાં પડ છે. સંસારના શૃંગો ચઢી ચઢી, એ શૃંગો નીચે સળગી રહેલા તાતા ઉના તાપને ઝીલી ઝીલી થાકેલા, હારેલા અને લડથડન્તા બુઢ્ઢાને, એની શ્રાન્ત-કલાની મનોદશાને કવિ અહીં આકાર આપે છે અને અન્તે કાન્તદર્શી કવિ નવોલ્લાસ લસિત યૌવનની વિરાટ એષણાને વધાવતાં ભરત વાકચ ઉચ્ચારે છે: "શમે શૃંગોના સળગન્ત તાપ, અને છવાયે જગમાંહી શાતા."

શબ્દે શબ્દે સુરેખ ચિત્રને આકાર આપતા કવિ, એમની સુરૂપ અને સમથ રજૂઆતને કારણે આપણા હૈયામાં એક સંવાદી અને સૌંદર્યમય ધ્વનિની ચિરૂઝંકૃતિ જગાવી જાય છે.

૫ 'નથી નથી જીવનમાંહીં સુખ,
ધસે કહીં તું મનુ-બાલ-પુષ્પ
સંસાર – દાવાનળ માંહી થોભ'
બુઢ્ઢો ધીમેથી સુખ ઉચ્ચરે છે:
'જગના એ જંગે વિષ ઘોળવાનાં,
પીવાં હસીને સુખ કાલકૂટ,
ભાંગેલ છાતી ધરવી ટટાર,



ધાવો કલેજે ઝીલી ગોપવાના:
શૃંગો નીચે છે બસ આ જ તત્ત્વ
એ વિશ્વના મંથન કેરો મર્મ !'

૭ 'ભલે ભલે !' ઉચ્ચરી બાલ નાનો
સોપાન દાબે વધતી છલંગે
'લાભીશ એ મંથનમાંહી રત્ન,
પામીશ કાં રુદ્રસ્વરૂપ, પીને
સંસારના એ સબ દુઃખ-ઝેર.'

૮ અને શમન્તા પ્રતિઘોષ ત્યાંહી:
'બઢાવ ભાઈ! મનુ–વંશ–વેલો
સીંચી અમી કે તુજ ઉર કેરાં,
શમે શૃંગોના સળગન્ત તાપ
અને છવાયે જગમાંહી શાતા.'

શાણપુર : શુક્રવાર : ૨૮–૨–૪૧

# ધરતીની ધણેણાટી વચ્ચે

નિરજન વર્મા : જયમલ્લ પરમાર

['ફૂલછાબ'ના ચોકને મોતીડે પૂરનારી કંઇક અજ્ઞાત કલમો ગ્રંથસ્થ થયા વગરની ફાઇલોના કુથ્થામાં પડી પડી મુરઝાઈ રહી હશે. તે દિવસે માનવજીવનનો સીધો સંપર્ક સાધનારા બહુધા લોકસેવકો હતા. લેખકો, કવિઓ અને લોકસેવકોએ સરળભાવે આલેખેલી સામગ્રીથી આજસુધી ફૂલછાબ રળિયામણુ રહ્યું છે. પાળિયાદમાં ધરતીકંપ થયો, નવજુવાન લોકસેવકો ભાગી છૂટેલા ઉજળિયાતોથી આધારહીન બનેલા પાછળ રહેલી પછાત કોમો વચ્ચે જઇ બેઠા. એમણે જોયું, અનુભવ્યું, એમના દિલના તાર ઝણઝણી ઊઠયા અને કંઇક પ્રસંગો શ્રી. નિરંજનવર્મા અને જયમલ્લ પરમારે આલેખી આલેખીને ફૂલછાબમાં મોકલ્યા. લેખનની શરૂઆત જે પ્રસંગચિત્રણથી થઇ, પારેખ મેઘાણીએ જેને વરત્યુ અને વહેતું મૂક્યું તે પ્રસંગ ઝરણનું મૂળ અહીં પડ્યું છે.]

પાળીઆદ તા. ૧૫-૯-૩૮

દોસ્તો, ગઈ તા. ૬ઠ્ઠીથી અહીં ફરીવાર ધરતીકંપના આંચકા ને અવાજ શરૂ થયા. આ આંચકાએ ગામમાં ભયની ધ્રૂજારી ફેલાવી દીધી.

ગામના માણસો એમ વાતો કરે છે કે 'આ તો ગામમાં વેપારીઓ પાછા આવવા માંડયા તેથી અવાજ ફરીથી શરૂ થયા.' અંધએસતુ પણ કેવું થઇ ગયું! શરૂઆતમાં અવાજો થયા ને વેપારીઓ સામાન લઈને અહીંથી ચાલ્યા ગયેલા. હવે શાંતિ છે એમ ધારીને આવવા લાગ્યા કે ફરી પાછા અવાજ શરૂ થયા.

અહીંના વેપારીઓ વિષેની આવી લોકમાન્યતાને વધારે સ્પષ્ટ કરું.

ગામમાં થોડા જ વેપારીઓ રહેલા તેથી બજારભાવ ઉપર અંકુશ ન રહ્યો. કિંમત ચડવા લાગી. પણ સમિતિની સસ્તા અનાજની દુકાન ઊઘડી એટલે બોટાદમાં જે ભાવે માલ મળતો હોય તેનાથી ૩-૪ આના ઓછા ભાવે અનાજ અપાવા લાગ્યું. આખો દિવસ માણસો અહીં અનાજ લેવા આવે છે. ૦ા મણથી વધારે અનાજ અમે આપતા નથી. છતાં સાંજ પાચે ૨૫-૩૦ મણ અનાજ ઊપડી જાય છે, સાંજ પાચે જોખીજોખીને કાંટાં કળે છે. આ વાત વેપારીઓને ખટકે છે, એ બેશક સ્વાભાવિક છે

એટલે તેઓ ગામમાં જાતજાતની અફવાઓ ઉડાડે છે. 'આ બધાને તો ૫૦થી ૭૫ રૂપિયા પગાર મળે છે. તેથી દોડયા આવ્યા છે.' 'તમને જે અનાજ આપે છે તે તો ધર્માનાનું છે. પૈસા તો સીધા એ લોકો ખિસ્સામાં જ મૂકે છે.' વગેરે વગેરે.

ગામના માણસો સ્વયંસેવકોને પૂછતા જાય છે અને જવાબ લેતા જાય છે. કોઇને વિશ્વાસ પડે છે અને કોઇને નથી પડતો. અને વાત એટલેથી અટકતી નથી અને ઊડતી અફવાઓ તો મર્યાદાની હદ ઓળંગી જાય છે.

માણસો ફરવાને બહાને અંદર ચાલ્યા આવે છે. અમે કોઇને પ્રતિબંધ કરતા નથી. કોઇ આ બાજુ ચાલે છે. કોઇ તે બાજુ ચાલે છે. છેલ્લી ઝૂંપડીએ જતાં બધા વાંસ વળીને અંદર માત્ર સૂંડલાનો ઢગલો પડ્યો છે તે જોઇને બિચારા નિરાશ થઈ જાય છે અને અમારાથી હસી પડાય છે.

તમારામાંથી કેટલાયે વેપારીના દીકરા હશે. તેમણે આ વસ્તુથી ખોટું લગાડવાની જરૂર નથી. પણ આવી સ્થિતિમાં તમે પોતે શું કરો એ વિચારવા જેવું તો છે જ. અત્યારે અહીંના જે વેપારીઓ આ બધું કરી રહ્યા છે એનું અમને દુઃખ નથી. એની પાછળનું કારણ અમે સમજીએ છીએ. એક તો છે અંધાન

**સ્ત્રીસ્વાતંત્ર્યની બૂમો મારનાર સ્ત્રીઓને ગામડાંની ભરવાડચ વાધ–**

અને બીજું છે સ્વાર્થ. એટલે શું થાય?

તમે તો ભણેલા છો, સમજુ છો, સંસ્કારી વાતાવરણમાં ઉછરો છો, આધુનિક સમાજ સાથે ચાલી રહ્યા છો, અહીં તો હજી સુધીમાં એક પણ એવો વેપારી જુવાન નથી કે જેણે આ બાબત સમજીને અમને ક્યારેય સહાનુભૂતિ આપેલી હોય.

*

પણ આ વાત મૂકીને અમારા દૈનિક વ્યવહાર પર આવું સવારના પહોરમાં નાસ્તો કરીને શાક લેવા ઉપડું છું. અહીં ગામની આજુબાજુ વાઘરીઓએ કેટલાક વાડા કર્યા છે. તાજાં તાજાં શાક ઘણાં મળે છે. ગુવાર, ભીંડા, ચોળા, ગીસોડાં, ચીભડાં. પણ નાસ્તો કરીને તરત જ વાડે જવાનું મોટું આકર્ષણ તો ચીભડાં હોય છે. સવારના પહોરમાં ચીભડાંનો નાસ્તો એટલે અમૃતભોજન કહેવું હોય તો કહી શકાય. ચીભડાં એવાં મીઠાં ને સરસ ખટાશવાળાં હોય છે કે કોઇ પણ પકવાન મૂકી દઇએ. પણ તમને ત્યાં બેઠાં વાડા વચ્ચે તાજાં તાજાં, વેલા પરથી વીણેલાં મીઠાં મીઠાં ચીભડાં ખાવામાં શી મીઠાશ છે એ ખ્યાલ ક્યાંથી આવે?

સાથે કદાચ ચપ્પુ લેવું ભૂલી જઇએ તો એમ ને એમ ચીભડું તોડીને સીધું મોઢે માંડી દઇએ. જરાયે ચાવવાની તસ્દી જ ન લેવી પડે. કોઈ પણ જોનારને સહેજ ઇર્ષા થાય એવું એ લાગે. અમે ખેતર વચ્ચે ઊભા ઊભા ચીભડાં ખાતા હોઇએ અને પડખેના રસ્તા પરથી કોઇ વેપારી કે બીજો કોઇ નીકળે તો કહે છેઃ 'છે ને સાળા, ઊભા ઊભા ચીભડાં ખાય છે.'

અમે હસતા હસતા ખાધા કરીએ છીએ. સારું થજો વાઘરીઓનું કે વાડા કર્યા ને એમાં ચીભડાં વાવ્યાં!

ગામના માણસો કહે છે 'અરે ભાઇ, આ તો ભાદરવો. ચીભડાં લેવા હો ખાવાં, નહિ તો માંદા પડશો,' અમે એ શબ્દો યાદ કરતા બીજાં બે ચીભડાં વધારે ચડાવી જઇએ ને સવારે બે દંડ વધારે પીલી નાખીએ છીએ. સવાર પડ્યે તો પેટ ખાલી થઈ ગયું હોય છે. અમે તો ગામનાં માણસોને કહીએ છીએ કે અમને તો પાણીયે પચી જાય.

*

પણ આ ચીભડાં કરતાં એમના ઉગાડનારાઓનું પણ જીવન જોવા જેવું હોય છે. ચાર ચાર પાંચ પાંચ ખેતરવાંમાં વાડા બનાવે છે. સૌને વાડા વચ્ચે એક કૂબો હોય છે. એમાં એ લોકો રહે છે. ગામની બહાર ખેતરો વચ્ચે અને પાછાં એકબીજાથી યે ચાર-પાંચ ખેતરવા દૂર એમ છૂટા કૂબામાં આ લોકો રહે છે, એકદમ કુદરતમય જીવન. રાત પડ્યે સૌ પોતપોતાના વાડામાં કિલ્લોલ કરતાં હોય તે સંભળાય છે. દીવા કે નાની તાપણીની આસપાસ બધાં હુંમલું થઇને બેઠાં હોય છે. રાતદિવસનો એમને કશો ભય નથી. સ્ત્રીઓ પણ પુરુષોની પેઠે જ નિર્ભય થઇને રાતે પણ ફરતી હોય છે.

હું...માં હતો ત્યારે...ભાઇએ અમને એક વાત કહેલીઃ એ એક વખત આફ્રિકા ફંડ માટે ગયા હતા. એક વખત રાત્રે ટ્રેન ચૂક્યા અને ગુડ્ઝના એકાદ ડબ્બામાં જગ્યા લઇને ઉપડયા. એમની સાથે જ એક અંગ્રેજ બાઈ ચડી. સાંજે ટ્રેઇન ઉપડેલી. રાત્રે ૧૨ વાગે જંગલ વચ્ચે એ બાઇ એકલી ઊતરી પડી. સાથે માત્ર એક પિસ્તોલ હતી...ભાઇએ પૂછ્યું તો ખબર પડી કે હજી અહીંથી બેત્રણ ગાઉ આઘે જંગલમાં એની વાડી છે ત્યાં બાઇ જતી હતી. ...ભાઇએ એમને બીક લાગશે કે નહિ એ પૂછતાં બાઇએ માત્ર પિસ્તોલ બતાવી અને કહ્યું 'આ સાથે છે, પછી મારે શો વાંધો છે?' અને ...ભાઇની ટ્રેઇન ઉપડે તે પહેલાં હાથમાં પિસ્તોલ હિલોળતી એ બાઈ ત્રણચાર ખેતરવા ક્યારેય દૂર નીકળી ગઇ હતી. સ્ત્રીઓની નિર્ભયતા વિષે બોલતાં વારંવાર આ દાખલો ...ભાઇ આપે છે.

અહીં આવ્યા પછી મને આ વાઘરીઓનાં જીવન જોઈને એ દાખલો યાદ આવે છે. આપણે ત્યાં પણ

**રણોનાં ઘરકારભાર જોવા જોઇએ: પુરુષો તો કાંઈ સમજે જ નહિ**





સ્ત્રીઓ એટલી જ નિર્ભયતાથી ફરી શકે છે. માત્ર એના પર થોડીક સંસ્કારિતાનો ઓપ નથી એટલું જ.

બાકી ગામડામાં ખાસ કરીને ભરવાડ વાઘરીમાં ઘરનો બધો કારભાર સ્ત્રીઓના જ હાથમાં હોય છે. પુરુષો કાંઈ સમજે જ નહિ. સ્ત્રીઓ એમને અધિકારે પણ નહિ. સ્ત્રીસ્વાતંત્ર્યની શહેરમાં બૂમો મારનાર સ્ત્રીઓને આ લોકોનાં જીવન બતાવવાં જોઈએ.

*

એક વખત અમે ફરતા ફરતા એક ભરવાડને ઝૂંપડે ગયા. ઝૂંપડું હજી અધૂરું હતું, ત્યા કોઈને કાંઇ જરૂર છે કે નહિ એ પૂછવા માટે અમે બે ત્રણ સાદ માર્યા પણ સામે એક જણ બેઠો હતો તે કાંઈ જ બોલ્યો નહિ. થોડી વારે અંદરથી ભરવાડણ બાઈ નીકળી. ભરવાડના માથામાં ટાપલી મારતી બોલી. 'આમ અજડની પેઠે શું બેઠા છો ? જવાબ નથી અપાતો ?' કહીને અમારા સામે ફરી કહેવા લાગી: 'ઇ તો આખો દિ' વગડામાં ઢોર હારે રખડ્યા કરે એટલે જંગલી જાનવર જેવા અબુધ. ઇને કાંઇ ખબર નો પડે, ભાઈ, શું કામ છે ઇ મને કયો.' અને એનો ધણી એકૂકે શબ્દ ન બોલ્યો. બાઇ અમારી સામે મરદ પેઠે ખાટલા પર પગ ટેકવીને વાતો કરતી કરતી ઊભી. ઘરની લેવડ દેવડ, ઘરકારભાર બધી બાબત આ સ્ત્રીઓના જ હાથમાં હોય છે. અમારે ત્યાં આખો દિવસ ભરવાડણો દાણા લેવા આવે છે. કોઈ પુરુષ આવ્યો જ નથી.

પણ હું તો વાઘરીઓની વાત કરતાં ભરવાડ પર ઊતરી ગયો. અહીંના વાઘરીઓ સામાન્ય રીતે સારી પેઠે પૈસાદાર છે. ઘરના મકાન હોય છે. ઘેરઘેર હાર્મોનીઅમ અને તબલાં હોય છે. વાડામાં પણ સારી રીતે કમાતા હોય છે, છતાં આખા ગામમાં રાંકની જેમ માગતાં ફરતાં હોય છે.

અમને પોતાને વધારેમાં વધારે હેરાન કર્યા હોય તો આ વાઘરીઓએ. ઘરમાં માણસો હોય ઘણાં. સૌ જુદીજુદી વખતે સાદડાં કોથળા માગવા આવે. નામ જુદાં આપે. પણ અમે તેમની ઉપર બરાબર ધ્યાન રાખ્યું. તેમને કંઈ ન આપવાનું નક્કી કર્યું. છતાં અહીં આવીને કલાક દોઢ કલાક બેસે, 'માબાપ, માબાપ.' કરતાં રાડો નાખ્યા કરે, ખૂબ આજીજી-વિનતિઓ કરે અને છેવટ ગાળો આપવી શરૂ કરે. અંદર અંદર વાતો કરતા જાય ને ગાળો દેતા જાય. બહાર કાઢીએ તો બહાર ન નીકળે. ધક્કા મારીને બહાર કાઢવાં પડે. બહાર જઈને બારી પાસે ઊભાં રહે, બારણાંને ધક્કા ને પાટા માર્યા કરે.

એકવાર એક બાઇ આવી. પોતે પરગામ રહે છે એમ કહ્યું અને સાદડાં માગ્યાં. ઘરના ધણીને બોલાવીને આવવા કહ્યું. પંદર વીસ વાઘરી ઊભાં હતાં. એની વચ્ચે આવીને સાદડાની માગણી કરી બીજા કોઇને ન આપેલાં તે એને આપ્યાં. એ સાદડાં લઈ ગઇ.

બીજે કે ત્રીજે દિવસે પાછી ફરીને આવી, ગયા વખતની એકલી આ વખતે નાનું છોકરું તેડીને આવી. સાવ અજાણી થઈને માગણી કરી. હું ઓળખી ગયો. એ તો સમ ખાઇને કહેવા લાગી 'હું તો અહીં જ રહું છું, બીજી કોઇ લઈ ગઇ હશે વગેરે.' બીજા ભાઇઓ સંશયમાં પડી ગયા. મેં તો ઘસીને ના પાડી.

*

ત્રીજે દિવસે અમારા ઝૂપડાથી દસ પગલાં જ દૂર એક વાડામાંથી વાઘરી શાક વેચવા આવ્યો. શાક વેચતા વાતોએ ચડ્યો. ખૂબ વાતો કરી. ત્યાં પેલી બાઇ આવી. વાતો કરતાં ખબર પડી કે એ બાઇ એ વાઘરીની જ ઘરવાળી હતી. આ વખતે અમે તેને ઓળખી ગયા એટલે એ હસી પડી, અમે પણ હસી પડ્યા. પછી તો બધા વાતોએ ચડ્યા. એમની વાઘરી કોમ કેવી હોય છે, કેવી કેવી લુચ્ચાઇ કરે એ તેનો ધણી કહેવા લાગ્યો. હસતાં હસતાં બાઇ એના ધણીને ટપારે છે. અરે પણ આમ કહી દેશો તો શેડ પાકા થઇ જશે અને આપણને કાંઇ મળશે નહિ'

હવે તો અમારે ત્યાં રોજ એને ત્યાંથી જ શાક આવે છે. બારણામાંથી સાદ કરીને શાક મંગાવી લઇએ છીએ. બાઇને જોઇને તરત જ મારાથી હસી પડાય છે અને એ પણ દાંત હસતી ચાલી જાય છે, ખરી હિંમતવાન !



એકવાર એક બીજી વાઘરણ બાઇ સાદડાં લેવા આવી. જુવાન બાઇ હતી. લાજ કાઢીને આવી અને સાદડાં માગ્યાં. મને શંકા ગઇ તેથી કહ્યું–'બાઇ જરા લાજ કાઢી નાખજો!'

'અરે શેઠ, લાજ તે છોડાય?'

'બાઇ, હું એમાં કાંઇ ન સમજું. સાદડાં જોતાં હોય તો લાજ કાઢી નાખો.'

શરમાતાં ને હસતાં એણે લાજ ઉઘાડી. આગલે જ દિવસે એ તથા એની સાસુ સાદડાં તથા કોથળા લઇ ગયાં હતાં. આજે ફરીથી લેવા માટે નુસ્ખો અજમાવ્યો.

આખા ગામમાં વધારેમાં વધારે હડધૂત કોમ હોય તો આ વાઘરીઓ જ. વેપારીઓ કહે કે વાઘરીઓ છાનીમાની બંદૂકો વગડામાં સંતાડી રાખે છે, છાનામાના રાત વખતે જઇને સસલાં મોરલા મારી નાખે છે, અને તેથી ક્યારે ય એવો કિસ્સો થાય તો આખા ગામના વેપારીઓ વાઘરીઓ પૂરતી હડતાળ પાડે છે. એણે જીવહિંસા કરી માટે એને કોઇ વેપારી કોઈ જ વસ્તુ ન આપે. ખાટકીને આ પ્રતિબંધ નથી.

*

સંજોગો પ્રમાણે હીન થઇ ગયેલા આવા વાઘરીઓમાંયે ક્યાંક ક્યાંક જીવનનાં ઉચ્ચ તત્ત્વો જોવા મળે છે ત્યારે મન અંકિત થાય છે.

અહીં એક વાઘરી હતો. ઉમર આશરે ૩૦–૩૨ આસપાસ હશે. પરણેલો હતો. સ્ત્રીની ઉંમર એકાદ બે વર્ષે નાની. વાઘરી માંદો પડ્યો ને મરી ગયો. આટલી ઉમરમાં છોકરાં પાંચ થયાં હતાં. છોકરાંનો તો આજ સુકાળ જ હોય છે! 'કેટલાં છોકરાં?' એમ પૂછીએ એટલે પાંચથી તો ઓછાં કોઇ કહે જ નહિ. પ્રભુની કૃપાથી એથી પણ વધારે હોય ખરાં!

બાઇને પાંચ છોકરાં છતાંયે ઘર માંડવાનું મન થયું. સૌથી નાનું છોકરું લઇને એ ચાલી ગઇ. પાછળ રહ્યાં ચાર છોકરાં. એમાં સૌથી મોટી ઉમરની દશ વર્ષની, એનાથી નાનો છોકરો આઠ વર્ષનો, એનાથી નાની છોકરી ૭ વર્ષની, એનાથી નાનો છોકરો ચાર વર્ષનો. ધરતીને ખોળે આ છોકરાંને મૂકીને બાઈ ચાલી ગઇ. છોકરાંને કોઈ જ કમાનાર, રાંધી દેનાર કે સંભાળ રાખનાર ન મળે. આ સ્થિતિમાં સૌથી મોટી છોકરી પર જવાબદારી આવી પડી. એ ઉપાડી પણ લીધી. ચાર માણસના કુટુંબને એ દસ વર્ષની છોકરી સાચવે છે. અમારી પાસેથી એ સાદડી તથા કોથળા લઇ ગઇ છે. કૂબો તો પડી ગયો છે. રાતને વખતે વચ્ચે સાદડી ઉપર ચારે છોકરાં એક હારમાં સૂઇ જાય છે અને ફાટેલાં ગોદડાં તથા પેલા કોથળા ઓઢે છે, સવાર પડ્યે આઠ વર્ષના નાના ભાઇને સૌથી નાનો ભાઈ સોંપીને એવડી છોકરી એક નાની બહેનને સાથે લઈને દાડીએ જાય છે. છોકરો નાના ભાઇને સાચવીને વાડામાં પડ્યો રહે છે અને રમ્યા કરે છે. છોકરી સાંજ પડ્યે દાડીના પૈસા મળે તેમાંથી લોટ વેચાતો લાવી એને આવડે એવા રોટલા કરે છે. સાથે મરચું લઇને ત્રણે ભાંડુને ખવરાવવા બેસે છે. કોઇ દિવસ એક ટાણું ખાય છે, કોઇ દિવસ બે ટાણાં મળે છે; કયારેક આખો દિવસ ખાવા પણ ન મળે. એમ બને છે ત્યારે છોકરી માગવા નીકળે છે, જે મળે તે લઇને પોતાનાં ભાંડુને ખવરાવે છે.

આવડી નાની ઉમરમાં ત્રણ ભાઇબહેનને સંભાળની આ છોકરીને મનમાંયે ખ્યાલ નથી કે પોતે જાણે અજાણે કેવું મહાન કામ કરી રહી છે! એ તો એને મન સાવ સ્વાભાવિક કામ છે. છોકરાંયે મા ચાલી ગઇ છે તે સુંઝાતા નથી. એમની ૧૦ વર્ષની બહેનમાં એમને મા, બાપ, ભાઇ, બધું જ મળી ગયું છે. દુનિયાને એક અજાણ્યે ખૂણે પડ્યાં એ પોતાનું જીવન જીવ્યે જાય છે.

અમે કયારેક કયારેક એ છોકરાં પાસે સાંજના ફરવા નીકળીએ ત્યારે બેસવા જઇએ છીએ. ચારે ય ભાઇબેન ઢુંગલો વળીને વાતો કરતાં બેઠાં હોય છે. અમે જઇએ છીએ, એટલે સંકોચાતાં સંકોચાતાં વાતો કરે છે. અમે નાના છોકરાને પૂછીએ છીએ– 'છોકરા, તને તારી મા યાદ નથી આવતી? તારે એની પાસે નથી જવું?'





તદ્દન સ્વાભાવિકતાથી છોકરો જવાબ આપે છેઃ 'અમને મેલીને હાલી જઇ ઇ મા પાંહે શું કામ જાઈ? નથી જાવું.'

ક્યારેક એ છોકરાં અહીં આવે છે. એમને અમે અહીં જ બેસાડીને જમાડીએ છીએ. સાથે આપીએ તો પ સેના વાટકાવાળા બીજા વાઘરીઓ એની પાસેથી પડાવી જાય. જમી કરીને પાછાં પોતાના પડી ગયેલા કૂબે ચાલ્યા જાય છે; ક્યારેક વળી આવી ચઢે છે તો દાળીઆ, શીંગ, ગોળ આપું છું. આનંદથી ખાતાં ખાતા ચાલ્યાં જાય છે. એમની મોટી બેન હજીયે દાડીએ જાય છે અને એ ચારે જેમ પહેલાં જીવન જીવતાં હતા તેમ આજે આનંદથી જીવ્યે જાય છે

ગમે તેવી માયકાંગલી સ્થિતિમાં જીવન જીવતાં છતાં કેટલું સપીલું એમનું જીવન છે! કોઇ નવલ-કથાકારના હાથમાં આવો પ્રસંગ મૂકાય તો સુંદર વાર્તા નીપજાવી શકાય એવું આ કૌતુક છે. વાર્તામાં આવું કાંઇ આવે તો વાંચનાર આફ્રીન આફ્રીન પોકારે, જ્યારે અહીં જ્યાં એ વાસ્તવિક છે ત્યાં ગામના માણસો એ વાઘરી છે માટે કપૂત કરે છે. આપણા ઉચ્ચ વર્ગનાં માણસો કરતાં તો એ સમા-જને કેટલાં ઓછાં હાનિકારક છે!

*

હવે અહીંની કાઠી કોમનો પરિચય આપું. એક વખત જેમના દિલાવર દિલની મહેમાનગતીથી તથા શૌર્યથી કાઠિયાવાડ પ્રખ્યાત હતું એ જ કોમની આજે અધોગતિ થઇ રહી છે. નથી રહ્યો આગલા એ ગુણોનો વારસો કે નથી કોઇ સંસ્કાર કે નથી કોઈ કેળવણી.

એક વખતે તેઓ વસ્તીના એકાદ માણસના રક્ષણ માટે પોતાનો જાન આપતા; મરવું તેને મન સ્વાભાવિક હતું, મરણનો ભય તેઓ જાણતા નહિ; મરણને મૂઠ્ઠીમાં લઇ ફરતા.

હવે તો એ આગળ જેટલા સુખી નથી. જમીનો પણ બધી વ્યસનોમાં મડાઇ ગઇ છે. મોટો ભાગ વ્યસનોમાં ઘેઘૂર છે, છતાં યે આગળની મોટાઇ જતી નથી. એક સાંતીની જમીનના ધણી હોય છતાં એના ખેડૂતોના એ રાજા છે.

અહીં ધરતીકંપ થયો ત્યારે કાઠીઓ ગામ છોડી ગયેલા. આજના કાઠીઓમાં પહેલાંનાં શૌર્ય અને ક્ષત્રીધર્મની આશા રાખવી મુશ્કેલ છે. ધરતીકંપ થયો ત્યારે ઘર પડવા મંડ્યાં, સાથે વરસાદ પણ શરૂ થયો ત્યારે એક ભરવાડ પોતાનાં ચાર છોકરાને લઇને ફળીમાં બેઠો હતો. વરસાદ આવતો હતો તેથી ચાર ચાર છોકરા તથા એક બાપ, પાંચે જણા ધુંસી (વરસાદમાં ભરવાડો ઓઢે છે તે કામળી) ઓઢીને બેઠાં હતાં, ત્યાં એક કાઠી દરબાર નીકળ્યા. ધરતીકંપ અને વરસાદ વચ્ચે સુરક્ષિત થઇને બેઠેલ આ ભરવાડનું સુખ જોઇ ન શક્યા. એમણે રાડ પાડી, 'એલા હે...ય, કયો છે ઇ?'

'બાપુ, ઇ તો હું સામન.'

'એલ્યા ધુંસી લાવ્ય ધુંસી.'

'બાપુ પછી હું શું કરું! આ મેમાં મારાં છોકરાં ઠુંઠવાઇ જાહે. ઘરમાં તો ભડાકા થાય એટલે બેહાય એવું ક્યાં સે!'

'તારાં છોકરાં ઠુંઠવાશે તો મરી નહિ જાય. અમે કાંઇ વરસાદમાં ભીંજાશું! ધુંસી કાઢી દે.'

'હંધો માબાપ ત્યારે–' ન છૂટકે માબાપ કહીને ધુંસી કાઢી દેવી પડી. છોકરાં ને બાપો, પાંચે જણાં વરસાદમાં ભીંજાતાં ને ઠુંઠવાતાં બેઠાં રહ્યાં દરબાર ધુંસી ઓઢીને ચાલતા થયા.

અમારી પાસે ભરવાડ વાત કરતો હતો ત્યારે અમે પૂછ્યું–કાંઇ ના ન પાડી, સામા ન થયા અને ધુંસી આપી દીધી?'

એ કહે–'આપી તે દેવી, શંકરદાદા કહીને આપી દેવી પડી ક્યાં જાઈ બાપ, પાછું એની હારે જ જિંદગી કાઢવાની ને?

*

થોડા દિવસ પહેલાં જ અમારે ત્યાં દાનો ડોસો આવેલ. બપોર-બપોરે અહીં અનાજ લેવા આવેલ.



અમે એને અનાજ મફત આપીએ છીએ. બારશને દિવસે આવેલો.

ધરમની વાતો કરતાં કરતાં નાવાધોવાની વાત પર ઊતરી પડ્યા. એમનું શરીર ધૂળ ને રાખથી ભરેલું હતું, મેં પૂછ્યું, ગઇ કાલે અગીઆરશ તો રહ્યા પણ નાવું ધોવું તો હરિવાલાને?'

'ના, ના, એમ હોય બાપા! કાલ સવારમાં જ નાયો!'

'તો પછી શરીર ઉપર અટલી બધી રાખ ને ધૂળ કાં? આવું નાવા કરતાં તો ન નાવું સારૂં.'

'અરે ભાઇ, કાલે પંદર દિવસે નાઇને મજાનો ચોખો ચણાક થઇને બેઠો હતો ત્યાં વેઠે લઈ ગ્યા અને આ હલા થ્યા.'

'તમને? વેઠે લઇ ગ્યા? શેની વેઠે?'

'આ અમારા દરબારને ઘરે પાંચ ગાડી દાણા આવ્યા'તા ઈ હારૂ, મને વેઠે લઈ ગ્યા. મેં કીધું ભાઇ, હું આંધળો મને કંઈ ન સૂઝે વળી આજ અગીઆરશનો અપવાસ છે, એટલે મુંથી કામ પણ નહિ થાય, ડીલ આખું લખલખી જાહે.' તો કાઠી કહે ઊભો થા, નોકર બાંગલો ખાઇશ. તું જ એક અગ્યારશ રે'તો હઇશ! ને અમે નઈ રે'તા હઈ! એમાં તારી અગ્યારશ હાટુ અમારા દાણા પડ્યા રે'શે? હાલ ઊભો થા. નો ભાળતો હો તો હેઠો બેઠો સૂંડલા ભરી દેજે.'

એ સીત્તેર વર્ષના આંધળા ડુહાને સવારથી સાંજ સુધી ગાડા પાસે બેસીને સૂંડલા ભરી દેવા પડ્યા. જતાં જતાં એ બોલ્યો—

'સૂંડલા ભરીને અધશેર ધૂળ પેટમાં ગઈ. સાંજ પડ્યે આખું ડીલ ભરાઈ ગયું; છોડીએ દાબ્યું તો યે કળ નો વળી. આખી રાત ઊંઘ નો આવી. સવાર પડીને છોડીને લઇ આની કોર હાલી નીકળ્યો.'

*

આવો આ પ્રદેશ અને આવા કાઠી દરબારો: આમાં અમારે ત્યાં એક કાઠી બાઈ આવે છે.

એક દિવસ બપોરે બીજી સાથે એ બાઈને અનાજ જોખી દીધા પછી મેં એમને પૂછ્યું, 'માડી, તમારે કેટલું અનાજ જોઇએ?'

બાઇ બોલ્યાં, 'તમારે જેટલું દેવું હોય એટલું આપો.'

હું તો ચકિત જ થઈ ગયો. મેં પૂછ્યું: 'કેમ એમ બોલો છો?' કોઇ મફત માગે એ તો મારી કલ્પના બહાર હતું.

'શું ભાઇ! તમે શું કહ્યું! અમારો ઘરવારો જરા ગાંડા જેવો થઇ ગયો છે. ભગવાને છોરું તો કોઇ દીધાં નથી. ઘરવાળાને મૂકીને બહાર જાઉં તો ઈ ક્યાંના ક્યાં હાલ્યા જાય. એટલે કામે ક્યાં જાઉં? વળી ગોતવામાં કેટલાં યે ટાંવડીયાં ખરચવા પડે. આ હાલ છે મારા ભાઈ! તમારે જેટલું દેવું હોય એટલું દ્યો, બીજું શું કહું?'

કેટલીક વખત દુઃખ પ્રકટ સ્વરૂપ ધારણ કરીને કોઇના દેહ રૂપે દેખાય છે. એને જોતાં જ આપણને લાગે કે આ દુઃખી માણસ છે. એવું જ આ બાઇનું મોઢું હતું. મોઢાની રેખાએ રેખા ને રૂંવાડે રૂંવાડું દુઃખભરપૂર લાગતું હતું. અને આવું દુઃખ અને આજીજી કોઈ કાઠીઆણીમાં દેખાય ત્યારે તો કરુણતાની હદ આવી પહોંચે છે. વર્ષોથી એના ધણીને સાચવીને બેઠી છે. દુઃખ એના જીવનનો એક ભાગ થઇ પડ્યો છે. એણે એને સ્વીકારી લીધું છે અને કાંઈ જ આશાનિરાશા સિવાય એ જીવન ખેંચ્યે જાય છે. ૪૦-૪૫ વર્ષ એણે ખેંચી કાઢ્યાં છે. જેટલાં બાકી છે એ પણ ખેંચી કાઢશે.

દુઃખથી એના શબ્દોમાં ને હલનચલનમાં એટલું આર્જવ આવી ગયું કે રખેને વાતાવરણ દુભાઇ જાય! બોલે છે તો પણ એટલું ધીમું ને દર્દપૂર્ણ કે કોઇને પણ અસર કરી નાખે. ચાલે છે પણ એવું ધીમે ધીમે કે રખેને ધરતીને વધારે થડકો લાગી જાય! એમ છતાં યે એમાં જરા યે અતિશયોક્તિ કે ઢોંગ ન લાગે. દુઃખના આઘાતપ્રત્યાઘાતથી જેવું એનું મન ઢીલું થઇ ગયું છે એવો એનો બધો જ વ્યવહાર ધરાઈ ગયો છે.

એ પછી તો જ્યારે જ્યારે દાણા થઈ રહે છે ત્યારે અહીં આવીને એ દાણા લઈ જાય છે. એ આવે છે ત્યારે એમને જોઈ રહું છું અને થાય છે કે જીવનનો શો હેતુ છે? કશા ઉદ્દેશ વગર આ બાઈ પોતાનું જીવન જીવ્યે જાય છે. છતાં એના પર એના ધણીનો આધાર છે એ પણ એક મહાન હેતુ નથી!

★

# ચક્રમ્

[ એક સાચી વાર્તા ]

**આખા ટોળામાંથી એના મરી ગયેલા દેહ પર સમળાઓના ટોળા પેઠે 'ચક્રમ્' શબ્દો વીંઝાઈ રહ્યા.**

નિરંજન વર્મા : જયમલ્લ પરમાર

[ 'ભાઈ લખો, એમાં કોઈ મીર મારવાની નથી. તમારા હાથમાં તો કલમ છે—કસબ છે. નહિ લખો તો કેળવાશે કેમ ?' સ્વ. ઝવેરચંદ મેઘાણી સાપ્તાહિક ફૂલછાબ કાર્યાલયમાં બન્ને ભાઈઓ પાસે વાર્તા લખાવવા નવરા થતા કે રોજ પાછળ પડતા. 'એ અમારું કામ નહિ પ્રસંગચિત્રણ તો લોકસેવાની અનેકવિધ પ્રવૃત્તિઓ કરતાં સહેજે આંખ સામે આવીને ખડાં થઈ જાય છે, ખસતાં જ નથી. એટલે લખાઈ જવાય છે બાકી વાર્તા લખવી એ તે કાંઈ અમારું કામ છે ? અને આપના જેવા લેખક આવું મૂલ્યવાન સાહિત્ય સર્જતા હોય ત્યાં વળી અમારે કલમની ગુસ્તાખી શી કરવી ?' બન્ને ભાઈઓ જવાબ આપતા.

પણ મેઘાણી પાછળ જ પડી ગયા. અને વાર્તા લખાવ્યે જ રહ્યા. એ પહેલવહેલી લખાયેલી સત્ય ઘટનાત્મક વાર્તા 'ચક્રમ' અહીં રજૂ થાય છે ઘણું કરીને ૧૯૪૦માં એ લખાયેલી. ]

'ચક્રમ્...ચક્રમ્...' એવા બોલ સાંભળી એના કાન બહેરા થઈ ગયા હતા. ફટકાની સજા પામનાર કેદીના સોળ પર બીજો ફટકો ચંપાતાં જે વેદના ઊઠે એવી વેદના આ શબ્દે એના દેહપ્રાણમાં પ્રસરી જતી.

આ શબ્દ મળ્યો હતો એના સસરા તરફથી. મેટ્રિકના છેલ્લા વર્ષમાં એ હતો ત્યારે માબાપ ગુમાવી બેઠેલા આ વિનુને સસરાએ જ પોતાને ત્યાં નિભાવી રાખેલો. એના બાપની રહી સહી મૂડી મગરના મોંમાં માછલું સમાઈ જાય તેમ સસરાની ગોદરેજની તિજોરીમાં સમાઈ ગઈ, ત્યારે ય વિનુને એની પરવા ન હતી એ તો પોતાની ચોપડીઓ અને કાચી નોંધોથી ભરપૂર એક બેગને કંજૂસની અદાથી સાચવતો, સસરાના આલીશાન મકાનની ઉગાસની ઓરડીમાં સમ્રાટનું સુખ માણતો પહોંચી ગયો હતો.

એ બેગમાં એણે ભર્યા હતા એના ભાવી કલ્પનાના સુરમ્ય મનોરથો. એને લેખક થવાની ઇચ્છા હતી, કવિ બનવાના કોડ હતા, સૌંદર્યદ્રષ્ટા થવાની એષણા હતી. એને ચારે બાજુ વસતા કવિઓ અને લેખકો વામનજી લાગતા. એટલે એ કવિઓ અને લેખકોને સંબોધી સંબોધીને અનેક લેખો લખતો ગયો; ગગન અને વર્ષા, અરણ્ય અને અંધારનાં એ મહાકાવ્યો રચતો ગયો. અને બાળક નાની કોટડીને ય સાચવી સાચવીને રાખી મૂકે એમ એવી કાચી નોંધોને તે બેગમાં સંઘરતો ગયો. બી. એ. થયો ત્યાં તો એની નોંધોથી બેગ હાંફી રહી

દિવસ ને રાત 'લખ...લખ' કરતા આ જમાઈમાં અનોપચંદ શેઠને એક આજ્ઞાધીન વાણોતર મળી રહેવાની આશા બંધાઈ હતી. પોતાના દીકરા લલ્લુચંદને એની પાસે થોડા જ દિવસ ભણવા મોકલતાં લલ્લુને એના વર્ગમાં પહેલો નંબર આવતો જોઈને, અનોપચંદ શેઠને જમાઈમાં આવી કામેલિયત દેખાઈ હતી. અને વિનુ બી. એ. પસાર થયો ત્યારે શેઠે એક સાંજે વાળુ કરી બાદ વિનુ પાસે પેઢીમાં બેસી જવાનો પ્રસ્તાવ રજૂ કર્યો.

ગતના આછા અંધકારમાં 'હાઉ'ની વાત થતાં બાળકના હૃદયમાં જે સ્થિતિ થાય તેવી સ્થિતિ આ

**એ પ્રત્યાઘાતો વચ્ચે પણ એણે તો સામી ચાલી આવતી**



પ્રસ્તાવે વિનુના કલેજામાં ઊભી કરી. ગગન અને વર્ષામાં ઊડતાર એ કલ્પનાવિહારીને તો ચોપડા પર ચર...ચર... અવાજે આંકડા પાડતી કલમોમાં કોઈના પેટમાંથી આંતરડાં ખેંચી કાઢતા આરબોના જમૈયાનો આભાસ થતો. ભયંકર સ્વપ્નથી બચવા જેમ બાળક આંખો મીંચી જાય તેમ સસરાએ આપેલ પ્રસ્તાવની કલ્પનામાંથી બચવા માટે કંઈ બોલ્યા ચાલ્યા વગર એની કોટડીમાં પહોંચી ગયો. સસરાને પ્રથમ જ વાર જમાઈની બાધાઈનો આછો આભાસ આવ્યો.

ઘર-જમાઈ રહેલા વિનુને પેઢીનો સંચાલક બનાવવામાં અનોપચંદ શેઠને દૂધમાં સાકર ભળ્યા જેવો સુમેળ દેખાતો હતો. પણ ભલભલા ગ્રાહકને હરણિયાની પેઠે જાળમાં ફસાવનાર આ વેપારી એ કલ્પનાવિહારી હરણને પોતાના ફાંસલામાં ખેંચવા અસમર્થ નીવડ્યો.

*

જેમ એ વિનુને પેઢી તરફ ખેંચવાના પ્રયત્નો વધારતા ગયા તેમ વિનુના પ્રયત્નો ક્યાંક પ્રોફેસર કે માસ્તર બનીને પોતાના ભાવી મનોરથોને મૂર્ત સ્વરૂપ આપવા તરફ આગળ વધતા રહ્યા. પણ 'હાર્યો જુગારી બમણું રમે' એવી રીતે પોતાનો જમાઈ પેઢીનો સંચાલક બનવાને બદલે ક્યાંક પંતુજી થઈને બેસે એમાં પોતાની નાનપ અનુભવતા અનોપચંદ શેઠે પોતાના જ્યાં જ્યાં હાથ પહોંચે ત્યાં ત્યાંથી વિનુના પ્રયત્નો નિષ્ફળ થાય એવા પ્રયાસો જારી રાખ્યા અને મહિનેમાસે કે વારતહેવારે એ પેઢીના સંચાલકપણાની કલ્પનાઓ વિનુ સમક્ષ પીરસતા રહ્યા.

પોતાના પ્રયાસોથી નાસીપાસ થતા જતા વિનુના કલ્પનાવિહારો તેજ થતા જતા હતા અને સસરાની સમજાવટ બાદ પ્રથમ એ બાઘાની જેમ જોઈ રહીને માથું ધુણાવીને ચાલ્યો જતો એને બદલે હવે સસરાની સમક્ષ જ એના કલ્પનાવિહારો રજૂ કરવા લાગ્યો.

'ભેંસ આગળ ભાગવત' રૂપે રજૂ થતાં એ કલ્પનાવિહારો સાંભળીને શેઠને પ્રથમ તો રોનક થયું, પછી એ રોનકમાંથી વિનુને વાળવા એણે પ્રયાસ કર્યો, પણ રોનક ઘટવાને બદલે વધ્યું, અને પોતાની કલ્પના હવે આ બોતડ પ્રાણીમાંથી કદી કોઈ ફળે એમ નથી એવા હાથ ધોઈ નાખીને શેઠે એની સાથેનો સ્વાર્થે ટીંગાઈ રહેલો સ્નેહતાંતણો તોડી નાખ્યો અને 'ચક્રમ'નું બિરુદ આપી દીધું. થોડા દિવસમાં તો પેઢીમાંથી રમતું ફરતું એ નામ 'છૂટ બડાખૂટ'ના દડા જેમ ફેંકાતું શેરીઓ અને ચૌટામાં પણ ઘૂમવા લાગ્યું.

પ્રથમ તો વાંસા પર ઘુરતા પેઠે ચોડાતું આ નામ ક્યારેક એના મોઢામોઢ તમાચા રૂપે ચોડાવા લાગ્યું અને એના મારમાંથી છૂટવા એ ગામ બહાર નાસીને દૂર દૂર નદી કાંઠે ચાલ્યો જતો, પણ ત્યાં એ અનોપચંદ શેઠને ઘેર દાતણ નાખવા આવતા વાઘરીએ દૂર દૂરથી એની સામે આંગળી ચીંધીને 'ચક્રમ... ચક્રમ' એવા શબ્દો અંદરો અંદર બોલતા અને શિકારીઓના પાણાથી બચવા સસલું પોતાની બખોલમાં જઈ શ્વાસ મેલે એમ વિનુ સાંજ ટાણે એની છેવાડાની ઓરડીમાં ભરાઈ જતો.

*

આ ઓરડીમાં એને બે આરામ-સ્થાન હતાં. એક એના થોથાંથી ઢાંકતી બેંચ અને બીજી એની તહેનાતમાં રાતને વખતે હાજર થઈ શકતી, એની પત્ની વિમલા. ઉષા અને સંધ્યાના લાલ રંગોનું સૌંદર્યપાન કરતો વિનુ વિમલાને પણ હંમેશાં લાલ કપડાંથી જ ઢીંગલીની પેઠે શણગારતો. વિમલા એની નાની સરખી ઈચ્છાને ય પૂરેપૂરી અનુસરીને વિનુને રાજી રાખતી. 'ચક્રમ' શબ્દના બળતા રણમાં વિમલા એની મીઠી વીરડી હતી. વિમલા પાસે કલાકો સુધી એના પ્રલાપો ચાલુ રહે છતાં કોઈ એને ચક્રમ ન કહેતું. એના સસરા અને આસપાસના લોકસમૂહે 'ચક્રમ' ઘાથી એના મગજમાં ઘારું પાડી દીધું હતું,

**કોઈપણ સ્ત્રીના લાલ કુસુંબલ લૂમખાના ફરરાટમાં વિમલા જોઈ**





તેને આ વિમલા જ પોતાના હૈયામાં ચાંપીને, મીઠા બોલથી પંપાળીને રૂઝ વાળી દેતી. વિમલા સમક્ષ એ ક્યારેક વ્યાખ્યાન ખંડમાં મહાન વક્તા અશ્રુત શ્રોતા પાસે પોતાનો જ્ઞાન-ભાર ઠાલવે તેમ પોતાની કવિ-કલ્પનાઓના થોડા છૂટા મૂકી દેતો. વિમલા એના થોડા વાક્યો સમજતી ન સમજતી તો યે કલાકો સુધી આંખનો પલકારો માર્યા વગર સાંભળતી બેસી રહેતી. એને એક જ સંતોષ હતો કે, આવી વાતો સંભળાવ્યા બાદ એનો પતિ સવારના આઠ વાગ્યા સુધી સુખની નીંદર ખેંચી શકતો.

ક્યારેક એ 'ચક્રમ' શબ્દનો ત્રાસ વિમલાને મારીને ઉતારતો. વિમલા એને શાંત પાડીને પોતાના ખોળામાં ખેંચી લેતી, પણ એ તો એના ખોળામાંથી છલાંગો મારી મારીને ઊભો થઈ જતો અને એના સસરા તથા સમાજને ઉદ્દેશીને, દાંત પીસી પીસીને- મુઠીઓ ભીડી ભીડીને બોલવા લાગતો કે ,મારું ચાલે તો માત્ર પૈસો જ રટનારા આ જીવતા મામણમૂંડાઓને એક મોટો રોલ ફેરવીને પીસી નાખું. એને સ્થાને જીવનનાં એકેએક સૌંદર્યને ઉપાસતી અને માણતી કોઈ પરીસૃષ્ટિ આ દુનિયા પર સરજાવું.

આવા કલાક બે કલાકના પ્રલાપ બાદ માતા ઉતરી ગયા પછી ભુવો ઢગલો થઈ પડે, તેમ વિનુ ખાટલામાં ઢળી પડતો અને અજંપામાં ને અજંપામાં એના હાથની મુઠીઓ ઉઘાડ-વાસ થયા કરતી વિમલાને માર્યા બદલ માફી માગતાં એની આંખમાંથી આંસુ ટપક્યા કરતાં અને વિમલા એને પંપાળતી પંપાળતી, આખી રાત જાગતી બેસી રહેતી. એની આંખમાથી વહેતાં આંસુ વિનુનાં આંસુ સાથે ભળીને ઓસીકાને ભીંજવતાં વહ્યાં કરતાં.

ધીમે ધીમે ઘરને છેવાડે આવેલી આ ઓરડી ગામને છેડે આવેલ ઢેઢવાડા જેવી અસ્પૃશ્ય બનતી ગઈ ને એમાં વસતાં બે પ્રાણી વિનુ અને વિમલા સૌના ટૂંબાનો ભોગ બનવા લાગ્યાં. અનેક પ્રયત્નો છતાં શેઠ વિનુને પોતાના પેઢી-સંચાનું એક ચક્કર ન બનાવી શક્યા એટલે વિનુ પાસે ભણવા જતા છોકરાને એ 'ચક્રમ'ની મુર્ખાઈનો રંગે પાસ લાગી જાય એ દહેશતથી અટકાવી દીધા.

વિનુ પ્રત્યેની નફરત એની દીકરી વિમલા પ્રત્યે પણ ઊતરી. ધીમે ધીમે વિમલા માથે કામ વધતું ગયું, માંડ સાંજને સમયે એ નવરી થઈને વિનુ પાસે ઓરડીએ જઈ શકતી. વિનુ અને વિમલાની આ સ્થિતિ જોઈને વિમલાની બા વિચારી મનમાં મનમાં બળ્યા કરતી અને ક્યારેક શેઠને સમજાવવા હળવેથી વાત ઉપાડતી કે: 'બિચારાં ગભરૂાં છોકરાં છે...થોડા દિ'માં ઠેકાણે આવી જશે' પણ એની પૂરી વાત સાંભળ્યા પહેલાં જ: 'વેવલી થામાં, વેવલી, તને એમાં શું ખબર પડે' એમ કહેતાં અનોપચંદ શેઠ ખભે ખેસ નાખી પેઢી તરફ રવાના થઈ જતા.

થોડા દિવસમાં તો વિનુ અને વિમલા માથે-પડ્યાં આશ્રિતો જેવાં શેઠને ભારે લાગવા માંડ્યાં અને વધતી જતી નફરતમાંથી એમનો રોષ વાણી રૂપે પ્રકટ સ્વરૂપ પકડવા માંડ્યો.

વિનુને પોતાના બાપનું દીધેલું ક્યાં યે ઘર ન હતું કે ત્યાં જઈને એની બૈરા અને વિમલાને ઊભાં રાખે. 'ચક્રમ' તરીકે ચારે બાજુ પ્રસિદ્ધ થયેલ એ કલ્પનાવિહારીને હવે કોઈ ઠેકથે પ્રોફેસર કે પંતુજી રાખીને પોતાની શાળા કે કોલેજને 'ચક્રમ,ના નિયમિત આગમનથી' અભડાવા દેવા કોઈ તૈયાર ન હતું.

છેવટ શેરી, ચૌટા અને નદીકાંઠેથી રમતો ફરતો 'ચક્રમ' શબ્દ શેઠના આલેશાન મકાનના આંગણાંમાં પણ ચલણી સિક્કા પેઠે ફરવા લાગ્યો. અને ત્યાંથી છેવાડાની ઓરડીની બારીઓમાં થઈને માળામાં બેઠેલ પંખી માથે ગિલોલમાંથી છૂટતા પાણા જેમ વિનુના મગજને વીંધવા માંડ્યો. ચારે બાજુના આક્રમણથી બચવા મુંઝાતો બનેલો એક દિવસ મુંબઈ થઈને સ્ટીમર માર્ગે આફ્રિકા તરફ નાસી છૂટ્યો.

*

બાળપણમાં એની કવિકલ્પનાઓને સાથે બેસીને રસ માણનાર એનો એક મિત્ર આફ્રિકામાં



સરકારી ખાતામાં સારી નોકરી ઉપર હતો. ત્યાં એને કોઈ 'ચકમ' કહેનાર નહિ મળે અને કાંઈક નોકરી મળી જશે એવી આશાએ ભાગી છૂટેલો. વિમલાએ પોતાના પતિને 'ચકમ'ના મારમાંથી બચાવી લેવા બાપથી છાનામાના પોતાના ઘરેણાં સોંપી દીધેલાં. એ ઘરેણાં વેચતાં વેપારીઓને હાથે છેતરાઇ અર્ધી કિંમત મેળવીને વિનુ સ્ટીમર ઉપર ચડી બેઠો. સ્ટીમર જ્યારે આફ્રિકાના માર્ગે રવાના થઇ ત્યારે, દિવસે કાગડાના મારથી ડરીને માત્ર રાતે જ બહાર નીકળનાર ઘુવડની પેઠે, પોતાની હંમેશની ટેવ મુજબ વિનુ રાત્રે ડેક ઉપર ગયો. અફાટ સાગરને જોઇને એની કલ્પનાઓ રસળે ચડી.

પાણીના લોઢ ઉપર અવનવી ભાતો પાડતા આકાશના સહસ્ત્રાવધિ તારાગણો અને આઠમની અરધિયા ચાંદાને જોઇને, કોઇ મદમસ્ત હાથીના મસ્તકપ્રહારથી દરવાજાની ભોગળો તૂટીને કમાડ ખુલી જાય તેમ એની કલ્પનાનાં કમાડ ઊઘડી ગયાં.

સાગરમાં હીસોટા પાડ્યે આવતી સ્ટીમરના પંખાના બાહુ બનાવીને, એણે પોતાની અસહાય અવસ્થામાં એક માત્ર આધાર સ્વરૂપ વિમલાને એક ક્ષણે ઠેઠ પેલી ઓરડીમાં બેઠેલી કલ્પી, એનું રૂક્ષ ને આંસુથી ભીંજાતું મુખ લૂછ્યું, બીજી ક્ષણે એણે ચાંદામાં બેઠેલી ડોશીને ઉડાડીને એમાં એની ચિરપરિચિત લાલવસ્ત્રધારિણી વિમલાને સ્થાપી દીધી. ત્રીજી ક્ષણે એકેએક તારકો સાથે જુદાં જુદાં રૂપ સજીને ચંદારાણી આસપાસ ઘુમવા લાગ્યો. અહીં એના કલ્પનાવિહારને એની વિમલાના ખોળાની જેમ ઝીલનાર આસમાન હતું, સાગર હતો, તારાગણ હતા, ચંદારાણી હતી. કલ્પનાઓના ભર્યા ભર્યા પથારા વચ્ચે એને ડેક પર જ નીંદર આવી ગઇ, જેમ વિમલાના ખોળામાં આવી જતી તેમ જ.

વિનુ આફ્રિકાને કિનારે ઊતર્યો. એનો સહાધ્યાયી એને સામે લેવા આવ્યો હતો. મિત્ર જ્યારે ભાવપૂર્વક હાથ મિલાવતો હતો અને આનંદોદ્‌ગાર કાઢવતો હતો ત્યારે વિનુ પાછું વળી વળીને સ્ટીમર તરફ તથા આસપાસ ચકર વકર નજરે જોઇ રહ્યો હતો. એની નજર નક્કી કરી લેવા મથતી હતી કે એનો કેડો લેનાર કોઇ સ્ટીમરમાંથી અચાનક નથી ટપકી પડતું ને ? અહીંની ધરતી પર તો કોઇ એની ઠેકડી કરનાર આગળથી પહોંચી નથી ગયું ને? જ્યારે 'કોઇ જ નથી' એમ નજરને નક્કી થયું ત્યારે એણે શ્વાસ હેઠો મેલ્યો; જાણે હૈયા પરથી દાબી રાખેલાં હજારો મણિકાનો ભાર ઊતરી ગયો. ભાર હળવો થયે સ્વસ્થપણે જ્યારે એના સહાધ્યાયી સાથે વાર્તાલાપે ચડ્યો ત્યારે જ એના વિચિત્ર વર્તાવથી આશ્ચર્ય પામેલા સહાધ્યાયીનું અજાયબ શમ્યું.

*

એના સહાધ્યાયીએ એને કસ્ટમ ઑફિસમાં નોકરી શોધી આપી. ધીમે ધીમે એમાં વધવાનો સારો અવકાશ હતો. થોડીક કમાણી બાદ વિમલાને અહીં તેડી લાવવાના એ સ્વપ્ના સેવવા લાગ્યો. પણ ધીમે ધીમે વિનુને એ ભાવિ સ્વપ્નાંની લાંબી કસે ધાવવાનું આકર્ષણ ઓછું થતું ગયું અને આફ્રિકાનાં જંગલી લોક અને એમના વ્યવહારો, નનરાજીથી શોભતાં જંગલો અને પહાડો જોઇ જોઇને, એનું અહીં પણ 'ચકમ્' કહેવાવાની બીકે દબાવી રાખેલું કલ્પનાવિહારી હૈયું ઘર ન રહ્યું. કસ્ટમ ઑફિસમાં બેસીને બંદીવાનની જેમ ચોપડા ચીતરવા કરતાં એને જંગલનો સાદ વધારે સંભળાયો અને એક દિવસે એ એક જોડી કપડાંભેર ત્યાંના જંગલોમાં નાસી છૂટ્યો. જંગલે જંગલ, પહાડે પહાડ, ઝરણે ઝરણ અને ઝાડે ઝાડ એ રખડ્યો, રખડ્યો બસ રખડ્યો જ. છ માસ સુધી એને પાછા ફરવાની યાદ સુદ્ધાં ન આવી. જાણે એ અહીં વસવા જ સર્જાયો હતો. આ જ એનું આરામસ્થાન હતું. અહીંથી હવે જાણે પાછો ફરનાર નથી.

પણ એક દિવસ એણે વગડામાં નદી કાંઠે કુરંજ પંખીનાં જોડાંને એક બીજાની ડોક પર ડોક નાખીને ગેલ કરતાં જોયાં. એવામાં એક આફ્રિકન જંગલીને હાથે એક જોડાંમાંથી માદાનો શિકાર થતો નજરે





પડ્યો; નર પંખીને એ મરી ગયેલ માદા માથે ઝઝૂમતા. આ સામે ચાલીને શિકારીનો ભોગ બની જતો દેખ્યો. એ પંખી જોડલીના દેહમાંથી નીતરતા લોહીના લાલ લાલ રંગે એની સામે એક આભાસ ઊભો કર્યો. એમાં એને વિમલાનું ગભરૂ મોં તરવરતું દેખાયું; એ જાણે એને મૂંગો ઠપકો આપતું હતું; 'બસ, ભૂલી ગયા! સાંજ પડ્યે ગોવાળ પણ પોતાના બકરાંની સંભાળ લે છે અને ખોવાયું હોય તો શોધી આવે છે. અને તમે છ...છ...માસ થયા છતાં મને યાદ પણ નથી કરતા?'

*

અને ધુરી આવે તેમ વિનુ જંગલમાંથી નાસી છૂટ્યો. પાછો એના સહાધ્યાયી પાસે આવી પહોંચ્યો, કરટમ જેવી નોકરી છોડીને કાંઈ પણ કીધા વગર નાસી ગયેલ અને જંગલમાંથી પાછા આવીને જંગલ-સૌંદર્યના અસીમ વર્ણન કરતા વિનુને સહાધ્યાયીએ પણ એક 'ચક્રમ' જ માન્યો; છતાં એ રહી ગયેલ કુણી લાગણીને કારણે એને એક ઓળખીતી વેપારી પેઢીમાં મુનીમની નોકરી શોધી આપી.

જે નોકરી ન સ્વીકારવા માટે સસરાએ એને 'ચક્રમ' બિરૂદ આપેલું, તે જ નોકરી! પણ આટલા સમયના દુઃખકારી અનુભવો અને દૂર દૂર છોડેલું પેલું ગભરૂ મોઢું એની સામે તરવરી રહ્યાં અને એણે આંખો મીંચીને મુનીમપદ સ્વીકારી લીધું.

*

એક માસ, બે માસ, એમ બીજા છ માસ વીતી ગયા. પણ એકડીયા ભણતો બાળક નિશાળે જતાં પાછા પગ માંડે એમ વિનુના પગ હજી પેઢી તરફ જતાં અચકાતા હતા, અને માસ્તરની સોટી ઊંચી નીચી થતા બાળક એકડો ઘુંટવા માંડે એમ 'મિસ્ટર! નામું બરાબર માંડતા જાઓ, નહિ તો પગાર કપાશે પગાર.' એવી વડા મુનીમની ધમકીમાંથી વિનુ મુક્ત થયો ન હતો ત્યાં એક દિવસ એના સરનામે કવર આવી પહોંચ્યું.—કદીએ પોતાને સરનામે કવર ન પામનાર વિનુનું નામ પોસ્ટમેનને મુખેથી પડતાં હજી એનું વિસ્મય શમ્યું ન હતું ત્યાં કવર પર સસરાના અક્ષર જોઈને બાજના ઓછાયાથી પારેવું ફફડી ઊઠે એમ એના હાથ ધ્રૂજી ઊઠ્યા. ધ્રૂજતે હાથે કવર ફોડ્યું ત્યાં એમાંથી બે કાગળ નીકળી પડ્યા. એક: સસરાના પગને ગૂંચવી દે તેવી 'મધરો' જાળ જેવા વાંકા ચૂંકા અક્ષરવાળો એના સસરાનો. બીજો: ગળામાં ગુલાબ ફૂલની માળા રોપી હોય તેવા મરોડદાર અક્ષરોવાળો એની પત્ની વિમલાનો.

સસરાનો કાગળ બોલતો હતો 'પરદેશ સિધાવ્યા છો એ ખબર મળ્યા છે. કમાણીમાંથી આફ્રિકાના જ દરિયા કાંઠે હવાઈ મહેલ બંધાવીને રહેજો. પણ વિમલા ઘણા દિવસથી ખાટલાવશ છે. તમારૂં નામ ઝંખે છે. એટલે એને ક્યારે તેડી જવાના છો?' અને એવું ઘણું ઘણું.

વિમલાનો કાગળ માત્ર આટલું જ બોલતો હતો. 'બાપુજીએ લખ્યું છે, પણ મારી ચિંતા ન કરશો. જરા હાડકજ્વર આવી જાય છે, એ તો થોડા દાડામાં ઠીક થઈ જશે. તમારૂં શરીર સાચવજો અને સ્થિર થયા પછી જ મારી વાત વિચારજો. મારી બાના હાથમાંથી અધવચ્ચેથી આ કાગળ ફોડીને આટલી ચબરખી નાખું છું.'

*

થોડા મહિના ગયા અને સસરાનો બીજો કાગળ, વળી એકાદ માસ બાદ પંદર દિવસે એક તાર આવ્યો. જેમાં લખ્યું: Vimala off 'વિમલા મરી ગઈ' અને દરિયામાં ખડક માનીને ઊભેલ માનવીના પગ તળેથી મગર ખસી જતાં જે દશા થાય એવી દશા વિનુની થઈ. 'વિમલા મરી ગઈ? અને મૂકીને ચાલી ગઈ? એવી કલ્પનાજાળોમાં એનું મગજ ગૂંચવાઈ ગયું અને ઘડીઆળમાં દાબી રાખેલ કમાન છટકે એમ વિનુની કલ્પનાકમાન છટકી. પ્રથમ એના હૈયામાં રમતો Vimala off શબ્દ એના હોઠ પર ફરકવા લાગ્યો અને મોઢા પર સંશયાર્થ, પ્રશ્નાર્થ તેમ જ આશ્ચર્યના રંગ પૂરતો રહ્યો. ત્યાર બાદ મોઢાના ફરફાટ લેખણમાંથી ઊતરીને પેઢીના ચોપડાને



છેવાડે ખૂણે નાના અક્ષરોમાં અંકિત થતા ગયા અને થોડા દિવસમાં તો છોકરાની ભૂલ પર માસ્તર ચોકડી મારે તેમ ચોપડાનાં આખા પાના પર Vimal off એવાં મોટા મોટા અક્ષરો ડોળા ફાડતા દેખાવા માંડ્યા.

જોડીદાર મુનીમોના આંખમીંચકારાથી વડા મુનીમે એક દિવસે એના ચોપડા હાથમાં લઈને નજર ફેરવી, ખુલાસો પૂછ્યો અને 'વિમલા મરી ગઈ' એ બબડાટ સાથે વિનુએ કોઈ અગમ્ય કાવ્યવાણી રેલાવી. એ અગમ વાણીમાંથી કાંઈ ન તારવી શકીને વડા મુનીમે એને 'ચક્રમ્' કહીને બીજે દિવસે પેઢીમાંથી ગડગડીયું પરખાવ્યું.

મહિનાઓ બાદ ફરીથી ચક્રમ શબ્દે 'વિમલા મરી ગઈ' એ ધૂંધવાતા અગ્નિમાં ઝાળ પેટાવી અને બળતા દેહની ચિતામાં ચચરાટી બોલે એમ એના મોંમાં 'વિમલા' 'વિમલા' એવા શબ્દો ઊઠવા લાગ્યા. પેલા સહાધ્યાયીએ એના આ ચક્રમ મગજને શાંત કરવા એની આડી અવળી વાતોમાંથી થોડોક સાર પામીને એને હળવો કરવા અને આશાએશ આપવા એક કલ્પના આપી : 'તું મૂંઝા મા. તારી વિમલા નહિ મરી ગઈ હોય. આવો સસરો તો સગી દીકરીને વેચીને ઘર ભરે, ઘર. જા દેશમાં, પૈસા હું આપું. તપાસ કર.'

અને ફરીથી એ સ્ટીમર પર ચડ્યો, આ વખતે એની કલ્પનાના આગળા બિડાઈ ગયા હતા. એ બિડાઈ ગયેલા દરવાજામાં 'વિમલા' નામના શબ્દો હરિયાળી પટ્ટી મચાવી રહ્યા હતા.

*

સસરાને ગામ પહોંચ્યો ત્યાં તો સ્ટેશનેથી જ એના પર 'ચક્રમ્ આવ્યો: અથવા ઓલ્યો બાગી ગ્યો'તો એ ચક્રમ્ આવ્યો' એવા શબ્દોની ઝડી વરસવી શરૂ થઈ. પેઢીએ અને ઘેર પહોંચતાં તો એને 'ચક્રમ્' શબ્દે ધોળે દિવસે ઘુવડને કાગડા ઘેરી વળે એમ ઘેરી લીધો. એમાંથી છૂટવા એ એની ટેવ અનુસાર પેલી છેવાડાની ઓરડીમાં ભરાઈ ગયો.

ઓરડી વર્ષો પહેલાં હતી તેવીને તેવી જ હતી. એક ખૂણામાં પેટી એમ પડી હતી. ખીંતી પર કિસબાની અધમતી લાલ સાડી પડી હતી. દીવાલ પર એના વખતનો જૂનો ફોટો ટીંગાતો હતો. ફેર માત્ર આટલો હતો: આખી ઓરડીને ઝાંખપ ઘેરી વળી હતી, એ ઝાંખપને દૂર કરતાર વિમલા ત્યાં ન હતી.

એણે સાડી સાથે વાત કરી જોઈ, ફોટાને વિમલાના સમાચાર પૂછી જોયા, વિમલાને શોધવા ઓરડીના ખૂણે ખૂણાને ફંફોળી જોયા પણ વ્યર્થ. નિરાશ થઈને એણે બારીમાંથી વિમલાની આવવાની વાટ જોઈ પણ બારીમાંથી 'ચક્રમ' શબ્દના અંગારા ચંપાયા અને એણે ખાટલામાં મોં સંતાડી દીધું. સ્ટેશનથી ઘર સુધી દાબી રાખેલી અશ્રુધારા છૂટી પડી. એ અશ્રુધારાને લૂછનાર આજે કોઈ ન હતું. પોતાની મેળે આંસુ લૂછવા એણે પેલી સાડી લીધી. પણ એ સાડીના સાંનિધ્યે અશ્રુધારામાં વિશેષ ખળકા આવ્યા.

*

સાંજ પડ્યે એની સાસુ આવ્યાં. જમાઈનું ઉઝરડાઈ ગયેલું મોઢું જોઈને એણે રોતેરોતે વિમલાના મૃત્યુની વાત કહી. વિનુએ પૂછ્યું ન હતું છતાં છેલ્લે છેલ્લે સમાચાર આપ્યા. 'તમારા સસરાને સટ્ટામાં ખોટ ગઈ. થોડા દિવસથી એક મિત્રના લગ્નમાં ગયા છે.'

લગ્નમાં ગયાની વાત સાંભળીને બાવા જેમ બેઠેલો વિનુ ચોંક્યો. ઘોરમાંથી ઊભા થતા પ્રેતના મોંમાંથી નીકળે એવા એના મુખમાંથી શબ્દો નીકળ્યા: 'કેના લગનમાં! કયે ગામ?'

દુઃખી જમાઈને વાતોમાં રસ લેવરાવી દુઃખ હળવું કરવા સાસુએ બિચારીએ વાત વિગતથી શરૂ કરી.

'પૂનામાં દલીચંદ શેઠના લગનમાં. શેઠની ઉંમર ૬૦ વર્ષની, પણ તમારા સસરાએ જ એક સારું ઠેકાણું ગોતી આપ્યું. આ દલીચંદ શેઠ જ અત્યારે તો એમનો આધાર છે.'

'બરાબર, બરાબર' કહેતાં ખાટલામાં ઢૂંટવાઈ ગયેલા વિનુએ છલાંગ મારી. 'બરાબર, પૈસા મેળવવા





એણે પોતાને હાથે જ મારી વિમલાને દલુ શેઠને પરણાવી દીધી. અને ભોળવ્યો, વિમલા મરી ગઇ છે કહીને મને ભોળવ્યો.'

એની સાસુ હેબતાઇ ગઇ. 'વિનોદરાય, વિનોદરાય' કહેતાં એ એને સમજાવવા ગઇ પણ એ ઝંઝાવાતની જેમ બહાર દોડ્યો ગયો. બરાબર એ જ ટાણે પૂનાથી પાછા ફરતા એના સસરા અનોપચંદ શેઠ ફળિયામાં સામા મળ્યા.

એણે છલાંગ મારી એની ગળચી પકડી ને પૂછ્યું. 'બોલ, બોલ, સગી દીકરીને વેચનાર કમજાત, મારી વિમલા ક્યાં છે? સગો બાપ થઇને, બીજે ફરીથી પરણાવી દીધી? અને 'વિમલા વિમલા' કહેતાં એ અહીંથી ઊતરી જતાં ખંધાથી જઇ પડે એમ ફળિયામાં ફંગોળાઇ પડ્યો.

મોતના પંજામાંથી છૂટવા હોય એમ અનોપચંદ શેઠ શ્વાસભેર મેડી માથે ચડી જઇને 'ચક્રમ'ને બહાર ફેંકી આવવા હાક મારી; એના છેલ્લા સ્મરણને પણ ઘરમાંથી ધોઇ નાખવા પેલી છેવાડાની ઓરડીમા પડેલી એની બેગને ફેંકી દેવા હુકમ કર્યો. એની પત્ની એને કહેવા ગઇ 'દીકરીના મરણથી ફટકી ગયેલા વિનોદરાય બિચારા આમને આમ ક્યાં જશે! થોડા દિ' ભલે આંહીં રહે. ઠીક થયે જવા દેશું.'

'વેવલી થામા, વેવલી.' કહીને અનોપચંદ શેઠ એમના શયનખંડમાં ચાલ્યા ગયા.

*

અને વિનુ પૂના દલીચંદ શેઠને ઘેર પોતાની પત્નીની ભાળ કાઢવા ગયો. અને દલીચંદ શેઠની નવપરિણિત પત્નીને 'વિમલા વિમલા' કહી પકડવા ગયો ત્યાં 'ચક્રમ...ચક્રમ' એવા શબ્દના ઠોસા તથા દરવાનોના દંડૂકા ખાતો પાછો ધકેલાયો. સગાવહાલાંમાં પોતાના સસરાનું કમજાતપણું વર્ણવતાં પાનખરમાં પાંદડાં ખરે એમ એના પર 'ચક્રમ–ચક્રમ' શબ્દો ખરવા લાગ્યા. અનોપચંદ શેઠના હિત–શત્રુઓએ એની વિમલાને ક્યાંક મોટરમાં, ક્યાંક મંદિરમાં અને ક્યાંક મેડી પર જાવાની ભાળ આપી. અને પૂના, મુંબઇ, અમદાવાદ, રાજકોટ, કે કાઠિયાવાડના નાનકડાં ગામડે તેમ જ આફ્રિકાની કોઇ શહેરમાં પોતાની સ્ત્રી છે એવા વાવડ મેળવતા ને માનતા વિનુએ પોતાની પત્નીનો કિસ્સો સમાજસેવકો પાસે ધર્યો. દુઃખીઓના આશ્રયસ્થાન સમા વર્તમાનપત્રોના બારણે એણે પોતાની ધા નાખી જોઇ પણ ચારે તરફથી 'ચક્રમ્ ચક્રમ્' શબ્દના પ્રત્યાઘાત ઊઠ્યા.

એ પ્રત્યાઘાતો વચ્ચે પણ એણે તો સામી ચાલી જતી કોઇ પણ ઓનર લાલ કસુંબલ ફૂલ લુમખાના ફરરાટમા વિમલા જોઇ. ગાંડપણ આગળ ચાલ્યું. કોઇ ભાડિયા કુવાને કાંઠે ફેરફુદડી ફરતાં પારેવાંની લાલ લાલ આંખ જોઇને વિમલા કહી એણે ઠેકડો માર્યો અને કૂવામાં ફંગોળાઇ પડી એના પગ ભાગી બેઠો. શિયાળાની ટાઢ ઉડાડતા લોઢાનાં તાપણાંના લાલ લાલ ભડકા જોઇને એને 'વિમલા' કહી બાથ ભરવા જતાં હાથ બાળી નાખ્યા. પછી તો એણે ઉષાની કંકુભરી રંગ પીચકારીઓ, સંધ્યાના હિંગળોકિયા ફુવારા અને આધી રાત્રે લાલરંગે ટમકતા તારલાઓ જોઇ જોઇને એણે છલાંગો મારી મારી, હાડ ખોખરાં કરી નાખ્યાં. એ ખોખરા દેહને પંપાળનાર કે પાટા બાંધનાર કોઇ ન હતું. દિવસે દિવસે દેહ અને દિલ પર દુઃખના ઘા વધતા ગયા અને એક સાંજે કળતા દેહે રેલ સડકની પડખે ઝાડ તળે એ કણુકણુતો પડ્યો હતો. ત્યાં દૂરથી ધસમસાટ કરતી આવતી ગાડીના એંજિનની બન્ને બાજુએ લાલલાલ તેજે ચમકતા બે દીવા એણે જોયા; એમાં એને રોઇરોઇને સૂજી ગએલી લાલલાલ આંખોએ મળવા દોડી આવતી વિમલા દેખાઇ.

મહિનાઓથી ઠેઠ પાતાળ તળિયા પહોંચી ગયેલું હાસ્ય પાછું એના મુખ પર ખડખડાટી ખોલાવતું આવી પહોંચ્યું. આંખો ચમકી ઊઠી, ચાંપ દાબતાં ગોળી છૂટે એમ છલંગ મારતો ઊઠ્યો અને 'એ...આવી વિમલા' કહી એ દોટ મારતો ભેટવા ગયો. અને કચડડડ...કરતું એંજિન એના દેહમાંથી લાલલાલ રક્તની પીચકારીઓ ઉરાડતું પસાર થઇ ગયું.

ગાર્ડે સુસવાટ દોડ્યે જતી ગાડીને અધી માઇલ દૂર ઊભી રાખી. એના શબને જોવા ગાડીનાં લોકો ટોળે મળ્યાં અને ટોળામાંથી કોઇ બોલી ઊઠ્યું: 'આ તો અનોપચંદ શેઠનો જમાઇ. પેલો ચક્રમ્?' અને આખા ટોળામાંથી 'ચક્રમ્ ચક્રમ્' એવા શબ્દો એના મરી ગયેલા દેહ પર સમળાઓના ટોળા પેઠે વીંઝાઇ રહ્યા.

# લોકસંગીત

નિરંજન વર્મા : જયમલ્લ પરમાર

લોકસમુદાયે પોતાના સતત ગતિશીલ કાર્ય રથનાં ચક્રોને જાણે લોકસંગીતનું સ્નેહન કરીને ગતિને સરળ બનાવી દીધી છે.

[ સંગીત–બન્નેનો પ્રિય વિષય. બાલ્યાવસ્થામાં જ બન્નેને લોકસંગીતના સંસ્કારો ઘરઆંગણે જ ખેલતાં કૂદતાં માતાઓ તરફથી મળ્યા. એમાંથી ભજનો તરફ વળ્યા. નવાં ભજનો, નવો ભાવ, નવો ઢાળ, નવી ગાયકી પકડતા જ જાય. એ સંસ્કાર મંદિરોમાં અને હવેલીઓમાં પીરસાતા સંગીતથી વધુ દૃઢ બન્યાં. બન્નેની રખડપાટની જિંદગીમાં લોકસંગીતના સંસ્કારો બહુ ફાલ્યા–વિસ્તર્યા. અને ભજનો અને લોકગીતોનો સંગ્રહ તથા સંશોધન શરૂ કર્યાં, સાપ્તાહિક 'ફૂલછાબ'માં એ લેખમાળારૂપે પ્રગટ થયાં. શાસ્ત્રીય સંગીતનો અભ્યાસ જેલ દરમિયાન કર્યો, સિનેમા સગીત વિષે ૧૯૪૨ની ભુગર્ભ પ્રવૃત્તિ દરમિયાન જાણવા મળ્યું. કેટલુંક સતત સંગીત રેડિયોના શ્રવણથી મળ્યું. બાકીનું સંગીતની મહેફિલો, મિજલસો અને જલસાઓ તથા વાચનથી સમૃદ્ધ બન્યું છે. અહીં ,લોકસંગીત અંગે જે લેખ આપ્યો છે તે ૧૯૪૬ દરમિયાન મુંબઈ રેડિયો સ્ટેશને અપાયેલ સંગીત શ્રેણીનો એક હપ્તો છે. એમાં પહેલો શાસ્ત્રીય સંગીત વિશેનો વાર્તાલાપ શ્રી. ડી. જે. વ્યાસે આપેલો, આધુનિક સંગીત વિશે શ્રી. હરકાન્ત શુક્લે આપેલો, સિનેમા સગીત વિશે શ્રી. જીતુભાઇ મહેતાએ આપેલો. જ્યારે લોકસંગીત વિશે બાંધવ બેલડી વતી શ્રી. જયમલ્લ પરમારે આપેલો. ]

**આ** ભારતીય લોક-સંગીતની ઉત્પત્તિ ક્યારે? કદાચ ભારતવાસીઓના પૂર્વજોએ આ ભૂમિ ઉપર પગલાં માંડ્યાં એ પહેલાં.

કોઈપણ લોકસંગીતની ઉત્પત્તિ શામાં?

એ લોકસંગીતને ગાનાર લોકોના માનસિક વિકાસના આદિસ્થાનમાં.

લોકરુત લાગણીનાં સંવેદનો અનુભવવા લાગે, કે તરત જ એનો આવિર્ભાવ માગે. એ આવિર્ભાવ વિવિધ અવાજો વડે–નાદ વડે વ્યક્ત થાય. જેવો આવિર્ભાવ તેવો જ નાદ અને શબ્દો. આવા ભાવ, સ્વરો અને શબ્દોનું વ્યવસ્થિત, સાદું ને સરળ સ્વરૂપ તે લોકસંગીત.

એ રીતે જોતાં આ ભૂમિ પર પગ માંડતાં પહેલાં ભારતવાસીઓનો અમુક માનસિક વિકાસ થઈ ચૂક્યો હતો. એમણે રચેલા જગત સાહિત્યના આદિ અને અપૂર્વ ગ્રંથશાસ્ત્રો—વેદો એની સાક્ષી પૂરે છે.



પખાજ



નોબત



નગારું

## વેદોમાં સામગાન

એ વેદોમાંયે સામવેદનો વીણાવાદન સાથે ગવાતી સંગીતબદ્ધ ઋચાઓનો જ ગ્રંથ સંગીત પર્વતના સર્વે શિખર સમું ઋચાઓનું એ સામગાન, વિસ્તૃત પટ પર પથરાયેલા લોકસંગીતના પાયા વગર ઊભું રહી જ ન શકે. સંગીતને શાસ્ત્રીય સ્વરૂપ આપનારા મૂળ રચયિતાઓએ આકાશમાંથી નવ દિવ્ય લોકસમુદાયના કંઠમાં ઘુંટાતા સ્વરોને પકડીને એની ભૂમિકા ઉપર જ સામગાનની રચના કરી હશે.





આમ છતાં વેદોમાંથી કે એ પછી રચાયેલાં શ્રુતિ-સ્મૃતિમાંથી કે રામાયણ મહાભારત સુધીના કાળને લઇને, ઇસવીસન પૂર્વે પહેલી સદીમાં ભારતીય સંગીત શાસ્ત્રનો આદિગ્રંથ ભરત નાટ્ય શાસ્ત્ર રચાયું, ત્યાં સુધીમાં લોકસંગીતનો કશો ઉલ્લેખ આપણને મળતો નથી. અલબત્ત તેઓ ગાન અને ગ્રામગાન, જાતિ અને ગ્રામ્ય જાતિ અને મુર્છના ગાન, માર્ગી અને દેશી ગાનનો ક્રમબદ્ધ ઇતિહાસ મેળવી શકાય એવા ઉલ્લેખ આપી જાય છે.



બંસી



પાવો



શરણાઈ



ઢોલ



ઢોલક

## લોકસંગીતનું અનંતસ્વરૂપ

ભરત નાટ્ય શાસ્ત્ર પછી લગભગ ૧૩મી સદીમાં સંગીતનો મહાગ્રંથ સંગીત રત્નાકર રચાયો. જૂના માર્ગી અને દેશી સંગીતમાંથી અનેક સંગીત પદ્ધતિઓ વહેતી થઇ. ધ્રુપદ ધમાર અને ખ્યાલની ગાયકિઓ અસ્તિત્વમાં આવી. એ ગાયકીઓને પ્રસ્થાપિત કરતા શાસ્ત્રીય સંગીત ગ્રંથોની પરંપરા ચાલી.

આ બધું તો શાસ્ત્રીય સંગીતનું સાહિત્ય. ધર્માશ્રિત કે રાજ્યાશ્રિત પરિમિત શિષ્ટજનોનું એ સંગીત. એ શાસ્ત્રોએ અને ગ્રંથોએ લોકસંગીતને લક્ષમાં લીધું નથી. ધર્મોએ અને રાજ્યોએ એને કશો આધાર આપ્યો નથી. પણ લોકસંગીતને જનસમુદાયનો જબરો આધાર મળી ગયો.

લોકોના દિલમાં ઊર્મિઓ અને આવેગ પડ્યા છે, ભાવ ને લાગણી પડ્યાં છે. આ બધા ભાવાભાવોને લોકસમુદાયે સંગીતરૂપે વ્યક્ત કર્યાં છે. પરિણામે આ ભૂમિના એકથી બીજા છેડા સુધી લોકસંગીત અનંત સ્વરૂપે પથરાઇ ગયું છે.

## પ્રજાજીવનનું સ્નેહન

આવું લોકસંગીત લોકોના સમસ્ત જીવન-વ્યવહારમાંથી ઉત્પન્ન થયું અને જીવન વ્યવહારમાં જ વણાયું. વહેલી સવારનાં પ્રભાતિયાંથી માંડીને ભાંગતી રાતનાં ભજનો સુધી લોકસમુદાયે સંગીતનો પુલ સાંધી દીધો છે. બાળ જન્મમાં હાલરડાંથી માંડીને મૃત્યુ બાદ ગવાતા મરસિયા, રાજિયાએ આજ સુધી લોકસંગીતની બિછાત બીછાવી દીધી છે.

પ્રજાજીવનનો કોઇપણ મહત્ત્વનો પ્રસંગ કે ઉત્સવ જુઓ. રોજ બરોજનો સામાન્ય વ્યવહાર નીરખો. બધે તમને કાર્ય વ્યવહાર સાથે સંગીત સંભળાવાનું. લોકસમુદાયે પોતાના સતત ગતિશીલ કાર્ય રચનાં ચક્રોને જાણે લોકસંગીતનું સ્નેહન કરીને ગતિને સરળ બનાવી દીધી છે. સંગીતના કોઇપણ પ્રકારના તાલે તાલે આપણે તાલ દઇને ડેલી ઊડીએ એવું એ તાલબદ્ધ અને લયબદ્ધ હોય છે.

## લોકસંગીતના ભારતીય પ્રકારો

આવા તાલબદ્ધ અને લયબદ્ધ લોકસંગીતના એકેએક પ્રાંતે કેટકેટલા પ્રકાર સર્જ્યા છે! બંગાળે બાઉલ અને ભાટિયાલી, ઝુમુર અને કીર્તન આપ્યા છે. તો પંજાબે મહિયા અને હીર, ધોરી અને ગીદ્દા દીધાં છે.

કાઠિયાવાડ ગુજરાતે રાસ અને ગરબીઓ આપી છે, દુહા અને ભજનો આપ્યાં છે.

તો મહારાષ્ટ્રે પોવાડા અને અભંગ, લાવણી અને પદ આપ્યાં છે.

ઉત્તર હિંદના દિલ્હીથી બનારસ વચ્ચેના પૂરબ વિસ્તારે કજરી અને હોરી આપ્યાં છે. ઝુલા, સોહર અને સાવન દીધાં છે. નોટંકી, ચૌકલિયા અને સાકા દીધાં છે.

સરહદે નીમકાર્ઈ, લોબા અને સંદરા આપ્યા છે તો સિંધે કાફી અને સુફી સંગીત આપ્યું છે.

તામીલ તેલુગુ અને ર્ણાટક વિસ્તારે પણ વિવિધ લોકસંગીત સર્જ્યું છે. તો પહાડો જંગલોમાં વસતી અનેક આભણ આદિજાતિઓએ નૃત્યમયસંગીત આપીને પોતાની વિશિષ્ટતા નોંધાવી છે. જુદા જુદા પ્રાંતોએ તો ઠીક પણ પ્રાંતની જુદી જુદી જાતિઓએ પણ પોતપોતાના જીવન અને કાર્ય અનુરૂપ સંગીત સર્જ્યાં છે.




**સ્વરરચના ને સચોટતા**

આખું સાગરની જેમ હરહંમેશ નવીન ભાવો, નવીન સ્વરો નવીન માધુર્યને પોતાનામાં સમાવ્યે જતું લોકસંગીત આટલું લોકવ્યાપી તો બન્યું. એના રાગોની સરળતા અને સચોટતાને કારણે, કોઈ ગાયક કંઠ પણ એ રાગોને આસાનીથી અપનાવી લ્યે એવી એની સ્વરરચના સરળ અને ટૂંકી ટૂંકી હોય છે, ભાવને અનુરૂપ રાગ, રાગને અનુરૂપ સ્વરો ને સ્વરોને અનુરૂપ શબ્દો.

લોકસંગીતની હલક અને લહેકા અન્ય તમામ સંગીત-પદ્ધતિઓ કરતાં વધુ લાલિત્યમય હોય છે. આ હલકમાં ગાતા અને લહેકા લેતા જનસમુદાયના કંઠ એક સ્વરથી બીજા સ્વર પર જતાં વચલા સ્વરોને મૃદુતાથી સ્પર્શ કરતાં જાય છે. એમ કરીને એ વચલા સ્વરનું આગવું લાલિત્ય ઉમેરતાં જાય છે. આવા લાલિત્યમય લહેકાને શાસ્ત્રીય સંગીતકારો કાકુસ્વર સ્પર્શિત સંગીત કહે છે. પ્રખર પ્રયાસથી જ જેના પર પ્રભુત્વ મેળવી શકાય છે એ કાકુસ્વરસ્પર્શને લોકકંઠમાં આટલી સ્વાભાવિકતાથી રમતું જોઈને તેઓ તાજ્જુબી અનુભવે છે.

**લોકસંગીતના રાગો**

લોકસંગીતમાં પ્રધાન રાગ પણ કેટલા! રામગ્રી, બિલાવલ, આશાવરી, મારૂ, બિહાગ કે કાફી, સારંગ, મલાર, ધનાશ્રી કે ભીમપલાસી. આવા રાગોને લોક સંગીતે પોતાના પટ આપી આપીને અનેક સ્વરૂપે રજૂ કર્યા છે. થોડાક જ રાગોમાંથી એમણે હજારો ઢાળ આપ્યા છે. એકએક ઢાળ પોતાના ભાવ સચોટપણે રજૂ કરવાની શક્તિ ધરાવે છે. પોવાડાના ઢાળ યુદ્ધાવેશ ઊભો કરે તો કાઠિયાવાડી મરસિયા શોકની છાયા પાથરી દ્યે, પંજાબી રોલકગીત પ્રેમની ઉન્મત્તતા આપી જાય તો બંગાળી બાઉલભજન ચિત્તને સહજ શાંતિ જ આપે.

તદ્દન નિયમબદ્ધ ભારતના શાસ્ત્રીય સંગીતની Melody અને નિર્બંધપણે પોતાનો રંગ પકડતા પાશ્ચાત્ય સંગીતની Harmony વચ્ચેની કડીરૂપ જ જાણે આ સંગીત છે. બન્ને સંગીતની શક્તિ-અશ-





ક્તિ મૂલવનાર અભ્યાસીઓએ લોકસંગીતનો આ દૃષ્ટિએ અભ્યાસ કરવાની જરૂર છે.

લોકસંગીતના તાલો

લોકસંગીતના તાલ પણ સાદા જ, ઢીચ, કેરવા કે ત્રિતાલ. ચલતી, દીપચંદી કે દાદરા. આવા સાદા તાલમાં એમણે એવાં લય અને વેગની મસ્તી ભરી દીધી છે કે જનસમુદાય અનાયાસપણે નાચે જ જાય.

ભાવને અનુરૂપ સાદા રાગ તાલ અને એવાં જ સાદાં વાદ્યો. બંસી, પાવો અને શરણાઇ; ઢોલ, ઢોલક, પખવાજ અને નોબત નગારાં; રાવણહથ્થો એકતારો ને મંજીરા; ડફ, ડાકલું, પખાજ અને ખંજરી; ઘટ, ઘલો ને ઘુંઘર, આ એમનાં વાદ્યો.

આવા સાદા રાગ અને વાદ્યો વડે આદિવાસીઓ સમૂહનૃત્યથી, ઉત્તર હિંદની સ્ત્રીઓ કજરી નૃત્યથી, અને કાઠિયાવાડ ગુજરાતના લોકો શ્રીકૃષ્ણ મહારાજે વહેતા મૂકેલા હલીસક નૃત્યથી એટલે કે રાસગરબાથી ધરતીને ચકડોળે ચડાવે છે.

લોકગીતોની પ્રેરણા

આવા લોકસંગીતને મદદ કરે છે અને વ્યક્ત કરનારાં લોકગીતોમાંથી કવિઓમાં કુલગુરુ કાલિદાસથી માંડીને ગુરુવર ટાગોર સમા સમર્થ કવિઓએ પ્રેરણા પીધી છે. એવું ઉચ્ચ કોટિનું કાવ્યત્વ ધરાવતા એ લોકગીતો લોકસંગીતને અચલ પાયા પર મૂકી દૂએ છે. આવું લોકસંગીત પેઢી દર પેઢીથી ગવાતું, જળવાતું અને ઉમેરાતું આવે છે.

આવું સમૃદ્ધ લોકસંગીત આપણા સંગીતની


ખંજરી


ઘટ


ઘલો


ઘુઘરું

એકએક શાખા માટે પુરાણા કાળથી પ્રેરણારૂપ રહેતું આવ્યું છે ને રહેશે. ભારતીય શાસ્ત્રીય સંગીતે આ લોકસંગીત પાસેથી જ ગાયનવાદન અને નૃત્યનું વિભાગીકરણ તેમ જ સમય સમય અને ઋતુ ઋતુના ભિન્ન ભિન્ન રાગનો પ્રભાવ મેળવ્યો છે. સ્વ. પંડિત નારાયણ મોરેશ્વર ખરે તો શાસ્ત્રીય સંગીતની કેટલીક ખૂટતી કડીઓ લોકસંગીતમાંથી મેળવી શકાય એમ એમના લોકસંગીતના ઊંડા અભ્યાસ બાદ માનતા હતા.

ખ્યાલની બીબાંઢાળ ગાયકી છેકને ધ્રુપદ ધમાર બાદ કંઠની કસરત બની ગયેલી ખ્યાલની ગાયકી પણ ભૈરવ, સારંગ કે કલ્યાણ જેવા રાગરાગો ને તાનપલટાના એકધારા કલાને શુષ્ક બીબામાં ઢાળતી જાય છે. એ ગાયકીએ એક એક રાગને ભાવ પ્રમાણે કેમ ગાઈ શકાય એ સાદા લોકસંગીત પાસેથી જ શીખવું પડશે.

કાં તો ખ્યાલની એ ગાયકીએ લોકસંગીતની જેમ ઉચ્ચ કાવ્ય તત્ત્વો ધરાવનાર ભાવવાહી ગીતોનો આશ્રય લેવો રહ્યો, અથવા તો લોકોના દિલમાં રસ ઉત્પન્ન કરવાની ખૂબી અને તાકાત મેળવવા ભાવવાહી રવાસંગીતની ઉપાસના કરવી રહી. ખોટા ખ્યાલો છોડીને, બંધ દિલો ખોલીને મેદાન વચ્ચે આવવાની તાકાત મેળવશે તો જ એ ગાયકી જીવી શકશે.

ખ્યાલની ગાયકીની કંઠ કસરતના કંટાળામાંથી જ આપણું હળવું સંગીત ઉત્પન્ન થયું છે. ટપ્પા, ઠુમરી, અને દાદરા; પદ, ભજન કે લાવણીના એ

હળવા સંગીતે લોકસંગીતની જ મીઠાશ અને ભાવનો રસ ઉમેરીને શાસ્ત્રીય સંગીત કરતાં વિશેષ પ્રદેશ સર કર્યો છે.

આ લોકસંગીતમાંથી જ પ્રેરણા લઈને રચાયેલાં ભજનોએ લોકસંગીત જેવી જ ચિરંજીવિતા પકડી લીધી છે. ઉત્તર હિંદના નાનક, કબીર, તુલસીદાસ; ગુજરાતનાં નરસિંહ–મીરાં, મહારાષ્ટ્રના એકનાથ–તુકારામ, મદ્રાસના ત્યાગરાજ અને ભારતી તેમ જ બંગાળના વિદ્યાપતિ, ચંડીદાસ અને રામપ્રસાદ આના સમર્થ ઉદાહરણ છે.

હજી આપણી નજર સામે જ કવિવર રવીન્દ્રનાથે બાઉલ, ભાટીયાલી, સુમુર અને કીર્તનમાંથી જ સ્વરની પ્રેરણા પીને જે રવીન્દ્ર સંગીત રચ્યું છે તેણે બંગાળમાં સબળ સ્થાન મેળવી લીધું છે. આપણે ત્યાં ગુજરાતમાં પ્રેમાનંદ, દયારામ અને ધીરાએ આ કાર્ય કર્યું છે, કોઈપણ મોટા કવિ કરતાં બોટાદકરનાં ગીતોએ લોકહૃદયને પકડી લીધું છે તે એનામાં રહેલાં લોકસંગીતના તત્ત્વોને જ આભારી છે. સ્વ. કવિ નાનાલાલ જે રાસ લોકગીતોના ઢાળ રચાયા તે સહેજ લોકકંઠે જઈ વસ્યા.

### ફિલ્મોનું ભાથું

ફિલ્મોએ પણ વાચા મેળવી ત્યારે શરૂ શરૂમાં નાટકિયા સંગીતનું અનુકરણ કર્યું. એ રસહીન બન્યું કે શાસ્ત્રીય સંગીતનો આશરો લઈ જોયો. એમાં સફળતા ન મળી ત્યારથી ફિલ્મસંગીત લોકસંગીત પાસેથી જ ભાથું મેળવતું રહ્યું છે.

ન્યુ થીએટર્સના રાયચંદ બોરાલે, પ્રભાત થીએટર્સના શ્રી કૃષ્ણરાવે, પુરવના પંડિત અમરનાથે અને પંજાબી ગુલાહૈદરે પોતપોતાના પ્રાંતના લોકસંગીતમાંથી કેટલાક સૂરો પકડીને ફિલ્મીસંગીતમાં વહેતા મૂક્યા છે. એ બધાંએ પકડયા છે એ સિવાયના અનંત સ્વરો વણસ્પર્શ્યા પડયા છે. આ એકે એક સુર લોકમાનસને પકડી રાખવામાં ફિલ્મોને પ્રજાપ્રિય બનાવવામાં અજબ ફાળો આપી રહ્યા છે.

આમ છતાં પાશ્ચાત્ય સંગીતની પીઠ ઉપર ઊભું રહેલું ફિલ્મસંગીત માનવજીવનના સનાતન ભાવોને પકડવામાં નિષ્ફળ ગયું છે. ને માનવીની ક્ષુલ્લક વૃત્તિઓને તીવ્રમય બનાવીને પામર રસો પીરસતું હોવાથી ક્ષણજીવી જ બનતું રહ્યું છે. ફિલ્મી સંગીત સૂતેલા કંઠને અને સૂતેલી લીપ્સાઓને સાથોસાથ જગાડવાનું કાર્ય કરે છે. આવું સંગીત લોકોના સમસ્ત જીવનવ્યવહારનું સાથી ન બની શકે. છતાં લોકસંગીત સનાતન અને નિર્મળ સ્વરો અને ભાવો દ્વારા પોતાનું ઝેર નીતારવાનું.

### નવસંસ્કરણની જરૂર

આટઆટલી શક્તિઓ ધરાવવા છતાં લોકસંગીત આજે નવસંસ્કરણ માગી રહ્યું છે. પ્રથમ તો અત્યારે પ્રચલિત છે, એ લોકસંગીતના સ્વરોનો સંગ્રહ અને અભ્યાસ કરી લેવાની જરૂર છે. અંગ્રેજ અમલદારો અને પરદેશી પાદરીઓએ શરૂઆત કર્યા બાદ પ્રાંતે પ્રાંતમાં લોકગીતોનો સંગ્રહ કરવાની શરૂઆત થઈ છે. પણ લોકસંગીતના સ્વરોનો સંગ્રહ કરવાની કોઈએ શક્તિ બતાવી નથી. એ ક્ષેત્ર શિક્ષિત સંગીતનિષ્ણાતો અને અભ્યાસીઓની રાહ જોતું પડયું છે.

આદિવાસીઓનાં લોકગીતોના થોડાક સૂર ફ્રેધર એલ્વીન તેમ જ અન્ય પાદરીઓએ પાશ્ચાત્ય નોટેશનમાં ઉતારી લીધા છે, ગુજરાતી લોકસંગીતમાં થોડા સ્વરોનો પણ આજના જાણીતા સંગીતશાસ્ત્રી શ્રી. મનહર બર્વેના પિતા સ્વ. ગણપતરાવ બર્વેએ તેમ જ આશ્રમનિવાસી સ્વ. પંડિત નારાયણરાવે સંગ્રહ કર્યો છે. ઑક્સફર્ડ યુનિવર્સિટી તરફથી આવેલ ડૉ. બાકે નામના લોકસંગીતના અભ્યાસીએ આખા હિંદમાં ફરીને રીલ ઉપર પ્રાંતે પ્રાંતના સ્વર પકડી લીધા છે. એમાં કાઠિયાવાડ–ગુજરાતનું લોકસંગીત પણ થોડું પકડાઈ ગયું છે. પણ એ સ્વરો તો ઇંગ્લેંડને કામ આવશે. એ કામ આપણા ભારતવાસીઓ કે ઓલ ઇન્ડીઆ રેડિયો જરૂર કરી શકે.

### લોકબળોને અનુરૂપ

આમ સ્વર–સંગ્રહ અને એનો અભ્યાસ કર્યા બાદ લોકસંગીતમાં જે જબરદસ્ત બળો પડ્યાં છે

# ભેરુબંધી

## લોહીની સગાઈ વગરના સંબંધે પણ લાગણી ઉપર ચોટ લાગી જાય છે તો એ ભાષામાં શે ઊતરે?

રતિલાલ ત્રિવેદી

નિરૂભાઈના સ્વર્ગવાસના સમાચાર અનેક રીતે દુઃખદ અને આઘાત જનક છે. મૃત્યુ હમેશાં આઘાતજનક જ હોય, તેનો સ્વાભાવિક છે. પરન્તુ કેટલાંક મૃત્યુ તેની પાછળ અમુક જાતની સુરાવટ મૂકતાં જાય છે, એ સુરાવટ હમેશાં કાનમાં ગુંજ્યા કરે છે, અને નિરંતર એક એવા પ્રકારની સ્મરણીય ગાથા કરતી છે, જેને જગતની કેટલીક મહામૂલી સાહિત્યકૃતિઓ, કે સ્વાર્પણ અને પ્રણાલિકાની ઝગમગતી જ્યોત સાથે મૂકી શકાય.

નિરૂભાઈનો પરિચય કોઈ દિવસ થયો નથી, કોઈ દિવસ તેને જોવાનો પણ પ્રસંગ સાંપડ્યો નથી, નામ પણ પહેલ વહેલું, 'ખંડિત કલેવરો' વાંચ્યું ત્યારે સાંભળ્યું, પછી તો—તેમને માટે બીજું ઘણું જાણવા મળ્યું, 'કદમ કદમ બઢાયેજા,' 'આપણે આંખે ઊગનારાં. આવા તેમના ઘણાં પુસ્તકો વાંચ્યાં, અને સંબંધ ગાઢ થતો ગયો, નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર આ બન્ને નામો ઘણી વખત મારા મગજમાં રમવા માંડ્યાં, પાંગરતી શૈલી, માણસના જીવનમાં રહેલી ઝીણવટ, અને સાચા જીવનની તાઝગીભરી છણાવટ, ભર્યાં આ પુસ્તકો ઘણી વખત તેમના લેખકોને ઓળખવા માટે ઈચ્છા ઊભી કરતા પરન્તુ સંજોગો ઊભા થયા નહીં.

પછી ઘણાં વર્ષો વીતી ગયાં. નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર આ બન્ને નામો મારે માટે હંમેશાં, દેખીતી રીતે અજાણ્યાં છતાં, અનેક રીતે નિકટતા પામી ગયાં.

એક દિવસની વાત છે, ફૂલછાબનાં વ્યવસ્થાપક શ્રી. માણેકલાલ દવે પાસેથી શ્રી નિરંજન વર્મા અને જયમલ્લ પરમારની વાતો સાંભળતો હતો, ભેરુબંધીની અઢળક વાતો સાંભળી છે, પરન્તુ આ ભેરુબંધીની વાતો સાંભળવા માંડ્યો અને શ્રી. માણેકલાલ માટે અનેક તર્કો કરવા લાગ્યો, આ વાતો સાચી છે? માની કેમ શકાય! આ યુગમાં મૈત્રી શબ્દ માત્ર તેના બનાવટી અર્થમાં જ વપરાય છે, ત્યાં આવી મૈત્રીની શકયતા ખરી? શ્રી માણેકલાલ એવા પ્રકારની વ્યક્તિ છે જે બહુ બોલીને માણસને આકર્ષવામાં માનતા નથી, કે નથી કોઈના વધુ પડતા વખાણ કરીને કોઈની પ્રશંસા કરવામાં. છતાં

**જેણે પોતે જ પોતાને માટે અને અનેકને માટે શાન્તિની**

---

તેને આપણી નૂતન ભાવનાને અનુરૂપ સંગીત-રચના કાર્યમાં જોતરી શકાય.

ગુલામીમાં સપડાયા બાદ આપણને પરભાષામાં શિક્ષણ મળ્યું ને ભણેલો વર્ગ વિરાટ આમસમુદાયથી વિખુટો પડી ગયો. પરિણામે નવાં બળો ઝીલીને એને લોકસંગીતમાં વણવાનું બંધ થયું. આ અને એવાં બીજાં સામાજિક બળાબળોને કારણે આપણું લોકસંગીત નવી ભાવનાઓ, નવાં સંવેદનો, નૂતન આદર્શો અને નૂતન બલિદાન સંસ્કારથી વંચિત થતું જાય છે. લોકસંગીત લોકસમુદાયનું હતું ને છે. આજે નૂતન સમયુગમાં પગરણ વખતે સંઘસંગીતની જરૂર ઊભી થઈ છે. એ કામ લોકસંગીત જ કરી શકે.

આ રીતે પોતાના ભૂતકાલીન વારસાનો અભ્યાસ કરીને વર્તમાનકાલીન પરિસ્થિતિનું મૂલ્યાંકન કરીને તેમજ ભાવિકાલ સામે નજર કરીને લોકસંગીત ભારતીય સંગીતનું ભાવિ વધુ ઉજ્જવળ બનાવી શકશે.

---

[ લોકસંગીત 'ભારતીય સંગીતનું ભાવિ' એ રેડિયો વાર્તાલાપ પરંપરાનો ચોથો ને છેલ્લો હપ્તો અ. હિં. રેડિયોના સૌજન્યથી. ]



જે મેં તેમની પાસેથી સાંભળ્યું તે આ જગતમાં બનવું કઠણ લાગ્યું, સાચી વાત કરતાં કોઈ આદર્શ-વાદી લેખકની કથા જેવું લાગ્યું.

વર્ષો બે વર્ષે તમારો અને પછી ભાઈ જયમલ્લનો પરિચય થયો, અને શ્રી માણેકલાલની વાત દિલમાં ચોટી ગઈ માત્ર તેમાં મેં મારી રીતે થોડો સુધારો કરી લીધો. નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર જ નહીં પરન્તુ તમારૂં નામ પણ સાથે ભેળવી દીધું છે.

એક જ લોહીની સગાઈથી સંસારમાં ઘણાં ભાઈ, બહેન, મા, બાપ બને છે, એ તો ઘરની સગાઈ છે, પરન્તુ, આવી લોહીની સગાઈ ન હોય છતાં ભાઈ બની જાય, બહેન બની જાય છે, ત્યારે લાગણીના થર ઉપર એક એવી ચોટ લાગી જાય છે, જેને ભાષામાં ઊતારવી કઠણ પડે છે.

મેરૂબંધીની ઘણી ગાથાઓ મેં વાંચી છે, સાંભળી છે. સ્વ. મેઘાણીની 'અણુનમ માથા'ની વાર્તા વાંચીને દિવસો સુધી મારું મન ભરાઇ ગયું હતું, પરન્તુ તમારી મેરૂબંધીમાં ગાથા કરતાંયે વધુ અને બીજી અનેક માણસાઈની સાંભળેલી વાતો કરતાં મારા મનને હમેંશા, વધુ તૃપ્ત કર્યું છે. હમેંશ વધુ વિચારો જન્માવ્યા છે. ઘણીં વખત. ક્યાંક ડુંગરાની ગાળીમાં, ભટકતા હોઇએ, ચોમાસાના પવન ફુંકાતા હોય, મોરલા બોલતા હોય, ડુંગરા ગાજતા હોય અને મેઘ ધરતીને જળબંબાકાર કરી મૂકતો હોય ત્યારે હૈયે જેવી ટાઢક વળે છે, તેવી ટાઢક તમારા સબંધોની કડીએ વાળી છે.

તમારા ત્રણે કુટુંબના સંબંધની ઉજમાળી કડી, આજે જે દોરથી બંધાયેલી છે, એ મારે માટે એક ઇતિહાસ છે. ઘણી વખત થાય છે, આ બધામાંથી થોડુંક જ તારવી લઈ એકાદ સત્ય પ્રસંગની નવલ-કથા લખું, અવસર જરૂર પ્રાપ્ત થશે એવી આશા અત્યારે તો રાખું છું.

સ્વ. ભાઈ નિરંજન માટે શું લખું? ૧૯૩૦-૩૧, થી માંડીને ૧૯૪૩ સુધીનાં તેમના જીવનનાં સ્મરણો હમણાં જ જયમલ્લભાઈ પાસેથી સાંભળ્યાં, માંદગીએ તેમને ઘેરી લીધાં એ પછીની વાત પણ સાંભળીને આંખો ભીની થાય છે, જીવનના અણુએ અણુમાં રહેલી તેમની સ્વાર્પણ અને ઔચિત્ય લાગણી જરૂર અનેકને પ્રેરણા આપશે જ.

આવા જીવને માટે બીજી આશા પણ શું હોય, કદાચ વ્યાધીએ એમને મૃત્યુ ન આપ્યું હોત તે દેશની કોઈ વ્યાધીને કારણે પણ તેમણે મૃત્યુ નોતર્યું જ હોત!

અંગત વાતો લખતી વખતે કેટલીક વખત અતિશયોક્તિનો ભય રહે છે, છતાં પણ આ પત્ર પૂરો કરું તે પહેલાં, વિદ્યાબહેન, પ્રતાપબહેન અને આવા બીજાં અનેક તમારા કુટુમ્બના માણસોને અંજલિ આપ્યા સિવાય તો રહી શકાતું નથી. સ્વર્ગસ્થને અર્પેલી તેમની સેવાઓ કેમ વિસરી શકાશે!

અને ભાઈ નિરંજન જેવા માટે પ્રભુ પાસે શાન્તિ માગનારા આપણે કોણ! જેણે પોતે જ પોતાને માટે અને અનેકને માટે શાન્તિની શોધ કરી હતી.

## શોધ કરી હતી એને માટે શાંતિ માગનાર આપણે કોણ?



# માનવકુલનું મઘમઘતું પુષ્પ

બાલુભાઈ વૈદ્ય

## અક્ષરદેહે અમર થયેલી એ સુવાસને આપણી ભાવી પ્રજા કેમ ભૂલી શકશે?

ફુમળો, સ્મિત વેરતો, નમણો ચહેરો. જોવી ગમે તેવી ભાવવાહી આંખો અને ઓછી, ધીમી છતાં મીઠી અને મર્માળી બોલીવાળો એક દુબળો પાતળો જુવાન ભાવનગર દક્ષિણામૂર્તિમાં પહેલવહેલો જોયો ત્યારે મેં એને મારા મિત્ર ગુલાબસિંહ બારહઠના નાના ભાઈ નિરંજન તરીકે ઓળખેલો. ત્યારથી એ પણ નાના ભાઈ તરીકે અમારા મિત્રમંડળમાં ભળી ગયો.

આપણે ત્યાં ખાનદાની એવું શીખવે છે કે જેમ વધારે રૂપ તેમ ઢાંકવું વધારે જોઈએ. સહજ સ્વભાવે માણસ પોતાના વૈભવ વધારવા થોડાક ઠઠારો કરી લે છે પરંતુ એ જ વખતે સ્વભાવિક રીતે જ રૂપ અને ઠઠારો એ બન્નેને સંતાડવાના પ્રયાસો પણ કરે છે. નિરંજનની તેજસ્વી બુદ્ધિ અને વાણીના ચમકારા ઘણીવાર જોવા મળતા પરંતુ એ એના શરમાળપણાનું ઢાંકણ ક્યારેક અચાનક ઊપડી જાય ત્યારે જ. ચારણ બારોટના જુવાન માટે આવી શરમ નવીન ગણાય. પરંતુ ઊંડાણમાં પડેલી અગાધ શક્તિના યોગ્ય પરિપાક માટે કુદરતને આ જુવાનમાં એ જ વધારે ઇષ્ટ લાગ્યું હશે.

નિરંજનના આ લક્ષણો નાના મોટા સૌને તેના તરફ વધારે આકર્ષનારાં નીવડેલાં. સૌ કોઈ એના સંસર્ગમાં આવવા ઇચ્છે અને થોડા વખતમાં એના

## આ શાંત શહીદીની નોંધ કોઈ ખાંભી ઉપર નહી લખાય. પરંતુ એની સાર-

મિત્ર બની જાય એવું એ જોરદાર આકર્ષણ હતું.

નિરંજનની મારા ઉપર પડેલી આ પહેલી છાપ.

ત્યારપછી તો સમય ઝડપભેર વહેવા લાગ્યો. નિરંજન અને જયમલ્લ વચ્ચે લોકવાર્તાના મિત્રો જેવી અજોડ મૈત્રી જામી બન્નેનું ખરેખર વાર્તાજીવન શરૂ થયું.

કુળવાન અને કેળવાયેલા છોકરાઓએ ભેગા મળીને તરવડામાં ચામડાં કમાવવા માટે ચર્માલય શરૂ કર્યું. ચંપલ સીવતા સીવતા ભાવનગર હરિજન છાત્રાલયનું સંચાલન કર્યું. વાંકાનેરમાં ચંપલ સીવીને સ્વાવલંબન પૂર્વક જનસેવા કરવાનો પ્રયોગ કર્યો. થોડા નમુડીઆ મિત્રો સાથે મળીને હિમાલય અને બ્રહ્મદેશનો પ્રવાસ ગોઠવ્યો. પરંતુ એ જ વખતે નિરંજન બિમાર પડી જતાં એને ઘેર મૂકીને બીજા મિત્રોએ જવું પડ્યું. ફાદંગના લોકકવિ જેવા ધુસા પટેલની સાથે રહીને રાજકોટની લડતમાં ગામડાં સાચવ્યાં. આ બધી પ્રવૃત્તિઓ દરમ્યાન અભ્યાસ અને કલમ ચાલુ જ રાખ્યાં. જે એ બન્ને મિત્રોને ભારતી'સાહિત્ય સંઘમાં અને છેવટે રાણપુર–ફૂલછાબમાં ખેંચી ગયાં.

એક જેવા સંધાઈ ગયેલાં બન્ને નામો જુવાનો અને બાળકોની જીભે ત્યારથી ચડી ગયાં.

છેલ્લે મેં નિરંજનને એક મિત્રને ત્યાં જોયો. '૪૨ની લડતમાં ભાંગફોડની પ્રવૃત્તિ માટે જેનામાં હિંમત કે વલણ એકેયની કલ્પના હું કદી ન કરી શકું એવા એ મિત્રનો એણે સદુપયોગ મેળવેલો.

પણ હવે નિરંજન જુદો લાગ્યો. એને દોસ્તીનો અને કાળનાં તોફાનોનો રંગ ચડતો હતો. એનું શરમપણું જતું રહ્યું હતું. પરંતુ શરમાળપણાથી ઊભી થઈ ગયેલી ટેવે એની વાણીમાં તોળી તોળીને ધાર્યો ઘા મારવાની શક્તિ વધારી હતી. અક્કડપણાનો એમાં વિશેષ ઉમેરો થયો હતો. ધારક મુત્સદ્દી જેવો આત્મવિશ્વાસ આવ્યો હતો. એવો આત્મવિશ્વાસ જળવાઈ રહે એટલો ઊંડો અભ્યાસ અને માનવ અનુભવ પણ એણે મેળવી લીધો હોય એમ દેખાતું હતું. પહેલાં તો મને નવાઈ લાગી. પરંતુ થોડી જ વારમાં જોયું કે એ તો એણે પ્રસંગ પૂરતો ધારેલો વેશ હતો. બાકી તો એનો એ નિખાલસ, સરલ અને હસમુખો નિરંજન હતો. ચિત્ર, સંગીત, વાર્તા, લેખન વિગેરે અનેક પ્રકારની કલા ઉપરાંત અભિનયની કલા પણ સિદ્ધ કરી હતી. મને એનો ક્ષણિક પરિચય કરાવ્યો એટલું જ. એ તો એવો ને એવો બાળકોનો પ્રિય નિરૂભાઈ હતો.

આ બધી એની લૌકિક શક્તિઓની વાતો થઈ. એનું વિશાળ મિત્રમંડળ, બહોળું લેખન, સંગ્રહો, કાર્યો બધાં આ શક્તિની સાક્ષી પૂરે છે. પરંતુ જેની



સાક્ષી ઓછી મળે એવી આત્મશક્તિની કસોટીએ ઇશ્વરે એને વહેલો ચડાવ્યો.

નિરંજન ભાંગફોડની પ્રવૃત્તિ દરમ્યાન સરકારના હાથમાં પડીને રિબામણીનો ભોગ બન્યો હોત તો એ શહીદ તરીકે અમર થયો હોત. પરંતુ એના ભાગે જુદા પ્રકારની શહીદી આવી. અત્યંત થાક, દોડાદોડી, ઉજાગરા વિગેરે કારણે એને એવા ભયંકર અને બીકણા રોગની સામે ઝુઝવાનું આવ્યું કે જે ભલભલાની હિંમત પણ તોડી નાખે. પહેલાં પ્લુરસી થઈ એમાંથી ક્ષય થયો. શરૂઆતથી આ રોગના અનેક ત્રાસદાયક ઉપદ્રવો ક્રૂર રીતે નડતા રહ્યા. બધી વેદના એણે વૈજ્ઞાનિકના જેવી અભ્યાસવૃત્તિથી વેઠી પોતે પ્રયોગો કર્યા. નિષ્ણાતોને પ્રયોગ કરવા દીધા. પોતાની જ અસહ્ય પીડાને અભ્યાસ અને વૈજ્ઞાનિક સંશોધનનું સાધન બનવા દેનાર નિરંજનની સ્થિતપ્રજ્ઞતા જોઇને સારવાર કરનારાઓ અને પ્રયોગ કરનારાઓ પણ દિઙ્મૂઢ થઈ ગયા. મૃત્યુ સામે સમતા ભરેલી લાંબી લડતને લીધે મૃત્યુના દૂતો સાથે પણ એની ગાઢ મૈત્રી થઈ ગઈ. છેલ્લાં પાંચ વર્ષો તો એ મૃત્યુને ખોળે જ જીવ્યો અને ત્યાં જ વિરમ્યો.

આ શાંત શહીદીની નોંધ કોઈ ખાંભી ઉપર નહિ લખાય. પરંતુ એની સારવારમાં રહેનારા ડૉક્ટરો, પરિચારકો અને મિત્રોના કાળજે અંકાયેલી રહેશે.

નિરંજન એના હસતા મોઢામાં દેખાતા દાડમની કળી જેવા દાંતની સંખ્યા જેટલાં વર્ષો માંડ જીવ્યો હશે. પરંતુ આ વર્ષો તો ભારતવર્ષના ઇતિહાસનાં સર્વોત્કૃષ્ટ વર્ષો હતાં. આ વર્ષોમાં દેશે એવું આત્મભાન અનુભવ્યું કે અત્યાર સુધી મગતરાં જેવાં લેખાયેલાં માણસોએ જગતની સૌથી મોટી સલ્તનતને હટાવી દીધી. સમાજને ફેવે ફેવે ઉંડી ઉતરી ગયેલી સૂજનજૂની અસ્પૃશ્યતાને ઉખેડી નાખી. આ આત્મભાનયુક્ત પુરુષાર્થમાં નિરંજનનો ફાળો આપણી દૃષ્ટિમર્યાદા પૂરતો ઓછો નથી પણ આપણે એ બાબતમાં 'અગણિત મહીંથી એકને' તારવવાનો પ્રયત્ન નહિ કરીએ. પરંતુ માનવકુળનું એક પુષ્પ સંજોગોની હવાએ જ્યાં જ્યાં મૂક્યું ત્યાં નરી સુવાસ અને સુવાસ જ મૂકતું ગયું. એ સુવાસને પામનારાં આપણે એને કેમ ભૂલી શકીશું? અક્ષરદેહે અમર થયેલી એ સુવાસને આપણી ભાવી પ્રજા પણ કેમ ભૂલી શકશે?

☆

વારમાં રહેનારા ડૉક્ટરો, પરિચારકો અને મિત્રોના કાળજે અંકાયેલી રહેશે.



# સ્વ. નિરંજન વર્મા

ઉમાશંકર જોશી

આઠેક વરસ ઉપર ભાવનગરથી પાછા વળતાં રાતે બોટાદ ઊતર્યો અને સવારે મેઘાણીભાઈ રાણપુર 'ફૂલછાબ'ના કામ માટે ગાડીથી રવાના થાય તેમની સાથે જ ચાલ્યો રાણપુર. કાર્યાલયમાં બે જુવાનોનો પરિચય થયો,—ખરું જોતાં કાર્યાલય કરતાં ય વિશેષ તો બપોરે બધા પડખે કોઈકને ત્યાં રોજ જમવા જતા એ સ્થળે થયો. જમવામાં ખૂબ મજા આવી. એ...ઈ બસ બાજરીના રોટલા, છાશ, ને ખુબાકા! પેલા બે જેરુઓએ ત્યાં રોજનું એવું વાતાવરણ જમાવેલું લાગ્યું કે તમે તાજાતાજા થઈ જાઓ. અને એમનો વિવેક! મેઘાણીભાઈને એકબાજુથી મુરબ્બી તરીકે સન્માને, દૂરથી પણ જાળવે, અને બીજી બાજુથી એ બાળક હોય એમ એમને સંભાળે.

એ બેમાંથી એક—ભાઈ જયમલ્લ પરમાર, જે આજે રાજકોટ ગયેલા અને દૈનિક બનેલા 'ફૂલછાબ'ને હજી સભાળે છે. બીજો એકવડિયા બાંધાનો, ગૌર-વર્ણ ઊંચો, તરવરિયો જુવાન—નિરંજન વર્મા, એનામાં ચેતન એવું નિરંતર હલમલ થતું લાગતું કે આજે એમ લાગે કે આવો જીવ ઝઝું આપણી વચ્ચે શેનો ટકે!...બંને ભાઈઓએ મેઘાણીભાઈની છાયામાં 'ફૂલછાબ' શાળારૂપ બનાવી દીધું હતું. મને ખબર નથી બંને યે કૉલેજના પગથિયાં પણ જોયેલાં કે કેમ! પણ બંનેને ભૂતળ ઉપરની કઈ વાતમાં રસ ન હતો તેની જ નવાઈ. બાળકોની પરીકથાઓ, લોકસાહિત્ય, સાહિત્યવિવેચન, રાજકારણ, આંતરરાષ્ટ્રીય મામલા, આપણાં પક્ષીઓ, આકાશના તારાઓ—બધામાં એમને જીવંત રસ. એમની કલમની પ્રસાદી પુસ્તકોરૂપે મળવા માંડી હતી, ત્યાં જ ભાઈ નિરંજન ઉપર ભયંકર રોગોએ હુમલો આરંભ્યો.

ઉપરની મુલાકાતની આસપાસના સમયમાં ગુ. વ. સો.-વિદ્યાસભામાં ભાઈ નિરંજન એકવાર મળવા આવેલા અને વિદ્યાસભાની વિકાસયોજનાઓની કંઈક માહિતી અનાયાસે એમને મળી હશે તે ઉપરથી 'ફૂલછાબ'માં નોંધ આવી. કંઈક માહિતીની કીમત અંગે ગેરસમજ થાય એવું હતું. અંગત રીતે હું સહિત્યસેવકો માટે ખુલાસાઓની જરૂર જોતો નથી. સંસ્થાની વાત હતી એટલે એમને ખબર આપી. તરત જ વિવેકપૂર્વક એમણે ગેરસમજ દૂર થાય એવી ફરી નોંધ મૂકી.

નાનકડું ગુજરાત, તેમાં પણ નાનકડો સંસ્કાર-સેવી વર્ગ. એ વર્ગને પરસ્પર પરિચયમાં આવવાની તકો ન જેવી છે. ભાઈ નિરંજન સાથે મારો સીધો સંબંધ આટલો સ્વલ્પ જ રહ્યો. પણ અમારી વચ્ચે વધારે ઊંડો સંબંધ હતો એમ હમેશાં મને લાગ્યાં કર્યું છે. એમની માંદગી સામેની વીરતાભરી લડતથી હમેશાં એમને માટે મને માનવી લાગણી રહેતી. જીવલેણ દર્દોમાં એ સપડાયા હતા. છેવટે ન જ બચ્યા! એમની શક્તિનો ગુજરાતી ભાષાને અનેક-વિધ લાભ મળવાની આશા આકાળે લુપ્ત થઈ!

ભાઈ નિરંજન વર્માના જીવન અને માંદગી સામેની એમની વીરતાભરી સ્વસ્થ લડત ઉપરાંત એક-બે વસ્તુઓ લક્ષ ખેંચે એવી છે. ભાઈ જયમલ્લ પરમાર અને એ બંનેએ એકમેકથી સાયુજ્ય કેળવીને જે રીતે સાહચર્ય કેળવી એ હૃદયમેળ વિરલ હોઈ નોંધપાત્ર છે. ભાઈ જયમલ્લ એકલે હાથે—પણ બેવડી, બલ્કે અનેકગણી હામથી—બંનેનાં આદર્શો અધૂરાં હોય તે પૂરાં કરે એવી આશા રાખીએ.

શ્રી ઈશ્વરલાલ દવેનો સહૃદય સાથે પ્રકાશકનો જ નહિ, પણ હૃદયસંબંધ હતો, અને જે રીતે સદ્ગતની માવજતમાં એ રસ લેતા હતા એ આશ્વાસક હકીકતની અને નોંધ લેવી મને જરૂરી લાગે છે.

પ્રભુ સદ્ગતના આત્માને શાંતિ અર્પો.

★

# એક હતો આશ્રમ
# એક હતા નિરૂભાઈ

ઠક્કર બાપા હરિજન આશ્રમનો
એક ભૂતપૂર્વ વિદ્યાર્થી

આશ્રમજીવન એ ખરેખર આનંદભર્યું અને ઉલ્લાસમહર્યું જીવન છે.

હજુયે મને યાદ આવે છે એ ઠક્કર બાપા આશ્રમનું વાત્સલ્ય મહર્યું વાતાવરણ.

પહેલા આશ્રમ હતો, થોડાક વિદ્યાર્થીઓ હતા; ને એક ગૃહપતિ હતા. પણ એ બધું યંત્રવત્ હતું, મશીનરી માફક એ ચાલતું. વખતસર ઊઠવું, વખતસર ખાવું ને વખતસર સ્કૂલે જઈ પાછું વખતસર સૂઈ જવું.—આમાં નહોતો આનંદ, નહોતો ઉમંગ ને નહોતો ઉલ્લાસ.

પણ, વર્ષા આવતાં જેમ ધરતી નવપલ્લવ ધરે ને સૃષ્ટિ,આખીમાં જેમ ઉત્સાહનો સમીર ફરી વળે છે, એમ, નિરૂભાઇ આવતા, અમારા આખા આશ્રમનું વાતાવરણ ફરી ગયું.

ઉદ્વેગને ઠેકાણે ઉલ્લાસ, વિદ્વેષને ઠેકાણે વાત્સલ્ય, અમૂંઝણને ઠેકાણે આનંદ અને યંત્રની જગાએ યે મંત્ર આવી ગયો મહામૂલ્યવંતો.

નિરૂભાઇ આમ તો પહેલાં યે ઘણીવાર આશ્રમમાં આવતા. પણ જ્યારે વિધિસર રીતે શ્રી ઠક્કરબાપા હરિજન આશ્રમના ગૃહપતિ તરીકે આવી ગયા, ત્યારે આશ્રમ આખામાં આનંદનું એક મોજું પ્રસરી ગયું.

આવતાવેંત જ તેઓ પ્રત્યેક વિદ્યાર્થીના મનમાં વસી ગયા. પ્રત્યેકના આત્મીયજન તરીકે તેઓએ અમારા હૃદયમાં સ્થાન જમાવ્યું અને અમે પણ સૌ નિરૂભાઈના આશ્રમ સંચાલનથી અતિ આનંદમાં આવી ગયા.

કારણ, નિરૂભાઈ જેવા માનવી મેળવવા અમે સૌ ભાગ્યશાળી બન્યા હતા.

વિદ્યાર્થી જીવન એટલે મસ્તી યે ખરી ને મશ્કરી યે ખરી. પણ એમાં ઘણીવાર મશ્કરી મોંઘી પડતાં કેટલાક વિદ્યાર્થીઓ બાઝી પડતા ત્યારે નિરૂભાઈ એમને સમજાવીને એક કરતા, એકેક એક વિદ્યાર્થીના જીવનને ઉલ્લાસમય અને ઊર્ધ્વગામી બનાવવામાં નિરૂભાઈએ ઘણો મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

નિરૂભાઇ આવતા, આશ્રમમાં ખાવાપીવામાં ફેર પડી ગયો. મનગમતી રસોઇ મળી, મનગમતાં પુસ્તકો ઉપરાંત અવારનવાર નાટ્ય સમારંભો, ગરબા, ગરબી, રાસ, નૃત્ય, દાંડીઆ–રાસ, કવિતા, દુહા, સંવાદ, અંતકડી, વગેરે પ્રત્યેક રમત–ગમત અને ઉલ્લાસ આનંદનાં તત્ત્વો આશ્રમજીવનમાં—વિદ્યાર્થીજીવનમાં તરબતર બન્યા

વળી વિદ્યાર્થી પોતે પોતાના પગ પર ઊભો રહે એવા પ્રયોગો પણ નિરૂભાઇ કરતા, એવી રીતે જીવવા તેઓ ઉત્સુક હતા. એના પ્રથમ પગલા તરીકે તેઓએ એક સિંગરનો સંચો ખરીદાવી બધાને માટે શિવણ-વર્ગ ખોલ્યો. ચર્મઉદ્યોગનાં પણ મંડાણ થયા. અને વળી, પંદર પંદર દિવસે બધા માટે સ્વયંપાક રચાતો. સૌ પોતાની રસોઇ પોતાની મેળે પકાવતા શીખે ને પોતાની રસોઇનો આસ્વાદ ચાખે એવી એની પાછળ દૃષ્ટિ હતી. રસોઈ કરતાં યે બધા રમવા માંડતા—ઓળાય કાળામણી અને હાલતા ચાલતા હુતૂતૂ. એ આશ્રમનો જાણે કે મંત્ર બની ગયો.

વિદ્યાર્થીઓમાં કસરતનું ખરું તત્ત્વ એમણે દાખલ કર્યું. લાઠી, લેઝિમ, ડંબેલ્સ, મલખમ, સિંગલબાર વગેરે ઉપરાંત કવાયત કરતાં ને દોડવાનું પણ એમના આવ્યા પછી શરૂ થયું.

અને વેકેશન પડે ત્યારે અથવા તો વચ્ચે પણ એકાદ માસ કે દોઢ માસની રજા લઇને તેઓ બધા વિદ્યાર્થીઓને ફરવા લઇ જતા. કુદરતની ઉઘાડી ચોપડીનો અભ્યાસ પણ વિદ્યાર્થી જીવનમાં ઘણો ભાગ ભજવે છે એમ તેઓ માનતા ને આચરતા. તેથી અમોને વારંવાર તેઓ સફર ખેડાવતા. એવી રીતે ભાવનગર પ્રદેશના ગામડાં, ભાલનો આખો નપાણિયો પ્રદેશ, ગિરનાર શેત્રુંજય, ગિર અને તુળસીશ્યામ સાણાનો ડુંગર, ચોટીલાની ધાર, ઉપરાંત કાઠિયાવાડ ને ગૂજરાતના મોટાં શહેરોથી માંડીને નાનામાં નાના ગામડામાં પણ નિરૂભાઇ અમને લઈ જતા. ક્યાંક ગામની ડેલીએ ઊતરતા, તો ક્યાંક દરબારી ઉતારે પડાવ નાખતા, ક્યાંક લૉજ વીશીમાં જતાં, ક્યાંક





મંદિરમાં ઊતરતા તો વળી ક્યારેક મસાણમાં પણ અમે ઊતરતા. આવી રીતે પ્રવાસમાં યે, ગમે તે જગાએ વિરામસ્થાન લઇને સૌને પરિસ્થિતિને અનુકૂળ બની જવાનું તેઓ શીખવતા. આનું પરિણામ પણ ઘણું સારું આવ્યું. બધાંનું આરોગ્ય સુધર્યું. કેટલાક બીકણ હતા તે પણ મટી ગયા. સ્મશાનમાં ભૂત થાય છે એ વાતને પણ એમણે અમારી નજરોનજર ખોટી સાબિત કરી આપી.

આવા પ્રવાસોથી વિદ્યાર્થીઓનાં તન-મનમાં નવો જ ઉત્સાહ ઊગતો ને જ્ઞાનસમૃદ્ધિ તથા અનુભવ-વૃદ્ધિ થતી તે તો જુદી.

નિરુભાઇ આશ્રમના ગૃહપતિ બન્યા એટલે તો સૌ કોઇ આનંદથી અભ્યાસમાં ધ્યાન આપતા. કારણ, કોઇ વિદ્યાર્થી પાછળ હોય તો નિરુભાઇ એના પર ખાસ ધ્યાન આપે ને એને સૌની હારે આણી દે. વળી, આશ્રમમાં કોઇ સાજુંમાંદું થાય તો પણ નિરુભાઇનું મન એમાં જ રહે. કોઇને કશું દુઃખ થાય તો એ દુઃખ પોતાનું જ છે તેમ માની એ દૂર કરતા કોઇ રડે કે ખીજાય તો એને હસાવતા.

એક વાર મને કૂવાકાંઠેથી જમણે પગે કાંટો વાગેલો ત્યારે એમણે એ કાંટો પોતાના હાથથી કાઢેલો મને યાદ છે.

આવી રીતે, એકેએક વિદ્યાર્થીના આત્મીય-જન બનીને નિરુભાઇએ, અમારા મન જીતી લીધાં.

એમનામાં વાત્સલ્ય, દયા, પ્રેમ, નિર્મળતા, સૌજન્ય, સાહસ, કરુણા આદિ અનેક ગુણોનો સામટો સંગમ થયેલો હોવાથી કોઇ પણ વ્યક્તિને એ આકર્ષી શકતા. વિદ્યાર્થીઓને આનંદી ને ઉત્સાહી બનાવવામાં એમના આ સદ્ગુણોનો સમૂહ કાફી કામ લાગેલો

એમનામાં શું નહોતું? પિતા જેવું વાત્સલ્ય, માતા જેવી મમતા, બહેન જેવું હેત, ભાઇ જેવો નિર્મળ પ્રેમ અને માનવસુલભ માનવતા......

આવા નિરુભાઇ કોને ન ગમે?—એટલે જ અમે હજી માગીએ છીએ અમારા એ નિરુભાઇ...!

આશ્રમના રોજિન્દા કાર્યક્રમમાં યે નિરુભાઇ સૌથી પહેલા આવતા—મોખરે રહેતા.

સવારે વહેલા ઊઠીને વાળવું ઝૂડવું, પાણી ભરવું, ઠામ વાસણ માંજવા, વગેરે કામ વિદ્યાર્થીઓ જ કરતા. એમાં કોઇ મોડું ઊઠે તો નિરુભાઇ એ કામ કરવા લાગતા એટલે જેને માથે એ કામ હોય તે તો શરમાઇ જ જાય ને! આમ, બીજાં બધાં ક્ષેત્રોની જેમ, કામકાજમાં પણ નિરુભાઇએ વિદ્યાર્થીઓનો ઉત્સાહ વધારી મૂકેલો.

આશ્રમની જવાબદારી એ વખતે શ્રી. બળવંતરાય મહેતાના હસ્તક હતી. તેઓ તો ગુજરસ્થાનના કામ-માંથી પરવારે ત્યારે ક્યારેક આવતા. પણ એમનો સહકાર લઇને જ નિરુભાઇ ડગલાં માંડતા. અત્યારે જેઓ પ્રધાનપદે છે એમાંના મોટા ભાગના મહાનુ-ભાવો એ વખતે આશ્રમમાં આવી ગયેલા ને નિરુભા-ઇને તથા નિરુભાઇના વિદ્યાર્થીઓને અભિનંદન આપી ગયેલા.

આજે મઝાનો આશ્રમ, આજે કોણ જાણે ક્યાંય વિલાઇ ગયો છે.......

ઘણી વાર એમ લાગે છે કે, એ આશ્રમ નહોતો; પંખીનો મેળો હતો. એ મહામેળાના પંખીઓ આજે ક્યાં ય ઊડી ગયા છે.

આશ્રમજીવનનાં એ અમર દૃશ્યોની હારમાળા જ્યારે નજર સમક્ષ પસાર થાય છે ત્યારે, જાણે કે કોઇ સ્વર્ગીય દશ્યો દોડતાં જતાં હોય એમ લાગે છે.

આવા આશ્રમજીવનનો આનંદ આજે અલભ્ય બન્યો છે. એ આશ્રમના આત્મારૂપી નિરુભાઇનાં દર્શન પણ આજે, છેક, દુર્લભ બન્યાં છે......

હવે તો કાળની કલમને લખવા દો:

એક હતો આશ્રમ ને એક હતા નિરુભાઇ...!

★

# આખરી વિસામો

જયન્ત પરમાર

માભોમથી સેંકડો જોજન દૂર જેની
ચિતાનો ભડભડાટ હજુ શમ્યો નથી એ
આજે અનંતમાં આખરી વિસામો લ્યે છે.

છતાં મારી ગોદમાં આજે,
વિસામો આ-ખ-રી લેજે:



આ વેદના કોની ભાષામાં ઉતરશે ?

**સા**મેથી ચાલ્યા આવતા મૃત્યુને આઠ–આઠ વરસથી દૂર ને દૂર ઠેલી રહેલા વીર માનવના મૃત્યુનાં મરસિયા ન હોય: એના મૃત્યુને તો ફૂલડે વધાવાય. એ ફૂલના ઢગલામાં છૂપાયેલું મૃત્યુ આવા માનવના જાકારાના પડતા પ્રહારોથી કાળી ચીસો નાખતું જાણે ભાગી છૂટવા વલખાં મારતું ન હોય એમ આખરે જાતે જ મરી જાય છે. આવા માનવને તો હમેશાં:

'મૃત્યુ મરી ગયું રે લોલ'

જેવા, ગીત-કલકારો એમના ભીડાયેલા હોઠને કાયમ ફફડાવતા હોય છે.

'ફૂલછાબ'. પત્રને કારણે રાણપુર જેટલું ઓળખાતું એથી વધુ એ 'ફૂલછાબ'માં કસબ પૂરનાર કસબીઓને કારણે ઓળખાતું. એમાંનો એક કસબી ચાર વરસ પહેલાં ચાલ્યો ગયો ત્યારે જેટલું દુઃખ 'ફૂલછાબે' અનુભવેલું એથી યે વધુ તો રાણપુરે અનુભવેલું. આખું રાણપુર ને નદીને સામે કાંઠે આવેલા રાણાના મહેલના ખંડેરો પણ તે દિવસે કાળું કલ્પાંત કરી ઊઠયાં'તાં: એ રાણપુરમાં પેઢીઓથી વાસ કરી રહેલા એનાં કોઈ સામાન્ય વતનીના અવસાનથી નહિ, પણ બહારથી આવીને પોતાના જ વતન જેટલું અપનાવી લેનાર મેઘાણીભાઈના ચાલ્યા જવાથી. આજે પણ એવા જ એક જુવાનના વિરહમાં પેલી ભાદરના ઘુઘવાટા જાણે રાણાના મહેલના ખંડેરોમાં વિલીન ન થઈ ગયા હોય એમ એના વહાલસોયા બેટડાને માતા ગોદમાં લઈ રહી છે. અને જાણે એના વાળમાં આંગળાં પરોવતી અને વાંસા ઉપર હાથ પંપાળતી કહેતી દેખાય છે:

વીરા, કોઈ બેનડી ના'વે,
વીરા, કોઈ માવડી ના'વે,
તારે આ લીલુડે કંઠે,
કુંળા બે હાથ છો ના'વે.

*

અને...માભોમથી સેંકડો જોજન દૂર જેની ચિતાનો ભડભડાટ હજુ શમ્યો નથી એવો વીરો જાણે ભાદરનાં ઘૂઘવતા નીરમાં ખાબકે છે,—અનંતમાં વિલીન થાય છે.

*

ચારેક વરસ પર ત્રણ–ચાર દિવસ માટે રાણપુર જવાનું થયું ત્યારે પહેલો અને છેલ્લો નિરૂભાઈ સાથે પરિચય થયો. ત્યારે તો ખબર જ શાની હોય કે આ મોતને બિછાને પડેલાની આનંદમય મૃત્યુરેખાઓ એને ચાર વરસમાં જ આવરી લેશે ? ત્યારે એ જીવલેણ રોગની સાથે એક નાના બાળકની જેમ ગેલ કરતા દેખાતા. પણ આ તો બહુ રમાડેલું, લાડ કરાવેલું બાળક જેમ માથે ચડી બેસે એવું થયું ! એમ તો એ કટલાંય બાળકોના પાલક–પિતા કહેવા જેવા વહાલ-

રોગને ક્યાંય જવાનું ન સૂઝ્યું તે આવા રાતદી જોયા વગર
કામમાં મચ્યા રહેનાર માનવી ઉપર સવારી કરવી પડી ?





સાચા 'કાકા' હતા. આજે 'કાકા' જતા એ બાળકોની અંતર્વેદના કોની ભાષામાં બહાર મૂકી શકાય ? છતાં એક બાળક કરતાં પણ વધુ-મોકળે મને છેલ્લા આઠ–નવ વરસથી એ જીવલેણ રોગ સાથે રમતા આવ્યા હતા. ત્યારે તો એ રોગ સામે આટલાં વરસો સુધી ટક્કર ઝીલી શક્યા ને ?

બહુ શ્રમ લઇ શકે એવું શરીર તો ત્યારે પણ નહોતું. છતાં કામગરા સ્વભાવને લઇને એમનાથી નવરું બેસી–સૂઇ રહી શકાય એવું હતું નહિ. લેખન–વાંચન બહુ ન થઇ શકે તો ય બધું જાણવા–સાંભળવાની તાલાવેલી છોડી શક્યા નહોતા. બને એટલું જાતે વાંચતા, છતાં એમની બીજાંઓને દયા (!) આવે ત્યારે બીજાં વાંચે એ સાંભળવા જેટલા પરવશ બનવામાં એમને નાનમ નહોતી લાગતી !

હલન–ચલન કર્યા વગર પથારીમાં પૂરતો આરામ કરવાની દાકતરી સલાહ ખૂબ કડક રીતે બીજાં એમની પાસે પળાવતાં, પણ એવી નાજુક તબિયતમાં પણ રાતના બધાં સૂઇ ગયાં હોય અને કંઇ જરૂર પડે તો એ કોઇને જગાડ્યા વિના બહુ જ શાંતિથી પોતાનું કામ પતાવી લેતા ત્યારે તો એમનો સંકોચશીલ સ્વભાવ જ એમની લથડતી તબિયતને જોખમમાં મૂકતો આપણને દેખાતો. સવારે જ્યારે તેમનાં અંતેવાસીઓને આ ખબર પડતી ત્યારે એમના ઉપર ગુસ્સો આવવાને બદલે એમના હસમુખા ચહેરા સામે જોતાં જ ખરેખર બધાંયે હસી પડાતું.

આ જીવલેણ રોગમાં પણ એમનું મુક્ત હાસ્ય, એમની વત્સલતા, એમનું અનુભવ–નવનીત, ક્યાંય અછતું ન રહેતું. ગમે તેવા અપરિચિતને પણ એમની પાસે જવામાં જરાપણ સંકોચ ન થતો. ત્યારે તો એ મિત્રોનો મોટો કાફલો પોતાની પાછળ મૂકતા ગયા છે ને !

આવી નાજુક શારીરિક અવસ્થામાં પણ એ વખતના રાણપુરથી નીકળતા સાપ્તાહિક 'ફૂલછાબ' માટેનો એમનો પરિશ્રમ અતૂટ વહ્યે જતો. એવી તબિયતમાં પણ એ તો કંપોઝ વિભાગમાં જાતે ગુરૂની ગેલીઓનાં ચિતરામણો કરતા અને ગોઠવણીની કે લખાણોની નિગરાની રાખતા. હું ત્યાંના એ ત્રણચાર દિવસના સહવાસમાં આથી તો ખૂબ વિશેષ એમને માટે કહી શકું એમ છું. છતાં આવી તબિયતમાં આટલું કરતા મેં નિરૂભાઇને જોયા ત્યારે ખરેખર, મને તો એમના રોગની દયા આવીઃ એને (રોગને) ક્યાંય જવાનું ન સૂઝ્યું તે આવા રાતદી જોયા વગર કામમાં મચ્યા રહેનાર માનવી ઉપર સવારી કરવી પડી ?—કોઇક છત્તરપલંગવાળી મહારની તળાઇઓમાં આળોટતા એશઆરામી જીવડા પાસે ગયો હોત તો ય લહેરથી એને કોરી–ની ચોવી શકત !

*

બાળકોના 'કાકા' નિરૂભાઇ તો ભારે ગજબ કરતા. એમની પથારીની આસપાસ આવતાં વેંત જ ગમે તેવું તોફાની બાળક પણ એવું તો ડાહ્યું ડમરું બની જતું કે જોનારને તો માન્યામાં પણ ન આવે. એમની બાળક–બોલીમાં જ બાળક તો તરબોળ બની જતું. રોતા બાળકને 'કાકા'નું નામ માત્ર છાનું રાખવામાં અને રમતે ચડાવવામાં મોટો ફાળો ભજવતું. બાળકોના 'કાકા, ને મોટેરાઓના એ 'નિરૂભાઇ' આજે ગયા છે એમ તો માની પણ શાનું શકાય ? જાણે ચારે બાજુ આનંદના ઓઘ રેલાવતું એ જ મરક મરક થતું મુખડું આજે પણ એવું જ આત્મીયતાથી વાતો કરતું સામે તરે છે. આ તો ગામતરે ગયા તે ગયા. ત્યાંથી જાણે ચિર–વિદાયની એક આછકલી ચબરખી મોકલીને એ તો ગુજરાતમાંથી ગયા, પણ ગુજરાત અને ગુજરાતી ભાષા બોલનાર–વાચનાર ગુજરાતી જનતા તો ખૂણેખૂણેથી એના માટે વિલાપતી બેઠી છે કે:

'વીરા, આમ અચાનક શીદ ગયો !'

# દુખિયાનું આશ્વાસન

> કમનસીબી અને અફસોસ તો એ છે કે નિરૂભાઇના જીવનનો સુવર્ણકાળ માંદગીના બિછાને ગયો

ચંપકલાલ પુ. શાહ

નિરૂભાઈ ક્ષયરોગના દરદી હતા અને તે સાથે બીજી પણ અનેક ફરિયાદો હતી. આ લાંબી માંદગી દરમ્યાન ઘણી કટોકટીની પળો આવી અને ગઈ છતાં એમના વિષે ક્યારે ય પણ લખવાનો પ્રસંગ ઉદ્ભવશે એવો સ્વપ્ને ય ખ્યાલ ન હતો.

નિરૂભાઇ વિષે કાંઈક પણ લખવાનો છેલ્લા પંદરેક દિવસથી પ્રયત્ન કરૂં છું, પરંતુ દરેક પ્રયત્ને મેં મારી સ્વસ્થતા ગુમાવી છે. એમના જેવા ઉચ્ચ કોટીના માણસના જીવનનું મુલ્યાંકન કરવું એ મારા જેવા માણસ માટે ભારે મુશ્કેલ કાર્ય છે.

નિરૂભાઇ જબરા વિચારક, ચકોર અને વેધક દૃષ્ટિવાળા હતા. ઉપરાંત એમની સ્મરણશક્તિ અદ્ભુત હતી. ગમે તે વિષયમાં માથું મારે એટલે પછી એ અંગેની બધી જ માહિતી ગમે તે રીતે ભેગી કરવાના, એના ઉપર દિવસો સુધી વિચાર કરે અને પછી એક નિષ્ણાત અને અધિકારીની અદાથી એ વિષે પોતાના મત આપી શકતા. જેનો કોઇ ભાગ્યે જ વિરોધ કરી શકે.

કમનસીબી અને અફસોસ તો એ છે કે નિરૂભાઇના જીવનનો સુવર્ણકાળ માંદગીના બિછાને ગયો. નહિતર દેશને જરૂર કાંઇક નવું જ જોવા મળત. આઠ નવ વર્ષ એમણે માંદગીમાં જ ગાળ્યાં. પરંતુ એ સામાન્ય દરદી એમના દર્દ વિષેની ઝીણામાં ઝીણી હકિકત તેઓ જાણતા, પોતે જ પોતાના ડૉક્ટર બનેલા. એટલે કઈ દવા ક્યારે લેવી, કયા ઉપચાર ક્યારે કરવા, એ બધું પોતે જ નક્કી કરીને ડૉક્ટરને સૂચના આપતા અને ખુબી તો એ છે કે નિષ્ણાત ડૉક્ટરો પણ એમની સલાહ મુજબ જ વર્તતા.

છેલ્લા ચારેક વર્ષથી નિરૂભાઈ દક્ષિણ હિંદમાં આવેલા આરોગ્યવરમ્‌ના ક્ષયના સેનેટોરિયમમાં સારવાર લેતા હતા. ત્યાં પણ એમણે પોતાની આસપાસ જે જીવન અને ચેતન ઊભું કરેલું, તે જોવા અને સમજવા માટે તો આરોગ્યવરમ્ મુલાકાત લેવી જોઇએ. નિરૂભાઇના મૃત્યુ પછી આરોગ્યવરમ્ એક મોટા ડૉક્ટરે શ્રી. જયમલભાઈને આશ્વસન આપતા જે શબ્દો કહ્યા તે પરથી આરોગ્યવરમ્ એમનું સ્થાન કેવું હતું તેનો કંઇક ખ્યાલ આવશે. 'You have lost your brother, but Arogyavaram has lost its viry life which Mr. Varma created so fondly.'

નિરૂભાઇએ છેલ્લાં કેટલાંક વર્ષોથી જે વેદના સહન કરી છે એ અંગે તો શું લખું ! એનું વર્ણન જ અશક્ય છે. એમણે કદી કોઇની પાસે પોતાના દર્દની ફરિયાદ નથી કરી. એમની વેદના ગમે તેટલી અસહ્ય હોય. પરંતુ એ જ વખતે જો કોઇ એમની પાસે જાય તો એને સહજ અને સ્વાભાવિક સ્મિતથી આવકાર આપવાના જ, જ્યારે એ જાતની યાતના વખતે બીજો કોઈ માણસ બેભાન હોય અગર ભયંકર અકળામણમાં પોકાર પાડતો હોય. જ્યારે યાતના–દર્દ અસહ્ય થતાં ત્યારે નિરૂભાઈ માત્ર પ્રભુનું નામ લેતા. ઉંહકારો ક્યારે ય નથી કર્યો. મૃત્યની છેલ્લી પળ સુધી એમણે આ રીતે યાતના સહન કરી છે.

નિરૂભાઇની સહનશક્તિનો ખ્યાલ નીચેના પ્રસંગ પરથી આવશે. એમની બાજુના વોર્ડમાં એક બંગાળી ગૃહસ્થ હતા. એક દિવસ એ ગૃહસ્થે નિરૂભાઇ પાસે આવીને પોતાને આવતી ખાંસી અને એથી થતી વેદના વિષે ખૂબ ફરિયાદ કરી. બીજે જ દિવસે સવારના ફરીને બંગાળી ગૃહસ્થ નિરૂભાઇ પાસે આવીને હસતા હસતા કહેવા લાગ્યા કે, મારી ખાંસી

> શાંતિ તો આપણે આપણા માટે માગવાની કે એમના મરણ પછી પણ એમના જીવનમાંથી કંઇક પ્રેરણા મેળવીએ.





મટી ગઇ, અને હવે જરા પણ તકલીફ નથી નિરૂભાઈ આશ્ચર્યથી જોઇ જ રહ્યા. અને પૂછવા લાગ્યા કે, ભાઈ એવી તે કઇ દવાનો આ ચમત્કાર થયો કે રાતોરાત તમારી બધી જ ફરિયાદ દૂર થઇ ગઇ? ત્યારે પેલા ગૃહસ્થે કહ્યું કે ગઈ કાલે ગતના તમારી ખાંસી અને સતત નિકળતા કફનો અવાજ સાંભળીને મને ખાત્રી થઇ કે મને ખાંસી છે જ નહિ, હશે તો પણ ભૂતકાળમાં, હવે તો તદ્દન મટી ગઇ...

નિરૂભાઇના મૃત્યુની અસહ્ય ખોટ અને એનો ફટકો તો જયમલ્લભાઈ પર પડ્યો છે. પરંતુ એ બહાદુર છે, એમને હું શું આશ્વાસન આપું? પરંતુ મારી ખાત્રી છે કે જયમલ્લભાઇ નિરૂભાઇનું અધૂરું કામ પૂરું કરશે. અને એમના આકાંક્ષાઓને સફળ કરી બતાવશે

નિરૂભાઈના આત્માને આપણે શું શાંતિ ઇચ્છવાના? શાંતિ તો આપણે આપણા માટે માગવાની અને પ્રભુને પ્રાર્થના કરીએ કે આવા એમના મરણ પછી પણ એમના જીવનમાંથી કાંઇક પ્રેરણા મેળવીએ અને એમની મિત્રતાને લાયક બનીએ.

છેલ્લે આરોગ્યવરમના એક ઉચ્ચ અધિકારીએ નિરૂભાઇના મૃત્યુ સમયે જે શબ્દો ઉચ્ચારેલા તે આપીને વિરમું: He lived in Faith and died in faith.



# ખંડિત મૂર્તિ

રોજનીશીનું એક પાનું
૮ મી મે-૧૯૫૧.

રાત પડી છે. આથે આથે આકાશમાં તારલાઓ ઝગી રહ્યા છે. ક્ષિતિજને કિનારે–આભ અને ધરતીના મિલનઆરે પેલી જય-વિજયની તેજભરી તારક–જોડલી પણ ખુશમિજાજથી ચગી રહી છે.

જોઉં છું ને સાંભરે છે, એ જયવિજયની જોડલી જેટલાં જ સ્થિરપણે સહપ્રવાસ કરનારા— જીવનના લાંબા પથે સગાથી બનીને ચાલનારા —નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર. બે દિવસ પહેલાં જ એ જોડલી ખંડિત બની. કાળમીંઢ અને નમેરા મૃત્યુએ બાળપણના એ સંગાથીઓને જુદા પાડ્યા......

જેની સાથે ખેલ્યા, કુદ્યા અને જીવનના કૈંક સોહાગી સોણલાં સેવ્યા એવા નાનપણના ચહેલા ભેરુની ચિરવિદાય પછી એના ન ભૂલતાં સંસ્મરણો અને એની જુદાઇનો સદા ય સતાપનો આકરો બોજ જેને વીત્યો એ જ જાણી શકે...

એ બોજને શબ્દના આશ્વાસને હલકો કરવાના પ્રયાસો જેણે દિલનાં દર્દને, હૈયાની દોસ્તીને પીછાં ન હોય એ જ કરી શકે!

કેટલું દર્દભર્યું, શૂન્ય અને એકલતાની પારાવાર વેદનાએ યાતનાભર્યું જીવન આજે જયમલ્લભાઇનું હશે!...

'સુ૦'

# વીર યોદ્ધો

## બળવાન આત્માના હાથ આમ હેઠા પડશે એવી કોને ખબર હતી ?

દ્વિજેન્દ્ર દ. ત્રિવેદી

લગભગ વાળ વગરનું માથું, તગતગતી વિશાળ આંખો, પાટાપીંડીથી ઢંકાયેલી છાતી અને ઉપર-આમાં ફક્ત એક પાતળી ચાદર. અને એમાં ઢંકાયેલી પાંચ ફૂટ ૭ ઇંચની લાંબી કાયા! જો કોઈ સદાય હસતા મુખવાળા આ નિરંજન વર્માને જુએ તો પહેલી તકે કહી ન શકે કે કેટલી યાતનાએ વેઠી રહેલો આ માનવી મહારોગને ડારી રહ્યો છે.

મહારોગીઓની પણ દુનિયા છે અને તેની અદ્ભુત સૃષ્ટિ સાધારણ રીતે સમજમાં ન આવી શકે; પણ જેમ રણસંગ્રામમાં લડતા વીરોને ભાટ ચારણો અને કવિઓએ બિરદાવ્યા છે તેમ રોગ સામેના સંગ્રામમાં લડતા આવા યોદ્ધાઓની બહાદુરીનાં પણ અમર કાવ્યો રચાય તો તેમની કદર થઈ ગણાય ખરી? કરશો ખરું કોઇ કદર એમની?

મદનપલ્લીના વિખ્યાત સેનેટોરિયમમાં મેં નિરંજનને એમના જેવા જ રોગના ભોગ થવાથી પહેલી વાર જોયા. પહેલે દિવસે જઈને મળ્યો। 'કેમ નિરૂભાઇ। તાવ કેટલોક રહે છે?' 'હશે ૧૦૧, ૧૦૨°', જવાબ મળ્યો, 'પણ એ તો મારો નોર્મલ તાવ છે!' જે તાવ રોજ આવે અને વર્ષો સુધી આવ્યા જ કરે એ એને 'નોર્મલ' ન કહે તો બીજું શું કહે? 'કેવીટી કેટલીક હશે?' 'કંઇ ચોક્કસ તો ન કહી શકાય, પણ બે ત્રણથી વધારે!' એક કેવીટી હોય તો પણ રાત દિવસ ચિંતાએ દુઃખી જતાં ટી. બી. નાં દર્દીઓ ક્યાં ને ક્યાં આ બેફીકરાઇ ભર્યો જવાબ આપનાર માનવી?

ભાઈ નિરંજન વર્માને ફક્ત સાદા ટી. બી. સામે લડવાનું નહોતું; બન્ને ફેફસાંમાં સારા પ્રમાણમાં ટી. બી. ફેલાએલો હતો અને ફેફસાં ઉપરના પડ—જેને પ્લુરા કહે છે—માંથી પારાવાર પસ ઝર્યા કરતું. અને એ પસ કાઢવા માટે ત્રણ ત્રણ ચાર ચાર કલાક સુધી દમના દર્દીની માફક ઉધરસ ખાઇ ખાઇને તેમને અથાગ શ્રમ કરવો પડતો.

વધુમાં કરોડ-રજ્જુનો એક અંકોડો કાંઇક વળી ગયો હતો, તેથી આધાર વગર પગ મૂકી શકાતો નહીં; પરંતુ ભાઇ જયમલ્લ હમેશાં ખભાનો ટેકો આપવા તૈયાર રહેતા. એમની શ્વાસ નળીનો અમુક ભાગ પહોળો થઇ ગયો હતો, આથી એમાં કફ ભરાઇ રહેતો અને એ કાઢવા માટે ઊંધા પડીને અને જુદી જુદી રીતે શરીર વાળીને તે કફ કાઢવો પડતો. આટલું દુઃખ પૂરતું ન હોય એમ કદીક મુત્રાશય—કીડનીનો સોજો થઇ આવતો એટલે પ્રચંડ યાતના વેઠવાની આવતી. એ વખતે ખાવું, પીવું, મળત્યાગ વગેરે બહુ જ કષ્ટદાયક નીવડતાં. બધી યાતનાઓ જ્યારે સામટી એકઠી થતી ત્યારે એ ખૂબ કસોટીમાં મુકાઇ જતા. સહાયક સાથી જયમલ્લભાઈની આંખો પણ ઉજાગરાથી લાલ બની જતી તો પછી ભાઇ નિરંજનની સ્થિતિની તો વાત જ શી? છતાંય સવારમાં વૉર્ડમાં જઇને જોઇએ તો બન્ને હસતા હોય અને નવી નવી મજાકો શોધી કાઢતા આ રોગની ક્રૂર મશ્કરી કરતા હોય।

એક વખત સવારમાં ફરવાના સમયે હું એમના વૉર્ડ બાજુથી પસાર થતો હતો, જોયું તો નિરંજનભાઇનો ખાટલો ખાલી! મને ફાળ પડી, જઇને તપાસ કરી તો જવાબ મળ્યો કે અમેરિકન નિષ્ણાત ડૉક્ટર બેટ્સ વેલોરથી આવ્યા છે અને અત્યારે જ ઑપરેશન કરવાના છે. ડૉ. બેટ્સ છાતીના અવયવોની શસ્ત્રક્રિયા ( chest surgery )ના મોટા નિષ્ણાતોમાંના એક છે અને હિન્દમાં એમના જેવા બે ત્રણ માણસો જ શસ્ત્રક્રિયાના નિષ્ણાત હશે. તેઓ વારંવાર સેનેટોરિયમમાં આવતા અને અઘરા 'કેસો" હોય તેમાં મદદ કરતા. નિરંજન વર્મા એ સેનેટોરિયમનો સૌથી અઘરામાં અઘરો અને

**રણમાં ઘવાએલા યોદ્ધાનું શરીર જેમ જાળી જેવું વીંધાઈ ગયું હોય એમ એ રોગનાં શસ્ત્રોથી વીંધાયેલો યોદ્ધો હતો.**

અટપટો કેસ ગણાતો અને એમના એક્સ રે લેવામાં કેટલીક વાર મીનીટો ને બદલે કલાકો જતા !

ડૉ. બેટ્સે પ્લુરા—ફેફસા ઉપરના પડ—નું ઑપરેશન કર્યું. ત્યારથી એક વર્ષ સુધી નિરૂભાઈને ઉગ્ર યાતના સહન કરવી પડી. જે પસ કફ વાટે બહાર આવતું તે હવે સીધું બહાર ખેંચાવા માંડ્યું. પણ તેની ઉત્પત્તિ વધી ગઈ.

સેનેટોરિયમમાં જુદા વૉર્ડ હોય છે અને ઑપરેશનવાળા દર્દીઓ માટે એક ઑપરેશન બ્લૉક હોય છે. આમાં સાધારણ દર્દીઓ ત્રણ ચાર દિવસ કે અઠવાડિયું રહે છે પણ ભાઈ નિરંજનને ત્યાં બે વર્ષથી વધુ સમય ગાળવામાં આવ્યા ! ડ્રેસીંગ કરવા માટે સાધારણ ડૉક્ટરો કે નર્સોથી ન ચાલતું. એટલે ખાસ મૅડિકલ સુપ્રીન્ટેન્ડન્ટ ડૉ. મૂલરને તે માટે સમય આપવો પડતો.

બીજા દર્દીઓને "સ્ક્રીનીંગ" (એક્સરેના મશીન પર સીધી રીતે ફેફસા તપાસવાની પદ્ધતિ) બીજા ડૉક્ટરો કરતાં વધારે નિરંજનભાઈ માટે ખાસ ડૉ. મૂલરને સમય નક્કી કરવો પડતો.

સેનેટોરિયમની મુલાકાતે લેડી માઉન્ટ બેટન આવ્યાં. સેનેટોરિયમને સારી રીતે શણગારવામાં આવ્યું હતું.

નક્કી કરેલા રસ્તેથી પસાર થતાં વર્માના વૉર્ડ નં. ૪૦ આગળ બધાં આવ્યાં. સુન્દર સુશોભિત બગીચાવાળો વૉર્ડ જોઈ લેડી માઉન્ટબેટન તુર્ત જ મોટરમાંથી ઊતરી પડી નિરંજનભાઈના વૉર્ડમાં ગયાં. સ્વાભાવિક રીતે ખાસ તૈયારી નહોતી છતાં મીઠો આવકાર આપી તેમને સત્કાર્યાં. આઝાદ હિન્દના પ્રથમ વાઇસરૉયનાં પત્ની હતાં એટલે માનને લાયક હતાં. વૉર્ડની અત્યંત સુઘડતા અને ગોઠવણ જોઈ ખુશ થયાં અને ભાઈ વર્માને થોડું આશ્વાસન આપી વિદાય થયાં.

મેડિકલ સુપ્રી. ડૉ. મૂલર વર્મા પ્રત્યે ઘણો પ્રેમ રાખતા. વારંવાર તેમની ખાસ મુલાકાત લેતા અને અનેક વાતો કહી જતા. ક્યારેક કંઈ કંઈ રંજન કાર્યક્રમ હોય ત્યારે નિરૂભાઈને આવવા માટે ખાસ આગ્રહ કરી લઈ જતા. અને પોતાની મોટરમાં બેસાડીને પણ થિયેટર સુધી લઈ જતા. આમ ઘણા લોકોનો પ્રેમ એમણે પોતાના મીઠા સ્વભાવથી સંપાદન કરેલો.

એકવાર એક ગુજરાતી ભાઈ અ વિંગ ગુરુકોલીમાં આવી પડ્યા. ઊભા ન થઈ શકાય તેવી હંમેશની સ્થિતિ છતાં નિરંજનભાઈને શૂર ચઢ્યું. એટલે રીક્ષાવાળાની મદદથી સારી સ્થિતિવાળા દર્દીઓ પાસે જઈને વિનંતી કરી. ઘણા થોડા સમયમાં પેલા ભાઈનું કામ પતાવી દીધું ! મદદરૂપ કાર્ય માટે હંમેશાં તત્પર રહી ફરજ બજાવવાની જૂની ટેવ આટલી મહાયાતનામાં પણ જોર કરી ઊઠી !

નિરંજનભાઈએ યાતના તો ઘણી સહન કરી અને તેનું ઝીણવટભર્યું વર્ણન કરવા બેસીએ તો વાંચનારનું દિલ ધ્રૂજી જાય. છતાં તેમની ઉગ્ર ખાંસી એ એમની યાતનાનું સૌથી મોટું અંગ હતું. એટલા નિર્બળ શરીરે પણ ફેફસાના પડો ઉપર જમા થયેલ કફ કાઢવા માટે એમને ત્રણ-ત્રણ ચાર-ચાર કલાક અથાગ શ્રમ કરવો પડતો, એ વખતનું દૃશ્ય જોઈને ગમે તેવા કઠણ હૈયાના માણસને પણ ભાગી જવાનું મન થઈ જાય આંખો ચઢી જાય. મોં લાલ લાલ થઈ જાય, અને શરીરનું અંગેઅંગ તૂટવા છતાં કલાકો સુધી ઉધરસ ખાધે જ જવાની. દમના દર્દીને જ આ ઉધરસનો અનુભવ થઈ શકે. અને આ ઉધરસને કોઈ સમય નહીં. રાતના બાર વાગ્યે પણ શરૂ થાય કે સાંજના જમતાં જમતાં શરૂ થાય. જો જમતાં શરૂ થઈ તો જમવાનું પણ રહે બાજુ પર અને આ પ્રચંડ પરિશ્રમ શરૂ કરવાનો. પસીને રેબઝેબ શરીર થઈ જાય. નસો ફૂલી જાય અને વાંસો તૂટવા લાગે છતાં બસ અનંત, અપાર, અને અતૂટ આ ઉધરસ ખાધે જ જવાની, બસ ખાધે જ જવાની ! એટલા શ્રમ પછી લગભગ ૫૦ માઇલ દોડ્યા જેવો થાક લાગે. અને પછી થોડીક ઊંઘ લેવાની, ત્યાં તો સવારનું વહાણું વાય. અને રોજનો

નિત્યક્રમ શરૂ થાય. આટલો ઉધરસ, આટલો શ્રમ અને સતત તાવ છતાં સવારના ૧૦ વાગ્યે જઈને કોઈ તેમને મળે તો એ જ પ્રેરક હાસ્ય, એ જ કટાક્ષોની ઝમઝટ અને જીવનને ભુલવા મથતો માનવી નજરે પડે. રણમાં ઘવાએલા યોદ્ધાનું શરીર જેમ જાળી જેવું વીંધાઈ ગયું હોય એમ રોગનાં શસ્ત્રોથી વીંધાયેલો આ અજેય યોદ્ધો સ્મિત વદને પોતાનું કાર્ય કરતો નજરે પડે છે!

આ ઉધરસની રાક્ષસીને ડામવા માટે સેંકડો ગ્રામ સ્ટ્રેપ્ટોમાઈસીનની શીશીઓ ઠલવાઈ, હજારો ગ્રામના હીસાબે પી. એ. એસ. નામની ઉગ્ર દવા દેવાઈ અને ઓપરેશન કરવામાં આવ્યું પણ ઉગ્ર ખાંસી-ઉધરસ ન મટી તે ન જ મટી.

૧૯૫૦ ની સાલની સંધ્યા ઘેરાતી હતી એવા ટાણે ભાવનગર નરેશ મદ્રાસના ગવર્નર શ્રી. કૃષ્ણકુમાર-સિંહજી સેનેટોરિયમની મુલાકાતે આવ્યા. ભાઈ વર્માના વોર્ડથી જ એમની મુલાકાતો શરૂ થઈ. બાપુએ 'ત્યાગ' કરેલો એટલે તેમને ફૂલહારે વધાવ્યા અને અક્ષત કુંકુમ વેર્યાં. પછી નિરાંતે બેઠા અને નિરંજનભાઈ સાથે મહારાજા વાતોએ ચડ્યા. બન્ને પશુપક્ષીઓના અભ્યાસી એટલે વાતોમાં રસ તો પડે જ.

જીંથરીના (સૌરાષ્ટ્ર) સેનેટોરિયમ વિષે વાત નીકળી. વર્માએ કહ્યું: "બાપુ, ત્યાંના ડૉક્ટરો અહીં તાલીમ લેવા આવે તો કેટલું સારૂં? અહીં હિન્દભરમાંથી અને બહારદેશથી ડૉક્ટરો તાલીમ લેવા આવે છે. તો પછી આપણે જ કેમ પાછળ રહીએ?"

"હા. તમારી વાત સાચી છે, હું પ્રયત્ન કરીશ" મહારાજાએ જવાબ વાળ્યો.

ભાઈ નિરંજન તરફથી કેટલાક પુસ્તકોની ભેટ લઈ મહારાજા તથા મહારાણીએ વિદાય લીધી અને સેનેટોરિયમના અધિાતા ગણાતા ડૉક્ટરો ચકિત બની જોઈ રહ્યા!

પોતાનું જર્જરિત થઈ રહેલું કલેવર નિહાળતો આ બળવાન આત્મા બન્ને હાથે લડી રહ્યો હતો. પણ કોને ખબર હતી કે તેને વિજય નહીં મળે!

૧૯૫૦ ના ઓક્ટોબર માસમાં હું સેનેટોરિયમ-માંથી "છૂટ્યો" ત્યારે છેલ્લી વિદાય લેવા અમે મળ્યા. ખૂબ હસીને વાતો કરી, સાથે જમ્યા અને આનંદથી છૂટા પડ્યા. ત્યારે ખબર નહોતી કે ફેફસાં સુધરશે છતાં છેવટે હૃદય નબળું પડતાં અટકશે.

અને એમ આ વીર અજેય યોદ્ધો જીવનની પ્રત્યેક પળ લડતો લડતો રણમેદાનમાં પડ્યો.



# હરિજનોના હરિજન

**હરિભાઈ રાણાભાઈ ભાસ્કર**

> એ રાતે આખી રાત આંખનું એક મટકું માર્યા વગર જે ચાકરી એમણે કરી એ જનેતાને ભૂલાવે એવી હતી.

**શ્રી.** ઠક્કરબાપા હરિજન આશ્રમમાં વિદ્યાર્થીઓની શરૂઆત અમારાથી થયેલ ગૃહપતિ ચરોતરના અંબાલાલભાઈ પટેલ થીઓસોફીસ્ટ. અને વ્યવસ્થાપક તરીકે શ્રી. બળવંતરાય મહેતા હતા. ૧૯૩૦–૩૨ની સત્યાગ્રહ ચળવળ વખતે આશ્રમ, વિદ્યાર્થીઓ અને આશ્રમવાસીઓથી ગુંજતો હતો. આશ્રમની દૈનિક વ્યવસ્થા અમારું વિદ્યાર્થી મંડળ કરતું અને વિદ્યાર્થીઓ પોતાની સગવડો માટે ગૃહપતિ સાથે ક્યારેક ક્યારેક ધર્ષણમાં પણ ઉતરી પડતા.

ગૌરીશંકર ચાતુર્વેદી, શ્રી. મનુભાઈ પંચોળી, શ્રી. બાલુભાઈ વૈદ્ય, શ્રી. અંબાલાલભાઈ આર્યસમાજીસ્ટ વિગેરે થોડો થોડો સમય સૌ ગૃહપતિ તરીકે રહી ગયા. શ્રી. બળવંતરાય પણ આશ્રમમાં જ રહેતા, શહેરમાં પોતાને ઘેર જમવા જતા.

ભાવનગરમાં તખ્તસિંહજી હિંદુ સેનેટોરિયમમાં આશ્રમ ચાલતો. આ સ્થળ ઘણાં વરસથી અવાવરૂ પડેલ હોઈ એ વખતના નગરશેઠ શ્રી. બળવંતભાઈને હરિજન આશ્રમ માટે આપેલું ત્યાર પછી રીપેરીંગ ખર્ચ કરી આશ્રમ શરૂ કરેલ. કૃષ્ણનગરની યોજના થતાં મહાજને તે મકાનો ખાલી કરાવવા પ્રયત્નો આદર્યા. આજ અરસામાં તરવડા આશ્રમમાંથી શ્રી. જયમલ્લભાઈ પરમાર અને શ્રી. નિરંજન વર્મા બન્ને ભાઈઓ આશ્રમમાં આવ્યા. આમે ઘોમ શરૂ થયો. આશ્રમવાસીઓ તરીકે બળવંતરાય કુલકર્ણી, ગોકુલભાઈ, અંબાલાલભાઈ, ધરમશીભાઈ વિગેરે કુટુંબ સાથે રહેતા થયા.

શ્રી. જયમલ્લભાઈ અને નિરંજનભાઈ બન્ને જુવાનોના આશ્રમ વસવાટ સાથે વિદ્યાર્થીઓમાં નવો જ પ્રાણ પૂરાવો શરૂ થયો અને વિદ્યાર્થીમંડળ ડીબેટીંગ સોસાયટી, હસ્તલિખીત અઠવાડિક, માસિક લેખન પ્રવાસ, અને ભજનમંડળીની શરૂઆત થઈ. મનુભાઈ પંચોળી આશ્રમનું જે વાતાવરણ ઊભું કરી ગયેલા તે સુંવાળું જતું હતું તેમાં એકાએક પ્રાણ પૂરાયો અને આશ્રમ ગુંજતો થયો.

પછી તો શ્રી. નિરૂભાઈને આશ્રમના ગૃહપતિ તરીકે મૂકવા વિદ્યાર્થીઓએ શ્રી. બળવંતભાઈ પાસે માગણી મૂકી અને તેનો સ્વીકાર થયો. બસ ત્યારથી માતા પોતાના બાળકોની માવજત જે કાળજીથી કરે તે રીતે તેમનું નિત્યજીવન એકેએક વિદ્યાર્થીઓની નાનીમોટી જરૂરિયાત માટે મથ્યા કરતું.

આ વખતે આશ્રમમાં અમે ચોથી ગુજરાતીથી અંગ્રેજી પાંચમા ધોરણ સુધીના ૩૫ વિદ્યાર્થીઓ હતા. ભાવનગરથી નાનામોટા બધા વિદ્યાર્થીઓને લઈ શ્રી. નિરૂભાઈએ એ પગપાળો પ્રવાસ ગોઠવ્યો. રોજ આઠદશ ગાઉ ચાલતા. પોતાનું કુટુંબ સ્વામીનારાયણી હોઈ ગઢડામાં સ્વામીનારાયણ મંદિરમાં બધા જ વિદ્યાર્થીને લઈ ગયા અને મંદિરનો એકેએક ભાગ દેખાડ્યો, સ્વામીજીની પ્રસાદીનો ખંડ તથા રસોડું, નિવાસસ્થાન અને મુખ્ય મંદિરની સાંજની આરતી પ્રસાદીનો લાભ અપાવ્યો. ગઢડાના મંદિરમાં સૌ પહેલાં હરિજનોનો આ પ્રથમ પ્રવેશ હશે. મારા પિતાશ્રી પણ ધોલેરામાં સ્વામીનારાયણ મંદિરના શિષ્ય. મારું નાનપણ ધોલેરા મંદિરના માણસોના સહવાસ અંગે સૌ ઓળખતા અને ધોલેરા મંદિરના ભાઈઓ ગઢડા હોય જ એ સ્થિતિની નિરૂભાઈને પ્રથમથી ખબર હોવા છતાં અમે બધાને કહેલું કે કોઈ પૂછે તો ખોટું ન બોલતા.

અમે ગઢડા છોડ્યા પછી મંદિરમાં ઉહાપોહ થયાનું રસ્તામાં સાંભળેલ.

સૌરાષ્ટ્રના ઐતિહાસિક સ્થળો, ભીમોરા હિંગળાજમઠ દેખાડ્યાં. હિંગળગઢની ગોદમાં ભેંસિયા નેસમાં રાતવાસો રહ્યા. રબારીના નેસનું આ ગામ હતું. ત્યાં બુઢ્ઢા ધણીધણીઆણી ભગત હતાં. ત્રીસ જણનો દળેલ લોટ તૈયાર ક્યાંથી હોય એટલે નેસમાંથી લઈ આવ્યા, રસોઈ કરી જમાડ્યા.

બુઢ્ઢા ભાભા અમને બધાને જમાડી જે એંઠ વધી 'તે જમવા બેઠા અને એંઠા વાસણનું પાણી' અતિથિની પ્રસાદી માની લેવાની તેમની વર્ષોની ટેવ મુજબ લેવાની શરૂઆત કરતાં ત્યાં નિરૂભાઈ પહોંચી ગયા. આમ કરતાં તેમને અટકાવ્યા, બન્ને બુઢ્ઢાને કંઈ છોરૂ નહોતા. ગાયોનો અવેડો, કુતરાનો રોટલો, પક્ષીઓનો ચણ, અતિથિનો સત્કાર, અને રામસાગર પર સવારસાંજ ભજન આ તેમનો નિત્યક્રમ હતો. નિરૂભાઈએ ભાભાનું સોંસરૂં નામ રાખી તેનું કાયમ સ્મરણ રાખેલ.

ચોટીલા ડુંગર પર ચારણોની કુળદેવી ચામુંડાનું મંદિર છે. નિરૂભાઈ પાસેથી દેવીઓની લોકવાર્તાઓ સાંભળતાં અમે ત્રીશ વિદ્યાર્થીઓ ચોટીલા પર ગયા, પુનમની રાત ને હુતાસણીનો દિવસ હતો. વિદ્યાર્થીઓએ એક એ પ્રશ્ન કર્યો કે ભુવા ધૂણે એ સાચું હશે? નિરૂભાઈએ કહ્યું કે એ વહેમી અને અજ્ઞાનીઓનો ધંધો છે. પણ વિદ્યાર્થીઓને ગળે ઉતરતું ન હતું. માતાજીના મઠમાં સૌ દર્શન કરતા હતા ત્યાં એકાએક મઠમાં હાકોટો થયો, વિદ્યાર્થી ચમક્યા 'હાઉ હાઉ' કરતા નિરૂભાઈ ધૂણતા હતા. પસીને રેબઝેબ થયા છતાં એોતાર ઊતરતો ન હતો. માતાજીનું શ્રીફળ માગ્યું અને ધુણતા બંધ પડ્યા. બસ વિદ્યાર્થીઓ ઊતરી પડ્યાઃ બોલો ભાઈ સાહેબ, માતાજીના ભુવા ધુણે તે ખટુ જૂઠું કહેતા હતા, ભાજીને સાક્ષાત પરચો? રંગેરંગ ઢીલી કરી નાખી ને? નિરૂભાઈ હસ્યા, ને બોલ્યા, જુઓ આવી જ રીતે બધા ભુવા ધૂણે. હું તો તમને પ્રત્યક્ષ દાખલો આપવા જાણી કરીને જ ધૂણેલ.

માતાજીના મઠ આગળ નાળિયેરના છાલાનો મોટો ઢગ પડેલ તે ખડકીને નિરૂભાઈએ હુતાશણી પ્રગટાવી. ખજૂર દાળિઆ સાથે દુહાની રમઝટ બોલી.

માંડવધારના થાન પાસેના ડુંગરમાં વાલાનામોરી બહારવટીઆનો વસવાટ હતો. ડુંગરની આ ગાળીઓમાં ઝરિયા મહાદેવ, અલોપીઓ, બાંઢીઆબેલી ને સુરજદેવળ વગેરે ધાર્મિક સ્થળોએ બધા વિદ્યાર્થીઓને નિરૂભાઈ લઈ ગયેલા; ઝરિયા મહાદેવના બાવાજીએ 'હરિજનોને ન આવવા દઉં'ની હઠ લીધી. નિરૂભાઈએ ખૂબ સમજાવ્યા. છેવટે બાવાજીએ નમતું આપ્યું. રાત આ ડુંગરની ગાળીમાં રહ્યા. રાતના વારાફરતી ચોકીમાં વિદ્યાર્થીઓને ગોઠવી પોતે ત્રણેક કલાકની ઊંઘ સિવાય બધો વખત વિદ્યાર્થીઓ સાથે ચોકીમાં રહી નિર્ભયતા શીખવતા.

'દેવનું કોઈ ધણી નથી' એ નાટિકા અમદાવાદ વિદ્યાર્થીઓને લઈ જઈ ભજવી બતાવેલ.

તળાજા, મહુવા, રાજુલા, તુલસીશ્યામ, જાફરાબાદ, પ્રયાગ, ઉનાદેલવાડા, દીવના પ્રવાસ પગપાળા કરાવેલા.

રાજુલાથી તુલસીશ્યામ જતાં રસ્તામાં સાણો ડુંગર આવે, ગિરની શરૂઆત થાય છે સાણા ડુંગરથી. નિરૂભાઈએ પ્રેમકથા સંભળાવી. સાણો નામનો રાજકુમાર આ ડુંગરના રબારીઓના નેસમાં અવાર-નવાર આવતો અને ત્યાં રાણા રબારીની દીકરીઓ સાથે પ્રેમમાં પડેલ તેનું લોકગીત સંભળાવ્યું:

'રાણારે રાણા રબારીની બેટડી'

એ વખતે પણ વીશેક રબારી કુટુંબો ગાયો સાથે સાણાના ભોંયરામાં નેસ નાખીને વસેલા હતા, નેસના ભાઈબહેનોનો પ્રેમ મેળવી હાડોહાડ આભડ-છેટમાં માનતી રબારી કોમની મહેમાનગતી હરિજન બાળકોને આપવાનો પ્રસંગ એ સમયમાં ચમત્કાર જેવો હતો.

નેસમાંથી ગાયનું બે મણ દૂધ ને બશેર ઘી, બાજરાનો આટો તુરત આવી ગયો. એક ભોંયરામાં અમને જગ્યા આપી દૂધપાક ને બાજરાના રોટલા જમ્યા અને રાતના બાર થયા. આ તરફ ભજનમાં પ્રખ્યાત રબારીભાઈને નિરૂભાઈએ બોલાવી લીધેલા તેમનાં ભજન શરૂ થયાં:—

'પ્રેમરસકા ભરપૂર પિયાલા,
પિયો કોઈ ગટાક ગટાક ગટાક. પિયો કોઈ૦'

નામનું ભજન પહાડી ગળાથી ગાઈ સૌને મુગ્ધ કર્યા. ભજનો પ્રાગડ ફૂટ્યા સુધી ચાલ્યાં. ત્યાર પછી નિરૂભાઈનું હાલતા ચાલતા ગાવાનું એ મુખ્ય ભજન જ્યારે જ્યારે બોલતા ત્યારે સાણા ડુંગરનું ભોંયરૂ સૌ વિદ્યાર્થીઓ સમક્ષ ખડુ થતું.

તુલસીશ્યામમાં રાતવાસો રહ્યા. ત્યાંના મહંતને શ્રી. નિરૂભાઈની વાણીએ જીતી લીધા અને મંદિરમાં ત્રીશ હરિજન બાળકોને લાડુ કરી જમાડ્યા. રાત્રે દાંડિયા રાસ લીધા.

ગિરની ગાળી ને જંગલો વચ્ચે ચારે તરફ નદીઓથી વીંટાએલ બે ઊંચા ડુંગરા છે તેના પર ચઢવા ઉતરવાનો એક જ રસ્તો છે. જોગા વેજા નામના બહારવટીઆ અહીં આશરો લેતા તે સ્થળે ગિરના વનરાજે પોતાની માદાઓ ને બચ્ચાઓ





ટાઢાપોરે સેંજળેજાના કોઠાઓને ધમીને વહી જતી સેંજળ નદીના પટમાં નીકળી રમણે ચઢતા. આ સ્થળ વિદ્યાર્થીઓને દેખાડવા નિરૂભાઈએ નિર્ણય કર્યો અને ભોમિયા તરીકે સધીને સાથે લીધો.

જગ્યાના માણસોએ નાના બાળકોને લઈ જવાનું જોખમ ખેડવા ના પાડી. પણ આ જુવાન એમ કંઈ માન્યા જાય ખરા ? ગિરની ગાળીઓમાં માલધારી ચારણોના નેસ ઠેરઠેર પડેલા. એ ભાઈઓ મળે તેની સાથે ઓળખાણ કરતાં. હરિજનના છોકરાને લઈ ચારણનો દીકરો ધર્મની જગ્યાએ અભડાવતો ફરે તે તેમને કેમ કરી ગમે ? પણ નિરૂભાઈ સાથે કલાકની ચર્ચા પછી સૌ મને કે હમને પણ સંમત થતા અને શેડકઢું દુધ ને તાજા માખણનો વિદ્યાર્થીઓ નાસ્તો પામતા.

સેંજળેજાના કુંડે સેંજળના પટમાં ઊભા રાણી ડુંગરાની કગળશિલાઓમાંથી ચૂનો રસ શિલાજીત દેખાડયો. સાંજના સમય જોના સેંજળીના મ્નેત પાણી કાપતા પાછા વળતા જંગલનો સર્પ પૂરપાટ સામે દોડયો આવતો હતો. નાના વિદ્યાર્થીઓએ ચીસો પાડી. ચપળતાથી ઘડીમાં સૌને દૂર હઠાવી લીધા. સૌ ભયના માર્યા ગંભીરતાથી ચાલતા હતા ત્યાં સુધી બિરાદરની નિરૂભાઈએ મજાક ઉડાવી: 'તમારા પગમા સર્પ' બોલ્યા'સાથે સંધીએ બે પગે જે ઠેકડો માર્યો કે પાણીનો છાંટો ય ન ઉડયો. સૌ ખડખડાટ હસી પડયા ને જંગલના વાસી નેસના માણસોનો ખ્યાલ આપ્યો.

ગિરમાં સાગનું ધાડું વન આવ્યું. બેચાર મધપૂડા લટકેલા દેખાયા. વિદ્યાર્થીઓની દાઢમાં પાણી આવ્યા. પણ મધમાખી પાસે જવાની હિંમત કોણ કરે ? નિરૂભાઈએ સાહસ કર્યું. ધુમાડા કરી માખી ઉડાડી. મધ લઈ લીધું. પણ ઝાડથી ઉતરતા ધુમાડો બંધ થતાં માખીનુ એક ટોળુ-વળતો હલ્લો કરી નિરૂભાઈ ઉપર ઉતરી પડયું. ડંખથી હાથ મોઢું લાલચોળ કરી નાખ્યું. તેમાંથી હિંમતપૂર્વક છૂટયા. તેની વેદના ખૂબ થઈ છતાં હસતા મોઢે સૌને ખવરાવ્યુ

દીવ ને ગોગલાના પ્રવાસમાં ખારવા ને મચ્છીમારો વચ્ચે જઈ તેના લોકગીતોનો ખ્યાલ આપ્યો. સમુદ્રમાં હોડીની સહેલ હરિજન વિદ્યાર્થીઓએ જિંદગીમાં પ્રથમવાર માણી.

પ્રયાગમા હરિજનોને કુંડમાં નાવા ત્યાંના માણસોએ ના પાડી. પણ નિરૂભાઈ આગળ એ ના ઝાઝો વખત ન ટકી. સૌએ કુંડનું સ્નાન કર્યું.

આશ્રમમાં બધા વણકર ચમારના છોકરાઓ જ હતા. પુ ઠક્કરબાપા અને શ્રી બળવંતભાઈ ભંગી બાળકો વગર આશ્રમ અધૂરો માનતા. શ્રી નિરૂભાઈએ તે કામની પહેલ કરી. મહામહેનતે ધોલેરામાંથી ભંગી બાળક લાવ્યા. છોકરો શરીરે ધાંગો કદરૂપો ને કાળો તેમાં વર્ણે ભંગી. વિદ્યાર્થીઓ તેની મશ્કરી કરતા. આથી નિરૂભાઈએ તેમની સાથે રાખ્યો. ત્યારથી છોકરો પણ બારે ખીલ્યો. દર મહિનાની પુનમ અમાસના મનોરંજન કાર્યક્રમોમાં તેનું નૃત્ય ખાસ સૌને જોવુ ગમતું એવો અભ્યાસનો ઉત્સવ હતો. નૃત્ય કરી પેશાબ કરવા ગયો ત્યાં તેને 'ડંખ' કરાયું. આશ્રમની આજુબાજુ ખુલ્લા ખેતર, તેની ફરતી જંગી થોરની વાડ હતી એટલે ખૂબ સર્પો નીકળતા. છોકરાને ઝેર ચડવા માંડયું. દવાખાને ઉપાડયો. ઘણી મહેનત છતાં છોકરો ન બચ્યો. એ વખતે તેનું માથુ ખોળામાં લઈ આખી રાત આંખનું એક મટકુ માર્યા વગર જે ચાકરી કરી તે જનેતાને ભૂલાવે તેવી હતી.

એકનો એક દીકરો મરે ત્યારે જનેતાનું હૃદય ફાટે, તેના ધ્રુસકે પથ્થર હૃદયને પણ પીગળાવે છે તેમ નિરૂભાઈના આક્રંદે સૌ વિદ્યાર્થીઓને રડાવ્યા. સતત એક મહિનો તેમની આંખમાં આંસુની ધારા વહી જતી, નિરૂભાઈ વિદ્યાર્થીઓની માતા હતા.

આશ્રમનું મકાન ખાલી ન કરતાં આશ્રમના પાછળના મકાનોમાં મહાજને લાન્સરને પોલીસ ખાતામાં નોકરી કરતા ગરાશિયાઓને વસાવવા ઘર કરેલ તે લોકો સવર્ણો જેટલી હરિજન છોકરાને મળેલી છૂટછાટ સાંખી શકતા નહોતાં આ અંગે

કજીયા થતાં. રાત્રે આશ્રમના મકાનો ઉપર ઘા પડતા, મહાજન સાંભળે નહીં. પોલીસખાતું તેના જ માણસો પર કેમ શક લાવે ? છેવટે નિરૂભાઈએ જાતે જ રક્ષણ કરવા નક્કી કર્યું. પ્રાર્થના વખતે અખાડામાં વિદ્યાર્થીઓને વાત કરી. રાતના ચોકી પહેરો કરી ઘા કરનારને પકડવાના છે. આશ્રમવાસી કુટુમ્બીઓએ પણ સાથ આપ્યો. આશ્રમ ફરતાં લીંબડા પુષ્કળ. તે ઉપર ચાર ચાર જણ રાત્રે ચઢી જતાં. ડાળે દોરડા બાંધી રાખતા. હરામખોર નજરે પડે તો દોરડેથી સરી નીચે ઉતરી પકડવાની કળા શીખવેલ પોતે એકાદ વિદ્યાર્થીને સાથે રાખી બધા વિદ્યાર્થીની સંભાળ રાખવા સુકાનું બાંધી ફર્યા કરતાં. એ રીતે હરામી માણસોના રાતના તોફાન બંધ કર્યા ત્યારથી વિદ્યાર્થીમાં રાતની ભાક ચોરની બીક ઓછી થઈ.

આશ્રમનાં મકાન પથરાળ ધાર ઉપર હતાં. ત્યાં રમત ગમત માટે મેદાન ન હોવાથી અઢીસો ફૂટ લાંબુ, સો ફૂટ પહોળું બે ફૂટ ઉંચો ઓટો બાંધી ભરતી કરી મેદાન કરવાનું નક્કી કર્યું; શ્રમયજ્ઞનો મહિમા સમજાવ્યો. રાતના આઠથી એક સુધી અજવાળી રાતના હાથોહાથ ખોદાણ માટીની ભરતી અને ઈંટોનું ચણતર કરવાનું શરૂ કર્યું. રાતના મીઠો નાસ્તો આપતાં વિદ્યાર્થીઓ થાકતા. આરામ લેતા. પણ નિરૂભાઈ ને જયમલ્લભાઈ અવિરત કામ કર્યા કરતા. એ રીતે એક અઠવાડિયું જાતમહેનત જીંદાબાદથી મેદાન તૈયાર કર્યું.

દક્ષિણામૂર્તિમાં શ્રી નાનાભાઈ ભટ્ટનું વ્યાખ્યાન હતું. તેમના ડાબા હાથની હથેળીમાં મુદ્દાઓ નોંધી ઘેર આવી આખું વ્યાખ્યાન બરાબર લખ્યું ત્યારથી તેમની સ્મરણશક્તિનો પરિચય અમને થયો.

મેદાની રમતો માટે ગરાશિયા બોર્ડિંગ અને પટેલ બોર્ડિંગના વિદ્યાર્થીઓ આશ્રમમાં ગેડીદડો રમવા ખાસ આવતા, મહિલા વિદ્યાલય ને છાત્રાલયનાં બહેનો રાસ, અંતકડી રમવા આશ્રમમાં આવતાં. આ રીતે તે વખતના ઠક્કરબાપા હરિજન આશ્રમના વિદ્યાર્થીઓમાં એ ઉત્સાહ કોઈ અનેરો હતો. શ્રી નિરૂભાઈનું જીવન હરિજન વિદ્યાર્થીઓના ઘડતરમાં નાનુ સુનુ ન હતુ. તેમની મોટી કાળી ચમકદાર નિર્મળ આંખ, ખડખડાટ હાસ્ય હજુ પણ જૂના વિદ્યાર્થીઓ યાદ કરે છે.

એ વખતમાં ભણતા હરિજન વિદ્યાર્થીઓમાંથી તૈયાર થયેલા ભાઈઓમાંથી સૌ સારી લાઈન ઉપર છે. કેટલાક જાહેર જીવન, હરિજન સેવામાં, સરકારી નોકરીમાં કામ કરી રહ્યા છે. એ સૌના હૃદયમાં નિરૂભાઈનું સ્થાન એવું ને એવું છે.

શ્રી જયમલ્લભાઈ મોટા. શ્રી નિરૂભાઈ નાના. બન્ને એક બીજામાં ઓતપ્રોત. તેમના જેવુ મિત્ર–જોડું હજુ સુધી અમે કોઈએ દેખ્યું નથી.

આશ્રમમાંથી નિરૂભાઈ–જયમલ્લભાઈ શ્રી મેઘાણીભાઈ સાથે ફૂલછાબમાં જોડાયા, ક્રાન્તિકારી લડત વખતે ખેપત્તા બન્યા. પછીના સમાચાર નિરૂભાઈ ક્ષયના વ્યાધિમાં સપડાયાના સંભળાયા ત્યારે તેમના વખતના બધા હરિજન વિદ્યાર્થીઓ ભારે આઘાત પામ્યા.

આજે નિરૂભાઈનો દેહ નાશ પામ્યો છે. પણ તેમના વખતના અમે દરેક હરિજન વિદ્યાર્થીઓના હૃદયમાંનો અવાજ જવલંતરૂપે ઝળહળતો દેખાય છે.



# સબભૂમિ ગોપાલકી!

**હરિજનો સમાજમાં ઘણું નીચું સ્થાન ધરાવે છે માટે પહેલા એમને જ સુધારવાની જરૂર છે એ માન્યતાને ચરિતાર્થ કરવામાં એમણે પોતાનું જીવન ખર્ચી નાખ્યું**

જયસિંહ મકવાણા

'એલા એય, આ તો આપણા કાના મેતરનો છોકરો...'

'હેં!!'

'હા,—મારે હાળે વરણાવરણી કરી મેલી...કાના ઢેઢનો છોકરો આમાં ક્યાં ગરી ગ્યો!'

'હોય નૈં!'

'નીં શું હોય—આ જુવોને આમાં જ બેઠો!'

'–મારે કરી તારે તો—મારે હાળે આપણને અભડાવી માર્યા!'

ત્યાં તો સામેથી નિરુભાઈ બોલ્યા: 'કેમ દરબાર, શું થયું?'

નિરુભાઈનો અવાજ સાંભળતાં જ બધા દરબારો છાનામાના થઈ ગયા ને અમે જમતા હતા તે પતરાળીયો લઈને ઉપાડવા લાગ્યા...બીજું કરે પણ શું! ભાવનગરના મહારાજાનો લેખિત હુકમ હતો કે ભાવનગરના શ્રી દક્ષિણામૂર્તિ આશ્રમના વિદ્યાર્થીઓને દરબારી ઉતારામાં ઊતરવાની સગવડ કરી આપજો અને બધી બાબતની તેઓને સરળતા કરી આપજો. એ ચિઠ્ઠી લઈને નિરુભાઈ ભંડારિયા ગામના થાણદારને મળેલા, થાણદારે ઉતારો સાચવનારા આ દરબારોને એવી રીતે હુકમ દીધેલો.

એટલે, મહુવા જતા જતા અમે રસ્તામાં ભડી આવેલા ગામ ભંડારિયામાં ઊતર્યા ત્યારે પહેલા વણકર વાસમાં જઈ આવ્યા; બધા હરિજનો–વણકરોને મળીને પછી ઊતરવાનું તો ઉતારે જ રાખ્યું. ભંડારિયા મારું મૂળ વતન એટલે ગામના બધા વગસિયા મને ઓળખે જ. આમ તો આશ્રમમાંથી ક્યારેક વેકેશન પડતાં ભંડારિયા જતો ત્યારે સારાં ઊજળાં કપડાં અને વાળ ઓળેલા જોઈને ગામના દરબારો હેબતાઈ જતા. કેટલાક અદેખાઈ કરતા ને કેટલાક મનમાં મનમાં તો કેટલાક 'દરબાર' ગાળો પણ દેતા: 'આ કાળા ઢેઢા બી ફાટી ગ્યા સે!–આતમા ગાંધીએ બધું એકાકાર કર્યું પણ વરણાવેરણી કરી મેલી ઈ તો દાટું કર્યું!–આ જુવોને આજકાલના ઢેઢા વળી માથે પટિયા પાડીને હાલે છે...! પગમાં તો જાણે કે ચમચમતા બૂટ ઘાલ્યા હોય એમ રુવાબદાર ચાલે છે—જાણે કે કોઈ દરબાર આવ્યો હોયની! પણ હાલ્યો, કારેક બધા મરવાના સે!'—આવા અદેખાઈભર્યા દાઝેભર્યા વેણ દરબારો કાઢતા તે હું સાંભળતો...

પણ આજે હવે અમે જ્યારે પ્રવાસે ઉપડ્યા અને મારા ગામના ઉતારે જ ઊતર્યા ત્યારે તો દરબારોથી જોયું જવાયું નહિ. અધૂરામાં પૂરું અમે જમી રહ્યા ત્યારે પતરાળી ઉપાડીને બધું સાફ કરવાનું પણ એ દરબારોને માથે આવ્યું ત્યારે તો એમની આંખ જ નીકળી ગયેલી!

પછી તો નિરુભાઈએ એ બધાને સમજાવ્યા કે તમારે ભલે હરિજનો હારે આભડછેટ હોય, પણ કહો જોયો, આમાથી કોણ હરિજન જેવો લાગે છે! બધા કોઈ હરિજનો નથી. કેટલાક સવર્ણો છે. હરિજનો હોય તેથી શું થઈ ગયું? શું તેઓ કોઈ માણસ નથી? તમે તો ક્યારેક ના'તા હશો પણ આ વિદ્યાર્થીઓ રોજ નાહી ધોઈને સાફ રહે છે. પાઠ પ્રાર્થના આદિ કરે છે ને જુઓ, બધાના ગળામાં જનોઈ પણ છે.

—આવી સમજણભરી વાતો કરીને નિરુભાઈએ તે દી એ દરબારોનો રોષ વહોરી લીધો, ને પાછળથી એ રોષને સંતોષમાં પણ ફેરવી આપ્યો.

આભડછેટવાળા ગામમાં આવી રીતે ૧૫–૨૦ વિદ્યાર્થીઓ લઈને ઊતરવું એ ત્યારના સમયમાં, ઘણું અઘરું હતું. છતાં, નિરુભાઈ સવર્ણોના મનમાં ઘૂસી ગયેલા મલિન ખ્યાલોને, માન્યતાઓને સાફ કરવા માગતા હતા.

એવી જ રીતે, તે જ દિવસે સાંજે સૌ ભંડારિ-



યાના ડુંગરા પર જ્યાં માળનાથ મહાદેવનું દહેરું છે, ત્યાં ગયેલા ત્યારે પણ આવો એક બનાવ બની ગયેલો.

એ માળનાથ મહાદેવના મંદિરમાં અત્યારે સવર્ણો પૂજા અર્ચના કરે છે, પણ મૂળ તો એ મંદિર હરિજનોનું છે. હરિજનોનાં કુળદેવતાનું છે એમ કહેવાય છે. મંદિર પાસે હોજ છે. એમાં પાણી હતું એટલે બધા વિદ્યાર્થીઓ અંદર નાવા પડ્યા.

એવામાં ડુંગર પર કેટલાક ગરાસિયા ભેંસો ચારતા હતા તેઓ આવી પહેચ્યા અને તાડૂકવા લાગ્યાઃ 'એલા એય ! કોણે નાવાની રજા આલી ?'

'શું કહ્યું દરબાર ?' એમ કહીને નિરુભાઇ લાઠી લઇને ઊભા થયા ને એ ભેગા જ બધા વિદ્યાર્થીઓ લાઠીથી સજ્જ થઇ ગયા...આ જોઇને પેલા દરબાર તો 'હ્યો ઊભા રો, હું જોઉં છું' એમ કહીને ભાગી ગયા.

વળી પાછા અમે બધા માળનાથ મંદિરમાં પ્રવેશ્યા ત્યારે પણ કેટલાક બ્રાહ્મણો ગરાસિયાઓને ઉશ્કેરીને લઇ આવ્યા. તેઓ પણ મારામારી કરવા તૈયાર હતા. પણ નિરુભાઇએ એ બ્રાહ્મણોને સમજાવ્યાઃ 'આ મંદિર તો મૂળ હરિજનોનું કહેવાય છે...'

'કોણે લખી દીધું ?' સામેથી અવાજ આવ્યો.

'ત્યારે તમને કોણે લખી દીધું છે ?'

આવી રકઝક થઇ—ને આખરે બ્રાહ્મણો બહાર નીકળી ચાલતા થયા. અમે સૌ અંદર જઇને રસોઇ પકાવવા લાગ્યા.

પાછળથી એક પૂજારી આવ્યો. એને નિરુભાઇએ સમજાવ્યો : 'જુઓ ભાઇ, આ ભલે હરિજનોના બાળકો હોય. પણ સવર્ણો અને એમાં કાંઇ તમને તફાવત લાગે છે ?...તમને બે હાથ છે, તો એને પણ બે હાથ છે, તમને બે આંખ છે, તો એને પણ બે આંખ છે. તમને જેમ બોલતાં આવડે છે, તો એમને પણ બોલતાં આવડે છે...વળી, આપણા ધર્મશાસ્ત્રો તો કહે છે કે કોઇ માણસ ઉંચ કે નીચ છે જ નહિ. જન્મે નહિ પણ કર્મે જ બ્રાહ્મણ ગણાય છે...આ બ્રાહ્મણ છે ને આ ઢેઢ છે, આ રજપૂત છે ને આ કોળી છે—આ બધા આપણા બનાવી કાઢેલાં નામ છે. બાકી, ઉપરથી કપાળમાં કોણ ઢેઢ બ્રાહ્મણ લખાવીને આવ્યું ?'

આવી વાતોથી એ પૂજારીનું કંઇક મન ગળ્યું હેય એમ લાગ્યું. એના મનમાં કંઇક સત્યનો પ્રકાશ થયો હોય એમ તે પણ પછી તો માથું ધુણાવતો હા, હા કરવા લાગ્યો. નિરુભાઇની વાકધારા ચાલુ જ હતીઃ

'ઉપરાંત, આ દુનિયા તો બધા માણસોથી વસેલી છે. બધી જાતના અહીં વસે છે. કોઇ કોઇથી જુદું પડી શકે નહિ...આપણા આદિ પુરુષો તો કહેતા ગયા છે ને કે "સબ ભૂમિ ગોપાલ કી" પછી આ મારાતારાની તકરાર શા કામની.

આટલું કહીને નિરુભાઇ બંધ રહ્યા. અને એ પૂજારી તો જાણે કે નિરુભાઇનો પૂજારી બની ગયો ને અમને પણ અમારા કામમાં સહકાર આપવા લાગ્યો.

આવી રીતે, ઘણી જગાએ નિરુભાઇએ, હરિજનો વિષેની સામાજિક સૂગ દૂર કરી, સવર્ણો અને હરિજનોને એક કરવાના ભગીરથ કામો કર્યાં છે. આશ્રમમાં ઘણીવાર સદભોજન કે પ્રીતિભોજનો ગોઠવાતાં ત્યારે ઘણાં સવર્ણો અને હરિજનોને મહામેળો ઉમટતો.

માત્ર આવા સહભોજન કે પ્રવાસો જ નહિ પણ નાટક સંવાદ વગેરેથી પણ એમણે સવર્ણોમાંની હરિજનો પ્રત્યેની જમાનાજૂની સૂગને છોડાવેલી.

હરિજનો ઉપર, તે જમાનામાં પારાવાર દુઃખો પડતાં. સવર્ણો એનો પડછાયો સુદ્ધાં લેતા નહિ. ભૂલેચૂકે આડો ઉતરે તો ગાળો દેતા. હરિજનો ઉપરનાં આવાં દુઃખો, યાતનાઓ અને સમાજમાં હરિજનોનું સ્થાન—એવા આશય અને ભૂમિકાવાળું 'ઢેઢનો કોઇ ધણી નથી' અને 'ભુલાયેલાં ભાંડુ'—એ નાટકો : (લેખકઃ મહાલક્ષ્મી) આશ્રમના વિદ્યાર્થીઓએ ખૂબ જ સાહજિક રીતે ભજવી બતાવેલા અમદાવાદમાં અને રાજકોટમાં એ જાહેરમાં ભતાવેલા.





રાજકોટમાં આ 'ભુલાયેલા ભાઈ'નું એક કરુણ દૃશ્ય ભજવાતું હતું ત્યારે પ્રેક્ષક વર્ગમાંથી એક મરાઠી સન્નારીથી આ હરિજનોનું દુઃખ જોવાયું નહિ. એમની આંખે ઝળઝળિયાં આવી ગયાં એવું અદ્ભુત ને આબેહૂબ એ દૃશ્ય હતું. નાટક પૂરું થયું ત્યારે એ સન્નારીએ આશ્રમના વિદ્યાર્થીઓને પોતાની મહામૂલી અંગૂઠી ભેટ આપી દીધેલી

આ નાટક તૈયાર કરવામાં એના દિગ્દર્શનમાં, સંવાદો, પડદો, પાર્શ્વરચના, ગીતો, વિગેરેમાં નિરૂભાઈ અને જયમલ્લભાઈએ ઘણો ફાળો આપેલો.

આમાં બધે, જ્યાં જ્યાં નિરૂભાઈનો નિર્દેશ છે ત્યાં ત્યાં જયમલ્લભાઈનો સમાવેશ ખરો જ. કારણ, નિરૂભાઈની પ્રેરણામૂર્તિ જયમલ્લભાઈ હતા. આમેય નિરૂભાઈ કરતાં જયમલ્લભાઈ મોટા એટલે અમે એમનું બહુ માન રાખતા અને અને ગમ્મતગમતમાં નિરૂભાઈ સાથે જ વિશેષ છૂટ લેતા.

નિરૂભાઈ ક્યાંક સહેજ જ ભૂલ કરે છે એવું લાગે તો તરત જયમલ્લભાઈ એમને ચેતવતા

હરિજનસેવામાં નિરૂભાઈની પ્રેરણામૂર્તિ પણ જયમલ્લભાઈ જ હતા.

હરિજનો સમાજમાં ઘણું નીચું સ્થાન ધરાવે છે માટે એમને જ પહેલાં સુધારવાની જરૂર છે, એ માન્યતાને ચરિતાર્થ કરવામાં એમણે પોતાનું જીવન ખર્ચી નાખ્યું છે.

પૂ૦ મહાત્માજીએ હરિજનોના કાર્યને પોતાના જીવનનું એક અગત્યનું કાર્ય માનેલું. તેઓ કહેતા: જો આભડછેટ નહિ મટે તો હિન્દુ ધર્મનો નાશ થશે! આ વાત આજે જ સાચી લાગે છે. પૂ. ઠક્કરબાપાની જિન્દગી પણ હરિજનસેવામાં જ પૂરી થઈ. સૌરાષ્ટ્રમાં હરિજનસેવકો હશે, તન મન ધનથી એ કાર્યને આજીવન કાર્ય તરીકે ઉપાડનારા ભાગ્યે જ કોઈક નીકળશે. હરિજનકાર્ય માટે ભાષણો કરનારા, ઉપદેશ દેનારા કે માત્ર સહાનુભૂતિ દર્શાવનારા ઘણા મળી આવશે...પણ, નિરૂભાઈ જેમ, પોતાની જિન્દગીને હરિજનોમય કરનારા તો કો'ક વીરલા જ હશે.

# સ્વ૦ નિરંજન વર્મા સાથેના બે પ્રસંગો

રમણલાલ એન્જીનીઅર

મારો સ્વ૦ નિરંજન વર્મા સાથેનો પરિચય બહુ જ ઓછો હતો, અને જે હતો તે મારા મિત્ર ઈશ્વરભાઈ મારફતેનો હતો.

એ જ્યારે ધાટકોપર હતા, ત્યારે હું એક બે મિત્રો સાથે એમને મળવા ગએલો. તે વખતે એ સુભાષ સાહિત્યને લગતી એક નવલકથા સર્જતા હતા, એને માટે એમની આજુબાજુ અનેક પ્રકારના સાહિત્યના પુસ્તકો ખડકીને બેઠા હતા. મેં પુછ્યું કે 'આ ઇતર સાહિત્ય શા માટે એકઠું કર્યું છે?' એટલે એમણે જવાબ આપ્યો કે 'નવલકથાની પશ્ચાદ્ભુ સર્જવા માટે હું અગ્નિ-એશિયાનો ઇતિહાસ, ભૂગોળ, આર્થિક ને સામાજીક પરિસ્થિતિ વ૦ નો અભ્યાસ કરી રહ્યો છું.'

નવલકથાકારો અભ્યાસી નથી હોતા, એવી ભ્રામક માન્યતાનો એ એક સચોટ જવાબ હતો. તે વખતે એક નર્સીંગ વિષે પુસ્તક લખવાનો પણ એમનો ખ્યાલ હતો. થોડું ઘણું લખ્યું પણ હતું.

હું જ્યારે એમને બીજીવાર મળ્યો, ત્યારે પેલા પુસ્તક વિષે મેં પુછ્યું. એમણે કહ્યું: 'મેં એ વિચાર માંડી વાળ્યો છે' મેં કારણ પૂછતાં એમણે જણાવ્યું કે 'એ પ્રકારનું પુસ્તક લખવા માટે મારી પાસે વૈદકનો પુરતો અભ્યાસ નથી.' મારી એમને વિષેની પહેલી અને છેલ્લી છાપ એ છે કે નિરંજન વર્મા એટલે અભ્યાસશીલતા. એક સમર્થ પત્રકાર હોવા ઉપરાંત, એ લલિત સાહિત્ય, ખગોળ, પક્ષીશાસ્ત્ર અને વૈદકના ઉંડા અભ્યાસી હતા. પોતાને થએલ રોગ-ક્ષયરોગનો એમણે ઘણો જ ઉંડો અભ્યાસ કર્યો હતો. પોતાના ગુજરાતી સાહિત્યના અભ્યાસને કારણે એ ઘણી વખત નવા ઉપનામવાળા જુના લેખકોને સફળતાપૂર્વક શોધી શકતા હતા એમના અકાળ અવસાનથી ગુજરાતનું જીવન રંક બન્યું છે.

# પ્રભુ! અમે તને પ્રાર્થના નથી કરતા....

**દેવદાસ સારૂ**

નિરુભાઈના અવસાનના સમાચારે, કોઈ પ્રિય વસ્તુની અવિરત શોધ પછી, તે જેમ તૂટીફૂટી મળી આવે અને હૃદય જે આંચકો અનુભવે તેવો અકથ્ય અને અસહ્ય આંચકો હૃદયે અનુભવ્યો.

મન વારે વારે આ વિમૂઢાવસ્થામાંથી જાગી પૂછતું હતું. શું આ ભ્રમ તો નથી ને? નિત્યયુવાન અને ઉલ્લાસની પ્રતિમૂર્તિસમા નિરુભાઈ શું ગયા જ?

દિલ શોકાગ્નિમાં જાણે મુંઝાઈ, મુંચવાઈ ગયું હતું. તામસ પ્રકૃતિ જાણે હૃદય, મન અને સારાયે દેહને ઘેરી વળી હતી. વારંવાર પ્રશ્ન થતો, શું એ દરિયાવદિલ ઇન્સાન શું આમ છેક જ અજાણ્યું રાખી ચાલી નીકળ્યો? છેલ્લી વિદાય લેવાની પણ એને ફુરસદ ન મળી?

આ ભવી ઉદ્વિગ્ન મનોસ્થિતિમાં પણ મન સાવધ બની જાય છે. એને દિલની દુનિયાના આ ગુલાબી માણસનું અવસાન કબુલ નથી. અને છે પણ એમ જ, એ ગુલાબી માણસ ભલે સદેહે ન હોય પણ એ એના કાર્યો, એની ભાવના અને એના સહચર્યના સંદેશ દ્વારા જીવંત છે. એના જીવનની સુમધુર સુવાસ ચોમેર પ્રસરી રહી છે, એના પ્રકૃતિ સંગીતનું ગુંજન ચોમેર રેલાઈ રહ્યું છે. અને એના આરોહ અવરોહ તીવ્રતમ બની આહ્લાદ આપી રહ્યા છે. અને દૂરદેશ ગયેલ સ્વજનને કંઈ ચાલ્યો ગયો છે તેમ થોડું જ કહેવાય? એ તો પેલા ક્ષિતીજને પેલે પારના બાળકોને પરીઓની વાતો કહેવા ગયો છે. પેલા નભોમંડળમાં નિરંતર ચમકી રહેલ તારાઓનું રહસ્ય સમજવા ગયો છે. આંગણે ઊડતા અને દેશ વિદેશ ધપી આવતા પેલા સ્વૈરવિહારી પંખીઓની પહેચાન આપવા ગયો છે. "હાંરે દોસ્ત હાલો દાદાજીના દેશમાં" નો ગાનાર દાદાજીના દેશમાં ગયો છે. એ મુક્ત પ્રવાસી હવે આ દુન્યવી પ્રવાસ છોડી હવે પેલા અગમ્યને પ્રવાસે ઉપડ્યો છે. દુર્ધર્ષ પહાડો, વિકટ જંગલો અને હિંસક પ્રાણીઓના નિવાસસ્થાનમાં શોધકવૃત્તિથી વિના ભયે આથડનાર, અતાગ ધરાઓ, અને ઉન્મત સરિતાઓનાં વેગીલા પ્રવાહોમાં શિશુસહજ પ્રકૃતિથી ક્રીડા કરનાર એ આત્મબલશાળી પુરુષ બીજે ક્યાંય નથી ગયો, એ ગયો જ છે આથી કોઈ વધારે સારા પ્રદેશમાં.

ઉલ્લાસની મૂર્તિસમો એ પુરુષ જગતનિયંતાને પણ ગમી ગયો. અને એણે આપણી પાસે એની ભીખ માંગી છે.

આ આપણા અહોભાગ્ય નહીં તો બીજુ શું? આવા પ્રસંગને શોકનો પ્રસંગ કેવી રીતે કહી શકાય? આવે વખતે આપણે આનંદવું જોઈએ, આ વખત શોકનો નથી. આનંદો મુક્ત હાસ્યથી આકાશભરી દો. એક ગુલાબી માણસની સુમધુર સુવાસથી મ્હેકતા આ ઉદ્યાનમાં નાચો, રાચો, મંગલ મનાવો. દૂર દૂર ક્ષિતીજને પેલે પાર આપણો એ મૈત્રીનો ફિરસ્તો જાય છે. આપણા વતનનો એ બાશીંદો, આપણા બાળકોનો પ્રિયમિત્ર આપણી ઊગતી પેઢીનો સ્વપ્નાદ્રષ્ટા, દૂર અગમ્ય એવા એ પ્રદેશમાં જાય છે. તેને આશીર્વાદો, અભિનંદો, તેનું શુભ ચાહો.

કૃપણ ન થશો પ્યારાઓ, તમારા દિલમાં જો જો પેલી કૃપણતા પેસી જાય. આપણે તે સૃષ્ટિના સરજનહાર અને પોષકને દાન કરવાનું છે. તેની પાસે જાણે આવા પુરુષો ઘડવાની માટી ખૂટી ગઈ છે. એ સરજનહારને જાણે તેના પોતાનામાંથી વિશ્વાસ ઊઠી ગયો છે. અને એણે આપણું આ પ્રિય પુરુષફૂલ માગ્યું છે. શું તમે મોં સંતાડશો? જેને પોતાની જિંદગી દરમ્યાન ત્યાગ, મૈત્રી, પ્રેમ અને બંધુતાનો આદેશ આપ્યો તેના મિત્રો શું કૃપણ નીવડશે? નહીં, હરગીજ નહીં.

એણે આપણને એની ટૂંકી જિંદગી દરમ્યાન ઘણું આપ્યું છે. આપણે એની ઉદ્યમશીલતા, સાહસપ્રિયતા, સહચારની તેની ઉદ્દાત ભાવના આપણે આપણા જીવનમાં ઉતારીએ. એ જ એનું સાચું તર્પણ હશે.

અને એ જગતનિયંતાને કહીએ કે અમારું તને આપેલું એમ મહામૂલું દાન તું સાચવજે. અમે એની શાંતિ માટે તને પ્રાર્થના કરતા નથી. કારણ એના નિરંતર પ્રવૃત્તિશીલ આત્મા માટે શાંતિ તે જ મોત છે.



# લોકગીતોના ગાયક

**શ્રી ઈન્દુભાઈ જીવનલાલ દવે**

**ઉચ્ચ મિત્રતા અને સ્વાભાવિકપણે સર્જાયેલી બંધુતાનો આદર્શ રજૂ કરનાર જોડીનો એક અંકોડો તૂટી ગયો.**

શ્રી શારદા મંદિર,–કરાચીની બાલસંસ્થા શ્રી શિશુકુંજના બાળ પુસ્તકાલય માટે પુસ્તકોની પસંદગી કરતો હતો ત્યારે નિરંજન–જયમલ્લની જોડીનો મને પ્રથમ પરિચય પરોક્ષ રીતે બાલસાહિત્ય દ્વારા થયેલો. પ્રત્યક્ષ પિછાનની તક કરાંચીમાં મળશે તેવો ખ્યાલ પણ નહિ આવેલો

પણ જ્યારે એક દિવસ જાણ્યું કે કરાંચીની એચ. પી કારિયા શાળામાં નિરંજનભાઈનો સ્નેહ-સત્કાર કરવા સભારંજની ગોઠવાઈ છે ત્યારે કુતૂહલવૃત્તિથી ત્યાં જવા નીકળ્યો. મારગે વિચારો આવ્યા:

'આજની સભારંજનીમાં શું હશે ? નિરંજનભાઈ બહુ બહુ તો મેઘાણીભાઈની પ્રશંસા કરવા વિશેષણ પુષ્પો વેરશે. નહિ તો છેવટે સાપ્તાહિક ફૂલછાબનું પ્રચારદુંદુભિ બજાવશે પણ તો ય ચાલોને ! એક નવું પ્રાણી તો જોવા મળશે ! અને સત્સંગ થશે તે લાભમાં.'

શાળાના પ્રાર્થના ખંડમાં ગોઠવાયા પછી નિરૂભાઈને ઓળખવા હું ઊંચો નીચો થતો હતો. મારા આ પુરુષાર્થથી પીગળી બાજુના એક સજ્જને પરિસ્થિતિનો ઘટસ્ફોટ કર્યો, 'નિરંજનભાઈ હજી આવ્યા નથી. આપણે વહેલા છીએ '

હું શાંત બેઠો પણ નિરૂભાઈ કેવા હશે ? એ વિચારે થોડો અશાંત બન્યો. પ્રૌઢ વયના નિરૂભાઈના માથે સાફો હશે, મઠીદાર કીજળાં લૂગડાં પહેર્યાં હશે. સાહિત્યક્ષેત્રે પોતે મેદાન મારીને તેનું મિથ્યાભિમાન આવ્યું હશે તેથી અક્કડ થઈ ફરતા હશે. પાનનાં બીડાંથી ગાલનું ગલોફું ભર્યું હશે શ્રોતાજનો પર છાપ પાડવા અવનવા ચેનચાળા કરવાની આદત હશે...આમ વિચારમાળા ફેરવતો હતો, ત્યાં નિરૂભાઈ આવ્યા. જોયા અને તેમના વિષેની મારી બધી કલ્પના એ ગળી ગઈ

યુવાનીનું પ્રતિભાતેજ મો પર ઝળકતું હતું. પ્રૌઢાવસ્થામાં પગ પણ નહિ માંડેલો. વાળના જુલફાં કપાળ પર ધસી આવેલાં. કાઠિયાવાડની બાળ વિધવાઓનાં દુખો જોઈ અનુકંપા રેલાવતી તેમની ભીની લાગતી આંખો, પાટ–Stage ઉપર બેઠા, જાણે ઊભા હોય તેવી સ્થિતિમાં, કલ્પનાને વધુ બળ મળે વા હજુ પણ ઊંચે ઊડું એવો ભાવ અભિવ્યક્ત કરતી સ્થિતિમાં. શાળાના ચાલકે તેમની ઓળખ આપી અને બે શબ્દો બોલવાની વિનંતિ કરી.

નિરૂભાઈએ ગળાને ખંખેર્યું, જરા ટટ્ટાર થયા અને અંતરના શબ્દો અવાજનું સ્વરૂપ લે તે પહેલાં થોડો સમય ધરતી તરફ મીટ માંડી બેસી રહ્યા અને શ્રોતાજનોની ઉત્સુકતા વધી. આખરે તેમણે કંઈક આવી શરૂઆત કરી.–

'હું વક્તા નથી. વક્તા થવાની મને હોંસ પણ નથી. તમને મળવાની આશાએ આવ્યો છું. પણ હું કાઠિયાવાડથી આવું છું એટલે મેઘાણીભાઈ વિષે મારી પાસેથી કંઈક જાણવાની તમે આશા રાખતા હશો. મેઘાણીભાઈનું હૈયું તેમનાં ગીતોમાં બેઠું છે. જુઓ ! એક જ ગીત સાંભળો...

અને નિરૂભાઈએ દર્દભર્યા રાગે ગીત શરૂ કર્યું.

> વનરા તે વન કેરી કાંટયમાં રે રાતાં ફૂલડાં
> હાંરે બાઈએ પધરાવ્યાં પેટનાં બાળ,
> વનગમાં મલ રાતાં ફૂલડાં.

ગીતનો ભાવ આવો હતો. એક કુમારિકાથી દેહમિલનનો દોષ થઈ જાય છે. પરિણામે બાળક અવતરે છે. સમાજની નિંદાનાગચૂડમાંથી બચવા વગડાની કાંટમાં ગુલફૂલ જેવા ગુલાબી બાળકને મારીને મૂકી આવે છે. પછી કુમારિકાનાં લગ્ન લેવાય છે. પરંતુ બાળક ભેટ પ્રભુ આપતો નથી. બાલઝંખના પૂરી કરવા હરિમંદિરે પારણે સૂતાં બાળ કૃષ્ણને નિત નિત રમાડે છે પણ બાળ કનૈયો એવું કંઈક કહેતો હોય તેમ લાગે છે કે બાઈ ! મારી ડોક દબાવી, મારી નાખી, વગડામાં મૂકી આવતાં તને શરમ ન આવી ! ફટ છે તને. તું મારી મા નથી. જશોદા મારી માતા છે.'



કરુણાનું ભાવવાહી આ ગીત આગળ ચાલ્યું તેમ તેમ શ્રોતાજનો વધુ એકાગ્ર બનતા ગયા ગીત ઉપર અને ગીતગાયકનાં દર્દભર્યાં ગળા ઉપર. ગાતા ગાતા પોતે જ ગીતના કરુણભાવમાં એવા ભીંજાયેલા લાગ્યા કે મને લાગ્યું કે હમણાં તેમનું ગળું રડી પડશે.

જમણે હાથે તે મીંચી આંખડી રે રાતા ફૂલડાં
હાંરે બાઇએ ડાબે હાથે દબવી છે ડોક,
વનરામાં ગલ રાતાં ફૂલડાં;

આ પંક્તિ ગાઇ ત્યારે સ્ત્રીશ્રોતાનાં મોંમાંથી 'અરર.' ની દબાયેલી ચીસ નીકળી ગઇ. ગીત આગળ ચાલ્યું અને પૂરું થવા આવ્યું કે,

સૂતું હું જ જસોદા માને ખોળલે રે રાતા ફૂલડાં,
હાંરે તારે ખોળલે અગન કેરી ઝાળ.
વનરામાં ગલ રાતાં ફૂલડાં;

ત્યારે તો કરુણતાની માત્રા ખૂબ વધી ગઇ. સ્ત્રીઓ અને કેટલાક કોમળહૃદયી પુરુષો હીબકે હીબકે છાનું રડતા લાગ્યા. આંસુ વિનાની કોઇ આંખ ત્યાં ન દીઠી.

સમાજનાં છાનાં પાપોની ભોગ બનેલી કુમારિકાનું જીવન નંદવાઇ જાય, બાળક હતું ત્યારે જોઇતું નો'તું અને નો'તું ત્યારે ઝંખવું પડતું હતું એવી. એક કરુણતા કેટલીક બાળમાતાઓના જીવનમાં કંડારાઇ જાય એવું ભાવનિરૂપણ ખરેખર અસરકારક હતું પરંતુ નિરૂભાઇએ તે દિવસે તો હૃદયરાગથી તે ગીતને વધુ કરુણ બનાવેલું.

નિરૂભાઇના હૈયાનો અને નિરૂભાઇ દ્વારા મેઘાણીભાઇના હૈયાનો સાચો પરિચય મને ત્યારે થયો. સ્વ. મેઘાણીનાં હૃદયજળમાં પોતે નાહી શકે અને અન્યને નવરાવી શકે આવા સહૃદયી નિરૂભાઇ જેવા જ.

સોમનાથમાં સેવાદળની સૈનાશિબિર કાર્યાલયમાં ફૂલછાબને પાને નિરૂભાઇનું અવસાન વાંચ્યું અને ખિન્ન થયો. નિરંજન–જયમલ્લની જોડી નંદવાઇ ગઇ. જયમલ્લભાઇ રંડાયા એમ લખું તો કાંઇ ખોટું નહિ. ઉચ્ચ મિત્રતા અને સ્વાભાવિકપણે સર્જાયેલી બંધુતાનો આદર્શ રજૂ કરનાર નિરંજન–જયમલ્લની જોડીનો એક આંકડો હવે તૂટી ગયો.

જ્યારે કોઇ સ્વ. મેઘાણીના ગીતોની વાતો કરે છે અથવા સ્વ. મેઘાણીનો કાવ્યસંગ્રહ 'યુગવંદના' નજરે પડે છે ત્યારે કરાંચીની શાળાના પેલા પ્રાર્થના-ખંડનું ચિત્ર ચિત્ત સામે હૂબહૂ ખડું થાય છે અને ગીતની કરુણતામાં નહાતો હોઉં તેમ અનુભવું છું. આજે તો એ ગીતના ગાયક નિરૂભાઇ પણ નથી એ વાતે 'યુગવંદના'નું પાનું પણ એ ગીતને રડતું હોય તેવું સંભળાય છે.

અડધી રાતલડીનો ચાંદલો રે રાતા ફૂલડાં,
હાંરે નીચે મલકે છે મામેલ્યાં બાળ,
વનરામાં ગલ રાતાં ફૂલડાં......



# '૪૨ના ક્રાંતિકાર

બટુક

પરતંત્રતા કરતાં હારાકીરી જેને વધુ પ્યારી લાગી એવા જપાનીઝ જુવાનોની ભાષા જેને સમજાતી–ભાવતી હોય એ જ આ કથાને અડજો.

'૪૨ના ઝંઝાવાતમાં જે વખતે સતારામાં પતરી સરકાર રચાતી'તી અને બિહાર અને બીજા એવા પ્રાંતોમાં સરકારના યુદ્ધપ્રયાસોને મૂળમાંથી ખેરંજી દેવાનો જબ્બર પુરુષાર્થ ખેલાતો હતો, સરદારનું અમદાવાદ જ્યારે કેસરિયાં કરતું હતું ને નામી અનામી કંઈક શહીદો હિંદભરમાં ફાંસીને માંચડે લટકતા હતા ત્યારે કાઠિયાવાડના થોડાક જુવાનો પણ ક્રાંતિની ચેતના જગાવી રહ્યા હતા.

એ જુવાનોમાંના એક તે આપણા નિરૂભાઈ. જાહેરજીવનની શરૂઆત તો એમણે પાયાના રચનાત્મક કાર્યોથી જ કરેલી. બાળકો, વિદ્યાર્થીઓ, હરિજનો એમની પ્રવૃત્તિના એ બધા મથકો. પણ લડત આવી ને એ બધી પ્રવૃત્તિ અળગી કરી, હિંસા–અહિંસાની ચર્ચા એમણે કોરાણે મૂકી, સ્વાતંત્ર્ય જંગમાં કૂદી પડ્યા. કાઠિયાવાડની ભાંગફોડ પ્રવૃત્તિ એમની સાથે જડાયેલી છે.

આ અંકના બીજા લેખોમાં તમને મળશે એ નિરૂભાઈને મેં જોયા નથી. બાળકોની વચમાં ખેલતા કૂદતા, પક્ષીઓની પીછાન આપતા, અંધારી અમાસના તારલા ઓળખાવતા, કિનારે છીપલાં વીણતા, ફૂલોની સુગંધ હૈયામાં ભરી દેતા નિરૂભાઈની- મને જરા ય ઓળખ નથી.

રાજકોટના રૈયાનાકાની પેલી ખોલીમાં મેં એમને પ્રથમવાર જોયા ત્યારે તો સ્વપ્ને પણ કલ્પના નહોતી કે આ રૂપકડો જુવાન મારા જીવનનું મીઠું સંભારણું બની બેસશે. મારા જીવનના કેટલા ય પ્રસંગોએ, પ્રસંગોમાં જ શા માટે, રોજીંદા જીવનની કેટલી ય વિખરાયેલી પળોમાં એમને મેં ખૂબ ખૂબ યાદ કર્યા છે. મારી માફક એ ખડખડાટ નહોતા હસતા. ધીમું ધીમું, મીઠું મીઠું, આછું આછું એવું એ હસત.–ના, મરકતા.

*

લડતના એ દિવસોમાં મારે હિસ્સે એમના અંગત સંદેશાઓ લાવવા લઈ જવાનું અને અમને અંગત રીતે ઉપયોગી થવાનું આવ્યું હતું. એક સાંજે એવું બન્યું કે એમના એક મિત્ર જેને ત્યાં એ રહેતા હતા એમની ઑફિસે મારે જવાનું થયું. એમને ઘરે પાપડ મોકલવા હતા. ખૂબ સ્વાભિકતાથી એમણે એ મને ભળાવ્યું. ગમ્યું તો નહીં જ પણ નિરૂભાઈના મિત્ર એટલે ના પણ કેમ કહેવાય! ધુંધવાતો ધુંધવાતો પાપડ લઈને એમને ત્યાં ગયો ત્યાં શેઠાણી કહે શાક લઈ આવને દોસ્ત. શું માનો છો તમે? દોસ્તનું અભિમાની મન, કાં આંખ વાટે આંસુ બનીને અભિમાન સમૂળગુ ધોવાઈ જાય ને કાં પગમાં જોમ પૂરીને સાઈકલના પેડલ મારે કે ઝટ નાસી છૂટાય. મિત્ર-પત્નીનો શાકની ઝોળી આપવા લબાવેલો હાથ પાછો ખેંચતા ય ભૂલી ગયા. રોષભર્યો હું તો જઈને ઊભો રહ્યો ત્યાં, જ્યાં નિરૂભાઈ ચોવીસે કલાક ગોંધાઈ રહેતા. એકલવાયી ઓરડીમાં મસ્ત બનીને એ તો ટહેલતા'તા. મોઢેથી ઝીણું ઝીણું ગાતા જાય, ઘડીક ચપટી વગાડતા જાય ને નાની એવી બોખીને ઊંચી ઊંચી ઉલાળતા જાય હું તો મુંઝાઈ પડ્યો. કેમ કરીને કહું કે હું તો કહેવા આવ્યો છું કે તમારું ઘરકામ હું નહીં કરું, ઘેર મારી મા ક્યારની રાહ જુવે છે, એની શીશી ચાર કલાકથી તો સાથે ફેરવું છું. પણ મારા ચહેરે મારી ચાડી ખાધી. કેમ કરીને મારું અભિમાન છુપાવું? હું તમને નહીં કહું કે અમે શું વાતો કરી, પણ બહાર નીકળ્યો; ત્યારે હું ખુશ હતો.

*

બીજો એક પ્રસંગ દિવાળી નજીક આવતી'તી. નક્કી કર્યું, ફટાકડા ફોડવા છે પરાધીન દેશ, એણે ફટાકડા પણ ક્યાં ફોડવાના હોય? બાદર, આજી નેં મચ્છુ—પથ્થરના થાંભલા પર ત્રણે કાયમ ઊભા છે. જામનગર ને જૂનાગઢ—યુદ્ધઘેલી સરકાર જબરાં કારખાનાં ચલાવે છે; જે મળે તે ભેગું કરે છે; વેગન ભરીભરીને ધકેલે છે દૂર દૂર જ્યાં યુદ્ધના મોરચા મંડાય છે ત્યાં, સૈનિકોના માંકાં સુવાય છે ત્યાં.



આપણી આ શરમ તૂટવી જ જોઇએ. નકશા તૈયાર થઇ ગયા, કડીઓ ગોઠવાઈ ગઇ. ત્રણે પૂલને આવરી લેતી સળંગ સાંકળ તૈયાર થઇ ગઇ.

એવે વખતે એમની નિકટના બે સાથી, એમની યોજનાના બે મુખીઓ અણધાર્યા ઝડપાઇ ગયા. આજી નદીના પૂલ પર થોડી જાત–તપાસ જરૂરી હતી. બન્ને સાથી આમ તો એકાબેકા ચવાણું ચાવતા હતા પણ પરેશાન સરકારના પોલીસોને બધે એ વખતે ભૂત દેખાતું. પૂલ ઉપર જુવાન માણસો, નાકે ચશ્મા, અંગે કફની, પવનમાં લેંઘા ફરફર થાય છે. ચબરાક પોલીસને બંગાળી ક્રાંતિકારોને ઓળખવા આથી વધારે કેવી સાબીતી જોઇએ? ઘણું કહ્યું, રાજકોટનું શીરનામું આપ્યું પણ એ તો ગુનાશોધક પોલીસ, એમ કેમ માને! ઝોળામાં નાસ્તાનું પડીકું હતું, પોલીસને એમાં પીસ્તોલનો આકાર પરખાયો. બન્નેને ઝડપી લીધા. નિરૂભાઇને ખબર પહોંચાડયા તો પેટ ભરીને હસે છે. કાર્યક્રમ અમલમાં મૂકવાનો દિવસ નજીક છે—અડતાલીસ કલાક, તો ય કહે છે 'ચિંતા ન કરશો. તૈયારીઓ પૂરી કરો, એ લોકો તો સવારે પાછા આવશે.' કેટલી સ્વસ્થ શાંતિ! પણ વાત ત્યાં જ પૂરી નથી થતી. રાત પડી ને એમને ઘેર પહોંચ્યા. 'અમ્મા, ચિંતા ન કરતા હો! તમારો લાલ કાલે પાછો આવશે. એને માથે મોટી જવાબદારી છે. એનું આમતરું લાંબુ નહીં ચાલે, ઈ ઝાઝું નહીં રોકાય! તીરના સંધાનથી, એક જ દિશામાં દોડી જતી રેખાની નિશ્ચલતાથી, જંગ ખેલવાના એક માત્ર ખ્યાલને મધ્યમાં રાખીને, યોજનાના એક પછી એક ચોક્કસ સોપાન પર સોપાન ગોઠવાતા. આ જુવાન, આ મસ્તી, આ ધરપત, આ બેવફાઈ ક્યાંથી એકઠી કરતો હશે!

*

યોજના તો આગળ ચાલી. રાતના બાર નક્કી થયા. ત્રણે ટુકડી રવાના થઇ ગઇ છે. પથ્થરના ઓ સ્તંભ! તમારી આ છેલ્લી રાત છે. અમારી પરાધીનતાના પથ્થર બનીને આ સામ્રાજ્ય તમે ટકાવ્યું છે. હિંદના એક જ પ્રાંતમાં એક સાથે પાંત્રીશ લાખ જે દી ભૂખે મરતા હતા ત્યારે ય ચિત્કાર કરીને યુદ્ધ મોરચે ધસી જતી ગાડીઓને તમારી પીઠ પર તમે ઝીલી છે. હવે એ પૂરું થયું. આવતી કાલે, નવા વર્ષે તમે પણ ગાજો તમારી મુક્તિના ગાન.

સવારના સાત...આઠ. એમની નથી ખોલીમાં ઉતાવળી ચાલે એ ટહેલતા'તા. આંખમાં રાત આખીનો ઉજાગરો ભર્યો'તો, પગમાં જિંદગી આખીનો થાક ભર્યો'તો, આતુર હૈયે એ રાહ પેખતા હતા. હમણાં મારો બચુ આવશે, સમાચાર લાવશે. ભાદરનો પૂલ તૂટયો હશે? આજીનો પૂલ ઊડયો હશે? પરંતુ, પરાધીનતાના પાયા ઊંડા ધરબાયેલા છે. લોહીના એ ડાઘા જલદી ક્યાંથી ભૂંસાય? સફળતાનો એકે ય સંદેશો નથી, કોઇ પાછું હટયું નથી, કોઇએ બેવફાઈ બતાવી નથી, કોઈ પકડાયું નથી ને તો ય સરિયામ નિષ્ફળતા. મિત્રોએ હાથ મિલાવ્યા, 'ફિર લડેંગે'. આંખમાં એ જ ખેપરવાઈ.

*

આવા આ શાંત માનવીના નામના કેવા અજબ પડઘા અણુઝ માણસોના વિષે પણ પડતા? જેલયાત્રાના એ દિવસો હતા. બહારના પોર્ચમાં વાળ કપાવવા હું બેઠો હતો. હું તો નીચી મુંડીએ હજામના અસ્ત્રા નીચે ગરદન નમાવીને શાંત બેઠો હતો. પેલા પોલીસોની ગુસપુસ બે ય કાનેથી હલવાયે જતી હતી. એમાંથી આ જડેલું.

'એલા સાંભળ્યું છે.' જાહેર ખાનગી વાતો ચાલતી હોય છે એટલી ધીમેથી એક પોલીસ દશના કુંડાળામાં બોલતો હતો. 'કે એલા નિરંજનની ટોળકીએ ચીઠ્ઠી મોકલી છે, સુપ્રીન્ટેન્ડન્ટને કે અમને ઠાલા મફતના ગોતશો મા, અમે જીવતા તો નહીં ઝલાઇએ, ને અમારાં મડદાં ચુંથીને શું કરશો!'

અંતમાં, કેટલાક જુવાન જ એવા હોય છે જેને માટે કોઇએ લખ્યું છે. 'અમને ખબર છે કે અમારી સામે એવી ઊંચી દિવાલો ખડી છે જેની પેલે પાર અમે ન ઊડી શકીએ. પણ એ લોખંડી દિવાલો સાથે પાંખો અફડાવી અફડાવીને મરવાનો અમને શોખ છે,' નિરૂભાઇ એ એવા જુવાનોની કથા છે. પરંતના કરતાં હારાકીરી જેને વધુ પ્યારી લાગી એવા જાપાનીઝ જુવાનોની ભાષા જેને સમજાતી હોય, ભાવતી હોય, એ જ આ કથાને અડજો, બીજા કોઈ એને અભડાવશો નહીં.

★



# ’૪૨નું બલિદાન

વીરચંદ શેઠ

> ‘રોગ સામેનો સતત સંગ્રામ એ જ બની ગયું છે મારું જીવનકાર્ય. એમાં જય-પરાજય કે આશા–નિરાશા જેવાનો અનાસક્તિયોગ જાણે કુદરત મને શીખવી રહી છે.’

‘યુદ્ધનાં વર્ણનો રસભરપુર હોય છે પરંતુ તે તો દૂર બેઠે સાંભળનારને માટે. પરંતુ તેમાં પડેલાઓને તો તેની ભયંકરતાનો જ આસ્વાદ પ્રાપ્ત થાય છે. તમે જે બહાદુરીપૂર્વક મૃત્યુ સામે ઝુઝી રહ્યા છો તેની વાર્તા મિત્રો પાસેથી સાંભળી હર્ષ થાય છે પરંતુ તેના પરિણામે તમે કેવી ભયંકર શારીરિક યાતનાઓ વેઠી રહ્યા છો તે વાતનું વિસ્મરણ થઇ શકતું નથી.’ આવા પ્રકારનું ભાઇ નિરંજનને મેં છેલ્લા લખેલા પત્રમાં લખ્યું હતું. તેના જવાબની પ્રતીક્ષા કરતો હતો ત્યા તો આરોગ્યવરમથી રવાના કરેલો ભાઇ જયમલ્લનો ભાઇ નિરંજનના અવસાનનો તાર મળ્યો.

અઢાર અઢાર વર્ષના પરિચય પછી જેના પ્રત્યે સૌને આદર હતો એવો એક મિત્રમંડળમાંથી ઓછો થયાના આ સમાચાર મન પર અસર કરી ગયા વિના કેમ જ રહે!

ભાઇ નિરંજનને મેં પહેલવહેલા જોયા ૧૯૩૩ના અંતમાં કે ૧૯૩૪ની શરૂઆતમાં. તેઓ વ્યક્તિગત સત્યાગ્રહની લડતમાં ભાગ લઇ જેલમુક્ત બની આવેલા ત્યારે પહેલ વહેલા જેનાવરનગર કે ભાવનગરમાં મળ્યાનું સ્મરણ છે. ભાગ્યે જ સોળ સત્તર વર્ષ થયાં હશે. ચહેરાની સુકુમારતા ગમે તેવા અજાણ્યાને પણ આકર્ષે તેવી હતી. *જેલની ગરમર એ એકવડીઆ* શરીર ઉપર સહેલી અને સામાન્ય માંદગી લઇને આવેલા. ભાવનગરમાં ડૉ. કેશવલાલ ઠક્કરને તેમની તબીઅત બતાવી દવા કરાવેલી. એ સમયે બ્રીટીશ હિંદમાંથી હદપારી હોવાને કારણે હું પણ ભાવનગર રહેતો હતો. એ રીતે તેમનો પરિચય વધતો ગયો.

૧૯૩૦–૩૨ ના સત્યાગ્રહ સંગ્રામોએ સૌરાષ્ટ્રના યુવાનોમાં એક એવું જુથ પેદા કરેલું કે જેમની વચ્ચે માત્ર લડતના જ સંબંધો નહિ પણ નિકટના મિત્રો અને ભાઇઓ જેવા સંબંધો બંધાયા. ભાઈ નિરંજન પણ આ જુથમાંના એક હતા.

૧૯૩૨ ની લડતના આખરના ભાગમાં, વ્યક્તિગત સત્યાગ્રહના સમયમાં ભાઇ નિરંજને સક્રિય કાર્યમાં ઝંપલાવ્યું. પરંતુ ત્યારપછી જ્યાં સુધી તેઓ કાર્ય કરવાને અશક્ત બન્યા ત્યાં સુધી જાહેર કાર્ય એ જ તેમનો વ્યવસાય બન્યો. ગ્રામસેવા, ચર્માલય, રાજકોટ સત્યાગ્રહ, ‘ફુલછાબ’નું સંપાદન અને ’૪૨ ની લોકક્રાંતિ આમ ક્ષેત્રો બદલાયે ગયાં પરંતુ તેની પાછળ દેશની અને દલિતોની મુક્તિની સળંગ અને એકમાત્ર ભાવના કાર્ય કરતી હતી.

’૪૨ ની લડતે કંઇક મોંઘેરાં બલિદાનો લીધાં છે. આજે ભલે એનું મહત્ત્વ ઓછું કરવાના પ્રયાસો કેટલાંક જવાબદાર સ્થળોએથી હેતુપૂર્વક થતા હોય, પરંતુ હિંદના મુક્તિ સંગ્રામનું એ એક પૂર્ણ જ અગત્યનું અને આખરી પગલું હતું તે વાતનો ઇન્કાર કોઇ તટસ્થ ઇતિહાસકાર કરી શકશે નહિ. ભાઇ નિરંજનનું ૧૯૫૧માં થયેલ અવસાન એ કુદરતી કે સામાન્ય બનાવ નથી પરંતુ ’૪૨ની લડતનું જ એક બલિદાન છે. કારણ તેમની જીવલેણ બિમારીની શરૂઆત એ જ દિવસોમાં અને એ કાર્ય કરતાં કરતા જ થઇ. તેમના માટે એક બીજું યુદ્ધ શરૂ થયું. ’૪૨ની લડતમાં પહેલા સૌ કોઇ [illegible] ગયા, [illegible] ગયા. ત્યારે ભાઇ નિરંજન માટેનું એ યુદ્ધ વધુને વધુ ઉગ્ર બનતું ગયું. અને અજાણ્યાઓને પણ મોંમા આંગળાં નાખવાં પડે તે રીતે તેઓ એ યુદ્ધ લડ્યા. મૃત્યુ સામેના યુદ્ધમાં આખરે માનવીએ જ નમતું આપવું પડે છે પરંતુ એમાં માનવી કઇ રીતે ઝૂઝે છે તેની જ કિંમત હોય છે. ભાઇ નિરંજન એ યુદ્ધમાં છેલ્લી પળ સુધી વીરતાપૂર્વક ઝૂઝ્યા અને અણનમ રહ્યા; મૃત્યુને પડકારતા જ રહ્યા.’

મૃત્યુને બીછાને—અને તે યે ટૂંકા સમય માટે નહિ.

પણ વર્ષો સુધી પડ્યા પડ્યા પણ જીવનમાં વણાઈ જઈ સ્વભાવ જેવી બની ગયેલી સેવાવૃત્તિને તેમણે છોડી નહિ. ગયા એપ્રિલની ૨૪ તારીખે ત્રણ સપ્તાહ ઉપરાંત સૌરાષ્ટ્રનો પ્રવાસ કરી ઘરે પાછા ફરતાં ભાઈ નિરંજનનો આવેલ એક તાર અને લાંબો પત્ર મળ્યાં. એક બહેન માટે વિલેપાર્લેમાં નવી થયેલી એક હોસ્પીટલમાં નોકરી મળી શકે તો પ્રયાસ કરવા માટે એ હતાં. આમ જીવનની છેલ્લી ક્ષણ સુધી જેની સેવા, જે જે રીતે થઈ શકે તે રીતે કરતા જ રહ્યા.

પોતાની શારીરિક પરિસ્થિતિ સંબંધી લખતાં તેમણે પોતાના એ છેલ્લા પત્રમાં લખ્યું હતું કે—

'હું પોતે આનંદમાં છું. રોગ સામેનો સતત સંગ્રામ એ જ બની ગયું છે મારું જીવનકાર્ય. જીવન અને જીવનકાર્ય જાણે એક રૂપ બની ગયાં છે. એ જીવનકાર્યમાં જય પરાજય કે આશા–નિરાશા સમભાવે જોવાને અનાસક્તિ યોગ જાણે કુદરત મને શીખવી રહી છે. રોગની સતત યોગસાધનામાંથી શ્વાસ લેવા મળે ત્યારે સૌ મિત્રમંડળને યાદ કરું છું.' સ્વજનો, મિત્રો અને સ્નેહીઓ ગૌરવ અનુભવે એ રીતે ભાઈ નિરંજન પોતાની એ યોગ સાધના પૂરી કરી ગયા છે, અને આપણા માટે સુખદ સંસ્મરણો મૂકતા ગયા છે. જીવનમાં ઘણું ઘણું ભુલાઈ જશે, પરંતુ આવા મિત્રોનાં સંસ્મરણો કદી ભુલાશે નહિ.

☆



એ બાંધવ બેલડી : નિરંજન–જયમલ્લ

# કર્મવીર કાકા

શાંતિલાલ ગોસલિયા

## કાકાના આદર્શને સિદ્ધ કરીને આપણે એવું કાયમી સ્મારક ઊભું કરીએ

લગભગ છેલ્લા પાંચ જ વર્ષથી એમના અંતેવાસીઓમાંના એક બનવાનું સુભાગ્ય બન્યું; અને પ્રમાણમાં આટલા ટૂંકા સમયમાં પણ સતત સાથે તો હું નથી જ રહી શક્યો. છતાંય એમની સાથે જે તાદાત્મ્ય મેં અનુભવ્યું છે તે મારા કુટુંબી આપ્તજનોને બાદ કરું તો ભાગ્યે જ મેં કોઈ સાથે અનુભવ્યું હશે. આવી ભાવનાનો ઉદ્ભવ થવો તે કેવળ એમને જ આભારી હતો.

પાંચ વર્ષ પહેલાનો જ એ પ્રસંગ આજે નજર સમક્ષ ખડો થાય છે. વિલેપાર્લેથી હું અને મારા એક અન્ય મિત્ર મુંબઈ જવા સાથે નીકળ્યા, એમનો પરિચય અને સંબંધ નિરૂકાકા સાથે ગાઢ હતો. હું તો એ મિત્રદ્વારાજ કાંઈક આવી રીતે કાકાને જાણતો. નજીક આવવાનો તો મોકો જ એ અગાઉ મળ્યો ન હતો. વચ્ચે ખાર સ્ટેશન આવ્યું ત્યારે એ મિત્રે મને 'કાકા'ને મળવા—એ સમયે જ કાકાની બીમારીએ એમનો આજીવન સાથ કરી લીધો હતો—આગ્રહપૂર્વક સાથે લીધો. મારો એમના વિષેનો ખ્યાલ અસ્પષ્ટ રીતે એવો કે 'કાકા' તો નામીચા લેખક અને રાષ્ટ્રીય લડતના એક અગ્રણી નેતા નહિ તો સાચા વીરલ સૈનિક. પરિણામે એવી વ્યક્તિના નજીકના સંબંધમાં આવ્યા વિના જ આ રીતે એમના રોજીંદા જીવનમાં હસ્તક્ષેપ મારા જેવી સામાન્ય વ્યક્તિ માટે અયોગ્ય ગણાય. છતાંય મિત્રના આગ્રહને વશ થઈને હું ખારના એમના એ વખતના નિવાસસ્થાને આ રીતે પહેલા વહેલો ગયો, પ્રથમ પરિચયે જ મારી મુલાકાતની પાર્શ્વભૂમિકા મારા મિત્રે એમની આગળ રજૂ કરી કે તરત જ એમની વિલક્ષણ ટીખળી વૃત્તિની એરણ ઉપર મને મૂકી પ્રહારો શરૂ કર્યા. એમના સમાગમમાં પ્રત્યેક વ્યક્તિને એમના રમુજી વિનોદી સ્વભાવનો આસ્વાદ થયા વિના રહે જ નહિ પોતાનામાં ઘર કરી ગયેલ જીવલેણ રોગની સાથેના દ્વંદ્વમાં તેમણે એ રોગની ઉપહાસના અને મજાક જ ઉડાવ્યા કરી છે. અને અતિશયોક્તિ ન કરું તો એમના એ વલણથી જ એમની સુશ્રુષા કરનારને અને એમના આપ્તજનોને એમના દસ વર્ષના લાંબા કારમા રોગનું ગાંભીર્ય સાલવા નથી દીધું.

કાકાએ પોતે જીવનની જવાબદારી સમજતા થયા ત્યારથી જ—એટલે કે પોતાની ગદ્દા પચીસીથી યે પહેલેથી—એક ધ્યેયનિષ્ઠ સાધુ પુરુષની માફક (Liike a missionary) પોતાનું સમગ્ર જીવન વિતાવ્યું છે, જિંદગીનો છેલ્લો દાયકો તો બીછાનામાં જ વિતાવ્યો છે છતાંય એ બીછાના ઉપરથી પણ અસાધારણ ગણાય એવી ધ્યેયનિષ્ઠા અને નિજ લક્ષ્યને એ ચૂક્યા નથી.

'આરોગ્યવરમ્' તો એવી જગ્યા કે જ્યાં બધાય પરદેશીઓ કે પરપ્રાન્તીઓ. ત્યાંનું હોસ્પીટાલ જે શિસ્તથી ચાલે છે તે શિસ્ત ભાગ્યે જ બીજે જોવા મળશે. આવી સંસ્થાના પરદેશી સંચાલકોને પણ પોતાની પ્રતિભાનો આસ્વાદ 'કાકા' ચખાડી શક્યા; અને તે એટલી કે હોસ્પીટાલને અંગે કોઈ કાંઈ જરૂરીઆત હોય તો તે કાકાની લાગવગનો ઉપયોગ કરવા આવે, ધનાઢ્યોને પણ દુર્લભ એવી મદદ કાકા ત્યાં કરી શકતા.

કાકાનું લડાયક ખમીર તો સૌરાષ્ટ્રવાસી જાણે. એ લડાયક જુસ્સો કેવળ રાષ્ટ્રીય ચળવળો પૂરતો જ મર્યાદિત ન હતો; પરન્તુ રૂઢિગત ઘર કરી ગયેલ દરેક સામાજિક અન્યાયો સામે પણ એવો જ ઉગ્ર હતો. રોજ-બ-રોજનું જીવન પણ એ જ રીતે ગુજારતા. પોતાના વ્યવસાયમાં કોઈનો હસ્તક્ષેપ ખોટી રીતે એ કદી ન સહી લે. એથી એમના ભોવડીઓ પણ એમને છંછેડતાં પહેલાં વિચાર કરતા. કારણ કે વિનયની આમન્યા લોપ્યા વિના પૂ. બાપુજીના ચીંધેલા રાહ મુજબ

## ઊભરાતા નેતાસમૂહમાં આવું જીવન કેટલા જીવે છે?



પોતાની સચ્ચાઈ અને બુદ્ધિમંતતાની કસોટીએ ચડાવીને જ દરેક વસ્તુને અપનાવે. જીવનની એવી એક પણ પ્રવૃત્તિ નહિ હોય કે જેને એમણે આ ચકાસણીએ ન ચડાવી હોય. આપણા આજના ઉછરતા નેતાસમૂહમાં આવું જીવન કેટલા જીવે છે ?

માંદગીમાં ન સપડાયા હોત તો રાષ્ટ્ર એમની નવ વિધાન શક્તિનો પણ પરિચય પામી શક્યું હોત. જ્યારે પણ એમના અંતેવાસીઓને કોઈ પણ તકલીફ હોય કે વિકટ પ્રશ્ન હોય ત્યારે તેમની તીક્ષ્ણ વ્યવહારૂ બુદ્ધિથી રાહ કાઢ્યો જ હોય. અમને તો એના નવસર્જનના ઉદ્દાત વિચારો અને ભવ્ય કલ્પના વિહારનો પરિચય છે. સૌરાષ્ટ્રને અમુક હાલના ડહોળાયેલા અને વિખવાદી વાતાવરણમાં એમણે કીમતી મદદ કરી હોત. બહારવટીઆઓથી અને પ્રત્યાઘાતીઓથી ગ્રસ્ત થયેલી પ્રજાને મદદે એમણે કુમક આપવા કદાચ એક શઅસજ્જ યુવકદળ સૌરાષ્ટ્રમાંથી ઊભું કર્યું હોત. યુવક માનસને પોતાનામાં આવરી લેવાની એમને એક અસાધ્ય કળા હતી.

સ્વ. યુસુફ મહેરઅલીમાં જેમ પ્રેમ, લાગણી, અને દોરવણીનો ત્રીવેણીસંગમ હતો. તેનો જ સુયોગ એમનામાં હતો. સૌરાષ્ટ્રનું એ કમભાગ્ય છે કે એના આવા સપુતો કાચી વયે અકાળે ઝડપાઈ જાય છે.

એ જેના સમાગમમાં આવે તેના જીવનમાં એકરૂપ હંમેશ થઈ જતા. સાચી વ્યક્તિની સમગ્ર સ્થિતિથી પોતે જ વાકેફ થઈ જાય: અને એને વણમાગી મદદ મળી ગઈ હોય. જીવનના એકેએક પાસામાં એક સરખો રસ લેતા. વિશેષતઃ તો સ્વમતાગ્રહી ન હતા. એથી જ એઓને બહોળો મિત્ર સમુદાય હતો. મત ભેદોના પૂર્વગ્રહોથી એમનું જીવન કદીય કુંઠીત બન્યું નથી અને એમાંથી જ એમના ઔદાર્યના દર્શન થાય છે.

લેખન ક્ષેત્રે પણ એમણે તો ગણના–પાત્ર નામના કાઢી છે. જે પ્રશ્ન હાથ ધરે તેનો તુલનાત્મક અભ્યાસ, વિગતોનું સંકલન, અને યોગ્ય નિરૂપણથી રજૂઆત કરે એટલે એમના લખાણોમાં કેવળ સ્વમત પ્રચાર જ દૃષ્ટિગોચર નથી થતો. સામા પક્ષને પણ એઓ પુરતો ન્યાય આપતા.

એમની દંભ, આડંબર અને સ્વાર્થની નફરતથી પોતાને યોગ્ય લાગે તે સામી વ્યક્તિને રોકડું સંભળાવી દેવાના આગ્રહથી ક્યારેક એ વ્યક્તિ એટલી સમજુ કે ઉદાર ન હોય ત્યારે દુશ્મનાવટ પણ અલ્પજીવી જ બનતી. કારણ કે આખરે તો સામી વ્યક્તિને પણ સત્ય સમજાય.

સૌરાષ્ટ્રને તો શું જ્યારે આખા રાષ્ટ્રને આવા તેજસ્વી, ભાવનાશાળી દૃષ્ટાની ખૂબ જરૂર છે ત્યારે કાકાની ખોટ વધુ સાલે તેવી છે. રાષ્ટ્રની આવી ખોટ સામે આપણી અંગત ખોટ મામુલી બને છે. માત્ર એટલું જ કરીએ તો ય બસ થશે કે આપણે એનામાં હતી એની અંશ માત્ર પણ સચ્ચાઈ, પ્રામાણિકતા અને ધ્યેયનિષ્ઠા આપણે દાખવીએ. એણે ચીંધેલ આદર્શપથ ઉપર આપણી પગદંડી આગે ધપે એ જ ખ્વાહેશ છે.

કાકાના આદર્શને સિદ્ધ કરીને આપણે એનું કાયમી સ્મારક ખડું કરીએ.



# સ્નેહનો ફિરસ્તો

### વ્રજલાલ ત્રિવેદી

મરને વાલે મરતે હૈં લેકિન ફના હોતે નહિ,
યેહ હકીકતમેં કભી હમસેં જુદા હોતે નહિ......
મરનેવાલોંકી જબીન રોશન હય ઇસ ઝુલમાતમેં,
જીસ તરેહ તારે ચમકતે હય અંધેરી રાતમેં.

[મરનારા મરે છે પણ ફના થતા નથી અને આ હકીકતમાં તેઓ કદી અમારાથી જુદા પડતા નથી......જેમ કાળી રાત્રિએ પણ તારા ચમકતા દેખાય છે તેમ (મોતનો) અંધકાર છતાં પણ મરનારાંની પેશાની (તેમનું કપાળ) રોશન રહેવા પામે છે.]

—ઇકબાલ

કરમાતાં ફૂલો માનવજાતને સંદેશો આપી જતાં હોય છે. 'મૃત્યુ ખરેખર બળવાન હશે, પણ પ્રેમ એનાથી અવશ્ય બળવાન છે.' આ નિરલ સત્યનો ખ્યાલ નિરંજનભાઈનો આત્મા આજે આ ગેબના ઊંડાણમાંથી પણ આપણને આપે છે. મૃત્યુએ ભલે તેમના ઉપર ઘા કર્યો પણ મૃત્યુ તેમને મારી નથી શક્યું. મૃત્યુ તો આજ સાત સાત વર્ષથી તેમને મારવા તલસી રહ્યું હતું પણ સ્નેહથી એમણે મૃત્યુને પણ વર્ષો સુધી બીછાનામાં બાળકની જેમ રમાડી જાણ્યું.

*

મારા મનમાં તેમની સ્મૃતિ આજે ઘણાં વર્ષોથી એક ધુમ્મસના ગોટા જેવી રમ્યા કરતી હતી. તેમની એક 'સ્નેહ ત્રિપુટી' હતીઃ નિરંજન વર્મા, જયમલ્લ પરમાર, ઈશ્વરલાલ દવે. નિરંજનભાઈ તો વચ્ચેથી અદૃશ્ય થઈ ગયા. તારાઓના ઝુમખામાંથી એક ખરી પડે તેમ બની ગયું. અને સ્નેહના ચોકઠાનો એક લીસોટો આજે સૌરાષ્ટ્રની ધરતી ઉપર નિશાનરૂપ બની ગયો.

ઘણા વખત પહેલાં એક વાર ઉનાળાની રજાઓમાં હું શાન્તિનિકેતનથી મારે ગામ વળા આવતો હતો. એકાદ દિવસ ગાઢપુર હું ઊતરી ગયો, અહીં મારા સ્નેહી વજુભાઈ વ્યાસ ફૂલછાબ કાર્યાલયમાં કામ કરતા હતા. શ્રી મેઘાણીભાઈ પણ તે વખતે ફૂલછાબનું સુકાન સંભાળતા હતા. એકાદ બે દિવસ વજુભાઈ વ્યાસ સાથે મારે રહેવાનું થયું.

કાર્યાલયમાંથી સાંજે છ વાગ્યાના શુમારે અમે ફરવા જવા બહાર નીકળ્યા. થોડુંક ચાલ્યા હોઈશું

## મૃત્યુને જીતી એમણે માભોમનો મુક્તિદિન જોયો

ટેટલામાં એક ચોગાનમાં ધૂળની ડમરી ઊડતી જણાઈ. આથમતા સૂર્યનાં રજકણોની ઘેરી લાલપ આ ઊડતી ડમરીને રંગી રહી હતી, વચમાં નાનામોટા અનેક બાળકો મસ્તાન બની રમી રહ્યા હતા.

ક્ષણવાર ત્યાં ઊભા રહેવાનું મન થયું. વજુભાઈ વ્યાસે મને આ ઊડતી ડમરીના ટોળા વચ્ચે બે જુવાન તરફ ચીંધીને મારું લક્ષ્ય ખેંચ્યુંઃ "જોયા પેલા જુવાનડા!" વાનર સેનાને તાલીમ આપતા રામ-લક્ષ્મણની બેલડી જેવા લાગે છે ને! સ્હેજ પાતળા અને લાંબી કાઠીના દેખાય છે તે 'નિરંજન વર્મા' અને બાજુમાં છે તે જયમલ્લ પરમાર હું બંનેને જોઈને ઘડીભર શાંત થઈ ગયો અને મને એ વખતનું દૃશ્ય જોઈને સાચ્ચે જ અંતરમાં ઊગમ થયો કે, આ જ જુવાનડા એક દિવસ ભારતની સ્વતંત્રતાની લડતના આખર સુધીના સિપાહી બની રહેશે અને એ દર્શન આજે સાચું પડ્યું.

ઊગતા જીવનની જુવાનીને આ બન્ને જણાએ ચિંતનના શેર બજારમાં, ભારતની સ્વતંત્રતાને કારણે, પોતાની જિંદગીને હારજીતની હોડમાં મૂકી દીધી, શું કુટુંબ, અને શું પરિવાર! એમના જીવનની દિવાલને કોઈ સ્વજનોના ટેકા હતા! એવું બહુ ઝાંખુ અને ઘસાએલું હતું. નહિ જેવું જ.

એક જ વસ્તુ દેખાણી. એમના ભાલે કસુંબલ રંગ મલકાતો હતો, એ જ એક નિશાની પરખાતી હતી; જેમ—

મુક્તિને ક્યારે નિજ રક્તો રેડ્યાં હારે
પાયો કસુંબીનો રંગ
ઝિલિમલ બેટાઓની માતાને ભાલે
મલકાયો કસુંબીનો રંગ
રાજ મને લાગ્યો કસુંબીનો રંગ

આ કસુંબલ રંગ ભાઈ નિરંજન વર્માના લોહીના અણુએ અણુમાં વ્યાપક બની રહ્યો હતો; જયમલ્લ પરમાર જેવી જોડ, એની જીવન જોડ બની રહી હતી અનુપમ મૈત્રીનું દૃષ્ટાંત જયમલ્લભાઈ અને ઈશ્વરલાલ દવેએ, નિરંજનભાઈના અંતિમ શ્વાસ સુધી કિંમતી બનાવી રાખ્યું, એ ધન્યતા અજબ કહેવાય.



આ કળિ કાળમાં આવી નિર્મળ ખાનદાનીનું દર્શન ભાગ્યે જ થઇ શકે.

એ અરસામાં વજુભાઇ વ્યાસે તેમનો પ્રથમ પરિચય મને કરાવ્યો હતો. તેમનો હસતો મુશ્કરાટભર્યો ચહેરો ઝીણપભરી આંખોના ખુણામાંથી ઝરતાં વાત્સલ્ય અને મિત્રસ્નેહ તે વખતે જે જોયાં તે હું આજસુધી પણ નથી ભૂલી શક્યો. આ ક્ષણભરના નિરંજનભાઇના પરિચય પછી, સમયના કાળનો એક લાંબો સપાટો આજસુધી મારી જીવનસપાટી ઉપરથી પસાર થઇ ગયો; દરમ્યાન તેમને પુનઃ હું આંખે જોઇ ન શક્યો. મને ઘણીવાર યાદ આવતી પેલા મદઝરતા કપાળ ઉપરની કસુંબલ રોશન અને જ્યારે 'સ્વતંત્ર ભારતનો મૂક્તિદિન', ન માની શકાય તેવી રીતે અચાનક આ આંખ આગળ આવી અને ખડો થયો ત્યારે તો, ખરેખર મને યાદ આવી શેરેદિલ જુવાનોની મસ્તીભર જિંદગાની ખિદનના શેર બઝારમાં જીવન મૃત્યુની હારજીત ઉપર ખેલાઇ રહી હતી તે, એના ટૂંકટૂંકની ઘંટડીમાં, ભારતના રાષ્ટ્રધ્વજને સલામી આપતા તોપોના ધડાકાઓ સાંભળ્યા, ત્યારે મારું હૃદય થનગની ઉઠયું અને શરીરના રૂંવાડાઓ ખડા થઇ ગયા. પણ અરે! પેલા જુવાનડાઓ ક્યાં? ક્ષણભર મૈત્રીનો સંબંધ જાણે યુગ યુગ જૂનો હોય તેમ એકાએક યાદ આવ્યા.

અફસોસ! અફસોસ! કાળમુખો જ્વાળામુખી ફાટે અને આકાશ કાળું ઠહોળી નાખે તેવું મારા હૃદયમાં થઇ ગયું. સમાચાર સાંપડયા કે, દક્ષિણ ભારતની કોઇ ગિરિકંદરાઓ વચ્ચે આ જુવાન જીવન-મૃત્યુ સાથે ખેલ ખેલતો હતોઃ મહાન ભીષ્મે જેમ મૃત્યુને પાછુ વાળ્યું તેમ, ભાઇ નિરંજને મૃત્યુને અનેક વાર પાછું ઠેલ્યું, મૃત્યુને જીતા એમણે આજોમનો મૂકિત દિન જોયો. ત્યારે ડુંગરાઓની ધારમાં સૂર્યની રોશની દબાતી જતી હતી. દિલ્હીના બુર્જ ઉપરથી રાષ્ટ્રધ્વજને તોપોની સલામીઓ અપાતી હતી ત્યારે આ જુવાનનો કંઠ રૂંધાતો હતો, એના છેલ્લા શ્વાસ ઠંડા પડતા જતા હતા. અને એને પર્વતમાળામાંથી સોરઠ ધરણીની રણભૂમિ સાંભરી:

" મારી આઝમ રાતનાં સોણલાં
ચમકી ચમકી ચાલ્યાં જાય,
મારી–આતમ જ્યોતનાં દીવડાં
ઝબૂકી ઝબૂકી ઝંખવાય "

જીવનસાથી ભાઈ જયમલ્લ પાસેજ ઊભા હતા. ભાઇ નિરંજનની આંખોની રોશન ઘટતી જતી હતી, તૂટતી જીભના અવાજે જયમલ્લભાઇને પાસે બોલાવ્યા.

ભાઇ! મોરો એક આખરી સંદેશ આપણે ગામ પહોંચાડજો હો!

સૂતા સમદરની પાળે
આઘા સમદરની પાળે,
ઝૂકેલા એ વીરને કાને
રે એકીલા એ વીર ને કાને,
બીજું મારી ભૂમિને કે'જો
રે બીજું મારી માતને કે'જો,
રોજો મા માવડી મોરી!
ભાઇ મોટેરા પાળશે તુને રે.

લહરીઓ ગિરિકંદરામાંથી આવતી જવાનના શરીરની ભસ્મને ઠંડી કરી રહી હતી. જીવનસાથી મિત્રો જયમલ્લભાઇ અને ઇશ્વરભાઇ તેમના આત્માને છેલ્લી અંજલિ આપતા હતા. ત્યારે ડુંગરમાળમાંથી ધીરા અને બુલંદ અવાજે કોઇ ગાતું હોય તેવો ભાસ થયો.

અય મુસાફિર! કૂચ કા સામાન કર,
ઇસ જહાં મેં હૈ બસેરા ચંદરોજ,
યાદ કર તૂ અય નઝીર કબરેં કે રોજ
· જિંદગીકા હૈ ભરોસા ચંદરોજ

બન્ને મિત્રોએ પાછળ ફરી અને જોયું તો એક ફકીરને આભ અને પૃથ્વીની ક્ષિતિજ તરફ ચાલ્યો જતો જોયો.

★

# કોક દિન એ આવશે....

સુરેન્દ્ર કાપડીઆ

નિરૂભાઈ ગયા...

વૈશાખની બપોર હતી ઘામ ધખતો હતો. 'બળી-ઝળી ધરતીના રજસલા સત્ત્વને શોષી લેતો આકરો તાપ સળગતો હતો. એવે ટાણે એક સ્નેહીએ અચાનક જ આ શોકસભર સમાચાર આપ્યા.

કહી જોયા ન હોવા છતાં યે વાર્તાલાપોમાંથી, મિત્રવર્તુળમાંથી અને સૌથી વધુ એમણે વહાવેલા સાહિત્ય-સ્રોતમાંથી સર્જાયેલી જેમની સુરેખ રેખાકૃતિ કેટલીએ વેળા—આકાશના ઓવારે ઊગતા અને આથમતા પેલા તેજભર્યા તારલાઓને ઓળખતા, જંગલના ઝાડીઝુંડવા રસ્તે અહીંતહીં વૃક્ષડાળીઓમાં લટકી રહેલા પંખી-માળાઓને જોતા કે સન બેતાલીશની શહાદતનાં સ્મરણ-પ્રસ્પદો જાગી ઊઠતા—આંખ સમે તરી રહેતી હતી એ નિરૂભાઈ હવે ક્યારેય જીવનના પથે ભેગા નહીં થાય, માનસમાં કંડારાયેલી મૂર્તિ હવે ક્યારેય આંખોએ જોવા નહીં મળે એ એક જ વિચારે મનના વહેતા વહેણો થંભી ગયા.

*

નિરૂભાઈ ગયા......

જામનગરના રાજકા ગામને કોક એકલ અજાણ્યા ખૂણે જન્મેલા, અણુદીઠેલાને દેખવાની, અલાગને લાગવાની અદમ્ય ઝંખનાએ અને મા-ભોમની મુક્તિ-કામનાએ દેશના ચોખૂણે—સરહદની શિરટોચથી આરંભીને દક્ષિણના સાગરકિનારા સુધી—ભમેલાએ મસ્તદિલ યુવાન દૂર દૂર આવેલા આરોગ્યવરમાં અવસાન પામ્યા.

અવસાન પામ્યા એમ તો કેમ કહી શકાય? જેમની સાથે નિરૂભાઈનો માનસદેહ ખૂબ જ નિકટતા અને કાયમ એકાકારતા અનુભવતો હતો એવા એમના નિકટતમ સાથી—શેષ સંગાથી—ને એ

**ધરતીને ખૂંદી ધરતીના જાયાનાં વેદના અને યાતનાઓ, આક્રંદ**

શબ્દોથી અન્યાય થતો હોય એમ નથી લાગતું !

*

બાળપણની એ વેળા સાંભરી આવે છે. પરીકથાઓ ખૂબ જ ગમતી હતી. લોકકથાઓ બાળહૈયાને મુગ્ધ બનાવી જતી હતી. અને એ વેળા એવા પુસ્તકો ગુજરાતીમાં બહુ થોડાં હતાં. જેટલાં હતાં એટલાં વાંચ્યા. ફરી ફરીને વાંચ્યાં. પણ મનને સંતોષ ન હતો. આખાયે વિશ્વને કોઈ નવલા રંગથી, અભિનવ રૂપથી અને નૂતન ઉલ્લાસથી ભરી દેતી એ રૂપકથાઓ વાંચવા, વધારે ને વધારે વાંચવા મનમાં અવિરામ તૃષા જાગતી હતી.

એવે ટાણે અચાનક જ નિરંજન વર્મા અને જયમલ્લ પરમારના આલેખેલાં પરીકથાઓના મધુર-રમ્ય પુસ્તકો પ્રકાશન પામ્યાં. ઉલ્લાસની જાણે કોઈ નવી જ સૃષ્ટિ ઊઘડી. એક વાંચી. બીજી વાંચી. વરસોની સૂકી ધરતીને રસથી છલકાવતી વર્ષા સાંપડી હતી. ધરાઈને ધરાઈને વર્ષાના એ મીઠા પાણી પીધાં.

ગુજરાતના નાનકડા બાળકો પાસે દેશદેશની પરીકથાઓ, અદ્ભુતરમ્ય રૂપકથાઓ અને પ્રાન્ત-પ્રાન્તની લોકકથાઓનો રત્નભંડાર આલેખ્યો, વણવાંચેલો અને અણપ્રીછેલો અનર્ગળ રત્નભંડાર ધરનાર આ દોસ્ત-બેલડીને એ વેળાએ જ પહેલીવાર નામથી પીછાણી.

*

પછી તો વર્ષો વહ્યાં. સાહિત્યના ભિન્ન ભિન્ન ક્ષેત્રોના આ કલમકશ દોસ્તોએ એમના છટાભર્યાં ક્રમ માંડ્યા. ગુજરાતના સાહિત્ય-આકાશે ચમકભર્યાં તેજ-પીંછાં વેરી રહેલી આ અભિનવ તારક-બેલડીએ થોડા જ સમયમાં આખા આકાશને નિજની પ્રકાશ-આભાથી ભરી દીધું.

કેટકેટલા વિવિધ અને વિભિન્ન વિષયો પર આ કલમકુમારોને સિદ્ધિ સાંપડી છે! જીવનમાં વતન-પરસ્તી ને ચારિત્ર્યના શિલ્પ કંડારનાર રાષ્ટ્ર-સેવકોની જીવનકથા હોય કે વિજ્ઞાનની સાધનાને જીવનનું સર્વસ્વ સમર્પનાર પ્રયોગ-વીરનું ચારિત્ર હોય, ગગનના ગોખે રૂપનો અંબાર ભરતા તારક-ગણોનો પરિચય હોય કે ધરતીને આંગણે રંગ ને ગીત વેરતાં પક્ષી-ફૂલોનું વર્ણન હોય, સૌ ક્ષેત્રમાં ને સૌ વિષયમાં આ બાંધવ-બેલડીએ ગૌરવસભર અધિકારપૂર્ણ પ્રવેશ કર્યો છે. કંઈક નવું અને પ્રાણભર્યું દીધું છે.

માનવીના આદર્શ બની શકે એવા જીવન શિલ્પી-ઓના ચારિત્ર-આલેખનથી આરંભી માનવની માનસ-કુરૂપતા અને હીનતાના અપરૂપ પ્રતીક સમા સમાજના ખંડિત કલેવરો સુધી એ કલમ ચાલી છે. ધરતીની ગોદમાં ખેલતા ને કુદતા આંગણાના શણગાર સમા પક્ષીઓથી માંડીને આઘે આઘેના ગગનનાં ગોખ સુધી આ કલમ-કુમારોએ પરકમ્મા કરી છે. અમથી ડોશીની દોસ્તી કરી એમની અંતરવ્યથા આલેખનારા આ સાહિત્યકોએ શાહનવાઝની સંગાથે ઘૂમી કંકાલોને કરાળ બનાવનારા એમના સળગતા સંસ્મરણો યે ઝીલ્યાં છે. સ્વપ્ન, કલ્પના અને તરંગની સૃષ્ટિ કંડારતી રૂપકથાઓ અને પરીકથાઓ પણ એમણે આપી છે અને ફનાગીરી ને જવાંમર્દીના બળવાન પ્રસ્પંદો ઝીલતી બેતાળીશની શહાદત-કથા 'અશ્રુપૂર ધારા' કે પરાક્રમ, સાહસ અને શૌર્યનો મસ્તદિલ સંદેશ દેતી નવી પ્રાણભરી કથા 'કદમ કદમ બઢાયે જા' પણ એ કલમમાંથી સર્જાઈ છે.

સામસામેના છેડે રહેલા તદ્દન વિરોધી ભાવો એમણે સુસંવાદિતતાથી, સ્વસ્થતાથી અને સબળતાથી ઝીલ્યા છે, ઘૂંટ્યા છે અને આત્મસાત કરીને આલેખ્યા છે.

*

સાહિત્યના સર્જકો હવે તો ગુજરાતને આંગણે સારા પ્રમાણમાં છે, પણ સાહિત્યનું સર્જન ખુરશીમાં બેસી ટેબલ પર જ થાય છે. સાહિત્યના સર્જન માટે જીવનનું તળ ફેંદનારાઓની તો હજી ઓછપ જ રહી છે. ધરતીને ખુંદી ધરતીના જાયાની વેદના અને યાતનાઓ, આનંદ અને ઉલ્લાસો જોવા, જાણવા અને ઝીલવા બહુ ઓછાઓએ પ્રયાસ આદર્યા છે. શ્રી. નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર એ બહુ ઓછાઓમાંના એક છે. ભારતના પ્રાન્ત પ્રાન્તે એ ઘૂમ્યા છે. માનવીના હૈયે ઘૂમરાતા ભાવોને સ્પર્શવા ભાતભાતના લોક સાથે એમણે દિલભર દોસ્તી સાધી છે. અને એ અનુભવ-ધરતી પર ઊભી સાહિત્યની માંડણી કરવા એ મથ્યા છે.

ગુજરાતને સાહિત્યકારો તો કદાચ બીજા સાંપ-ડશે. પણ જીવનના આવા રસભર પીપાસુ, ધરતીની ધૂળના આવા ફનાગીર મસ્ત આશક ભાગ્યે જ સાંપડશે.

*

આજે તો એ નિરૂપાઈ દૂર સુદૂરના ચંચળ પીયાસી નિરૂપાઈ અઘેરા ભોમકાના પ્રવાસે ચાલ્યા ગયા છે.

માનવાનું મન થાય છે કે કોક દિન એ આવશે. હરરોજ કલ્પનાની આંખે જોતા હતા એવા અજાણ્યા દોસ્તની ઝંખનાને કોલ દેવા, સાહસભર્યા પ્રવાસની અદ્દ્ભુત રમ્ય કથા કહેવા, અચાનક જ એ સામે આવી ઊભા રહેશે.

પણ રે, ઠગારી આશા!

અને ઉલ્લાસો ઝીલવા બહુ ઓછાઓએ પ્રયાસ આદર્યો છે

*

# કોમળ માદકતા વહાવતી કુમળી કથાઓની લેખિની

જીવરામ જોષી

એક હતો ચકો અને એક હતી ચકી. ચકી લાવી ચોખાનો દાણો. ચકો લાવ્યો મગનો દાણો. એની રાંધી ખીચડી.

પછી તો કાળિયો કૂતરો આવે છે. ખીચડી ખાઈ જાય છે. ચકી રાજાને ફરિયાદ કરે છે. રાજા ચકાનું પેટ ચીરવાનું કહે છે. ચોર ચકલો માની જાય છે.

સરળ ને સાદી આ વાત કેટલી સહેલી છે! તમે લેખક છો? તો તમને કહું કે એવી એક સરળ વાત લખી કાઢો જોઈએ! નવલકથા તો ઘણી જોડી કાઢી. પણ આવી એકાદ સરળ વાર્તા લખી કાઢોને!

તમે વાર્તાના રસિયા છો? તો એકાદ એવી હળવી વાર્તા બનાવીને કહી આપોને!

આવો એકાદ પ્રયત્ન કરી જોનારને લાગશે કે એ સાદી ને સરળ લાગતી બાળવાર્તા લખવી કે કહેવી એ અઘરામાં અઘરી વાત છે. ત્યારે તમને એના લેખનનું અને એ લેખનમાં વહેતા રસનું મૂલ્ય સમજાશે.

એ સાહિત્ય છે બાળકોનું. જેવા નિર્મળ માનસના બાળકો છે, તેવું જ નિર્મળ તેમનું સાહિત્ય છે. બાળકો અને ફૂલો બન્ને સમાન છે એ કોમળ ભાવનાઓની ફોરમમાં મૂલ્યાંકન તો એવી જ પીરલ સંન્યાસી ભાવનાના લોકો જ કરી શકે છે.

બાળવાતોની એવી એક મીઠી લેખિની આરોગ્ય-વરમના ક્ષય નિવારક ગૃહમાં પ્રાણહીન બનીને સૂઈ ગઈ.

એ લેખિનીનો વાહક એક સોરઠી જુવાન નિરંજન વર્મા ક્ષયના રોગમાં અક્ષયધામ પામી ગયા.

નિરંજન વર્મા અને જયમલ્લ પરમારની બાળવાતો વાંચો, એની વાક્ય પદાવલિઓ, એની રમતી વહેતી અને ખિલખિલાટ ધપ્પે જતી કથાનકશૈલી ઘડી ભર તો રસકુંડમાં આપણને બોળી દે છે.

વાંચો સ્વ. મેઘાણીભાઈની દાદાજીની વાતો. એ વાતોની શૈલી મૌખિક કથનની છે. બાળકોને વાંચવામાં એ અઘરી પડે છે. છતાં એમાં બાળસાહિત્યની એક પદ્ધતિનો જીવંત પ્રવાહ વહી જાય છે, એમાં લેખકની કુશળતા છે. એવી જ કુશળતા નિરંજન-વર્મા ને જયમલ્લ પરમારની લેખિનીમાં હતી. ઘડીભર લાગે કે, સ્વ. મેઘાણીભાઈની શૈલીનું ભવ્ય પ્રતિબિંબ અહીં ઝીલાયું છે

કારણ કે, એમાં પોતાનો પ્રાણ રેડાતો. સ્વ. મેઘાણીભાઈ પોતાના લખાણોમાં પોતાનું અંતર નીચોવતા. એને જ કારણે એમાં એમનો એ પ્રાણ રસ બનીને નીતરી આવતો. લેખક જ્યારે કોઈ વિષયમાં એકજીવ બને છે, ત્યારે જ એ વિષયને રસ-ભર્યો ઓળખી શકે છે પછી એ વિષય ગમે તે પ્રકારનો હોય. નિરંજન વર્મા બાળસાહિત્યમાં એકતાન બની જતા. એ જ રીતે એ લખતા.

ગુજરાત પાસે બાળસાહિત્યના લેખકો નથી એનાં ઘણાં કારણો છે. તેમાંનું મોટું અને પ્રથમ કારણ એ કે, એમાં કોઈનો સહારો કે સહાય નથી ખરું તો એ છે કે, બાળસાહિત્ય એ પાયાનું સાહિત્ય છે. બાળસાહિત્ય આવતી પ્રજાને ઘડે છે, પરંતુ આપણી આવતી પ્રજાને ઘડવાની ચિંતા આજના સમાજને કે આજની સરકારને હજી સમજાઈ નથી. અમેરિકા, રશિયા અને ઈંગ્લેન્ડમાં જઈને જુઓ. તેઓ મક્કમપણે માને છે કે, બાળકોના ઘડતરમાં વાચનસાહિત્ય જબ્બર કામ કરે છે. તે માટે બનતા બધા પ્રયત્નો કરાય છે. આપણા દેશમાં એથી ઊલટું છે. બાળકોના સાહિત્ય માટે કોઈને રૂચિ દેખાતી નથી.

આવા સંયોગોમાં બાળસાહિત્ય માટે મથવું અથવા બાળસાહિત્ય રચવામાં સમય આપવો એ કેવળ ભેખ ધારણ કરવા બરાબર છે. તેથી જ આ માર્ગે ઘણા લેખકો નથી જતા.

ગાંધીજી કહેતા હતા તેમ જેમનામાં સામાજિક ભાવના હોય છે, તેઓ પોતાની રીતે એ કામ પાછળ મંડ્યા રહે છે.



એવી સામાજિક ભાવના લઈને નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર બાળસાહિત્ય આપતા જ રહેલા. એમનામાં લેખન શક્તિ સરલ હતી. તેઓ નવલકથા જેવા સાહિત્યનું સર્જન કરીને પૈસા કમાઈ શકત. પરંતુ એમની સામાજિક ભાવના બાળસાહિત્યમાં તેમને વેગ આપતી. એમાં એમને ઓર આનંદ આવતો.

આ રીતે તેઓ બાળસાહિત્યના એક મિશનરી લેખક હતા, એમ કહું તો ખોટું નથી. એમણે એ જ ધગશથી બાળકો માટે લખ્યું.

એમણે લખેલું બાળસાહિત્ય સુંદર છે, રસભર્યું છે અને અત્યારના બાળસાહિત્યની શોભારૂપ છે.

જો, આપણે ત્યાં બાળસાહિત્યનું મૂલ્યાંકન થતું હોત તો કોઈ સાહિત્યસભાએ એમને બહુમાનથી નવાજ્યા હોત. એવી સંસ્કારિતા કે એવું મહાનુભાવપણું આપણા સમાજમાં જાગશે ત્યારે આપણે એક પ્રજા તરીકે શોભી ઊઠીશું. આપણે પણ એક કાળે બાળક હોવાના. તે કાળમાં આપણને હસાવનાર, ઓથમાં ઊભી રહેનાર અને અજ્ઞાત એવી કોઈ પ્રતિભાને જગાડી જનાર વાચનના લેખકોનો ઋણભાર આપણે ઓછો માનીશું ?

એ રીતે નિરંજન વર્મા ગુજરાતમાં બાળકોને એક મઘમઘતો રસથાળ પીરસી ગયા છે. આજનાં મોટેરાંને એનો લાભ કે સ્વાદ નહિ મળે પણ એમનાં બાળકોને તો મળશે જ. એટલા માટે ય ગુજરાત એમનું ઋણી છે.

ઈશ્વર એમના આત્માને અનંત સુખ આપો !



# યુવાનોની પ્રેરણામૂર્તિ

વજુભાઈ વ્યાસ

'આ બંને ભાઈઓની સાથે રહીને તમારે કામ કરવાનું છે' સાપ્તાહિક 'ફૂલછાબ'ના તંત્રી શ્રી. મેઘાણીભાઈએ બે યુવાનોને બતાવી મને કહ્યું. એમાંના એક, પુરા પાંચ ફૂટ જેટલા ઊંચા, વાને ઉજળા ઘઉંવર્ણા અને ખાદીના સફેદ લેંઘા બાંડિયામાં અણીદાર આંખોવાળા. એ હતા નિરૂભાઈ.

સીધો વિદ્યાર્થી અવસ્થામાંથી ઉતરીને દેશ દુનિયાના કોઈપણ અનુભવ વિના ઘરબહાર નીકળ્યા વિનાનો અણઘડ હોઉં તેવો હું રાજકોટની લડતના સમયે 'ફૂલછાબ'માં કામ કરવા આવ્યો ત્યારે આ બંને ભાઈઓ નિરૂભાઈ અને જયમલ્લભાઈનો પરિચય થયો. આમ તો અગાઉ નિરૂભાઈને જોયેલા ખરા, પણ એ તો ફેડરેશનની યોજનાના વિરોધરૂપે પ્રવાસમાં નીકળેલા સૈનિક સ્વરૂપે. આ વખતે ય તેમને સૈનિક તરીકે જોયા પણ વધુ ઓર સ્વરૂપે. જ્ઞાનપિપાસુ એક યુવાન તરીકે, વાચક અને વિચારક તરીકે, વિદ્યાર્થીઓ અને અભ્યાસીઓની પ્રેરણમૂર્તિ તરીકે, આદર્શ અને સચ્ચાઈથી જીવવા મથતા માનવી તરીકે, રાષ્ટ્રપ્રેમી સૈનિક અને સેવક તરીકે, આમ નિરૂભાઈને અનેક રીતે જોયા.

*

તુમિ બંધુ, તુમિ નાથ,
નિશદિન તુમિ આમાર;
તુમિ સુખ, તુમિ શાંતિ,
તુમિ હે અમૃત પાથાર...

સવારના વહેલા અંધારામાં ભજનોનું ગૂંજન કરતા કરતા નિરૂભાઈ ફરવા નીકળે. પક્ષીઓ ઊઠયાં ન હોય, શીરબ્બોર ગયો ન હોય તે પહેલાં જ ફરવા નીકળે

ત્રણ ચાર કલાક ફરી આવે પણ એટલા સમયમાં તો ઘણું ઘણું જોઈ આવે. ખેતર–વાડી, નદીનાળાં એમ આઠ દસ માઈલનો ઘેરાવો લઈને સવાર પડતાં પાછા આવી ગયા હોય.

સવારના ઊઠતાં વેંત કસરત કર્યા વિના ન રહે. કોઈ વખત ઊઠીને જોઈએ તો નિરૂભાઈને કમ્પોઝ રૂમની બારીએ દંડ–બેઠક કરતા જોઈએ. રવિવારનો છુટ્ટીનો દિવસ હોય તો બગીચામાં સૂર્યનમસ્કાર કરતા હોય.

એમના વ્યાયામના શોખે રાણપુરના પહેલા રહેવા દરમ્યાન સંખ્યાબંધ જુવાનોને વ્યાયામનો રસ લગાડ્યો હતો અને પછી એ શોખ વિદ્યાર્થીઓ, યુવાનો અને ગામના વેપારીઓ સુધી પણ પ્રસર્યો હતો.

એ માટે 'ફૂલછાબ' કાર્યાલયની બાજુમાં જ વ્યાયામશાળા શરૂ કરેલી, જે પાછળથી રાણપુર ગામનું મોટું સંસ્કારકેન્દ્ર બની ગયેલું. આ વ્યાયામશાળામાં છાપાં વંચાય, દેશપરદેશના ખબરો ઉપર ટીકા–ટીપ્પણ થાય, ભજનો અને ગીતો ગવાય. વાર્તા અને ઉખાણા કહેવાય. ગામને વ્યાયામનો એટલો બધો રંગ લાગેલો કે આ વ્યાયામશાળા રાત્રે બત્તી રાખીને ચલાવવી પડતી. એમાં રમતો, કુસ્તી, કવાયત, લેઝીમ–લાઠી, વગેરે ખેલકૂદ સાથે સંસ્કારનું જ્ઞાન પણ અપાતું હતું.

આ વ્યાયામશાળામાં હુતુતુની રમત એ સૌનો ભારે આકર્ષણનો વિષય બની ગયેલ. વ્યાયામશાળા ઉત્તરોત્તર વિકાસ સાધતી ગઈ અને શાળાના કંઈક વિદ્યાર્થીઓ પરીક્ષા દેવા ભાવનગર ગયેલા, કેટલાક અમદાવાદની વ્યાયામ શિબિરમાં ગયેલા. આજે પણ જ્યારે વ્યાયામશાળાના વિદ્યાર્થીઓ મળે છે ત્યારે નિરૂભાઈને યાદ કરે છે. કારણ આ વ્યાયામશોખે તેમના જીવનને ખડતલ કરવામાં નવી પ્રેરણા પૂરી હતી. કેવળ વેપારી જીવન ગાળતા વિદ્યાર્થીઓમાં સંસ્કાર રેડ્યા હતા. નિરૂભાઈનું શરીર ખડતલ તો હતું–પણ આંતરિક બળ એટલું કે શરીરની પરવા કર્યા વગર પ્રસંગ પડ્યે રેલવેમાં, કોઈ જનસમૂહમાં કોઈ માણસને અન્યાય થતા જુએ, કોઈને હેરાન થતા કે કરતા જુએ, ત્યાં પહોંચ્યા જ હોય. અન્યાય

## રાતના બબ્બે વાગે ઊઠીને આકાશ સામે મીટ માંડીને

સહન કરી શકતા નહિ. તેથી ઝઘડતા લેશમાત્ર અચકાતા નહિ.

નિરૂભાઈ યુવાનો માટે મોટું સંસ્કારનું આકર્ષણ બની રહેલા. સવારથી સાંજ સુધીમાં કેટલાય યુવાનો ઘરના અને પરના, શાળાના અને શિક્ષણના, લગ્નના અને વહેવારના પ્રશ્નો લઈને નિરૂભાઈ પાસે આવે, તેમની સલાહ સૂચના મેળવી જાય. આર્થિક સ્થિતિ સારી ન હોય તેવા વિદ્યાર્થીઓને નાણાં અપાવે, પુસ્તકો ન હોય તેવાને પુસ્તકો અપાવે, કોઈનાં માબાપ વહેલાસર પરણાવી દેવા માગતા હોય તેવા પ્રસંગમાં, તો કોઈને ખાદી પહેરવાથી કે રેંટિયો કાંતવાથી માબાપ ઘરમાંથી કાઢી મૂકે તેવી સ્થિતિમાં નિરૂભાઈની સલાહ લેવામાં આવે, અને તેઓ સ્વજનની અદાથી મુંઝવતા પ્રશ્નોનો ઉકેલ લાવી આપતા. તેમણે આ રીતે ઘણા યુવાનોને આગળ લાવી મૂક્યા હતા. પાછળથી તો જાણ્યું કે એમના વાંકાનેર, ભાવનગર, દક્ષિણામુર્તિ કાળ દરમ્યાન યુવાનો અને વિદ્યાર્થીઓને તેઓ પ્રેરણારૂપ અને પ્યારા બનેલા નિરૂભાઈ જ્યાં રહ્યા ત્યાં એકલા કદી રહ્યા નથી. તેમની આસપાસ જુવાનોનું જૂથ કે કુંડાળુ હોય જ. '૪૨ પછી રાજકોટમાં રહ્યા ત્યારે પણ યુવાનો તેમની તેજસ્વીતા, સચ્ચાઈ, ઝીંદાદીલી અને ઉદારતાભરી સમભાવી વૃત્તિઓને કારણે આકર્ષાયા હતા. આજે એમના કેટલાય શિષ્યો એવા છે કે તેઓ પાછળથી સામ્યવાદી અને સમાજવાદી પક્ષના ચુનંદા કાર્યકર બનીને રાજકારણમાં ઝંપલાવી રહેલ છે. નિરૂભાઈ એક રીતે યુવાનો માટે રાજકારણની શાળા બની ગયેલ. યુવાનો અને વિદ્યાર્થીઓની તેઓ બે વાત હંમેશા કહેતા, તે મને પણ ખૂબ યાદ રહી જવા પામી છે. તેમના અવસાન પછી જસદણના એક કાઠી યુવાન જે મુંબઈમાં હોમ ડાક્તરનું ભણે છે તે રાજકોટમાં આવી મળેલ ત્યારે પણ એ નિરૂભાઈએ કહેલી વાતની યાદ આપતા હતા.

નિરૂભાઈ યુવાનો અને વિદ્યાર્થીઓને બે વાતો હંમેશા કહેતા—એક તો એ કહેતા કે યુવાનોએ હંમેશા જીવનચરિત્રો વાંચવાં, વિચારવાં અને મહાનુભાવોના જીવનમાંથી પ્રેરણા મેળવવી. બીજી વાત એ કરતા કે જીવન સાહસિક અને ખડતલ બનાવવું. પ્રવાસોમાં, આફતના અણધાર્યા પ્રસંગોમાં, મહામારી કે મુશ્કેલીઓમાં ઝંપલાવી સાહસિક બનાવવું. આ બે વાતોએ યુવાનોમાં નવું જોમ અને નવા જોસ પૂર્યા છે.

એનો એક જ પ્રસંગ બસ થઈ પડશે. એક વિદ્યાર્થી અવસ્થામાંથી પત્રકારિત્વમાં પડતો અતિ કાચો યુવાન જેમણે પોતાના ગામ સિવાય કોઈ જગાનો પ્રવાસ કર્યો નહોતો, દુનિયાદારીની કોઈ સ્થિતિ જાણી નહોતી એવા એ યુવાનને આ પ્રેરણાબળે ઠેઠ અફઘાનની સરહદ સુધીના પઠાણોના પ્રદેશના, આસામ સુધીના-બર્માની સરહદના જંગલી પ્રદેશ સુધીના, દાર્જીલીંગ અને હિમાલયના હિમશિખરોના પહાડી પ્રદેશ સુધીના, મદ્રાસ અને દક્ષિણ ભારતના જંગલો સુધીના અનેકાનેક પ્રવાસ અને મુસાફરીઓ ખેડાવી અને જીવનમાં સાહસિકતા ઊભી કરાવી, આત્મભાન અને જ્ઞાન જગાડ્યા. આવી રીતે તો અનેક યુવાનોને તેમણે જીવનની નવી દિશામાં કેડીએ ચડાવ્યા છે.

લૂખા અને સૂકા પાંચાળપ્રદેશના એ રાણપુર ગામમાં જ્યાં ડિટેક્ટીવ વાર્તાની ચોપડીઓ સિવાય ભાગ્યે જ બીજું વંચાતું ત્યાં યુવાનોમાં સાહિત્ય અને સંસ્કારનાં બીજ રોપી, રસ જગાડી સાર્વજનિક પુસ્તકાલય ઊભું કર્યું, એમાં તેમણે ઘરમાંથી ચારસો જેટલા પુસ્તકો ભેટ આપ્યાં, ઘણુ બીજેથી મેળવી દીધાં. આ પુસ્તકાલયનું સંચાલન યુવાનો અને વિદ્યાર્થીઓ કરતા. નિરૂભાઈ આમ તો એક જીવંત પુસ્તકાલય સમાન હતા. તેઓ જ્યાં જતા, માંદા પડ્યા પછી પણ જ્યાં જતા ત્યાં તેમની આસપાસના યુવાનો અને મિત્રો તેમની પાસેથી પુસ્તકો લઈ જતા એટલો એમની પાસે પુસ્તકોનો તેમજ જીવંત જ્ઞાનનો અખુટ ભંડાર હતો. ઘણી સંસ્થાઓને તેમણે પોતાનાં

**કલાકો સુધી બેસીને આકાશના નકશા ને નોંધો કરતા**

તેમજ બીજાનાં પુસ્તકો ભેટ આપ્યાં છે. રાતના બબ્બે વાગે ઊઠીને નિરુભાઈને આકાશ સામે મીટ માંડીને બેસી રહેતાં–કલાકો સુધી બેસી રહેતાં અનેકાનેક વખત જોયા છે. આકાશમાં નકશા ને નોંધો કરતા પણ જોયા છે.

ફરવા જાય ત્યારે એમના હાથમાં નાની એવી સોટી અને હાથરૂમાલ હોય. માર્ગમાં એકેએક ઝાડ નિહાળે, ખાસ કરીને તેના ઉપરના માળા, પક્ષીઓ, તેના પાંદડાં, નદી કિનારે જાય ત્યાં જીવડાં, દેડકાં, તીતડાં. ચોમાસાની ઋતુ હોય તો ગોકળગાય, કાનખજૂરા, તેમજ જીવતા વીંછી અને સર્પોને પકડી નિહાળી તેમ જ ઘરે લાવી સૌને બતાવે. એવી રીતે બગીચાના ફળફૂલ અને ઝાડ, તેના રૂપરંગ અને સુગંધો વગેરે પણ નિહાળે–આમ કુદરત સાથે એમને ભારે તાદાત્મ્ય હતું અને તેનું વિજ્ઞાનિક જ્ઞાન લેવા અને દેવા હમેશાં એટલા જ ઉત્સુક દેખાતા.

એક દિવસ ચોમાસાના દિવસોમાં હું નિરૂભાઈની સાથે ફરવા ગયો. નદી ખેતરના એક આવળના છોડ ઉપર માળો લટકતો જોયો. પહેલાં થયું કે આ માળો કદાચ ગુલગુલનો હશે. નિરૂભાઈએ એ માળો હાથમાં લઈને જોયું. તો એ માળામાં ન મળે પક્ષી કે ન મળે ઈંડાં. પણ અંદર બેઠેલું ચાકળચુ નિરૂભાઈના



આવી કુદરતના ભારે રસિયા હતા

હાથ ઉપર વીંટાઇ વળ્યું. નિરૂભાઈની હિંમતનો ત્યાં ખરો પરિચય થયો.

એમણે ઝટકો મારી ચાકળચુને નીચે ન ફેંકી દીધું પણ હાથમાં રાખીને સિફતથી દાબી એના રૂપરંગ જોયા. મને એના રંગ અને શરીરના વિવિધ ભાગો બતાવ્યા. ચાકળચુ ઝેરી હોય છે.

સમળાં અને કાગડાનાં માળાની ઝીણવટભરી ઋતુ સુજનની રચના જોવા ઊંચામાં ઊંચા ઝાડ ઉપર ચડતાં પડતાં પડતાં બચી ગયા હોય તેવા પ્રસંગો તો સેંકડો. કેટલીક વખત સમળાઓની ચાંચ પણ એમને લાગી હોય. પિળક પક્ષીના નર માદાનું સંગીત સાંભળવા મકાનોના છાપરા ઉપર પણ અનેક વખત નિરૂભાઈને જોયા, તો બગીચામાં માળો સેવતી કુકડીની પ્રક્રિયા જોવા કલાકો સુધી છુપાઈને ઝાડ ઓથે નજીકમાં બેસતા અનેક વખત એમને જોયા. આ બધું એમના રોજિંદા ક્રમ અને જીવનની ક્રિયાના ભાગ જેવું બની ગયેલું.

રાણપુરમાં બહુ ટૂંકા ગાળામાં આસપાસના પ્રદેશનાં વિવિધ પક્ષીઓના ઈંડાંનો અમુલ્ય ખજાનો ભેગો કર્યો હતો. તેમનું નિરીક્ષણ ઝડપી, બારીકાઈથી ટપોટપ બધું જોઈ લે અને ખુબી કે વિશિષ્ટતા હોય તો પકડી પાડે. આમ શ્રી. નિરૂભાઇએ અને શ્રી. જયમલભાઇએ આ બધા અનુભવ–નિગોડમાંથી પણ વિજ્ઞાનની નિરસતાને રસમય બનાવીને પક્ષીઓ અને આકાશ નિરીક્ષણ અંગેના પુસ્તકો ગુજરાતી સાહિત્યને આપ્યાં છે. અગાઉ કાઠિયાવાડના પક્ષીઓની સમગ્ર દૃષ્ટિએ નહિ થયેલી સરવે (માપણી) રાણપુર આસપાસના ચોક્કસ પ્રદેશની તેમણે તુલનાત્મક અને જાત નિરીક્ષણ ભર્યા અભ્યાસ પછી કરેલી, વૈજ્ઞાનિક દૃષ્ટિએ એ સરવે ઘણી ઉચ્ચકક્ષાની ગણાયેલી તેઓ કહેતા તેમ આ જાતના નિરીક્ષણનો શોખ તેમણે દક્ષિણામૂર્તિના વિદ્યાર્થીજીવન કાળ દરમ્યાન પણ હતો, તેઓ એ માટે ભાવનગરના વિક્ટોરિયા પાર્કમાં જતા, ફરતા અને નિરીક્ષણ કરતા.

આ જાતના નિરીક્ષણનો શોખ તેમણે તેમની



આસપાસના સંખ્યાબંધ મિત્રોમાં પણ, ઊભો કર્યો હતો. એમાંના કેટલાકને ભાવનગરમાં પક્ષીઓના અવધુત—સ્વ. કંચનકાકા પાસે પક્ષીઓની ઓળખ અને નિરીક્ષણ માટે લઇ ગયેલા. તેઓ કહેતા : પક્ષીઓ અંગેનું અંગ્રેજી સાહિત્ય એટલું બધું મોંઘું છે, સામાન્ય જનો માટે અપ્રાપ્ય જેવું છે, માટે એનો જનસમૂહ અભ્યાસ થઇ શકતો નથી. આ દૃષ્ટિએ એમણે અને શ્રી. જયમલ્લભાઇએ પક્ષીઓનું અસામાન્ય અભ્યાસ કરાવતું, આદિ કાળથી લોક જીવનમાં, લોક સાહિત્ય અને સંસ્કારમાં પક્ષીઓના સ્થાનને દર્શાવતું લોકભોગ્ય ભાષા અને શૈલીમાં પુસ્તક ગુજરાતને આપ્યું, અને આ વિષયનું આ જાતનું પુસ્તક આપણે ત્યાં પહેલું વહેલું પ્રગટ થયું.

એવું જ નિરીક્ષણ આકાશ દર્શનનું. આકાશ દર્શનનું સાહિત્ય અને સંશોધન કંટાળાભરેલું ને નિરસ ગણાય છે, તેમ જ જનસમૂહ માટે આ વિષય ગહન પણ મનાય છે. રાતના બબ્બે વાગે 'ફૂલછાબ' કાર્યાલયના બગીચામાં ખુરશી ઉપર બેઠેલા નિરૂભાઇને ઘણાએ જોયા હશે. જ્યાં સુધી એક વાતનો એમને સંતોષ ન થાય ત્યાં સુધી એના પાછળ એમનું સમગ્ર ધ્યાન શક્તિ કેન્દ્રિત કરતા: એમનામાં સતત પુરુષાર્થભરી ધીરજ પણ અખૂટ હતી.

નિરૂભાઈ જે જ્ઞાન મેળવતા તેનો લાભ આસપાસના સૌને મળતો. તેમણે એવું આકર્ષણ જમાવેલું. આસપાસ વર્તુળો એવા ઊભાં કરેલા કે સૌને એમના જ્ઞાન અને અનુભવનો લાભ મળ્યા જ કરે. એમની પાસેથી આસપાસના યુવાનોએ જીવંત જ્ઞાન મેળવ્યું છે તે બધા નિરૂભાઇને કેમ કરીને ભૂલી શકે ?

નિરૂભાઈને એક નાનો ભત્રીજો હતો, તેનું નામ પુરાતન. આ ત્રણચાર વર્ષના બાળકે અસામાન્ય કહી શકાય તેવું આકાશનિરીક્ષણનું જ્ઞાન મેળવ્યું હતું. ઘર આંગણાના ફળિયામાં ઊભા ઊભા આ બાળક આકાશમાં અગસ્ત્ય (canapous)નો તારો, નૌકાના તારાઓ (earina) જેના આકાર નૌકા જેવા હોય છે તે તથા વીંછડો (seorpio), મૃગશીર્ષ, શુક્ર, સપ્તર્ષિ વગેરેને બરાબર પીછાણીને આકાશમાં બતાવતો. આ નાના બાળકે આકાશનિરીક્ષણમાં જે રસ, ઉત્કંઠા અને નિરીક્ષણશક્તિ બતાવેલી તેના ઉપરથી નિરૂભાઈ કહેતા કે બાળકો માટે અતિ સહેલી અને સાદી ભાષામાં બાળકો વાંચી શકે તેવી આકાશ દર્શન અંગેની પુસ્તિકાઓ લખવી જોઇએ. એ ઇચ્છા બિમાર પડ્યા પછી પણ જોર કરતી રહી. એમાંથી કુમારો ને કિશોરો માટેનો તારક પરિચયનો રેડિયો વાર્તાલાપ જન્મ્યો. અને શ્રી૦ જયમલ્લભાઇએ ચાર હપ્તે મુંબઇ રેડિયો ઉપરથી એ બ્રોડકાસ્ટ કરેલી. એની મરાઠી નકલ થઇને થોડા દિવસો પછી એ જ મુંબઇના રેડીઓ સ્ટેશનથી બ્રોડકાસ્ટ થયેલી. એમના અવસાન પહેલાં એમની ઇચ્છાના પ્રતીકરૂપ છેલ્લું પુસ્તક 'આકાશપોથી' પ્રગટ થયું. એ કિશોરો ને કુમારો માટે જ છે. બાળકોને પણ મજા પડે એવી લેખનશૈલી અને વાર્તારસ એમાં છે.

નિરૂભાઇનો ખાદી પ્રેમ પણ એટલો જ ઉત્કટ હતો. 'ફૂલછાબ' સાપ્તાહિકના તંત્રીવિભાગના સભ્યો જમ્યા પછી સૌ બપોરના રેંટિયો કાંતતા. સાપ્તાહિકનું કામ તો એવું કે કેટલીક વખત બપોરના નવરાશ પણ ન મળે. પણ નિરૂભાઇ તો અવશ્ય રેંટિયો કાંતતા હોય જ. તેમણે રેંટિયો કાંતવાનો શોખ કહો કે ક્રમ, ઑફિસના કામ કરતારાથી માંડીને સ્વ. મેઘાણીભાઈ સુધીના સૌને લગાડ્યો હતો.



સતત પ્રવૃત્તિ કરનારી દેહી ખંડિત થઇ...





મેઘાણીભાઈએ ખાદી છોડેલી તે આ નવા ખાદી વાતાવરણમાં ફરીથી પહેરતા થઈ ગયેલા. તેઓ કાંતતા પણ અતિ ઝીણું અને ઝડપ સોથી વિશેષ હતી. વર્ષો સુધી એકધારી રીતે કંટાળ્યા સિવાય, વખત ગુમાવ્યા સિવાય, નિયમિતપણે 'કાંતનારાઓમાં નિરૂભાઇ મોખરે હતા. એટલું જ નહિ પણ તેમની આ પ્રેરણાથી જ પહેલા રાણપુરમાં કાંતણમંડળ અને ખાદીકાર્યાલય શરૂ કરવામાં આવ્યાં, જે ઘણા સમય સુધી ચાલ્યાં અને ફાલ્યાં ફૂલ્યાં હતાં.

તેમની આ પ્રેરણાથી 'ફૂલછાબ'નો નોકરિયાત-વર્ગ ખાદી પહેરતો બન્યો હતો, અને વર્ષો સુધી જેમણે રેંટિયાનું મહત્વ માન્યું નહોતું તેવા ઘણાએ રેંટિયામાં રસ લીધો હતો. ઓફિસના પટાવાળાઓ તો પોતાના કાંતેલા સુતરને વણાવીને એનાં કપડાં પહેરતા થયેલા.

૧૯૩૦ના સત્યાગ્રહ અને લડતોના દિવસો દરમ્યાન ખીલીને પાછળથી ચિમળાઈ ગયેલ રાણપુરની જાહેર જીવનની પ્રવૃત્તિઓ, હરિજન પ્રવૃત્તિઓ, રાત્રિશાળા અને પ્રૌઢશિક્ષણની પ્રવૃત્તિઓને બન્ને ભાઇઓએ ફરી સજીવન કરી. ચોમાસાના દિવસોમાં સખત વા ઝડીને કારણે આસપાસના ગામોના સંખ્યાબંધ મકાનો પડી જવા પામેલા, તેવે વખતે ફૂલછાબના કામમાંથી વખત કાઢીને ગામડાંનો પ્રવાસ કર્યો અને મુશ્કેલીઓમાં મુકાયેલાઓની આર્થિક તેમ જ કપડાં, વાસણકુસણ અને અન્ય સહાય આપવાની પ્રવૃત્તિ શરૂ કરેલી.

રાણપુરમાં હરિજનશાળા અને હરિજન પ્રવૃત્તિઓ શરૂ કરાવી. આમ તો તેમના જીવનમાં હરિજનશાળા ચલાવ્યાના, પાછળથી ઠક્કરબાપા હરિજન આશ્રમના ગૃહપતિ તરીકે કામ કર્યાના પ્રસંગો અને તક મળી હતી. અસ્પૃશ્યતા નિવારણને જીવનની દૃષ્ટિએ મહત્વનું ગણ્યું હતું. રાણપુરના અતિકામના દિવસોમાં પણ હરિજનશાળાની પ્રવૃત્તિઓમાં તેમણે સતત ધ્યાન આપ્યું હતું. હરિજન ઉદ્ધારની વાતો તો સૌ કોઇ કરતા પણ વાસ્તવિક સ્વરૂપમાં એને અમલમાં મૂકવાનું બહુ ઓછામાં જોયું છે. અહીં તો આ બંને ભાઇઓએ હરિજનને ઘરના સભ્ય ગણીને ઘરમાં પ્રવેશ આપેલા. ઠેઠ રસોડા સુધી આવે આડોશીપાડોશી અને મકાન માલિક પણ ખારે બળે, પણ સિદ્ધાંતની બાબતમાં લવલેશ બાંધછોડ નહિ કરનાર આ બંને ભાઇઓએ કડવી ટીકા વચ્ચે 'સામાજિક અને સ્વજ-'નોના અસહકાર વચ્ચે હરિજનને ઘરમાં કાયમી સ્થાન આપ્યું હતું. આ ભંગી યુવાન ખાતો, પીતો અને રહેતો પણ ઘરમાં સૌ સાથે.

સૌરાષ્ટ્રમાં આવેલા શેટાક સાહેબની કાઠિયાવાડનો રજવાડાંની ૧૯૩૮ ના દિવસોમાં જોડાણ યોજનાની વિરૂદ્ધમાં કાઠિયાવાડ રાજકીય પરિષદે વિરોધ પત્રિકાઓમાં સહીઓ લેવા આદેશ કર્યો તે અનુસાર નિરૂભાઈ તેમની ટુકડી લઇને પાળિયાદ થાણાના પ્રદેશમાં પ્રવાસે નીકળેલા. ત્યાથી તેઓ વળા પણ આવેલા. એ વખતે વળાના સત્યાગ્રહના દિવસો હોઇ બહારથી આવનારા જુવાનોમાં આ ચમકતા અને તેજસ્વી ખાદીધારી યુવાન સાથે પ્રથમ પરિચય થયો, પણ એ તો એટલા વખત પુરતો. પાછળથી આ બને ભાઇઓ રાજકીય મંદ વાતાવરણ વચ્ચે પત્રકારિત્વ મારફત પોતાનું રાજકીય અને રચનાત્મક ધ્યેય હાંસલ કરવા 'ફૂલછાબ'માં જોડાયા ત્યારે નિરૂભાઇનો ગાઢ અને સાક્ષાત પરિચય થયો. બન્ને ભાઈઓએ કંઇક યુવાનોને પોતાના કર્યા, પ્રેરણા આપી, રાષ્ટ્રીય લડતોમાં ખેંચ્યા, પરણાવ્યા-પહેરાવ્યા અને જીવનના સંસ્કારી વહેણમાં રમતા મૂકી દીધા. એવા બન્ને ભાઈઓના સ્નેહ અને સ્વપણાનો બીજા યુવાનોની જેમ મને પણ લહાવો મળ્યો છે અને એમનો નાનો મિત્ર બની રહેવાનું સદ્‌ભાગ્ય સંપાડ્યું છે.

એવા દિવસો હજુ યે યાદ આવે છે જ્યારે નિરૂભાઈએ કલાકો ને કલાકો સુધી સતત કામ કર્યું હોય. લડતના એ દિવસો 'ફૂલછાબ" આંતર બાહ્ય એમ બંને મોરચે લડતું. આ દિવસોમાં એમણે સતત કામ કર્યા જ કર્યું. લડતોના અહેવાલો, દુષ્કાળના અહેવાલો, પ્રવાસ-વર્ણનો, સંશોધન પ્રવૃત્તિઓની નોંધો, સોરા-



ષ્ટ્રના રાજકારણમાં ઉભા લાવતા ખાસ લેખો—આંદોલનો, વગેરે આલેખ્યું,

એ ઉપરાંત તે બંને ભાઈઓએ સાહિત્ય સંશોધન, વાર્તા, પત્રકારિત્વ ને સંગીતની લેખમાળાઓ, પક્ષી, આકાશનિરીક્ષણ, ભજન અને લોકગીતો; તહેવારોનુ મુલ્યાંકન, કલા અને ચિત્ર ઉપરની વિવેચન લેખમાળાઓ, લોકજીવનને લગતા પ્રશ્નો વગેરે ઉપર વૈજ્ઞાનિક તેમ જ શાસ્ત્રીય રીતે લખ્યું તથા સંપાદન કર્યું. સવારના વહેલા ઊઠીને નોંધો ટપકાવતા નિરૂભાઇ હજુ પણ આંખ આગળ તરવરે છે.

૧૯૪૨ના " કરેંગે યા મરેંગે"ની લડતના દિવસો હતા. "હિંદ છોડો"ની ચળવળ પુરજોસમાં ઉપડી. "ફૂલછાબ" સાપ્તાહિક હતું, એ વખતે એની વિકસિત સ્થિતિમાં. પણ લડતનો આદેશ આવતાં બંને ભાઈઓએ એક સમીસાંજે "ફૂલછાબ" છોડવાનો નિશ્ચય કર્યો અને તેની મેઘાણીભાઈને જાણ કરી. મેઘાણીભાઈ તો પહેલાં હેબતાઈ ગયા. કારણ "ફૂલછાબ"નો હળવો થયેલો તેમના ઉપરનો ભાર આ બંને જુવાન લેખક–બંધુઓને આભારી હતો. પણ લડત એટલે લડત—આ બંને ભાઈઓએ રાણપુરનું તૈયાર ભર્યું ભાદર્યું ઘર જેમનું તેમ પાછળ છોડીને લડતમાં ઝંપલાવી મૂક્યું. '૪૨ની આખરી લડત નિરૂભાઈ માટે પણ અંતે તો આખરી નીવડી.

લડતની શરૂઆતમાં દોરવણી આપનારા સળિયા પાછળ હતા. સ્વતંત્રતાની લડતને જોસપૂર્વક ટકાવી રાખવી એ આકરૂ અને બહાર રહેલાઓને માથે આવેલું કર્તવ્ય હતું. આવે વખતે ગાંધીજીની સ્પષ્ટ વિચારશ્રેણી અને દોરવણીના અભાવે યુવાનોએ દેશ ભરમાં Do or did મરેંગે યા કરેંગે નો માર્ગ લીધો હતો. કયો રસ્તો એ માટે ગ્રહણ કરવો એના ભારે મનોમંથનો વચ્ચે સાહસિક, નિડર અને કર્તવ્યપાલનના સ્પષ્ટ ખ્યાલથી નિરૂભાઈ અને જયમલભાઈએ ક્રાંતિનો રાહ સ્વીકાર્યો, અને '૪૨,ની લડતના સંચાલનનો ઠીકઠીક પ્રમાણમાં ભાર વહવો પડેલો.

'૪૨ની લડતમાં નિરૂભાઇ છુપા નામે અને છુપા વેશે સૌરાષ્ટ્રમાં અને તેમાં ય ખાસ કરીને રાજકોટમાં થાણું નાખીને રહેલા રાજકોટ એ એજન્સીનું કેન્દ્ર હતું. રાજકોટમાં સાથીદારો અને મિત્રો સાથે સૌરાષ્ટ્ર વ્યાપક ભાંગફોડની અને બીજી લડતની વ્યાપક યોજનાઓ ઘડી. આ માટે ખુલાસો કર્યો. શહેરોમાંથી નવા નવા જોશીલા અને તેજીલા યુવાનોને ભેગા કર્યા અને લડતમાં ખેંચ્યા. સરકારે તો લડતને દાબી દેવા. ડાંભી દેવા, ભાંગી નાખવા અનેક કુપ્રયોગો યોજ્યા અનેક માર્ગો અજમાવ્યા.

અંગ્રેજ સરકારે સૌરાષ્ટ્રને બહારથી શાંત માની દેશી રાજ્યની શસ્ત્ર સામગ્રી–પોલીસદળોનો ઉપયોગ બહારના પ્રદેશોની લડતો દાબી દેવા, કચડી નાખવા કરવા ધારેલો, તે નિરૂભાઇ અને એમના સાથીઓએ ભારે સિફતથી નિષ્ફળ બનાવી મૂકેલ.

રાષ્ટ્રવ્યાપક બળવો દાબી દેવાની જરૂર પડે તો લશ્કર ઉતારવા માટે સૌરાષ્ટ્રને શાંત પ્રદેશ માનીને ત્યાં વિમાની મથક અમુક રાજ્યના પ્રદેશમાં બાંધવાનું બ્રિટીશ સરકારે ઠરાવ્યું. એને માટે સઘળી તૈયારીઓ પણ પૂરઝડપે હાથ ધરવામાં આવી. આ યોજના પણ સૌરાષ્ટ્રના આ યુવાનોએ વિફલ બનાવી મૂકેલી. અને સરકારને પણ પાછળથી ખ્યાલ આવી જવા પામેલો કે સૌરાષ્ટ્ર ભલે બહારથી અબોલ છે પણ અંદરથી તો સળગી રહ્યુ એ અને સળગી ઊઠે તેવી સ્થિતિમાં છે.

સૌરાષ્ટ્રની ભુગર્ભની પ્રવૃત્તિઓમાં–એની યોજનાઓમાં નિરૂભાઈ મોખરે અને મોખરે. મિલો અને કારખાનાઓમાં હડતાળ પાડવામાં, વાહન વહેવારને થંભાવી દેવામાં, મોટી મોટી નદીઓના પૂલોનો નાશ કરવાની યોજનામાં, તાર–ટેલીફોન વહેવાર થંભાવી દેવાની યોજનામા, બ્રિટીશરોના પ્રતિનિધિઓ સમા ગોરા એજન્ટોને–રેસીડેન્ટોને હટાવી દઈ રાજ્યસત્તાનો કબજો, હિંદ વ્યાપક લેવાની દૃષ્ટિએ સૌરાષ્ટ્રમાં પણ તેના એક ભાગ તરીકે લેવાની ગણતરીએ યોજાએલી અને જે પાછળથી અમલમાં ન મૂકી શકાઈ તે યોજનામાં–ભુગર્ભ–પ્રવૃત્તિઓની અનેક યોજનાઓમાં નિરૂભાઇએ સાથીદારો સાથે રહીને જે હિંમત, નિડરતા,





કુનેહ, કુશળતા અને શક્તિ દાખવ્યાં હતાં તે એમની ઉમરના યુવાન માટે ખરેખર અસામાન્ય હતાં. એથી જ એમની પાછળ અનેક યુવાનો એ સમયે લડતમાં ખપી જવા તૈયાર થયા હતા.

આમાંની એક યોજના પાછળથી રાજકોટમાં પકડાઇ જવા પામી, જેમાં એજન્સી અને રાજ્યની પોલીસને જબરા દારૂગોળાના ભંડાર હાથ લાગ્યા હતા ને દારૂગોળાની સામગ્રી ખસેડતાં ખટારાઓ દોડાવવા પડેલા. એમાં અનેક પ્રકારના ભૂગર્ભ ચળવળ માટેના ભાંગફોડના સાધનો હતાં. બોમ્બનો બધો મસાલો ને સાધનો એમાં હતા. શેલ્સ હતા, ડાયનામેટ્સ હતા, પૂલો ઉડાવવાના અને રેલવે ઉડાવવાનાં, પાટા તોડવાનાં ઓજારો હતા. ઘણું ઘણું હતું. આ સામગ્રીનો ઉપયોગ પાછળથી રાષ્ટ્રવ્યાપક લડતમાં આવેલી મંદ સ્થિતિને કારણે કરી શકાયેલો નહિ. નિરૂભાઇ અને તેમના સાથીદારોની પ્રેરણાથી સૌરાષ્ટ્રમાં અમુક સ્થળે ખાસ પ્રેસ ઊભું કરીને 'ક્રાંતિ' નામનું ફૂલસ્કેપ ચાર પાનાનું એક છાપું કાઢવામાં આવતું જે સૌરાષ્ટ્ર ભરમાં તથા હિંદના બીજા કેટલાક ભાગોમાં-ગુજરાતી બોલવાવાળા પ્રદેશોમાં વહેંચવામાં આવતું. તેમાં સૌરાષ્ટ્રની તેમ જ દેશભરની ભૂગર્ભની લડતની પ્રવૃત્તિઓના તેમાં સમાચારો અપાતા હતા. આ જાતનું છાપું લાંબા સમય સુધી નિયમિત રીતે પ્રગટ થયે ગયું. જેને પકડી પાડવા એજન્સીની અને રાજ્યની પોલીસો ભારે ધમપછાડા કરેલા પણ નિષ્ફળ

ભૂગર્ભની રાષ્ટ્રવ્યાપી લડતને દારૂગોળો તથા અન્ય સામગ્રી તૈયાર કરીને પૂરી પાડવા માટે સૌરાષ્ટ્રમાં અમુક સ્થળે રીતસરનું કારખાનું પણ ખોલવામાં આવ્યું હતું. જેનું સંચાલન નિરૂભાઇ કરી રહ્યા હતા. [illegible] માટે બહારથી નિષ્ણાતોને પણ બોલાવવામાં [illegible]વેલા આ કારખાનામાં બોમ્બ અને બીજી સામગ્રી તૈયાર કરવામાં આવતી.

આ બધી સ્થિતિને કારણે નિરૂભાઇને છૂપા વેશમાં રહેવું પડ્યું હતું. તે પોતે તો જૂના લડતના સૈનિક વળી "ફૂલછાબ"ના કાર્યકર હોઇ સૌરાષ્ટ્રના બધા ભાગોમાં જાણીતા, એટલે છૂપાવેશમાં રહેવું એ પણ તેમને માટે કસોટી સરખું હતું. વળી એમાં પાછી મુસાફરી કરવાની. તેઓ સાધુ બાવાના વેશમાં એક નિષ્ણાતને સાથે લઇને રેલ ઓખાની સરકારી પેટ્રોલની ગંજાવર ટાંકીઓ જોવા ત્યાં જઇ આવેલ. આ ટાંકીઓમાંથી સરકાર પેટ્રોલ ઉત્તર હિંદમાં રેલવે દ્વારા મોકલતી તેનો વહેવાર અટકાવી દેવાની પણ એક યોજના હતી.

ભૂગર્ભવાસીઓની સૌરાષ્ટ્રમાં મુખ્ય બે છાવણી. એક રાજકોટમાં નિરૂભાઇના સંચાલન નીચે અને બીજી છાવણી જોરાવરનગરમાં. તેનું તરવડાના કાર્યકરો સંચાલન કરતા. એક રાત્રે આ જોરાવરનગરની છાવણીમાં અમે સૂતા હતા; અંધારી રાત હતી. એવામાં અધરાતે માથે ફેંટો અને ચટાપટાવાળી ચાદર પહેરેલ-દાઢી મૂછવાળો એક જુવાન બારણે આવી ઊભો. ઘડીક તો અમે બધા વિચારમાં પડી ગયા, ને ફડકો પડ્યો. એ હતા નિરૂભાઇ. પાછળથી જાણ થઇ. દૂરના પ્રવાસેથી આવેલા હોઇ તેઓ વાતચીતો અને યોજનાઓ વિચારવા અર્ધી-રાત્રે અહીં આવેલા.

સૌરાષ્ટ્રની-ભૂગર્ભ લડતની ઘણીખરી યોજનાઓ પ્રવૃત્તિઓ હિંદની લડતના એક ભાગ તરીકે હતી, પાછળથી લડતના વહેતા પાણી થવાને કારણે કેટલીક યોજના-સૌરાષ્ટ્ર વ્યાપક યોજના અમલમાં મૂકી શકાઇ નહિ. પરિણામે સૌરાષ્ટ્રના લોકોએ આ પ્રવૃત્તિઓ વિષે બહુ ઓછું જાણ્યું છે. પણ આ યોજનાઓના અમલ માટે તેમજ અન્ય પ્રાંતની અને સૌરાષ્ટ્રની ભૂગર્ભ પ્રવૃત્તિઓની સંકલના સાધવા નિરૂભાઇએ સૌરાષ્ટ્ર બહારના પ્રદેશોના પણ પ્રવાસ ખેડેલા એ કે સૌરાષ્ટ્રના ક્રાંતિમંડળ સાથેનો અન્ય પ્રાંતો અને પ્રદેશોનો સંબંધ શ્રી જયમલભાઇ ગણાવતા અને આજના ભારત સરકારના માંદનીખાતાના પ્રધાન શ્રી દિવાકર, પં. જવાહરના અંગત મંત્રી જે વિમાની અકસ્માતમાં માર્યા ગયા તે દ્વારકાદાસ કચરૂ, બીજા રાજસ્થાની કાર્યકરો અને મહારાષ્ટ્ર તથા મધ્યભાગના ક્રાંતિકારીઓ સાથે સંકલના જોડેલી રાખતા.

આ બધાં કારણે એજન્સીએ કેટલાંક દેશી રાજ્યોએ અને મુંબઈ રાજ્યની સરકારે નિરૂભાઈ તથા તેમના ચુનંદા સાથીદારોને બેપત્તા જાહેર કર્યા હતા.

બેપત્તા જાહેર કરવામાં આવ્યા ત્યારે નિરૂભાઈ રાજકોટમાં હતા. રાજકોટમાં તેમની લતે લતે શોધ ચાલી. પોલીસ રાજકોટ લડતના જૂના લડવૈયા તરીકે નિરૂભાઈને ઓળખતી હતી. વળી નિરૂભાઈની ટુકડીના પાછલી હરોળના સૈનિકોનો પોલિસે પત્તો મેળવી લીધેલો. એટલે નિરૂભાઈને પકડી પાડવા સરકારનું પોલીસને ખુબ દબાણ થયું. એ માટે રાજકોટમાં કેટલાક ગૃહસ્થોના મકાનની પણ પોલીસે તલાશ કરી.

નિરૂભાઈ થોડી વાર આ મકાનમાં તો થોડી વાર વળી બીજા લત્તાના બીજા મકાનમાં. ત્યાં પેલા મકાનની પોલીસે ભાળ મેળવી જ હોય. આમ નિરૂભાઈ આગળ અને પોલીસ પાછળ પાછળ. નિરૂભાઈ આ સ્થિતિ વચ્ચે રાજકોટમાં ત્રણ દિવસ રોકાયા. કારણ શસ્ત્રસામગ્રી અને કેટકેટલુંય ઠેકાણે પાડવાનું હતું અને બીજું કોઈના હાથમાં ન જાય તેમ કેટલુંક છૂપાવવાનું હતું. ચોથા દિવસે રાજકોટની પોલીસની આંખ આંજીને પોલીસોની દિવાસળીથી સીગારેટ સળગાવીને નિરૂભાઈ સૌરાષ્ટ્રના અન્ય ભાગોમાં ઉપડી ગયા.

આ પછી તો બેપત્તા નિરૂભાઈની શોધ કાઠિયાવાડની રેલવેમાં, અન્ય શહેરોમાં સ્ટેશને સ્ટેશને કરવામાં આવી હતી. પડદા પાછળ રહીને કામ કરી રહેલા શ્રી. જયમલભાઈ આ બધાની સાંકળ હિંદના અનેક ક્રાંતિકારીઓ અને મંડળો સાથે જાળવી રહ્યા છે એવી પણ પોલીસને ગંધ આવી ગઈ. અને એમની પણ શોધખોળ ચાલી.

સુરેન્દ્રનગર કે જે સૌરાષ્ટ્રનું એ વખતનું છટકબારું ગણાતું ત્યાં એક પોલીસ ખડો રહેતો એ હતો રાણપુરનો, પણ નિરૂભાઈને તે ઓળખી કાઢે તેવું ધારીને રાણપુરના એ પોલીસને નિરૂભાઈના ફોટા સાથે સુરેન્દ્રનગર સ્ટેશને મૂકવામાં આવેલો. નિરૂભાઈના નામ પણ અનેક, ભાવનગર બાજુ નિરૂભાઈને શોધતી પોલીસ એને કનુભાઈને નામે ઓળખે અને ગોતે, તો રાજકોટમાં એને બાબુભાઈના નામે પોલીસ ઓળખતી. નિરૂભાઈના ભૂગર્ભ-મિત્રો પણ એમને જુદા નામે ઓળખે. આમ વિવિધ વેશધારી નિરૂભાઈ બહુનામી હતા. આ રાણપુરના પોલીસને શરૂમાં આખા સૌરાષ્ટ્રની રેલ્વેનો પાસ આપવામાં આવેલો. ત્યારબાદ આ પોલીસ બન્ને ભાઈઓનો પત્તો મેળવવા મુંબઈ આવીને રહેલો, અને ક્રાફર્ડ માર્કેટથી ઘોડે ફરતા એક રસ્તે ઘણીવાર ભેટો થઈ ગયેલો. છતાં એ ઓળખાણ કરને અણસાર પણ નહીં આવેલો.

મુંબઈમાં એક મકાનની બારીનો ખૂણો પાંસળી ઉપર લાગ્યો—સખ્ત વાગ્યું. પાછળથી ત્યાં સોજો આવ્યો જેમાંથી નિવડેલ માંદગી તેમને માટે આખરે જીવલેણ નીવડી.

માંદગી અને એમાંય બેપત્તા કાર્યકરની. આ માંદગીવેળા નિરૂભાઈને તેમના બાળપણથી લડતમાં ખેંચી લાવી જીવના આટલા ઉચ્ચસ્થાને મૂકી દીધેલ અને તેમના હાથે જ નિરૂભાઈનો નિષ્પ્રાણ જીવનદેહ પંચમહાભૂત પામ્યો તે મોટાબંધુ શ્રી. જયમલભાઈએ પોતાની અને સાથીદારોની, સૈનિકોની બેપત્તા સ્થિતિ વચ્ચે, મુશ્કેલીઓ અને મુશીબતો વચ્ચે નિરૂભાઈની રાતદિવસ જોયાજાણ્યા વિના સારવાર કરી, ઉપચારો યોજ્યા અને બનતા બધા પ્રયાસો કર્યા.

માંદગીના દિવસો દરમિયાન નિરૂભાઈ વડોદરા રહ્યા, મુંબઈ રહ્યા, મુંબઈની જાણીતી હરકિસનદાસ હોસ્પીટલમાં રહ્યા, મિત્રોની સાથે રહ્યા, આમ એમની માંદગીએ અને એમાંય બેપત્તા વર્ગોની માંદગીએ અનેક ઠેકાણે બદલાવ્યા, સારવાર પણ જાતજાતની. એલોપથી, નેચરોપથી, ક્રોમોપથી અને અખતરા પણ વિવિધ કર્યા. તેમાં દર્દી પોતે જ દાકતર બની જવા પામ્યા, કેટલાય રોગની, તેની દવાની ખુદ નિરૂભાઈએ પારંગતતા મેળવી હતી. કેટલીક બાબતોમાં ભલભલા દાક્તરો કરતાં પણ વધુ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. માત્ર પુરુષાર્થમાં માનનાર નિરૂભાઈનું નસીબ હંમેશા ચાર ડગલાં આગળ જ રહ્યું હતું. વર્ષોમાં ગગનવાડી સામેના નિવાસસ્થાનોમાં એક રાત્રે એક સામટો દેકારો મચી





ગયો. પોલીસ મકાનો શોધાશોધ કરી રહી હતી. ભૂગર્ભવાસીઓને, અને તે જ મકાનમાં મુખ્યથી ભાગી છૂટેલા બન્ને ભાઈ અને આખું કુટુંબ સંતાઈને છૂપે નામે રહેતાં.

પોલીસે મકાન ઉપર દરોડો પાડ્યો પણ એ તો આવેલા પાનાર કાવત્રાના ક્રાંતિકારીઓ માટે—બૈરાં બારણામાં જ સૂતેલાં. ઝાઝી વાતચીત તેથી ન કરી, એ તો ભાવા ઉપરથી પણ પકડાઈ આવેન. જ્યારે એ જ રાતે મગનવાડીમાં ૩૩ જેટલાં મકાનોની પોલીસે જપ્તી લીધેલી. આવા તો ઘણા પ્રસંગો બની ગયા.

માંદગીની મુશ્કેલીઓ વચ્ચે જેમણે હંમેશાં હસી જાણ્યું હતું—અંતર મન વિકસીત કરો—કરી જાણ્યું હતું તેવા નિરૂભાઈએ અને જયમલ્લભાઈએ પોતાના બેપત્તા અને પત્તા મિત્રો અને સાથીદાર સૈનિકોની આર્થિક તેમ જ અન્ય સ્થિતિની સતત ચિંતા સેવી હતી. મિત્રોના જીવનના નાનામોટા પ્રશ્નોમાં પણ રસ દાખવ્યો હતો. પરજનોની ચિંતામાં તેમણે કદિ યે પોતાની ચિંતા વર્તવા દીધી નહોતી, કહો કે ચિંતા ગણી જ નહોતી. આવી માંદગી વચ્ચે પણ એક બેપત્તા મિત્રને પરણાવેલ અને એક મુરબ્બીવટની અદાથી આ નવ-દંપતીને 'સુખીનો સવંતુ' કહીને તેમના વહેવારમાં—તેમના જીવન વિકાસ અને સ્થિરતાની સતત ચિંતા સેવી હતી.

જેઓ સાજા હતા ત્યારે પ્રવાસો ખેડતા. પ્રવાસ એ તેમને માટે એક અભ્યાસ અને જીવનની મજા હતી. પણ માંદા પડ્યા પણ તેમની માંદગીએ તેમને અનેક નવા સ્થળોના પ્રવાસો ખેડાવ્યા. નિરૂભાઈની માંદગી કદી માંદગીના સ્વરૂપે તેમણે પોતે પીછાની નથી તેમ જ તેમની આસપાસના કોઈને, નીકટતમ સ્નેહીજનોને પણ એવું લાગવા દીધું નથી.

મુંબઈ છોડી દેવલાલી ગયા, ત્યાં સારવાર લેવાની અને ખુશાઈ પણ રહેવાનું. માંદગીનો બોજો અને જીવનનો તમામ ભાર મોટાભાઈ જયમલ્લભાઈને પડખે નાખી દઈને એમણે માંદગીને પણ માણી જાણી. દેવલાલીમાં પણ સ્નેહીઓ અને મિત્રોનો પ્રવાહ ચાલ્યા કરે. દૂરદૂરથી મિત્રો તેમને મળવા, જોવા આવે અને પછી દેવલાલીની ગુલાબી ઠંડી અને ખુશનુમા માણે. બનારસ હિંદુ વિદ્યાપીઠમાંથી તેમના જુના સાથીદારો તેમને મળવા આવ્યા તો ભોંસલે લશ્કરીશાળાના ભાઈઓ પણ મળવા આવ્યા. નિરૂભાઈની માંદગીનું ધામ નાના એવા મિલનસ્થાનમાં ફેરવાઈ જતું. જ્યાં જાય ત્યાં બન્નેના જીવનની સુગંધ અને સુવાસને કારણે મિત્રો અને મહેમાનોનો પસારો રહ્યા જ કરતો. પણ આ બધી સ્થિતિ વચ્ચે એમાંથી કોઈએ પોતા પરનો ભાર જણાવા દીધો નથી. સદાય સૌને તેમને ત્યાં સત્કાર મળતો. મિત્રો અને વિરોધીઓને પણ. ઈશ્વરભાઈ એમાં આધારસ્થંભ બનીને ઊભા રહેતા, અને ભાઈબંધીની જુગલબંદી નહિ પણ ત્રિપુટી સ્થાઈ રહેલી.

માંદગીના ધીરગંભીર પ્રસંગો વચ્ચે એમનું સાહિત્ય સર્જન કાર્ય દેવલાલીથી વર્ધા થઈને મુંબઈ આવ્યા, તે ૧૯૪૭ સુધી ચાલુ રહેલું.

લેખનકાર્ય કરતાં એમની જ્ઞાન મેળવવાની તાલાવેલી એથી સવિશેષ. મુંબઈની નેચરલ હિસ્ટોરીકલ સોસાયટીના જર્નલની ફાઈલોથી માંડીને રોયલ એશિયાટીક સોસાયટીની લાઈબ્રેરીમાંથી નવા નવા આવતા પુસ્તકોથી માંડીને જૂના અપ્રાપ્ય ગ્રંથો અને છેલ્લામાં છેલ્લા અંગ્રેજી, મરાઠી, હિંદી, બંગાળી ભાષાના પુસ્તકોનો તેમણે અભ્યાસ ચાલુ રાખ્યો હતો તેમ જ સતત સંપર્કમાં રહ્યા હતા.

તેમની બુદ્ધિ પ્રતિભા, વિશાળ વાંચન અને શુદ્ધ સાહિત્યની લેખન અને સર્જન શક્તિ એ બધાને કારણે. બહુ ઓછા ગાળામાં તેમણે ઠીક ઠીક લખી નાખ્યું. વાર્તા—નવલકથા લખી, જીવનચરિત્રો આલેખ્યાં, લોકવાર્તા અને બાળકોને માટે લખ્યું, આકાશ અને પક્ષી વિષયક ગ્રંથો લખ્યા, હળવું સાહિત્ય લખ્યું, કેટલુંક સંશોધન કર્યું અને હજુ યે ભજન તેમ જ લોકસાહિત્યના વિવિધ વિષયોનું કાચું સાહિત્ય ઢગલાબંધ પડેલું પ્રકાશનની રાહ જોઈ રહ્યું છે.

માંદગીના વર્ષોમાં હવાફેર અર્થે આરામ મેળવવા અર્થે છેલ્લા વર્ષોમાં માથેરાન અને પંચગીની ગયા.



ત્યાં ઠીક ઠીક વખત સુધી રહ્યા.

આ બધા પ્રસંગોમાં તેમની સુહ્લાસને કારણે જ્યાં ગયા ત્યાં તેમણે તેમની આસપાસ માનવીઓની અને મિત્રોની સૃષ્ટિ ઊભી કરી હતી. અને જીવંત વાતાવરણ ઊભું કર્યું હતું.

આ બધા હવા ખાવાના સ્થળે જોયું કે નિરૂભાઈમાં જે નિરીક્ષણ શક્તિ હતી તેના પરિણામે સ્થળની માહિતી અને ઇતિહાસ તો તેમણે મેળવ્યો જ હોય. માથેરાનમાં ગયા તો માથેરાનના પક્ષીઓ, પશુઓ, ત્યાંના જંગલમાં થતી વનસ્પતિઓ, જંગલી જીવ-જંતુઓ, ત્યાંના લોકોના જીવનની સામાજિક તેમજ અન્ય વિશિષ્ટતાઓ આ બધાનો અભ્યાસ અને જ્ઞાન નિરૂભાઈએ માંદગીના ખાટલે રહીને મેળવ્યું જ હોય અને તે એટલા અસામાન્યપણે કે કેટલીક વખત તો એ પ્રદેશમાં વર્ષો સુધી વસતી વ્યક્તિઓને પણ ઘર આંગણાની પૂરી જાણ ન હોય. એવું પંચગીની અને મહાબળેશ્વરના પ્રસંગોમાં બન્યું. પંચગીનીમાં તો તેમને ત્યાંના મહારાષ્ટ્રના ભૂગર્ભવાસીઓ અને રાજકારણના રસિયા કાર્યકરોની સાથે ઓળખ થવા પામી, એ લોકો કલાકોના કલાકો સુધી તેમની પાસે આવી રાજકારણની ચર્ચા કરે, વિવિધ માહિતી મેળવે અને તેમાંથી નવા કાર્યની વિચારણા જન્મે.

માંદગી દરમ્યાન આ બધા સ્થળે તેમના શરીર માટે એવા પણ પ્રસંગો આવતા જેમાં કટોકટી ઊભી થતી અને એટલા જ દર્દ અને દુઃખ, વેદના અને પીડા ઉપસ્થિત થતાં કે તેની આસપાસના સ્વજનો, મિત્રો અને કુટુંબીજનોને પણ હિંમત હારતા કરી મુકે. પણ નિરૂભાઈએ કદી આ વેદના અને પીડા તેમના મુખ ઉપર દેખાવા દીધાનું યાદ નથી. જેમ જેમ વધુ પીડા તેમ તેમ તેમના મુખ ઉપરનું હાસ્ય પણ એટલું ખડખડાટ ભર્યું. એ વખતે એમના મુખ ઉપરની રેખાઓ જોઈએ કોઈને લાગે જ ખ્યાલ આવે કે આ યુવાન ઘેરી માંદગીમાં સપડાએલો છે. એટલી જ એમની હિંમત. ઘણી વખત કલાકોના કલાકો સુધી એમનો શ્વાસ પણ ન લઈ શકાય તેટલી ઉધરસો આવે પણ એ પછી થોડીવારે એમને જોઈએ તો જાણે એટલા જ હસમુખા. અને રસિકતાભર્યા સ્વભાવને કારણે ભલભલાને ભાંગી નાખે તેવી માંદગી, તેવા દર્દ, તેવી પીડા તેમણે બહુ જ આસાનીથી સહન કર્યા હતાં. અથવા કહો કે પચાવી લીધા હતાં. તેની સમજ તો તેમની આસપાસમાં રહેલા નિકટવાસીઓ સિવાય ભાગ્યે જ કોઈને આવી શકે. આટલી ઘેરી માંદગી વચ્ચે સફરી કરવાનું, યુવાનોને જોઈને નવી તાજગીભર્યું બોલવાનું, રડતાઓને હસાવવાનું, નાહિંમત બનેલાઓને હિંમત આપવાનું, બાળકોની સાથે બાળક બનીને ખેલવાનું એ બધાએ તેમની માંદગીને કળાવા દીધી નહિ. એટલું જ નહિ, માંદગીને માંદગી તરીકે લાગવા દીધું નહિ. માંદગીના આ બધા કપરા પ્રસંગો વચ્ચે મિત્રોની, એમની સાથે ભૂગર્ભ રહેલા સૈનિક મિત્રોની એમને સતત ચિન્તા રહ્યા કરતી. મિત્રોની આર્થિક સ્થિતિ એ તેમનો મોટામાં મોટો ચિંતાનો વિષય. અને મુંબઈના ખર્ચા. એટલા માટે મિત્રોએ વેપારમાં પડવું તેવો નિર્ણય લેવાયો અને તેને માટે આટલી માંદગી વચ્ચે એ બંને ભાઈઓએ વેપાર અર્થે મૂડી મેળવીને મિત્રોને સોંપી. આ દિવસોમાં રાજકીય મંદતા હતી. બીજી બાજુ સરકાર તો જાગ્રત હતી અને ભૂગર્ભવાસીઓને પકડવાનું કાર્ય તો ચાલુ જ રહ્યું હતું, એટલે આ સ્થિતિ વચ્ચે વેપાર ખેડવો એ બચ્ચાના ખેલ જેવું ન હતું. પણ આર્થિક સ્થિતિને કારણે વળી આ એક નવો અખતરો કરવાનું ઠર્યું. એ મૂડી અને પ્રેરણા આપીને કલકત્તામાં પેઢી ઊભી કરાવી, અને બેટરી, ગંજીપા, કાગળ, બુકબાઈન્ડીંગ કાપડ વગેરેનો વેપાર કરવાનું શરૂ કર્યું. એ પેઢીનું નામ રાખ્યું–એ બન્ને ભાઈઓના "જય વિજય" નામ ઉપરથી અંગ્રેજી નામ : "જેય બિજોય." આ વેપાર કલકત્તાના ધઝરા સ્ટ્રીટ જેવા મધ્ય લત્તામાં આવ્યો. વેપાર કરનાર બધા ભૂગર્ભ મિત્રો, બધાએ પોતાના નામ ફેરવીને વેપારીઓ તરીકે ઓળખાવાનું શરૂ કર્યું. માલ મોટાભાગે મુંબઈથી શ્રી. જયમલભાઈ મોકલતા.





કલકત્તાની પેઢીએ ઠીકઠીક નામના મેળવી, અને બજારમાં આંટ ઊભી કરી. મોટા મોટા ગોડાઉનમાં માલ ખડકાય, બેંક મારફત નાણાંની લેવડદેવડ થાય અને હજારોની હેરવણી ફેરવણી થાય. બીજી બાજુ ખર્ચ પણ નફા જેટલું જ આવે, અથવા એથી વધુ. વેપાર ફૂલીફાલી રહ્યો છે. બંગાળામાં બુકબાઇન્ડીંગ કલોથ માટે હરીફાઇમા પણ આ પેઢીએ નામના મેળવી અને ભલભલાને પણ હરીફમાં ઊભા રહેવુ મુશ્કેલ બની ચૂક્યું.

એમાં એક દિવસે સાંજે ઇઝરા સ્ટ્રીટની દુકાન પર ચાર પોલીસના અધિકારીઓ, પોલીસની ટુકડી લઇને હાથમાં દોરડાં લઇને દુકાન આગળ ઊભા રહ્યા. એ ચારમાં એક હતા મુંબઇના, એક હતા રાજકોટના, એક હતા દિલ્હી સરકારના અને એક સ્થાનિક બંગાળની પોલીસનો અધિકારી. નામઠામ પૂછ્યા, અને માહિતી પુછવા લાગ્યા. પણ એવામાં રાત પડી અને સારા નસીબે એ દુકાનોની હારમાળાની ઇલેક્ટ્રીક લાઇન બગડી ગઇ. પેલા અમલદારોએ પોતે આ બેપત્તા વેપારી યુવાનોને પકડવા આવ્યા છે તેવું ઠેઠ છેલ્લી ઘડી સુધી સીફતપૂર્વક કળાવા ન દીધું. તેમણે ગોડાઉન જોયું, ઘર જોયું, એમને થયું કે આ ઘર, ગોડાઉન, માલ ભરપૂર દુકાન, બેંકમાં હજારો રૂ. ની થાપણ એ બધું છોડીને રાતમાં કાંઇ થોડા આ બેપત્તા રહેલા "વેપારીઓ" ચાલ્યા જવાના ! પોલીસે ગંભીર ભૂલ કરી હતી. અને બીજે દિવસે સવારે પોલીસ દુકાને આવી તો દુકાને કોઇ બીજો જ વેપારી બેઠો હતો ગોડાઉન ગોડાઉનની જગાએ નહોતું રહ્યું, ઘર ખાલી થઇ ગયું હતું અને કોઇનો પત્તો મળે તેવી સ્થિતિ રહી નહોતી. પોલીસને ભારે નિરાશા ઉપજી. છેવટે એ દુકાન ઉપર હાજર રહેલા એક વેપારી–યુવાનને પકડીને બડા–બઝારની ચોકીએ લઇ જવામાં આવેલ. એને ત્યાં ધાકધમકી આપી "જયવિજય" કંપની પાછળના બે પત્તા રહેલાક લકત્તા અને મુંબઇના યુવાનોના નામ મેળવવા પ્રયત્નો કરવામાં આવ્યા. ટોર્ચરીંગ કરવામાં આવ્યું પણ આખરે પોલીસને ખાલી હાથે જ પાછા ફરવું પડ્યું. "જયવિજય" પેઢીના બેપત્તા મિત્રો તો ક્યારનાય કલકત્તા છોડીને ચાલ્યા ગયેલા.

પણ પોલીસે આ બાતમી પરથી મુંબઇમાં તપાસ કરવા માંડી, અને એ જ દિવસોમાં નિરૂભાઇની માંદગીએ જોર પકડેલું. તેમણે "જયવિજય" પેઢી સાથેના પત્રવહેવારમાં જણાવેલું મુંબઇનું સ્થળ બદલવું જ રહ્યું. છેવટે મુંબઇમાં પણ રાતોરાત સ્થળ બદલ થયો.

૧૯૪૭ માં "ફુલછાબ"નો કોલ આવ્યો. બીજી બાજુ નિરૂભાઇનું પ્રમાણમાં ઠીક કહી શકાય તેવું સ્વાસ્થ્ય હતું ઘર આંગણાના આરામની જરૂર દેખાતી હતી. એટલે પાછા બધા રાણપુર આવ્યા. ત્યાં નિરૂભાઇ આરામ લેતા લેતા પણ થોડું કામ કર્યા સિવાય રહી ન શકતા. જ્યારે જયમલ્લભાઇ અહીં ફુલછાબના કામકાજમાંથી નિરૂભાઇની યોગ્ય સારવાર ન કરી શકે. ત્યાં નિરૂભાઇની માંદગીમાં વળી એક મુત્રાશયના દર્દનો વધારો થયો. કલાકોના કલાકો સુધી આકરો દુઃખાવો ( shooting pain ) થવા કર્યું. તેને પરિણામે એ માંદગી વચ્ચે મોર્ફિયાના ઇન્જેક્શનો આપવાં પડેલાં.

રોગે જોર કર્યું, ઉથલો આવ્યો, અને રાણપુર છોડવું પડ્યું. ફરી પાછા મુંબઇ આવ્યા, અને ત્યાંથી પંચગીની ગયા, ત્યાંથી આરોગ્યવરમ્ સેનિટોરિયમમાં. આરોગ્યવરમ્ સેનિટોરિયમ્ એ એશિયાનું સૌથી મોટું અને ઉત્તમમાં ઉત્તમ ઉપચાર તથા શસ્ત્રક્રિયા કરતું દેશના દર્દીનું હોસ્પિટલ–સેનિટોરિયમ: ગુજરાતીઓ ભાગ્યે જ ત્યાં જતા, કહો કે ભાગ્યે જ આવા એશિયાવ્યાપક સેનિટોરિયમની આ બાજુના માણસોને જાણ હતી.

નિરૂભાઇએ આ આરોગ્યવરમ્ સેનેટોરિયમમાં એક અનોખો ઇતિહાસ સર્જ્યો છે. આરોગ્યવરમ્‌ની વાત કહેવાના અધિકારી એકલા જયમલ્લભાઇ હોઇ શકે.

નિરૂભાઇ બાળકોના અને વિદ્યાર્થીઓના મિત્ર હતા, સાહિત્યકાર, પત્રકાર અને ચુસ્ત ગાંધીવાદી (?)... 

★

# બાળકોના નિરૂભાઈ

## જેવા નિરૂભાઈને દેખે કે બાળકો મધપુડાની જેમ ફરી વળે!

લાંબું એવું એકવડિયું શરીર, ઊંચું મસ્તક, મોટી આંખો, નિર્દોષ મુખ, ખડખડાટ મુક્ત હાસ્ય, હાથમાં સોટી, ખાદીનો ઝાંકડો લેંઘો, માથે ખાદીનું પહેરણ, ઊભે રસ્તે હાથમાંની ચોપડી વાંચ્યે જાય.

એમનું નામ નિરંજન વર્મા, સાંજ પડે કે વાંકાનેર ગામથી બે માઈલ દૂરના રાતીદેવળી નામના ગામડામાં હરિજન બાળકોને ભણાવવા જતા રોજ ભાળો.

હરિજનવાસના બાળકોને રાતે ફુરસદ મળે. એમને એકઠા કરે. લોકગીતોની ધુમ મચાવે, રાસડા લેવરાવે, પોતે ગાય ને બાળકોને ગવરાવે.

સદાચારના પાઠ તો શીખવે, પણ સીધો ઉપદેશ ન આપે. એ તો એવી એવી વાર્તાઓ કહે કે બાળકો થીજી રહે. બાળકો એકીટસે વારતા સાંભળતાં હોય ત્યાં હળવેકથી બાળકોનાં માબાપ પણ આવીને વાર્તા સાંભળવા બેસી જાય!

સોનબાઈની વારતા કરે ત્યારે બાળકો અને બાળકોનાં મા–બાપની આંખોમાંથી પણ ચોધાર આંસુ ચાલ્યાં જાય.

પ્રાણીકથાઓની વારતા કહે અને બાળકો એકલાં રાતે જંગલમાં રખડવા માટે તૈયાર થઈ જાય.

નિરૂભાઈની બાળકોની માયા વધવા લાગી.

વાંકાનેરના હરિજનવાસનાં બાળકો પણ નિરૂભાઈ આસપાસ ટોળે વળવા લાગ્યાં.

કોઈ બાળકની આંખોમાં દવા નાખીને ચીપડા સાફ કરે. તો કોઈ બાળકના કાનમાંથી વહેતું પરુ પણ સાફ કરે. કોઈને ગંધાતા કપડાં સાફ કરતાં શીખવે તો કોઈને માથું ધોતાં ને ઓળતા શીખવે.

જે બાળકો ગંદવાડમાં પડ્યાં રહેતાં, જે બાળકો ગંદી રમતો કે ગંદી ભાષા બોલતાં તે બધાને લખતાં વાંચતાં ને સારી સારી રમતો રમાડતાં કરી દીધાં.

નિરૂભાઈને દેખે કે બાળકો મધપુડાની જેમ ફરી વળે ને જ્યાં જ્યાં નિરૂભાઈ જાય ત્યાં ત્યાં બાળકો ગૂંજ્યાં કરે.

નિરૂભાઈ બાળકોના પ્રવાસ ગોઠવે, એંસી એંસી અને સો સો સવાસો સવાસો બાળકો સાથે નજીકના ડુંગરાઓમાં જાય. ખીણોમાં જાય, વાડીઓ અને નજીકનાં જોવાલાયક સ્થળોમાં તેડી જાય. એક એક છોડ એક એક ઝાડનો પરિચય આપે, એની વાર્તાકથા કહે, એના ગુણ–અવગુણ કહે.

શેરડીનો વઢ ફરતો હોય ત્યાં શેરડી ખવરાવે, નહિ તો ઉજાણી કરીને ખેલતા–કૂદતા પાછા આવે.

નિરૂભાઈને લાગ્યું કે બાળકોની વાચનભૂખ ઉઘડી છે, એટલે એમણે બાલ વાચનાલય શરૂ કરવા ધાર્યું.

પણ પૈસા ક્યાંથી કાઢવા? મોટી ઉંમરના માણસને મન તો નિરૂભાઈનો આ બાળપ્રેમ 'નવરા માણસની મૂર્ખાઈ' જેવો લાગતો!

નિરૂભાઈએ બજારને છેડે નાનું એવું મકાન ભાડે રાખ્યું, ઘેર ઘેરથી પુસ્તકો ઉઘરાવવા માંડ્યાં. બાળકો માટે ગામે ગામ પુસ્તકોની ઝોળી ફેરવી, અને નાનું એવું બાળકોનું પુસ્તકાલય શરૂ કરી દીધું, નામ રાખ્યું 'બાલ વાચનાલય.'

આમનું કોઈ સમજણું બાળક નિરૂભાઈને ન ઓળખતું હોય એવું ભાગ્યે જ બને. એમાં આ બાલ પુસ્તકાલય શરૂ થયું.

બાલપુસ્તકાલયની નાની મેડી બાળકોની ભીડથી, કલરવથી ગાજવા માંડી. બે પૈસાની ફી રાખી બાળકો માટે નાટ્ય પ્રયોગો રાખીને એમાંથી પૈસા ઊભા કર્યા. દિવાળી થાય ને બાલ વાચનાલયના કાર્યકરો સાથે ઝોળી ફેરવે.

એમ કરતાં કરતાં તો એ બાલ પુસ્તકાલયમાંથી અનેક પ્રવૃત્તિઓ ચાલવા માંડી.

બાળકો ચોપડી લેવા આવે એટલે એમનો રસ જાણી લ્યે, એમને શું ગમે છે તે જાણી લ્યે, એવી જ ચોપડી એને વાંચવા આપે અને વાંચીને આવે એટલે ભાવપૂર્વક પૂછી જાય.

**બાળકોએ સહૃદય સાથીદાર અને બાલપ્રેમી ગુમાવ્યો છે**





એમ કરતાં કરતાં બાળકોની સ્થિતિ જાણે. ગરીબ હોય એને ભણવામાં મદદ કરે. કુટુંબની સ્થિતિ જાણી લઇને એનાં માબાપ સાથે બે મીઠી વાતો કરે. અને થઇ શકે તો મદદ પણ કરે.

બાલ વાચનાલય તો પછી એવું ફાલ્યું ફુલ્યું કે એમાંથી કુમાર અને કિશોર પ્રવૃત્તિઓ શરૂ થઇ. ખાદી વેચાણ શરૂ થયું. ઉનાળામાં પાણીનાં પરબ બેસાડવા શરૂ થયાં, અને પછી તો મફત દવા આપવાની પણ શરૂ થઇ.

નિરુભાઇએ વાંકાનેર છોડયું ત્યારે તો એ બાલ સંસ્થા વધીને વડલા સ્વરૂપ બની ગયેલી અને વાંકાનેરની તમામ સામાજિક પ્રવૃત્તિઓ એ બાલ વાચનાલય તરફથી ચાલતી.

એ બાલ વાચનાલયનું નામ ત્યારે 'બંધુ સમાજ' પડેલું, અને નિરુભાઇ છુટા થતાં એ સંસ્થાના સંચાલકોને બાળકો કરતા બીજી પ્રવૃત્તિમાં વધુ રસ પડતો તેથી જે બાળકોને નામે એ સંસ્થા મોટી થયેલી તે બાળકો જ વિસરાઇ ગયાં!

નિરુભાઇ એક દિવસ લાહોર ગયા એક સંબંધીને ઘેર જમવા જતાં એ સંબંધીનાં પત્ની ભાવપૂર્વક નિરુભાઇને સમાચાર પૂછવા માંડ્યા. નિરુભાઇને આશ્ચર્ય થયું કે અજાણ્યા પ્રદેશમાં આ બહેન આટલા ભાવથી કેમ આદર સત્કાર કરે છે ને પાછા સમાચાર પણ પૂછે છે!

પેલા બહેન પણ સમજી ગયાં કે નિરુભાઇ મુંઝાયા છે. એટલે એમણે ઓળખાણ આપી કે, 'હું તો તમારી પાસેથી પુસ્તકો લઇ જતી અને તમે મને સમજાવતા, મારું નામ ફલણું, કેમ ભૂલી ગયા?'

નિરુભાઇ તો આશ્ચર્યથી એ બહેનને નાનપણમાં બોલાવતા એ રીતે જ જોરથી કહેવા લાગ્યા કે, 'અરે, ત્યારે તું બોલતી શું નથી?'

નિરુભાઇ પાસેથી આ રીતે આગળ વધેલાં બાળકો તો પછી ઠેરઠેર નિરુભાઇને આશ્ચર્ય પમાડતાં.

નિરુભાઇનો બાલપ્રેમ અદ્દભૂત હતો. ભાવનગરમાં હરિજન આશ્રમ ચલાવતા, ત્યારે નાની ઉંમરના એક આશ્રમમાં રહેતા બાળકને સર્પ કરડ્યો. બાળકને ચેન ન પડે. ઘણા ઘણા ઉપચાર નિરુભાઇએ કર્યા.

બાળકને હેઠો સુવરાવે ને રાડો પાડે. આખી રાત એ બાળકને નિરુભાઇએ ખોળામાં જ બેઠા બેઠા સુવાડી રાખ્યો. બાળક શાંતિથી નિરુભાઇના ખોળામાં જ મૃત્યુ પામ્યો.

એક વખત ઉનાળાની રજાઓમાં, નિરુભાઇ હરિજન બાળકોને પ્રવાસે લઇ ગયેલા. એક નાના વિદ્યાર્થીને ઉઘાડે પગે ચાલતાં ફરફોલા પડ્યા. લાંબો પ્રવાસ, ઉનાળાની ગરમી, લૂ વરસે. નિરુભાઇએ એ બાળકને પગે પોતાનાં ચંપલ પહેરાવી દીધાં. માઇલોના પ્રવાસેથી પાછા ફરતા નિરુભાઇ આશ્રમમાં આવ્યા, ત્યારે એમના પગનાં તળિયાં ચીરાઇ ગયેલાં, ને ઊંડા કાપા પડીને અંદરથી લોહી નીકળતાં હતાં.

માંદગી દરમિયાન પણ એમનો બાલપ્રેમ એવો ને એવો રહેલો, '૪૨ની ભાંગફોડની લાતમાંથી છુપાતાં ફરતા. મુંબઇના ખાર નામના પરામાં રહેતા. ત્યાં સાંજે બાળકોનું ટોળું જમાવીને બગીચે લઇ જતા, ખેલાવતા, કુદાવતા અને વાર્તાઓ કરતા. ફેંટાઓ પાડતા ને હસાવતા.

એમણે પક્ષીઓ અંગે પુસ્તક લખ્યું ત્યારે થયું કે બાળકોને નાનપણથી જ આ જ્ઞાન મળેવું જોઇએ. એટલે વાર્તાઓથી રસ ભરપૂર એવી છ પક્ષીપુસ્તિકા સરળ ભાષામાં લખી.

એમને થયું કે આખા જગતનાં માબાપો પોતાનાં બાળકોને લોકકથાઓથી જ પહેલાં સરકાર પાડે છે. અને એમણે જુદા જુદા દેશોની એવી ૧૮ પુસ્તિકાઓ લખી.

નિરુભાઇના મનમાં હજી તો બાળકો માટે આકાશની કથાઓ, પ્રાણીની કથાઓ, વનસ્પતિની કથાઓ, જંગલની કથાઓ અને એવા બીજા અનેક વિષયોની કથા વારતા બાળકો માટે લખવાની હોંશ હતી. અને એ કથા-વારતા દ્વારા જ્ઞાન વિજ્ઞાન ને સરળપણે શીખવી દેવાના મનસુબા હતા.

પણ શ્રી. નિરુભાઇને ૧૯૪૨ની લડાઇમાંથી ક્ષયની બિમારી લાગુ પડી અને છેવટે ચૈત્ર વદ અમાસના રોજ અવસાન પામ્યા. નિરુભાઇના અવસાનથી બાળકોએ પોતાનો સહૃદય સારથિ અને બાલપ્રેમી ગુમાવેલ છે.



# ઝબકીને વિલીન થયેલું તેજ

**ભૂપત વડોદરિયા**

શ્રી. નિરંજન વર્માના અવસાનથી આપણે એક અચ્છો સાહિત્યકાર ખોયો છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી તેમની તબિયત નાદુરસ્ત રહેતી હતી. નાજુક સ્વાસ્થ્યવાળા છતાં સારા સાહિત્યકાર હોય તેવા દાખલા તો દરેક પ્રાંત કે પ્રદેશમાંથી મળી આવશે. શ્રી. નિરંજન વર્મા એનાં સાહિત્યસર્જનોમાં જ સમાઈ જાય છે અથવા એ જ એની મુખ્ય સિદ્ધિ હતી તેમ માનવું ભૂલભરેલું અને મરહૂમને અન્યાયકારક છે. નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર વચ્ચે જે આત્મીયતા હતી, તે માત્ર બાહ્ય મૈત્રીની નહોતી, અથવા એક જ પુસ્તકના તેઓ માત્ર સહલેખકો હતા એમ પણ નહોતું. તેઓ નાનપણથી સાથે ખેલ્યા કૂદ્યા, સાથે રહ્યા, એટલું જ નહીં, એમના વિચારોમાં, આદર્શોમાં, જીવનદૃષ્ટિમાં એક અજબ પ્રકારની સુસંવાદિતા હતી. અન્યોન્યના પૂરક એવાં એ ગુણે જ એમનું સહકર્તૃત્વ હમેશાં સૂક્ષ્મ લાગે છે. અને કોઈ બાહ્ય અને સ્થૂલ બંધન કે મર્યાદાથી શ્રી નિરંજનનું અને શ્રી. જયમલ્લ પરમારનું કેટલું કેટલું એ નક્કી કરવું મુશ્કેલ છે—મુશ્કેલ શા માટે, અશક્ય જ છે. એમ કરવાનો પ્રયત્ન શા માટે કરવો જોઈએ ?

*

નિરંજનભાઈનો બાલ્યકાળ વીત્યો વાંકાનેરમાં. બાળપણથી જ માનવમાત્રનો જ્ઞાનોદય અને વિકાસ જેને આભારી છે એ જિજ્ઞાસા એમનામાં ઉત્કટ સ્વરૂપે પડી હતી. છ અંગ્રેજી સુધી આમ તો અભ્યાસ કર્યો, પણ સાહિતી પૂછતી પરીક્ષા જ પસાર કરવામાં એમણે એ વર્ષો નહોતા ગાળ્યા. જે કામની પાછળ તેઓ લાગે તેને પૂરું કર્યે જ છોડવાની વૃત્તિ એમનામાં મૂળથી હતી. અંગ્રેજી તો ત્રીજા ધોરણથી તેઓ લખી બોલી શકતા. છઠ્ઠી અંગ્રેજીમાં તો એક અંગ્રેજી કિતાબ વાંચી તેનું અંગ્રેજીમાં અવલોકન પણ લખી નાખેલું !

*

એમની અવલોકન અને અભ્યાસવૃત્તિ પણ જબરી હતી. વિદ્યાર્થી હતા ત્યારથી એમનામાં અન્યાય સામે શિર ઊંચકવાની, સાહસ કરવાની, હક્ક ખાતર લડી લેવાની તમન્ના હતી. ૧૯૩૦ના રાષ્ટ્રીય આંદોલને એ તમન્નાને નિશાન પૂરું પાડ્યું. એમણે અભ્યાસને અધૂરો છોડ્યો. તે વેળાએ તેમનું વય ચૌદેક વર્ષનું લગભગ હશે. તે પછી તો ભાવનગર દક્ષિણામૂર્તિમાં તેઓએ વિનીત સુધીનો અભ્યાસક્રમ પૂરો કરેલો. પણ સાહિતી માગતી પરીક્ષા તરફ તેમને ઊંડો અણગમો હતો. મૂળથી જ તેમણે હંમેશાં શાળામાં પહેલો નંબર રાખ્યો હતો. તેઓ વાંચતા કે ન વાંચતા છતાં એમણે પહેલો નંબર કદીએ ગુમાવ્યો નથી. આમ એક હોશિયાર વિદ્યાર્થી તરીકે તેમણે પોતાનું બુદ્ધિતેજ બતાવવા માંડ્યું હતું. પણ એ દરમિયાન એમણે નાની મોટી પ્રવૃત્તિઓમાં, હરીફાઈમાં પોતાની શક્તિ બતાવીને અનેક ઈનામ બક્ષીસો હાંસલ કરેલા. પાઠ્ય પુસ્તકો ઉપરાંત ઘરખર્ચ પણ આમાંથી જ કાઢવો પડતો !

ત્યારે તો ધાર્મિક સાહિત્ય તરફની એમની અભિરુચિ પણ ઑર હતી. એમની માતા સ્વામીનારાયણ સંપ્રદાયના ભક્ત હતા. નિરંજનભાઈએ ઉપનિષદોથી માંડીને સહજાનંદ સુધીનું બધું ધાર્મિક સાહિત્ય વાંચી કાઢ્યું હતું શાળામાં સંસ્કૃતને તેમણે ઇતર ભાષા તરીકે જ નહોતી ગણી. સંસ્કૃત અને તેના સાહિત્યનો ઊંડો અભ્યાસ એમણે કર્યો હતો ! આટલું બધું એમનાથી શક્ય હતું કારણ કે એમની સ્મરણશક્તિ તીવ્ર હતી અને એમની વાચનની ઝડપ, ગ્રાહ્યશક્તિ વિસ્મય પમાડે તેવા હતા.

**છ અંગ્રેજી સુધીનો અભ્યાસ કરેલો છતાં સાહિતી પૂછતી પરીક્ષા પસાર કરવામાં જ એમણે એ વર્ષો નહોતાં ગાળ્યાં !**





રોટીક યોજનાના દિવસો હતા એ. પ્રજામાં રાજકીય જાગૃતિ આણવા માટે અને બાપુજીની વિચારસરણી પ્રમાણે જીવનઘડતર કરવાની નેમ હોઈ ગ્રામપ્રજાના સંપર્ક માટે તેમણે ગામડાઓમાં રખડવાનું શરૂ કર્યું. ત્યાં જે કંઈ અનુભવો થયા તે એકવાર તેમણે 'ફૂલછાબ' અઠવાડિક પર રાણપુર મોકલ્યા. મેઘાણી એ વાંચીને મુગ્ધ થઈ ગયા. તેઓ અવારનવાર આ પ્રકારના સ્વાનુભવો મોકલતા રહ્યા. મેઘાણીભાઈએ એ જુવાનોની શક્તિ પિછાની, 'ફૂલછાબ'માં જોડાવા માટે આમંત્રણ આપ્યું. પત્રકારત્વ એ આ જુવાનોનું લક્ષ્ય નહોતું. ગ્રામપ્રવાસ અને બીજી રાષ્ટ્રીય પ્રવૃત્તિ માટે આંટતું ગોપીચંદન ઘસવાના એ દિવસો હતા. રજવાડામાં રચનાત્મક પ્રવૃત્તિ પણ અશક્ત થઈ પડે એવા એ દિવસો હતા.

રાજકોટ સત્યાગ્રહ પછી સૌરાષ્ટ્ર પર ઠંડીનું મોજું ફરી વળ્યું હતું. રાષ્ટ્રીય પ્રવૃત્તિઓ ઝાંખી પડી, પ્રજાનો પ્રાણ સળવળ્યો ને વળી પાછો નિદ્રિત થઈ ગયો.

આ બધી પરિસ્થિતિ અને સંજોગોમાં તેઓ 'ફૂલછાબ'માં જોડાયા.

લગભગ એકએક વિષયમાં રસ જગાડ્યો હતો. છતાં કુદરત સાથે એમની મૈત્રી અનન્ય હતી. પ્રકૃતિપ્રેમ આ જુવાનોને તારાઓમાં પણ અને પંખીઓમાં અજબ રસ જાગ્યો હતો. તેમની એ જીજ્ઞાસાએ એમને તારાઓના અને પંખીઓના મિત્રો બનાવ્યા. રાત પડે ને એમને માટે જાણે દિવસ ઊગે. એમની પાસે કોને માટે સાધનસામગ્રી નહોતી. એમણે આકાશનિરીક્ષણ અને પોતાની સૂઝથી એ બધું જાણ્યું પિછાણ્યું. આકાશ વિજ્ઞાનના ઉપલબ્ધ પુસ્તકોએ ખુટતા અંકોડા પૂરા કર્યાં હશે. મેઘાણીભાઈએ એમની પાસે પડેલી આ વસ્તુઓને ઓળખી. એમણે એમને બધું લખવા પ્રેર્યા. તારાઓ પર અને પશુ પંખી પર લેખમાળા શરૂ થઈ. 'જમવિજય'ના ઉપનામે લખાતી એ લેખમાળા લોકપ્રિય બની અને કદર કરતાં કેટલાક સન્માન્ય અભિપ્રાયો પણ પામ્યા.

ઉપરાંત તેમણે લોકસાહિત્યના વિવિધ પાસાંઓ જેવા કે લોક તહેવારો, ભજનો, મરસિયા વગેરે પર સંશોધનાત્મક લેખમાળાઓ લખેલી.

૧૯૪૨નો સ્વાતંત્ર્ય સંગ્રામ જાગ્યો. ફરી પાછી મૂળ પ્રવૃત્તિ આવી પડી. તેઓ એમાં જોડાયા. તેમની પાછળ પોલીસો પડેલી. એટલા ઉલ્લેખપરથી એમની ઘણીખરી પ્રવૃત્તિઓનો આછેરો ખ્યાલ આવી જશે.

એ પછી રાષ્ટ્રભાવના સાથે તેના વિકાસના દંશનું સાવ સાચું આલેખન 'ખંડિત કલેવરો'માં એમણે કર્યું એ પુસ્તકમાં દંભની હાસ પાછળની પામરતા, માનવીના સમાજજીક અને આંતરિક જીવન વચ્ચેનો જમીન આસમાન જેવો તફાવત એ બધું એમણે હાસ્ય અને કટાક્ષની ભાષામાં આલેખ્યું તે પછી 'અણખૂટ ધારા' બહાર પડી.

'૪૨નો સંગ્રામ ત્યારે નિષ્ફળ ગયો અને તેમણે મુંબઈ લાણી પ્રયાણ કર્યું. ત્યાં રૉયલ એશિયાટીક ઇન્સ્ટીટ્યુટની દોસ્તી બાંધી. પુસ્તકોનું અધ્યયન શરૂ થયું, લોકસંપર્ક તો મૂળથી જ હતો. એ સંપર્કને પરિણામે લોકકથાઓ તરફનો તેમનો પ્રેમ અને સામગ્રી પણ વધ્યાં. જુદા જુદા પ્રાંતોની લોકકથાને એકઠી કરવાનું કામ તેમણે એ દિવસોમાં કર્યું.

સહજ એવી એમની જીજ્ઞાસાવૃત્તિએ એ દુર્ઘટ કામ હાથ ધરાવ્યું. લોકકથાઓનું વર્ગીકરણ કરી, મઠારી સંસ્કારી-એના મૂળ આત્માને પકડવાનો હતો. એ લોકકથાઓને કિશોરો સમજી શકે તેવી સરળ સુંદર ભાષાશૈલીમાં રજૂ કરવાનું કાર્ય તેમણે કર્યું.

તે પછી સુભાષબાબુના આઝાદહિંદ ફોજના રોમાંચક ઇતિહાસની વિગતો કોઈ અગણ્યા કિંમતી ખજાનાની પેઠે બહાર આવવા લાગી. લાલા ઉત્તમચંદના પુસ્તકનો 'સરહદ પાર સુભ.ષ'ના નામે અનુવાદ કર્યો. શાહનવાઝને મળવાનું શક્ય બન્યું. શાહનવાઝની વાતોને એમણે અદ્ભુત પકડથી ઝીલી લીધી અને 'શાહનવાઝની સંગાથે'નો જન્મ થયો. મલાયાવાસી કેટલાક હિંદીઓને મળવાનું થયું અને ઘણા પરિશ્રમને અંતે સર્જ્યું: 'કદમ કદમ બઢાયે જા,' કદમ કદમ



બહારો જા' નો એક જ ભાગ લખાયો છે. એ નવલકથા ખૂબ જ વાસ્તવિક બની છે. કેટલેય દૂર બેઠે બેઠે ત્યાંનું આટલું સુબદ્ધ વાતાવરણ સર્જવાની એમની સર્જકશક્તિ માન ઉપજાવનારી છે. કોલરીજની 'કુબ્લાખાન' ની અપૂર્ણ રહેલી કવિતામાં જેમ મીઠાશ છે, તેમ આ અપૂર્ણ નવલકથામાંયે એવી મીઠાશ અને માધુર્ય છે. તે પૂરી થતાં કેવી બનત તે તો કોણ કહી શકે?

ઉલ્લે ૧૯૪૭માં મેઘાણીભાઈનું અવસાન થતાં 'સ્મરણાંજલિ'નું તેમણે સંપાદન કર્યું.

તબિયત લથડી અને તેઓ આરોગ્યવરમ્ ખાતે રહ્યા. માંદગીને બિછાને પડ્યા પડ્યા પણ જ્યારે જ્યારે સમય મળે ત્યારે વાચનનું કાર્ય તો ચાલું જ રહ્યું છે. છેલ્લા દિવસ સુધી એ એમણે છોડ્યું ન હોતું.

એમણે ઘણાં પરિશ્રમે ભજનોનું સાહિત્ય એકઠું કર્યું છે. પરંતુ એ બધું હજુ સંશોધન અને સમારકામ માગે તેવું છે. જયમલ્લ પરમાર એ કાર્યને પૂરૂં કરશે તેવી સહજ શ્રદ્ધા રહે છે. એ ભજનોની લોક–સાહિત્ય સંશોધનની દૃષ્ટિએ ઘણું મૂલ્ય છે. 'ધરતીનો સાદ' નામની એક અધૂરી નવલ પડી છે. તે પણ પૂરી થાય તો સારૂં તેમ રહ્યા કરે છે. આ સિવાય પાર વગરનો 'કાચો માલ' પડ્યો છે, પણ અફસોસ! એનો ઉદ્ધાર અનેક કારણોને લીધે શક્ય બને તેમ લાગતું નથી.

તેઓ આજે આપણી વચ્ચે નથી પણ તેઓ અક્ષરદેહે તો હજુ જીવંત છે. અને રહેશે. એમના પુસ્તકો દ્વારા જેઓ એમનો પરિચય પામ્યા છે તેઓ પણ તારાના ઉન્મેષમાં, પંખીઓના ગાનમાં, લોકકથાના કોઈ તારમાં એમનાં સ્મરણોને જીવંત સ્વરૂપે જોશે.

☆



નિરૂભાઈ : માંદગીના છેલ્લા દિવસોમાં

# સ્વ. નિરંજન વર્માની નવલકથાઓ

અનંતરાય રાવળ

વનના એ ચાર ક્ષેત્રમાં પોતાની શક્તિ બતાવી ચૂકેલા આશાસ્પદ તેજસ્વી જુવાનોની જીવન-લીલા તેમની શક્તિઓનો પૂરો લાભ મળે એ પહેલાં અચાનક અકાળે આટોપાઈ જાય એ બિના કેટલી દુઃખદ છે! શ્રી. નિરંજન વર્માનું અવસાન એ એવી એક દુઃખદ ઘટના છે. એમના જવાથી એમના નિત્યના મેરુ શ્રી. જયમલ્લ પરમારને પોતાની એક પાંખ તૂટી ગયા જેવું થયું હશે, પણ બીજાઓની ખોટ પણ તેથી ઓછી નથી હોય. પોતાની સ્વાતંત્ર્ય લડતનો એક સૈનિક અને સૌરાષ્ટ્રની ભૂમિએ પોતાનો એક ભાવનાશાળી તેજસ્વી જુવાન ગુમાવ્યો છે જ, પણ ગુજરાતી પત્રકારત્વ અને સાહિત્યે એક સારો પત્રકાર અને લેખક ખોયો છે. દેશની મુક્તિની લડતના એક લડવૈયા હતા ત્યાંસુધી તો એ કાર્યને જ વરેલા એ જુવાને પાછળથી પત્રકાર બની જે કલમ-બાજી શરૂ કરી તે તેને સાહિત્યના ક્ષેત્રમાં પણ લઇ ગઈ. અને પછી આવી પડેલા જીવલેણ વ્યાધિ દરમ્યાન તેની પાસે ઘણાં પુસ્તકો પણ લખાવી ગઈ. શ્રી. જયમલ્લ પરમારના સહયોગમાં લખેલાં એ પુસ્તકોમાં જીવનચરિત્રો છે, હાસ્યલેખો છે, પંખીઓ અને આકાશી સૃષ્ટિની વૈજ્ઞાનિક સામગ્રી છે. ભારતના પ્રાંત પ્રાંતની લોકકથાઓ છે અને ત્રણ નવલકથાઓ પણ છે. તેમાંથી એમની ત્રણ નવલકથાઓ, ગુજરાતે એમના સ્વર્ગવાસથી એક કેવો દાખવી દેથી વધુ સિદ્ધિની શક્યતાઓ દાખવતો આશાસ્પદ વાર્તાકાર ગુમાવ્યો છે એ બતાવવા સારુ, અત્ર જોઈ જવાનું વિચાર્યું છે. એ ત્રણ કથાનાં નામ: 'ખંડિત કલેવરો,' 'અણખૂટ ધારા' અને 'કદમ કદમ બઢાયે જા'.

## ખંડિત કલેવરો

ઇ. સ. ૧૯૨૧–૨૨ની અસહકારની લડતે તેમ જ ૧૯૩૦ની તેવી જ લડતે રાષ્ટ્રીય કામ કરનારા જાહેર કાર્યકરોનો એક વર્ગ આપણે ત્યાં જન્માવ્યો છે. આવા રાષ્ટ્રીય કાર્યકરો કે સૈનિકોનું જીવન આપણે ત્યાં બહુ મોટા પ્રમાણમાં કથાવિષય બન્યું નથી. આ પુસ્તકમાં જુવાન લેખકોએ છેલ્લાં પંદરેક વરસનાં પોતાનાં સૈનિકજીવનનાં સંભારણાંમાંથી કેટલોક ભાગ લઇને તેની વાર્તા બનાવી છે. આમાનો કનુ આ કથા પૂરતા તો બે ખોળિયાં પણ એક આત્મવાળા ને બે કલમ પણ એક આશયવાળા કથા લેખકોનો જ પ્રતિનિધિ છે.

પોતે વીતાવેલા પંદરેક વરસના સૈનિકજીવનને અંતે સિંહાવલોકન કરી જઈ એના બલાબલનો તથા કાર્યકરોની સિદ્ધિઅસિદ્ધિઓનો સાચો ક્યાસ કાઢી જોવાની ઇચ્છા એમને થઇ આવી છે, ના સંજોગોએ એવી ઇચ્છા એમનામાં પેદા કરી છે. એને માટે, હના તો પોતે ય 'માંહી પડેલા,' પણ હવે પ્રવાહની બહાર નીકળી–તટસ્થ બની પ્રવાહને તથા તેમાં પડેલાઓને જોવાનું કરે છે. તત્કાળ આવેશનો ડોળ બધો આછરી ગયો છે એવે અત્યારને સમયે આ રીતે પાછળ જોતાં એમને અનેક જુવાનોની તે વેળાની મુગ્ધ ભાવના દૂધના ઉફાળા જેવી, એમનાં સ્વપ્નાં કાચાં, એમનું સિદ્ધાંતઝનૂન નવા જ મુંઝાયેલાનું, એ બધાના મિથ્યાણમાંથી પ્રગટેલું એમનું વીરત્વ તેજસ્વી છતાં ક્ષણિક, અને એમની ભાવિ યોજનાઓ ટૂંકી દૃષ્ટિની, લાગે છે. આ બધું છડેચોક કહી નાખવાનું લેખકોને જરૂર મન હશે, પણ 'દેશને જેની જરૂર છે એવા' એ જૂના સૈનિકોને 'ઘર, ગૃહિણી ને ઘોડિયાં પકડીને' બેસી રહેલા તેમ જ 'જીવનક્ષેત્રમાં મુંડી નીચી નમાવીને બેઠેલા જોઈને તો તે એવા અકળાઈ ગયા છે કે આ બીજી વાતે જ એમનું ધ્યાન વિશેષ જકડી લીધું છે. એ માટે લેખકોને કાર્યકરોનાં પ્રણય-જીવન તથા પરિણીત જીવન જવાબદાર કે ગુનેગાર

**ભાઇ નિરંજને આ નવલકથા ત્રિપુટીમાં નોંધપાત્ર શક્તિ બતાવી છે અને તે આપણી વચ્ચે વધુ વખત રહ્યા હોત તો એથી સવાઇ નવલકથાઓ તેમની પાસેથી ગુજરાતને મળ્યા વિના રહેત નહિ.**

જણાતાં, તેમણે કનુને આ કથામાં મુખ્યત્વે અનેક કાર્યકરોની પ્રણયલીલા અને લગ્નજીવનનો દ્રષ્ટા, સાક્ષી અને ટીકાકાર બનાવી દીધો છે. એવા જીવન તરફ એમને લઈ જનાર એમનામાં બીજરૂપે રહેલી ઉપર સૂચવાયેલી નબળાઈઓ કે પ્રકૃતિદોષો ય સાથોસાથ સૂચવ્યાં છે.

પણ ડાયરીનોંધ કે સ્વાનુભવકથાની સીધી રીતે સાચી વ્યક્તિઓ ને તેમના જીવનપ્રસંગો વિષે લખવું, તેમાં ય તેમના પ્રણયજીવન કે ગૃહસંસાર—જે તો કોઈ-પણ વ્યક્તિના જીવનના એ પોતે જેને ખાનગી, ગોપ્ય અને બીજા કોઈ માટે અસ્પર્શ્ય માનતી હોય છે તેવા અંશ ગણાય—ની તેમ જ તેમના સૈનિકજીવનની કેટલીક નબળાઈઓની વાત કરવી એ સુરુચિની તેમ વ્યવહાર બંને દૃષ્ટિએ વર્જ્ય જણાયાથી લેખકોએ નવલકથાના સાહિત્યપ્રકારની મદદ લીધી છે એ સ્પષ્ટ છે. આમ કલ્પન (Fiction) નો આશ્રય લેતાં પાત્ર-ભૂત વ્યક્તિઓના સ્વભાવલક્ષણોમાં થોડાં સરવાળા બાદબાકી કરવાં પડે, તેમના જીવન પ્રસંગોમાંથી કેટલાક જ ચૂંટી તેનું આલેખન જરા ઘેરું કરવું પડે, વાસ્તવમાં કલ્પનાની સર્જકલીલાનો તેમ જ ભાષા જેટલી આપી શકે તેટલી મદદનો આશ્રય લેવો પડે —અને તેમ તેમણે કર્યું પણ છે. દાખલા તરીકે, આચાર્યજીના આપઘાતની તેમ જ ચંદનબેનના આપ-ઘાતના ત્રણ ત્રણ પ્રયત્નોની વાતને અતિશયતાનો પાસ લાગેલો છે. બીજાં પાત્રો ને તેમના પ્રસંગોના આલે-ખનમાં ય રંગ વધુ પડતો ઘાટો કર્યો છે.

કથાનું નવલકથાસ્વરૂપ સ્વ. મેઘાણીકૃત 'સોરઠ, તારાં વહેતાં પાણી'ની યાદ આપે તેવું બની ગયું છે. એ કૃતિમાં તેનો તરુણ નાયક એક પછી એક આવતા તેજસ્વી વ્યક્તિવિશેષોની પરંપરાનો મુગ્ધ દ્રષ્ટા બને છે, તેમ આ 'ખંડિત કલેવરો'માં પણ કનુ પોતાના અનેક મિત્રો ને સાથી-ઓના વહેતા જીવનનો દ્રષ્ટા અને સમીક્ષક બન્યો છે. અહીં નાયક કોઈ નથી અને સૌ પાત્રોને એક સરખું મહત્ત્વ મળી આ કથા સમૂહની કે પ્રવાહની કથા બની છે.

કથાના પ્રવાહનો ગાળો છે બારસો પંદરેક વર-સનો, અને અહીં પરણવાનો પ્રશ્ન ટાળવા રસિકના લગ્ન નિમિત્તે લીંબડી જવા ઘર છોડતા કનુનું ત્યાર-પછીનું પરિભ્રમણ જે કથાની પ્રત્યક્ષ વસ્તુ છે, તે તો વરસ સવા વરસના જ ગાળાનું જ છે. પરિણામે, કનુને ઘડીયે ઘડીયે વર્તમાનમાંથી ભૂતમાં અને સ્મરણ પ્રદેશમાં સરી જવું પડે છે. અત્યારે પ્રત્યક્ષ જોવામાં આવતાં સાથીઓનાં વલણ, વર્તનને જીવનનો ખુલાસો મેળવવા તેમ જ તેનો પૂર્વતંતુ સાધવા એને એમ કરવું પડે છે. આથી કથામાં પ્રત્યક્ષ કાર્ય (action) ઓછું, અને વર્તમાનની કથા કરતાં ભૂતકાળની સ્મરણકથા વિશેષ, એમ બન્યું છે. વાચકોને ય કનુની સાથે સ્મરણયાત્રા મારતે ઘોડે ખૂબ કરવી પડે છે. પણ ભૂતને વર્તમાન જોડે સાંકળાવની કાળજી તથા કૌશલ અત્ર દેખાડાયાં છે; તેમ બીજી બાજુ, ઝપઝપ આવતાં એ સ્મરણો દ્વારા નિરૂપાતા પ્રસંગોનું એવું, નાટ્યાત્મક પુનઃસર્જન લેખકોએ કરેલ છે કે ભૂત ને વર્તમાનના સીમાડા એટલા વખત પૂરતા લોપાઈ જતા લાગી તે પાત્રોની સળંગ કથા જ નિરૂપાતી જણાય છે, અને એથી ઉપરની મર્યાદા બહુ ખૂંચતી નથી.

આમ છતાં કથા વિશૃંખલ બની નથી. એમાં એક સ્પષ્ટ વ્યવસ્થા ને ધ્યેયગૂંથણી દેખાય છે. પહેલાં બે પ્રકરણમાં 'નથી પરણવું' કહેતા કનુને કાને વાતો ય આવે છે અનેક ઓળખીતાંઓનાં કલે-શમય પરિણીતજીવનની. ત્રીજાથી એકવીસમા પ્રક-રણમાં એ આચાર્યજી, રમેશ, પ્રાણભાઈ, વિનુભાઈ, રસિક, ધીરુ, હિનુભાઈ આદિનાં કારુણ્યગર્ભ લગ્નો-ત્તર દાંપત્યજીવનનો તેમ જ હરિભાઈ, વીણા, રમણ-ભાઈ, આદિનાં ચંચલ પ્રેમજીવન યા વિજાતીય આક-ર્ષણનો દ્રષ્ટા કે જ્ઞાતા બને છે, જે અનુભવ એના ન પરણવાના વિચારને દૃઢાવે એવો છે. છેલ્લે છેલ્લે રાજુના મિલન અને મૃત્યુનો પ્રસંગ તેને શુદ્ધ પ્રણ-યનો પ્રત્યક્ષાનુભવ કરાવી, એનું જ સુખદ સ્મરણ હૈયામાં ઘોળ્યા કરવા હવે તો જીવનમાં ન જ પરણ-





વાનો એની પાસે જાણે નિશ્ચય કરાવતો જાય છે. કનુ પોતાના સ્વપ્નદર્શનમાં નવલના અંતમાં એની માને જે કહે છે—'બા! બધાનાં શમન જોઈ આવ્યો : તો ખરો, પણ એ બધા પરણ્યા છતાં પરણ્યા જ છે કે કેમ અને હું ન પરણવા છતાં શું નથી પરણ્યો એવો મનમાં ગોટાળો વધતો જ આવ્યો છે' (પૃ ૩૧૬)—તે જાણે આ આખી કથાનો કેન્દ્રવર્તી સાર છે. કથાનું પહેલું વાક્ય ને લગભગ છેલ્લું વાક્ય પણ 'નથી પરણવું' છે એ આખી કથાને એક પ્રકારની સુયોજિત ધ્યેયલક્ષિતા આપી દે છે. 'સત્યના પ્રયોગો!' એ પ્રસ્તાવના કહે છે કે 'આખી નવલને લગ્ન અને ગૃહજીવનના સળગતા સનાતન પ્રશ્નાર્થરૂપે જ પૂરી કરી' તે વાત આમ સાચી છે. કોઈ એક બે પાત્રોના વિકાસ પર નહિ, પણ આ પ્રશ્નને મધ્યમાં રાખી તેના દોરમાં પાત્રો ને પ્રસંગોને ગૂંથવા પર પોતાનું બધું ધ્યાન એકાગ્ર કરતી આ પ્રશ્નગર્ભ નવલકથા એથી કેટલેક અંશે બની ગઈ છે.

આમાં નવાઈ જેવું એ છે કે કનુ કયારેક ગંભીરતાપૂર્વક ઉપરના પ્રશ્નની સઘળી છણાવટ કરતો આમાં જણાતો નથી. એ તો બધો વખત હસતો મશ્કરો જ રહ્યો છે. બનાવો તથા પાત્રોનાં વાણીવર્તનનું એણે જે ભાષામાં ને જે દૃષ્ટિએ વર્ણન કર્યું છે, તેમ જ એના પરની પોતાની રમત—પણ વાચકોને માટે જેની છૂટ છે—એવી ચાલુ ટીકામાં રોળ, ટીખળ ને કટાક્ષની જે છૂટથી એણે લ્હાણી કરી છે, તે ધ્યાનમાં લેતાં આ કથામાં પ્રતીત થતી એમની હાસ્યસિદ્ધિ માટે લેખકો આ કારણે કદાચ ઘણા વાચકોનાં અભિનંદન જીતી જશે. આછા ને ગંભીર પ્રકૃતિના કેટલાક વાચકોને પ્રથમ દૃષ્ટિએ કથામાંનો કનુ ક્રૂર મશ્કરા જેવો કે શ્રદ્ધાહીન વાંકદેખા જેવો લાગવાનો આ કારણે સંભવ છે, પણ સાચું ને ઊંડું જોતાં એમ નથી. 'સત્યના પ્રયોગો'માં 'હું' ને કાનમાં કહી નાખે છે એમ એ પોતે બહારથી જેવો દેખાય છે તેવો અંતરથી નથી, અંતરમાં તો 'રૂદિયો રૂવે ને માંયલો ભીતર જલે' એવી એની સ્થિતિ છે. આ હાસ્ય ને મજાકખોરી તો બુરખો છે.

ખરી રીતે એની વેદના વિનોદ વાટે વહી છે આ બાબતમાં આ કથા રા. મુનશીની 'સ્વપ્નદ્રષ્ટા' નવલકથાની યાદ તાજી કરાવે છે. તેમાં અત્યંત ભાવનાશાળી, ઉત્સાહી ને સાચા દેશભક્તને પોતાના સાથીઓના ભાવનાભ્રંશથી જે સંતાપ થાય તે સંતાપ તથા કાવાદાવા હાસ્ય વાટે બહાર કઢાવ્યાં છે, તેવું અહીં પણ થયું છે. ભાવનાશાળી રાષ્ટ્રસેવકો ભાવના તથા સિદ્ધાન્તને છેક સુધી આચરી ન શકે, કામિનીના આકર્ષણમાં ઘડીકમાં સરકી પડે, પત્નીને દેશની લડતમાં સૈનિકાઓની ભરતી કરવાની વાત કરે અને પછી તો કલેશગર્ભ લગ્નજીવનના કાદવમાં વધુ વધુ ખૂંપતા જઈ દેશના કાર્ય માટે ઉત્સાહમંદ બની દેશના મટી જાય, એવી પરિસ્થિતિના પડદા દર્શને દેશહિતકામી કર્તામાનસને ખૂબ ઉદ્વિગ્ન કરેલ છે. કથાના હાસ્યને આમ લેખકોના હૃદયમાંની વરાળ સાથે સીધો સંબંધ છે.

'રે આંખ! તું તો આવું ન દીઠાનું જ દેખ્યા કરે છે ને?' (પૃ. ૭૨) એમ એમની આંખને ટોકવા જેવું નથી એકલા વાંકદેખા કે છિદ્રાન્વેષી જન એ નથી એની સાબિતી એમણે લતાબેન ને ચંપાબેનનાં ગૃહજીવનની તેમ ભાઈલાલના અને રાજુના પ્રેમની મીઠી વીગતો પણ બતાવી છે તે જ આપી દે છે. મટરમુકાદમી જ કરનાર 'જીવન-શિલ્પીઓ' ન લખે. એ પુસ્તકમાં કાઠિયાવાડના પ્રથમ જાહેર કાર્યકરોને ઓળખાવી તેમના ગુણોને તથા સિદ્ધિઓને અંજલિ આપી છે. અહીં 'ખંડિત કલેવરો'માં જુવાન સૈનિકોના દોષદર્શનો બતાવ્યાં છે. બન્ને સ્થળે એમની દૃષ્ટિ રાષ્ટ્રહિતલક્ષી જ રહી છે.

એમ સમજાય છે કે લેખકોને સૈનિકજીવનની જવાબદારીઓ વિશે મોટો ખ્યાલ છે ગાંધીજીએ નિર્દેશેલા સિદ્ધાન્તો મુજબ જીવી બતાવીને રાષ્ટ્રસેવા બજાવવા જઈ પ્રજાને માર્ગદર્શન જે વર્ગે આપવાનું છે, સમાજની આકાંક્ષાઓ, પ્રગતિ ને પ્રવૃત્તિઓ જેના જીવનમાં આકાર લેતી હોય છે, અને તે કારણે જેમના જરા જેટલા દોષ કે સ્ખલનની સમાજ પર

તેમ રાષ્ટ્રકાર્ય પર ગંભીર અસર થવાનો સંભવ વધારે, તે આ રાષ્ટ્રીય સૈનિકોના વર્ગની પ્રત્યેક વ્યક્તિ પોતે કાચના ઘરમાં વસે છે એ નિત્ય યાદ રાખવું જોઇતું સત્ય જેટલા પ્રમાણમાં વીસરી જાય તેટલા પ્રમાણમાં એ રાષ્ટ્રહિતને નુકસાનકારક છે એવી લેખકોની દૃઢ માન્યતા અહીં વ્યક્ત થાય છે.

રાષ્ટ્રીય પ્રવૃત્તિઓનું આવું સિંહાવલોકન ને પરીક્ષણ પ્રથમ તો પ્રજાના દેશહિતચિન્તક પણ લાગણીપ્રધાન લોકોને નહિ ગમવાનું, પણ એ જરૂરનું તો જમાને જમાને થઇ પડે છે. આત્મપૃથક્કરણ ને તે દ્વારા સ્વદોષનિવારણ વિના કોઇ પ્રજાની પ્રગતિ નહિ. 'ઘરે–બાહિરે', 'સ્વપ્નદ્રષ્ટા' અને 'છાયાનટ' જેવાં પુસ્તકો આ દૃષ્ટિએ આવકાર્ય ગણાવાં ઘટે.

લેખકોએ પંદર વરસના સૈનિકજીવનની ઝડતી લઇને તેના ખાસ કયા દોષ પકડ્યા ને અહીં નિરૂપ્યા? કથા આગળ ધરે છે બે જ બાબતોને, સૈનિકોના પ્રેમજીવનને તથા પરિણીતજીવનને. ખરું જોતાં તો એક જ દોષ અહીં નિરૂપ્યા છે, તે છે કાર્યકર જુવાનોની, તેમની ધ્યેયનિષ્ઠાને વિચલાવે નહિ તો મંદ તો જરૂર કરી નાખે એવી, જુવાન છોકરીઓ પરત્વે લપસણી સુંવાળી વૃત્તિ, એ વૃત્તિને લીધે જ વિનુભાઈ નથા તથા પ્રાણભાઈ જેવાં પાત્રો લપસીને લગ્નોત્સુક બને છે; અને એ જ વૃત્તિને કારણે યુવતી-જનસંસર્ગ એ રમણભાઇનું તથા હરિભાઈનું મુખ્ય લક્ષણ બની ગયું છે. આ વાતને જ લેખકો સપાટામાં લેવા માગતા લાગે છે. પ્રાણભાઈ, વિનુભાઈ, રસિક, આચાર્યજી, રમેશ, હિતુભાઈ, ધીરૂ, આદિ પાત્રોનાં લગ્નોત્તર ગૃહજીવન સુખી નથી, પણ તેને માટે એમના કરતાં એમની પત્નીઓ વિશેષ જવાબદાર છે એટલે ત્યાં એ સૈનિક–પાત્રો પોતે દોષિત નથી. દોષિત ગણાય તો પ્રેમમાં ને લગનમાં પડવાનું કરીને આ દુઃખ નોતરવા પૂરતા દોષિત ગણાય. લેખકો આથી જ એ પુરુષ પાત્રો પ્રત્યે સહાનુભૂતિ બતાવે છે. બીજી બાજુ, શુદ્ધ પ્રણયની સુગંધ તેઓ જાણે છે જ, ને તે અપરિણીતોમાં લાધલાલ તથા રાજુનાં પાત્રો દ્વારા તેમ જ પરણેલાંમાં લીલાબેન ને ચપાબેનનાં પાત્રો દ્વારા એમણે યથાવકાશ મહેકાવી છે.

'જીવનશિલ્પીઓ' અને 'આપણે આંગણે ઊડનારાં'ના જોડિયા લેખકોનો સર્જક સાહિત્યપ્રકારના લેખનનો આ પહેલો પ્રયાસ છે, એ જોતાં તેમણે મેળવેલી સિદ્ધિ ઓછી નથી. તેમણે પોતાની કલમનો વિકાસ અહીં અચૂક બતાવી આપ્યો છે. ભાષાની સરળતા, અને વેગીલી પ્રવાહિતા આ કથાનું એક આકર્ષણ છે, તો પ્રફુલ્લ હાસ્યની છેક સુધી સફળતાપૂર્વક જાળવી શકાયેલ જમાવટ ને હળવાશ એનું બીજું આકર્ષણ છે. વર્તમાનનું પ્રત્યક્ષ કાર્ય ઓછું ને સ્મરણાલેખન વિશેષ એમ છતાં પ્રસંગનિરૂપણની નાટ્યાત્મકતાને લીધે આખી કથા સાદ્યન્ત રસવાહી બની છે એ પણ લેખકોની નાની સિદ્ધિ નથી. સૌને એનું વાચન એકસરખું રસપ્રદ કે આકર્ષક નહિ લાગે. કોઇને એનું નવલસ્વરૂપ કલાવિધાનની દૃષ્ટિએ મોળું લાગશે તો ગંભીરપ્રકૃતિ સજ્જનોને એમાંનું હાસ્ય વાયડું લાગશે. રાષ્ટ્રીય કાર્યકરોની દોષબાજુ જનતા સમક્ષ મૂકવાથી રાષ્ટ્રકાર્યને હાનિ પહોંચે એમ માનનાર વર્ગને એ અસંતુષ્ટ કરશે, તો આળોતિયાં જાહેરમાં ધોવાતું માત્ર સુરુચિની દૃષ્ટિએ પસંદ ન કરનાર વર્ગની સુરુચિને એ જરાક દુભવશે, અને એનાં પાત્રોના ચહેરામાં પોતાનો અણસાર શંકનારને એ ખીજવશે ય તે. પણ આવા સંભવો લેખકોની જાણ બહાર નથી. એથી જ તો પોતે 'બિનકેફે, સાવધપણે ને અક્કલહુશિયારીથી આ નવલ આલેખી છે' એમ કહી નાખી એના પરિણામ વિશે તે બેફીકર બની બેઠા છે.

*

## અણખૂટ ધારા

ઇ. સ. ૧૯૪૨ ના ઑગસ્ટના બનાવોએ જગાડેલ પ્રચંડ રાષ્ટ્રક્ષોભ અને તેના આનુષંગિક પ્રવૃત્તિપ્રવાહો અને આંદોલનોને આ કથામાં શ્રી. નિરંજને અને જયમલ્લ પરમારે વાર્તાવિષય બનાવ્યાં છે, કથાનો પ્રારંભ મુંબઇ–અમદાવાદને જાણીતા





કોમી કુશલતાથી કર્યો છે પણ તેમાં કેન્દ્રવર્તી પ્રસંગો અને વાતાવરણ છે બેંતાળીસના ઓગસ્ટની નવમી તારીખ પછીની લડતનાં જ. ગાંધીજીનું 'કરેંગે યા મરેંગે' એ સૂત્ર, લડતે લીધેલું સ્વરૂપ, અને તેને પ્રેરતી મનોદશા સમજાવવાનો સનિષ્ઠ પ્રયાસ એમાં થયો છે. ગાંધીજી-બોધિત અહિંસા અને તેની પાળ તોડી ધસી આવેલી ભાંગફોડની પ્રવૃત્તિ એ બન્નેનું વસ્તુસ્થિતિના ચિત્ર કે પ્રતિબિંબ તરીકે એમાં કેવળ વાર્તાભાવી નિરૂપણ જ નથી, સૈદ્ધાન્તિક ભૂમિકાથી તેની તપાસણી ને ચર્ચા પણ કરવામાં આવી છે. ગાંધીજીની પદ્ધતિએ કામ કરતા સુધીર અને શાંતિભાઇની સામે જીતુ, કુસુમ, રાયમલ આદિને મૂકી તેમનાં કાર્યો, વાણી અને સંવેદનો દ્વારા આ કાર્ય સાધવામાં આવ્યું છે. સુધીરની જીતુ અને રાયમલ સાથેની ચર્ચાઓ આ સબંધમાં જોવા જેવી છે. કથામાં આખરે જીતુને એની પદ્ધતિની લડતમાં નિષ્ફળ થતો અને ઘણા સાથીઓના ભોગ પછી એકલો પડી જતો બતાવ્યો છે, તેનો વાચકો પર એવી છાપ પડવાનો સંભવ છે કે લેખક એની કાર્યપદ્ધતિને પોતાનો મત આપતા નથી તેમ છતાં એવી પ્રવૃત્તિમાં પડેલા સર્વ—જીતુ, કુસુમ, કિશોર, રાયમલ, રણજીત, મહેન્દ્ર—ની એકાગ્ર દેશભક્તિ, મોતની બેપરવાઇ-ભરેલી વીરતા અને ઉગ્ર ધ્યેયનિષ્ઠાને આગળ કરી તેમના હેતુને આદરની અસંદિગ્ધ સલામી લેખકે આપી છે એ સ્પષ્ટ છે. ખરી રીતે તો, આ કે તે પોતાને સૂઝ્યા તે માર્ગે દેશની મુક્તિ અર્થે પોતાની શક્તિ અને પ્રાણ ખરચી નાખનારાંઓની અને એમના સમર્પણની અણખૂટ ધારાની જ કથા લેખકને ઉદ્દિષ્ટ હતી. એવી કથા ઉદ્દિષ્ટ હતી માટે જ કેટલાક સાચા પ્રસંગો તથા વ્યક્તિઓ પરથી લીધેલાં લાગતાં આ કથાનાં પ્રસંગો ને પાત્રોને એમણે આદર્શનો પુટ આપ્યો છે. નવલકથાની કથનશૈલીમાં રવીન્દ્રનાથની 'ઘરે-બાહીરે'ની કથનશૈલીનું અનુસરણ કર્યું છે. કથાનાં ત્રણ મુખ્ય પાત્રો સુધીર, જીતુ અને કુસુમ કથાનંતુ સંધાનો ને વિકસનો રહે અને ક્યાંય વિચ્છિન્ન થાય નહિ એ રીતે અવારનવાર પોતાની વાત કહેતાં જાય છે. પ્રસંગોના બયાન સાથે તે તે પાત્રનાં સંવેદન, મંથન ને વિચારણા જાણવાનું વાચકોને આથી સુગમ પડે છે અને લેખકોને તાટસ્થ્યનો આભાસ ઉપજાવવાની સવડ મળી રહે છે. કથામાં પ્રસંગોનો પ્રવાહ અસ્ખલિત વહેતો રહે છે, તેનું નિરૂપણ ચિત્રાત્મક થયું છે, અને લેખકની ભાષામાં જોમ, પ્રવાહિતા અને વેગ છે. પરિણામે, ચર્ચા અને ચિંતનમંથનમાં અટવાતી છતાં વાર્તા વાર્તા તરીકે પોતાનું ખેંચાણ કરી શકે છે. પણ કથાનો અન્ત જાણે બાજી ઉતાવળે સમેટી લેતો લાગે છે. કુસુમ અને કિશોરનાં મૃત્યુ એ પાત્રોના પ્રશંસક બનવા માંડતા વાંચનારાઓને કોચવશે પણ ખરાં. લેખકોએ કથાને બીજા ભાગમાં લંબાવી હોત તો? કે, એને લંબાવાય એવું ચાલુ વાતાવરણમાં એમણે ક્યાંય દેખ્યું નહિ?

*

## કદમ કદમ બઢાયે જા

આ કથાની ભૂમિ સિંગાપુર, સમય જાપાનીઓએ એ સર કર્યું એ આસાનો અને વિપ્લવ આઝાદ હિંદ ફોજની સ્થાપના અને સિંગાપુર-મલાયાના હિંદી નાગરિકોમાં આવેલી જાગૃતિનો છે. જાપાનીઓને હાથે સિંગાપુરનું પતન થતાં બ્રિટિશ સેનાપતિઓએ હિંદી સૈનિકોને જાપાની સેનાપતિને સોંપી દીધા, જાપાની સેનાપતિએ તેમને યુદ્ધકેદીઓ ન ગણતાં પોતાના દેશ માટે લડવા કહ્યું અને કેપ્ટન મોહનસિંગે પહેલી આઝાદ હિંદ ફોજ એ સૈનિકોમાંથી ઊભી કરી, એ સમયે પૂર્વ એશિયાના હિંદીઓએ આઝાદ હિંદ માટેની તમન્નાથી પ્રેરાઇ તેને તન મન ને ધનથી જોશીલો ટેકો ને સહકાર આપ્યાં તે તો ભારતની અનિવાર્ય આઝાદીના ભવિ ઇતિહાસનું એક તેજસ્વી પ્રકરણ છે. એ તેજસ્વી પ્રકરણની ઉત્સહી લેખકોએ અહીં નવલકથા બનાવી છે.

'...પૂરા આઠ માસ સુધી એ પ્રજા-જાગૃતિના ઇતિહાસના રજેરજ અભ્યાસ પછી આ કથા લખી છે. આઝાદ હિંદ ફોજના અફસરો, સૈનિકો અને બર્મા-મલાયાના હિંદી વતનીઓ સાથેની દિવસો

સુધીની વાર્તા-ચર્ચા પછી એ આલેખી છે. પૂર્વ એશિયાની ભૌગોલિક રચના અને પ્રજાની ખાસિયતો જાણ્યા પછી લખી છે...એવી વાસ્તવ ભોમ પર આલેખેલી આ નવલકથાના અદ્ભુત લાગતા ઘણા બનાવો સત્ય ઘટનાત્મક છે. કલ્પનાનું ચિત્રણ માત્ર નવલકથાને રંગ આપવા પૂરતું જ કર્યું છે...' લેખકોના આ એકરાર પછી કથાનાં સ્થળ, કાળ, પાત્ર ને પ્રસંગોની મુખ્ય મુખ્ય વિગતોના ખરાપણા વિશે શંકા કરવી જોઈએ નહિ. મુખ્ય પ્રસંગો ખરા છતાં 'આ કથાનાં પાત્રો. પણ એ કલ્પિત નામોની પાછળ એ તેજસ્વી ક્રાંતિવીરોના કેટલાંક સાચાં પાત્રોનું પોત નથી પરખાતું એમ નથી. કેપ્ટન હીરાવરખાંમાં બીજી આઝાદ હિંદ ફોજના મેજર જનરલ શાહનવાજખાનનું સ્પષ્ટ દર્શન થાય છે. ગાંગુલી મહાશયમાં એ જ રીતે રાસબિહારી બોઝનો અણસાર દેખાશે.

કથામાં પહેલી આઝાદ હિંદ ફોજની સ્થાપના પછી પૂર્વ એશિયાના હિંદીઓમાં આવેલી નવચેતનની ભરતીની સાથોસાથ મલાયલા અને ચીનાઓની હિંદી વિરોધી પ્રવૃત્તિઓનું ચિત્ર પણ એ વાતાવરણની એક સત્ય હકીકત લેખે દોરવામાં આવ્યું છે. એમના દુશ્મન જાપાનીઓ સાથે સહકાર કરી હિંદીઓ આઝાદ હિંદ ફોજ રચવા માંડ્યા એથી મલાયલા ને ચીનાઓના મનમાં શંકા પેઠી કે એ ફોજનો ઉપયોગ તેમની જાપાનની ગુલામી કાયમ કરવામાં જ થશે. એ ફોજ જ્યારે વિખેરાઈ ત્યારે એ લોકોને પ્રતીતિ થઈ કે હિંદીઓ હિંદની આઝાદીના જ ચાહકો છે ને જાપાનના વિરોધીઓ છે, અને ત્યારે એમનો એ વિરોધ શમી ગયો.

પણ બની ગએલા બનાવનો માત્ર અહેવાલ કંઈ રસ આપતો નથી, એમને તો નવલકથા લખવી હતી એટલે આ મોટા બનાવોની પશ્ચાદ્ભૂ પર ગૌણ પાત્રો, એની, મહાત્મા જેવા કેટલાંક પાત્રોની કથા ગૂંથી છે. ગુજરાતી લેખકોએ વીરેન્દ્રને, એક ગુજરાતી જુવાનને, લગભગ કથાનાયક જેવો બનાવ્યો છે તે ધ્યાન ખેંચે તેવું છે. જાપાની ચડાઈ વેળા દેશ ચાલ્યા જતાં સ્ટીમર ઉપડવાની ઘડીએ કોઈ ગોરા કુટુંબને જવા દેવા માટે તેના કુટુંબની એક ટિકિટ રદ થઈ એટલે કુટુંબને હિંદ જવા દઈ પોતે સિંગાપુરમાં રહી પડનાર એ જુવાનને લેખકોએ ભાવનાશાળી, અંગ્રેજ વિરોધી, દિલમાં જાપાનવિરોધી અને હિંદની આઝાદી માટે આવેલી સોનેરી ઘડીને પકડી લેનારો નિરૂપ્યો છે. આઝાદ હિંદ ફોજ માટે નાગરિકોમાંથી એ ઉત્સાહખોર સ્વયંસેવક સૈનિકોની ભરતીનું કાર્ય ઉપાડી લે છે.

નવલકથામાં થોડી પ્રણયકથા હોય તો રંગ આવે એમ ઘણા નવલકથાકારો પેઠે આપણા લેખકો પણ માનતા લાગે છે. તેથી વીરેન્દ્ર અને અંજલિના પરિણયમાં પરિણત ન થએલા પ્રેમની વાત તેમણે પશ્ચાદ્ભૂમાં ગોઠવી છે. સ્ત્રીમાંથી વિશ્વાસ ઉઠાવી લઈ તેમનાથી દૂર રહેવા ઇચ્છતા નિરાશ પ્રેમી વીરેન્દ્રને બીજી પ્રણયિની સંપડાવવા લેખકોએ એક એનીના પાત્રને તેના સંપર્કમાં લાવી મૂક્યું છે. અંગ્રેજો તથા જાપાનીઓ બેઉની જાસૂસી કરતા, થોડો વખત એના પ્રીતમ બનેલા બંગાળી જુવાન અગરે એના નામનો ઉપયોગ કરેલો એથી આવી પડનાર ભયમાંથી ઉગરવા એની પિનાંગથી ભાગી સિંગાપુર આવી તેની બેનપણી અંજલિની ભલામણથી વીરેન્દ્રને ત્યાં રહે છે. બીજે પરણી ગએલી છતાં વીરેન્દ્રને માટે જૂનો પ્યાર ને આદર હૈયામાં સંઘરી બેઠેલી અંજલિની વીરેન્દ્રનો એની જોડે યોગ થાય એવી આંતરિક ઇચ્છા બર આવે તેવી ઘટના—એનીનો વીરેન્દ્ર પ્રત્યે વધતો જતો કૂણો ભાવ—ધીમે ધીમે જામતી જાય છે તેને લીધે, તેમ જ બીજી રીતે એને પકડવા મથતા જાપાની જાસૂસીખાતાની એને લીધે ઊભી થતી ખટપટ ને દોડધામને લીધે, એનીના પાત્રને કથામાં ઠીક મહત્ત્વ મળ્યું છે.

કથામાં ડૉ. જોસેફ, તામિલ વેપારી રાજગોપાલન, શીખ ટીંબર મરચન્ટ-ખડગસિંહ, બંગાળી પત્રકાર શરદ ગાંગુલી, કરિયાણાના ગુજરાતી વેપારી મોતીચંદ શેઠ, એમ હિંદના બધા પ્રાંતોનું પ્રતિનિધિત્વ જાળવતી





સિંગાપુરનિવાસી નાગરિક વ્યક્તિઓ જે હિંદી સ્વાતંત્ર્ય સંઘ સ્થાપે છે તે પાત્રો અને અંજલિ, હેમાંગિની, કંચન આદિ તેમના કુટુંબની યુવતીઓનાં પાત્રોને યથાયોગ્ય સ્થાન મળ્યું છે પાત્રસમૂહમાં એમનાથી સહેજ વિશિષ્ટ ધ્યાન ખેંચે એવું પાત્ર છે ઉત્તર હિંદના મહાત્મા કૈલાસનાથનું મહાત્મા કૈલાસનાથ હિંદી, ચીની, મલાયલી કોઈ એક જ કોમના નહિ, સૌના એક સરખા સેવક છે અને બીનરાજકીય માનવસેવા જ કરી રહ્યા છે એનામાં ગાંધીજીની પ્રતિમૂર્તિ સરજવા જેવું લેખકોએ કર્યું છે

કથામાં પરાજિત હિંદી સેનાના અફસરોને સિપાઈઓના તેમ વીરેન્દ્રનાં ભાષણોનું કથામાં સારું જોર રહ્યું છે, વાર્તાના રસ કે કળા કરતા લેખકો ગુલામીએ દીધેલા ગુલામી સ્વપ્નનું, હિંદની આઝાદી માટે થએલા એક સનિષ્ઠ પ્રયાસનું આલેખન કરવાના પોતાના હેતુને વધુ વફાદાર રહ્યાનું એ પરિણામ છે ભાષણોમાં જુવાનસિંગ અને વીરેન્દ્રના ખાસ તરી આવે છે એ લાંબાં, આવેશભર્યાં, છટાદાર બાનીવાળાં અને દેશદાઝથી છલકાતાં બન્યાં છે લેખકોના દેશપ્રેમે ભારત ને તેના ઇતિહાસના તેમના જ્ઞાને અને તેમના ભાષાપ્રભુત્વે તેમાં એકસાથ કામ કર્યું છે

વસ્તુત આ કથા આની પછી આવનાર ખંડની પ્રસ્તાવના રૂપ જ છે જાપાનીઓએ આપેલાં વચન ન પળતાં પહેલી આઝાદ હિંદ ફોજને કેપ્ટન મોહનસિંગે વિખેરી નાખી અને કેપ્ટન મોહનસીંગને જાપાનીઓએ ગિરફતાર કર્યા ત્યાં સુધી જ કથા આ ખંડમાં પહોંચી છે ગુલામ હિંદીઓએ 'નેતાજી' સુભાષચંદ્રના જ્વલંત પ્રેરણા ને નેતૃત્વ તળે આઝાદીનો જે રણજંગ ખેલ્યો અને આઝાદ હિંદ સરકારની જે સ્થાપના કરી એનું ચિત્ર તો હજી હવે દોરાવાનું છે. વીરેન્દ્ર–એનીનું શું થાય છે એ પણ બીજો ખંડ જ બોલશે એ બીજા ખંડ માટે ઉત્સુકતા જન્માવે એવો તો આ પહેલો ખંડ છે જ બીજો ખંડ હવે ભાઈ જયમલ્લ પરમારે એકલા જ લખવાનો રહ્યો!

*

ત્રણે કથાઓ વિષયની દૃષ્ટિએ અર્વાચીન ગુજરાતી નવલકથાઓમા ભાત પાડનારી છે વાતાવરણ જમાવતાં અને પાત્રોને તેમની વ્યક્તિતા સાથે ઉપસાવતાં લેખકોને ઉત્તરોત્તર વધુ ફાવતું ગયું છે અને વેગીલી પ્રવાહી ભાષા તો એમના મેઘાણી–દીક્ષિત પત્રકારત્વે એમને ભેટ આપી જ હતી ત્રણે નવલકથાઓમાં શ્રી જયમલ્લ પરમાર તેમના સહ–લેખક કે ભાગીદાર હતા બન્નેના ફાળાનું પ્રમાણ, પ્રકાર અને ગુણવત્તા અલગ જાણવાનું તો કોઈ સાધન એ બેઉએ આપણને આપ્યું નથી એવું મૈત્રી–અદ્વૈત એમણે સાધેલું આથી, ત્રણે કથાઓની જે સમગ્ર છાપ આપણા મન પર પડે છે તેનો યશ બન્નેનો ભેગો અને દરેકનો જુદો એટલો જ ગણવામાં બાધ નથી. અને એથી જ કહી શકીએ તેમ છીએ કે શ્રી નિરંજને આ નવલકથા ત્રિપુટીમાં નોંધપાત્ર શક્તિ બતાવી છે અને તે આપણી વચ્ચે વધુ વખત રહ્યા હોત તો એથી સવાઈ નવલકથાઓ તેમની પાસેથી ગુજરાતને મળ્યા વિના રહેત નહિ



# જીવનશિલ્પીઓ

ઝવેરચંદ મેઘાણી

**આ** ત્રણ ચરિત્રોની લેખક-જોડલી પ્રારંભમાં જ થોડી પિછાન માગી લે છે. ભાઈ નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર, એ બંને છેલ્લાં ત્રણ વર્ષોથી 'ફૂલછાબ'ના તંત્રીમંડળ પર છે અને 'ફૂલછાબ'ના પત્રકારિત્વ માટે મેં નિરધારેલું જે સંસ્કારવિધાન, તેને અમલમાં લાવવામાં તેમનો મોટો હાથ છે.

સૌરાષ્ટ્રના ત્રણ સાધકોનો આ ઇતિહાસ ઘણે અંશે આ પ્રદેશના જાગૃતિકાળના ઝીણા-મોટા ઘડતરનો ઇતિહાસ છે, એ હિસાબે એનું આલેખન આ બે ભાઈઓને હાથે થવામાં એક ઔચિત્ય રહેલું છે. તેઓ 'ફૂલછાબ'માં જોડાયા તે પૂર્વે છેક ૧૯૩૦-૩૩ના અરસાથી રાજકોટના સંગ્રામ સુધી સૌરાષ્ટ્રના નવવિધાનના જ કાર્યકરો હતા; નાની-મોટી લડતોના લડવૈયાઓ અને નાનાં-મોટાં રચનાત્મક કાર્યોના કરવૈયાઓ હતા. પત્રકારિત્વને પણ તેમણે બંનેએ પૂર્વજીવનના સાતત્ય લેખે જ સ્વીકાર્યું છે.

જીવતે જેમને જાણ્યા કે જણાવ્યા હોય વા નહિ, તેવા અનેકનાં મૂલ્યાંકન અને જીવનપરિચય પીરસવાં એ પત્રકારિત્વની મોટી ફરજ બની ગઈ છે. એક દૃષ્ટિએ એ દુર્ભાગ્ય છે ને બીજે હિસાબે તે સદ્‌ભાગ્ય છે. લુપ્ત થતાં વાર ન લાગે તેવી અનેક જીવનકથાઓ તેને હાથ કરવી પડે છે, અને ભવિષ્યના ચરિત્રલેખકો માટેનો કાચો માલ અખબારોની જર્જરિત ફાઈલોમાં જ જળવાય છે.

## પસંદગી કરવાની મીઠી મૂંઝવણ

'ફૂલછાબ'ને નસીબે એક જ ટૂંકા ગાળામાં બે વિભૂતિઓના અવસાન પછીના જીવનપરિચય આલેખવાનું આવ્યું—વિશ્વવિભૂતિ રવીન્દ્રનાથ અને સૌરાષ્ટ્રમણિ ફૂલચંદભાઈ. બંનેનું વિભૂતિદર્શન કરાવવાની સામગ્રી પાનાં ભરીને પ્રાપ્ત થઈ. આઠ જ દિવસમાં આ ચરિત્રો ફાઈલોને અને પસ્તીને હવાલે થઈ જશે એ વાત વ્યથિત કરનારી હતી. ગ્રંથારૂઢ કરી શકાય તેવો કલાદેહ એ બંનેને આપવા પૂરતો કાચો માલ હસ્તગત હતો—ને ટાગોર માટે તો સુભાગ્ય, સુસજ્જ પુસ્તકસ્થ સાહિત્ય સામે જ પડ્યું હતું.

પસંદગી જ કરવાની હતી કે બેમાંથી કોને લઘુએ ધૃષ્ટતા ક્ષમ્ય ગણજો! સૌરાષ્ટ્રવિભૂતિનો અગ્રહક્ક અંતરમાં વસ્યો. રવીન્દ્રનાથ તો વિશ્વદીપક, ફૂલચંદભાઈ ડોશીનો ઝૂંપડી-દીવો. વિશ્વદીપક તો સદાકાળ જલતો રહે તેવી સ્થિતિ હતી, ડોશીમાનો ઘર-દીવો ભૂલકણી લોકસ્મૃતિને કોડિયે યુગધર્મસાણોના ઉત્તરોત્તર પ્રચંડ બન્યે જતા પવનઝપાટે ઓલવાઈ જતાં વાર ન લાગે, સનાતન જીવન-મૂલ્યો વંટોળિયામાં વળાઈ જાય.

## જીવતા જીવનનું અદ્‌ભૂત સૌંદર્ય

'સનાતન જીવનમૂલ્યો' કહ્યાં ને! હા, વાત જો એટલી જ લાગી હોત કે ફૂલચંદભાઈ આ સત્યાગ્રહ લડ્યા કે મોરચે ઊપડ્યા, આ રાજ્યને હંફાવી આવ્યા કે તે કાપડ-પિકેટિંગ મચાવી આવ્યા—વાત જો આટલી જ હોત તો તેને છાપાનાં પાનાં પરથી પુસ્તકને પાને લઈ જવા જરૂર ન રહેત.

પણ લેખકોએ ઢૂંઢેલા જીવનપ્રસંગોમાં તો મહદ્ દર્શન થયું—એક સાધકનું, એક સંસ્કારમૂર્તિનું, એક રહસ્યશોધક અણુ અણુની ઈંટો માંડી અણદીઠ આતમલોકમાં ઉઠાવેલા રૂપાળા શિલ્પનિર્માણનું. જોઈતું હતું તે જ જડ્યું. કલ્પનાશીલ કથાવાર્તાઓમાં જે માટે આછાંઅધૂરાં વલખાં જોઈએ છીએ તેવી કોઈક 'રોમાન્સ' યા તો વાસ્તવ-સૃષ્ટિ જીવતા જીવનમાં પડી હતી, આપણા પગની ઠોકરે આવતી હતી, પણ સામાન્યતામાં ખપી જતી હતી, કારણકે એ જીવતા નરો આડમ્બરથી વેગળા હતા, તેમને સને તેમના બીજાં

**પ્રસિદ્ધિનાં સસ્તાં સાધનો વડે કૈંક ચીંથરાં વીર મૂર્તિઓ બન્યાં છે, સડેલાઓને સાવજોના સ્વાંગ સાંપડ્યા છે.**





બધાં કર્મો-કારવાં કરતાં પોતાનું શીલ વધુ મહત્ત્વનું હતું. સત્યને જીવનના અંતરંગમાં જ પામવાની તેમની મથામણ હતી.

### માનવ-જીવનનું સર્વોપરી રહસ્ય

માનવીના મનની ઊર્ધ્વગામી બનવાની આ પાયલી મથામણ જ સાચું ને સર્વોપરી રહસ્ય છે. સાચું ને શુદ્ધ એવું સકલ સાહિત્ય એ એક જ રહસ્યનો પાર પામવા મહેનત કરે છે. સકલ કલા ને કવિતા એ જ એક સૌંદર્યને ભજે છે—નાનાં યા મોટાં માનવીઓની ઊર્ધ્વગામિતાની મથામણને.

લેખકોને મેં કહ્યું—એ રહસ્યને જ બહાર આણનારું આલેખન કરો. અંદરના માનવીને શોધો, એ શોધને સહાયભૂત થાય તેવા જીવનપ્રસંગો અજવાળે આણો, અને પછી એનું આલેખન એવી શૈલીએ કરો કે જેથી સામાન્ય સ્ત્રીપુરુષો ને કુમારો-યુવાનો વાંચી-સમજી શકે. એ માયલા રહસ્યને પ્રકટ કરતી કથા એવી રીતે લખો કે કલ્પનાશીલ કથાવાર્તાઓની રોમિંગલ 'રોમાન્સ'માં મૂર્છિત બનેલી યુવકોની કલ્પના અને રસવૃત્તિ નવી સંજીવનીના રસપાનની તાજગી અનુભવે—ભલે ધીરે ધીરે જ!

### સત્યને શણગારની જરૂર નથી

પછી તો આપોઆપ એ સૂઝ પડી કે આ ઇતિહાસ એવી વ્યક્તિઓનો છે કે જેમાં સારું-માઠું પણ સૌરાષ્ટ્રની નવજાગૃતિનું ને નવવિધાનનું મથન ભરાઈ રહ્યું હતું: વ્યક્તિપરિચયદ્વારે સામૂહિક પરિચય આપોઆપ અપાતો હતો. એ રીતે પણ આ કાર્ય વધુ પ્રિય બન્યું. કારણ કે કાઠિયાવાડના નવ-મંથનનો એક ઉતરામણો ઇતિહાસ પણ છે. પ્રસિદ્ધિના સસ્તાં સાધનો વડે કૈંક ચીથરાં વીરમૂર્તિઓ બન્યાં છે. સડેલાઓને સાવજોના સ્વાંગ સોંપાયા છે, પણ સાચો ઇતિહાસ તો સાધકોના જ જીવનમાં પડેલો છે એ વાત કહેવા જેવી છે.

એ વાત અહીં ઢોળ ચડાવ્યા વગર કહી શકાઈ છે. પિત્તળ હોય તેને પિત્તળ લેખે જ ઓળખાવવું, સોનાનો 'ગિલ્ટ' જરીકે ન ચડાવવો, એ વાત પહેલેથી જ નક્કી હતી. ઘટનાઓ જેવી હોય તેવી કડીબંધ અને મેળભરી રીતે જો મુકાય તો એ આપોઆપ સાચી વાત બોલી ઊઠે છે, લેખકને પોતાના તરફની મીમાંસાનું મીઠું-મરચું ભભરાવવાની જરૂર રહેતી નથી.



# આપણાં આંગણે ઊડનારાં

હરિનારાયણ આચાર્ય

**આ** ગ્રન્થના લેખકોના પ્રત્યક્ષ પરિચયમાં હું આવ્યો છું. એમનામાં મેં પંખીજીવનની ઊંડી જિજ્ઞાસા જોઈ છે. આ ગ્રન્થ 'કુમાર'માં લેખમાળા રૂપે છપાતો હતો તે વખતે એમના આગ્રહથી પ્રસંગે પ્રસંગે મેં સૂચનાઓ અને ક્વચિત કઠોર સમીક્ષા કરી હતી. એ તમામનો રજ પણ કચવાટ સિવાય ઋજુભાવે એમણે યોગ્ય સત્કાર કર્યો હતો. એમના હેતુની આવી સ્વચ્છતાને લીધે જ એમણે 'કુમાર'ના પાને ચડેલા પુરોગામીઓના અભ્યાસ અને અનુભવનો આ ગ્રન્થમાં ઉપયોગ કરવામાં અને ઋણનો સ્વીકાર કરવામાં નાનમ માની નથી.

'આપણાં આંગણે ઊડનારાં' એ પક્ષીવંશનો શાસ્ત્રીય ઇતિહાસ નથી તેમ એમાં ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છનાં અશેષ પંખીઓની જીવનકથા પણ ચીતરી નથી. અહીં તો આપણાં ડગલે ડગલે નજરે પડનારાં સામાન્ય પંખીઓનો સરળ ભાષામાં પરિચય કરાવવાનો જ પ્રયત્ન કર્યો છે. વસ્તુતયા તો આપણે પંખીઓથી સાવ અજાણ્યા નથી હોતા. થોડાંકનાં નામ પણ આપણને આવડતાં હોય છે. પરંતુ એટલા માત્રથી પંખી જીવનમાં આપણે રસ લઈએ છીએ એમ તો ન કહેવાય. આવા ઉપરચોટિયા જ્ઞાનથી પર જઈ, પંખીઓનાં વિવિધરંગી જીવનમાં આપણે વધુ રસ, અધિક આનંદ લેતા થઈએ એ હેતુથી જ લેખકોએ સરળ છતાં શાસ્ત્રપૂત જ્ઞાન આપવાનો આ ગ્રંથમાં પ્રયાસ કર્યો છે. અને આનું જ્ઞાન કેવળ શાબ્દિક વર્ણન રૂપે લૂખું ન બની જાય એ હેતુથી, તેમ જ પક્ષીસમાજ અને માનવજીવન વચ્ચે જે ગાઢ સંબંધ પ્રાચીન કાળથી ચાલતો આવ્યો છે. તે દર્શાવવાના ઉદ્દેશથી, એમાં લોકકથા અને કવિતાનો છૂટથી ઉપયોગ કર્યો છે, છતાં એ રસ્તે હકીકતનો દોષ કે રસક્ષતિ ન થાય, એની પણ પૂરતી કાળજી રાખી છે. આવી રોચકતા લાવવામાં કહીંક દીર્ઘસૂત્રતા કે વિષયાન્તર પણ થઈ ગયું છે, જેને લીધે, અર્થવાદ સમો વાર્તાકથાનો અંશ, પક્ષીવર્ણનના અંગરૂપ થવાને બદલે જાતે જ પ્રધાન વસ્તુ બની બેઠેલો દેખાય છે. પરંતુ એમાં તો દોષને બદલે, લેખકોના, સ્વવિષયના તાદાત્મ્યભાવનો જ અતિરેક હું જોઉં છું. ક્વચિત એવાં વિધાન પણ નજરે પડે છે કે લેખકોને સ્વાનુભવગત નથી છતાં જાત અનુભવની શ્રદ્ધા અને ઉત્સાહથી ઉતાર્યાં છે. પણ સામાન્ય વાચકને આવી વિવાદવૃત્તિ કે દોષદૃષ્ટિ સાથે સંબંધ નથી હોતો. એને તો પંખી વિષે સાચું અને વ્યાવહારિક જ્ઞાન મેળવવાની જ આકાંક્ષા હોય છે. અને એવી જિજ્ઞાસા સંતોષવા આ ગ્રંથ પુરેપૂરો સફળ થશે, એવી મારી ખાતરી છે.

પરંતુ પંખીઓને ઓળખવા—જાણવાનો આટલો આગ્રહ શા માટે? માનવજીવનમાં ક્યાં ઓછી ઉપાધિઓ છે કે આ નવી પીડા વહોરી લેવી પડે? અને જો જાણવું જ હોય તો પંખીઓ જ શા માટે? અન્ય પ્રાણીસમૂહ ક્યાં નથી? વળી કેવળ પ્રાણીઓ જ કેમ: વનસ્પતિઓનો ક્યાં ટોટો છે?

આ તકરાર તદ્દન અસ્થાને તો નથી જ. જંજાળથી ભરેલા જીવનમાં પંખીઓ જેવી અર્થહીન દેખાતી વસ્તુઓના અભ્યાસ અવલોકનનો અવકાશ ન યે હોય. છતાં મનુષ્યનું આખું જીવન કેવળ નિરાશામય વીતે છે એવું પણ નથી. અત્યંત ક્લેશમય જીવનમાં યે છૂટીછવાયી પણ કેટલીક એવી પળો આવે છે કે જેમાં વ્યવહારવ્યથિત ચિત્ત, ઘડીભર નિરાશાને ભુલાવનાર શાંતિ કે સુખનું બાહ્ય આલંબન શોધે છે. આવાં આલંબનોમાં મોટે ભાગે રંગરાગ કે વિષયાતિરેકનો આશ્રય લેવાય છે. વિચારક મનુષ્ય આવી ક્ષુદ્ર આનંદસામગ્રીથી ન લોભાતાં, સાહિત્ય અને કલાનો ઉપાસક બની, વધુ સ્વચ્છ, સુન્દર અને શુભદર્શનથી દુઃખ ભૂલવાનો પ્રયત્ન કરે છે. આ રસ્તે સુન્દરતાની ભૂખ સંતોષવાનું અન્ય એક સુલભ સાધન પક્ષીપરિચય પણ છે, એ જ આ ગ્રન્થનું વક્તવ્ય છે.

પંખીઓ જ: અન્ય નહિ—એ આગ્રહનો પણ

# દેશ દેશની લોકકથાઓ

રામચંદ્ર શુક્લ

શ્રી. નિરંજન વર્મા અને શ્રી જયમલ્લ પરમારે સન ૧૯૪૪માં દેશદેશની લોકકથાઓના છ ભાગ પ્રસિદ્ધ કરેલા તેની સન ૧૯૪૬માં બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થયેલી છે. ગૌડ બંગાળ, પંજાબ, બુંદેલખંડ, કાઠિયાવાડ અને રાજસ્થાન પ્રદેશોની લોકવાર્તાઓને છ ભાગમાં પ્રસિદ્ધ કરવામાં આવી છે, તેમાં બે ભાગ ગૌડ બંગાળની વાર્તાઓ રોકે છે. નિવેદનમાં સંગ્રાહકો જણાવે છે કે 'સાહસ, શૌર્ય, ઉદારતા, કારુણ્ય, પ્રેમ, પરાક્રમ કે બુદ્ધિચાતુરી—એવાં કાંઈક ને કાંઈક તત્ત્વોને ઉદ્‌બોધતી વાર્તાઓ જ સંઘરવામાં આવી છે'

માનવસ્વભાવ અને મનુષ્યની લાગણીઓ સર્વત્ર એક જ પ્રકારની હોય છેઃ માત્ર સંજોગો અને વાતાવરણના ભેદના પરિણામે એમાં ભિન્નતા દેખાય છે. હિન્દુસ્તાનના જુદા જુદા પ્રાંતોની આ કથાઓ વાંચતાં એમાં બુદ્ધિગમ્ય તત્ત્વો આ જમાનામાં ઓછાં જણાય, છતાં દરેક યુગમાં લોકમાનસ, તે તે વખતની કલ્પનાઓ, આકાંક્ષાઓ, આદર્શો અને સ્થિતિને ભિન્ન ભિન્ન પ્રકારે વ્યક્ત કરવા પ્રયત્ન કરે છે, અને એમાંથી સમય જતાં લોકસમુદાયની લોકકથાઓ પેદા થાય છે. એનું કથાનક રસમય હોય છે. વસ્તુ ગૂંથણી હોતી નથી છતાં વાર્તાપ્રવાહ રસપ્રદ હોય છે. અને ન મનાય તેવાં પ્રસંગોનું આલેખન હોવા છતાં, એ રસ આપે છે. વાંચી શકતાં નાનાં બાળકોથી માંડી અનુભવી વૃદ્ધો સુદ્ધાં એનાથી આકર્ષાય છે, કારણ કે રસવૈવિધ્યને કારણે એ તમામને આનંદ આપે છે.

વાર્તાઓ વાંચતાં જણાશે કે અપરમાની સંતાનોની વિષમ સ્થિતિનો પ્રશ્ન લોકલાગણીને ઉત્તેજિત કરતો હતો. ધ્રુવજીની પૌરાણિક કથામાં આવતી અપરમા ત્યારથી પ્રજાની લોકકથાઓમાં સ્થાન ભોગવે છે, અને આજ સુધી લોકસમૂહનો એ વિષેનો અનુભવ એવો ને એવો જ છે. 'બુંદેલખંડની વાર્તા'માં રાણી કહે છે 'મહારાજ! પ્રતિજ્ઞા કરો કે મારા મોત બાદ તમે ફરીથી નહિ પરણો. જો બીજી રાણી આવી તો મારા બાળકોનો એ જાન લેવાની.' પણ રાજા બીજી રાણી પરણે છે, અને સંત અને વસંત બન્ને કુંવરોને દેશવટો દે છે. જયદેવ પરમારની જાણીતી વાર્તામાં અપરમાને કારણે જગદેવ પાટણ જાય છે, અને પોતાની હિંમત અને નિમકહલાલીથી પરાક્રમી નીવડે છે. 'પંજાબની વાર્તા'માં 'અલકુ ને શલકુ'માં પણ

---

ઉદ્ભવ કરી શકાય છે. માણસ પ્રકૃતિના અન્યોન્ય અંગોમાં વધુ પ્રમાણમાં વનસ્પતિઓથી વીંટળાયલો છે, એ વાત સાચી. છતાં એની આસપાસના વાતાવરણમાં કંઈ વધુ આપનારું હોય તો પંખીઓ એકલાં જ. એમનાં રંગબેરંગી શરીર, એમનું લોકાંતરે, અંગસૌષ્ઠવ, એમનાં ધમાલીઆં જીવન, એમનાં ઉન્માદભર્યાં ગાન, આપણાં ઓસરી આંગણાં અને વાડી ખેતર ભરી નાખતો એમનો અનિયંત્રિત સંચાર—આ બધાંથી માનવજીવન પંખીઓ સાથે દૃઢબંધ સંકળાયેલું છે. પંખીઓના જીવનમાં જ એવું કંઈક છે કે જે મનુષ્યને બલાત્કારે આકર્ષે છે. એ આકર્ષણના પ્રેરાયા જ જગતભરની સુસંસ્કૃત પ્રજાઓમાં, સુંદરતાના ઉપાસકો અને કલ્પનાવિહારી કવિઓ અનાદિકાળથી પંખીઓનાં ગુણગાન ગાતા આવ્યા છે.

પંખીઓનો અને માનવસમાજનો આવો ઘનિષ્ઠ સંબંધ વિચારતાં, પંખીઅવલોકન એ નવરાશની બે ઘડી ગાળવાનું કે થાકેલા હૃદયનો વીસામો બનનારું તેમ નિરાશ જીવનને આશ્વાસન આપનારું અર્થાત્ પ્રત્યેક વ્યક્તિને સહેજે આકર્ષનારું આનંદપ્રમોદનું સુલભ સાધન નીવડે એમ હોવાથી, એવા અવલોકનનો આગ્રહ રાખવામાં કશું જ અજુગતું નથી.

અને પંખીઓ કેવળ સૌન્દર્યલાલસા કે આનંદપિપાસા પરિતૃપ્ત કરવાનું જ સાધન છે, એવું પણ નથી. ઊંડા બુદ્ધિવ્યાપારમાં રાચતી વિચારપરાયણ વ્યક્તિઓને પણ આકર્ષનાર અનેકવિધ સમસ્યાઓ પક્ષીજીવનમાંથી જડી આવે છે.

★

વાર્તાની શરૂઆત એવા પ્રસંગથી જ થાય છે. 'ગૌડ બંગાળાની વાતો'ના બીજા ભાગમાં 'વિચાર કર, રાજા'માં બીજી રાણી આગલી રાણીના કુંવરો વિરુદ્ધ રાજાના કાન ભંભેર્યા કરે છે. પણ એ તમામ વાર્તાઓમાં અપરમાની અસૂયાને પરિણામે કષ્ટ ભોગવતાં સંતાનોનાં સાહસ ને બુદ્ધિચાતુર્યનો ચિતાર અપરમાની અસૂયાને ગૌણ બનાવી દે છે.

હિંદમાં ઘણા વખતથી માનવ માત્રના કલ્પના-ક્ષેત્રમાં પરી અને રાક્ષસ-સમાજને લગતી અનેક કથાઓ પ્રચલિત છે. વાર્તાઓની રચનાઓ રાક્ષસો અને પરીના પ્રસંગોથી રોમાંચક અને અદ્‌ભુત વાતાવરણમાં બનતી હોય એમ લાગે છે, અને બાલમાનસને એ અતિશય રોચક બને છે. 'ગૌડ બંગાળની વાતો ભા-૨'માંની 'હજારીમલ-એકલમલ' વાર્તા રૂપસુંદર રાક્ષસી બ્રાહ્મણને આકર્ષી એની જાળમાં ફસાવે છે તેનો ચિતાર આપે છે. કાચું માંસ ખાવાના રાક્ષસના સ્વભાવમાંથી એનું ખરું સ્વરૂપ જેવું કે છરા જેવા દાંત, મોટી જીભ અને ગુફા જેવડું મોં. બ્રાહ્મણીને ખબર પડે છે અને તે પકડાઈ જાય છે. પણ પછી તો એ બ્રાહ્મણ અને બ્રાહ્મણી બન્નેને ઓહિયાં કરી જાય છે. પણ આ રાક્ષસીના બે દીકરાઓ નિશાળેથી બારોબાર નાસી જાય છે. અને રસ્તામાં હજારીમલ એની માને મારી નાખે છે. બીજે ગામ બન્ને જણું જાય છે. ત્યાં બ્રાહ્મણને ઘેર રાત રોકાયા. આ ગામમાં રાક્ષસી મારે ઘર દીઠ એક માણસ ખાવા મોકલવો પડતો. આજે તેનો વારો હતો એથી ઘરમાં રડાતી હતી, એકલમલ અને હજારીમલ બન્ને રાક્ષસ મારે એ રાતે મંદિરમાં જાય છે, અને 'ખાઉં ખાઉં' કરતી રાક્ષસી રાતે આવે છે અને હજારીમલ એને મારી નાખે છે. તે ગામનો રાજા એની કન્યા હજારીમલને પરણાવે છે. મહાભારતમાં બકાસુર લોકોને ત્રાસ આપતો અને ઘર દીઠ રાતે એક માણસ ખાતો તેને ભીમ મારે છે. આ પ્રચલિત કથાની અસર ત્યાર પછીની અનેક લોકકથાઓમાં જણાઈ આવે છે. એકલમલને રાક્ષસી દાસીએ ત્યાંથી કઢાવ્યો ત્યારે તે રાક્ષસોના બીજા મુલકમાં આવી પડે છે. ત્યાં રાક્ષસો દિવસે ચરવા જાય અને રાતે ઘેર પાછા આવે. ત્યાં એને સુવર્ણકેસ મળી જાય છે. આખીય વાર્તા રાક્ષસી ઘટનાઓનો ચિતાર આપે છે. બુંદેલખંડની વાતો'માં 'સંત અને વસંત'ની વાર્તામાં વસંતને રાક્ષસી મળે છે. અને તેને આખો ને આખો ગળી જાય છે, પણ અંદરથી કટાર મારી રાક્ષસીને મારીને બહાર આવે છે. 'કાઠિયાવાડની વાતો'માંની 'સાત માને ધાવેલો' કથામાં પણ રાક્ષસી રાણી આવે છે, અને એ નગરના લોકોને ખાય છે.

આ લોકકથાઓમાં એકલા પુરુષોનાં સાહસ અને બુદ્ધિચાતુર્યની કથાઓ છે, એમ નથી. પરી જેવી સ્ત્રીઓનાં સૌન્દર્યથી આકર્ષાતા પુરુષોનાં બુદ્ધિ અને બલ સાથે સુકોમળ સ્ત્રીઓનાં અપૂર્વ સાહસની કથાઓ પણ એમાં છે. જગદેવ પરમાર સાથે વીરમતી શોભે છે. મોતી પદમણીના રૂપથી રાજા આકર્ષાય છે, પણ એને મેળવવામાં એના ઉખાણા અને સમસ્યાઓનો ઉકેલ એની રાણી કહે છે. સમસ્યા આલેખનારી મોતી પદમણી અને એનો ઉકેલ કરનારી રાણી આગળ રાજા સામાન્ય મોર પાળેલો માણસ જણાય છે. 'રતનીચોરી'માં રાજકુમારી પોતાની બુદ્ધિશક્તિથી ચારભાઈઓમાંથી ચોરીને કુશળતાથી પકડી આપે છે, અને ચોર કોણ તે મોઘમ રહેવા દે છે 'રાણી શુકનવંતી'માં પણ રાણીની બુદ્ધિથી હજામનો ફેંસલો થાય છે 'પંજાબની વાતો'માં 'ઓરતની મરદાનગી'માં પુરુષવેષમાં રહી બેગમ હુસેનશાહના નામથી અનેક પરાક્રમો કરે છે, અને રાજપાટ મેળવે છે. ગૌડ બંગાળની વાતો ભાગ ૧માં આપકર્મી દીકરી પોતાના સોદાગર પિતાની સંપત્તિ છોડી ચાલી નીકળે છે. અને પોતાના શ્રમથી ધીમેધીમે સંપત્તિવાળી બની રાજકુમારને પરણે છે.

સુષ્યતે રાજકુમારોના સાહસ અને શૌર્યની કથાઓ એમાં છે. માનસિંહ ને અભેસિંહ, જગદેવ, રાજા શાલીવાહન અને બીજાઓ: એ તેમ જ બીજા રાજકુમારો કાં તો રાક્ષસો મારે છે અથવા કપરા





સંજોગોમાંથી પાર નીકળી દુશ્મનોને હંફાવી અજબ હિંમત દર્શાવી અંતે વિજેતા બને છે. એ સાથે સામાન્ય જનસમૂહના બીજા થરની પણ કથાઓ એમા આલેખાયલી છે. 'નવરંગ અને સબરંગ' બન્ને ચોર છે, ભારે હોશિયાર છે અને કોઈના હાથમાં આવતા નથી. રાજાના મહેલમાં પણ ચોરી કરે. સબરંગ રાજાના દરેક હુકમો જુદા જુદા વેશ લઈ જાણતો હોવા છતાં બુદ્ધિબળથી ચોરી કરી ભંગ કરે છે. 'મામો અને ભાણેજ' બન્ને ચોર છે અને એકબીજાથી ચડે એવા છે. એ વાતમાં એકબીજાને બુદ્ધિથી ચોરી કરવાના અને હંફાવવાના અનેક પ્રસંગો છે. 'બાપ તેવા બેટા' માં બે ચોર છે, અને એમના ચોરપરાક્રમની કથા છે. 'અલકુ અને શરકુ'માંનો શરકુ ચોર નથી, પણ ઘણો જ હોશિયાર અને કુશળ છે. એના બુદ્ધિચાતુર્યના અનેક પ્રસંગો એ વાર્તામાં છે.

વાર્તાઓમાં ઉદરમાંથી ઘણી કસુંબલ બનતી રાણીની કથાઓ: સુંદર કોતરેલી પૂતળી પર મોહ પામેલા અને એને શોધતા શાહજાદાની કથા છે: બોલતો વાછડો અને વાછડી કથામાં આવી પાત્રોનો મેળાપ કરાવે છે: 'જગમાલ માલાવત'માં લશ્કરી મદદે આવીને લડતાં ભૂતપ્રેતો છે: 'સોનેરી પંખી' ને શોધતા રાજકુમારનાં પરાક્રમો છે: બોલતાં પોપટ અને મેના છે: દરવાજે સવારમા દેખાતા અજાણ્યા માણસો છે; રાજા બનવાની ઘટનાઓ છે; આગલા અવતારની અદ્ભુત કથાઓ છે, અને બોલતી પૂતળીઓ પણ છે.

સંયોજકોએ ભાષા સરળ રાખી છે, અને પ્રાથમિક શાળાઓમાં ભણતા નાના છોકરાંઓ અને છોકરીઓ પણ એ હોંશે વાંચી આનંદ મેળવે છે. એવી સરળ ભાષાના જોરે સંયોજકો અદ્ભુત વાતાવરણ પણ ઊભું કરે છે. પરંતુ રાક્ષસીના દરેક પ્રસંગોમાં પ્રસંગની એકવિધતા સાથે ભાષા અને કથનપ્રકાર પણ એક જ જાતનો રહે છે. ચોરનું બુદ્ધિચાતુર્ય માત્ર 'બુદ્દેલખંડ' અને 'ગૌડબંગાળ' વાતો સિવાય બીજે નથી. રાજસ્થાનની બધી વાતો અદ્ભુત અને સાહસિક પ્રસંગોથી ભરી છે, તેમ જ સમસ્યા અને ઉકેલમા પારંગત મોતી પદમણી અને રાજરાણીનું આલેખન કરે છે: શરકુનું બુદ્ધિચાતુર્ય અને ઓરતની મરદાનગી 'પંજાબની કથાઓ' આપે છે: 'ચાર મૂરખા'ની વાત પણ એમાં જ છે. ગૌડ બંગાળની વાતોના બીજા ભાગમાં રાક્ષસીને મારવાના પરાક્રમની, નાગને મારવાની, બોલતા વાછડા-વાછરડીની ઘટનાઓ અને દેવાંશી ઘોડા અને પોપટની વાર્તાઓ દ્વારા બુદ્ધિ બતાવતો નાનો રાજકુમાર છે. કાઠિયાવાડની વાતો પણ મુખ્યત્વે અદ્ભુત પ્રસંગો આલેખે છે.

આ વાર્તાઓનું બાલમાનસ પર એટલું બધું આકર્ષણ રહે છે કે બીજી ગુજરાતી જાણતો બાળક નિશાળમાં આ કથાઓ વાંચવા સાથે દફતરમાં લઈ જાય છે, અને વર્ગમાંનો બીજો વિદ્યાર્થી એનાથી આકર્ષાઈ એ દફતરમાંથી નિરાંતે ઘેર આરવાદ લેવા એમાંની એક બે ચોપડીઓ ઉપાડી જાય છે; અને આ અવલોકન લખતા પહેલાં એ ચોપડીઓનું પારાયણ બાળકો પાસે કર્યું છે અદ્ભુત કથારસ નાના કે મોટા સૌને એટલો જ આકર્ષક હોય છે.



સંજોગોમાંથી પાર નીકળી દુશ્મનોને હંફાવી અજબ હિંમત દર્શાવી અંતે વિજેતા બને છે. એ સાથે સામાન્ય જનસમૂહના બીજા થરની પણ કથાઓ એમા આલેખાયલી છે. ' નવરંગ અને સબરંગ ' બન્ને ચોર છે, ભારે હોશિયાર છે અને કોઈના હાથમાં આવતા નથી. રાજાના મહેલમાં પણ ચોરી કરે. સબરંગ રાજાના દરેક હુકમો જુદા જુદા વેશ ધરી જાણતો હોવા છતાં બુદ્ધિબળથી ચોરી કરી ભંગ કરે છે. ' મામો અને ભાણેજ ' બન્ને ચોર છે અને એકબીજાથી ચડે એવા છે. એ વાતમાં એકબીજાને બુદ્ધિથી ચોરી કરવાના અને હંફાવવાના અનેક પ્રસંગો છે. ' બાપ તેવા બેટા ' માં બે ચોર છે, અને એમના ચોરપરાક્રમની કથા છે. ' અક્કુ અને શરપુ 'માંનો શરકુ ચોર નથી, પણ ઘણો જ હોશિયાર અને કુશળ છે. એના બુદ્ધિચાતુર્યના અનેક પ્રસંગો એ વાર્તામાં છે.

વાર્તાઓમાં ઉંદરમાંથી ઘણી કસુંબલ બનતી રાણીની કથાઓ: સુંદર કોતરેલી પૂતળી પર મોહ પામેલા અને એને શોધતા શાહજાદાની કથા છે: બોલતો વાછડો અને વાછડી કથામાં આવી પાત્રોનો મેળાપ કરાવે છે: ' અગમાલ માલાવત 'માં લશ્કરી મદદે આવીને લડતાં ભૂતપ્રેતો છે. ' સોનેરી પંખી ' ને શોધતા રાજકુમારનાં પરાક્રમો છે: બોલતાં પોપટ અને મેના છે: દરવાજે સવારમાં દેખાતા અજાણ્યા માણસો છે; રાજા બનવાની ઘટનાઓ છે; આગલા અવતારની અદ્ભુત કથાઓ છે, અને બોલતી પૂતળીઓ પણ છે.

સંયોજકોએ ભાષા સરળ રાખી છે, અને પ્રાથમિક શાળાઓમાં ભણતા નાના છોકરાઓ અને છોકરીઓ પણ એ હોંશે વાંચી આનંદ મેળવે છે. એવી સરળ ભાષાના જોરે સંયોજકો અદ્ભુત વાતાવરણ પણ ઊભું કરે છે. પરંતુ રાક્ષસીના દરેક પ્રસંગોમાં પ્રસંગની એકવિધતા સાથે ભાષા અને કથનપ્રકાર પણ એક જ જાતનો રહે છે. ચોરનું બુદ્ધિચાતુર્ય માત્ર ' બુંદેલખંડ ' અને 'ગૌડબંગાળ' વાતો સિવાય બીજે નથી. રાજસ્થાનની બધી વાતો અદ્ભુત અને સાહસિક પ્રસંગોથી ભરી છે, તેમ જ સમસ્યા અને ઉકેલમાં પારંગત મોતી પદમણી અને રાજરાણીનું આલેખન કરે છે: શરકુનું બુદ્ધિચાતુર્ય અને ઓરતની મરદાનગી ' પંજાબની કથાઓ ' આપે છે: ' ચાર મૂરખા 'ની વાત પણ એમાં જ છે. ગૌડ બંગાળની વાતોના બીજા ભાગમાં રાક્ષસીને મારવાના પરાક્રમની, નાગને મારવાની, બોલતાં વાછડા–વાછરડીની ઘટનાઓ અને દેવાશી મેના અને પોપટની વાર્તાઓ દ્વારા બુદ્ધિ બતાવતો અનો રાજકુમાર છે. કાઠિયાવાડની વાતો પણ મુખ્યત્વે અદ્ભુત પ્રસંગો આલેખે છે.

આ વાર્તાઓનું બાલમાનસ પર એટલું બધું આકર્ષણ રહે છે કે બીજી ગુજરાતી જાણતો બાળક નિશાળમાં આ કથાઓ વાંચવા સાથે દફતરમાં લઈ જાય છે, અને વર્ગમાંનો બીજો વિદ્યાર્થી એનાથી આકર્ષાઈ એ દફતરમાંથી નિરાંતે ઘેર આસ્વાદ લેવા એમાંની એક બે ચોપડીઓ ઉપાડી જાય—છે; અને આ અવલોકન લખતા પહેલાં એ ચોપડીઓનું પારાયણ બાળકો પાસે કર્યું છે. અદ્ભુત કથારસ નાના કે મોટા સૌને એટલો જ આકર્ષક હોય છે.



મુદ્રક : દીપક પ્રિન્ટરી અમદાવાદ

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' : વર્ષ ૨૨ : : 'નવરચના' વર્ષ ૧૬

અંક ૫ મો : ઑગસ્ટ ૧૯૫૧

સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક


: ક્રમ :


| | | | |
|---|---|---|---|
| ૧ | શાંતિની શોધ | | ૫ |
| ૨ | સમયનાં ક્ષીરનીર | રાજહંસ | ૭ |
| ૩ | નવો વળાંક | સિદ્ધાર્થ | ૧૧ |
| ૪ | લોકસાગરને તીરેતીરે | પરિવ્રાજક | ૧૬ |
| ૫ | ત્રણ કલાકરો | વિ. સ. ખાંડેકર | ૧૯ |
| ૬ | તુષારબિંદુ | ધૂમકેતુ | ૨૦ |
| ૭ | લાંબી વાટમાં (કાવ્ય) | પ્રભાત | ૨૨ |
| ૮ | વિચિત્ર પ્રાણી : સાલહું. | પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ | ૨૩ |
| ૯ | માછલી | પાલ ઍર્નસ્ટ | ૨૬ |
| ૧૦ | પાંચ વરસમાં ચોથી | શશી શહાણે | ૨૮ |
| ૧૧ | મારી સફર [૯] | જીવરામ જોષી | ૨૯ |
| ૧૨ | પેનથી પનોતી લગી | ચુનીલાલ મડિયા | ૩૨ |
| ૧૩ | નખ્ખોદ વળી ગયું | પ્ર. હ. મહેતા | ૩૭ |
| ૧૪ | તારંગાની ટેકરીઓમાં | મુસાફર | ૪૩ |
| ૧૫ | તવ બાથે (કાવ્ય) | જયન્ત પરમાર | ૪૬ |
| ૧૬ | ગ્રંથસમીક્ષા | જ. મ. રાવળ | ૪૭ |


☆

'સર્વોદય કે સામ્યવાદ ?'ની ચાલુ લેખમાળા આ અંકમાં સંજોગવશાત્ આપી શકાઈ નથી. આવતા અંકથી નિયમિત આવશે.


: વાર્ષિક લવાજમ :

દેશમાં : રૂપિયા સાડાસાત : : વિદેશમાં શિલિંગ પંદર

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે : ભારતી સાહિત્ય સંઘ લિ.
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ ૧

મુદ્રક : ચુનીલાલ માણેકચંદ રવાણી : શિષ્ટ સાહિત્ય મુદ્રણાલય : માદળ આંકડિયા.



# શાંતિની શોધ !

તે દિવસની મારી વિચિત્ર વર્તણૂકને હું સંભારું છું અને મને હસવું આવે છે ! હું શું શોધવા નીકળ્યો હતો ને શું શોધી લાવ્યો ? હું શાંતિ શોધવા નીકળ્યો, ને અશાંતિ લઇને આવ્યો !

એક વખત એક અજબ જેવી વાત બની ગઇ. મેં ઉતાવળે ઘોડેસવારી ઉપાડી. મહામૂલ્યવાન વસ્ત્રાભૂષણ મેં પહેર્યાં હતાં. હાથમાં રંગબેરંગી પુષ્પો રાખ્યાં હતાં. શરીર ઉપર સુવર્ણ–મોતીના દાગીના પહેર્યા હતા. મારો ઘોડો પણ અજબ સ્ફૂર્તિવાળો બની ગયો હતો. એના ઉપર પણ મૂલ્યવાન સામગ્રી શોભી રહી હતી !

લોકો મને પૂછતાઃ 'આટલી બધી મૂલ્યવાન સામગ્રી લઇને ક્યાં ઊપડ્યા છો ? કેમ આટલી બધી ઉતાવળ છે ?'

હું જવાબ આપતોઃ 'હું શાંતિને શોધવા જાઉં છું ! એટલા માટે મેં રંગબેરંગી સામગ્રી સાથે રાખી છે. મારો ઘોડો પણ મૂલ્યવાન છે, સાંજ પહેલાં એ ક્યાં રહે છે એની શોધ મારે પૂરી કરવાની છે !'

લોકો જોતા રહ્યા. ને હું મારે પોતાને માર્ગે ચાલી નીકળ્યો !

મારી વાત ફેલાઈ ગઈ.

પણ એક સાધનસામગ્રીવાળો શ્રીમંત માણસ શાંતિની શોધ કરવા નીકળ્યો છે એ વાત જગજાહેર થઇ ગઇ. એટલે તો ઠેકાણે ઠેકાણેથી માણસો મને મળવા માટે આવવા લાગ્યાં.

પહેલાં મોટા મોટા પંડિતો આવ્યાઃ તેમણે મને કહ્યુંઃ 'શાંતિ અમારી પાસે છે ! અને અમારી પાસે જે છે તે આ પુસ્તકોમાં છે, માટે શાંતિ જોઇતી હોય તો આ પુસ્તકો રાખો. શાંતિ પુસ્તકોમાં છે !'

મેં જવાબ વાળ્યોઃ 'તમે કહો છો તેમ પુસ્તકોમાં શાંતિ હોય તો તમે પુસ્તકો કંઠાગ્રે કર્યાં છે માટે તમારી પાસે શાંતિ હોવી જોઇએ !'





પંડિતો વિચારમાં પડી ગયા. જો હા પાડે છે તો પોતે ખોટા ઠરે છે. તેમની પાસે એ હતી તો નહિ! જો ના પાડે છે તો પુસ્તકો ખોટા ઠરે છે!

તેમણે વિચારીને કહ્યું: 'શાંતિ પુસ્તકોમાં છે એ સાચું, પણ પુસ્તકોમાંથી માણસ શોધે ત્યારે શાંતિ મળે તેમ છે. માટે શાંત રહીને તમારે એ શોધવા જોઇએ!'

મેં જવાબ દીધો: 'અરે ભાઈ! મારે તો સાંજ પહેલાં કામ પૂરું કરવાનું એ. ને તમે બતાવેલાં પુસ્તકો તો દસ જનમારે પણ પૂરાં થાય તેમ નથી! એટલે એમાં શાંતિ હશે એ તમારી વાત સાચી હશે, પણ એ મારા ખપની નથી. મારે તો તાત્કાલિક શાંતિ જોઇએ છે. મને મોટામાં મોટી બીક સાંજની છે. સાંજ ધસતી આવી રહી છે!'

પંડિતો જોતા રહ્યા ને હું ચાલી નીકળ્યો

× × ×

પણ તુરત જ મને કેટલાક સાધુઓ મળ્યા, એમણે મને કહ્યું: 'અરે! શાંતિ માટે આટલી બધી ધમાલ શી! શાંતિ અમારે ત્યાં જોઇએ તેટલી છે!'

મેં કહ્યું: 'મારે એવી રાખોડીની શાંતિ જોઇતી નથી, મારે તો વૈભવની શાંતિ જોઇએ છે! એ તમારી પાસે છે?'

સાધુઓ હસ્યા: 'આ વાત જ અમે તો આજ સાંભળી· શાંતિને અમે વૈભવ સાથે રમતી જોઈ નથી!'

મેં કહ્યું: 'તો તો તમારી શાંતિ મારે ખપની નથી, અને મારે તો સાંજ પહેલા શાંતિ શોધી લેવાની છે સાંજ ધપતી આવે છે!'

સાધુઓ મારા અજ્ઞાન ઉપર હસતા હસતા ચાલ્યા ગયા.

પણ સાધુઓ ગયા ન ગયા ત્યાં તો જોગીંદરો આવ્યા. એમણે કહ્યું: 'શાંતિ તો ઉસકો મિલતી હૈ જો ઉસે ઢૂંઢતે રહતે હૈં!'

મેં કહ્યું: 'હું ઢૂંઢવા તો નીકળ્યો છું!'

એમણે કહ્યું: 'લેકિન શાંતિ કો ક્યોં ઢૂંઢતે હો? ઢૂંઢને વાલી ચીજ જુદી હૈ!'

મેં કહ્યું: 'વો ચીજ ક્યા હૈ?'

તેમણે કહ્યું: 'ઉસકા નામ હૈ 'સંયમ.' સંયમ સે શાંતિ મિલતી હૈ.'

મેં કહ્યું: 'સંયમ ક્યા હૈ?'

તેઓ બોલ્યા: 'સંયમ નામ હરએક ચીજ કા ત્યાગ! હરેક ચીજ છોડ દો, શાંતિ મિલ જાયગી.'

મેં કહ્યું: 'મૈં ઇસ તરહકી શાંતિ કી ખોજ નહિ કરતા હૂં. મૈં તો હરેક ચીજ રખના ચાહતા હું, ઔર શાંતિ ચાહતા હું!'

'તબ તો તુમ ગરમ ચાહતે હો; ઔર ઠંડા ચાહતે હો—શોધ લો!'

જ્ઞાનીઓ પણ ચાલ્યા ગયા.

× × ×

હું તો દૂર દૂર નીકળી ગયો. સાંજ પડી જાશે એ મને બીક હતી. પણ હજી સુધી શાંતિનો ક્યાંય પત્તો ન હતો.

એટલામાં એક ડુંગરાની તળેટીમાં એક શુભ્ર વસ્ત્રધારી પુરુષ દેખાયો. તેના શ્વેત નિમાળા છાતી ઉપર ઝૂલી રહ્યા હતા. તેણે મને જોયો અને જાણે મારો પ્રશ્ન કળી ગયો હોય તેમ એ બોલ્યો: 'શાંતિ શોધો છો?'

મેં કહ્યું: 'હા; પણ તમને શી રીતે ખબર પડી?'

'ઘણા આ ડુંગરાઓની રમણીયતાથી આકર્ષાઈને આંહીં સુધી એને શોધતા આવે છે. પણ નવી નવાઈની વાત છે! હું તેમને શાંતિ બતાવું છું અને તે કોઈ એ લેતા નથી! લીધા વિના જ ભાગી જાય છે!'

મેં કહ્યું: 'હું લેવા આવ્યો છું. મને બતાવો.'

તેણે કહ્યું: 'શાંતિને શોધવાથી કદાપિ પણ શાંતિ નહિ મળે! એ કુદરતની ખૂબી છે. શાંતિને શોધનારે પણ—શોધવાની છે અશાંતિ! તો શાંતિ મળે!'

રાજહંસ

### નીતિ અને શ્રમનું લવાજમ

કેટલીક સાદી બાબતો આપણા સ્વભાવ અને વર્તનમાં ઘણો ફેરફાર કરી શકે એવી શક્તિ ધરાવે છે. અને જો અમલમાં લાવી શકાય તો એની અસર બહુ લાંબી પહોંચે એવી હોય છે. આવું એક સૂચન વિનોબા ભાવેએ કર્યું છે અને તે ઉપર દેશના આગેવાનોએ અને સંસ્થાઓના સંચાલકોએ વિચાર કરવા જેવો છે. સભ્યોની લાયકાત માટે સંસ્થાઓએ નાણાં ન માગતાં કામ માગવું જોઈએ એવો એમનો આગ્રહ છે.

કોઈ સામાજિક સુધારાનું કાર્ય કરતી સંસ્થા હોય તેણે પોતાના સભ્યો પાસે લવાજમ માગવાને બદલે ચોક્કસ સક્રિય સહાય માગવી જોઈએ. સભ્યો પાસેથી વચનો લેવાં જોઈએ કે તેમનું વર્તન મંડળના ધોરણોને અનુસાર રહેશે. અને વર્ષ દરમ્યાન સુધારાના અમુક કિસ્સાઓમાં ટેકો આપેલો હોવો જોઈશે.

વિદ્યાર્થીની સંસ્થામાં યે આવું લવાજમ દાખલ કરી શકાય. કોઈને લખતા-વાંચતા કરવા, કોઈ મંડળી આગળ પુસ્તકો વાંચવાં-સમજાવવાં, લોકશિક્ષણનાં પ્રદર્શનો ભરવાં કે નાટ્ય પ્રયોગો કરવા, પગપાળા પ્રવાસ કરતાં શિક્ષણ-ઉપયોગી કાર્ય કરવું, પાઠ્ય પુસ્તકોના ભંડારો ચલાવવા અને વિદ્યાર્થીઓના પુસ્તકોની હેરફેર કરી આપવી, આવા વિવિધ કાર્યક્રમો યોજી શકાય.

અરસપરસની સહાય અર્થે તો આવાં મંડળો ઠેરઠેર ઊભાં થઈ શકે અને સામુદાયિક લાભની પ્રવૃત્તિઓ ચલાવી શકે.

### સભ્યો સમજે તો સંસ્થાઓ બદલાય

પરંતુ આજે તો લવાજમનાં નાણાં એકઠાં કરી સભ્યોની સંખ્યાના આધારે સંસ્થાઓનું જોર બતાવવામાં આવે છે. કેટલીક જગ્યાએ લવાજમનાં નાણાં પણ ત્રીજા કોઈ પરબારા જમા કરાવે છે અને સંખ્યા ટકાવી રાખે છે. આવી સંસ્થાઓ ટકે તો યે દેખાવ સારુ કે બીજી સંસ્થાઓ જોડે ઘર્ષણમાં આવવા સારુ ચાલે છે અને એના ઉદ્દેશ કે કાર્યક્રમ પ્રજાને ભરમાવનારા બની રહે છે.

આવી મતલબી સંસ્થાઓ જેમ ખોટી છે તેમ આળસુ પ્રજાજનોની રીત પણ એટલી જ ખોટી છે. આપણામાંના ઘણાખરા બીજી કોઈ પ્રવૃત્તિ હાથ ઉપર ચઢવા દેતા જ નથી. કુતૂહલના માર્યા ક્યાંક હાજરી આપે એ જુદી વાત. એથી આગળ વધે તો મોટાઈ લેવા કે બીજાને આપવા પૂરતાં સમારંભમાં ભળે. ન્યાતના ગરબા કે ઇનામની ચોપડીઓ વહેંચતા કાર્યથી ઘણાને ગૌરવ લેવા જેવું

---

હું તેની સામે આશ્ચર્યચકિત બનીને જોઈ જ રહ્યો. આ કેવી નવી નવાઈની વાત હતી? અમૃત શોધનારને ઝેર બતાવીને કહેવું કે આ અમૃત છે એવી આ વાત હતી!

મેં એને સવાલ કરવા માટે મોં ઉઘાડ્યું, પણ રે નવી નવાઈની વાત! તે માણસ જ ત્યાં ન હતો!

મેં એને મોટેથી બૂમ પાડીને સવાલ કર્યો: 'હે ગુરૂદેવ! શાંતિ ક્યાં છે? શાંતિ ક્યાં છે?'

અને ડુંગરાઓમાંથી પડઘા પડ્યાઃ

'અશાંતિમાં! અશાંતિમાં!'

પણ આ પ્રત્યુત્તર હજી સુધી મને સમજાયો નથી. જેમ જેમ એનું રહસ્ય ઉકેલવા મથું છું તેમ તેમ એ વધારે ને વધારે રહસ્યમય બનતો જાય છે! એનો ઉકેલ કોઈ આણી શક્યું નથી. શાંતિની શોધમાં નીકળેલો હું કેવળ આટલી જ વાત લઈને પાછો ફર્યો કે 'અશાંતિમાં શાંતિ છે!'

અને ત્યાં તો સાંજ પડી ગઈ હતી.

અને આનું રહસ્ય તો હજી મળ્યું ન હતું!

હું સાંજને અંધારું લઈને આવતી જોઈ રહ્યો છું! અને આ એક જ પ્રશ્નનો ઉકેલ પણ મને ન મળ્યો એની અશાંતિથી વધારે ને વધારે વ્યગ્ર બની રહ્યો છું!

★





દેખાય છે એવી ક્ષુલ્લક પ્રવૃત્તિઓમાંથી પ્રજાને બહાર કાઢવી હોય તો દરેક સંસ્થાએ એના સભ્યો પાસેથી નવી ઢબનું લવાજમ વસૂલ કરવું જોઈશે. અને દરેક સમજુ નાગરિકે કોઈ ને કોઈ લોકોપયોગી પ્રવૃત્તિ સાથે સંકળાયેલા, એમાં રસ લેતા, એને આગળ ધપાવતા રહેવું જોઈશે.

### એક પ્રવૃત્તિ પ્રધાન રાખો

જાહેર પ્રવૃત્તિઓ કરતી સંસ્થાઓ ઉપર સરકારે દેખરેખ રાખવી જોઈએ. જેમ પ્રધાનોના હાથમાં કંઈક દફતરો સોંપવામાં આવે છે અને અંદાજપત્રમાં એમની જોગવાઈ રાખવી પડે છે તેમ આવી જાહેર પ્રવૃત્તિઓમાં રસ લેતું સરકારી ખાતું હોય અને એમાં દોરવણી કે સલાહસૂચનો મળ્યાં કરતાં હોય તો એ 'પ્રવૃત્તિઓ' ઉપયોગી નીવડે એમાં શંકા નથી. આમ કરીને સરકારી દખલગીરી કોઈ ના ઇચ્છે; પણ સરકારે જવાબદારીમાં જે કોઈ હિસ્સો લઈ રહ્યા છે એમનો સંપર્ક જાળવવા એક પ્રધાન રોકવામાં આવે તો પરિણામ જરૂર સારું આવે.

જાહેર સંસ્થાઓ દ્વારા લોકહિતની પ્રવૃત્તિઓ નિરંકુશ રીતે ચાલે એમ જો સરકાર ઇચ્છતી હોય—પ્રજાની એ શ્રદ્ધા હોય—તો સરકારે પોલીસખાતા પાસેથી કેટલીક બાબતો આવી સંસ્થાઓ સારુ નિર્માણ કરવી જોઈએ.

### ઉચ્ચ શિક્ષણ સારુ સરળ પ્રબંધ થાય

હમણાં જ વેકેશનો પૂરી થઈ અને વિદ્યાર્થીઓ પાછા શાળા–કોલેજોમાં દાખલ થયા. એમની રજાઓ કેવીક ગઈ?

આ રજાઓમાં એમણે આગળના અભ્યાસ માટે તૈયારી કરી? એ તૈયારી કરે પણ કેવી રીતે! પરિણામ જણાય એટલે દોડાદોડી થઈ રહે છે. એમાં જાતજાતનાં પત્રકો મેળવવાનાં અને ભરવાનાં, મુલાકાતો લેવાની અને સર્ટિફિકેટો રજૂ કરવાનાં. એક જગ્યાએથી પત્રક મળે, બીજી જગ્યાએ મોકલવાનું અને ત્રીજી જગ્યાએ તપાસ કરવાની. એમાં વળી સૂચના થઈ છે કે વિદ્યાર્થીઓની વૃત્તિ તપાસવી અને તે મુજબ દાખલ કરવા. આવી છૂટ મળે એટલે તો થઈ જ રહ્યું ને!

ખાસ વિષયોના અભ્યાસ માટે લાયકાતનું ધોરણ હોવું જોઈએ અને રાખરખાપત હજુ પણ કડકાઈથી થવી જોઈએ. એની સાથે લાયક વિદ્યાર્થીને પૂરતી સગવડના અભાવે રખડી જવું પડે એ પરિસ્થિતિ સારી નથી. ભયમાં મૂકાઈ જઈ ત્રણ-ચાર જગાએ અરજી કરવી, બે-ત્રણ જગ્યાએ ફી ભરી રાખવી એવું ઘણું તો આજે સામાન્ય થઈ પડ્યું છે. એ બંધ કરી શકાય એવું નથી શું?

### પર્યટનો રાખો: છાત્રાલયો સોહામણાં કરો

રેલવે તરફથી પહાડો પર પહોંચી જવા ઉપલા વર્ગમાં ખાસ ગોઠવણ જાહેર થઈ છે. એવી સગવડો આપી શકતી રેલવે તરફથી આપણે એટલી આશા જરૂર રાખી શકીએ કે વિદ્યાર્થીઓને રજાઓમાં ફરવાની ઉત્તમ સગવડ કરી આપે. હાલે તો શાળા–કોલેજો પૂરતી એ સગવડ મર્યાદિત રહે. પરંતુ પ્રમાણિત વિદ્યાર્થીને રજાઓમાં પોતાના દેશમાં એક છેડેથી બીજે છેડે પહોંચી જઈ નિરીક્ષણ કરવાની ખાસ યોજનાઓ જરૂર થવી જોઈએ. દરેક વિદ્યાપીઠને પાંચ–સાત લશ્કરી ગાડીઓ મળી જાય એટલી સગવડ કરવી શું મુશ્કેલ છે?

એવી બીજી સગવડ છાત્રાલયો સંબંધી છે. નવાં છાત્રાલયો બંધાય છે એ પણ જૂની ઢબથી અમર વધુ કરકસરથી બંધાય છે. દરેક બાબતમાં ગરીબાઈ નજરને કંપી રાખે છે ક્યાં ઑક્સફર્ડ–કેમ્બ્રીજનાં છાત્રાલયો અને ક્યાં આપણી મજૂરોની ચાલીઓ જેવાં એક રૂમમાં ત્રણ–ચારને રાખતાં છાત્રાલયો! હવે તો આપણે મોટા વિજ્ઞાનિકો, ન્યાયાધીશો, પ્રધાનો, રાજકર્મચારીઓ જોઈએ છે. એમના માનસ આગળ દારિદ્રયની યાદ કાયમ રાખવી શું જરૂરી છે? મકાનો અને વાતાવરણની અસર માણસોના વિકાસ ઉપર થતી હોય એમ જો આપણે માનતા હોઈએ તો ઉચ્ચ શિક્ષણ લેતા વિદ્યાર્થીઓ સારુ વિશેષ સગવડો વાળાં છાત્રાલય આવશ્યક છે.



એવી રીતે, નૈસર્ગિક સ્થળોએ વિદ્યાર્થી-ગૃહો ખોલવાં પણ જરૂરી છે, જ્યાં વારાફરતી વિદ્યાર્થીઓને મોકલવાની અને કોઈ ટૂંકો કોર્સ તૈયાર કરવાની ગોઠવણ રાખવી જોઈએ. આકાશદર્શન, ચિત્ર કે શિલ્પનાં વિવેચનો, ફૂલ-પંખી-પશુનો પરિચય, રાંધણકળા, પર્વતારોહણ, સમૂહ રમતો વગેરે ઘણું થઈ શકે અને એકંદરે વિદ્યાર્થીને મનોરંજન સાથે ઉપયોગી માહિતી મળી રહે.

### છત્ર ચઢાવ્યે ખૂની ભૂંસાય ?

બહારવટે નીકળેલા પ્રજાને કેવી રંજાડ કરે છે એ આજના જમાનામાં કહેવાતું ના હોય. છતાં, જ્યારે એમાં ધાર્મિકતાનો લેપ ચડે છે ત્યારે પ્રજા એમાં છૂપો ગૌરવ લે છે એ નવાઈ જેવું છે. ભૂપતના નામથી કોઈ ખૂનો અને ધાડો પાડે છે અને એનો ત્રાસ ઘણો વધી ગયો છે. પરન્તુ, એણે એક શિવાલયમાં ચાંદીનું છત્ર કર્યું અને સોમનાથના પગથિયે પગથિયે પચીસ પચીસ રૂપિયા મૂકયા એટલે જાણે એ ખોટામાંથી 'ખરો' થઇ ગયો ! પોતાની નામના કરાવવા એવા લોકો બ્રાહ્મણોને દાન, દેવાલયોમાં ભેટ, કન્યાનું પાણિગ્રહણ જેવાં ધાંધલો કરી પ્રજાનું મન જુદી દિશામાં ફેરવે છે. અને ધર્મભીરુ લોકો સહેજમાં રાજી થઈ જઈ ખૂની-ડાકૂનાં વખાણ કરવા લાગી જાય છે.

એ જ ન્યાયે કેટલાયે કાળાં કામો કરનાર પ્રજામાં સુખેથી હરેફરે છે. એમનાં કામો જાણીતાં હોય છે. પરંતુ, કંઈક ધાકથી, કંઈક એવી આશાથી કે ગોટાનો ગમે ત્યારે ખપ પડે કંઈક અંજાઈ જવાથી અને મોટે ભાગે બેદરકારીથી એમને લોકોના માનપાન મળી રહે છે. મરી જાય ત્યારે મોટી સ્મશાનયાત્રાઓ નીકળે છે અને એમના છોકરા-છોકરીના લગ્નોમાં થોકબંધ લોક ઊભરે છે. સામાજિક ગુનેગારોનું સન્માન કરી આપણે ધર્મનીતિના પાયા ઢીલા રાખ્યા છે એ ઓછું ખેદજનક છે !

એ હિસાબે અધિકારનો દુરુપયોગ કરનાર, લાંચ રૂશ્વતમાં ભાગ લેનાર, લોકહિતાર્થે થયેલા કાનૂનોનો છડેચોક ભંગ કરનાર પોતાના નજીવા સ્વાર્થ સારુ પ્રજાનાં કામોમાં નુકશાન પહોંચાડનાર એવા સૌ પ્રત્યે સ્વાભાવિક નફરતની હવા રહેવી જોઈએ. એમ નહિ થાય તો ભૂપતોનાં ટોળાં મંદિરોમાં ઘંટ બંધાવી પ્રજાને કનડગત કરતાં જશે. ગેરલાભ ઉઠાવી એમાંથી એ પ્રતિષ્ઠા પામતા જશે અને સામુદાયિક વ્યવહારમાં એ જ નીતિ ઠરી જશે.

### સ્વાતંત્ર્ય અખબારનું કે વાચકનું ?

અખબારી સ્વાતંત્ર્ય ઉપર કાપ પડશે એમ માની કેટલોક ઉહાપોહ મચી રહ્યો છે એ ગેરવાજબી છે. જો છાપાંઓને તીખું તમતમતું વેચી પ્રજાને છેહ દેવો છે તો એમના અનિષ્ટમાંથી ઉગારનારું કોઇ તો જોઇએ જ.

છાપાંઓનો જાણે નિયમ થઈ ગયો છે કે સનસનાટી વાળા સમાચારો ચમકાવવા, જાહેર પુરુષોની બેહૂદી ટીકાઓ કરવી, અંગત આક્ષેપો કરી એમને કોર્ટમાં ખેંચવા સુધી હેરાન કરવા, કટાક્ષ ચિત્રો કાઢી એમને હાંસીપાત્ર ઠેરવવા અને ધૂળ જેવી વાતમાંથી કામનો વાઘ કરી પ્રજાને ભરમાવવી અને પોતે નાણાં જમાવી લેવાં.

તપાસીએ તો જણાશે કે ઘણા છાપાંઓ પાછળ અધિપતિની અસર નથી હોતી પરન્તુ એના મૂડીવાળા માલિકોની અસર જ કામ કરતી હોય છે. જો સ્વતંત્રતા હોવી જોઇએ તે તો પ્રજાકીય ધોરણની હોવી જોઇએ, વાચકોને અનુકૂળ હોવી જોઇએ. જેમને ગંદકી ફેલાવવી હોય અને પ્રજાની આંખોમાં ઝેર રેડવું હોય તેમને એવી સ્વતંત્રતા આપી ના શકાય.

એમ તો સામ્યવાદીઓ વાણી-સ્વાતંત્ર્ય માગે છે, ગિરાસદારો એ છૂટ માગે છે, હિન્દુ મહાસભા પણ માગે છે અને એક સમયે મુસ્લિમ લીગે એવી છૂટ મેળવી હતી. એનાં પરિણામ કેવા ખતરનાક આવે એ કોઇને પૂછવા જેવું નથી.

સ્વતંત્રતા સાથે જે જવાબદારી હોય છે તેમાંથી છટકી જનારને અંકુશો મળે તો એથી નવાઈ પામવા જેવું નથી. નેહરુને આ પગલું ભરવા માટે અભિનંદન ઘટે છે. લોકમાનસ ઉપર અસર કર-





નારાં બીજાં બળો ઉપર પણ જવાબદારી સંભાળ-વાની આથી ચાનક આવશે એવી આપણે આશા રાખીએ.

### દાણેદાણાનો હિસાબ

અનાજના વહાણ ના વહાણ આવતાં જાય છે, કેટલાય દેશમાથી ભેટ તરીકે અનાજ આવ્યું છે, બીજાઓએ લાંબા ગાળાનું ધીરાણ કર્યું છે, કોઈકે બદલામાં સોદા કરી લીધા છે. ત્યારે પાકિસ્તાને ખાવામાં ચાલી ના શકે તેવા ચોખા મોકલ્યા છે.

બીજા દેશોના નિરીક્ષકો આવ્યા છે, સલાહકારો આવ્યાં છે. તેઓ ફરશે-જોશે અને વિચાર કરશે. અનાજ કેમ સચવાય છે, કેમ વહેંચાય છે, કેમ ફેરવાય છે એની વિગતોમા ઊંડા ઊતરશે અને જેમ આપણને કહેશે તેમ પોતપોતાના દેશમાં પણ અહે-વાલો રજૂ કરશે.

આપણી કટોકટી ગમે તેવી હોય, છતાં આપણી ફરજ છે કે પારકા અન્નના દાણેદાણાનો હિસાબ આપણે ચોખ્ખી રીતે આપી છૂટીએ. એટલે અન્ન સાચવવાનો અને યોગ્ય સંગ્રહ કરવાનો પૂરો બદોબસ્ત સરકારે રાખવો જોઈએ અને એના વપરાશમાં સયમ રાખવાનું કામ પ્રજાએ કરવું જોઈએ. 'ગલ્લામાંથી જડે તે નફો' એમ દીકું એટલે દિવાળી કરી નાખીએ તો કોઈ બચાવી શકવાનું નથી અને કટોકટીની સાંકળ મજબૂત થવાની છે. આ તબક્કે જે કરવાનું છે તે સ્વેચ્છાથી અને વ્યવસ્થાથી. બિન સરકારી સંસ્થાઓએ પ્રજા ઉપર પોતાનો પ્રભાવ પાડવો જ જોઈએ, શિસ્ત અને સયમ શીખવી પ્રજાને આગળ ખેંચવી જોઈએ.

આમ નહિ થાય તો બીજી કોઈ કટોકટી વખતે આપણી પડખે કોણ ઊભું રહેશે? બીજા-ઓનો વિશ્વાસ અને પ્રીતિ જીતી લેવાનો આ સુંદર મોકો છે.

*

# લેખકોને નિમંત્રણ

## બાળ વાર્તા માટે પારિતોષિક

કોઈ પણ વિષયની લાંબી કે ટૂંકી ઉત્તમ બાળ વાર્તા માટે એક પરિતોષિકની શ્રી જીવરામ જોષી તરફથી જાહેરાત થઈ છે. સૌથી શ્રેષ્ઠ વાર્તાના લેખકને રૂા. ૧૦૦નું એક પારિતોષિક અપાશે. વાર્તાના સર્વ હક્ક લેખકના રહેશે.

પંદરમી ઑગસ્ટ પહેલાં વાર્તા નીચેને સરનામે મોકલી આપવી.

પરીક્ષકોનું કાર્ય શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ અને શ્રી કપિલરાય મ. મહેતા કરશે.

જીવરામ જોષી
ભારતી સાહિત્ય સંઘ લિ.
ગાંધી માર્ગ, પુલ નીચે-અમદાવાદ

# નવો વળાંક

સિદ્ધાર્થ

'આ આરતીને આજ એકાદ કલાક સાચવીશ ને વદન? મારે આજે પેલા નીલમંગળની ગરબા પાર્ટીમાં જવાનું છે, મારા વગર આખી પાર્ટીની મજા મારી જશે.'

'તે આરતીને ત્યાં સાથે લઈ જજે ને, ત્યાં ક્યાં ઓછાં સાચવનારાં પડ્યાં છે?'

'બસ, તારે તો વાતવાતમાં મારો વિરોધ જ કરવાનો ખરું? બે વરસમાં તું કેવો બદલાઈ ગયો?'

'અને તું?'

'હા, હું એકલી હતી એને બદલે આજે એક બાળકીની માતા બની છું એટલો મારામાં ફેર પડ્યો છે!'

'તને તો માતા બનવાના કેવા કોડ હતા, અને હવે તારી વહાલસોઈ આરતી પણ તને ખૂંચે છે?'

'હા વદન, બધી સાહેલીઓમાં ફરતી વખતે મને એકલાં વધુ ફાવે છે. આજે રહી રહીને પણ મને થાય છે કે આપણે લગ્ન કરવાની ભારે ઉતાવળ કરી. લગ્ન ન કર્યાં હોત તો આ આરતીની જંજાળે ય ન હોત ને?'

'તે લગ્ન કરીને પણ એ જંજાળમાંથી દૂર રહેવાની તને ના કોણે પાડી'તી? ત્યારે તો કેવી કાકલૂદી કરતી'તી?—બસ, એક બાળક તો મારે જોઈએ જ!' વદન એની શુભ્રાના ચાળા પાડતો બોલ્યો.

બે વરસના પરણેત-જીવનની જિંદગી જીવીને શુભ્રા ને વદન એકબીજાથી એવાં તો ધરાઈ ગયાં હતાં કે વાતવાતમાં બે ય એકબીજા સાથે ચર્ચામાં ઊતરી પડતાં કે પછી નજીવી બાબતમાં ઝગડી પડતાં. આજે પણ નીલમંગળની ગરબા પાર્ટીમાં શુભ્રાની હાજરી વગર ચાલે એમ નહોતું એટલે આ ચડભડાટ પાછો શરૂ થયો હતો.

એમનાં લગ્ન પહેલાનું એક વરસ તો આખું ગામ એમનાં જોડિયાં નામને અને એકબીજા તરફના અપાર પ્રેમને નવાજતું હતું. શુભ્રા અને વદન પણ એકમેક વગર ઘડીભર પણ નહોતાં રહી શકતાં. જ્યાં જુઓ ત્યાં એ બે ય સાથે જ દેખાવાનાં. શુભ્રાની સ્વપ્નાની મૂર્તિ વદન જેવા વ્યક્તિત્વશાળી પુરુષને આટલો જલદી આકર્ષીને પોતાનો કરી શકી છે એને માટે ખુદ વદન પણ આજ તો કંઈક વિચારભરી અને શંકિત નજરે જોતો હતો. પણ પછી તો બેયનો પ્રેમ એકબીજાને એવો તો ચડી વાગ્યો કે આજે બેય એકબીજાને નજીક રાખવાની પ્રબળ તત્પરતાને પરિણામે જ એકમેકને દીઠાં યે નહોતાં ગમતાં. પ્રબળ આકર્ષણ આવી જ રીતે અચાનક અનાકર્ષણમાં પરિણમશે એ વાતે બધાંને વિચારતાં કરી મૂકેલાં હતાં.

લગ્ન કરતાં પહેલાં જ વદનને મિત્રોએ ખૂબ ચેતવેલો કે શુભ્રા જેવી જબરજસ્ત અને ઉખડેલી છોકરીને વદન એની ગરીબીને કારણે નહિ સંતોષી શકે. પણ શુભ્રા તો ગરીબીને ઝંખતી હતી! નાટક-સિનેમા અને નવલ-વાર્તાઓનાં ગરીબ નાયકો ઉપર ફિદા-ફિદા થઈ જતી. એની હમણાં હમણાંની જુદા જુદા માસિકોમાં આવતી વાર્તાઓના નાયકો પણ ગરીબ મજૂરમાંથી કે કોઈ ભેખધારી સેવકોમાંથી જ આવ્યા હતા. એની વદન સાથેની ચર્ચાઓમાં પણ ક્યાંય શ્રીમંતાઈ પ્રત્યેનો મોહ કે ગરીબાઈ પ્રત્યેનો તિરસ્કાર ભૂલથી યે નહોતાં દેખાતાં. એટલે જ વદન અનિચ્છાએ પણ શુભ્રાની રાજમહેલ જેવી બાદશાહીમાં અંજાઈ ગયો.

વદન ગામને છેવાડે આવેલી ચાલીમાં રહેતો એક સામાન્ય કુટુંબમાં ઊછરેલો અને મજૂર બાળકોને કેળવનાર અને એમાંથી માંડ પોતાનું પેટિયું કાઢી શકનાર સામાન્ય મધ્યમ વર્ગનો યુવાન હતો. બહુ બહોળું કુટુંબ નહોતું એટલે એ પોતાની એક ઘરડી માતા ભેગો રહેતો. પોતાને ભણવા પૂરતા પૈસા પોતાના મિત્રો પાસેથી અને અભ્યાસમાં મોખરે રહીને મેળવેલી શિષ્યવૃત્તિઓથી એણે પોતાનો અભ્યાસ પૂરો કર્યો. આજે એની સેવાવૃત્તિની ધગશે એને સારા એવા કાર્યકર જેવા ગૌરવવંતા સ્થાને પહોંચાડ્યો હતો.

કોલેજના છેલ્લા વર્ષમાં જે થોડાંઘણાં નિકટનાં મિત્રો હતાં એમાં શુભ્રા મોખરે





કાળિદાસ, ભવભૂતિ, શેક્સપિયર, કીટ્સ, શેલી જેવા મહાકવિઓથી માંડીને તે દેશના નાના નેતા સુધી સર્વેની એ બન્ને વચ્ચે ચર્ચાઓ ચાલતી. શુભ્રા એની કળાપારખુ નજરે વદનને જ્યારે પારખતી થઈ ત્યારે એ બીજા બધા જુવાનિયાની જેમ વદન ઉપર પણ ઢળી પડી. બીજા બધાને તો એ ઘડી-ભર પોતાનાં પ્યારાં બનાવીને, પાછળથી ખૂબ સહેલાઈથી તરછોડી શકતી. પણ વદનને એટલી સહેલાઈથી શુભ્રાએ ન તરછોડ્યો, બલકે વધુ ને વધુ પોતાના પડખામાં લેતી ગઈ. ત્યારે બધાંની શુભ્રા માટેની અભિપ્રાયવૃત્તિ પણ નવો જ પલટો લઈ બેઠી. એક તો ગામ આખામાં એની અલ્લડની વૃત્તિઓને કોઈ પૂરેપૂરી સમજી શકતું નહોતું અને વદન જેવા વિરુદ્ધ માર્ગના છોકરા સાથે જ્યારે એ લગ્ન કરવા પ્રેરાઈ ત્યારે એ આખો વિષય શુભ્રાની શ્રીમંતાઈને કારણે ચર્ચાસ્પદ બન્યો. શ્રીમંતાઈ અને ગરીબાઈનો આ સુમેળ ઘણાને કવખતનો કુમેળ લાગવા મંડ્યો ત્યારે વદનનાં કેટલાંય આત્મીય મિત્રો એને ચેતવવા અને એ માર્ગેથી પાછો વળી જવા વિનવવા લાગ્યાં. પણ જાજરમાન શુભ્રાના ઉપરથી દેખાતા ઝળહળાટમાં એ એવો તો અંજાઈ ગયો હતો કે એને માટે શુભ્રાને સ્વીકાર્યા સિવાયનો કોઈ માર્ગ જ નહોતો. અને એક દિવસ જ્યારે વાડી-વજીફા છોડીને શુભ્રા વદનની એ નાનકડી ઘલકોડીમાં આવી ગઈ ત્યારે આખી ચાલીના વહાલા વદનભાઈ સાથે બધાને [illegible]

વદનની એકેએક પ્રવૃત્તિમાં શુભ્રા મન દઈને મચી રહેતી લાગી ત્યારે તો વદન પણ ખરેખર ફૂલ્યો સમાતો નહિ. એની પ્રવૃત્તિઓ બેવડા જોરે વિકસવા-ખીલવા લાગી એ વાત ખરી; પણ શુભ્રાના એ રાસ-ગરબાના કોડ જાણે કરમાવા લાગ્યા. શુભ્રા એના શોખને ભોગે, એના ઇચ્છિત કોડને ભોગે કે એની પ્રિય પ્રવૃત્તિઓના ભોગે એ બધાંથી વહાલા એના વદનનો ભોગ આપી શકે એટલી કુશળ પણ નહોતી કે નહોતી એ બધાંને છોડી શકે એવી પણ. અને એમાંથી જે બાંધછોડનાં પ્રશ્નોએ વદન અને શુભ્રાના જીવનમાં એક જાતની જે કડવાશ લાવી દીધી એના આજે એમના લગ્નજીવનને આ પચીસમે મહિને એવા તો ભવાડા થવા લાગ્યા કે બધાં ચાલીનાં લોકો પણ શુભ્રા-વદનને એમની હરોળમાં જ મૂકવા લાગ્યાં!

દસ-બાર મહિનાની આરતીને વદનને હવાલે સોંપીને શુભ્રા એની ગરબા પાર્ટીમાં જવા જેટલી તત્પરતા દાખવે એ તો આરતીને માટે પણ ભયંકર, અપમાન જેવું જ ગણાય. આરતીના જન્મે શુભ્રાના જીવનમાં જે એક તરેહની કડવાશ, ખટરાગવૃત્તિ કે અસંતોષ જન્માવ્યાં હતાં એ તો આરતીને જન્મ દીધા પહેલાં એને ગર્ભમાં પણ પચ્યાં હતાં. કમનસીબ તો બિચારી આરતીનાં કે એ શુભ્રા અને વદન જેવાં સંસ્કારી અને કેળવાયેલાં માબાપને ઘેર જન્મીને પણ જન્મ પહેલાં અને જન્મ પછી પણ સાવ સામાન્ય સંસ્કારોથી રંગાઈ હતી. એનું ભાવિ જીવન તો ક્યા રંગે રંગાશે એ કોને ખબર, પણ એની કાચી માટીની કાયામાં તો હાડોહાડ ક્લેશ અને અસંતોષ ભર્યાં હતાં. અને એવા જ કલુષિત વાતાવરણમાં એના જન્મના શરૂઆતના મહિનાઓ વીતવા લાગ્યા ત્યારે શુભ્રા પોતે જનેતા હોવા છતાં એની પોતાની વહાલસોયી દીકરીના સંસ્કારોમાં ચેતન કે પ્રેરણા રેડવાનું સૂઝ્યું નહિ એ તો ખરું, પણ જનેતા બનવાના એના કોડ પણ આરતીના જન્મતાંની સાથે જ કોણ જાણે ક્યાંય અદૃશ્ય થઈ ગયા. દીકરીના બાપ બનેલા વદને માતાની મોટા ભાગની જવાબદારી પોતાની સાતદી'ની પ્રવૃત્તિઓ આડે પણ સારી દીપાવી હતી. પણ શુભ્રાને એની યે અદેખાઈ આવ્યા વગર ન રહેતી! ત્યારે તો વાતવાતમાં એમને ચડભડ થઈ જતી.

એવા જ એક અશુભ ટાંકણે આ પ્રસંગ બન્યો. આજે શહેરના જાણીતા મહાલય 'નીલમંગળ'માં વર્ષોનો ઉત્સવ યોજાયો હતો. અને ઉત્સવની પ્રેરણામૂર્તિ જેવી શુભ્રા એમાં હાજર ન રહે તો તો આખો ઉત્સવ અફળ નીવડે. ગયા વરસનો ઉત્સવ શુભ્રાની સુવાવડને કારણે જ મોકૂફ રખાયો હતો.

બધાંએ ધાર્યું હતું એમ જ થયું. આખરે



આરતીને વદનને સોંપીને જ શુભ્રા આવી પહોંચી હતી. એની રોતી સૂરત જોઈને બધાંને કારણ સમજાયું તો હતું કે વદન સાથે ઝઘડીને જ એ આવી હશે. પણ ઉત્સવરસિયાં રસિકો એનો લહાવો લેવામાં એવાં તો મશગૂલ બની ગયાં હતાં કે એમને એ બધું ધ્યાનમાં આવે એમ નહોતું, આવે તો ય એ વિશે કંઈ બોલવા જેવું લાગે એવું નહોતું.

આવીને સીધી શુભ્રા તો શૃંગારખંડમાં પહોંચી ગઈ. જ્યારે એ બનીઠનીને પાછી ફરી ત્યારે આખો રંગમંચ એની આભામાં અંજાઈ ગયો. ઘડી પહેલાંની રડમસ શુભ્રાને જોયેલી મેદની આ નવે રૂપે પ્રગટેલી શુભ્રા તરફ ટીકી રહેવા લાગી. શુભ્રાને પણ એ બધાંની આ મીઠી નજર ખૂબ ગમતી હતી. અને એ બધાને બહેકાવવામાં એકલી શુભ્રા જ જવાબદાર હતી. એ આખા ઉત્સવમાંના કેટલાય પુરુષો શુભ્રાની હથેળીમાં નાચ્યા હતા એની આજે રહી રહીને આવતી યાદ માટે પણ ઉત્સવમંડપનો મોટા ભાગનો પુરુષવર્ગ બળી ઊઠતો હતો. શુભ્રા એ બધાની અંગારા વરસાવતી નજરને સારી રીતે ઓળખતી હતી, પણ આજે એ બધી લાય બળતી નજરો એને ટાઢક દેતી હતી. એની વદન પ્રત્યેની દૃષ્ટિમાં થઈ ગયેલું બે વરસ પછીનું પોતાને એકલીને દેખાતું આ મહા પરિવર્તન એને રહી રહીને પણ સાલતું હતું. નાનકડી આરતીનું અસ્તિત્વ ન હોત તો પરણ્યા પહેલાં જેવી રીતે અનેક પુરુષોને હાથ તાળી દઈ ચૂકી હતી એમ જ વદનને પણ એક ભારે ઠોકરે હડસેલી દઈ શકી હોત. એમ ને એમ રસતાનમાં રાતના ત્રણેક વાગ્યે એ બીજા પુરુષમિત્રોને લઈને પોતાને ઘેર ગઈ ત્યારે ફળિયામાં ખાટલો નાખી સૂતેલા વદનના પડખામાં એની આરતી વદનને વળગીને સૂતેલી જોતાં જ પુરુષમિત્રો એની ઠેકડી કરતા કરતા શુભ્રાને પહોંચાડ્યાનો અને બીજો પણ છૂપો સંતોષ અનુભવતા પાછા ફરી ગયા.

વદનના ખાટલાની બાજુમાં જ શુભ્રાની પથારીવાળો ખાટલો તૈયાર હતો. શુભ્રા આરતીની કે વદનની લેશ પણ પરવા ન કરતાં સીધી ખાટલામાં પડી અને નિરાંતે ઊંઘી ગઈ. પાછલી રાતના જ્યારે આરતીના સળવળાટથી વદને જાગીને જોયું ત્યારે શુભ્રા એના ખાટલામાં નિરાંતે ઊંઘતી દેખાઈ. જાગી ગયેલી આરતીને મોઢે દૂધની બાટલી ધરતો વદન આ માતૃત્વ પામી ચૂકેલી છતાં માતાની એક પણ જવાબદારી લેવા ન માગતી શુભ્રાને જોઈ રહ્યો અને આરતીમાં એનો અંશ પણ ન આવે એવી કડક પ્રતિજ્ઞા લેતો આરતીને સુવાડવા મથી રહ્યો. આરતી પણ શુભ્રા કરતાં વદનની સાથે વધુ હળી ગઈ હતી. પૂરી એક વરસની નહોતી થઈ ત્યાં તો એ છેટેથી આવતા વદનને ઓળખી કાઢતી અને વદનની હાજરીમાં તો એ શુભ્રા પાસે ઢૂંકતી પણ નહિ. એટલે જ શુભ્રામાં વધારે એક્કિરાઈ આવી ગઈ હતી ને!

આમ ને આમ બીજાં બે વરસ વીતી ચૂક્યાં. શુભ્રાની નફરત વધીને એટલે સુધી પહોંચી ગઈ હતી કે એ અઠવાડિયામાં માંડ એક બે દિવસ ઘેર દેખાતી. વદન પણ શુભ્રાની સ્વતંત્રતા પર તરાપ મારવામાં માનતો નહોતો. પોતાના તનતોડ કામમાં પણ એક જનેતાથી વધુ કાળજીપૂર્વક એ આરતીના ઉછેરમાં ધ્યાન દેતો. એની આરતી હવે તો શુભ્રાને યાદ પણ નહોતી કરતી અને વદન સાથે જ રહેવા-ફરવા લાગી ગઈ હતી. શુભ્રા પોતાની જાતને મનાવતી કે માંડ લપ ગઈ!—અને એની સ્વચ્છંદતા માઝા મૂકતી જ ગઈ.

એના જૂના પુરુષમિત્રો સાથેના તોડેલા સંબંધો વળી પાછા બિલાડીના ટોપની જેમ એકાએક ફૂટી નીકળ્યા અને એ બધાને એકવાર હથેળીમાં રમાડતી શુભ્રા પોતાના અસંતોષી જીવનને સંતોષવા એ બધાની સહિયારી હથેળીમાં નાચવા લાગી. એ બધા મિત્રો તો જાણે બદલો લઈ રહ્યા હતા. એમની છતી પત્નીઓએ પણ, શુભ્રા જેવી જાજરમાન સ્ત્રી સાથે હરીફરીને એ બધા પત્ની જેટલું સુખ અનુભવતાં. શુભ્રા પણ ભારતીય ઘરરખ્ખુ ગૃહિણી મટીને સ્વચ્છંદે વિહરનાર, પાશ્ચાત્ય સંસ્કારે સીંચાયેલી, અનેક પુરુષોની સાથે સંપર્કમાં—સંસર્ગમાં





રહેલી સ્ત્રી બની ગઇ હતી—પુરુષોનું પ્યાદું બની ગઇ હતી.

વદન આ બધું જોતો-જાણતો. છતાં શુભ્રાની સ્વતંત્રતા ઉપર તરાપ ન મારવાના હેતુથી શુભ્રા ઘેર આવે કે ન આવે એને માટે એક અક્ષર સુદ્ધાં એ ન કહેતો. આરતી તો શુભ્રા સામે ક્યારે ય જોતી નહિ, પછી એને પોતાની જનેતા ગણીને બોલાવે તો ક્યાંથી? એ નાનકડી આરતીનો જનક અને જનેતા બે ય એક વદન જ હતો એટલું એ જાણતી અને એ બેવડું સુખ પણ એ વદન પાસેથી જ પામતી. શુભ્રાને એટલે જ એ ઘર છોડતાં ન તો મુશ્કેલી પડી કે ન કશો આંચકો અનુભવવો પડ્યો. અઠવાડિયા સુધી શુભ્રા ઘેર ન દેખાઇ અને નવમે દિવસે એના એક મિત્રે જ્યારે આવીને કહ્યું કે શુભ્રા તો એનાં થોડાંક મિત્રો સાથે કાશ્મીરની સહેલગાહે ઉપડી છે ત્યારે વદનને સહેજ ઓછું આવી ગયું. પણ એના દિલની ઉદારતા આટલી હદે પહોંચેલી શુભ્રાને વાળી લેવા માટે ય જરા પણ સંકુચિત ન બની તે ન જ બની.

છેવટે બીજે મહિને શ્રીનગરથી લખાયેલો શુભ્રાનો કાગળ વાંચીને વદન તો છક જ થઈ ગયો. એ લાંબા કાગળમાં એમના લગ્નજીવનનાં છેલ્લાં ચારેક વરસનું સરવૈયું કરતી શુભ્રાની જમાબાજુની વદન સામે ફરિયાદની લાંબી ટીપ હતી અને એની ઉધાર બાજુમાં પોતાના જ વખાણ કરતી છતાં જમાબાજુથી કંઈક ઓછી લાંબી હારમાળા હતી! અને એ બધાંની સિલક રૂપે શુભ્રાએ છૂટાછેડાનો પ્રસ્તાવ રજૂ કર્યો હતો. જે મિત્રોની હાજરીમાં એ બંનેનાં લગ્ન થયાં હતાં એ મિત્રોની હાજરી વચ્ચે જ અને એમની સાક્ષી સાથેના છૂટાછેડા શુભ્રા માગી રહી હતી. એને ખાતરી હતી કે એ બધાં મિત્રો વચ્ચે વદનની રેવડી દાણાદાણ કરવાથી એની તરફ દેખાડવામાં આવેલા અન્યાયી વર્તનનો એ બદલો વાળી શકશે. વદને એ આખો કાગળ બે-ત્રણવાર વાંચ્યો. એની પાસે જ આરતી બેઠી બેઠી રમકડાંથી રમતી હતી. એ આખા કાગળમાં આરતીનું નામ સુદ્ધાં નહોતું દેખાયું એ વદનને ભારે નવાઈભર્યું લાગ્યું. છતાં વદને એ આખો કાગળ સ્વસ્થ મને વાંચીને એટલી જ સ્વસ્થતાથી એનો વળતો જવાબ દીધો. કાયદાનો આશરો લીધા વગર જો વદન શુભ્રાને છૂટાછેડા આપી શકતો હોત તો એ આ કાગળથી પણ દઇ શકે એમ છે એવું પણ જણાવ્યું. અને લગ્ન વખતે પણ શુભ્રાની એકેએક શરતને મંજૂર રાખેલી એવી જ સરળતાથી એ અત્યારે પણ શુભ્રાએ મૂકેલી બધી શરતો મંજૂર કરવા તૈયાર છે એવું પણ સ્પષ્ટ કર્યું.

કાગળ ગળતાંની સાથે જ શુભ્રા છેક કાશ્મીરથી તરત પાછી ફરી અને એ માટે બધી ભૂમિકા તૈયાર કરીને વદન પાસે આવી. વદન તો તૈયાર જ હતો. પોતાની સાથે કશી પણ વાત કરવા ન માગતી શુભ્રાને વદને પણ સામેથી એક ય અક્ષર ન કહ્યો ત્યારે ખરેખર શુભ્રા ઝંખવાઇ ગઇ. નવ માસ સુધી પોતાના ઉદરમાં જેનો ભાર વેંઢાર્યો હતો એવી પોતાની બાળકી પ્રત્યેની જનેતાની વહાલસોયી અમીનજરનું એક કિરણ પણ એની આંખમાંથી ન પ્રગટ્યું ત્યારે વદને શુભ્રા માટેની આશાનાં બધાં બારણાં બંધ કરી દીધાં. અને લગ્ન જેટલી જ કાબેલિયત દાખવીને આ છૂટાછેડાનો પ્રસંગ ઉકલી ગયો. વદનની ધીરજ માટે માન રાખતો મિત્રવર્ગ શુભ્રાની આભામાં અંજાયેલો છતાં એમનાં પડળ એકાએક ખોલતો ગયો અને મિત્રોના ટોળામાં રાચતી શુભ્રાએ એ જ દિવસથી ભયંકર એકલતા અનુભવી.

મિત્રોમાં રચીપચી રહેનારી શુભ્રા આમ આ એક જ પ્રસંગે સાવ એકલી બની જશે એનો એને ખ્યાલ પણ ક્યાંથી હોય? એ તો છૂટાછેડા પછી બધા મિત્રો સાથે છૂટથી હરીફરી શકશે એ વિચારે એવી તો હરખાતી હતી કે એના હરખને કોઇ માપી-પામી શક્યું નહોતું.

મિત્રોમાં મહાલતી શુભ્રા સાવ મિત્રો વગરની થઇ પડી. એને રહેવાનાં પણ હવે તો ફાંફાં મારવાં પડ્યાં. બે દિવસ અહીં તો બે દિવસ બીજા મિત્રને



ત્યાં, તો વળી અઠવાડિયું કોઈક બહારગામના મિત્રને ત્યાં, એમ કરતાં કરતાં એનાથી કંટાળેલા-થાકેલા મિત્રોમાંથી કોઈક તો એને સામે ચડીને પણ જાકારો દીધો ત્યારે એનું અભિમાન ઘવાવા લાગ્યું. પોતાનાં મા-બાપને ત્યાં એને માટે જરા પણ સ્થાન નહોતું રહ્યું એ તો એણે એના લગ્નના દિવસથી જ જાણેલું. પણ લગ્ન પછીના એના સ્વચ્છંદી જીવનના દિવસોમાં જ્યારે એના મા-બાપના કાને આવી વાતોના કીડા ટપકવા લાગ્યા ત્યારે તો એમણે શુભ્રાના નામનું નાહી નાંખેલું. એમાં ય જ્યારે આ છૂટા-છેડાનો પ્રસંગ બન્યો ત્યારે તો એમની ભરી ભરી શ્રીમંતાઈને બહાર ક્યાં દેખાડવામાંથી પણ બકાત કરી નાખ્યા.

આર્થિક રીતે પણ શુભ્રા ઠીક ઠીક ભીડમાં આવતી દેખાઈ. રહેવાની મુશ્કેલી તો હતી જ. પોતાને રહેવા માટે એક સ્વતંત્ર મકાનની ખોજ કરવા લાગી ત્યારે જે ભયંકર નિરાશા એને અનુભવવી પડેલી એ માટે તો પોતાની જાતને માટે એને ભારે ગુસ્સો આવ્યો. વદને એની વિરુદ્ધ બધે દાણા વેરી મૂક્યા હશે એમ જ એ તો માનતી થઈ ગઈ. અને એવા ગુસ્સામાં ને ગુસ્સામાં એક દિવસ એ વદનને ત્યાં જઈને વદનને ઠપકો પણ દઈ આવી. વદન એને કહે તો પણ પોતે ન માને એટલે તો વદન એનો આ હૈયા ઉકળાટ જરા પણ સ્વસ્થતા ગુમાવ્યા વગર સાંભળી રહ્યો. જાણે કોઈ ગુનેગારને ગુનો કબૂલાવવા ધમકાવતો હોય એથી યે ભયંકર ધમકીભર્યાં શુભ્રાનાં એકએક વેણ સાંભળતો વદન ખરેખર શુભ્રાની દયા ખાતો દેખાયો. અને એમાં શુભ્રાની ઘવાયેલી મૂર્તિ વધુ ઘા ખાતી થઈ અને વિફરેલી શુભ્રા પછી તો નાસ્તાની રકાબીમાંથી કંઈ પણ ચાખ્યા વગર આખી રકાબી હડસેલીને ક્રોધમાં ચાલી ગઈ ત્યારે સામે બેઠેલી ચિત્રોની ચોપડી જોતી નાનકડી આરતી પણ આ અવનવા બનાવની સામે ઘડીભર તાકી રહી.

વદનનું ધ્યાન તરત આરતી તરફ ગયું. આ બનાવની સાક્ષી આરતી બને એ વદનને ન રુચ્યું. પણ ત્યાંથી બીજે ખસેડવા જેટલો વખત નહોતો રહ્યો એટલે નછૂટકે આરતી આખા બનાવને સારી રીત જોઈ શકી. વચ્ચે વદને શુભ્રાની ગુસ્સાભરી ભાષામાં કોમળતા લાવવા માટે આરતીનો ઉલ્લેખ કર્યો ત્યારે શુભ્રા બેવડા જોરથી ગુસ્સે થયેલી લાગેલી એટલે વદને પછી એનો ઉલ્લેખ કરવો પણ છોડી દીધો અને બધો ઊભરો ખાલી કરવા દીધો. શુભ્રા ગઈ કે તરત વદને આરતીને ઊંચકી લીધી. ગભરાઈ ગયેલી આરતી પણ વદનને ગળે બાઝી પડી અને વદનના વહાલસોયા ચુંબનોના વરસાદમાં નહાવા લાગી ગઈ. વદને—હરખાયેલા વદને—આરતીના ઉછેરમાં જે હિંમતભર્યો ભાગ ભજવ્યો હતો એ આજે સફળ થયેલો દેખાતા નિરાંત અનુભવી.

*

બીજાં પાંચ વરસ પણ આમ ઠોકરાતી શુભ્રાએ કાઢી નાખ્યાં. વચ્ચે બે-ત્રણ વરસ એ જુદી જુદી સંસ્થાઓમાં નોકરી કરી ચૂકી, પણ ક્યાં ય સ્થિર ન થઈ શકી. એનું ખુમારીભર્યું વર્તન હવે તો એવું કૃત્રિમતા ધારણ કરી ચૂક્યું હતું કે એનું રૂપરૂપનાં અંબારભર્યું દેહકાઠું પણ કૃત્રિમતાથી રંગાયેલું ને નજરે જોવું પણ ન ગમે એવું બેડોળ બની ગયું હતું. વચ્ચે વચ્ચે ક્યારેક ક્યારેક એને વદન યાદ આવતો અને આરતી પણ યાદ આવતી. પણ શુભ્રા એ યાદને પણ જાણે ખંખેરી દેતી. બહુ ન રહેવાતું ત્યારે છેવટ પોતાનો ગુસ્સો ઠાલવવાને બહાને પણ એ વદનને ઘેર જઈ આવતી. વદન અને આરતીના એ સુખી જીવનને જોઈને એને હાડોહાડ કાળી બળતરા થતી. અને પોતાનું કૃત્રિમતાથી ભર્યું દંભી જીવન એને અંદરથી કોરી રહ્યું હતું એ જોતાં એને આ બાપ-દીકરીના સંસારનો ખાર પણ આવતો. વદને આવા વર્તનવાળી શુભ્રાને પણ નહોતી ક્યારે ય હડધૂત કરી કે નહોતી ક્યારે ય ધુત્કારી કાઢી. શુભ્રાના જીવનમાં નવો વળાંક લાવવાની વદનને અભિલાષ હતી. અને એ અભિલાષમાં ને અભિલાષમાં વદન પોતાની દરેક પ્રવૃત્તિઓમાં પણ રાતદિવસ શુભ્રાનું ચિંતન કર્યા કરતો. ફસકાઈ પડેલી શુભ્રા માટે આટઆટલું વીત્યા પછી પણ ક્યારે ય અભાવ

# લોકસાગરને તીરે તીરે

પરિવ્રાજક

## [ ૧ ]

ઘણે વર્ષે અચાનક વિદ્યાર્થી કાળનો મિત્ર મળી ગયો. બજારમાં એની નજર પ્રથમ મારા ઉપર પડી, પણ એને શંકા પડી કે હું અહીં ક્યાંથી હોઉં? એને પોતાને નોકરીને લીધે ગુજરાતના સિમાડા ઉપર, રેલવેની સગવડ વગરના તાલુકાના ગામે રહેવું પડતું હતું એટલે રોજના નિસાસા હતા ત્યાં અકારણ હું ક્યાંથી ભૂલો પડું? પરંતુ બીજી ક્ષણે હું થોડો નજીક આવ્યો એટલે એને ખાતરી થઈ કે એ જ જૂનો વિદ્યાર્થી દોસ્ત. એણે મને બોલાવ્યો તે સાથે મેં પણ એને ઓળખી કાઢયો. એ આ ગામે અવલ કારકુન તરીકે અમલદારી હોદ્દા પર હતો.

આગ્રહ કરીને એ મને પોતાને ઘેર લઈ ગયો. આદર-સત્કાર કર્યો. નવાજૂનીની વાતો કરી. એણે કહ્યું: સરકારી નોકરી કરતાં કરતાં એ સાર કાઢયો કે કામની કોઈને કદર નથી. ગમે તેટલું કામ કરીને તૂટી મરો તો પણ પગાર તો બેસી - રહેનાર અને કામ કરનારને સરખો મળવાનો! ખુશામત કરે એને સારા સ્થળે બદલી મળે, મારા જેવા સીધા માણસને તો આવાં ભૂતિયાં ગામ સેવવાના મળે. છેવટે મેં અફસોસ કરવાનો છોડી દીધો છે....

મને થયું કે, છેલ્લે છેલ્લે એને ફરજનું ભાન થયું અને બળાપો કરવાનું છોડી દીધું તે સારું થયું. હું તેને એ બદલ અભિનંદન આપવા જતો હતો ત્યાં એણે આગળ કહ્યું: હાલ અમારા જે મામલતદાર સાહેબ છે તેમના પરિચયમાં આવ્યા પછી મેં જોયું કે આ નોકરીમાં આર્થિક કલ્યાણ થવાનું નથી તો પછી આધ્યાત્મિક કલ્યાણ શું કામ ન સાધવું!

અને એમાં મારો અભિપ્રાય પૂછતાં મિત્રે કહ્યું: કેમ, ખોટું છે મારું માનવું? આધ્યાત્મિક કલ્યાણનો

---

પેદા નહોતો થયો. પ્રેમની ફિલસૂફીમાં રાચતા પોમલા પ્રેમીઓ જેવો વેવલો એ લગ્ન પહેલાં પણ નહોતો થયો ત્યારે જ શુભ્રા જેવી જાજરમાન યુવતીનું એ કેન્દ્ર બની શક્યો હતો ને? આજ પણ એ એ જ પ્રબળ મનોબળવાળી જુવાની જીવતો વદન શુભ્રાના આવા સડી ગયેલા જીવનમાં પણ ત્યારે જ એક નો એક વિસામો બન્યો હતો. છેલ્લાં દસ વરસથી એનું વાત્સલ્ય-ઝરણું સાવ સુકાઈ ગયેલું રણ બની ગયું હતું. એમાં આરતીની નિખાલસતા અને સરળતા ક્યારેક ક્યારેક મીઠી વીરડીના વહેણો બનાવી દેતી દેખાતી ત્યારે શુભ્રાની બેમી ગયેલી છાતીમાં પણ ગજગજના ઉછાળા અનુભવાતા.

વદને ધારેલો નવો વળાંક શુભ્રાના જીવનનાં અંતસ્તલમાં નવે રૂપે લેતો ધીમો પણ મક્કમ દેખાવા લાગ્યો ત્યારે વદન પણ કંઈક સંતોષ અનુભવતો લાગ્યો. મોટેભાગે શુભ્રા હવે વદન અને આરતી તરફ અજાણપણે પાછી ખેંચાવા લાગી. એના વેરાન બની ગયેલા જીવનમાં આ નવા વળાંકે કંઈક નવી ખુશનુમા ભરી દીધી અને વદન રાજીનાં રેડ થઈ ગયો.

એક દિવસ વદન બીમાર પડ્યો. બાર વરસની આરતી વદનને માથે પોતાં મૂકતી એની પથારીમાં વેદનાભર્યા ચહેરે બેઠી હતી. ત્રણ-ચાર દિવસની ગેરહાજરી પછી શુભ્રા એકાએક આવી ચડી ત્યારે બારણાના ઉંબરામાં જ થંભી ગઈ. હજુ આરતીનું ધ્યાન દોરાયું ન હતું, વદન તો તાવના ફફડાટમાં ઊંચી આંખ પણ નહોતો કરી શકતો એટલે એ તો શુભ્રાને જોઈ પણ શાની શકે? અને શુભ્રાનું માતૃત્વ અને સતીત્વ એકસાથે જાગી ઊઠ્યાં. એ દોડતી વદનની પથારીમાં ફસડાઈ પડી. આરતી તો હેબતાઈ જ ગઈ. વદન એ ભયંકર તાવમાં પણ શુભ્રાના આ નવા વળાંકે ઉમળકામાં રાચી ઊઠ્યો. અને શુભ્રાના એ નવા વળાંકમાં પહેલી જ વાર ખોવાયેલો અંતરતમ ઊંડાણનો શબ્દ 'વહાલા વદન'ની સાથે જ 'મારી શુભ્રા' એ વદનના શબ્દે આરતી પણ-જાણે કંઈક ખોવાયેલું પાછું મેળવી ચૂકી હોય એમ 'મા-મા' પોકારતી શુભ્રાને ગળે વળગી પડી.

અને વદનને માંદગીને બિછાને એક મંગળ દશ્ય ખડું થઈ ગયું.

★



એમનો કાર્યવિસ્તાર હું જાણતો નહોતો એટલે હું શું અભિપ્રાય આપું ? મેં કહ્યું: 'આધ્યાત્મિક કલ્યાણ વિષે તમે જણાવો તો ખરા.'

મિત્ર: 'અમારા મામલતદાર સાહેબ બે વર્ષથી અહીં બદલાઈને આવ્યા છે. એ કાયમ આધ્યાત્મિક જ્ઞાનમાં રચ્યાપચ્યા રહે છે. દરરોજ માંડ કચેરીમાં કલાક દોઢકલાક આવી જતા હોય તો. એ કહે છે કે છેલ્લા પંદર વર્ષથી માયા છોડીને આ રસ્તે હું વળી ગયો છું, અને આટલી ઓછી નોકરી હું વર્ષોથી કરું છું પણ મારું કામ કાયમ સારું કહેવાયું છે. અને બે વર્ષનો મારો પણ એ અનુભવ છે કે આગળના મામલતદાર બિચારા ઘણું કામ કરતા હતા છતાં ઉપરથી ઠપકો મળ્યા કરતો હતો ત્યારે આમનું કામ વખણાતું હતું.'

હું: 'કામ ન કરે છતાં વખણાય શી રીતે ?'

મિત્ર: 'એ જ આધ્યાત્મિક કલ્યાણનો મહિમા છે ને! એમના સ્ટાફના માણસોને આપોઆપ કામ કરવાની પ્રેરણા થાય અને જે બીજો અમલદાર કડકાઈથી ન કરાવી શકે તે આ સાહેબ કચેરીમાં ન આવે છતાં કારકુનો કરે છે!'

હું મિત્રની આધ્યાત્મિક ઘેલછા ઉપર વિચાર કરતો એના સામે તાકી રહ્યો.

મિત્રે કહ્યું: 'છેલ્લા એક વરસથી મેં પણ એ ક્ષેત્રમાં પ્રવેશ કર્યો છે. સાહેબને મારા ગુરુ બનાવ્યા છે. સાચે જ મને શાંતિ લાગે છે. કચેરીમાં ઓછો જાઉં છું છતાં કામનો ઠપકો મળ્યો નથી.' અને સહેજ રહીને એણે પૂછ્યું: 'બોલો, આ બાબતમાં તમારો કંઇ અનુભવ છે?'

હું શું બોલું ?

## [ ૨ ]

**સંતતિનિયમન** અંગે દેશમાં હમણાં હમણાં ઠીક ઠીક વાતાવરણ ઊભું થયું છે. અનાજના પ્રશ્નની સાથે સાથે એનો વિચાર કરવો પડે છે એટલે વડા પ્રધાન શ્રી જવાહરલાલથી માંડી દરેકને એનો ઉલ્લેખ કરવો પડે છે. છતાં સંતતિ-નિયમન અંગે મતભેદ છે. કૃત્રિમ સંતતિનિયમન અંગે ભણેલા વર્ગમાં પણ સૂગ છે, નૈતિક નથી તેવી ભાવના છે, તો આપણો આખો દેશ ગામડાઓમાં પડયો છે, અભણ છે, ધાર્મિક માન્યતાઓ અને રૂઢિ આચારથી જકડાયેલો છે એ સ્થિતિમાં એ રસ્તો જાહેર કરવામાં આવે તો પણ કરોડો ગામડાની સ્ત્રીઓ એનો ઉપયોગ કરવાને રસ્તે ન જ વળે તેવી મારી માન્યતા હતી.

પરંતુ તાજેતરમાં, શહેરમાં રહેતાં અને મૂળ ગામડાનાં એક સ્નેહી બહેને તેમનો અનુભવ જણાવ્યો ત્યારે મારી માન્યતા કેટલી ભૂલ ભરેલી હતી તેનો ખ્યાલ આવ્યો.

શહેરમાં રહેતાં એ બહેનના પતિ કૃત્રિમ સંતતિ-નિયમનમાં માનતા હતા એટલે ત્રણ બાળકો પછી છેલ્લા સાત વર્ષથી તેમને એક પણ સુવાવડ આવી ન હતી. એ બહેન હમણાં ત્રણેક વર્ષે લગ્ન પ્રસંગે પિયરમાં ગયાં હતાં. નાનું ગામડું, અભણ સમાજ, તેમાં યે સ્ત્રીઓમાં તો કેળવણીનો ખાસ પ્રચાર નહિ. આ સ્થિતિમાં, શહેરમાંથી કોઇ સ્ત્રી આવી હોય તો ગામડાની સ્ત્રીઓને એનાં કપડાં, ઘરેણાં, અને શહેરી જીવનની સાહ્યબી કુતૂહલનો વિષય થઇ પડે. પરંતુ આ બહેને જે નવું અનુભવ્યું તે એ કે એકલ-દોકલ કોઇ સ્ત્રી હોય અને એને વાત કરવાનો મોકો મળે તો એ જુદો જ સવાલ કરે: હેં બહેન ! તમને સુવાવડ નથી આવતી તે દવા ખાધી છે? એવું હોય તો બહેન, મને ય બતાવો ને. હું તો બબ્બે વરસે ખાટલો આવે છે તે થાકી ગઈ છું !

બીજી બહેન પૂછે છે: તમે તો શહેરમાં રહ્યાં, તમારા વર ભણેલા એટલે છોકરાં કેમ ન થાય તે એ બધું જાણે. અમે ગામડામાં રહ્યાં, એવું કશું જાણીએ નહિ એટલે કૂટાઇએ છીએ. આ મારા શરીર સામું જુઓ, હાડકાં અને ચામડી વગર રહ્યું છે એમાં કંઇ? અગિયાર સુવાવડો આવી. તમે રસ્તો કર્યો તો મને બતાવો ને! કહો તો શહેરમાં દવાખાનામાં આવું. થોડા રૂપિયા ખર્ચ થવાના હોય

# લોકસાગરને તીરે તીરે

परिव्राजक

## [ ૧ ]

ઘણે વર્ષે અચાનક વિદ્યાર્થી કાળનો મિત્ર મળી ગયો. બજારમાં એની નજર પ્રથમ મારા ઉપર પડી, પણ એને શંકા પડી કે હું અહીં ક્યાંથી હોઉં? એને પોતાને નોકરીને લીધે ગુજરાતના સિમાડા ઉપર, રેલવેની સગવડ વગરના તાલુકાના ગામે રહેવું પડતું હતું એટલે રોજના નિસાસા હતા ત્યાં અકારણ હું ક્યાંથી ભૂલો પડું? પરંતુ બીજી ક્ષણે હું થોડો નજીક આવ્યો એટલે એને ખાતરી થઈ કે એ જ જૂનો વિદ્યાર્થી દોસ્ત. એણે મને બોલાવ્યો તે સાથે મેં પણ એને ઓળખી કાઢ્યો. એ આ ગામે અવલ કારકુન તરીકે અમલદારી હોદ્દા પર હતો.

આગ્રહ કરીને એ મને પોતાને ઘેર લઈ ગયો. આદર-સત્કાર કર્યો. નવાજૂનીની વાતો કરી. એણે કહ્યું: સરકારી નોકરી કરતાં કરતાં એ સાર કાઢ્યો કે કામની કોઈને કદર નથી. ગમે તેટલું કામ કરીને તૂટી મરો તો પણ પગાર તો બેસી રહેનાર અને કામ કરનારને સરખો મળવાનો! ખુશામત કરે એને સારા સ્થળે બદલી મળે, મારા જેવા સીધા માણસને તો આવાં ભૂતિયાં ગામ સેવવાના મળે. છેવટે મેં અફસોસ કરવાનો છોડી દીધો છે....

મને થયું કે, છેલ્લે છેલ્લે એને ફરજનું ભાન થયું અને બળાપો કરવાનું છોડી દીધું તે સારું થયું. હું તેને એ બદલ અભિનંદન આપવા જતો હતો ત્યાં એણે આગળ કહ્યું: હાલ અમારા જે મામલતદાર સાહેબ છે તેમના પરિચયમાં આવ્યા પછી મેં જોયું કે આ નોકરીમાં આર્થિક કલ્યાણ થવાનું નથી તો પછી આધ્યાત્મિક કલ્યાણ શું કામ ન સાધવું?

અને એમાં મારો અભિપ્રાય પૂછતાં મિત્રે કહ્યું કેમ, ખોટું છે મારું માનવું? આધ્યાત્મિક કલ્યાણનો

---

પેદા નહોતો થયો. પ્રેમની ફિલસૂફીમાં રાચતા પોમલા પ્રેમીઓ જેવો ઘેવલો એ લગ્ન પહેલાં પણ નહોતો થયો ત્યારે જ શુભ્રા જેવી બેનજરમાન યુવતીનું એ કેંદ્ર બની શક્યો હતો ને? આજ પણ એ એ જ પ્રબળ મનોબળવાળી જુવાની જીવતો વદન શુભ્રાના આવા સડી ગયેલા જીવનમાં પણ ત્યારે જ એક નોંએક વિસામો બન્યો હતો. છેલ્લાં દસ વરસથી એનું વાત્સલ્ય-ઝરણું સાવ સુકાઈ ગયેલું રણ બની ગયું હતું. એમાં આરતીની નિખાલસતા અને સરળતા ક્યારેક ક્યારેક મીઠી વીરડીના વહેણો બનાવી દેતી દેખાતી ત્યારે શુભ્રાની બેમી ગયેલી છાતીમાં પણ ગજગજના ઉછાળા અનુભવાતા.

વદને ધારેલો નવો વળાંક શુભ્રાના જીવનનાં અંતસ્તલમાં નવે રૂપે લેતો ધીમો પણ મક્કમ દેખાવા લાગ્યો ત્યારે વદન પણ કંઈક સંતોષ અનુભવતો લાગ્યો. મોટેભાગે શુભ્રા હવે વદન અને આરતી તરફ અજાણપણે પાછી ખેંચાવા લાગી. એના વેરાન બની ગયેલા જીવનમાં આ નવા વળાંકે કંઈક નવી ખુશનુમા ભરી દીધી અને વદન રાજીનાં રેડ થઈ ગયો.

એક દિવસ વદન બીમાર પડ્યો. બાર વરસની આરતી વદનને માથે પોતાં મૂકતી એની પથારીમાં વેદનાભર્યા ચહેરે બેઠી હતી. ત્રણ-ચાર દિવસની ગેરહાજરી પછી શુભ્રા એકાએક આવી ચડી ત્યારે બારણાનાં ઉંબરામાં જ થંભી ગઈ. હજુ આરતીનું ધ્યાન દોરાયું ન હતું. વદન તો તાવના કડકડાટમાં ઊંચી આંખ પણ નહોતો કરી શકતો એટલે એ તો શુભ્રાને જોઈ પણ શાની શકે? અને શુભ્રાનું માતૃત્વ અને સતીત્વ એકસાથે જાગી ઊઠ્યાં. એ દોડતી વદનની પથારીમાં ફસકાઈ પડી. આરતી તો હેબતાઈ જ ગઈ. વદન એ ભયંકર તાવમાં પણ શુભ્રાના આ નવા વળાંકે ઉમળકામાં રાચી ઊઠ્યો. અને શુભ્રાના એ નવા વળાંકમાં પહેલી જ વાર બોલાયેલો અંતરતમ ઊંડાણનો શબ્દ 'વહાલા વદન'ની સાથે જ 'મારી શુભ્રા' એ વદનના શબ્દે આરતી પણ-જાણે કંઈક ખોવાયેલું પાછું મેળવી ચૂકી હોય એમ 'મા-મા' પોકારતી શુભ્રાને ગળે વળગી પડી.

અને વદનને માંદગીને બિછાને એક મંગળ દૃશ્ય ખડું થઈ ગયું.

★




એમનો કાર્યવિસ્તાર હું જાણતો નહોતો એટલે હું શું અભિપ્રાય આપું ? મેં કહ્યું: 'આધ્યાત્મિક કલ્યાણ વિષે તમે જણાવો તો ખરા.'

મિત્રઃ 'અમારા મામલતદાર સાહેબ બે વર્ષથી અહીં બદલાઈને આવ્યા છે. એ કાયમ આધ્યાત્મિક જ્ઞાનમાં રચ્યાપચ્યા રહે છે. દરરોજ માંડ કચેરીમાં કલાક દોઢકલાક આવી જતા હોય તો. એ કહે છે કે છેલ્લા પંદર વર્ષથી માથા ફોડીને આ રસ્તે હું વળી ગયો છું, અને આટલી ઓછી નોકરી હું વર્ષોથી કરું છું પણ મારું કામ કાયમ સારું કહેવાયું છે. અને બે વર્ષનો મારો પણ એ અનુભવ છે કે આગળના મામલતદાર બિચારા ઘણું કામ કરતા હતા છતાં ઉપરથી ઠપકો મળ્યા કરતો હતો ત્યારે આમનું કામ વખણાતું હતું.'

હું: 'કામ ન કરે છતાં વખણાય શી રીતે ?'

મિત્રઃ 'એ જ આધ્યાત્મિક કલ્યાણનો મહિમા છે ને ! એમના સ્ટાફના માણસોને આપોઆપ કામ કરવાની પ્રેરણા થાય અને જે બીજો અમલદાર કડકાઈથી ન કરાવી શકે તે આ સાહેબ કચેરીમાં ન આવે છતાં કારકુનો કરે છે !'

હું મિત્રની આધ્યાત્મિક ઘેલછા ઉપર વિચાર કરતો એના સામે તાકી રહ્યો.

મિત્રે કહ્યું: 'છેલ્લા એક વરસથી મેં પણ એ ક્ષેત્રમાં પ્રવેશ કર્યો છે. સાહેબને મારા ગુરુ બનાવ્યા છે. સાચે જ મને શાંતિ લાગે છે. કચેરીમાં ઓછો જાઉં છું છતાં કામનો ઠપકો મળ્યો નથી.' અને સહેજ રહીને એણે પૂછ્યું: 'બોલો, આ બાબતમાં તમારો કંઈ અનુભવ છે ?'

હું શું બોલું ?

## [ ૨ ]

**સંતતિનિયમન** અંગે દેશમાં હમણાં હમણાં ઠીક ઠીક વાતાવરણ ઊભું થયું છે. અનાજના પ્રશ્નની સાથે સાથે એનો વિચાર કરવો પડે છે એટલે વડા પ્રધાન શ્રી જવાહરલાલથી માંડી દરેકને એનો ઉલ્લેખ કરવો પડે છે. છતાં સંતતિ-નિયમન અંગે મતભેદ છે. કૃત્રિમ સંતતિનિયમન અંગે ભણેલા વર્ગમાં પણ સુગ છે, નૈતિક નથી તેવી ભાવના છે, તો આપણો આખો દેશ ગામડાઓમાં પડ્યો છે, અભણ છે, ધાર્મિક માન્યતાઓ અને રૂઢિ આચારથી જકડાયેલો છે એ સ્થિતિમાં એ રસ્તો જાહેર કરવામાં આવે તો પણ કરોડો ગામડાની સ્ત્રીઓ એનો ઉપયોગ કરવાને રસ્તે ન જ વળે તેવી મારી માન્યતા હતી.

પરંતુ તાજેતરમાં, શહેરમાં રહેતાં અને મૂળ ગામડાનાં એક સ્નેહી બહેને તેમનો અનુભવ જણાવ્યો ત્યારે મારી માન્યતા કેટલી ભૂલ ભરેલી હતી તેનો ખ્યાલ આવ્યો.

શહેરમાં રહેતાં એ બહેનના પતિ કૃત્રિમ સંતતિ-નિયમનમાં માનતા હતા એટલે ત્રણ બાળકો પછી છેલ્લા સાત વર્ષથી તેમને એક પણ સુવાવડ આવી ન હતી. એ બહેન હમણાં ત્રણેક વર્ષે લગ્ન પ્રસંગે પિયરમાં ગયાં હતાં. નાનું ગામડું, અભણ સમાજ, તેમાં ય સ્ત્રીઓમાં તો કેળવણીનો ખાસ પ્રચાર નહિ. આ સ્થિતિમાં, શહેરમાંથી કોઈ સ્ત્રી આવી હોય તો ગામડાની સ્ત્રીઓને એનાં કપડાં, ઘરેણાં, અને શહેરી જીવનની સાહ્યબી કુતૂહલનો વિષય થઈ પડે. પરંતુ આ બહેને જે નવું અનુભવ્યું તે એ કે એકલ-દોકલ કોઈ સ્ત્રી હોય અને એને વાત કરવાનો મોકો મળે તો એ જુદો જ સવાલ કરે : 'હેં બહેન ! તમને સુવાવડ નથી આવતી તે દવા ખાધી છે ? એવું હોય તો બહેન, મને ય બતાવો ને. હું તો બબ્બે વરસે ખાટલો આવે છે તે થાકી ગઈ છું !

બીજી બહેન પૂછે છે: તમે તો શહેરમાં રહ્યાં, તમારા વર ભણેલા એટલે છોકરાં કેમ ન થાય તે એ બધું જાણે. અમે ગામડામાં રહ્યાં, એવું કશું જાણીએ નહિ એટલે કૂટાઈએ છીએ. આ મારા શરીર સામું જુઓ, હાડકાં અને ચામડી વગર રહ્યું છે એમાં કંઈ ? અગિયાર સુવાવડો આવી. તમે રસ્તો કર્યો તો મને બતાવો ને ! કહો તો શહેરમાં દવાખાનામાં આવું. થોડા રૂપિયા ખર્ચ થવાના હોય





તો બળ્યા. પણ વગર બીમારીએ હું એકલી જાઉં ક્યાં?

ત્રીજી બહેન કહે છેઃ હેં બહેન! વાત સાચી? બૈરાં વાતો કરે છે કે તમે દવા કરી છે તેથી છોકરાં થતાં નથી! એવી દવા આવે છે ખરી? જો એવું હોય તો હું તો સૌ પહેલાં ખાવા તૈયાર છું. હવે નવી સુવાવડ આવશે તો હું જીવવાની નથી. બાળક, જણવા જેવું હવે શરીરમાં જોર જ રહ્યું નથી. અને આવવાની એ તો નક્કી. જીવવાનો ય હવે લોભ રહ્યો નથી, પણ સાત બાળકો મા વના થાય. મોટો હજુ પંદર વર્ષનો છે. સાત છોકરાંના બાપને કન્યા પણ કોણ આપે? અને આપે તો ય મારાં છોકરાનું શું? એટલે થાય છે કે નવી સુવાવડમાંથી બચવાનો રસ્તો હોય તો મારે ભગવાન મળ્યા જેવું થાય. મુઆં, બોલતાં નથી અને હસો એટલે જરૂર લાગે છે કે આની દવા તમે જાણો છો?

આ બહેને ગામડાની સ્ત્રીઓના હૈયાની જે વાતો કરી તે ઉપરથી લાગે છે કે સરકાર જો એના માર્ગદર્શન માટે કેન્દ્રો ખોલે તો અભણ સ્ત્રીઓ, ભલે એમને આ વિષયનો અભ્યાસ નહિ હોય, પણ અંતરમાં દુઃખ પડ્યું છે એટલે અનુભવના બળે એનો લાભ લેવા દોડી આવશે તેમ લાગે છે.

[ ૩ ]

...મિલમાં એક મજૂરનું હાર્ટ ફેઈલ થયું.

આમાં તો જાણે મજૂર શહીદ થયો હોય તેમ મજૂરોએ સ્મશાનસરઘસ કાઢવાનો નિર્ણય કર્યો. જોતજોતામાં બધા કારીગરો કામ છોડીને બહાર નીકળી આવ્યા. સરઘસની વાટાઘાટો ચાલી. મિલ શહેરની બહાર રહી એટલે સ્મશાને સરઘસ બારોબાર જાય તો ખબર શી પડે એટલે અકારણ શહેરમાં થઈને લઈ જવાની યોજના નક્કી થઈ.

સરઘસ નીકળ્યું. જાણે શો ય મોટો-શહીદ હોય તેમ એના ઉપર ફૂલહાર શરૂ થયા. લોકોના કુતૂહલનો પાર ન રહ્યો. શું છે. શું છે, એમ પૂછાપૂછ થઈ રહી. મિલમાં મૃત્યુ થયું છે. એટલા સમાચાર જાણતાં લોકો કલ્પી લેતા કે સાંચામાં આવી ગયો હશે. અને લોકોને ખોરાક મળી જતો. મિલ સત્તાવાળા છાનામાના મડદાનો નિકાલ કરવા માગતા હતા, પોતાને અકસ્માતનો દાવો ચુકવવો ન પડે તે માટે, પરંતુ કારીગરોએ એમની આંખમાં ધૂળ નાખી અને આખા શહેરની નજરે આ કિસ્સો ચડે માટે આવું મોટું સરઘસ કાઢ્યું છે. ફૂલહાર ચડાવીને મરનારને માન આપે છે.

રાતપાળીવાળા કારીગરોએ પણ તે દિવસે કામ ન કર્યું.

જાણે આટલાથી ન પત્યું હોય તેમ બીજે દિવસે એના માનમાં હડતાલ પાડવાનું કામદારોએ જાહેર કર્યું. હડતાલ પડી. શા માટે? કોઈની પાસે ઉત્તર ન હતો. એ કારીગર જીવતો ત્યારે ભૂખ્યો છે કે માંદો એની આગેવાના કોઈએ તપાસ કરી હતી? શું હાર્ટ ફેઈલથી આ કારીગરનું એક જ મોત થયું હતું? એમાં શું મિલ સત્તાવાળાનો દોષ હતો?

કોણ કોની પાસે આ જવાબ માગે? કોણ આપે? અકારણ આ રીતે મિલની ત્રણ પાળી કામ બંધ રહ્યું. કેટલું ઉત્પાદન ખોયું? આથી ફાયદો શો થયો? એ કરતાં સાચે જ જો કારીગરોને એ કામદાર પ્રત્યે હમદર્દી હતી તો એ ત્રણ પાળીનો કુલ પગાર એના કુટુંબને નિર્વાહ પેટે આપ્યો હોત તો એમણે બંધુકૃત્ય કર્યું કહેવાત.

પરંતુ રાજાઓ કૂતરાકૂતરીનાં લગ્ન કરે તેના ગાંડપણને આપણે વખોડી કાઢીએ છીએ. હવે રાજાઓ તો ગયા, પરંતુ જેમને પોષાય નહિં તેવા મજૂરો આવું ગાંડપણ કરે તેને મજૂર સંઘ કંઈ બોધ આપે ખરો?



## ત્રણ કલાકારો

વિ. સ. ખાંડેકર
અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ

સરિતાને કાંઠે એક તરુણી બેઠી બેઠી આંસુ સારતી હતી.

ત્રણે મિત્રોની નજર એક જ વેળા અચાનક એ તરુણી પર પડી. ત્રણ મિત્રોમાં એક કવિ હતો, એક ચિત્રકાર હતો, ત્રીજાનું કામ સૂરાવલિઓને રમાડવાનું હતું.

રાજદરબારમાં કવિનું આસન ખુદ મહારાજના સિંહાસન નજીક રહેતું. ચિત્રકારનું સ્થાન પણ સભાના સંભાવિત ગૃહસ્થોની હરોળમાં હતું. ગાયકને તો પોતાનું ગાન પૂરું થતાં જ દરબારને સાવ છેડે જઈને બેસવું પડતું.

કવિ રોજ નવાં નવાં કાવ્યો રચી લાવતો; ચિત્રકાર પણ નવાં નવાં ચિત્રો આલેખી શકતો. બિચારો ગાયક રોજ એના એ જ સૂરો આલાપ્યા કરતો; એની કલાની કદર પછી વધુ શી રીતે થાય?

* * *

પણ પેલી તરુણી એકાંત સ્થાને બેસી આમ આંસુ શા સારુ ઢાળતી હશે એ સવાલ ત્રણે મિત્રોને મૂંઝવી રહ્યો.

કવિએ તરુણી પાસે જઈને પૂછ્યું: 'ઓ સુંદરી! આંખમાંથી તું આમ શ્રાવણ–ભાદરવો કાં વરસાવે?'

ચિત્રકારે સવાલ કર્યો: 'ઓ ચારુગાત્રિ! તારે માથે આવડા દુઃખના ડુંગર શા આવી પડ્યા છે?'

ગાયકે માત્ર તેના ભણી કરુણાભરી નજર નાખી.

તરુણીનું રુદન અટક્યું નહિ; તે વધતું જ ચાલ્યું.

× × ×

એવી અનિંદ્યસુંદર તરુણીને આટલું મોટું દુઃખ શું હોઈ શકે તે કલ્પનાથી શોધી કાઢવાનો કવિ અને ચિત્રકારે નિશ્ચય કરી વાળ્યો. ગાયક બિચારો મૂગો જ રહ્યો.

બીજે દહાડે ફરીવાર ત્રણે મિત્રો પાછા સરિતાતીરે હાજર થયા. પેલી તરુણી હજુ ત્યાં જ હતી: એની આંખેથી વહી નીકળતી આંસુધારાઓ હજુ અટકી નહોતી.

કવિ તે તરુણી પાસે પહોંચ્યો. પોતે રચેલું કાવ્ય તેણે આવેશથી વાંચવા માંડ્યું. એનો ભાવ હતો: 'હૈયાના ઊંડાણમાં ગૂંથી રાખેલો મોતીનો હાર જ્યારે નિષ્ઠુર રમણ તોડી નાખે છે, ત્યારે એ મોતીઓ પછી રમણીનાં નેત્રો દ્વારા બહાર સરી પડે છે! ઓ સુંદરી! એ કુદરતી નિયમમાં તારો અપવાદ ક્યાંથી હોઈ શકે?' વગેરે વગેરે.

કવિના એ લાંબા કાવ્યશ્રવણને અંતે પણ તરુણીના હોઠ બિડાયેલા જ રહ્યા.

પછી ચિત્રકારે પોતાનું ચિત્ર એ તરુણી પાસે રજૂ કર્યું.

ચિત્રમાં એક યુવતી ઝંઝાવાતમાં સપડાઈ છે એવું એ દૃશ્ય હતું. સુસવાટા મારતો તોફાની વાયુ વહેતો હતો; યુવતીના માથાનો કેશકલાપ એણે અસ્તવ્યસ્ત કરી નાખ્યો હતો; એનો પાલવ ઊડી જઈ હવામાં ખેંચાતો હતો; પણ એ બધા પ્રત્યે યુવતી તો જાણે બેદરકાર રહી હતી. એનું સઘળું ધ્યાન સામે ઊખડી પડેલા એક વિશાળકાય વૃક્ષ પર ચોંટી રહ્યું હતું; એ વૃક્ષને વળગીને વધેલી એક વેલી પણ એ વૃક્ષની સાથે જ ઊખડી પડી ભોંય પર રગદોળાતી હતી

તરુણીએ એ ચિત્ર જોયું; કશુંક કહેવા માટે જાણે તેના હોઠ ફફડ્યા પણ એમાંનો એકે ય શબ્દ ચિત્રકારને કાને પહોંચ્યો નહિ.

હવે ગાયકનો વારો આવ્યો. ધીરે ધીરે તેણે સ્વરલહરીને આહ્વાન કરવા માંડ્યું.

એ સ્વરો કેટલા કોમલ–મૃદુ હતા! કોઈ અજબ કંપ એ સ્વરલહરીઓને ધ્રુજાવી રહ્યો હતો. જાણે દુનિયાનાં સઘળાં દુઃખો સાથે મળી પોતાની આર્ત્તવેદના આલાપી રહ્યાં હોય!

પણ ત્યાં તો ગાયકને અધવચ્ચે અટકાવી દઈ તરુણીએ પૂછ્યું: 'ઓ ભાઈ! એ બધું તને કોણે કહી ગયું?'

ધૂમકેતુ

રાજકુમાર તિષ્ય એક વખત જંગલમાં ફરવા ગયો. વનની શોભા જોઈને એના મનને આનંદ આનંદ થઈ ગયો. ત્યાં ઠેર ઠેર ચોખ્ખાં પાણીનાં ઝરણાં, હરિયાળાં ઘાસમાં થઈને રમતાં રમતાં ચાલી રહ્યાં હતાં. વનકુંજોની શીળી છાયામાં મયૂરો નૃત્ય કરી રહ્યા હતા! અકાલે જાગેલી વસંત હોય તેમ ફૂલ-છોડોની મત્ત સુગંધ ચારે તરફથી આવી રહી હતી!

રાજકુમાર તિષ્યે પાટલીપુત્રના કૃત્રિમ વૈભવ કરતાં આંહીં જુદી જ જાતનો આનંદ અનુભવ્યો. તે રાજ-ચિંતા છોડી દઈને બે ઘડી ત્યાં બેઠો. એને લાગ્યું કે આજે એ ખરેખર નંદનવનનો અનુભવ લઈ રહ્યો છે!

જંગલના આ આનંદ-અનુભવમાં કુમાર તલ્લીન હતો. એના મનમાં અનેક વિચાર આવી રહ્યા હતા. એટલામાં એણે આ જંગલમાં ઠેકાણે ઠેકાણે પશુને અને પંખીને પણ, એક બીજા તરફ પ્રીતિ કરતાં જોયાં! એક બીજાં એક બીજાંની પાસે ઊભાં રહીને જાણે કે આનંદની ગોષ્ઠિ માંડી રહ્યાં હતાં!

'આંહીં ક્યાંય દુઃખ ન હતું. ક્યાંય શોક ન હતો. ક્યાંય રાગ-દ્વેષની છાયા ન હતી. સઘળે ઠેકાણે જાણે, કુદરત હસી રહી હતી! જ્યાં નજર કરો ત્યાં નજર ઠરી જાય એટલી શોભા દેખાતી હતી.

પછી ધીમે ધીમે સંધ્યા સમયે રાજકુમાર તિષ્ય રાજભવનમાં પાછો ફર્યો.

પણ નગરના કોટકિલ્લા દ્વારપાલો, પાણી છાંટ્યા રસ્તાઓ, અને સોનેરી દીપમાલાઓ જોતાં, એના મન-માંથી એક પ્રકારનો શોકનો પડછાયો ઊભો થયો!

'આંહીં કેટલી કૃત્રિમતા હતી? એને વિચાર આવ્યો. અને એ વિચારની સાથે જ પોતાના મોટા-ભાઈ રાજા અશોકની સેંકડો ધર્માજ્ઞાઓ પણ એને યાદ આવી ગઈ! 'એ પણ એટલી જ કૃત્રિમ ન હતી? આમ જીવો ને તેમ જીવો!' તેને વિચાર આવ્યો.

એને થયું કે 'ઓહો! જ્યાં કુદરતમાં ઠેરઠેર આવો સ્વચ્છંદી આનંદ વસી રહ્યો છે, ત્યાં પણ સાધુઓના મહોએ કેવા કેવા નિયમો દાખલ કર્યા છે! અને નિયમો દાખલ કરીને જીવનને હાથે કરીને કેટલું કૃત્રિમ બનાવી દીધું છે! આંહીં રાજભવનમાં પણ આનંદ વિનોદ પ્રમોદનાં સેંકડો સાધનો છતાં, કેટલી બધી નિરર્થક નિયમાવલિઓ રાજા હમેશાં ને હમેશાં શિલાલેખોમાં કોતરાવ્યે જ જાય છે! 'આમ રહેવું ને તેમ રહેવું'—એમાંથી ખરી રીતે આટલું જ પ્રાપ્ત થયું છે, કે હવે કોઈને ખબર પણ પડતી નથી કે કેમ રહેવું!'

એના મનમાં આ બળવાખોર વિચારો આવી ગયા. તેની ઘેરી અસર એના ચહેરા ઉપર ફેલાઈ ગઈ! આ પ્રમાણે એ વિચાર કરતો જ્યાં રાજ-ભવનમાં પ્રવેશ કરે છે, ત્યાં દ્વાર પાસે જ એના ખભા ઉપર એક મૃદુ હાથ પડ્યો.

રાજકુમારે ચમકીને પાછળ જોયું: મહામંત્રીશ્વર રાધાગુપ્ત ત્યાં ઊભો હતો.

'પ્રભુ!' તેણે બે હાથ જોડ્યા. 'મહારાજ આપને યાદ કરે છે!'

'મહારાજ મને યાદ કરે છે? ક્યાં છે?'

રાધાગુપ્તે એક શાંત દૃષ્ટિ એક દિશા તરફ ફેરવી. રાજકુમારે એ તરફ જોયું. મહારાજ મગધપતિ અશોક પોતે ત્યાં ઊભા હતા. એણે એક સાદું વસ્ત્ર પહેર્યું

---

નવાઈ પામી ગાયકે સવાલ કર્યો: 'શું કહી ગયું?'

'મારું બાળક—મારા હૈયાનો હાર—અહીં—' વધુ તે બોલી ન શકી. તેનું ગળું રૂંધાઈ આવ્યું. માત્ર હાથની આંગળી વડે તેણે સામેનો ઘેરાં જળનો ઊંડો ધૂનો દાખવ્યો.

ગાયક મૂંઝાઈ ગયો, ગભરાઈ ઊઠ્યો.

તરુણીએ આજીજીભર્યા સ્વરે કહ્યું: 'ચલાવો, ભાઈ! ચલાવો, મેં તમને નાહકના વચ્ચે રોકી દીધા હતા, તમારી ઘડી પહેલાંની એ કરુણ સ્વર-લહરીઓ—એ સાંભળીને મારા હૈયાનો કેટલો ય ભાર હળવો થઈ ગયો છે! કૃપા કરી એ કરુણ ગાન ફરી સંભળાવો! હું તમારે પગે પડું!'

✱




હતું. એક અત્યંત સાદું વસ્ત્ર ઓઢયું હતું. કોઈ કહી ન શકે કે આ મગધપતિ હશે એટલી બધી સાદાઈ રાજામાં હતી. તેને નવાઈ લાગી: 'મહારાજે એને આવતાં જોયો હશે? એટલા માટે બોલાવ્યો હશે કે શું હશે? કે પછી પોતાના મનમાં જે વિચાર ચાલી રહ્યા હતા, તે મહારાજે વાંચી લીધા હશે? વાંચ્યા તો નહિ હોય?'

અશોક મહારાજની. જનદિલમાં પ્રવેશ કરવાની અદ્‌ભુત દંતકથાઓએ, એને ઘડીભર અસ્વસ્થ કરી દીધો. મહારાજે એના વિચાર વાંચી લીધા હોય તો શું થશે? મહારાજની આજ્ઞાઓ સામે એ બળવા-રૂપ જ હતા.

તે મહારાજની તરફ ચાલ્યો.

રાધાગુપ્ત એની પાછળ આવી રહ્યો હતો.

જઈને મહારાજને પ્રણામ કર્યા; શાંત ઊભો રહ્યો. અચાનક મહારાજ બોલ્યા: 'રાધાગુપ્ત! સાત દિવસ સુધી, આ તિષ્યકુમારની રાજમુદ્રા આખા રાજમાં ચક્રવર્તી રહેશે. એ જ સમ્રાટ બનશે. એની આજ્ઞા સર્વોપરિ ગણાશે. અમારે સાત દિવસ વનવાસ કરવાનો છે! અને રાજકુમાર!...'

મહારાજ અશોકની મુખમુદ્રા અચાનક કરડી થતી લાગી.

તિષ્યકુમારને મહારાજના પૂર્વદિવસો યાદ આવ્યા —જે વખતે મહારાજને મન, માનવવધ એ કોઈ મહત્ત્વની બાબત ન હતી. તે ધ્રૂજી ગયો. રાધાગુપ્ત પણ થંભી ગયો.

અને સાત દિવસ પછી હે રાજકુમાર! જે આ અનિયન્ત્રિત સત્તા તને મળી, તેં તેં આનંદથી ભોગવી, તેનું મૂલ્યાંકન તારે આપવું પડશે!

'અને તે મૂલ્યાંકન બીજું કાંઈ નહિ. આટલા બધા વૈભવ માટે જે હોવું જોઈએ તે. મૃત્યુ. રાધા-ગુપ્ત! લે આ રાજમુદ્રા!'

'પણ મહારાજ....' રાધાગુપ્ત બોલવા જતો હતો. મહારાજે એક હાથ ઊંચો કર્યો. મંત્રીશ્વર થંભી ગયો.

'સાત દિવસને અંતે મૃત્યુ. પણ ત્યાં સુધી આ આખું રાજ તારું છે કુમાર! તું એમાં ઠીક પડે તે કરી શકે. હું હવે આ ક્ષણથી જ રાજા નથી....'

રાજકુમાર તિષ્ય દિંગ થઈ ગયો. એને લાગ્યું કે મહારાજે એના બળવાખોર વિચાર માટે એને આ સજા કરી હતી. પણ મહારાજની સામે દલીલનો કોઈ અર્થ ન હતો. તે શાંત પગલે ત્યાંથી ચાલી નીકળ્યો. મંત્રીશ્વર રાધાગુપ્ત એની પાછળ પાછળ ગયો.

આઠમા દિવસનું પ્રભાત ઊગ્યું. રાજકુમાર તિષ્ય ત્યાં રાજભવનના દ્વાર ઉપર ઊભો હતો. અચાનક રાધાગુપ્ત દેખાયો. તેની પાછળ જ મહારાજ અશોક આવી રહ્યા હતા.

રાધાગુપ્તની સામે કુમારે રાજમુદ્રા ધરી દીધી; પણ તેના આશ્ચર્યનો પાર ન હતો. મહારાજ અશો-કની આંખ હસી રહી હતી! પોતાને મૃત્યુદંડ મળવાનો છે—તે વખતે, આ આંખ હસતી હતી!

એ ધ્રૂજી ગયો.

મહારાજ અશોક વિષે કહેવાતી દંતકથાની નિષ્ઠુ-રતા પાછી ફરી રહી હતી કે શું?

તેણે બે હાથ જોડીને મહારાજને પ્રણામ કર્યા: 'મહારાજ! રાજમુદ્રા સોંપી દીધી છે. હવે હું તૈયાર છું!'

'અરે પણ રાજકુમાર! તમે આટલા લેવાઈ કેમ ગયા છો? શું થયું છે તમને? આઠ-આઠ દિવસ સુધી, ચોખંડ ભૂમિનું રાજ ચલાવનાર સમ્રાટપદ તમારી પાસે હોવા છતાં, નથી તમે કાંઈ ફેરફાર કર્યો, નથી કોઈ નવી આજ્ઞા કરી, નથી કોઈ યશસ્તંભ ઊભો કર્યો. રાજકુમાર! આ શું કહેવાય? આનું શું કારણ? તમે જાણે રાજસત્તા ચલાવી જ નથી. એમ કેમ?'

રાજકુમારે બે હાથ જોડયા: 'મહારાજ! મને તો રાત દિવસ, સાત દિવસ સુધી, કેવળ મૃત્યુના જ વિચાર આવી રહ્યા હતા. વૈભવ શું છે એ પણ મને જણાયું નથી! એમાં મન જ ગયું નથી ને!'

'નવી નવાઈની વાત રાધાગુપ્ત!' મહારાજ અશોકે કહ્યું.





'નવાઈની વાત કોઈ નથી મહારાજ!' રાજકુમારે કહ્યું. 'માથે મૃત્યુ ભમતું હોય ત્યારે, કોઈ જ વિલાસવૈભવમાં સમય ગાળી શકે નહિ. મને તો આઠ દિવસ મૃત્યુના જ વિચાર આવ્યા હતા!'

'ત્યારે રાજકુમાર!' અશોક મહારાજે આગળ આવીને પ્રેમથી એના ખભા ઉપર હાથ મૂકયો. 'તે દિવસે વનશોભા જોઈને નગરે આવ્યા, ત્યારે તમને ધર્માજ્ઞાઓની નિયમાવલિ શુષ્ક લાગતી હતી ખરું? પણ જેણે મૃત્યુની અનિવાર્યતા જાણી છે,' એણે કોઈ રાજ્ય, સત્તા વિષે ને શક્તિ વિષે, એક એ પળનો પણ પ્રમાદ ચલાવી શકે ખરો! હવે તમે સમજી શકશો. શા માટે સાધુઓ જીવનને, સવારથી સાંજ સુધી પળે પળે ઘડે છે. અને આ ધર્માજ્ઞાઓ પણ એટલા માટે છે' હવે તમને એ સમજાયું?'

કુમાર બે હાથ જોડીને નમી રહ્યો.

એટલામાં રાજઉદ્યાનમાંથી એક માળી નલિની-પત્રમાં જલબિંદુ લઈને, મહારાજના સામે ઊભો રહી ગયો હતો.

અશોક મહારાજે કહ્યું: 'રાજકુમાર! તમે તે દિવસે કુદરતમાં જે વનશોભા નીરખી, જેનાથી તમને વૈભવ વિલાસ પ્રત્યે આકર્ષણ થયું, જેનાથી તમને પાટલીપુત્રમાં પ્રવર્તતી ધર્માજ્ઞાઓ શુષ્ક જણાવા લાગી, એ જ કુદરતમાં, તમે જોયું હોત તો, આ પણ હતું...જુઓ, આ નલિની-પત્રનું જલબિંદુ!

એને પવન ફગવી દે એટલી જ વારમાં, મૃત્યુ માનવજીવનને પણ ફગાવી દે છે!'

એટલે સાધુઓ પળે પળે જીવનમાં મૃત્યુ વિષે વિચાર કરે છે, ને તેથી એમાંથી જીવન મેળવે છે.'

*

રાધાગુપ્ત આશ્ચર્યથી મહારાજ સામે જોઈ રહ્યો. તિષ્યકુમારને મોટા ભાઈની આ શક્તિએ દિંગ કરી દીધો.

ત્યાં મહારાજે કહ્યું: 'તિષ્યકુમાર! મૃત્યુનો વિચાર એ માત્ર સાધુઓ માટે જ નથી. સંસારના તમામ જીવો એ વિષે વિચાર કરવાથી પવિત્ર બનવાના છે, એટલે સમર્થ થવાના છે. મૃત્યુનો વિચાર નબળાઈ પ્રેરવા માટે, ભયભીત કરવા માટે, છે જ નહિ! રાજકુમાર! જે મૃત્યુનો વિચાર કરે છે, એ જ સાચું જીવન જીવે છે! તમે રાજકુમાર છો, તમે રાજના ભાવિમાં સ્થાન ધરાવો છો. કેવળ મારી ધૂન રૂપે આ આજ્ઞાઓ નથી. એ જીવનમાં રહેવા માટે ત્યાં મુકાઈ છે. તમે જો આ ન સમજો તો મોટો ઉત્પાત થાય, માટે મેં તમને આ અનુભવ અપાવ્યો છે.

મહારાજ અશોકની ગહન સમજણે, રાજકુમાર અને મંત્રીશ્વર બન્નેનાં મસ્તક હૃદયમાંથી નમાવ્યાં. એમને લાગ્યું કે મહારાજે આ વસ્તુ હવે ખરેખર પોતાની બનાવી દીધી છે એ હવે એમના જીવનમાં વણાઈ ગઈ છે! હવે ત્યાં બીજી કોઈ વસ્તુને સ્થાન નથી.

★

## લાંબી વાટમાં

પળ પળ ગણી થાક્યો ત્યારે વર્ષે સીધો હું વળ્યો.
વરસ ગણતા યે હું થાક્યો,—ક્યાંની વાટ પ્રલંબ આ?
નિરખી નિરખી આંખો થાકી, થાક્યું જ્યારે ઉર આઃ
સકળ અંખન્ દીધાં હોમી તારી લાં-બી વાટમાં!

પ્રભાત

સાલવું એ શંકા વગરનું આપણું વિચિત્ર પ્રાણી છે. પહેલી નજરે જોતાં તો એમ જ ભાસ થાય કે આ તે કોઈ સરીસર્પ વંશની જાતનો નમૂનો છે કે સસ્તન પ્રાણીની જમાતમાં લઈ શકાય એવો જીવ છે? પણ એટલું તો નિર્વિવાદ છે કે તે કોઈ પૃથ્વી ઉપર વસતાં બહુ જૂના કાળનાં સરીસર્પ વંશનો બાકી રહેલો નમૂનો જણાય છે. એવાં બીજાં ત્રણ પ્રાણીઓ પરદેશી છે અને સાલવું એ આપણે ત્યાં વસે છે. બધા સસ્તન પ્રાણીઓમાં આ પ્રાણીના મોંમાં દાંત નથી. બીજાં ત્રણનો દેહ-આકાર જો કે જુદો છે પણ તે બધાના મોંમાં આગલા દાંત તો નથી જ અને સાલવામાં તો દાંત બિલકુલ નથી. દરેક પ્રાણીને તેના ખોરાક પ્રમાણે દાંત હોય એમ સાવલાનો ખોરાક માત્ર કીડી-મંકોડી હોવાથી તેના દાંતનું નિશાન ચાલ્યું ગયું. કીડી ઉધઈ જેવી જીવાતને પકડીને પેટમાં પધરાવવા માટે તેને લાંબી ચીકાશવાળી જીભ છે. જ્યારે તેને શિકાર પકડવો હોય ત્યારે તે જીભને બહાર કાઢે અને જેવી કીડી ઉધઈ તેની ઉપર ચોંટે કે તરત તેને અંદર મોંમાં પાછી ખેંચી લે છે. તેનું પેટ પણ જુદા પ્રકારનું પ્રકૃતિએ બનાવ્યું છે. તેમાં જેમ પંખીને એક પોટો બીજી હોજરી એમ બે પેટ હોય એવી રચના તેના પેટમાં છે. કારણ કે તેની નીચલી હોજરીમાં કાંકરીઓ માલૂમ પડે છે.

સાલવાનું શરીર ભીંગડાંના બખ્તરથી રક્ષાએલું છે. આ ભીંગડાં તેના તાલકા, ડોક, પીઠ, પડખાં અને આખી પૂંછડી ઉપર હોય છે. પોતાનું રક્ષણ કરવા માટે તે પોતાના દેહને આ ભીંગડારૂપી બખ્તર નીચે છુપાવી ગોળ દડા જેવું થઈ જાય છે. જ્યારે તે આમ ગોળ દડા જેવું થઈ ગયું હોય ત્યારે તે પોતાના પેટના સ્નાયુઓને એટલા સજ્જડ બનાવી દે છે કે આપણું બળ તો તેને સીધું કરવામાં કામ આવતું નથી. સાલવાના ભીંગડાંને વાળ અથવા તો વધારે સમજી શકાય એમ કહેવું હોય તો તેને પહોળા પડી ગયેલાં શીશોળીયા કહી શકાય છે. તેના પેટાળ ઉપર ટૂંકા, જાડા બાલ રહે છે અને થોડા ભીંગડાની વચ્ચે વચ્ચે પણ વરતાય છે.

પોતાને વસવા માટે સાલવું પોતે જ ઘોન ગાળે છે અને ખોરાકમાં કીડી-મંકોડી અને ઉધઈનો ઉપયોગ કરે છે. આ ખોરાક તેને ખોદ્યા વિના મળી શકતો નથી એટલે આ ખાસિયતને અંગે તેના પગોને છેડે લાંબા, બુઠ્ઠા અને કંઈક વળેલા નહોર આવેલા છે, કે જે નહોરથી ખોદવું સહેલું થઈ જાય છે. ખોદકામ કરવામાં તે આગલા પગનો ખાસ ઉપયોગ કરે છે એટલે આગલા પગ ઉપર વધારે લાંબા નહોર રહે છે. ખાડો ગાળતી વખતે તે વારાફરતી પોતાના આગલા પગ વાપરે છે. અને માટીને પોતાના પાછલા પગ વચ્ચેથી ફેંકે છે. આમ કરતાં તે પોરો લેતું જાય છે; અને ફરી માટીને પાછળ તાકાતથી ઉડાડવાનું શરૂ કરે છે. જ્યારે તે ચાલે છે ત્યારે તેના આગલા તળિયાની અંદર તેના નહોર બળી જાય છે, પણ પાછલા પગનું આખું તળિયું જમીન ઉપર પડે છે. ચાલતી વખતે તે પોતાની પૂંછડી ઉપાડીને અને પીઠને કમાન બનાવી ચાલે છે. એટલે જમીન સાથે તેના શરીરનો કોઈ ભાગ ઘસાવવા પામતો નથી. નોળિયા, ખિસકોલી માફક તે પોતાના પાછલા પગ ઉપર બેસી પણ શકે છે પણ આમ તો જ્યારે તેને આસપાસ દૂર નજર નાંખવી હોય ત્યારે જ બેસે છે.

આ પ્રાણી જમીન ઉપર વસવા વાળું છે છતાં કયારેક વૃક્ષ ઉપર ચઢવું હોય તો બહુ આસાનીથી ચઢી શકે છે. આવી રીતે વૃક્ષ ઉપર ચઢવું તો તેના કીડી-મંકોડીના શિકાર માટે જ હોય છે એમ મનાય છે. આથી એ સવાલ ઊઠે છે કે તે કેવી રીતે વૃક્ષ ઉપર ચઢતું હશે? તેની વૃક્ષ ઉપર ચઢવાની રીત રીંછને મળતી આવે છે. બન્ને આગલા પગોએ વૃક્ષના થડને બાથ ભીડી પોતાના નખો છાલમાં ભરાવીને પોતાના દેહને અદ્ધર ખેંચતું જાય છે. આમ કરવામાં તેની પૂંછડીને આધાર માટે થડ સાથે વીંટી ને પકડતું જાય છે; અને પછી ડાળ ફરતી પૂંછડી વીંટીને બેસી ગયું હોય તો છોડાવવું સહેલું નથી; કારણ કે તેનામાં





ચોંટી રહેવાની અજબ શક્તિ છે સૌરાષ્ટ્ર-ગુજરાતમાં તો આ એક જ માત્ર પ્રાણી છે કે જે પોતાની પૂંછડીને આ રીતે વાપરતું રહે છે. ખોરાક શોધવામાં તે નાકનો ખાસ ઉપયોગ કરે છે. જ્યારે તે ઉધઈના રાફડા ખોદવામાં તલ્લીન હોય છે ત્યારે વારેઘડીયે નાકથી બાસ લઇ જ્યાં તેને ઉધઈનો માળો નજીક લાગે ત્યાં તે જલદી ખોદવા લાગી જાય છે. આંખ, કાન પ્રમાણમાં નબળાં હોય છે. આંખો સાવ ઝીણી અને કાન તો નામના જ માત્ર દેખાય છે.

મારી પાસે તેઓ ડુંગરાળ પ્રદેશમાંથી આવ્યાં છે. તેમાં મીતીયાળા, ભીખડા, સણોસરાના ડુંગર વગેરે સ્થળોએથી તે આવ્યાં છે. ગુજરાતમા તેની વસ્તી કયાં છે તે મને ખબર નથી. જો કે આપણે ધારીએ છીએ તેના કરતાં તે ઘણું સાધારણ જનાવર છે, પણ તે સાવ નિશાચર હોવાથી ભાગ્યે જ દેખાય છે. દિવસના ભાગમાં તે પોતાનાં બનાવેલાં બોન અથવા કુદરતી પથરની ચીરાડો કે એવી કોઈ જગ્યામાં ગોળ ગુંચળું વળી પડયું રહે છે. સુતી વખતે તે પોતાનું માથું તેના આગલા પગની વચ્ચે નાખીને ગોળ થઈને ઉપર પોતાની પૂંછડીનો ભારો લઇ લે છે. તેના બોન જમીનની તાસીર પ્રમાણે ઊંડા છીછરાં માલૂમ પડે છે, પણ સાધારણ ઊંડાઇ આઠથી દસ ફીટની હોય છે. છેડે સૂવાનો ચોક હોય છે જે બે ફીટના ઘેરાવા વાળો હોય છે. આ પ્રાણીની ચાલાકી એવી છે કે પોતે બોનમાં જઈ પાછું તેનું દ્વાર માટી નાંખી બંધ કરી દે છે. એટલે શોધવું મુશ્કેલ પડે છે. પણ તેના પગની છાપ આસપાસ માટીમાં પડી રહેલી માલૂમ પડવાથી તે કયાં છે તે વરતાઇ આવે છે.

તેનો ખાસ ખોરાક પુખ્ત વયની કીડી, ઉધઈ અને તેની ઇયળ તથા બચ્ચાં છે. ઉધઈના રાફડામાં જ્યાં તેના માળા હોય ત્યા નાનું કાણુ બનાવી ખોદીને અંદર પોતાનું શેડ ઉતારી માથું નાંખી માળા ઉપર જીભ ફેરવીને તેમાંની વસ્તીને પેટ ભેળી કરી દે છે. જ્યારે તેમાંથી કાંઈ હાથ ન આવે ત્યારે તેને ખોદીને બહાર ફેકી નવા માળા માટે ખોદે છે.

મારી પાસે આ પ્રાણીઓ ત્રણ વખત પકડાઇને આવેલાં. પણ તેને બંધનાવસ્થા સદતી હોય એમ દેખાયું નહિ. એકને તો ઉધઇ ખોદીને નાંખવામાં આવતી પણ તેણે કોઇ વખત તેમાંથી ખાધી હોય એવું દેખાયું ન હતું. અઠવાડિયા ઉપરની લાંઘણ કરી તે સાવ ઢીલું થઇ ગયું અને છેવટે તેની જીભ થોડી બહાર આવી ગઇ અને ત્યાર પછી ચોવીશ કલાકની અંદર તે મરી ગયું હતું. બીજું એટલી જ પુખ્ત ઉમ્મરનું પ્રાણી હરી આવ્યું હતું. તેને તાત્કાલિક કોઇ રાખવાની જગ્યા ન જડવાથી ચિડિયાખાનામાં આવેલા ભંડકમાં પૂર્યું. આ ભંડકમાં ઊતરવા માટે આઠ દશ પગથિયાંનો દાદરો હતો.

રાતના જ્યારે તે ફરવા લાગ્યું ત્યારે તે આ દાદરા ઉપર ચઢીને વાસેલું ઢાંકણું ખોલી ચિડિયાખાનામાં આવી એક જગ્યાએ પાયા નીચેથી બાંકું પાડી દિવસ થાય એ પહેલાં તો કયાં નાસી ગયું તેનો પત્તો પણ ન લાગ્યો હતો. આ બન્ને પ્રાણીઓ પુખ્ત ઉમ્મરનાં આવેલાં હતાં. જેનો રંગ રતાશ પડતો કથ્થાઇ હતો. અને ત્રીજું તો નાનું માત્ર ચોવીશ-છવ્વીશ ઇન્ચનું બચ્ચું આવેલું તે ભીખડાના ડુંગરમાંથી મળેલું. જેનો રંગ દૂધિયો ધોળો હતો. એણે પણ છેવટ સુધી કોઇ ખોરાક લીધો નહિ અને તે પણ થોડા દિવસ રહી મરણ પામ્યું હતું. આ પ્રાણીને કાળી કીડીઓ વધારે પસંદ છે જેમાં તેની ઈંડાળ વળી બહુ જ પસંદ કરે છે. પાણી વગર નભી શકે છે અને મળી જાય તો પીધા વગર રહેતું નથી. કૂતરાની માફક જીભના લબરકા મારી તે પાણી પીએ છે. જેમ શેળાને અડકીએ અને ખીજના છીકારા નાંખે તેમ સાલવું જ્યારે તેને અડીએ ત્યારે કરે છે. એ સિવાય બીજો અવાજ સાંભળવામા આવ્યો નથી.

જે શિકારીઓ પહેલાં સાલવાને પકડીને આપી ગયા હતા તેઓએ ખાસ ભલામણ કરી હતી કે



તેના પેટાળ વચ્ચે હાથ નાંખવો નહિ. અને જો હાથની ઉપર તેણે ભરડો લઈ લીધો તો પછી કટકા કરી નાંખશે. તેના ભીંગડાની કોરો અંદર ઊતરી જશે અને કોઈ તેને બળ કરીને છોડાવી નહિ શકે. અને જો માથા ઉપર એમ ને એમ ઉપાડયું હોય અને માથા ફરતો ભરડો લઇ લે તો ઉપરની તાંસળી બરાબર ઉતારી લે એવી તેની શક્તિ છે. આ ઉપ-રથી સમજી શકાશે કે તેના પેટના સ્નાયુઓ કેટલા બળવાળા છે.

અહીંના વગડો સાચવનાર ચોકીદારો કહી શકતા નથી કે તેની પ્રજનન ઋતુ કઇ છે. તેનાં બચ્ચાં વરસના કોઈપણ માસમાં જોવામાં આવે છે. એક વિયાજણમાં માત્ર એક જ બચ્ચાંને જન્મ આપે છે. જન્મતી વખતે બચ્ચાંના ભીંગડા પોચાં નરમ હોય છે. અને બહુ જલદી તેનું કદ વધવા લાગે છે. તેની મા તેના બચ્ચાંને પોતાની પૂંછડી ઉપર સવારી કરાવી સાથે ફેરવે છે.

તેનું માંસ કેટલાક આદિવાસીઓ ખાય છે અને તેના ભીંગડાંની વીંટી સંધીવાના દર્દીને પહેરા-વાથી મટાડે છે. અને હરસ એ ભીંગડાનો ધુમાડો લેવાથી મટે છે. એવી માન્યતા છે. અખતરો કર્યો નથી.

અંગ્રેજીમાં આ પ્રાણીને 'પેન્ગોલીન' અથવા સ્કેલી આન્ટઈટર કહેવામાં આવે છે. પેન્ગોલીન શબ્દ એ મેલેયમાંથી નીકળેલો છે જેનો અર્થ ગોળ-મટોળ થઇ જવું થાય છે. સાલવામાં એક પ્રકારની વાસ અને મીણિયો પદાર્થ જે તેના પેટાળ અને ભીંગડાંવચ્ચે વરતાય છે એનું કારણ એમ મનાય છે કે તે જગ્યા ઉપર કીડી તેને ચટકો લઇ શકતી નથી. છતાં એક વાત ચોક્કસ છે કે તેનું શરીર સાવ જીવાત રહિત છે એમ માનવાનું કોઈ કારણ નથી. આ જીવાત સાલવાના લોહી ઉપર નભે છે. અને ભીંગડા વચ્ચે તેનો વાસ હોય છે. વળી આકારમાં નાનાં કદનાં ભીંગડા જેવી હોય છે. એ પ્રકારનો અછો માત્ર આ જ પ્રાણીને જોવામાં આવે છે. તેના ટૂંકા પગ કાંઇ આખા શરીરે ખણી શકતા નથી, માત્ર પેટાળમાં ખણી શકે એટલે આ જીવાત નિર્ભય રીતે ચોંટી રહે છે.

આ પ્રાણી સાથે આપણી ગુજરાત, સૌરાષ્ટ્રની પ્રાણીસૃષ્ટિની શ્રેણી સમાપ્ત થાય છે. મને પોતાને જે પ્રાણીઓ જોવા અવલોકવા મળ્યાં છે અને તેને વિશે જે માહિતીઓ અંગ્રેજી પુસ્તકો દ્વારા પ્રાપ્ત કરી છે તે બધાનું વર્ણન આપી દીધું છે. આ વાંચન દ્વારા કોઈને પણ આપણી પ્રકૃતિમાં ખેલતાં-કૂદતાં પ્રાણીના જીવનમાં ડોકિયું કરવાની ઇચ્છા થશે તો આ પ્રયાસ સફળ થયો મનાશે.



# માછલી

પાલ એર્ન્સ્ટ
અનુ૦ હરીશ નાયક

મેજિસ્ટ્રેટ નાની ચોરીઓનો મુકદ્દમો ચલાવતા હતા. એક મેળામાંથી કેટલાક ખિસ્સાકાતરૂઓ પકડાયા હતા. શક જઈ શકે એવા કેટલાય માણસોને પકડીને પોલીસે ભેગા કર્યા હતા. મેજિસ્ટ્રેટ પોતાના ન્યાયાસન પર વિરાજમાન હતા. સામે જ મોટું ટેબલ હતું. એકબાજુએ કોર્ટના કાગળિયા ઉથલાવતો કારકુન બેઠો હતો. એક પછી એક આરોપીઓના નામની બૂમ પડતી હતી. મેજિસ્ટ્રેટ સવાલો પૂછતા હતા. તેમની જુબાની સાંભળતા હતા. અને પછી સાક્ષીઓની સાક્ષી સાભળી તે બધાને યોગ્ય સજા ફરમાવતા હતા.

સજા ફરમાવવાની આ રીત જાણે નકામી હોય એમ જ લાગતું હતું. પણ દેશની આ પરાપૂર્વથી ચાલી આવતી પ્રથા હતી. એટલે આમ જ ચાલ્યા કરતું હતું. અદાલતમાં ભીડ હતી. ગુનેગારો ગિરફ્તાર થતા હતા. અને કાયદાનુસાર તેમને સજા પણ ફરમાવવામાં આવતી હતી.

પેટ્રિન પણ અદાલતમાં હાજર હતો. તે અહીં ગુનેગાર તરીકે નહિ પણ સાક્ષી તરીકે આવ્યો હતો. જ્યારે તોફાન થયું ત્યારે તે ઘટનાસ્થળ પર હાજર હતો. ખિસ્સા કાતરનાર દરેક ગુનેગારની સામે તેને ખડો કરવામાં આવ્યો. તેણે સોગંદ ખાધા અને જણાવ્યું કે એણે કોઈને પણ ખિસ્સું કાતરતા જોયો ન હતો. મેજિસ્ટ્રેટને આ વાત સાચી લાગી નહિ.

'ખિસ્સું કતરાવાની ક્રિયા વખતે તમારું ધ્યાન નહિ હોય' એમ નિર્ણય જાહેર કરી તેની સાક્ષીનો અસ્વીકાર કરી દેવામાં આવ્યો. પેટ્રિનને લાગ્યું કે હવે અહીં ઊભા રહેવું નકામું છે. તે બહાર આવ્યો.

ત્યારે જ મેજિસ્ટ્રેટના ઘરની નોકરડી ઘેરથી એક સંદેશો લઈને ત્યાં આવી. તેણે મેજિસ્ટ્રેટને કહ્યું—

'ઘેર વિકટરકાકા આવ્યા છે. ખાવાના સમય સુધી તેઓ રોકાવાના છે. માટે આજે ઘેર વહેલા આવજો.'

મેજિસ્ટ્રેટ સ્ત્રીઓની ગેરવર્તણૂંક અને લાપરવાહી વિષે થોડુંક મનમાં જ બબડ્યા, પછી તેમણે પેલી નોકરડીને કહ્યું: 'તારી મેમસાહેબને જઈને કહેજે કે કાકા તરફથી ભેટમાં મળેલો પેલો સુંદર ચાંદીનો પ્યાલો, તેના ઉપર પડેલા ખાડા સુધારવા માટે મેં કેટલી ય વાર કહ્યું, પણ હજી તૈયાર નથી કરાવ્યો. તેઓ જુએ તો કેટલી શરમ આવે? અને, ખાવા માટે જરા સારી વસ્તુ બનાવે.'

નોકરડી બહાર ચાલી ગઈ.

પેટ્રિન જે અત્યારસુધી આ બધી વાતચીત શાંતપણે સાંભળતો હતો તે પણ બહાર ચાલ્યો ગયો.

પેટ્રિન સીધો માછલી બજારમાં આવ્યો. એક માછલી વેચનારો દુકાનદાર તેનો મિત્ર હતો. તેણે ત્યાં જઈને પૂછ્યું 'જો દોસ્ત, મારે એક સારામાં સારી માછલી જોઈએ છે. કેવડી જાણે છે? ઓછામાં ઓછા છ માણસો જમી શકે તેવડી. મેજિસ્ટ્રેટ સાહેબને ત્યાં જરૂર છે. આજે એમને ત્યાં મહેમાન આવ્યા છે. સમજ્યો?'

સંજોગવશાત્ તેની પાસે એક સારી માછલી રહી ગઈ હતી. એવી માછલી આજકાલ મેળવવી એ કંઈ સહેલી વાત ન હતી. પહેલાં તો લોકો આવી માછલી તહેવારને દિવસે જ ખાતા, પણ હવે લડાઈ બંધ પડી ગઈ હોવાથી અને પૈસાની છૂટ થઈ હોવાથી, સૌ કોઈ મોંઘી માછલી જ ખરીદતું.

'આઠ પાઉંડ થશે.' માછલીવાળાએ કહ્યું.

'બાંધી દો.'

પેટ્રિને માછલી ખરીદી લીધી. કાગળમાં લપેટી તે સીધો મેજિસ્ટ્રેટને ત્યાં આવ્યો. તેણે કહ્યું: 'મેમસાહેબ, આ માછલી સાહેબે મોકલી છે. આજના ભોજન માટે. અને સાહેબે એમ કહેવડાવ્યું છે કે પેલો ચાંદીનો પ્યાલો રિપેર કરાવવા માટે સોનીને ત્યાં લઈ જવાનો છે. તે મને આપો. હા, મેજિસ્ટ્રેટ સાહેબનો બગલો તો આ જ છે ને?'

મેજિસ્ટ્રેટની પત્નીએ ડોકું ધુણાવી હા કહી. પછી મનમાં જ વિચારવા લાગી. 'માછલી તો સરસ છે. આહ! કેટલે દિવસે આવી માછલી મળી ગઈ!' તેણે એક ચાંદીની થાળીમાં માછલીને મૂકી, અને

કબાટમાંથી ચાંદીનો પ્યાલો કાઢી પેટ્રિનના હાથમાં મૂકયો. તેણે પેટ્રિનને કહ્યું: 'જુઓ, જરા જલદીથી લાવજો. અત્યારે ને અત્યારે જ રિપેર કરાવજો. ગુબા જ સુધરાવવાના છે. બસ, બીજું કંઈ નથી. બપોરના ભોજન વખતે તો કોઇપણ હિસાબે પાછો આવી જવો જોઇએ.'

પેટ્રિને પ્યાલો લીધો. સાથે જ રિપેરીંગ ખર્ચ પણ માગી લીધો. અને પછી તે સીધો પોતાના અડ્ડા પર પહોંચ્યો. તેના બધા સાથીદારો ત્યાં હાજર હતા. પોતાના આ સોદાનું તેણે છાતી ફુલાવી વર્ણન કર્યું.

કૈરટ બધાની વચમાં ઊંચી ખુરસી પર આગળ પડતું સ્થાન લઇને બેઠો હતો. તેણે મોં મચકોડીને કહ્યું 'ઉં...હ ! આ કંઈ બહુ મોટી વાત નથી. આઠ પાઉન્ડની માછલીના બદલામાં વીસ પાઉન્ડનો પ્યાલો લાવવો એ તો ગમે તેવો દુકાનદાર પણ કરી શકે તેવો સાધારણ સોદો છે. પેટ્રિન, જો પ્યાલાની સાથે જ માછલી પણ પાછી લાવ્યો હોત તો વળી વાત જુદી જ હતી. અને તે છતાં–મહત્ત્વપૂર્ણ તો નહિ જ.'

પેટ્રિન ગુસ્સે થઇને બોલી ઊઠયો: 'કેટલાક માણસને બીજાને ઊતારી પાડવાની ટેવ જ હોય છે. તે લોકો બોલી બધું જ શકે છે, પણ તે પ્રમાણે કરવા જતાં...'

અને ત્યારે જ એક પણ અક્ષર બોલ્યા વગર કૈરટ પોતાની જગાએથી એકદમ ઊભો થયો અને પેટ્રિનના હાથમાંથી પ્યાલો લઇ અડ્ડાની બહાર નીકળી ગયો.

કૈરટ પોતાની સાથે એક શિખાઉ છોકરો પણ લઇ લીધો. અને સીધો તે મેજિસ્ટ્રેટને બંગલે પહોંચ્યો. તેણે દીવાલ પરનું બટન દબાવી ઘંટડી વગાડી. મેજિસ્ટ્રેટની પત્નીએ બારણું ઉઘાડયું. મેમસાહેબ સીધા રસોડામાંથી આવ્યા હતા. રસોડાનાં કપડાં અને લાલચોળ મોઢું જોઈ, તદ્દન અજાણપણાનો ડોળ કરી કૈરટ બોલ્યો: 'મેમ સાહેબ કયાં છે? મારે તેમને મળવું છે.'

મહા મુશ્કેલીએ હાથ લાંબો કરતી હોય એમ મેમસાહેબે ખુરસી બતાવી, અને તે અંદરના ઓરડામાં ચાલી ગઇ. થોડી જ વારમાં હાથ-મોં ધોઇ કપડાં બદલી તે બહાર આવી, અને બોલી: 'હું ડ્રેસીંગ કરતી હતી. બેવકૂફ નોકરડીએ મને જણાવ્યું કે કોઇ મિસ્ટર તમારી રાહ જુએ છે. તમારે બહુ જ રાહ જોવી પડી, નહિ ?'

'ના ના, જરાપણ નહિ.' કૈરટ બોલ્યો. અને નમસ્કાર કર્યા પછી પોતાનો પરિચય આપતાં તે બોલ્યો, 'હું છૂપી પોલીસનો એક ઉપરી અમલદાર છું. તમારો ચોર પકડાઇ ગયો છે.' કહી તેણે પ્યાલો બહાર કાઢયો. 'તમારે ત્યાંથી સાહેબનું નામ લઈ એક માણસ આવી ઉઠાવગીરી કરવા આવ્યો હતો. તેણે તમને એક મોટી સરસ માછલી પણ આપી હતી, અને તમે એમ માની લીધું કે તે સાહેબે મોકલાવી છે.

'મેં તેને ગિરફતાર કરી પોલીસને સોંપી દીધો છે. હા, હવે તમે મને પેલી માછલી પાછી આપો કે જેથી હું કોર્ટમાં સાબિતી તરીકે હાજર કરી શકું. એ માછલીની તો ખાસ જરૂર પડશે.'

મેજિસ્ટ્રેટની પત્નીને ખૂબ જ આશ્ચર્ય થયું. 'ઓહો ! વાત આટલી બધી વધી ગઇ છે અને સાહેબને ખબર પણ નથી ! પ્યાલો લેવા માણસ તેમણે નહોતો મોકલ્યો ? માછલી તેમણે નહોતી ખરીદી ?'

'ચાલો, જવા દો એ વાતને ! એ તો એમ જ ચાલે. પણ તમે જોયું ને અમારું ખાતું કેટલું સાવધ અને ચકોર છે ?' માથું નમાવી તે બોલ્યો.

મેજિસ્ટ્રેટની પત્ની અંદર રસોડામાંથી ચાંદીની થાળી લઇ આવી, અને કૈરટના હાથમાં મૂકતાં તે બોલી. 'લો, આ રહી માછલી. પણ હા, આ થાળી તો મારી છે. મને પાછી તો મળશે ને !' હસતાં હસતાં તે બોલી.

'જરૂર મેમ સાહેબ !' તે હસ્યો, અને હાથમાં લાકડી ફેરવતો તે ઊભો થયો ! તેણે સીધું અડ્ડા તરફ જ ચાલવા માંડયું.

# પાંચ વરસમાં ચોથી

શશી શહાણે

છેલ્લા ચાર વરસથી એ પતિ-પત્ની મારા 'રેગ્યુલર પેશન્ટ' હતાં. આજે પણ આ દંપતી આવીને મારા દવાખાનામાં ઊભાં રહ્યાં કે તરત મેં એમને આવકાર્યાં. બે-ત્રણ મહિનાથી એમાંથી એકે ય દેખાયું નહોતું એટલે થોડા આશ્ચર્યથી મેં પૂછ્યું:

'કેમ, હમણાં મલેરિયાની ઓછી થઈ ગઈ છે કે શું?'

'શું ડૉક્ટર સાહેબ તમે ય ઠીક રાખો છો! તમારે દરદીઓને એક બાજુથી દવાના ડૉઝ આપી આપીને સાજા કરવા અને વળી સાજા કરીને પાછા ઉપરથી માંદા થઈ જનારને વઢવા બેસો એ તે કેમ ચાલે?' ફીકા ચહેરાવાળા પુરુષે જવાબ દીધો. અને પોતાની પત્નીને ઉદ્દેશીને ઉમેર્યું: 'આના પીળા પચરક ચહેરા પર લાલાશ આવે એવી કોઈ દવા, ઇન્જેક્શન કે પેટન્ટ દવા આપો તો સારું. રોજ રાત પડે છે ને નથી મને ઊંઘવા દેતી કે નથી પોતે ઊંઘતી: 'વોય માડી...રે, વોય બાપ...રે'ની કાળી ચીસો નાખીને માથું પકવી દે છે.'

ઘડીભર તો આ 'બીમાર' પત્નીના 'સાજા-નરવા' પતિ તરફ હું જોઈ રહ્યો. મારા બીજા દરદીને આપેલા ઇંજેક્શનની 'સીરીન્જ' પણ મારા હાથમાં રહી ગઈ. મેં ધીમેથી એને ઉકળતા પાણીમાં મૂકી અને એ વાતડાહ્યા પતિ તરફ વળ્યો:

'તમારી તબિયત તો ઠીક રહે છે ને? કે તમારી પત્ની પાસેથી તમારી ફરિયાદ મારે સાંભળવાની છે?' દવાખાનામાં આવતાવેંત જ પોતાની વાચાળતા જાહેર કરી દેનાર એ ભાઈનાં પત્ની આજે હજુ સુધી એકે ય અક્ષર નહોતાં બોલ્યાં એટલે સહેજે હું એટલું બોલીને એમની તરફ ફર્યો. સાવ ઉતરી ગયેલું વિષાદભર્યું મોં, નખાઈ ગયેલું શરીર પગમાં તો ઊભા પણ ન રહી શકાય એટલી બધી આવી ગયેલી કમજોરી અને આંખો ફરતાં કાળાં ભમ્મર કુંડાળાં એ સ્ત્રીને કોઈ મહારોગીની કક્ષામાં મૂકવાનું મને સૂચવી રહ્યાં હતાં. અને એ નબળી સ્ત્રીનાં રોગની બીજી પૂછપરછ કરું તે પહેલાં એની વાગ્ધારા શરૂ થઈ:

'ડૉક્ટરસાહેબ, તમે મને દવાઓ પીવડાવીને અને ઇન્જેક્શનો ઘોંચી ઘોંચીને દર વખતે સાજી કરી દો છો એટલે આમને વધુ ફાવ્યું છે. એટલે તો મારા શરીરને એની શક્તિ ઉપરવટ જઈને બધું કરવું પડે છે. નહિતર આ પાંચ વરસના લગ્ન જીવનમાં આ ચોથી સુવાવડની પાછી તૈયારી કરવાના મારા તે ક્યાંથી ભોગ લાગ્યા હોય?'

'એમ વાત છે ત્યારે!' હું આખી પરિસ્થિતિને સમજી ગયો. એટલે પતિ જરા ઝંખવાણો પડી ગયો. દવાખાનામાં બેઠેલાં બીજાં દરદીઓને મન આ એક નવું કૌતુક દેખાતાં કોઈ ઊંચા-નીચા થયા વગર આ નાટક જોઈ રહ્યાં. એ બધાંની ધીરજને જોઈને મને પણ આ દંપતી સાથે ગંમત કરવાનું જરા મન થયું. મેં તો એ બહેનને જ ઉધડા લીધાં:

'તે પણ, એમાં તો તમારો હિસ્સો પણ નાનોસૂનો ન જ કહેવાય ને? આવા માયકાંગલા દેહે પણ તમે સંયમને છુટ્ટોદોર મૂકી દો એ તો તમારી જાતને ઊંડી ખાઈમાં ધકેલી દેવા જેવું નથી?'

'પણ સંયમ રાખવા મને એકલીને જ ઉપદેશ આપો એ શા ખપનો?'

'હું તમને ઉપદેશ નથી દેતો, વિનંતિ કરું છું. શરીરને સારું રાખીને જીવવું હોય તો આ સુવાવડ પતે કે તરત નિશ્ચય કરજો કે બીજી સુવાવડ તમારા ઉપર સવારી ન કરે. આ સુવાવડમાંથી પણ તમે હેમખેમ નીકળ્યા તો તો ભગવાનનો મોટો પાડ. હું તો મારાથી બનતા પ્રયત્નો કરું, પણ કુદરતની ઉપર-

---

પેટ્રિન ચકિત થઈ ગયો. તેની 'જબ્બર હાર હતી. કૅરટ માછલી જ નહિ, ચાંદીના પ્યાલા સાથે મોટી, સુંદર, અને કિંમતી થાળી પણ ઉઠાવી લાવ્યો હતો. અરૂાની રસોયણ થોડી જ વારમાં માછલી રાંધીને લાવી. મોંઘી, મોટી અને સરસ માછલી. ટેબલ પર તેની જ્યાફત ઊડવા લાગી. ત્યારે પેલી ચાંદીની થાળીમાં જ મુકાઈને ઊંચી જાતનો 'બીર' પેલા પ્યાલામાં ભરાઈ ભરાઈને એક પછી એક માણસના હાથમાં ઘૂમતો હતો.

*

જીવરામ જોષી

[ ૮ ]

અંબાજીથી નીકળી, વચ્ચે વાદીના સહવાસમાં બે-પાંચ દિવસો ગાળીને હું આબુ સ્ટેશને પહોંચ્યો.

વરરાજાનો પોષાક તો મૂલ્યવાન હોય પણ નિત્યની વપરાશમાં આવતા પોષાકથી ભિન્ન હોવાથી, એ વાઘા વરરાજાને કંઈક વરવા લાગતા હોય છે. બંધ બેસતું છતાં બીજાનું કુડતું પહેરી લઈએ તો પણ મનમાં વસવસો રહે છે.

મારું ય તેવું હતું. ભગવાં પહેર્યાં છે પણ મન એનાથી વેગળું છે. રખેને કોઈ જાણી જાય કે, હું બનાવટી છું, એવી આશંકાથી સ્ટેશનના એક બાંકડા પર બેસી રહ્યો.

કાગડાના ટોળામાં જ કાગડો ભળે. જ્યાં સમાન જીવન હોય ત્યાં જ મેળ બેસે છે. સેંકડો માણસો આવ્યા ને ગયા. કોઈએ મને બોલાવ્યો નહિ. એમના વર્ગનો હું મટી ગયો હતો. મારી ન્યાત જુદી પડી ગઈ હતી. પણ છેક સાંજે એક જુવાન વૈષ્ણવ સાધુએ આવીને મને પ્રણામ કર્યા.

'કહો મહાપુરુષ!' કહીને તે બેઠો.

ઠીક થયું. સંગ મળી ગયો. તેના જેવો હું પણ યાત્રી જ છું એ જાણીને તેણે મેળ સાધ્યો.

'સ્થાન ક્યાં છે?' તેણે પૂછ્યું.

'કાશીજી.' મેં કહ્યું.

'મારું ગુરુસ્થાન અયોધ્યાજી છે. હવે તમે ક્યાં જશો?' તેણે પૂછ્યું.

'હરદ્વાર જવાનો વિચાર છે.'

'હું ય અયોધ્યા જવાનો છું. એક જ ગાડીમાં જવાનું છે. ચાલો, સાથે ચાલીશું.' કહીને તેણે ઝોળી ગોઠવી.

મને ભૂખ લાગી હતી. ચરણદાસને લઈને બઝારમાં ગયા. પૂરી અને શાક જમ્યા. સ્ટેશનનું નામ આબુરોડ છે. પણ ગામ તો ખરેડી. ગુજરાત અને રાજસ્થાનની સરહદનું આ ગામ છે. બંને વિભાગ સાથે સંબંધ ધરાવતા લોકોની વસતિ છે. છતાં ગુજરાત સાથે જ તેનો મોટો વ્યવહાર છે. એ રીતે આ ગામ ગુજરાતનું જ ગણાય. અંબાજી અને આબુ જનારા યાત્રીઓમાં મુખ્ય ગુજરાતીઓની જ અહીં ભીડ જામે છે.

રાતની ગાડીમાં અમે બેસી ગયા. ડબ્બામાં ઘૂસતાં અનેક પ્રકારના લોકાદરનો અનુભવ થયો. પ્રથમ તો 'જગા નથી મહારાજ! બીજા ડબ્બામાં જાઓ.'

'ઊભા રહીશું દયાળુ!'

---

વટ જઈને તમે, એનો જોરશોરથી પ્રતિકાર કરો એટલે મારી કારી પણ શાની ફાવે?'

આ બધું સાંભળી ને બાઘા જેમ જોઈ રહેલા એ બહેનના પતિના સાયકાંગલા દેહને જોઈને એમને પણ મેં તો રોકડું પરખાવ્યું: 'તમારું શરીર પણ સાવ નીચોવાઈ ગયું છે; અને આમ ને આમ દર વરસે આવતી સુવાવડમાં એક દિવસ તમારી પત્ની હાથથી ખોઈ બેસશો તો એ ચાર-પાંચ બાળકોને ઉછેરવાની તમારામાં કે તમે લાવો એ તમારી ભાવિ નવી પત્નીમાં તાકાત નથી! મારું કહેવું માનો તો સંયમ ન પાળી શકો તો છેવટ સુઝ બર્થ કંટ્રોલ!'

અને મેં એ બહેનને મારેની દવા લખી દીધી.

★





'અહીં ક્યાં ઊભા રહેશે ? આ બધો સામાન કોણ સંભાળે ! જાઓ બીજે !'

મારવાડી ગૃહસ્થની ધર્મભાવના ઓછી હશે એમ તો કહી જ ન શકાય. પરંતુ પોતાના સામાન અમારા જેવા સાધુઓને ભરોસે છોડી દઇ પોતે નિઃશંક ઝોકાં ન ખાઇ શકે, તેટલા પૂરતી એ ભાવના લોપ થઇ ગઇ હતી. ચરણદાસજીને નિત્યનો એ અભ્યાસ હતો. તે પ્રમાણે તેણે એક પછી એક દલીલો સંભળાવી.

'સાધુ છીએ, દયા રાખવી જોઇએ.'

'દયા તો ડાકણને ખાય. બધા સાધુ બનીને જ આવે છે.'

આમાં ને આમાં ગાડી ઊપડી. અમે ઊભા રહી ગયા. મેં જોયું કે અહીં સાધુઓ પ્રતિ કેવળ ભીખમંગાઓ જેવું જ લોકોમા માન છે. સાચું પણ એટલું જ છે. હું તો સાધુ નથી જ. આ ચરણદાસ પણ શું હશે, એ કોણ જાણે છે !

ખરેખર, સાધુતા એક ડોળ પણ છે. ઘૂંટેલી દવા ને મૂંડેલો જોગી ઓળખી શકાતાં જ નથી. વ્યક્તિગત રીતે આપણી જાત વિષે લોકો ગમે તેટલા સારા કે નરસા અભિપ્રાયો બાંધે છે. પણ આપણે કેવા છીએ, તે તો આપણે જ જાણીએ.

ચરણદાસની સાધુતાનો પરચો મને પ્રાતઃકાળે જ મળી ગયો. અજમેર જોવાની ઇચ્છા તો હતી જ. તેવામાં ટિકિટ તપાસનારે આવીને અમને અજમેર સ્ટેશન બહાર ધકેલી દીધા.

આપણી સરકારે આજ્ઞા કાઢી છે કે, ગાડીમાં સાધુ-બાવાને યાત્રા કરવા ન દેવી. પરંતુ રેલવે નોકરવર્ગ એટલી હદનો અધાર્મિક નથી થઇ શકતો.

'ચાલો, પુષ્કર તળાવમાં સ્નાન કરીશું. અજમેરનો પ્રાચીન કિલ્લો એક ટેકરી ઉપર છે. મુસલમાન શાહોની અનેક લડાઇઓની આ ટેકરી ગયો હતો કે, એ વધારે પડતો નમ્ર બની રહ્યો છે.

ચરણદાસે એક પ્રસ્તાવ મૂક્યો કે પહેલાં જરા નાસ્તો કરીને પછી પુષ્કર જઇએ. આખી રાતનો થાક અને ઉજાગરો બંને એકઠાં થયાં હતાં. દાતણ કરીને નળ ઉપર નાહી લીધું. તાજો શીરો અને બટાકાનો નાસ્તો કર્યો. યત્રને ઇંધણ મળ્યું. આંખો ઘેરાઇ. એક ઝાડ શોધી કાઢ્યું. જરા એકાંત પણ ખરી. ત્યાં આસન જમાવ્યાં.

મને તો ખરેખરી ઊંઘ લાગી ગઇ. સૂરજનાં કિરણો સીધાં થઇને તપાવવા લાગ્યાં ત્યારે પરસેવો વળી ગયો. કંઇક ઉકળાટ પણ થયો અને જાગી ગયો. જોઉં તો મારી પોટલી દેખાઇ નહિ. એમાં મારી બધી મૂડી હતી. વધારાનાં કપડાં અને પુસ્તકો હતાં. પૈસા પણ તેમાં જ હતા. જોયું તો ચરણદાસજી પણ ગૂમ છે.

હું પ્રથમથી જ સાવધ હતો. પૈસાના ભાગ પાડી દીધા હતા. વાપરવા જેવા પૈસા ઝોળીમાં રાખતો. બીજા લંગોટીને છેડે એક કોથળીમાં રાખતો. તેથી ચરણદાસે વિશેષ કંઇ હાનિ પહોંચાડી નહોતી. સાધુ થયો છું તો સમદર્શીપણું કેળવવું જોઇએ. ઊંઘ તો ઊડી ગઇ હતી. તેમાં ચરણદાસ પાણી છાંટીને ગયા. હવે બોઝો ઉઠાવવાનો ય ન રહ્યો. વિચાર્યું કે, હવે ગાડી પકડીને સીધા દિલ્હી પહોંચવું. સ્ટેશને જઇને ગાડીની પૂછપરછ કરી. સાંજની ગાડીમા બેસી ગયો. માર્ગમાં બે વાર ઊતરી જવું પડ્યું. દિલ્હી સ્ટેશને પહોંચી ગયો. અમૃતસર જવાની ગાડી તૈયાર હતી. એક દિવસ દિલ્હીમાં ગાળી લેવાનો વિચાર કર્યો. સ્ટેશન બહાર નીકળવા ગયો કે બાબુએ ટિકિટ માંગી.

મેં કહ્યું: સાધુ છીએ. અમારી પાસે ટિકિટ ક્યાંથી ?

બાબુએ મને રોક્યો. ટિકિટના પૈસા આપીને જ બહાર જવા કહ્યું. મેં શાંત ભાવે કહી દીધું કે હું નહિ આપી શકું. તેવામાં એક સજ્જન આવ્યા. તેમણે બાબુને કહ્યું કે, 'જવા દો ! બીજા કોઇને

પકડજો. બિચારા બાવાઓને તો જતા કરો!'

તેમની આ સલાહ માનીને બાબુએ મને જવા દીધો. પેલા સજ્જન પણ મારી સાથે બહાર નીકળ્યા. તેણે મને ચા પીવાનો આગ્રહ કર્યો. હું ગુજરાત બાજુથી આવું છું, એમ જાણ્યા પછી તેણે ગુજરાતીઓની પ્રિય-વસ્તુની મને ભેટ ધરી.

આ સજ્જને થોડા પ્રશ્નો મને પૂછ્યા. તે પરથી તરત જ હું કળી ગયો કે સજ્જન ગુપ્તચર (સી. આઇ. ડી.) વિભાગના કાર્યકર છે. મારો જૂનો અનુભવ ખપ લાગ્યો. ક્રાંતિકારી જીવનમાં એમની સાથે જ બધી મથામણ રહેતી. એને સમજી ગયા પછી હું સાવધાનીથી ઉત્તરો આપતો હતો. તે મારું સ્થાન અને સ્થિતિ જાણવા ઇચ્છતો હતો. જેમ હું ગુપ્તચર વિભાગનો જૂનો પરિચિત હતો, તેમ તે પણ બાવાઓની આ રીતે જડતી લેવામાં કુશળ હતો. છેલ્લે એણે ચોક્કસ પ્રશ્નો પૂછ્યા:

'આપનું ગુરુસ્થાન ક્યાં?'

'કાશીજી' મેં કહ્યું.

'કયે ઠેકાણે?'

'ગંગા કિનારે' મેં કહ્યું.

'સ્થાનનું નામ?'

'અમારા ગુરુ ફરતા રામ હતા. ન કોઇ સ્થાન કે બાન.' મેં કહ્યું.

'એવું ન હોય.'

'તો ન હોય.' મેં ચિડાઇને કહ્યું.

'સીધો ઉત્તર આપવામાં શું છે?'

'ચુપ રહો, તમારી સાથે વાત કરવા ઇચ્છા નથી.' મેં કહ્યું.

તે ચાલ્યો ગયો. પણ જઇને તેણે એક પોલીસને મોકલ્યો. હું પરિસ્થિતિ સમજી ગયો હતો. મારે કશો ડર તો હતો જ નહિ, છતાં મારા વિષે કશું જ તેને કહેવા ઇચ્છા નહોતી. પોલીસ આવીને મને પૂછે છે: 'ક્યાં જવાના છો મહારાજ!'

ત્રીશેકની વયનો પોલીસ એની અણઘડ ખુમારીમાં હતો.

'જવાલાજી.' મેં કહ્યું.

'જરા ચોકી પર ચલો.'

'કેમ?' મેં પૂછ્યું.

'ત્યાં નામઠામ લખાવી લો.'

'અમે સંન્યાસી છીએ. કોઈનો હુકમ માનતા નથી. નામઠામ લખાવીશું નહિ.' મેં કહ્યું.

'લખાવવું જ પડશે.'

'નહિ લખાવીએ.'

આટલામાં તો ભીડ જામી ગઇ.

મારી બોલવાની છટા, રીતભાત અને ધ્વનિ એવાં હતાં કે એકઠા થયેલા પ્રેક્ષકોની સહાનુભૂતિ ખેંચી.

કોઇ કહે: 'જવા દો જી! સાધુને કનડવા નહિ.

મેં કહ્યું: અમે સાધુ છીએ, ચોર છીએ એવી શંકા આવતી હોય તો ઉઠાવીને જેલમાં લઈ જાઓ. પણ તમારી આજ્ઞા માનીને જેલમાં નહિ જઇએ. ફાંસીએ લટકાવી દો પણ જાતે નહિ મરીએ. અમને શાનો ડર છે?'

મારા આ જોશે સિપાઇને પણ નરમ કરી દીધો.

કોઇએ કહ્યું: બધા સાધુ કંઇ સરખા નથી હોતા. જરા રીતભાત જોઇને સમજી શકાય.

મને કહે: આપ મહાત્મા આરામથી બેસો. કોઇ કશું નહિ બોલે.

લોકો મારા પક્ષમાં વળ્યા. મારે બદલે પોલીસને તેઓ જ વિવિધ ઉત્તરો આપવા માંડ્યા. પોલીસ ચાલ્યો ગયો.

હું ત્યાં જ બેસી રહ્યો. લોકોમાંના કેટલાક પોલીસ ખાતાને ભાંડવા લાગ્યા.

મેં કહ્યું: 'એમાં પોલીસ ખાતાનો દોષ નથી. સાધુઓના વેશમાં અનેક પ્રકારના માણસો ઘૂમે છે. એને શંકાથી જ કામ કરવાનું છે. એમાં કોઇ ખોટો પણ ઝડપાઇ જાય અને કોઇ સાચાને ય હેરાન થવું પડે. એ વાતનો અમને જરા ય ઘોખો નથી કે ગુસ્સો નથી. અમે સાધુ છીએ. ન રાગ કે રોષ. કોઈ ગાળ દે તો કોઇ ફૂલની માળા પહેરાવે.

# પેનથી પનોતી લાગી

ચુનીલાલ મડિયા

પાત્રો:

સવિતા

જયલાલ

બકુ

મુંબઈની મધ્યમવર્ગી વસાહતની ચાલીમાંની 'આઠ બાઈ બાર' જેવડી ઓરડી. ડાબી બાજુએ પ્રવેશદ્વાર. સામે ભીંતે વચ્ચોવચ્ચ લખવાનું નાનકડું ટેબલ, લેખન સામગ્રીઓ અને બે ફોલ્ડિંગ ખુરશીઓ. ટેબલ પરના ઊંચા ઘોડામાં પુસ્તકો અને સામયિકો. જમણી બાજુ ઊંચી ચોકડી પર રસોઈનો સરંજામ.

પરદો ઊપડતી વેળા જયલાલ ખુરશી પર બેઠોબેઠો સવારના છાપા ઊથલાવે છે. સવિતા ચોકડીમાં સ્ટવ પર ચા બનાવે છે ચાલીના દાદરા પર કોઈના આગમનનો ધબધબ અવાજ સંભળાય છે

સવિતા : બકુભાઈ જ આવતા લાગે છે.

જયલાલ : આવાં લશ્કરી પગલાં બકુ સિવાય બીજા કોનાં હોય ?

બકુ (બારણામાં પ્રવેશતાં) : સવિતાબેન, દોઢ કપ પાણી વધારે મેલજો.

સવિતા : બકુભાઈ, તમારું આયુષ્ય બહુ લાંબું છે. હમણાં જ તમને યાદ કર્યા હતા. મને લાગે છે કે તમે સો સો વરસથી ય વધારે—

બકુ : સવિતાબેન, જેજે સો વરસ સુધી આ દોઝખમાં જીવતાં રહેવાની આમાન કેદ ફરમાવતાં ! આવા ને આવા શાપ આપતા રહેશો તો અહીં આવવાનું જ મારે બંધ કરવું પડશે.

જયલાલ : આવવાનું બંધ કરીશ તો અહીં એટલી ખાંડ–ચા ને આપણા બેયના સમયનો બચાવ થશે.

બકુ : હવે જોયો મોટો સમય બચાવવાવાળો !

જયલાલ : પણ તને અત્યારના પહોરમાં દાઢી બોડ્યા પહેલા જ બહાર પડવાનો સમય ક્યાંથી મળ્યો ? શનિવારની મોર્નિંગ કોલેજ તો નથી ને ?

બકુ : આજે શનિવાર નથી. ને હોય તો પણ આપણે સૂર્યવંશીઓએ કદી શનિવારના પિરિયડ ભર્યા છે ખરા ? અને કોલેજમાં જતો હોઉં તો આવી ઊગેલી દાઢીનું જંગલ લઈને જઉં ? મારી સ્ત્રી–સન્માનની ભાવનાનો તું બહુ ઓછો આંક કાઢે છે.

જયલાલ : એટલે ?

બકુ : એટલે એમ, કે દાઢી બોડ્યા વિના સમાજમાં ફરવું એ સમગ્ર સ્ત્રીજાતિનું અપમાન કર્યા બરાબર છે.

સવિતા : બકુભાઈ, અમારી આ ખોલીને તમારા સમાજની અંદર ગણો છો કે બહાર ?

જયલાલ : અલ્યા, આ તારી સ્ત્રી–સન્માનની ભાવના સાચી હોય તો આજે દાઢી બોડ્યા વિના અહીં આવી ચડીને તે માત્ર સવિતાનું જ નહિ પણ આ ચાલીના–અરે આખા લત્તાના–સ્ત્રીત્વનું અપમાન કર્યું છે.

બકુ : તેં લોનાં ટર્મ્સ તો હજી પૂરાં કર્યાં નથી ત્યારથી જ આટલી ચીકણાશ શીખી ગયો કે ? ચેમ્બરિંગ કરવા જઈશ ત્યારે તો કોણ જાણે કેવો યે—

જયલાલ : તો પછી કબૂલ કર કે સ્ત્રી–સન્માનનો તારો ખ્યાલ તારા ક્લાસની બે બેન્ચીઝ પર સમાતી છોકરીઓ–એટલે કે સ્ત્રીઓ–પૂરતો જ મર્યાદિત છે. ખરું કે ?

બકુ : અલ્યા, આ દોઢ કપ ચા પાવો પડશે એમાં આટલી બધી ઊલટ–તપાસ શાની કરે છે ! આવું ઝીણું કાંતવા રહીશ તો બે વાનાં લખતા માંડ આવડ્યું છે એ પણ ભૂલી જઈશ.

સવિતા : હાશ, બકુભાઈ, એવા મજાના આશીર્વાદ આપતા હો તો તો મોટી બલામાંથી છૂટીએ ! વાર્તાઓ પણ ચોવીસે કલાક લોહી પીએ છે. નહિ ખાવાના ધડા, નહિ પીવાના ધડા...ને વળી, મનમાં હોય એટલી બધી ય વાતો કાગળ પર ચીતરી નખાતી હશે ?

---

આ અમૃતવાણી સૌને મીઠી લાગી. પછી તો ત્યાં જ દિવસ વિતાવ્યો. સાંજે અમૃતસર જતી ગાડી પકડી લીધી.

[ક્રમશઃ]





બકુ : જયલાલ, હમણાં કંઈ વાર્તા લખી છે? લાવ જરા, વાંચું

જયલાલ : હમણાં તો કશું જ નથી લખાતું.

બકુ : કેમ ભલા? આ દુનિયા પર કોરા કાગળની એક ચબરખી ય તમારા લોકોને પ્રતાપે વધવા નથી પામી કે શું? જો કે, કોરા કાગળ ન મળે તો પણ તમે લોકો અટક્યા રહો એવા નથી. પ્રાચીન ઋષિઓની જેમ તાડપત્રો પર પણ—

જયલાલ : કાગળની તો કદી અછત થવાની જ નહિ. જેમ જેમ સાહિત્યસર્જન વધતું જશે તેમ તેમ કાગળનો જથ્થો પણ વધતો જ જવાનો.

બકુ : શી રીતે?

જયલાલ : જો, સમજાવું. આ ઢગલાબંધ પુસ્તકો રોજેરોજ બહાર પડ્યા કરે છે, એના કાગળને ફરી-વાર ગૂંદીને માવો બનાવવા સિવાય એ પુસ્તકોનો વધારે સારો ઉપયોગ બીજો શો થવાનો છે? એટલે, કાગળની અછત ગુજરાતમાં તો કદી કલ્પવી પણ મુશ્કેલ છે.

બકુ : તો પછી તને લખવામાં શી મુશ્કેલી આવી પડી છે? સવિતાબેન ખલેલ કરતાં હોય એમ તો હું ન માનું.

સવિતા (શરમાઈને) : અરે, હમણાં તો હાથ ભાંગી ગયો છે એટલે લખી શકતા નથી.

બકુ : અને હજી સુધી બોલતો પણ નથી? કેમ કરતાં ભાંગ્યો? કોઈની સાથે મારામારી—

જયલાલ : તું નાહકનો ભડકે છે. હાથ બે ય સાજાસારા છે.

બકુ : તો પછી સવિતાબેન ખોટું કહે છે?

જયલાલ : એની વાત ખોટી નથી. શબ્દશઃ સાચી છે. માત્ર, એણે મારી અસરને લીધે જરા, રૂઢિપ્રયોગ વાપરી નાખ્યો છે. સ્ત્રીઓને આમે ય અલંકારોનો તો શોખ હોય જ—

બકુ : પણ હું એવા અલંકાર ક્યાંથી સમજું? હું કાંઈ સાહિત્યકાર થોડો મૂવો છું?

જયલાલ : વાત એમ છે, કે બે દિવસ પહેલાં બહુ ગીરદી વચ્ચે બસમાં ચડવા ગયો. એમાં બહારના ખિસ્સામાંથી ફાઉન્ટનપેન એંચાઈ ગઈ. એને સવિતા હાથ ભાંગી ગયો એમ ગણે છે.

સવિતા : બકુભાઈ, આ તમારાં મુંબઈનાં માણસો સાવ આવાં ભૂખ જ કે? ઈંડીપેન જેવી ચીજ પણ ન છોડે? થોડા દિવસ પહેલાં છત્રી ચોરાઈ ગઈ હતી.

બકુ : એમાં તમે મુંબઈને શા માટે ભાંડો છો? માણસો તો બધાં ય સરખાં જ.

સવિતા : એમ હોય? માણસે માણસે ય ફેર ખરો કે નહિ? એક લાખું દેતાં ન જડે, ને બીજા તાંબિયાનાં તેર એમ અમસ્તું કહેવાયું હશે? મુંબઈનાં માણસ લખવાની લેખણ ને છત્રી જેવી ચીજમાં ય જીવ બગાડે.

બકુ : આજકાલની લેખણ એટલે બરુના કાંઠા-માંથી છોલી કાઢેલો કિત્તો થોડો છે કે એના પર કોઈ થૂ પણ ન કરે? સોનું દેખીને મુનિવર પણ ચળી જાય તો રોલ્ડગોલ્ડ પેન દેખીને મવાલીની દાનત ન બગડે?

જયલાલ : એ મવાલીઓની બીકે ફાઉન્ટ-પેન છોડીને કિત્તા તરફ વળવું પડે એમાં આ સુધરેલા શહેરની પ્રમાણિકતાનો આંક ઓછો અંકાય છે, હો!

બકુ : એમાં આખા મુંબઈને શા માટે સંડોવે છે?

જયલાલ : કેમ ન સંડોવું? આ ટાપુની ધરતી પર જ આ ચોરીનો બનાવ બન્યો છે. નામદાર નગરપતિ જે વિસ્તારમાંથી કરવેરા ઉઘરાવે છે અને બદલામાં ગંદકીનું ગાડું—એટલે કે ગંદકી ઉસરડ-વાનું ગાડું—ફેરવે છે એ વિસ્તારની હદમાં જ આ બનાવ બન્યો છે. કોલાબાના દરિયામાં હોડીમાં બેઠે-બેઠે કે ઉરણ-એલિફન્ટા જતાં પેન ચોરાઈ હોત તો એમ કહી શકાત કે અરબી સમુદ્રમાં સિલોનથી એડન સુધીના વિસ્તારમાં કોઈક સ્થળે આ અનિચ્છ-નીય બનાવ—





બકુ : એમાં ઇચ્છનીય કે અનિચ્છનીય જેવું કાંઇ છે જ નહિ. પેન તેં બહારના ખિસ્સામાં ખોસી હતી કે અંદરના ?

જયલાલ : અલ્યા પણ બહારના ખિસ્સામાં ખોસી એટલે એણે ખેંચાઇ જ જવું, એમ કે !

બકુ : રેઢાં તો રાજપાટ પણ લુટાઈ જાય.

સવિતા : એમ હોય ? ગામડામાં તો કોઈની રેઢી ચીજને પારકું માણસ અડે જ નહિ.

બકુ : એટલે કે. ચોરડાકુઓ બધા શહેરમાં જ વસે છે એમ તમે કહેવા માગો છો ?

જયલાલ : એમ કહીએ તો પણ એમાં કાંઇ વધારે પડતું તો નથી જ. એક વાત તો હું કબૂલ કરીશ, કે પ્રમાણિકતા અને સમગ્ર નીતિમત્તાનું ધોરણ શહેરોના કરતાં ગ્રામવિસ્તારોમાં ઘણું ઊંચું છે ગામડાંઓમાં 'ખિસ્સાકાતરુથી ચેતજો !' 'ખિસ્સા-પાકીટ સંભાળો !' એવાંએવાં પાટિયાં ટાંગવાં નથી પડતાં. ત્યાં ચોરાઉ માલની લે-વેંચ માટે ચોર-બજારો પણ નથી હોતાં.

બકુ : પણ હું બહારના ખિસ્સામાં પેન લટ-કાવવાના શોખ કરે ને વળી ગફલતમાં રહે. પછી તો એ ન ચોરાય તો જ મને નવાઇ લાગે. રેઢાં તો રાજપાટે ય લુટાઇ જાય.

સવિતા : એમ હોય ? ગામડાંમાં તો બધું ય રેઢું જ રહે છે. ગઢની રાંગે નોખાનોખા વીસ ધણીનાં છાણાં હારોહાર થપાતાં હોય પણ પારકાં છાણાંની એક કોર કે કટકીને ય કોઇ હાથ ન અડાડે.

જયલાલ : બરોબર સાંભળજે હોં કે, બકુ !

બકુ : સવિતાબેન, તમારી આ બાલિશ દલી-લમાં તમારા ટીંબા સરખા ગામડા પ્રત્યેનો—તમારી જન્મભોમકા પ્રત્યેનો સ્ત્રી-સ્વભાવ-સુલભ પક્ષપાત જ મને તો દેખાય છે. ગામડાંઓમાં એટલી બધી પ્રામાણિકતા ફાટી જતી હોય તો તો તાળાંકૂંચીનો વપરાશ જ બંધ થઈ જવો જોઇએ. પણ વાસ્તવમાં એવું નથી. અશોકના સમયમાં લોકો બહારગામ જતી વેળા પણ ઘરબાર ખુલ્લાં મૂકી જતા એ આદર્શ સમાજરચના તો એક સપનું જ બની ગઇ છે.

સવિતા : ત્યારે તમે ગામડાં જોયાં જ નથી, બકુભાઈ ! ગામડાંમાં તો છાણના પોદળામાં કોઈએ સાંઠો ખોસી રાખ્યો હોય તો એ આંકાવાળો પોદળો એની જગ્યાએ પડ્યો પડ્યો સુકાઇને અડાયું છાણું થઇ જાય તો પણ એને કોઇ પારકો ધણી હાથ ન અડાડે. બતાવો, આવી પ્રમાણિકતા તમારા શહેરમાં ક્યાંય હોય તો. અહીં તો જરાક નજરચૂક થઇ કે પેન ખેંચાઈ જ ગઇ છે. જરાક ગફલતમાં રહ્યાં કે ખિસ્સાં પર કાતર પડી જ છે. સેફટી રેઝરની બ્લેડનો આટલો વપરાશ અમસ્તો નહિ વધ્યો હોય.

બકુ : બસ થયું, લો, હવે. ગામડાંને હાલાં માથે ચડાવીને નાચો માં. ચોરડાકુઓ બધા શહેરમાં જ ભેગા થયા છે અને ગામડાંમાં તો બધા ધર્મરાજાના અવતારો જ વસે છે એ તમારું કથન સ્વીકારવા હું તૈયાર નથી.

સવિતા : અહીં શહેરમાં તો દેવદર્શને જતાં પણ પેટમાં બીક રહેવાની કે પાછળથી કોક ચંપલ ઉપાડી જશે.

બકુ : એ બીક તો કદાચ બધે ઠેકાણે રહેતી હશે—શું શહેરમાં કે શું ગામડામાં.

સવિતા : હવે રાખો. રાખો ! તમે બાપગોતરમાં ય ગામડું જોયું છે કે પછી અદ્ધરઅદ્ધર જ ફેંક્યે રાખો છો ? ગામડાંમાં પગરખાં તો પારકાં માણ-સની પનોતી ગણાય, એ ચોરવાની વાત તો દૂર રહી, મફતમાં મળતાં હોય તો ય કોઈ સૂંઘે નહિ. પારકી પનોતી તે કોણ વહોરે ?

બકુ : જયલાલ, આ સવિતાબેને તારી સાથે આટલાં વરસ ગાળ્યાં છતાં એમના માનસમાંથી પગ-રખાં અને પનોતી જેવા હાસ્યાસ્પદ ખ્યાલો ન ખસ્યા.

જયલાલ : એમાં હાસ્યાસ્પદ જેવું શું છે ?

બકુ : કેમ નહિ ? એમ બીજાઓના પગરખાં પહેરવાથી પનોતી વળગી જતી હશે ? મારા અને વસુના પગનો નંબર સરખો જ છે. ઉતાવળે ક્યાંય જવું હોય ત્યારે હું વસુની જ ચંપલ પગમાં ઘાલતો જાઉં છું. અત્યારે પણ વસુની જ ચંપલ



પહેરીને અહીં આવ્યો છું. ઉંબરા બહાર ઉતારી છે, જોવી હોય તો જોઇ લે...એટલે શું મને વસુની પનોતી વળગી જવાની ?

જયલાલ: વસુ તો તને પત્ની તરીકે વળગી જ ચૂકી છે–જેવી રીતે સવિતા મને વળગી છે. એટલે, હવે પનોતી તરીકે વધારે વળગવાપણું રહેતું નથી.

બકુ: એટલે કે, પત્ની એ પનોતી જ છે એમ કહી દઇએ તો શું ખોટું ?

જયલાલ: એ તો જેવો જેનો સ્વાનુભવ !

બકુ: આમ કહીને તું આપણી આર્ય લગ્ન-પ્રથાને ઉતારી પાડવા માગે છે ?

જયલાલ: આવી બાબતોમાં લાગણીશીલ બની ગયે કશું નહિ વળે. હિન્દુ લગ્નપ્રથામાં આજે તાત્ત્વિક દૃષ્ટિએ પત્ની અને પનોતી વચ્ચે બહુ ફેર નથી રહ્યો. બન્નેની યાતનાઓ સરખી જ હોય છે, બન્નેની વળગણ પણ જળો જેવી હોય છે.

બકુ: પણ આપણા આણંદ–પરમાણંદની ભાષામાં કહું તો પત્નીએ પત્નીએ પણ ફેર ખરો કે નહિ ? એક, લાખો દેતાં ન મળે, એક તાબિ-યાની તેર—

જયલાલ: અને એક એ ભાવે ય મોંઘી પડે, એટલો ફેર ખરો. પણ એ ફેર માત્ર વત્તાઓછા પ્રમાણનો જ હોય છે, જેવી રીતે. એક અને બીજી પનોતી વચ્ચે પાયાની ધાતુના પ્રકાર અને મુદ્દતનો ફેર હોય છે એવી રીતે. કોઇને લોઢાને પાયે હોય, કોઇને રૂપાને પાયે, કોઈને સોનાને પાયે. કોઇની પનોતી અઢી વરસની, કોઇની સાડસતી, કોઇની—

બકુ: આ ઉપરથી જ જૂની વાર્તાઓમાં રાજાની સાત રાણીઓમાંની પટરાણીને પનોતી કહેવાતી હશે ?

જયલાલ: હાસ્તો. પ્રેમ અને પનોતીપણા વચ્ચે સીધો પ્રમાણ સંબંધ રહે છે. સાત રાણીઓમાંની છ અણમાનીતી અને એક માનીતી એ પટરાણી, એટલે એ પટરાણીનું પનોતી–સ્વરૂપ વધારે ઉગ્ર, એની વળગણ પણ વધારે. પરિણામે જોતાં, પ્રેમને પનો-તીના પર્યાયમાં ગણીએ તો બહુ ખોટું નથી.

સવિતા (ચાના પ્યાલા ગોઠવતાં) : હવે તમારે ચા પીવી છે કે માનીતી ને અણમાનીતીની જ માંડીને બેસવું છે ?

જયલાલ: હવે ચાને જ ન્યાય આપવો પડશે. અમારી વાતો પણ 'ટેમ્પેસ્ટ ઇન અ કપ ઓફ ટી' જેવી જ છે.

સવિતા: મેં તો અમસ્તી પગરખાંની પનોતીની વાત કરી હતી. એમાંથી તમે તો ક્યાંના ક્યાં નીકળી ગયા ! આવુંઆવુ બોલતાં શરમાતાં ય નથી !

બકુ (ચા પીવા માંડતાં) : એ આ બધું બોલીને જ બેસી રહેશે એમ તમે માનો છો, સવિતાબેન ? આ બધું તો હજી વાર્તાઓમાં આવવાનું.

સવિતા: સારું થયું ભગવાન, કે લેખણ ચોરાઈ ગઇ ! હવે છીભને નહિ તો હાથને તો એટલો વિસામો મળશે !

બકુ: પેન ચોરાઇ ગઇ એટલે આ હવે અદબ-પલાંઠી વાળીને બેઠો રહેશે એમ તમે માનો છો ? એ તો દુનિયાભરની વનરાઈની લેખણ કરવાવાળા-ઓની જમાતમાંનો છે.

સવિતા: ભલે, જોઇએ તો સંધાંય ઝાડવાં કાપીને લેખણ કરે ને લખ્યા કરે. એમાં મને શું ? ભેંસનાં શીંગડાં ભેંસને ભારે. હું તો એટલું જ કહું છું કે આ હમણાં માનીતી–અણમાનીતીની વાત કરી એવી વાર્તાઓ ન લખે તો સારું.

જયલાલ: બકુ, માનીતી પત્ની બનવાની જે મઝા છે, ખુશનસીબી છે, એ આપણી એકપત્નીત્વ પ્રથામાં સાવ મરી જ ગઇ છે. હિન્દુ સ્ત્રીઓ એ સૌભાગ્યથી તો સાવ વંચિત જ રહી ગઈ છે.

સવિતા : ભલે હું તમારી અણમાનીતી રહી.

જયલાલ: 'તારે તો ગુસ્સો કરવાને બદલે પશ્ચા-ત્તાપ કરવો જોઈએ કે શોક્યોની હયાતી વિના તારી મહત્તા તને કદી નહિ સમજાય.

સવિતા : મારે એ સમજવી પણ નથી.

જયલાલ: પેલા પેગંબરે એકી સાથે ચાર પત્નીઓ કરવાની છૂટ આપેલી એમાં કેટલી દૂર-





દેશી હતી! અને આજે આપણી ધારાસભાઓ બહુપત્નીવિરોધક ખરડા પસાર કરી રહી છે! મને તો લાગે છે કે આપણી પ્રજાની રસિકતા જ દિવસે દિવસે ઓસરતી જાય છે.

બકુ : પગરખાંની પનોતીની વાતમાંથી આપણે બહુ આગે નીકળી ગયાં. અને એ માટે સવિતાબેન જવાબદાર છે.

સવિતા : હું ?

બકુ : હા. તમે ગામડાંની પ્રમાણિકતાની વકીલાત આદરી એમાંથી જ આ બધા ફણગા ફૂટયા. પનોતી બેસી જશે એવા વહેમથી ભડકીને ગામડાંનાં લોકો પગરખાં ચોરતાં ગભરાય એટલા ઉપરથી તેઓ પ્રમાણિક છે એમ હું માનવા તૈયાર નથી. મુંબઈમાં પણ લોકલ ગાડીઓના ખોવાયેલા પાસ પાછા મળે છે. એમાંના ઘણા લોકો તો છાપાંઓની ઑફિસમાં પહોંચાડી આપે છે. ચાવીઓના ઝૂડા અને ઘડિયાળો સુદ્ધાં ઘણીવાર પાછી મળી રહે છે.

જયલાલ : મારી પેન પાછી મળી આવે ત્યારે તારી વાત ખરી માનું.

બકુ : એ પાછી ન આવે તો કાંઇ નહિ. પણ એના ઉઠમણાની ક્રિયામાં આજે ટેહ કપ ચા જડી એ ય ગનીમત ગણું છું. ચાલો, જાઉં હવે. (જાય છે.)

જયલાલ : બકુને તેં નાહકનો ઉશ્કેર્યો.

સવિતા : કેમ ભલા ?

જયલાલ : ગામડાંઓની પ્રમાણિકતાની વકીલાત કરી અને એ ખીજવાયો.

સવિતા : પણ એમાં મેં કાંઇ ખોટું કહ્યું ?

જયલાલ : લોકો તો બધે ય સ્થળે એના એ જ છે, શું ગામડામાં કે શું શહેરમાં.

[ બકુ ઝડપભેર પાછો ફરે છે. ]

બકુ : સવિતાબેન આ તમારી ટેહ કપ ચા તો સોંસરવી નીકળી.

સવિતા : કેમ ભલા ?

બકુ : આટલીવાર અહીં બેઠો ત્યાં મારી નવીનકોર ચંપલ કોઈ ઠોકી ગયું.

જયલાલ : ક્યાં ઉતારી હતી ?

બકુ : ઉંબરા બહાર, બીજે ક્યાં ?

સવિતા : બકુભાઇ, ઘરમાં અમે ક્યાં ઠાકોરસેવા રાખી છે કે પગરખાં બહાર ઉતારવાં પડે ? બહાર રેઢાં તો રાજપાટે ય લુટાઇ જાય.

બકુ (મોટેથી) : જયલાલ, આ તારી ચાલીનાં માણસો આવા ચોર ક્યાંથી પાકયાં ?

જયલાલ : 'મારી ચાલીનાં' એમ શા માટે કહે છે ? એ સહુ મુંબઇવાસીઓ છે એટલું હું તો જાણું. સાચું કહું તો એ સહુ માણસો જ છે, મારા અને તારા જેવા.

સવિતા : રાજી થાવ, બકુભાઇ, કે પનોતી ભેગી અલાબલા ગઇ.

બકુ . પણ ચંપલ મારી નહોતી, વસુની હતી.

સવિતા : તો વસુબેનની અલાબલા ગઇ.

બકુ : ને નવી ચંપલ ખરીદવાની બલા મારા પર આવી.

સવિતા : એ તો હું વસુબેનને બધું સમજાવી દઇશ, ફિકર કરો માં. લો, આ કીટલીમાં ચા હજી થોડી વધી છે—

પરદો

[ લેખકના નાટકસંગ્રહ 'રંગદા' માંથી ]



# નખ્ખોદ વળી ગયું

મ. હ. મહેતા

[ ૧ ]

જૂનાગઢથી પશ્ચિમ દિશા તરફ પાંચ–છ માઈલ ચાલો એટલે એક બે'ક હજારની વસ્તી વાળું ગામ આવે છે. એને ફરતો કિલ્લો છે. ગામનો બહારનો દેખાવ બહુ જ રળિયામણો છે એમાં બે મત નથી જ. બારેમાસ વહેતો ઉગેણનો પ્રવાહ, સામે આકાશ-ઊંચા ગિરનારના શિખરોમાંથી ઊગતો સૂર્ય અને આસપાસની લીલીછમ વનશ્રી–ભલા, આને સુંદરતા ન કહીએ તો બીજું શું કહી શકાય? પણ, ગામની અંદર પેસતાં જ એ સુંદરતાની છાપ સુદ્ધાં ભૂંસાઈ જાય છે. ગમે તે દિશામાં જાઓ— થોડે સુધી તો અવાવરૂ ઘરો તથા ખંડિયેરોની હાર-માળાઓ આવવાની. વારુ, કોના હશે આ ઘરો? શામાટે અને કોના પાપે આ લોકો પોતાના ઘરબાર, ગામ છોડીને ચાલી નીકળ્યાં હશે? કયાં ગયાં હશે? શું કરતાં હશે? વારુ, વારુ. જવા દો એ વાત. આપણે એ બધું જાણવાની જરૂર પણ નથી. પણ લોકોએ એ ઘરોને ખંડિયેરોમાં ફેરવી, એનો ગમે તેવો ઉપ-યોગ કરી ગામની સુંદરતામાં વધારો તો નથી જ કર્યો. આમે ય લોકોને સુંદરતા વિષે બહુ પડી નથી. બહારથી આવેલાં માણસો જ્યારે કહે કે, 'તમારું ગામ તો બહુ જ સુંદર છે.' તેઓ જવાબ દેવાના, 'એમ?' પછી નીરસભાવે કહેશે, 'હશે.' પણ આ ઉપરથી તમારે એમ માનવાનું નથી કે બધી બાબ-તોમાં આ લોકો નીરસ હશે. નિંદા, ચાડી–ચુગલી, ઇર્ષા વગેરેમાં જેવો રસ આ લોકો બતાવે છે એવો રસ આસપાસ દસ દસ ગાઉના ગામડાંઓના લોકો પણ બતાવી શકતા નથી અને બતાવશે કે કેમ એ પણ શંકા જેવું જ.

એમ છતાં પણ ઉપલા બધા દુર્ગુણોથી દૂર રહેનારા પણ ગામમાં શોધો તો જડી આવે. તેમાંનો એક તો એ જ ગામની શાળામાં મદદનીશ શિક્ષક તરીકે કામ કરતો શ્યામલાલ.

શ્યામલાલ ગામમાં નાનામોટા દરેકનું આદર-પાત્ર હતો. એના કારણો હતાં. એક તો પોતે પોતાના કામમાં રચ્યોપચ્યો રહેતો અને બીજું એનો ભોળો, સરળ અને અક્રોધી સ્વભાવ.

શ્યામલાલની સ્ત્રીનું નામ હતું લક્ષ્મી. એ બહુ જ સાધારણ સ્ત્રી હતી. ઘઉંવર્ણો રંગ, તુમડા જેવું મોં અને ચૂલો ફૂંકી ફૂંકી નબળી થઇ ગયેલી અને તેથી હમેશાં પાણી ઝરતી આંખો આ સિવાય નજરે ચડે એવું લક્ષ્મીમાં ખાસ કંઇ નહોતું. પરણ્યા પછી ઘણે વરસે નાગેન્દ્રનો જન્મ થયો હતો. એટલે નાગેન્દ્ર પર મા–બાપનો ખૂબ જ પ્યાર હતો. તેમાં ય લક્ષ્મીના પ્રેમે તો હદ વાળી. તે ત્યાં સુધી કે નાગેન્દ્ર દસ વર્ષનો થયો ત્યાં શાળાથી પોતે એને દરરોજ કમરે બેસાડી તેડી લાવતી. આ વિષે લોકો કંઇ કહેતા તો કહેતી, 'શું કરું બાઇ! છોકરો જ એવો છે. તેડવા ન જઉં તો ભૂખ્યો-તરસ્યો પડ્યો રહે એ બહેનર પણ ઘેર ન જ આવે. હું જાણું ને, તમે શું જાણો?'

શ્યામલાલ નાગેન્દ્રને કોઇવાર ઊંચે અવાજે કંઇ કહેતો તે દિવસે લક્ષ્મીના રુદનનો અવાજ તેને આખો દિવસ સાંભળવો પડતો. ઉપરાંત ખાવા-પીવાનું પણ તે દિવસે કંઇ ઠેકાણે પડતું નહિ આથી તેણે નાગેન્દ્રની બાબતમાં માથું મારવું છોડી દીધું હતું. સવારે વહેલા ઊઠી, પૂજાપાઠ કરી ગામમાં જવું, શાકપાંદડું લાવી આપી બરાબર સાડાદસ વાગે જમી શાળાએ જવું, અને પાંચ વાગે ઘેર આવી, ફરીવાર જમી, દેવદર્શન કરી સૂઇ જવું આ જ માત્ર એનો રોજનો કાર્યક્રમ થઇ પડ્યો.

નાગેન્દ્ર જ્યારે દસ વર્ષનો થયો ત્યારે લક્ષ્મીને એક પુત્ર થયો. નાગેન્દ્ર પ્રત્યેના અનહદ પ્રેમને લઇને કે પછી કોણ જાણે કેમ પણ નાના છોકરા પ્રત્યે પૂરતું લક્ષ અપાયું નહિ. છોકરો આઠ વરસનો થયો તો પણ કંઈ બોલતાં શીખ્યો નહિ. ઘરની સામે ઓટલા પર પડી રહેતો, કોઈ આપે તો ખાતોપીતો. માસ્તરની સ્ત્રીએ જ પહેલીવાર જાહેર કર્યું કે છોકરો નરાતાર ગાંડો છે. લોકોને પણ છોકરાને





ગાંડો નથી કાદવામાં વાંધો નડ્યો નહિ. ગાડો તાઢ, તડકો કે વરસાદમાં નિર્વિકાર ચિત્તે ઓટલા પર બેસી રહેતો. કોઈ બોલાવે તો તેની સામે હસતો. શરૂઆતમાં લક્ષ્મીએ ખાવાપીવા બાબત, કપડાં પહેરાવવા બાબતમાં ઠીક ઠીક કાળજી રાખી, પણ પછી એની બેદરકારીની ય હદ ન રહી. બાપ પહેલેથી વિમુખ હતા હવે મા પણ વિમુખ થઇ ગઇ.

નાગેન્દ્ર ૨૨–૨૩ વર્ષનો થયો કે તુરત જ તેને પરણાવી મુબઇ મોકલી દીધો. માબાપના હરખની વાત બાજુએ મૂકીએ તો પણ આટલી ઉંમરે પરણાવી દેવાનું કારણ કદાચ નીચેની હકીકત પરથી મળી આવશે. પરણ્યા પછી બે વરસે નાગેન્દ્ર ઘેર આવ્યો ત્યારની વાત છે. એક વખતે લક્ષ્મીએ આવી શ્યામલાલને કહ્યું, 'આવી કેવી વહુ ઉપાડી આવ્યા છો?

શ્યામલાલે સ્મિત થઇ પૂછ્યું, 'ઉપાડી આવ્યો છું?'

'તો બીજું શું? વહુ ગાંડી છે'

'ગાંડી છે? હોય નહિ.'

'નહિ હોય તો થશે. એની મા ગાંડી હતી'

શ્યામલાલે હસીને કહ્યું, 'તું ય ગાંડી થઇ ગઇ લાગે છે'

'આવી ભયંકર બાબતને હસી કાઢી, ઊલટાની મને ગાંડી કહો છો એમાં તમારા ગાંડપણ સિવાય મને તો કંઇ દેખાતુ નથી બધા ય ગાંડા ભેગા થયા છે.

'એમ જ હોય તો વહુ ગાંડી હોય એનો વાંધો ન હોવો જોઇએ.'

'વાંધો ન હોય? શું કહો છો? તમને વાંધો ન હોય તો કંઇ નહિ—મારા ભઇલાને વાંધો છે. એને એ દીઠી ગમતી નથી.'

'બે વરસ પછી!' એણે જ તો વહુને જોઇને હા પાડી હતી.

'તેથી શું થયું? તે વખતે ગમી હશે.'

'હવે શું કહે છે?'

'કહે છે, 'આવી નિર્માલ્ય, ઝોડ જેવી વહુ મને બિલકુલ ગમતી નથી.' અને વાંતે ય ખરી છે. મને તો પહેલેથી જ નથી ગમી તો, ભાઇને ક્યાંથી ગમે? તમે ય ઉતાવળ કરી નાખી.'

'ઉતાવળ મેં નથી કરી. તારા છોકરાએ કરાવી છે.'

'એનો વાંક ન કાઢો, એણે કંઇ કહ્યું નથી કે મને પરણાવો.'

શ્યામલાલે કહ્યું. 'સાંભરે છે પેલી દરજીની છોકરીની વાત?'

સાંભળી લક્ષ્મી શરમથી નીચું જોઇ ગઇ થોડીવાર પછી બોલી, 'એ તો બને જાય, જુવાન છોકરો એવું અડપલું કરી પણ લે.'

'એવું કરીને આબરુ પર પાણી પણ ફેરવી દે. આજ એને આ વહુ ગમતી નથી એનું મૂળ એ છે.'

આ સંવાદ પછી એકાદ–દોઢ વરસે વહુ મરી ગઇ.

આ બનાવ પછી એક સાંજે શ્યામલાલે કોટ ટોપી ઉતારતાં ઉતારતાં લક્ષ્મીને કહ્યું, મુબઇથી નાગેન્દ્રનો કાગળ છે.

મારા ભઇલાનો કાગળ! શું લખે છે મારો ભઇલો?'

કંઇક ખામોશપૂર્વક શ્યામલાલે કહ્યું, 'નાગેન્દ્રની સ્ત્રીને ગુજરી ગયાં આજ કેટલો વખત થયો?'

'ત્રણ મહિના પૂરા થશે.'

'ત્યારે તારા ભઇલાએ ત્યાં મુંબઇમાં જ કંઇક લગ્ન જેવું કરી લીધું છે અને થોડા દિવસ બને માણસો અહીં આવે છે. લે આ પત્ર.'

'તમે વાંચો તો ખરા!'

'મેં કહ્યું એ સિવાય બીજું કંઈ લખ્યું નથી અને એ મારાથી બીજી વાર વંચાય. આમ કહી પોતે ધીમે ધીમે ઘરમાંથી બહાર નીકળી ગયો.

## [ ૨ ]

બીજે દિવસે સાંજે ઘરને આંગણે બળદગાડીને બદલે ઘોડાગાડીને ઉભેલી જોઈ લક્ષ્મી અવાચક બની જોઇ રહી. શ્યામલાલ તો બળદગાડી લઇને નાગેન્દ્રને બે–ત્રણ ગાવ દૂર આવેલ સ્ટેશને તેડવા



ગયો હતો. ગાડીમાંથી નાગેન્દ્ર અને તેની નવી પર-ણેલી સ્ત્રી ઊતર્યાં ત્યાં સુધી લક્ષ્મી પોતાના વિચા-રમાંથી મુક્ત નહોતી થઈ. ખૂબ જ પાસે આવ્યા ત્યારે કંઈક ભાનમાં આવી કહ્યું, 'મારો ભઈલો લાડી લઈને આવ્યો.'

નાગેન્દ્રે વહુને કહ્યું, 'કમલા, તારી સૂટ–કેસ તો લીધી ને ? ગાડીમાં કંઈ સામાન તો નથી રહી જતો ને?'

લક્ષ્મીએ કહ્યું, 'તમે ઘરમાં જાઓ...હું જોતી આવું છું...'

ઘરમાં આવી લક્ષ્મીએ પૂછ્યું, 'તારા ભાઈ તો ગાડું લઈ તમારી સામે આવ્યા છે. તમને ન મળ્યા ?'

'ન શા માટે મળે બા ? આવ્યા જ હોય તો કંઈ મળ્યા વગર રહે ?'

'તો પછી ?'

'તો પછી ઘોડાગાડીમાં બેસીને આવે તો ગાડું સાવ ખાલી આવે. પૈસા વસૂલ થાય કેવી રીતે ?' કમલાએ કહ્યું.

લક્ષ્મીએ કહ્યું, 'તમે અહીં ઘોડાગાડીમાં આવ્યા એ ગાડામાં પાછળ આવે છે. ખાલી ગાડું પાછું ન આવે એટલે—એમ જ ને ?'

નાગેન્દ્રે કહ્યું, 'એનો અર્થ તો એવો થયો.'

લક્ષ્મી 'હં'...કહી ચૂપ થઈ ગઈ. થોડીવારે ઊઠી ચા–નાસ્તાની તૈયારી કરવામાં પડી.

મોડા સાંજે જ્યારે શ્યામલાલ ઘેર આવ્યો ત્યારે ઘરમાં લક્ષ્મી સિવાય કોઈ નહોતું. તેણે આવ-તાંવેંત પૂછ્યું, 'ક્યાં ગયો નાગેન્દ્ર ?'

'એ અને વહુ નદી કાંઠે જરા ફરવા ગયાં છે.' પછી કહ્યું, 'જમવાનું તૈયાર છે. થાળી પીરસું ? તમે તો સવારનું કંઈ ખાધું નથી.'

શૂન્યમનસ્કભાવે શ્યામલાલે કહ્યું, 'ના, ના, નાગેન્દ્રને આવી જવા દે. સાથે જમીશું.'

બીજે દિવસે નાગેન્દ્રે કહ્યું, 'ભાઈ, આ ઘરમાં હવા આવતી નથી. બફાઈ મરીએ છીએ. નદીને કાંઠે એક મકાન ખાલી છે. એ ભાડે રાખી લઈએ તો કેમ ? આ મકાન સાવ નકામું છે.'

શ્યામલાલે ધીમેથી કહ્યું, 'સારું, તમને અહીં ન ફાવે તો એમ કરો.'

નાગેન્દ્રે શરમાઈને કહ્યું. 'અમે તો શું વાંધો હોય. વહુ મુંબઈમાં રહેલી એટલે...'

લક્ષ્મીએ વચ્ચે કહ્યું, 'ન ફાવે. અહીં એ ગરોળી જોઈ બી મરે છે. હેં ભાઈ, મુંબઈમાં ગરોળી જ નહિ ?'

'ગરોળી તો ખરી બા, પણ અહીંના જેવડી મોટી નહિ–મુંબઈની ગરોળી પણ નાજુક. એ તો ઠીક. હવા–ઉજાસવાળા મકાનમાં રહેલાંને આવા ખોલકાં જેવાં મકાનમાં ન ફાવે.'

બધાં નવા મકાનમાં આવી ગયાં. માત્ર ગાંડાને લાવતાં જરા મુશ્કેલી પડી એટલું જ. મકાન પહોળું અને ત્રણ–ચાર ઓરડાવાળું, હવા–ઉજાસથી ભર-પૂર હતું એટલે શ્યામલાલને પણ ફાવી ગયું.

એક વખત શ્યામલાલ જ્યારે બજારમાં નીકળ્યો ત્યારે હલસુખ ગાંધીએ પૂછ્યું, 'કેમ માસ્તર, મકાન ફેરવ્યું ?'

શ્યામલાલે કહ્યું, 'હા !'

'હા જ તો. ફેરવવું જ જોઈએ. છોકરાંઓને જરા હવા–ઉજાસ વધારે જોઈએ. બહાર ગયેલાં માણસો ઝાઝું તો હવા પર જ જીવે. એમાં આપણાં ગામડાંનાં ઘર ! નવા જમાનાના છોકરાંઓ બાપદાદાના મકાનમાં ગુંગળાઈ મરે !'

જગુ કાપડિયાએ માસ્તરને બહુ જ આદર-પૂર્વક બોલાવી, કોથળો પાથરી બેસવાનું કહી પૂછ્યું, 'નાગેન્દ્રભાઈ આવ્યા છે ને ! મારા નાથિયાએ કાલે મને કહ્યું. વહુ પણ સાથે છે ખરું ને ? હોય જ ને. વહુ તો સાથે જ હોય ને. મારો નાથિયો પણ... કહે બે ચોટલાને ઉલાળતાં ઉલાળતાં લટકમટક કરતાં વહુ જતાં હતાં. એણે બિચારે દીઠેલ નહિને એટલે. મુંબઈમાં રહેલું માણસ એટલું ન સુધરે તો ત્યાં રહ્યું ન રહ્યું. મારે નાથિયે મુંબઈની ધૂળ પણ ભાળી નથી. બસ, ઊઠશો ? કંઈ પાન–સોપારી.

ચમનશેઠ—ગામના નગર શેઠ—કહ્યું, 'બહુ મર્યાદામાં સારું લાગે. મુંબઈમાં કોઈ જોવા આવે





છે' પણ અહીં તો આખું ગામ વાનો કરે. જરા શિખામણના બે શબ્દો કહેજે નાગેન્દ્રને.'

નાગેન્દ્રને હવે તો કંઈક કહેવું જ એવો દૃઢ નિશ્ચય કરી શ્યામલાલ ઘરે આવ્યો ત્યાં જ નાગેન્દ્રે કહ્યું, 'જોયું ભાઈ આ ગામડાના માણસો! ઈર્ષાથી બળી મરે એવા. કોઈનું સારું દેખ્યું ન જાય. ગારી અને વહુની વાતો કરે છે. પાછા શું કહે છે? શ્યામલાલ માસ્તરનું નામ બોળ્યું. શ્યામલાલ માસ્તર એવા જૂનવાણી માનસના નથી. મને ઠપકો આપવા વિષે પણ લોકોએ તો તમને કહ્યું હશે. તમે કશું ધ્યાન પર લેશો જ નહિ. આવા ગમારની વાતો પર ધ્યાન દઈએ તો આગળ વધાય જ નહિ.'

શું ધાર્યું હતું અને શું થઈ ગયું! હોઠ માત્ર ફફડી-કંપ અનુભવી-અસ્પષ્ટ ઉચ્ચાર કરીને જ રહી ગયા. ઠપકાનો કે શિખામણનો એક શબ્દ મોંમાંથી બહાર ન નીકળ્યો તે ન જ નીકળ્યો.

જમતી વખતે કંઈક કહીશ એમ ધારી પોતાને કામે વળગ્યો, પણ એ ય ન બન્યું. પોતે ચુપચાપ ખાતો રહ્યો અને નાગેન્દ્ર મુંબઈના પોતાના જીવન વિષેની વાતો કરતો રહ્યો. જલદી જલદી જમી પોતાના જૂના ઘેર આવી એક ચાદર પાથરી શ્યામલાલ બેઠો. આ ઘર છોડયાને ચાર દિવસ થયા તે દરમ્યાન પોતે અહીં આવ્યો જ નહોતો. મનમાં મનમાં કંઈક ઊંડું દુઃખ અનુભવી રહ્યો પોતાના બાપદાદાનું મકાન-એનો એકએક પથ્થર. માટીના ઢેફાંની રજેરજ પોતાને પરિચિત છે. કેટલી શાંતિ! આવી શાંતિ છોડીને પોતે બીજે કેમ જઈ શક્યો એની એને પોતાને નવાઈ લાગી. હવેથી રોજ અહીં આરામ કરવા આવવું એવું મનમાં નક્કી કર્યું.

ઉનાળાની છુટ્ટીના દિવસો હતા. બહાર ધોમ તડકો તપતો હતો. ઓસરી પરની જાળીમાંથી ગરમ લૂ અંદર વાતી હતી. એકાએક તેણે બહાર નજર કરી તો ઓટલા પર ગાંડો બેઠો હતો. મોં પરથી પરસેવાના રેલા ચાલતા હતા અને એ જ પેલું કાયમનું હાસ્ય. શ્યામલાલ ઘડીભર તેની સામે જોઈ રહ્યો. પછી સહેજ હસ્યો અને ખિન્ન બની ગયો. પોતાની દૃષ્ટિ નીચે ઢળી ગઈ. કદાચ એ વડે પોતાના જીવનનાં ઊંડાણનાં પડોને તપાસતો હોય તો ય નવાઈ નહિ!

શ્યામલાલ વિચારી રહ્યો, 'આ ગાંડો! એની મેળે અહીં પોતાના ઓટલા પર બેસી ગયો છે. અને હું? મેં મારી આખી જિંદગી અહીં ગાળી છતાં ચાર દિવસ સુધી ઘર સામે જોયું નહિ, ગાંડો ડાહ્યો કે હું ગાંડો?'

ઠેઠ સાંજે ઘેર ગયો ત્યારે લક્ષ્મીએ કહ્યું, 'જમવા બેસી જાઓ.'

'નાગેન્દ્રને આવવા દો. સાથે બેસશું.'

'એ તો જમી ગયો.'

જમી ગયો!

'હા જ તો. એ તો કહે છે જમવા જેવી બાબતમાં એવું શું? ભૂખ લાગે એટલે ખાઈ લેવું-સાથે અગર એકલાં, વાટ જોવાની પંચાત શું!'

વિચારમગ્ન દશામાં શ્યામલાલે કહ્યું, 'આવું તો કદી ય બન્યું નથી.'

'મુંબઈમાં તો એવું જ બનતું હશે.'

'મુંબઈમાં એમ જ હશે' કોઈ કોઈની જમવા વખતે રાહ ન જુએ! કોઈ કોઈનો ભાવ પણ ન પૂછે કે તેં ખાધું કે નહિ?'

'હા, એમ જ.'

લક્ષ્મીએ થાળી મૂકતાં કહ્યું, 'એક નવાઈની વાત સાંભળી?

જિજ્ઞાસુભાવે શ્યામલાલે લક્ષ્મી તરફ જોયું.

લક્ષ્મીએ કહ્યું, 'આપણો ગાંડો પાછો જૂના ઘરના ઓટલે બેસી ગયો. અહીં લાવવા મેં ઘણી મહેનત કરી પણ ન આવ્યો.'

'એમાં નવાઈ જેવું શું છે?'

'કેમ વળી? ગાંડાને આ જગ્યા અને તે જગ્યા જેવું શું હોય! મારે પણ તેને ખવડાવવા-પીવડાવવા ત્યાં ધક્કા ખાવા પડશે!'

રાત્રિના નવેક વાગે શ્યામલાલ મુખ્ય શિક્ષકને



ઘેર ગયો. આડી-અવળી વાતો કરી કહ્યું, 'સાહેબ, પેલી અરજી મોકલી ?'

'ના, આવતી કાલે મોકલીશું. કેમ કંઈ ફેરફાર કરવો છે ?'

'હા, નોકરીમાંથી નિવૃત્તિ પછી મને પેન્શન મળે. મારે પેન્શન જોઈએ.'

'એ તો મેં જ તમને તે દિવસે કહ્યું હતું. પણ ત્યારે તમે એકના બે નહોતા થયા.'

ઊંડો નિસાસો નાખી શ્યામલાલે કહ્યું, 'હા, તમે જ કહ્યું હતું. મેં એ માન્યું પણ નહોતું. પણ કોણ કોનું કહ્યું માને છે? પછી કોઈ એમ કહે કે 'પેલાએ મેં સૂચવ્યું એ પ્રમાણે કર્યું.' એ ખોટું અભિમાન છે બીજું કંઈ નહિ.

પંદર દિવસ રહીને નાગેન્દ્ર તથા તેની વહુ મુંબઈ જતાં રહ્યાં. જતાં જતાં નાગેન્દ્ર બાપને કહેતો ગયો કે પેન્શન લેવું એ મૂર્ખતા છે. નોકરીના બદલામાં જે કંઈ રોકડ નાણું મળે તે બધું લઇ મુંબઈ આવી જવું એમાં જ ડહાપણ છે. વગેરે વગેરે.

એક વર્ષ પસાર થઈ ગયું. ફરી પાછો ઉનાળો આવ્યો. વચ્ચે થોડો વખત શ્યામલાલ બીમાર રહ્યો. શરીર પણ બહુ જ નબળું પડી ગયેલું. હમણાં હમણાં ઠીક થઇ ગયું છે. હાથમાં પંખો લઇ પવન નાખતાં નાખતાં શ્યામલાલે કહ્યું, 'નોકરી હતી ત્યારે આરામ માટે ઝંખતો હતો. હવે નોકરી નથી ત્યારે દિવસ પસાર થતો નથી, આરામ કરવો ઝેર જેવો લાગે છે. શું માણસનું મન છે!'

લક્ષ્મીએ કહ્યું, 'ભાઈ પાસેથી થોડા પૈસા મગાવો. આટલામાંથી તો પૂરું કરવું મુશ્કેલ છે.'

'એમ ન લખાય, તેની ત્યાં શું સ્થિતિ હોય...'

'એ તો ઘણું કમાય છે.'

'કેટલું કમાય છે એ જોવાનું નથી, કેટલું બચાવે છે એ જોવાનું છે.'

'બચાવતો ય હશે. ભાઇ કંઈ મૂરખ નથી. મને તો ભાઇ પાસે રહેવાનું બહુ મન છે. મારો તો બહુ જીવ વળગ્યો છે. એ...મજાનું મોટું શહેર, ઊંચાં ઊંચાં મકાન—પહોળા રસ્તાઓ—ભાઈ તો કહેતો હતો એવું શહેર મલક આખામાં ગોત્યું ન જડે.

શ્યામલાલે એકાએક પ્રશ્ન પૂછયો, 'તારે જવું છે?'

'મારે? હું કેવી રીતે જઉં ? મને કોણ લઇ જાય? વળી તમે અહીં એકલા શું કરો? આ ગાંડાનું કોણ ?'

'એ બધું હું સંભાળી લઇશ. જા, જવું હોય તો તારું મન મોકળું થાય.'

થોડા દિવસ પછી નાગેન્દ્ર આવી, બે દિવસ રોકાઇ પોતાની માને તેડી પાછો મુંબઇ જતો રહ્યો. બાપને આવવા આગ્રહ કર્યો ત્યારે લક્ષ્મીએ કહ્યું, 'તારા બાપને તો ગામ ગળે વળગ્યું છે. કોઇનું કહેવું માનવું જ નહિ.'

[ ૩ ]

આજે લક્ષ્મીને ગયાં ૧૫ દિવસ થઇ ગયા છે. નાથા ખેડૂતને ત્યાં આજે શ્યામલાલ કંઈક કામ પ્રસંગે ગયેલ હતો ત્યાં તેણે જે જોયું તેથી એની આંખો ફાટી ગઇ. નાથાને બોલાવીને કહ્યું, 'પેલી ત્રાંબાની ગાગર ક્યાંથી કાઢી ?'

નાથાએ કહ્યું, 'આંખો ફાડોમાં માસ્તર, ગોરાણી પોતે આવીને વેચી ગયાં છે. સાથે તમારો છોકરો પણ હતો.' પછી ઊઠીને થોડા બીજાં વાસણો ઘરમાંથી લાવી માસ્તર સામે ધરી કહ્યું, 'આ બીજાં પણ છે. પણ કાનો આપતો'તો એના કરતાં બે રૂપિયા વધારે આપીને લીધાં છે. બ્રાહ્મણનું એમ ન લઉં. તો તો પછી કયે ભવ છૂટું ?'

શ્યામલાલ ફાટી આંખે વાસણ સામે જોઈ રહ્યો. બાપદાદાએ વારસામાં આપેલા વાસણો. તેણે બે ય આંખો પોતાના હાથ વડે દાબી દીધાં. ક્ષણભર એમ ને એમ બેસી રહ્યો. નાથાએ કહ્યું, માસ્તર—આંખોના ડોળા કાઢી માસ્તર કોણ જાણે શું જોઈ





રહ્યા હતા !—બોલ્યા, 'મારા ઘરના વાસણ વેચાણા ?'

'પણ આની તમારે જરૂર પણ શું હતી ? તમારે વાસણનો ક્યાં તૂટો છે !'

'મારા ઘરના વાસણની હરાજી—

'અરે એમાં હરાજીનો ક્યાં સવાલ છે !'

વાસણ વેચવાનો વખત—મારા ઘરના વાસણ—કહી શ્યામલાલ એકાએક ઊભો થઈ મોટા મોટા ડગલા ભરી ચાલવા લાગ્યો. નાથાએ બૂમ પાડી, 'અરે, પણ સાંભળો તો ખરા !'

શ્યામલાલે રાડ પાડી, 'નખ્ખોદ વળી ગયું ! મારા ઘરના વાસણ વેચાયા—'

તે દિવસથી ત્રણ–ત્રણ દિવસ અને રાત શ્યામલાલ ખાધાપીધા વગર નદી કિનારે સૂનમૂન બેઠો રહ્યો. કોઇ બોલાવે તો તેને એક જ પ્રશ્ન પૂછે:

'ઘરના વાસણ વેંચાય એટલે શું ?' પડોશીઓએ એને ઘેર લઇ જવા ઘણી મહેનત કરી પણ બધું વ્યર્થ.

કોઇએ કહ્યું: 'ગાંડો ખાધાપીધા વિનાનો બેઠો છે.'

શ્યામલાલે આંખ ફેરવી, 'કોણ ગાંડો ? હું ?'

'ના. તમારો ગાંડો.'

એકાએક એની આંખમાં કોણ જાણે કેવો ય ચમકારો આવી ગયો. વૃદ્ધ શરીરમાં કોણ જાણે ક્યાંથી ચેતન ફૂટી નીકળ્યું ! મૂઠી વાળી અને ઘેર તરફ દોટ મૂકી. લોકો કંઇક ભયભીત થઇ ગયા. પછી આતુરતાપૂર્વક તેની પાછળ પાછળ ગયા. ડેલીમાં થઇને શ્યામલાલ ગાંડાના ઓટલા પાસે એક જબ્બર ઠોકર ખાઇ પડી ગયો. ગાંડો હસતો રહ્યો.

શ્યામલાલ ઢસડાતો ઢસડાતો ગાંડા પાસે પહોંચ્યો. બોલ્યો, 'આજે તું અને હું બે ય સરખા. તું ય ગાંડો, હું ય ગાંડો. પણ તું હસી શકે છે ભાઇ, હું હસવાનું ભૂલી ગયો છું. મને તારી પાસે આવવા દે, મને કંઇ દેખાતું નથી. કોઈ આપો—કોઇ મને રોશની આપો.'

ગાંડો મોં ચોરસ કરી, 'હુ હુ હુ' કરીને જોરથી હસ્યો.

લોકોએ શ્યામલાલને ઘરમાં લઈ જવાની કોશિશ કરી. શ્યામલાલે રાડ પાડી કહ્યું, 'મને કોઇ અડશો નહિ. કોઇ ન અડશો—કોઇ નહિ.'

ઓટલા પર માંડ માંડ ચઢી પોતાનું માથું ગાંડાના ખોળામાં ધરી દીધું. 'તેં મને ન ઓળખ્યો ? ક્યાંથી ઓળખે—મેં ય તેને ક્યાં ઓળખ્યો હતો. મને માફ કર ભાઈ, હું તારો નાલાયક બાપ છું. મને પાણી પા ભાઇ, મને કંઇ દેખાતું નથી.'

કોઇએ દોડતાં જઈ પાણીનો એક લોટો ભરી આવી શ્યામલાલના હાથમા મૂક્યો. તેણે એ લોટો ગાંડાના હાથ પકડી તેમાં મૂક્યો. કહ્યું, 'પાણી પા ભાઈ.' ગાંડાનું એ જ પેલું હાસ્ય. આખો લોટો પોતે પોતાને મોંએ માંડ્યો. પીતાં પીતાં પોતાના મોમાંથી અધુ પાણી પાછું આવતું હતું. એ પાણી સીધું શ્યામલાલના ઉઘાડા મોમા પડ્યું. બે–ચાર ઘૂંટડા ભરી એ જ ખોળામાં શ્યામલાલે માથું ઢાળી દીધું.

ગાંડાનું 'હુ હુ હુ' હાસ્ય ઘુવડના બોલ જેવું ચારે તરફ ગાજી રહ્યું.



જેની અમે રાહ જોતા હતા તે દિવસ છેવટે આવી પહોંચ્યો. એપ્રિલની ૨૭મીના બપોર નીચા નમ્યા અને અમારી ત્રણે ટુકડીઓ શાળાના ઇતિ-હાસખંડમાં આવી પહોંચી. વાજાના જેવા અવાજવાળા બ્યુગલનો અવાજ અમારા કાને પડ્યો. પોપટલાલના બેસી ગએલા ગળામાંથી વાગતો એ બ્યુગલનો અવાજ પણ બેસી ગયો હતો. પણ અમને એ ઘણો મીઠો લાગ્યો. નિશાળના ઓરડાઓમાં ગોંધાઈ રહ્યા પછી જે અવાજ એમ કહે કે 'જાગો, ઉઠો અને દીવાલો ટપીને આગળ વધો.' તે કેવો મીઠો લાગે!

અમારા આચાર્ય પણ અવળે રસ્તે જઈને અમને વડનગર આવી મળવાના હતા તેને બદલે છેવટે તેમણે ગવાડાના એક વૃષભ, જોડેલા રથમાં બેસીને ય છેવટે અમારી ટુકડીઓ ભેગા જ આવવાનું રાખ્યું તે ઠીક કર્યું. એમનું જરાક પેટ બગડ્યું હતું. પેટ પણ ખરું હોય છે, ધરણ વખતે સાપ બનીને બગડતું હોય છે. પણ તો ય એમણે અંદાજ કાઢ્યો કે સાત માઈલપરના જંતરાલ ગામે અમારી પહેલી છાવણી નટવરભાઈની પરોણાગત ચાખવા પડાવ નાખે ત્યાં સુધીમાં એ સાજા થઈ જશે અને પછી પાછલી રાતની ચાંદનીમાં અમારા ભેગા એ ય કૂચ કરી શકશે.

અને અમે ચાલ્યા. ગવાડા પાછળ પડી ગયું. અમારી ચારેબાજુ અમારો મેદાન જેવો પ્રદેશ પથરાયલો દેખાતો હતો. અમારે તો અંધારું થાય તે પહેલાં જંતરાલ પહોંચી જવાનું હતું.

પણ પાછું પોપટભાઈનું બ્યુગલ બોલ્યું, 'થંભી જાવ.' અને આમારી ત્રણે ટુકડીઓના આગેવાનોએ પોતપોતાની ટુકડીઓ રોકી. રસ્તા પરના ગામના ચોરામાં આગેવાનો અમને રોકવા માગતા હતા. અમે અડધો કલાક રોકાયા.

'કેમ તે જવાય અમારા ગામના પાદર પરથી?' ગામના આગેવાનોએ અમારો આદર કર્યો. ગામનાં છોકરાંઓનાં ટોળાં આવી પહોંચ્યાં. કોઈ અમારો તમાશો જોતાં ખુશ થઈને પૂછતાં હતાં, 'આજે અહીં ખેલ નાખવાનાં છો કે?'

પછી વિદ્યાર્થીઓએ ચણા ફાક્યા, શિક્ષકોએ ચા પીધા અને પછી અમે આગળ વધ્યા.

રસ્તામાં આથમતા સૂરજના અજવાળામાં અમે નગરાં ખંખેરતાં માનવીઓ જોયાં. જુવાનો અને વૃદ્ધો ઉતાવળાં ઉતાવળાં એકથી બીજી જગ્યાએ બેસતાં હતાં. અને માટીને ઝાટકતાં અનાજના દાણાની લૂંટ કરતાં હતાં.

અહીં માનવીઓ કીડીઓના કણ પર ધાડ પાડતાં હતાં. કીડીઓએ ઘાસમાંથી અનાજના કણ કણ કરી ચોમાસા અને શિયાળામાં એકઠું કરેલું ઘાસનું અનાજ આજે સૂરજમાં સુકવવા બહાર કાઢ્યું હતું. કીડીના નગરા (દર)ની બહાર એણે સાચવી રાખેલા અનાજના કણ પડ્યા હતા. એણે એ કણ સુકવવા બહાર કાઢ્યા હતા. આજે એ કણ પર ભૂખ્યાં માનવીઓ મંડી પડયાં હતાં.

આ દેખાવ દેખતી અમારી ટુકડીઓમાં કોઈકે કૌતુક અનુભવ્યું, કોઈના દિલમાં દુઃખ થયું, કોઈએ દિલ્હીમાં દરબાર ભરીભરીને કાળાબજારની કારવાઈ ચલાવ્યે રાખતી અમીચંદોની સરકાર પર ધિક્કાર વરસાવ્યો.

અને અમે જંતરાલ પહોંચ્યા ત્યારે અંધારું થઈ ગયું હતું. ત્યાંની શાળાના મકાનમાં અમારે માટે બધી સગવડ રાખવામાં આવી હતી. જંતરાલના પેલા નટવરભાઈ હજુ ગઈ સાલે જ અમારી શાળાના વિદ્યાર્થી હતા, પણ એમના ઘરના ખટલાએ એમને ઘરમાં ખેંચી લીધા હતા. આજે એમની આખી શાળા એમને ઘેર આવેલી દેખીને એમના આનંદનો પાર નહોતો. એમણે અમને દૂધના કટોરા ભરીભરીને પાયા અને અમે રાતની સભા ભર્યા પછી કીડીઓનાં નગરાં પર ધાડ પાડીને જીવવા મથતી આપણા ભૂખેમરતા દેશની છબીને ભૂલી જઈને ઊંઘવા પડ્યા. અમારે ચાર વાગે ઊઠી જઈને અડધા કલાકમાં જ વડનગરને રસ્તે ચાલી નીકળવાનું હતું.





પાછલી રાતની ચાંદનીમાં પડછાયા જેવી અમારી ટુકડીઓ ઊપડી. જંતરાલના પાદરમાંથી જ વડનગરના દીવાઓ દૂર ક્ષિતિજમાં ટમટમતા દેખાયા. વડનગર હજુ સાત માઇલ દૂર હતું. 'એ તો દૂરથી દીવા રળિયામણા!' કોઈએ કહ્યું. પણ સૌએ એ દીવાઓમાંથી ટપકતાં કિરણોને પકડી પાડવા હોય તેમ પગ ઉપાડ્યા. સૌ કોઇ મામાને ઘેર પહોંચી જવા હરખાતા હોય તેમ રસ્તો કાપતા હતા.

અને છેવટે એ આવી પહોંચ્યું. ગત કાલના ખંડેર જેવું અનેક વરસોથી ભૂખ્યું અને સૂકું હોય એવું નાગરોનું એ નગર! ગામના પાદર પરના એક માતાના ચોતરા પર શ્વાસ ઘૂંટીને અમે વડનગરનો ટેકરો ચડ્યા. એક પછી બીજી ગંદી શેરીઓ અમારી સામે ઉઘડતી હતી. એક ગધેડું જોરથી ભૂંકતું દોડયું જતું હતું! એક ગાય કાન ઊંચકીને આભી બનીને અમને દેખી રહી હતી. ધૂળના ગોટા ઉડાડતી એક છોકરી ઊંધું ઘાલીને સાવરણા પર વાળતી મંડી પડી હતી.

અમે સર્મિષ્ઠાના ઊંડા બાંધેલા તળાવની કિનારીપરથી નીચે લટકી લટકીને જોયા કર્યું. તળીએ એકઠા થએલા પાણી ઉપર બધું ખાલી ખાલી હતું. આ ખાલી અવકાશ જેવા સર્મિષ્ઠા સરોવરપર યુગયુગથી તરસ્યું પડ્યું હોય તેવું વડનગર એના પોતાના ભારથી અકડાઇ ગયું હતું.

છેવટે અમે ગામના છેડાપર એક શાળા હતી તેમાં વિસામો લેવા ગયા. કલ્યાણભાઈએ અમારા આચાર્યને હિંદી ઇતિહાસની રેખાઓ પર બોલવા આમંત્રણ આપ્યું. અમે સૌ વડનગરના વિદ્યાર્થી બંધુઓ સાથે બેઠા.

હવે અમારે પગે ચાલવાનું નહોતું. તારંગાની ટેકરીઓની તળેટીમાં લઈ જનાર રેલ ગાડી પકડવા અમે વહેલાવહેલા નીકળી પડ્યા અને અમને લઇને ગાડી ઉપડી. ટેકરાપરથી ઊંચી ડોક કરીને આખું વડનગર ધીખતા તાપમાં અમને દેખી રહ્યું હતું અને અમે દરેક મિનિટે તારંગાની ટેકરીઓ તરફ આગળ ધસતા હતા.

છેવટે અમે તારંગા સ્ટેશને પહોંચ્યા. અહીંથી તારંગાની ઝાડપાન વિનાની સૂકી ટેકરીઓનાં શિલાશરીરો એકબીજાની પાછળથી ઊંચા થઈ થઇને ડોકાતાં હતાં.

ત્યાં એકદમ પહોંચી જવા અમે એક બસવાળા સાથે નક્કી કર્યું. એણે અમને બસમાં ભરીને તારંગાના મુખ્ય ડુંગરાની તળેટીમાં મૂકી આવવાનો ઠેરાવ્યો અને જોતજોતાંમાં તો અમારાથી ખીચોખીચ ભરાયલી મોટર બસ તારંગા તરફ ધસતી હતી. તાપમાં ધીખી ઊડેલી ધૂળ કાપતી અને ઊંચાણ પર ચડવાનો અવાજ કરતી ટેકરા ચડતી-ઉતરતી અમારી મોટર બસ એક કલાક પછી અટકી. અહીં અમારે ઊતરવાનું હતું અને અહીં જ જૈન ધર્મશાળામાં આરામ લઇને અમારે આસપાસના ડુંગરાઓમા ભમવું હતું. અમે મુકામ કર્યો, અને સૂરજ આથમી જાય તે પહેલાં સામેના ડુંગરાની ટોચપર ચડી જવા માટે અડધા કલાકમાં જ નીકળી પડવાનું નક્કી કર્યું.

ડુંગરાની ટોચપર અમારી બધી ટુકડીઓ પહોંચી ગઈ. ટોચપરથી અમે અમારી ડુંગર કરતાં ય અદકી ઊંચાઇ ભાળીને મસ્ત બન્યા. ડુંગરાના માથાપરથી અમે દૂરદૂર દેખાતી સાબરનદીની શ્વેત રેખા દીઠી. ડુંગરાપરથી એક મોટું સરોવર દૂરદૂર પાણીના રેલા જેવું દેખાયું. અહીંથી અમે અરવલ્લી અને આબુના આકારોની કલ્પના કરી. અહીં જ આબુના મરણિયા ભીલ લોકોએ જુલ્મ સામે કરેલા બળવાની બૂમ જાણે અમારા કાનમાં અથડાઈ અને અહીંજ અરવલ્લીની કંદરાઓમાં જાણે પેલા પ્રતાપના પડછાયા હરતા-ફરતા હોય તેવો અમને ભાસ થયો.

એ વીતી ગએલી વાતોની યાદ જેવી એક વખતની શુભ્રા નામવાળી સાબરની પાણીની સેર તરફ મોં કરીને અમે ડુંગરોની ટોચપર બેઠા. અમારી ચારેમેર ડુંગરોના દેહપર પથરાયેલા મોટા શિલાદેહ અનેક રૂપવાળા દેખાયા.

પેલા પુરોહિતથી બોલ્યા વિના ન રહેવાયું: 'પ્રભુ



એ બધા અહીં...અહીં એમની કોઇ દોલત દાટી હતી તે...આવા કાળમીંઢ પથરામાં આવીને રહ્યા!

કોણ ?

તે સ્તો...શ્વેતાંબરો અને દિગંબરો સ્તો.

અને પુરોહિતની વાત પકડી લઇને અમારા આચાર્યે એમનું ડહાપણ ડહોળવા માંડ્યું.

એમણે કહ્યું: એ બધા વસ્તીમાં, સમાજમાં હતા. પણ સમાજમાં એમણે જુલ્મનો વ્યવહાર દીઠો, તાપ દીઠો, દુ:ખ અને દરદ દીઠાં. એમનું દિલ દ્રવી ઊઠયું, એમના અંતરમાં શાંતિની ઝંખના ઉઠી. સાચી શાંતિ તો સમાજને એકઠો કરીને અને દુ:ખીઓને એકઠાં કરીને જુલ્મના અને અજ્ઞાનના વ્યવહાર સામે લડવાથી આવે. પણ એવી લડત કરવાની તાકાત વિનાના એ સમાજના મેદાનમાંથી...વ્યવહારમાંથી ભાગ્યા અને અહીં આવ્યા. અહીં વેરાનમાં, જંગલમાં, ડુંગરાઓમાં, જ્યાં પેલા સમાજનો વ્યવહાર હતો નહિ પણ કુદરત હતી ત્યાં આવીને આંખ, નાક, કાન બધું બંધ કરી દઇને એમણે શાંતિ શોધી.

'આંખ, નાક, કાન, મગજ, માથું, હૃદય અને દિલ બધું જ બંધ કરી દેવાથી...એ બધા આવી આરસપહાણની પત્થરની દશાને પ્રાપ્ત થયા.' પેલા પુરોહિતે પાછું વાગોળવા માંડયું અને ભગા કાકા તરીકે ઓળખાતા અમારામાંના એક ભેરુબંધે બૂમ પાડી. 'મારી હાળી એ તે કંઇ શાંતિ કહેવાય કે!' અને સૌ મોટેથી હસી પડ્યા.

રાતના અમે થાક ખાવા ઘસઘસાટ ઊંઘવા પડ્યા તે પહેલાં એટલે થાક ખાતા પહેલાં અમે પેટ ભરીને જમ્યા હતા તે વાત ઓછી અગત્યની નથી. ભોજનની બધી કારવાહીમાં ઉસ્તાદ અમારા પી. ટી. શિક્ષક હતા. એમની ચતુરાઈની વાતો જરાક ખાનગી રાખવા જેવી હોવાથી જેમને તે જાણવી હોય તે આ પર્યટનની ટુકડીઓના આગેવાનોને પૂછે.

સવારમાં વહેલા ઊઠીને પાછા અમે તારંગાના ટેકરા ચડવા માંડ્યા. આ સમયે અમારા ભોમિયા ઉપરાંત અમારામાંનો જ એક બની ગએલો એક કૂતરો પણ હતો. આ કૂતરાના સહવાસમાં શિલાઓ ચઢતાં-ઊતરતાં અમે હિમાલયમાં પાંડવો સાથે ગએલા કૂતરાને યાદ કરી રહ્યા.

અમે એ ચઢવાનો નિશ્ચય કર્યો. થોડી વાર ગોઠણભર ચઢીને, થોડીવાર પેટે ચાલીને અને પછી સ્વર્ગની સીડી પર ચઢતા હોય તેમ એક એક પથરાને હલાવી જોઇને અમે ખંતથી એક ડુંગરાની ટોચ પર ચઢી ગયા. એ ટોચ પર ટીંગાઈ રહેલી લાખ મણ વજન વાળી એક શિલા હતી. એ શિલા નીચે અમે બેઠા ત્યારે ઘડીભર અમારો કૂતરો નીચેથી જોઇ રહ્યો. અમે ત્યાં ચઢી જવામાં વાંદરવેડા કર્યા છે એમ કહીને ઠપકો દેતો હોય તેમ એ વિચિત્ર અવાજ કરીને અમારા પર નજર ફેરવીને બૂમો પાડવા લાગ્યો. પછી એણે પણ કાળજીથી ચઢવા માંડયું, અને અમારી પાસે આવી પહોંચ્યો. અમારા ભોમિયાએ કહ્યું કે આપણે જ્યાં ચઢ્યા છીએ તે જગા રાણીનો મહેલ કહેવાય છે.

અમે રાણીના ઝરૂખામાં બેસીને ખૂબ ચોખ્ખી હવાની ઝાપટો ખાધી અને અમારો થાક ઊતરી ગયો.

એટલે એક બીજા ડુંગરા પર ચઢવાનું અમે રાણીના ઝરૂખામાંથી ઊતર્યાં પછી તરત જ શરૂ કરી દીધું. અમે સિદ્ધશિલા તરફ આગળ વધ્યા.

પથરાઓના જ જંગલમાં અમે ચઢતા ગયા, અને છેવટે સિદ્ધશિલા પર પહોંચ્યા ત્યારે અમે સૌ થાકી ગયા હતા.

અહીં એકે સિદ્ધ તો દેખાતો નહોતો, બધી શિલાઓ જ હતી. શિલાઓના આ વેરાન પ્રદેશમાં શિલાઓના જુદા જુદા આકારો શી વાત કરતા હતા! શિલાઓના ડુંગરની ટોચો પણ આરસની શિલાઓના આકારોથી મઢી હતી. મારા માથામાં તો અનેક સવાલો સળવળતા હતા. આ બધા સવાલો વડે રાતની સભા ઉપર તૂટી પડવાનો મેં વિચાર કર્યો. મારી નજર સામે સળગતા તાપમાં કામ કરતા અને શરીરને ટકાવવા કીડીઓનાં દર પર તરાપ





મારતાં તથા કાળી મજૂરી કરીને પૈ પૈસો એકઠાં કરીને ખોરાક માટે વલખા મારતાં નરનારીઓ અને તેમનાં બાળકો તરવરી ઊઠ્યાં

આપણા દેશભરમાં આવી સિદ્ધશિલાઓના ઢગલાં છતાં ભયાનક ગરીબાઈ અને જીવનપર ધોધમાર વરસતા મોતનો સવાલ જ કેમ નહિ ઉકેલાયો હોય એવો સવાલ મને કોરી ખાવા લાગ્યો. તો પછી આ બધી શિલાઓની સંસ્કૃતિને ઓઢવાની કે પાથરવાની પેટમાં ઘુમકું પાણી પણ ન રેડે તેવા દરિયા ડહોળાયા કરે તો ય માનવજાતને તેથી શો ફાયદો '

મને લાગ્યુ કે આપણી દૃષ્ટિ ધરમૂળથી નવી બનાવવાની જરૂર છે. આપણે માનવતા પર આંખો મીંચીને શિલાઓને જ બાથમાં લઈ લીધી છે.

આપણે શિલાઓ જેવા જડ અને મૃતપ્રાય થઈ જઈએ તે પહેલાં...

પણ મારી વિચારમાળા પૂરી થાય તે પહેલાં તો તેના પર કોઈની ટકોર તૂટી પડી, 'કેમ રે મિયાં ...તને બી સમાધિ લાગી ગઈ કે...તો શિલા જેવો ધબ થઈને પડીશ તો પછી તને કોઈ ઉપાડનારો રામ અહલ્યાની વહારે ધાયો તો તેવો નથી આવી પડવાનો.'

અને હું આંખો ચોળતો જોઈ રહ્યો. અમારી આખી ટુકડી તો દૂરની રોડ પર પહોંચી ગઈ હતી. અમે બંને ભાઈબંધો શિલાઓ ઠેકતા દોડ્યા.

× × ×

એમ અમારું પર્યટન પૂરું થયું. અને અમે વહેલી સવારે વિશનગર પહોંચ્યા. અમારા પર્યટનનો અમે નક્કી કરેલો એ છેડો હતો. અહીંથી અમારી ટુકડીઓ નક્કી કર્યા પ્રમાણે વિખરાઈ જવાની હતી.

અમે વિખરાઈ જઈએ તે પહેલાં અમારો થાક ઉતારવાની જોગવાઈ અમારા શિક્ષક હીરાભાઈના વૃદ્ધ બાપાએ કરી રાખી હતી. અમે પચાસે જણ આ હેતાળ ઘરમાં બાળકોની જેમ વિસામો લીધો અને ભોજન કરીને આરામ લઈને તથા હીરાભાઈનાં બા-બાપા અને ભાઈ-ભાંડુઓની વહાલભરી વિદાય લઈને છૂટા પડ્યા.

★

# તવ બાથે

ઉરની એકલ વાતો કહેવા
ઉરના એકલ ઘાવો સહેવા
ઉરને એકલ વાસે રહેવાઃ
શોધું તારો સાથ.

અબોલ ઉર જ્યારે બોલે છે
બંધ બારણાં જ્યાં ખોલે છે
અંતર ત્યાં તાલે ડોલે છેઃ
એકલ તો યે સાથ.

હૃદય–ગહ્‌વરો ભેદી ભેદી
ઉરઅંકોડા છેદી છેદી
પહોંચ્યું જ્યાં થઈ તારો કેદીઃ
જકડાતો તવ બાથે.

જયન્ત પરમાર

અ. મ. રા.

## કિન્નરી

[લે. પ્ર. નિરંજન ભગત; પ્રાપ્તિસ્થાન, ઇન્દ્રધનુ બુક હાઉસ લિ૦ ભદ્ર, અમદાવાદ; દોઢ રૂપિયો]

આપણા ઉદીયમાન આશાસ્પદ નવતર કવિ શ્રી. નિરંજન ભગતનો 'છંદોલય' પછીનો આ બીજો કાવ્યસંગ્રહ છે. એમાંનાં કાવ્યોનો જન્મસમય ઇ. સ. ૧૯૪૩-થી ૧૯૫૦ ના ગાળાનો એટલે 'છંદોલય'નાં કાવ્યોના સર્જનકાળનો જ છે, છતાં એની વિશિષ્ટતા એ છે કે એનાં સાઠે કાવ્યો ગીતો છે. ગીતને એક કાવ્યસ્વરૂપ કહી એના મૂલ્યાંકનમાં તેની ગેયતાને અને ગાનારાની ગાયકીને આડે ન લાવવાની કવિએ પોતાની નાનકડી પ્રસ્તાવનામાં સૂચના કરી છે. એના સમર્થનમાં, અંગ્રેજી ગીતો ગવાતાં નથી પણ એનો પાઠ જ એના કવિઓને અપેક્ષિત હોય છે એ હકીકત તરફ ધ્યાન દોરી પોતે આમાંની કોઇ કૃતિ ગાઇને રચી નથી એમ જણાવ્યું છે. એ હશે, પણ રચ્યા પછી તો આમાંની ઘણી કૃતિઓ કવિએ અવશ્ય ગાઈ હશે જ. ગેયતા બધીનું એક આકર્ષક તત્ત્વ તો છે જ. સંગ્રહનું નામ પણ 'કિન્નરી' ભૂલ ભૂલમાં તો રખાયું નથી લાગતું. અંગ્રેજીમાં ગમે તે હો, આપણે ત્યાં તો ગીત જેવું નામ તે ગવાતું જ આવ્યું છે અને ગવાશે. આ સંગ્રહના ગીતોમાં સ્વમાધુર્ય, વર્ણસંગીત અને પ્રાસની એટલે ગેયતાને ઉપકારક શબ્દગીતની જે સાધના દેખાય છે તે પણ કવિએ ગેયતા પર આપેલા ધ્યાનની ચાડી ખાય છે.

'કિન્નરી'ની એ વિશિષ્ટતા છે કે એમાંની સામગ્રીની ગેયતા કે સંગીતાનુકૂલતા એકલી જ તમને રોકી નહિ લે, એનું કાવ્યત્વ પણ હૈયાને એટલું જ આકર્ષશે. બીજા શબ્દોમાં, એમાંની બધી રચનાઓ સફળ ગીતો છે તેમ સફળ કાવ્યો પણ છે. ગીતો તરીકે બહાર આવતી અત્યારની ઘણી રચનાઓમાં જેટલું ગીતત્વ હોય છે તેટલું કાવ્યત્વ હોતું નથી, તેમ આ શ્રી. નિરંજનનાં ગીતો માટે કહેવાય એમ નથી. પૃ. ૨, ૩, ૭, ૮, ૧૫, ૧૭, ૨૦, ૨૩, ૨૫, ૨૬, ૨૭, ૨૯, ૩૦, ૩૩, ૩૪, ૩૯, ૪૬, ૪૮, ૫૨ ને ૫૬ પરનાં ગીતો સહૃદયોને રસભર કવિતાનો તૃપ્તિકર આસ્વાદ કરાવશે. એના જુવાન કવિ પાસે રોમેન્ટિક કવિનું સંવેદનશીલ અને સૌંદર્યરસિયું હૃદય છે. પ્રીતિનું માધુર્ય અને પ્રકૃતિનું સૌંદર્ય સૌષ્ઠવના જે મોહક ભાવો એના અંતરમાં જગાવે છે તેને એવી જ મુલાયમ અને ચોટદાર વાણીમાં વ્યક્ત કરી શકવા પૂરતું ભાષાપ્રભુત્વ પણ એમને વર્યું છે. ભાવોનું, ભાષાનું અને સૂર તથા લયનું માધુર્ય એમનો કાવ્યગુણ માધુર્ય છે એમ કહેવા લાગે એમ જ. સંગ્રહનાં ઘણાં ગીતોમાં 'રતિને લાધ્યું ગાન' એ પંક્તિને સાચી ઠરાવતું મુગ્ધ હૈયાની મધુરી પ્રીતનું આશા, ઝંખના, વિરહ ને દર્દનું જે સુકોમળ ગાન કવિએ સંભળાવ્યું છે તે આ સંગ્રહનું એક યાદ રહી જાય એવું તત્ત્વ છે.

અન્યોના અનુસરણ કરતાં સ્વકીય પ્રતિભા ચમકાવનાર આ જુવાન કવિની કાવ્યસાધના વધુ તેજસ્વી બનો એવી અનેક સહૃદયોની જે વણમાગી શુભેચ્છા આ સંગ્રહ એમને જીતી આપશે તેને ગુજરાતના સહૃદયોના એક પ્રતિનિધિ તરીકે અહીં પ્રગટ રીતે વ્યક્ત કરવા સાથે વિકાસેચ્છુ કવિને સંગીતાનુકૂલ પ્રાસસાધનામાં કૃત્રિમતા ન આવી જાય અને કેટલાંક Monnerisms માં બંધાઇ ન જવાય એ માટે સાવધ રહેવાની સૂચના મિત્રભાવે કરવાનું મન થાય છે.

## નિમિષ

[લે. મીનુ દેસાઈ; પ્રાપ્તિસ્થાન મુંબઇ વર્તમાન કાર્યાલય, કોટ મુંબઇ; અઢી રૂપિયા]

ઉત્સાહી યુવાન પારસી કવિ શ્રી. મીનુ દેસાઇનું 'પડઘાર' અને 'બાપુ' પછીનું આ કાવ્યપુસ્તક આગલાં બેમાં ઉઘડતી દેખાતી હતી તે તેમની કવિતાકળાનો વિકાસ બતાવે છે. સંગ્રહમાં કુલ બોંતેર કાવ્યો ગ્રંથસ્થ થયાં છે, જેમાં મુક્તકો, ગીતો, અને લાંબા કાવ્યો પણ છે. શ્રી દેસાઇએ 'એના બદલામાં' ને 'સજળ નયને' જેવાં કાવ્યોમાં થોડો વિનોદ કરી જાણ્યો છે, 'દેખતા દીકરાનો જવાબ'માં અસહાયીઓ પ્રત્યે હમદર્દી બતાવી છે, સોક્રેટિસ, ગાંધીજી, શ્રી.



અરવિંદ, નર્મદ અને સાયગલની મહત્તા પિછાણી એમને ઘટતી અંજલિ આપી છે, 'જહાનઆરા અને દિલેરા'મા એક ઐતિહાસિક પ્રણયકિસ્સાનુ લઘુ ખંડકાવ્ય બનાવ્યું છે, 'સોબતી' જેવા ટાગોરના લાબા કાવ્યનો ભાવાનુવાદ કર્યો છે, પણ એમના કવિત્વનું ખરુ દર્શન 'શ્રાવણી વાદળા,' 'સોનેરી સંધ્યા,' 'આવજે ઉષા,' 'વર્ષાને પગલે' ને 'આજ વૈશાખે' જેવા પ્રકૃતિકાવ્યોમાં 'કોડિયા,' 'કવિતા જેવી,' 'મૂગી કરી જજે' અને 'પ્રકોપના પૂરમાં' જેવા મુક્તકોમા,'છોગાળો છેલ' 'આવી જજે' અને 'પાપણ-પાદડી' જેવા ગીતોમા, સોક્રેટિસની મૃત્યુ જયી ધીર તાને અને મોરારના જીવનકારુણ્યને નિરૂપતી 'સત્ય નિષ્ઠ સોક્રેટિસ' અને 'મોરાર લીમ્જી' જેવી લાબી કાવ્ય રચનાઓમા, તથા સગ્રહના 'કવિતા 'મધુર મૂર્તિ', 'અતિથિ,' 'પ્રેમનો સવાલ,' 'ધૂમી વળના,' 'સહેલા નથી,' 'સહઉચ્ચન,' 'ગોણ' અને 'હે જનેતા' જેવા કાવ્યોમા થાય છે. પ્રણય અને પ્રકૃતિનુ કવન શ્રી. દેસાઇને વિશેષ ફાવ્યુ છે. એમણે કાવ્ય પ્રકારો અને કાવ્ય વિષયોની માફક પદ્યરચનામા પણ ઠીક વૈવિધ્ય દેખાડયુ છે. એમણે ગીતો ય લખ્યા છે, પૃથ્વી છદમા પણ લખ્યુ છે અને શ્રી ખબરદારના મુક્તધારાનો પણ ઉપયોગ કર્યો છે. સગ્રહની સમગ્ર છાપ એવી પડે છે જેનાથી પ્રેરાઇને કવિને 'ઊગતા ખબરદાર' કહેવાનુ મન થાય. કવિ કવિતાના નિષ્ઠા-વંત સાધક છે એટલે અન્ય કવિજનોને અનુસરવાને બદલે સ્વકીય પ્રતિભાનું માર્ગદર્શન તેઓ વધુ વધુ સ્વીકારતા જશે અને અત્યારે સગ્રહમા ડોકાઇ જતી પ્રવેશકલેખક શ્રી ઝવેરીએ બતાવ્યા ઉપરાંતની છદ-ડોકરો, હ્રસ્વ-દીર્ઘની હજી લેવી પડતી છૂટ, શબ્દોની જાતિની અને જોડણીની તથા અનુસ્વારની ભૂલો અને ક્યારેક થઇ જતી પૃ ૬૨ પર 'અસવાર હણહણ્યો' કહ્યુ છે તેવી ઔચિત્યની દૃષ્ટિએ સ્ખલન કહેવાય એવી ક્ષતિઓ હવે પછીના તેમના કાવ્ય પ્રકાશનોમા સાવ નિર્મૂળ કરી નાખશે એવી આશા રાખવી વધુ પડતી નથી.

[ 'ઊર્મિ–નવરચના'ના મે, '૫૧ના અંકમાં પ્રગટ થઇ ચૂકેલ નાટિકા 'આંખોનો આપનાર'થી વાચકોને પરિચિત થયેલાં કુમારી ચંદ્રલેખા પટેલ અહીંથી ગયા જૂનની ૧૯મીએ રશિયા ગયેલાં ભારતીય પ્રતિનિધિ-મંડળોમાંનાં એક મંડળમાં છે. ભારતનાં મહાન લેખકો, કવિઓ, કળાકારો, ડૉકટરો, વૈજ્ઞાનિકો અને ઇજનેરોનાં જુદાં જુદાં મંડળોમાંથી જે લેખકો–પત્રકારો–કળાકારોનું મંડળ છે એમાં આ બહેન પણ છે. એમાં કુલ નવ જણ છેઃ મલબારના મહાકવિ વાલાથોલ અને એમનો પુત્ર, જાણીતા પત્રકાર જંગ બહાદુર અને એમની પુત્રી, કુમારી ચંદ્રલેખા પટેલ, 'ઇલસ્ટ્રેટેડ વીકલી'ના બે તંત્રીઓ શામલાલ અને ભવાની ભટ્ટાચારી, બંગાળી દૈનિક 'સતજુગ'ના તંત્રી સત્યેન્દ્રનાથ મજમુદાર અને આ આખી મંડળીના મોવડી તરીકે જાણીતા કવિ હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય છે. જૂન માસના ઊર્મિનાં 'સમયનાં ક્ષીર નીર'માં એક ગુજરાતી બહેન તરીકે કુમારી ચંદ્રલેખાની ટૂંકમાં નોંધ લીધી હતી. આખી મંડળીની પ્રવૃત્તિપરાયણતામાંથી માંડમાંડ વખત કાઢીને થોડુંક પત્રરૂપે જણાવી શકાય છે એ ઊર્મિનાં વાચકોને મળે એ આશયથી આ પત્રો (અંગત ભાગ કાઢીને) રજૂ કરાવવાનું પ્રથમ માન 'ઊર્મિ–નવચના'ના વાચકો ખાટી જાય છે. વિદેશની–-તેમાં યે રશિયાની ટપાલ પ્રત્યેની ભારે બેદરકારીને લઇને મોસ્કોથી છઠ્ઠી જુલાઇનો રવાના થયેલ હવાઇ–કાગળ અહીં ૨૯મીએ મળે એટલે દરેક અને એક પત્ર આવી ન પણ શકે. આ આખા પ્રવાસ દરમિયાન આ ભારત નાટ્યમનાં કુશળ કળાકાર બહેન એક 'ડાયરી' રાખવાનાં છે, એ પણ વાચકો આગળ રજૂ કરવાની અમારી નેમ છે. ભારત નાટ્યમનો અભ્યાસક્રમ પૂરો કરીને બીજે જ મહિને, એમનાં નૃત્યોનાં સમારંભો દિલ્હી–ઉટીમાં હજુ તો રજૂ થાય ન થાય ત્યાં તો રશિયન સરકારના આમંત્રણથી એમની કળા પહેલા વિદેશને હાથે પરખાશે. વિદેશમાં કદર પામેલાંનું જ ભારતીયો બહુમાન કરે છે ને ? આ બહેનના વિસ્તૃત પરિચય માટે સપ્ટેંબરનાં 'પાટીદાર' અને 'સ્ત્રીજીવન' જોવાં. —સંપાદક ]

મોસ્કો ૬ જુલાઇ '૫૧.

અમને મોસ્કો આવ્યાને આજે દસ દિવસ થાય છે. પણ એ બધા દિવસોમાં એક ક્ષણનો પણ આરામ વિના સવારથી સાંજ સુધી ખૂબ ખૂબ બધુ જોયું. અહીં આવતાંની સાથે જ અમે બધાં લૅનિનની સમાધિ ઉપર ફૂલ ચડાવવા ગયાં. કાચની એક મોટી પેટીની અંદર લૅનિનનું શરીર વૈજ્ઞાનિક-શાસ્ત્રીય પદ્ધતિથી સાચવી રાખવામાં આવ્યું છે. પેટીની અંદરનો વીજળીનો લાલ રંગનો પ્રકાશ, લૅનિન જાણે જીવતો મનુષ્ય ન હોય એવો આભાસ કરાવે છે! મોં ઉપર સૌમ્યતા અને શાંતિ છે; અને હાથ તો જાણે મીણમાંથી કંડારી કાઢેલા ન હોય એવા દેખાય છે. અમને કહેવામાં આવ્યું કે લૅનિનના અવસાનના સમાચાર જેવા આખા દેશમાં ફેલાયા કે એકદમ ગવર્મેન્ટ હાઉસમાં ઢગલાબંધ કાગળો ચારે તરફથી આવવા લાગ્યાઃ 'લૅનિનના શરીરને કોઇપણ હિસાબે સાચવીને રાખો—'

×××અમે જે હોટેલમાં ઉતર્યાં છીએ ત્યાંથી ક્રેમ્લિન અને લૅનિનની સમાધિ બરાબર સામે જ છે આ કાગળ લખી રહી છું ત્યારે પણ મારી આંખોની સામે લૅનિનની સમાધિ દેખાઇ રહી છે. અઠવાડિયામાં ચારથી પાંચ દિવસ સમાધિ ખુલ્લી રહે છે. અને હજારો સ્ત્રી-પુરુષો લાંબી કતારમાં કલાકોના કલાકો ઊભા રહી લેનિનને અંજલિ આપવા જાય છે. લૅનિન અને સ્ટાલિન ઉપર આ દેશના લોકોને કેટલો પ્રેમ છે એ હું શબ્દોદ્વારા કદી વર્ણવી નહિ શકું. એ જોવું હોય તો અહીં આવ્યા વગર કદી ખબર ન પડે. ×××

આ દેશ, સાચે જ મહાન છે. આંખો ફેરવી ફેરવીને ચારે બાજુ જોઉં છું પણ હજી એકેય માણસ ફાટ્યાં તૂટ્યાં કપડાંવાળો જોયો નથી. બધાંના શરીર ઉપર સાદાં છતાં સુંદર કપડાં છે. બાળકો તો તંદુરસ્તીની પ્રતિમા છે. લોકો ખૂબ ઉદ્યમી છે.

અમારી સાથે ડૉકટરો અને વૈજ્ઞાનિકોનું એક પ્રતિનિધિમંડળ પણ ભારતથી આવ્યું છે. એમાંના એક ડૉકટર આજે જ મને કહેતા હતા કે અહીં ૭૦ ટકા ડૉકટરો અને સર્જનો તો સ્ત્રીઓ જ છે. શાળાઓ, કૉલેજો કે મ્યુઝિયમો (સંગ્રહસ્થાનો), જ્યાં જુઓ ત્યાં બધે સ્ત્રીઓ પુરુષોની સાથોસાથ કામ કરી રહી છે. અહીંની શિક્ષણપદ્ધતિ એવી તો સરસ છે કે એકેએક સ્ત્રી-પુરુષને એમણે પસંદ કરેલા વિષયમાં સંપૂર્ણ જ્ઞાન આપવામાં આવે છે. જે દેશમાં અજ્ઞાત કે





અસણુ એક પણુ માણુસ નથી એ દેશ સાચે જ મહાન છે.

મોસ્કોમા અમે લેનિન લાયબ્રેરી, લેનિન સંગ્રહાલય, લેનિનનું ઘર—અને એનું અવસાન થયું એ ખંડ વગેરે બધું જોયું. લેનિન લાયબ્રેરી તો ખરેખર અદ્ભુત છે! કળા, સાહિત્ય, વિજ્ઞાન અને બીજા અનેક વિષયો ઉપરના બધા મળીને લાયબ્રેરીમાં એક કરોડ ને પિસ્તાલીસ લાખ પુસ્તકો છે. બાળકોને માટે ખાસ વાંચવાનો વિશાળ ખંડ છે. અમે ત્યાં ગયાં ત્યારે બસોથી વધુસો બાળકો વાંચવામાં મશગુલ હતાં. દરરોજ હજારો માણુસો આ લાયબ્રેરીનો લાભ ઉઠાવે છે. આ લાયબ્રેરીનુ મકાન લગભગ એક માઈલના વિસ્તારમા ફેલાયેલું છે અને એમાં ઉમેરો કરવાનું કામ તો ચાલુ જ છે. વાચકોને જોઈતા પુસ્તકો માટે સુંદર વ્યવસ્થા છે. લિફ્ટ અને એક નાનકડી વીજળી–ગાડીદ્વારા પુસ્તકો લાયબ્રેરીમાંથી વાંચવાના ખંડમાં પહોંચાડવામાં આવે છે. આ વ્યવસ્થાને લીધે કોઈ પણ મજલેથી પુસ્તક જોઈતું હોય તો એ દસ મિનિટની અંદર મળી શકે છે.

સ્ટાલિનની ૭૦મી વર્ષગાંઠ ઉપર મળેલી ભેટોનું એક મોટું સગ્રહસ્થાન છે, જુદા જુદા દેશોમાંથી મળેલી બધી ભેટોથી ૧૮ વિશાળ ઓરડાઓ ભરેલા છે. રશિયાના જુદા જુદા ભાગોમાંથી મળેલી ભેટો જોતા અહીના લોકોનો સ્ટાલિન પ્રત્યેના પ્રેમનો ખ્યાલ આવે છે. દુનિયામાં એવી એકેય વસ્તુ નથી કે જેનો આ ભેટોમાં સમાવેશ ન થયો હોય! ગામડાંની ખેડૂત વર્ગની સ્ત્રીઓની ભેટોમાં કળાનાં એવા તો એકએકથી ચઢિયાતા અજબ નમુનાઓ છે કે મોટા મોટા ધંધાદારી કળાકારોને પણ ઘડી, મોંમાં આંગળાં ઘલાવે છે!

અહીંથી લગભગ બસો માઈલ દૂર આવેલા યાસના–પોલ્યાનામાં ટોલ્સ્ટોયનું ઘર અને જાગીર જોયા. ક્રેમ્લિનમાં ઝારનો મહેલ અને ઝારના ઝવેરાતનો ભડાર જોયાં. ઝારનો ગરીબોના લોહીનો ખજાનો અને સ્ટાલિનનું–લોકહિતાર્થે અર્પણ કરેલું જીવન—એ જમીન–આસમાનના અંતરનો ખ્યાલ આવતાં મુડીવાદ અને શાહીવાદ ઉપર ધિક્કાર આવ્યા વગર રહેતો નથી. × × ×

× × ×આજ રાત્રે અમે લેનિનગ્રાડ જઈએ છીએ. અહીં જોઈ છે એ બધી વસ્તુઓનું વર્ણન કરવા બેસું તો આ કાગળ કદી પૂરો જ નહિ થાય. અહીંના નાટ્ય–સીનેમાગૃહો, લોકનૃત્યો—બેલે વગેરે ખરેખર અદ્ભુત છે, બાળકો માટેનાં ખાસ થિયેટરો—પપેટ (Puppet) થિયેટરો હજારોની સંખ્યામાં છે. એકેએક ઘરમાં વીજળી, ગૅસ અને નળ છે. માઈલોનાં માઈલો સુધી મોસ્કોની બહાર, થોડે થોડે અંતરે ગીચ ઝાડો વાવવામાં આવ્યાં છે—લોકોને તાજી હવા અને આરોગ્ય મળે એ માટે.

× × ×લખવાનું તો કેટલું બધું છે! પણ મહામહેનતે થોડો થોડો સમય કાઢી માંડમાંડ આ કાગળ પૂરો કર્યો છે. ૪થી જુલાઈની સાંજે અહી મારા નૃત્યનો સમારંભ યોજાયો હતો. અહીંના લોકો તરફથી જે પ્રશંસા અને આવકાર મને મળ્યાં, એ મને નથી લાગતું કે દુનિયામાં ક્યાંય મળી શકે! મને જોવા માટે લોકો રસ્તા ઉપર કતારમાં (ધક્કામુક્કી કરતાં નહિ હં!) ઊભાં રહ્યાં × × × અહીંના મોટામોટા કળાકારો વગેરે બધાએ મારા પર એવો તો પ્રેમ વરસાવ્યો! × × ×

× × ×અહીંથી અમે વિશ્વના યુવકોત્સવમાં હાજરી આપવા બર્લિન જઈશું—ઑગસ્ટના પહેલા અઠવાડિયામાં. × × ×

★

# કુટુંબ-નિયોજનની જનેતા: માર્ગરેટ સેંઇન્જર

લુઇ સૅહૉફ મિલર
અનુ૦ જયન્ત પરમાર

ન્યુ યૉર્ક શહેરનો એક ટ્રક-ડ્રાઇવર જ્યારે સાંજે ઘેર આવ્યો ત્યારે એણે એનાં ત્રણ બાળકોને આંસુ સારતાં જોયાં અને અસહ્ય વેદનાથી ભોંય ઉપર કણસતી પડેલી પોતાની પત્નીને જોઇ. એ તરત નજીકના દાક્તરને બોલાવી લાવ્યો. દાક્તર પોતાની સાથે ત્રુંબડા વાળવાળી એક દાયણને પણ લેતા આવ્યા. એ બન્નેએ તપાસીને નિદાન કાઢ્યું કે આ બાઈને કસુવાવડ થઇ ગઇ છે. ઇસવીસન ૧૯૧૨ના એ દિવસો હતા.

પછી તો કેટલા ય દિવસો સુધી દાક્તર અને દાયણ પેલી બાઇને સાજી કરવા મથ્યાં. જ્યારે એમાં એ સફળ થયાં ત્યારે પેલી બાઇએ દાક્તરને કહ્યું: 'દાક્તર સાહેબ, મારે વધુ બાળકો ન જોઇતાં હોય તો હવે શું કરવું? હવે તો આ છે એટલાં પણ અમે પાળી નથી શકતાં!'

દાક્તરે જરા ઘૂરકતા સાદે કહ્યું: 'તમારા પતિને હવે ઘરના છાપરા ઉપર સૂવાનું કહો—એ એક જ ઉપાય છે!'

દાયણ માર્ગરેટ સેંઇન્જર પોતાની નર્સિંગ બૅગ બંધ કરતાં કરતાં આંસુડાં ખાળવા મથી રહી.

*

૧૯૧૨માં તો 'સંતતિનિયમન' શબ્દ જ સાવ અજાણ્યો હતો. એની શોધક અને એના ઉપયોગ માટે આખી દુનિયાની સામે ઝૂઝનાર માર્ગરેટ સેંઇન્જર પણ એટલી જ અજાણી હતી. વિલિયમ સેંઇન્જર નામના એક સામાન્ય જુવાન શિલ્પી સાથે એ પરણી હતી. એમને ત્રણ નાનાં સંતાનો હતાં. પોતાની ટૂંકી આમદાનીને પહોંચી વળવા એ પોતે પણ ન્યુ યૉર્કના પૂર્વ વિભાગની ચાલીઓમાં દાયણ તરીકે કામ કરતી.

એ લતાની સ્ત્રીઓમાં સુવાવડનો ભયંકર ભેપ હતો. માર્ગરેટ સેંઇન્જર રોજબરોજ આવાં અનીચ્છીત બાળકોનાં કરુણ દૃશ્યો અને ફિક્કી-નબળી સ્ત્રીઓને જોવા લાગી. ત્રીજા કે ચોથા બાળકના જન્મ પછીની સુવાવડ દરેક પતિ અને પત્ની બન્નેને ભયજનક લાગતી.

'અમને એ 'રહસ્ય' બતાવો—ધનિક સ્ત્રીઓ શાનો ઉપયોગ કરે છે એ અમને કહો!' એ સ્ત્રીઓ માર્ગરેટ આગળ કાકલુદીઓ કરી ઊઠતી. પણ આ જુવાન દાયણ પોતે જ કંઇ ન જાણતી હોવાથી કહેતી કે એવા 'રહસ્ય'ની એને ખબર નથી. કેટલીક સ્ત્રીઓને તો થતું કે પૈસા ન મળવાથી એ 'રહસ્ય' પોતાને જણાવાતું નથી!

પેલા ટ્રક-ડ્રાઇવરની પત્નીના બનાવને પૂરા છ માસ વીત્યા નથી ત્યાં તો ફરી પાછું માર્ગરેટને તેડું આવ્યું. આ વખતે તો એ બાઇ માટે હાથ ધોઇ નાખવા પડે એવું હતું. પચાસેક રૂપિયા ખર્ચીને ગર્ભહત્યા કરાવતાં, માર્ગરેટ ત્યાં પહોંચ્યા પછી દસ મિનિટે જ એ બાઈનું અવસાન થયું!

બસ, એ રાતે જ માર્ગરેટે પોતાના દાયણના ધંધાની પેટીને છાજલી ઉપર ચડાવી દીધી. એ હવે એને ફરી કદી ઉઘાડવાની નહોતી. કોઇક અંધારા પડદાની શાંતિ પાછળ 'રહસ્ય' જેવો પેલી ગરીબ બાઈઓનો વૈજ્ઞાનિક-પર્યાયી શબ્દ હોવો જોઇએ. એની શોધ માટે એ મચી રહી—અને દુનિયાને દેવા માટે પણ.

માર્ગરેટ સેંઇન્જરની કારકીર્દિનો ઘડાતો ઘાટ જોવા બાળપણ તરફ વળીએ. એનો બાપ બહાદુર ખાણિયો, સ્વભાવે વિપ્લવવાદી અને ફિલસૂફ હૃદયવાળો હતો. એની માતા લાગણીપ્રધાન અને નબળા દેહ-બાંધાવાળી હોવા છતાં અગિયાર બાળકોની માતા હતી. એનાં કરુણ મોતે આખા ઘર ઉપર એવો તો પડદો પાડી દીધો કે જે ક્યારે ય ઉપડ્યો જ નહિ. અને કુટુંબની આવી હાલતમાં બાળકો એક પછી એક છૂટાં પડતાં માર્ગરેટ દાયણ બની.

હવે તો એ ધંધો પણ નેવે ચડાવ્યો હતો. મહિનાઓ સુધી એ દાક્તરી ગ્રંથાલયો ફેંદી વળી, પણ એને જોઇતું એ ક્યાંયથી ન પામી શકી. એમાં ય દાક્તરો તો એને વધારે હતાશ બનાવી દેતા: 'તેં'





તો મોતની સાથે ખેલ આદર્યો છે,' ડાક્તરોએ એને ચેતવી: 'આની સામે તો, એવો કાયદો છે કે તારે સીધું કારાવાસમાં જ જવું પડે.'

માર્ગરેટે કાયદો શોધ્યો: પ્રસૂતિ-નિરોધને લગતી માહિતીને ઢાંકેલા સાહિત્યમાં ગણવામાં આવતી અને એનો ભારે દંડની સજાથી નિષેધ કરવામાં આવ્યો હતો. એ વખતે સારાયે ન્યુ યૉર્ક શહેરમાં આ કાયદાનો ખૂબ કડકાઈથી અમલ થતો. એ કાયદો ૧૮૭૩ની કોંગ્રેસે પસાર કર્યો હતો.

આ બધી વાતોએ માર્ગરેટને ચમકાવી દીધી. ન્યુ યૉર્કમાં એની બધી યોજનાઓ ઊંધી વળતી દેખાવાથી એના પતિ સાથે એ યુરોપ તરફ ઉપડી ફ્રાન્સમાં એને એક આશ્ચર્ય કિરણ સાંપડ્યું. માતા પાસેથી દીકરી—એમ વંશપરંપરાથી પ્રસૂતિ-નિરોધને ફ્રેંચ સ્ત્રીઓ જાળવતી આવી છે. કેટલાક કિસ્સા બગાતા, ઘણા ખરા તો આજે પણ ખૂબ હેરત પમાડે એવા સફળ થાય છે.

ત્યાંથી એ અમેરિકા પાછી ફરી અને 'ધિ વુમન રીબેલ' નામનું સામયિક કાઢી એણે કાયદા સામે પહેલો પ્રહાર કર્યો. એનાં પાનાંઓ ઉપર એણે પહેલી વાર 'સંતતિ-નિયમન' શબ્દ વાપર્યો. સંતતિ-નિરોધને લગતી માહિતી એ પ્રગટ ન કરી શકી, પણ કાયદાઓ સામે એણે કડક પ્રહારો આદર્યા અમેરિકન સરકાર એને કેદ કરવાની તૈયારીમાં છે એમ એને કાને વાત આવી, એ માટે એને ચેતવવામાં પણ આવી.

માર્ગરેટ કેદખાનાથી બીવા લાગી, છતાં મનને તો મનાવ્યું કે એ પોતે મજબૂત પાયાવાળી બની શકે એટલા માટે પોતાના બાકીનાં સંતતિ-નિરોધનાં જ્ઞાનનો ઉપયોગ 'કુટુંબ-નિયોજન' નામની સાદા ... લખેલી ચોપડીમાં કર્યો.

પણ આ ચોપડી છાપવા કોઈએ હિંમત ન કરી બધાને કારાવાસનો ડર હતો. આખરે એક નિડર માણસે તૈયારી બતાવી; એ પોતે બીબાં ગોઠવીને રાતે પુસ્તિકા છાપતો. એની નકલો બધે મોકલી અને પોતાને ચેતવણી ન મળી ત્યાં સુધી માર્ગરેટ પણ સંઘરી. પછી એ યુરોપની સફરે ઉપડી. જે દિવસે અમેરિકા છોડ્યું તે જ દિવસે 'કુટુંબ-નિયોજન'ની એક નકલ સરકારી કચેરીમાં મોકલતાં જણાવ્યું 'આ રહ્યા મારા વિચારો; તમારાથી થાય એ કરજો.'

માર્ગરેટે પોતાની મહાન સફળતા યુરોપમાં પહેલવહેલી ઍમ્સ્ટર્ડામમાં મેળવી ત્યાં ૧૮૮૦માં અલેટા જેકબ્સ નામના સ્ત્રીઓના ખાસ ડાક્તરે એક સંતતિ-નિરોધનું મફત દવાખાનું કાઢેલું. ત્યારથી એવાં દવાખાનાં આખા નેધરલૅન્ડ્ઝમાં સ્થપાયાં હતાં.

પહેલા વિશ્વયુદ્ધ પહેલાંના ત્રીસ વરસોમાં નેધરલૅન્ડ્ઝની વસ્તી વધી હતી. જન્મના પ્રમાણ કરતાં મૃત્યુનું પ્રમાણ ઓછું થયું હતું. બાળ-મરણ અને સ્ત્રી-મરણનું પ્રમાણ ઘટ્યું. બાળકો મજબૂત અને તંદુરસ્ત થવા લાગ્યા. માર્ગરેટ સેંગરે અહીં પહેલવહેલું એ શીખી કે કુટુંબ-નિયોજનમાં મહત્ત્વનો ભાગ જન્મપ્રમાણ ભજવે છે.

માર્ગરેટનાં મગજમાં આવા સંતતિ-નિયમનનાં ચિકિત્સાલયો અમેરિકામાં સ્થાપવાનું સ્વપ્ન આકાર લેવા લાગ્યું પણ પહેલું તો એને કાયદા સામે ઝૂઝવું પડે એમ હતું કાયદા સામે લડી લેવાની તૈયારી કરીને ન્યુ યૉર્કમાં પાછી ફરી ત્યારે એણે મોટો ફેરફાર થયેલો જોયો. સંતતિ-નિયમન તો ચર્ચાનો મુખ્ય વિષય થઈ પડ્યો હતો. અમેરિકન સરકારે એના ઉપર કામ ચલાવવાનો વિચાર મુલતવી રાખ્યો હતો અને ૧૯૧૬માં તો એ પડતો મૂકી દેવામાં પણ આવ્યો.

માર્ગરેટે કાયદાના આ પલટાને મોટો વિજય ગણ્યો એટલે એણે સંતતિ-નિરોધના ચિકિત્સાલયો ખોલવાનો અને એ વિષે હોલૅન્ડની જેમ ખુલ્લમ-ખુલ્લા પ્રચાર કરવાનો નિર્ણય કર્યો. કાયદાની સુમાર-લમાં ન સપડાવા માટે એણે પ્રમાણિત ડાક્તરોના હાથ નીચે કામ કરવા તૈયારી બતાવી છતાં મોટા



ભાગના દાક્તરો હજી કાયદાથી ફફડતા હતા. એથી બ્રુકલિનના એક ગીચ ગરીબ લત્તામાં માર્ગરેટ અને એની બેન ઍથેલ (કે જે દાક્તરી વિદ્યાની સ્નાતિકા પણ હતી) બન્નેએ મળીને એક દુકાનમાં અમેરિકાભરમાં પ્રથમ સંતતિ-નિયમનનું ચિકિત્સાલય ખોલ્યું. સ્ત્રીઓનાં ટોળેટોળાં ત્યાં ઉભરાવા લાગ્યાં. એમને તપાસીને સંતતિ-રોધક માહિતી અપાવા લાગી. અને... દસમે દિવસે જ કાયદો અમલમાં આવ્યો.

માર્ગરેટ અને ઍથેલને જાહેર શાંતિનો ભંગ કરવા માટે અને ન્યુ યોર્કના કાયદાની કલમ મુજબ આવી માહિતી કોઇ કોઇને ન આપી શકે એ માટે બન્નેને ત્રીસ દિવસની સખત કેદ ફરમાવાઇ. ઍથેલ આમરણાંત ઉપવાસ ઉપર ઉતરી, આથી આખા દેશનું ધ્યાન દોરાયું.

જ્યારે કાયદાની બીજી કલમે દાક્તરોને સંતતિ-રોધક માહિતીથી, રોગને થતો અટકાવવા માટેનો ઉપયોગ કરવાની રજા આપી. અને માર્ગરેટની સજા પૂરી થયા પછી એને પણ, દાક્તરોને તાલીમ આપવા માટે રોકવામાં આવી.

સંતતિ-રોધકનું એનું બીજું ચિકિત્સાલય—ધિ ક્લિનિકલ રીસર્ચ બ્યુરો—જ્યારે ન્યુયોર્કમાં ૧૯૨૩માં ખોલવામાં આવ્યું ત્યારે એની નિગરાની દાક્તર હન્ના સ્ટોન રાખતા. પહેલા વરસમાં આ દવાખાનાએ ૯૦૦ 'કેસ' હાથ ધરેલા. પછી તો આખા દેશમાંથી સેંઇ-જર પદ્ધતિ શીખવા માટે દાક્તરોનો દરોડો પડ્યો.

સંતતિ-નિયમનની પદ્ધતિ હવે તો માન્ય પદ્ધતિ ગણાવા લાગી. માર્ગરેટ હવે તો મુલાકાતોમાંથી નવરી ન પડતી. એની કેટલીક સભાઓમાં તો તોફાનો પણ થતાં અને ન્યુ યોર્કના ટાઉનહૉલની એક સભા તો પોલીસની મદદથી બંધ પણ કરવી પડેલી.

માર્ગરેટ સેંઇ-જરની અમેરિકન સંતતિ-નિયમન સંસ્થાઓ અને સંતતિ-નિરોધક ચિકિત્સાલયોની શાખાઓ દેશભરમાં ઝડપથી ખુલવા લાગી હતી. વસ્તીની વધતી સમસ્યાને ચર્ચવા માટે મળતાં આંતરરાષ્ટ્રિય સંમેલનોમાં આર્થિક, સામાજીક અને દાક્તરી દૃષ્ટિએ એની વિચારણા થતી. આ બધાં સંમેલનોનું સંચાલન મોટે ભાગે માર્ગરેટ કરતી,

ન્યુ યોર્કની એકેડેમી ઓફ મેડિસીન નામની સંસ્થાએ તો ઠરાવ પણ પસાર કર્યો કે: "દાક્તરી કોલેજો અને દવાખાનાઓએ સંતતિ-નિયમન વિષે માહિતી આપવી જોઇએ. રાજ્યના કાયદાઓ પણ બદલાવા જોઇએ......જાતિજ્ઞાન વિષેની માહિતીવાળી કેળવણી દાક્તરી ધંધામાં જરૂરી છે." પણ કાયદાના હેઠા પડેલા હાથ હજુ પણ રાજ્યના પોથામાં ભાર રાખતા હતા.

પેલા ટ્રક-ડ્રાઇવરની પત્નીના પ્રસંગને લગભગ પચીસ વરસ વીતી ગયાં હતાં. પોતાના ધ્યેયની પૂર્તિમાં હજી થોડાક સુધારા અને શોધખોળ બાકી હતાં; પણ મોટાભાગના ધ્યેયની સિદ્ધિ થઇ ચૂકી હતી.

માર્ગરેટ સેંઇ-જર આજે ટુકસન અરીઝોનામાં રહે છે. ત્યાં રહીને એ પોતાના નામ સાથે સંકળાયેલી આ પ્રવૃત્તિને વેગ આપી રહી છે.

બધાં સ્થાનિક સંતતિ-નિયમનનાં ચિકિત્સાલયોને અમેરિકાના કુટુંબ-નિયોજિત મંડળ સાથે જોડી દેવામાં આવ્યાં છે, કુલ ૨૦૦ ચિકિત્સાલયો આખા દેશમાં છે. આ બધાં ફક્ત સંતતિ-નિયમનની માહિતી આપવા પૂરતાં જ નથી, પરંતુ બાળકો ન થતાં હોય એવાં નવપરિણિત દંપતીઓને બાળકો પેદા કરવામાં પણ પોતાની સેવા આપે છે.

વર્જિનિયા, ઉત્તર કેરોલિના, દક્ષિણ કેરોલિના, મિસીસીપી, ફ્લોરિડા, આલાબામા અને જ્યોર્જિયા એ સાત દક્ષિણી પ્રાંતોમાં તો સંતતિ-નિયમન ચિકિત્સાલયો હવે જાહેર તંદુરસ્તીની સેવા પણ કરે છે. આજે ૪૬ જેટલા રાજ્યોમાં સંતતિ-નિયમનને અટકાવતા કાયદાઓ સમેટાઇ ગયા છે.

માર્ગરેટે ભારત અને દૂરપૂર્વના દેશોની મુલાકાત લીધી છે અને પહેલી નજરે એ બધાનો ઉકેલ જોઇ લીધો છે. ૧૯૩૬માં ગાંધીજીએ એની વિચારસરણીને ધુતકારી કાઢી હતી, પણ આ વરસે વડા-

# ગુજરાતથી અજાણુ છતાં એશિયાના સર્વશ્રેષ્ઠ સેનેટોરિયમમાં અગ્રસ્થાન ભોગવતું ક્ષયરોગીઓનું આશ્રયધામ

# આરોગ્યવરમ્

જયમલ્લ પરમાર

ગુજરાતમાં ઓછી પ્રસિદ્ધિ પામેલ સેનેટોરિયમ્ દક્ષિણની ડુંગરમાળ વચ્ચે, આંધ્ર અને મદ્રાસના સીમા પ્રદેશ ઉપર આવેલું છે

મદ્રાસથી પોણાબસો અને બેંગલોરથી ૮૦ માઈલ ઉપર આવેલું આ સેનેટોરિયમ્ મદનપલ્લી સ્ટેશનથી ચાર માઈલ દૂર થાય. અને સેનેટોરિયમથી મદનપલ્લી ગામ ચારેક માઈલ થાય.

વિશાળ ડુંગરમાળ વચ્ચે, ઠીક ઠીક ઊંચી ઘાટી વૃક્ષરાજી વચ્ચે આવેલું આ આરોગ્યવરમ્ નિસર્ગના સુખી ખોળામાં આશ્રય લઈ રહ્યું છે.

ક્ષયરોગીઓનું હવે વિશ્વ વિખ્યાત બનેલું આ સેનેટોરિયમ્ ડેન્માર્ક ના એક મીશનરી ડૉ. સી. ફ્રીમોંત મૂરે સ્થાપેલું.

આરોગ્યવરમની સ્થાપના પણ વિચિત્ર સંજોગો વચ્ચે થયેલી હિંદમાં ગોરાઓના પ્રદેશથી સેવા ધર્મ અને ધર્મપ્રચાર અર્થે ઘણાં મીશનો આવતાં એ મીશનરીઓ ઊંડે ઊંડે આદિવાસીઓના મુકામોમાં ફેલાઈ જતાં. દવા-દારૂ શરૂ કરતાં, પ્રાર્થના કરતાં, સારવાર કરતાં કરતાં નાની શાળાઓ શરૂ કરતા, અને છેવટે નાનકડું એવું દેવળ ઊભું કરીને પ્રભુ ઈસુ ખ્રીસ્તમાં વિશ્વાસ ઊભો કરાવીને આદિવાસીઓને અનાથોને, અને દીનહીન પછાતવર્ગોને ખ્રીસ્તી બનાવતાં

આ ખ્રીસ્તી બનાવેલા ગરીબ હિંદુઓમાંથી જ ધીમે ધીમે એમની પ્રવૃત્તિઓનો વિસ્તાર કરતા. એમને થોડું શિક્ષણ આપીને એમને આગળ વધારતા.

આસામની પહાડીઓની જેમ આ મીશનરીઓને દક્ષિણનો ડુંગરાળ અને પછાત પ્રદેશ ઘણો ઉપકારક બન્યો અને આજે લાખો ખ્રીસ્તીઓ દક્ષિણમાં વસી રહ્યાં છે એનું કારણ પણ આ મીશનરીઓ જ છે.

આ મીશનરીઓ સ્વીડીશ, સ્કોટીશ, ડેનીશ, આયરીશ, અમેરિકી વગેરે કૈંક પ્રકારનાં આવતાં એમની સેવાની ધગશ, અવિરત ઉદ્યમ ઓછામાં ઓછી જરૂરિયાતોને કારણે હિંદુ જાતિની ઉજળિયાત કોમોથી, રાજ્યોથી અને સમાજથી તરછોડાયેલા પછાત વર્ગોમાં ઘણા પ્રિય થઈ પડ્યાં. પછાત વર્ગોએ તો એમાં પોતાના ઉદ્ધારક જોયા

આ મીશનરીઓની સૌથી મોટી સેવા તે દવાદારૂ અને સારવારની ચિત્તુર જીલ્લામાં આવેલા આ મદનપલ્લી ગામથી રેલ્વે આઠ માઈલ દૂર છે. એ રેલ્વે પણ ગુંતકલથી ધર્મવરમ્ થઈને આવે છે રેલનો રસ્તો ઘણો લાંબો અને એકાદ ગાડી મોડી પડે તો ભારે તકલીફવાળો થઈ પડે છે.

પણ મુંબઈથી મદ્રાસ જતાં વચમાં કડપાહ કરીને સ્ટેશન આવે છે, ત્યાંથી મોટર બસના રસ્તે મદન

---

પ્રધાન નેહરુએ ભારતની વધતી જતી વસતીના એક માત્ર ઉપાય તરીકે સંતતિ-નિયમન જાહેર કરીને માર્ગરેટને આવકારી છે

દરમિયાન ન્યુયોર્કની 'માર્ગરેટ સેંઇન્જર રીસર્ચ બ્યુરો' નામની સંસ્થામાં સંશોધન ચાલુ છે સસ્તો અને અસરકારક ઈલાજ પ્રજાઓના મોટા ભાગને આપવા એ પ્રયત્નશીલ છે આવતા વરસે ભારતમાં મળનારા દુનિયાની વસ્તી માટેના મહાન આંતરરાષ્ટ્રીય સમ્મેલન માટેની આયોજનામાં અત્યારે તો માર્ગરેટ ગૂંથાઈ ગઈ છે

આ રતુંબડા વાળવાળી નાનકડી દાયણે ધરતીના ગોળાથી ખૂબ દૂરદૂર પ્રવાસો ખેડ્યા છે,—અને એમાંના મોટા ભાગના તો એણે એકલીએ જ એના આ મહત્વના કાર્ય માટે આખી દુનિયા એનો ઉપકાર ક્યારેય નહીં વીસરે.+

---

+ જુલાઈ ૧૯૫૫ના રીડર્સ ડાયજેસ્ટના લેખ ઉપરથી

★



પલ્લી છએક કલાકમાં પહોંચી જવાય છે.

દક્ષિણ પ્રદેશમાં વસેલાં અંદરનાં ગામડાંઓ અને કસ્બા તથા કેટલાંક શહેરો પણ આ રીતે રેલગાડી નહિ, પણ મોટરરસ્તે જ પોતાનો વાહન વહેવાર ચલાવે છે.

એનું કારણ ડુંગરાળ મુલક અને ગરીબી. પરિણામે આર્થિક અને સાંસ્કૃતિક દૃષ્ટિએ પણ આ બધાં ગામો ઘણાં પછાત રહ્યાં છે.

આમ આધુનિક સાધનોથી વંચિત અને ગરીબાઈને કારણે ત્યાં મીશનરીઓ વધુ કામ કરી શક્યાં છે અને પોતાના મીશનમાં ઠીક ઠીક સફળતા મેળવી છે.

એવું એક સ્કોટીશ મીશન ત્યાં કામ કરતું હતું. એમાં એક મીશનરીને ક્ષય થયો. એની સારવાર માટે સ્કોટલૅન્ડ જવું પડ્યું. સાજા થઈને પાછા આવી ગયા. પણ આ તકલીફને કારણે એ પ્રદેશમાં કામ કરતાં મીશનોને થયું કે અહીં જ સારવાર ઊભી ન કરીએ તો ભારે મુશ્કેલી ઊભી થાય.

આ વિચારમાંથી ક્ષયરોગીઓનું સૅનેટોરિયમ ઊભું કરવાનું સૂઝ્યું. એક મીશનરી બાઈએ મદનપલ્લી ગામ બહાર થોડાં ઝૂંપડાં ઊભાં કરીને ક્ષયરોગીઓની સારવાર પણ શરૂ કરી દીધી.

પણ ક્ષય જેવા દર્દની સારવાર એવી નાની સગવડોથી કેમ થાય? એટલે ડેનિશ મીશન તરફથી આવેલા ડૉ. સી. ફ્રીમોંત મૂલરને બધાં મીશનોએ ભેગાં મળીને ક્ષયનાં દરદ અંગે અભ્યાસ કરવા પરદેશ મોકલ્યા.

બે વર્ષના અભ્યાસ બાદ ડૉ. મૂલર પાછા આવ્યા. આ ડૉ. મૂલરની મીશનરી ખંત ભારે પ્રશંસનીય હતી. બાર વર્ષની ઉંમરના જ્યારે હતા ત્યારે ડેન્માર્કમાં એમના ગામના ખ્રીસ્તી દેવળમાં વ્યાખ્યાન સાંભળતા હતા.

ખ્રીસ્તીઓના દેવળમાં પ્રભુ ઉપરની શ્રદ્ધા અને વિશ્વાસ તથા સેવા ઉપર બહુ ભાર મૂકવામાં આવે છે. બાર વર્ષના નાના મૂલરના દિલમાં તે દિવસે સેવાની ભાવના વસી ગઈ. ત્યારે જ મન સાથે નિશ્ચય કરી લીધો કે દાક્તર થવું, મીશન લઈને જવું અને જીવનભર સેવા કરવી.

જેવા ડૉક્ટર સી ફ્રીમોંત મૂલર સેવાભાવી એવાં જ સેવાભાવી અને ખંતીલાં એમને પત્ની મળ્યાં. બન્ને ડેનિશ મીશનમાં હિંદ આવ્યાં, અને દરેક મીશનરીઓ સૌથી પ્રથમ કામ કરે છે તે દક્ષિણ હિંદની તામીલ ભાષા શીખવા બેઠાં. બન્નેએ તામીલ ભાષાનું જ્ઞાન મેળવ્યા બાદ કામ શરૂ કર્યું.

યુરોપથી આવીને એમણે ક્ષય માટેના સૅનેટોરિયમની જગ્યા પસંદ કરવાનું કામ પહેલું કર્યું. અને આજે જ્યાં આરોગ્યવરમ્ આવેલું છે તે જગ્યા એમને પસંદ પડી.

ઊંચીનીચી ટેકરીઓ અને તળેટીઓવાળા મેદાન દઈ શકાય એવી એ જગ્યામાં એમણે સસ્તમાં સસ્તા પડે એવા વૉર્ડ તૈયાર કરાવ્યા.

પહાડોમાં ત્યાં લાંબા લાંબા પથ્થરો પુષ્કળ થાય છે. એટલે લાકડાંની કે ઈંટોની દીવાલ ઊભી કરવાની જરૂર જ ન રહે. આખા પથ્થરના એવા થાંભલા આગળ ઊભા કરીને પાછળી દીવાલ જમીનથી ત્રણેક ફૂટ ઊંચી રાખે, આમ ઢોવાઢાળું બનાવીને ઉપર ગોળાકાર કે ચોરસ ભાગે વાંસ બાંધે. પછી એ બાજુ સળિયાળ મોટું ઘાસ થાય છે તેનું છાજ બનાવે. મોઢા આગળ દરદીનો એક ખાટલો, ટેબલ, ખુરશી, અને ચીજવસ્તુ રાખવા એક પીંજરું એટલી વસ્તુઓ રહે અને થોડી વધે એટલી જગ્યામાં પછી નાનકડી દીવાલ ઊભી કરીને વૉર્ડના આગલા ભાગમાં ઓસરી અને પાછળના ભાગમાં ચીજવસ્તુ રાખવા નાનકડો કોઠાર તથા બાથરૂમ બનાવે.

ઓસરી આમ ત્રણ બાજુથ ખુલ્લી રહે. એ ત્રણે ય બાજુ મજબૂત કપડાંથી મઢેલા વાંસની સળીઓના પરદા ટીંગાડ્યા હોય. જેને દરદીની ઇચ્છા ને સગવડ મુજબ ચડાવી ઉતરાવી શકાય.

એવું જ એક નાનકડું રસોડું જરાક દૂર બનાવેલું હોય, આમ ઓછામાં ઓછા ખર્ચથી એવા વૉર્ડ તૈયાર કર્યા. જેમાં હવા પ્રકાશ છૂટથી મળે. અને દરદીને સારી સ્થિતિમાં હોય તો આસપાસની કુદરત

ત્રી : ભૂપતરાય મોહનલાલ દવે — **તંદુરસ્તી** — તંત્રી : શંકરલાલ મોહનલાલ દવે

## હેલાં વરસનાં બાર અંકોમાં આવેલા લખાણોમાંથી થોડાંક નીચે મૂક્યાં છે :

આદર્શ આહાર : ફળ
આપણાં શાકભાજી
આહાર વિવેક
આહારમાં કઠોળ
ઉપપાન
ઊંઘ
કટિસ્નાન
કબજિયાત મટી ગઇ
કેળાં
કૉલેરા
ખીલ
ખોરાકમાં કૂચાનું મહત્ત્વ
ગાજર
ગુજરાતણોની તંદુરસ્તી
ચરબી ઘટાડો
ચાલવાની કસરત
ચાની કુટેવ કેમ તજાય ?
ચોખા
ચોમાસામાં શાકભાજી
જાંબુ
જીવનનું ઝેર : તમાકુ
જીવનશક્તિ સંઘરો
જીવોનું જીવન : જળ
ઝેરી જુલાબથી નુકશાન

તમાકુ : કાતીલ ઝેર
તમાકુથી દૂર રહો
તંદુરસ્તી કુદરતી કે બનાવટી ?
તંદુરસ્તી ને કુદરત
તંદુરસ્તીના રાજમાર્ગો
દવાના ટેકે ક્યાં સુધી ?
દવાને બદલે યુક્તાહાર
નાગરવેલનાં પાન
નિસર્ગોપચારમાં વ્યાયામ
પોપૈયું
બટેટા
બસ્તી
બહેરાપણું દૂર કરવાનો ઈલાજ
બાળકોની માંદગી
બાળકોના દાંત
ભોજનની કળા
મળત્યાગ
માનસિક શ્રમની મર્યાદા
માંદગીનું મૂળ કબજિયાત
મીઠું ને તંદુરસ્તી
મૂત્રપિંડની બીમારી
રતાંધળાપણું
રોગીની દવા માટી
લીલી દ્રાક્ષ

લોહીનું ઊંચુ દબાણ
લોહીવાનું દર્દ
વજન વધ્યું
વજન શી રીતે ઘટાડવું
વનસ્પતિ પ્રતિબંધક ખરડો
વૃદ્ધાવસ્થાને દૂર કરો
શરદી મટી
શરીરને સ્વસ્થ મનની જરૂર
શરીરશુદ્ધિ માટે ઉપવાસ
શાસ્ત્રીય માલિશ
સૂર્યસ્નાન
સૅલેડની ભાજી
સ્ત્રીઓ અને વ્યાયામ
સ્ત્રીઓ અને સગર્ભાવસ્થા
સ્ત્રીઓએ જાણવા જેવું
સ્ત્રીઓનું આરોગ્ય કેમ બગડે છે ?
સ્ત્રીઓનો કેડનો દુખાવો
સ્નાન
સ્મરણશક્તિ વધારવા માટે
સ્વાશ્રય, સંયમ ને આરોગ્ય
હરહમેશ યુવાન રહો
હિસ્ટીરીયા
હિંગ તોલો સવા
હૃદયરોગ

† આ સિવાય દરેક અંકે આવતા આરોગ્યને લગતાં સવાલ-જવાબ, આરોગ્ય કણિકાઓ, જાણવા જેવું, તંત્રીઓના પ્રયોગશીલ અનુભવો અને બીજું ઘણુંય.

† પહેલાં વરસનાં એક પણ અંક શીલીકમાં ન હોવાથી બીજા વરસથી જ ગ્રાહકોનો નોંધાય છે એટલે નવા નોંધાતા ગ્રાહકોએ પહેલા વરસનાં અંકો મંગાવવા નહિ જૂન મહિનાથી બીજું વરસ શરૂ થયું છે.

† તમારા લવાજમનાં રૂપિયા **સાડાપાંચ** (પરદેશમાં **અગિયાર શીલીંગ**) નીચેનાં કોઇપણ સરનામે મોકલી આપો અને દર માસની દસમી તારીખે તમારું 'તંદુરસ્તી' તમને નિયમિત રવાના થશે.

## તંદુરસ્તી કાર્યાલય

ફરનાન્ડીઝ પુલ નીચે • ગાંધી રસ્તો • **અમદાવાદ ૧**

આરોગ્ય ધામ • અરુણ મૅન્શન • વિન્સેન્ટ રોડ • મુંબઈ ૧૯

# આ ભારતીના સાહિત્ય-સમાચાર

[આ અંકથી આ પાને શરૂ થતો અમારી સંસ્થાની પ્રવૃત્તિઓનો પરિચય આપતો નવો વિભાગ]

**અ**મારી સંસ્થામાં રસ લઇ રહેલાં અનેક સ્નેહીઓની લાંબા વખતની માગણીને પહોંચી વળતા અમે આ પાનું આ અંકથી શરૂ કરતી વેળા ગુજરાતની પ્રજાએ અમને જે પ્રેમભર્યો સહકાર આપેલ છે તે માટે ગૌરવની લાગણી અનુભવીએ છીએ. આજકાલ કરતાં આજે પંદર વરસ વીતી ગયા. એ આખો ઇતિહાસ ખૂબ પ્રેરક છે. પણ આજે એ અવલોકવાનો પ્રસંગ નથી. દર મહિને અમારી સંસ્થાની પ્રવૃત્તિથી જનતા માહિતગાર બને એ હેતુને લક્ષમાં રાખીને આ પાનું શરૂ કરીએ છીએ.

**સાહિત્યનો** પાયો કહી શકાય એવું બાળ સાહિત્ય પ્રગટ કરવાનો મનોરથ ઘણા લાંબા સમયથી હતો. આજે એ મનોરથ કંઇક અંશે સફળ કરી શક્યા છીએ. બાલસાહિત્યના અનેકવિધ પાસાઓને સ્પર્શતા પ્રકાશનો આજે અમારી સંસ્થા દ્વારા થઇ રહ્યા છે. અને અમને જે અણધાર્યો સહકાર વાચક-જનતા તરફથી આવ્યો છે તે અમારા ઉત્સાહને ચાનક ચડાવે છે

**શ્રી** પુરાતન બુચની એક નવી જ ઢબે લખાયેલી બાળકો માટેની સાહિત્યકૃતિ **ગાંધીજી અને બાળકો** આપણાં બાળકોની કેટલીક વણપૂરાયેલી જિજ્ઞાસા-ભૂખને સંતાપવાનો એક નમ્ર પ્રયત્ન કરે છે. એવી જ રીતે અમારા નવા બાળસાહિત્યનો ધોધમાર્ગ વહેવડાવનાર પ્રખ્યાત લેખક શ્રી **જીવરામ જોષીનાં** કોડીબંધ પુસ્તકો અમને ચોમેરથી અભિનંદન અને ઉત્સાહના પૂરમાં વહેતા કરી મૂકે છે. **મિયાં ફુસકીનાં** પહેલા પાંચ ભાગ પ્રગટ થઇ ગયાને છ સાત મહિના થયા નથી ત્યાં તો એ ખલાસ થવાની તૈયારીમાં છે અને બીજા ત્રણ વધુ ભાગો હમણા જ પ્રગટ થઇ ચૂક્યા જ. આ આઠ ભાગ ઉપરાંત નવમો ભાગ છપાઇ રહ્યો છે. એ પણ ગણતરીના દિવસોમા પ્રગટ થઇ જશે.

**એ** લેખકના **સુબોધમાળાના** દસ પુસ્તકોના ગુચ્છનાં પહેલા ચાર પુસ્તકો પ્રગટ થઇ ગયા પછી બાકીના છએ છ પુસ્તકો હમણા જ પ્રગટ થઇ ચૂક્યાં છે. એટલે આખું ગુચ્છ બધા સહેલાઈથી મેળવી શકશે.

**એ** લેખક અને સંપાદકની અમારી **બાલબંધુ ગ્રંથમાળાનું** પહેલું પુસ્તક **રંગીલા રાજા** બાલબંધુ ગ્રંથમાળાના ગ્રાહકોને મળી ગયા પછી બે મહિને બહાર પડનારું કેસરકુંડ તૈયાર થઇ ગયું છે અને દરેક ગ્રાહકોને આ અઠવાડિયામા જ રવાના થઇ ગયુ છે. આવતા બે મહિનાની આખર સુધીમા તૈયાર થનારું પુસ્તક **મરણિયા વીર** છાપવા જવાની તૈયારીમાં છે.

**આ** ઉપરાંત શ્રી **જીવરામ જોષીની** ત્રણ નવી મહત્ત્વની ચોપડીઓ પ્રગટ થયાની નોંધ લેવાનું પણ અમે વીસરી શકતા નથી. ઇતિહાસ ગોખી ગોખીને થાકી જનારા આપણા બાળકોને માટે એક નવી જ ઇતિહાસ-વાર્તા ચૂરૂપે. ગૌતમ, આમ્રપાલી, ભદ્રસેના, પ્રતિહસ્તે, તાજો, ફેર, ચોરી. ચે. ચોરી. જ. બીજી ઇતિહાસ-વાર્તા. માથાનું દાન પણ ગોખેલો ઇતિહાસ ભૂલી જનારાં આપણા બાળકોમાં કદી ન ભૂલવા જેવી હોંશ ઉપજાવશે. અને રાતદિવસ જોયા વિના સુખની શોધ માટે વલખાં મારીને પણ દુઃખના ડુંગરા વહોરી લેતા આપણને તો ઠીક, પણ આપણાં સુખી બાળકોમાં એ સમજણ ઉતારતી એક નવી વાર્તા **લાખેણો હીરો** પણ એટલી રસપ્રદ થઇ જાય એવી છે

**આ** થઇ અમારા બાળસાહિત્યની વાત. મોટેરાઓ માટેના સાહિત્યમાં શ્રી **ધૂમકેતુનો** નવો વાર્તાસંગ્રહ **પ્રતિબિંબ** અને એમની અભિનવ શૈલીએ લખાયેલ ઐતિહાસિક કથનિકાઓનો સંગ્રહ **મેઘબિંદુની** બીજી આવૃત્તિ પણ હમણા જ પ્રગટ થયા છે. કિશોરો અને પ્રૌઢો માટેની **ચારિત્ર્યકથાઓની** સાથે સાથે એ આખી માળા સંસ્કારદીપાવલિની પહેલી પુસ્તિકા **જ્ઞાનગોષ્ઠિની** નવી આવૃત્તિ પણ પ્રગટ થઇ ગઇ છે.

**આ** અને આ સિવાયની દરેક પ્રવૃત્તિઓ માટે આપના સલાહ-સૂચનો અને માર્ગદર્શનોનો ઉપયોગ કરવામા અમે ગૌરવ અનુભવીશું. આપના સહકારે તો અમે આજે ગુજરાતના પ્રકાશન ક્ષેત્રમા પ્રગતિશીલ રહ્યા છીએ. આપનો એ સહકાર વધુ ઉદાર બને એવી નમ્ર આશા. —વ્યવસ્થાપક: ભા. સા. સં. નિ.

દરેક પ્ર. પત્રની પ્રવેશ ફી ફક્ત ૫. આના

# કસોટી વર્ષા વ્યૂહ ૧૫૭

બંધ તારીખ ૧૨ સપ્ટેમ્બર બુધવાર

એકંદરે ઇનામો રૂા. ૨૦,૦૦૦

પ્રથમ ઇનામ રૂા. ૧૧,૦૦૦ રોકડા

| બીજું ઇનામ | ત્રીજું ઇનામ | બોનસ |
|---|---|---|
| રૂા ૪૫૦૦ | રૂા. ૩૫૦૦ | રૂા. ૧૦૦૦ |

સપૂર્ણ વિગતો માટે 'મકરામ' અઠવાડિક જુઓ

**આડી ચાવીઓ:**

(૧) કાશ્મીર પચાવી લેવા...ના સાનસીને હવે મુક્તો કામગીરી શરૂ કર્યો છે.

(૩) વૈરની વાતોને મનમા ઘુંટ્યા કરવાનુ...માણસોને ભાગ્યે જ પસંદ હોય છે.

(૫) કેટલાક શ્રીમંતો પોતાની...ની સવિશેષ કાળજી રાખે છે

(૬) તદ્દન

(૮) માણસના નિકટ પરિચય વિના એની...નો ખ્યાલ આવવો મુશ્કેલ છે.

(૧૧) મનુષ્યની દોરી

(૧૩) સામાન્યતઃ ..માણસની વાત સૌ સહાનુભૂતિથી સાંભળે છે.

(૧૫) બહુ ..હોય તેવી સ્ત્રીઓ ઘરોમાં થોડું'ક અવ્યવસ્થિત બને તો નવાઈ નહિ

(૧૬) કોઈની...ને લક્ષમાં નહિ લેનાર વ્યક્તિ નિખાલસ હોવાં વધુ સંભવ છે.

(૧ ) ..થી પીડાતો માનવી રોમરોમ બેચેની અનુભવે છે.

(૧૯) ...ને નિભાવી લેવાની શીખ તમે અનુભવીઓ પાસેથી વારંવાર સાંભળશો.

(૨૧) સત્તાની લતે ચઢેલો માણસ કોઈકવાર ..મા બધી મિલકત ગુમાવી બેસે છે

(૨૨) સરખા વયની સહેલીઓમાં મોટે ભાગે ..નારી સૌના કેન્દ્ર સ્થાને રહે છે

**ઊભી ચાવીઓ:**

(૧) વિશ્વાસુ માણસો તેમના વિરોધીઓ સામે પણ પ્રગટપણે.. વિનાના આક્ષેપો કરતા હોય છે

(૨) શકમંદ આરોપીઓ પૈકી પોલીસ ઘણુ ખરુ'.. દેખાય તેમની પાસેથી પ્રથમ બાતમી મેળવવા કોશિશ કરશે.

(૩) પડોશીઓ વચ્ચેના ઝઘડાઓમાં મોટે ભાગે ..નો અભાવ રહેલો હોય છે.

(૪) કોઈકવાર શ્રીમંતો...ખાતર પણ મોટરપ્રવાસ ખેડતા હોય છે

(૫) પોતે પરણવા ધારેલ સ્ત્રીને અન્ય વ્યક્તિ પરણી જાય ત્યારે . માણસ નિસાસા નાખવાનો.

(૭) અહીં 'તફ' ને 'તન'ની ભૂલ નથી

(૯) ટૂંકા પગારમાં પણ કેટલાક માણસો એવી...થી રહેતા હોય છે કે આપણને નવાઈ લાગે છે

(૧૦) તાબામાં

(૧૨) પારકું.

(૧૨) ...માણસો કોઈની રોકડરકમની ભાગ્યે જ ચરીલ કરે છે

(૧૪) પોતાની...નો ભેદ વધતો લઈ પુરૂષ સહેલે બેચેની અનુભવવા માંડે છે

(૧૫) ...ને કારણે કયારેક માનવીનો સમગ્ર જીવન પ્રત્યેનો દ્રષ્ટિકોણ બદલાઈ જાય છે

(૧૬) સાથે ફરનાર.

(૧૭) કાળા બજાર કરનારાઓએ ધંધામાં . ને ઘણુ ખરુ' નેવે જ મૂક છે.

(૨૦) જીવન...પૂર્વક જીવી , જવું એ પણ એક મોજ છે

"અને આ જ પ્રમાણે દરેક પ્ર પત્રના પાંચ આના લેખે ફી ગણવી. જ્યારે મકરમના ગ્રાહક માટે ફી ૧૬ પ્ર પત્રની ફી રૂા ૨-૮-૦ છે.



અમદાવાદના કલેકટરે તા ૨૦-૪-'૪૬ ના લાયસન્સ નંબર ૨ થી મંજૂર કરેલી હરીફાઈ

કસોટી હરીફાઇના સર્વ શરતો-નિયમો મને કબૂલ મંજૂર છે.

નામ ____________

ઠેકાણું ____________

ગામ ____________

મે મારા નામે કુલ પ્રવેશપત્રો નંગ ......ભર્યા છે.

મેં મારી પ્રવેશ ફીના રૂા .. .. આ સાથે... . થી મોકલ્યા છે

પ્રવેશ પત્રો મોકલવાનુ તથા પત્ર વહેવારનુ સરનામું:-

**કસોટી કાર્યાલય** ગુજરાત સમાચાર બિલ્ડીંગ, ખાનપુર, અમદાવાદ

ઊર્મિ નવરચના : સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

'ઊર્મિ' વર્ષ ૨૨ : 'નવરચના' વર્ષ ૧૬ : અંક ૬ ઠ્ઠો

સપ્ટેમ્બર : ૧૯૫૨

ક્રમ


| | | |
|---|---|---|
| રંગરંગ વાદળિયાં! | ધૂમકેતુ | ૯ |
| સમયનાં ક્ષીરનીર | રાજહંસ | ૧૧ |
| એકાંત (કાવ્ય) | શાંતિલાલ બી શાહ | ૧૫ |
| માનો જીવ | શશી શહાણે | ૧૬ |
| મા–દીકરી | ઈશ્વર પેટલીકર | ૧૭ |
| અખંડ પડઘો (કાવ્ય) | જયન્ત પરમાર | ૨૨ |
| આદિ અને અંત | છોટુભાઈ સુથાર | ૨૩ |
| રખાત | અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ | ૨૬ |
| કંજૂસ–દાતા (કાવ્ય) | પ્રયાસ | ૨૮ |
| યુરોપ–અમેરિકાની ધરતી ઉપર | ગંગુબેન હક્કર | ૨૯ |
| નૈષ્ઠિક બ્રહ્મચારી! | સિદ્ધાર્થ | ૩૭ |
| આંતર–ભારતી | સંપાદક: પુરુષોત્તમ ગ. માવળંકર | ૪૧ |
| એક વિચારવા જેવી વાત | અ–યાત્રી | ૪૫ |
| 'સરસ્વતીચન્દ્ર'ની અડધી સદી | વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી | ૪૮ |
| થીજેલા દિલની લગની | ચન્દનમ્ | ૪૯ |
| સર્વોદય કે સામ્યવાદ? | વસુબન્ધુ | ૫૦ |
| માતાની વેદના | ધૂમકેતુ | ૫૭ |
| પૈસાથી પીડાતાં ઉપચારધામો | જયમલ્લ પરમાર | ૬૦ |
| બુર્ઝવા–પ્રોલેટેરિયેટ | અનુ૦ સુરેશ હ. જોષી | ૬૩ |
| ગ્રંથસમીક્ષા | અ. મ. રા. | ૬૫ |
| બે ઉપયોગી પુસ્તિકા | શ૦ પં. | ૭૨ |


: વાર્ષિક લવાજમ :

દેશમાં : ૭–૮–૦ :: પરદેશમાં : રૂ. ૧૦–૦–૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ ૧

મુદ્રક : ચુનીલાલ માણેકચંદ રવાણી, શિષ્ટ સાહિત્ય મુદ્રણાલય: મોટા " "



* દર માસની ૧ લીએ પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એમ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વાર્ષિક લવાજમ: દેશમાં સાડાસાત રૂપિયા અને વિદેશમાં **દસ રૂપિયા** ( શિ. ૧૫ )
* છૂટક નકલ: બાર આના.
* વ્યવસ્થા અંગેની કોઈપણ ફરિયાદ વખતે ગ્રા. નં. હશે એનો અમલ થવામાં જરા પણ વિલંબ નહિ થાય.

★

* શુદ્ધ જોડણી સાથેના કાગળની એકબાજુ સ્વચ્છ અક્ષરે લખાયેલા સાહિત્ય, સમાજ અને સંસ્કારને લગતા દરેક પ્રકારના લેખોને યોગ્ય સ્થાન આપવામાં આવે છે.
* જરૂરી ટપાલ ખર્ચ બીડયું હશે તો જ અસ્વીકૃત લેખ પરત કરાશે.
* જવાબ માટે પણ જરૂરી ટ. ખ. હશે તો જ જવાબ અપાશે

★

ઊર્મિ–નવરચના કાર્યાલય

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફરનાન્ડીઝ પુલ : ગાંધી માર્ગ

અમદાવાદ ૧




આપ આપના બચ્ચાને ગ્લૅક્સો આપો છો ત્યારે આપ તેના હાથ પગની સુન્દરતા, મજબૂત દાંત તથા નક્કર સ્નાયુઓના વિકાસમાં સહાય કરો છો. એક પ્રકારના ગાયના દૂધમાં વિટામિન 'ડી' તથા લોહ મિશ્રિત ગ્લૅક્સોમાં સ્વસ્થ અને સશક્ત વૃદ્ધિ માટે આવશ્યક એવા બધાએ જીવન–તત્વો રહેલા છે — કોઈપણ માતા તરફથી બચ્ચાને અપાતી આ સર્વોત્તમ ભેટ છે




**Glaxo**

ગ્લૅક્સો બચ્ચાઓ માટે દુગ્ધજ ખાદ્ય

ગ્લૅક્સો લૅબોરેટરીઝ (ઇન્ડિઆ) લિ. મુંબઈ • કલકત્તા • મદ્રાસ

 LAS (8)



# રંગ રંગ વાદળિયાં !

ધૂમકેતુ

કોણે લખ્યું છે ? સરસ લખ્યું છે. મારા જીવનનું એ પ્રતિબિંબ છે.

સવારે સાડા સાતે હું સામ્યવાદી હોઉં છું. તે વખતનો કાર્યક્રમ, ચા, વર્ત્તમાનપત્રો, વાતો, વાતો અને વાતો !

સાડાનવે હું સમાજવાદી હોઉં છું. બીજી ચા, બીજી વાતો, મજૂર, મજૂરી, માલિક, માલકીની ભાવના.

જમતી વખતે હું ઘણું ખરું કોંગ્રેસવાદી બનું છું. બિન રેશનનો ફલાહાર, વધારે દૂધ, ટમાટા, મધ, માખણ, મોસંબીના રસપ્યાલા ! આપણું અન્નસંકટ. નવી યોજના. નવા નુસખા. ગોટલીની રોટલી !

અને સાંજ પહેલાં હું સ્વતંત્રતાવાદી તરીકે બહાર પડું છું. આપણો દેશ, આપણી નિર્બળતા, આપણા પ્રશ્નો.

રાત્રે ઘણું ખરું હું ધાર્મિક બનું છું. ધર્મના સ્તંભ, મંદિરો, મુગટા, માળા, અંચળા, અસ્પૃશ્યતા અને ગૌસેવા. ફંડ ફાળા ને હિસાબો !

મને આ વસ્તુ જીવન્ત લાગી છે. બીજું કાંઈ નહિ તો એ જીવન ક્યાં ગયું, એની ખબર તો પડવા દેતી નથી. અને ખરી રીતે જીવન કંટાળાજનક ન લાગે તો જ એ જીવન છે ! તમામ પક્ષોને લાગે છે કે હું એમનો છું. ખરી રીતે જ્યાં હું 'મારો' પોતાનો પણ નથી, ત્યાં કોઈનો તો શી રીતે હોઉં ?

ઘણી વખત તો મને ખબર પણ હોતી નથી, કે હું જે બોલું છું તે ચું છે, કે જે નથી બોલતો તે સાચું છે !

છતાં હું બોલું છું ત્યારે સામ્યવાદી, સમાજવાદી, કોંગ્રેસી, ને સ્વતંત્રતાવાદી, બધી રીતે બોલું છું, ને બધી રીતે વખણાઉં છું !

મેં એક નિયમ રાખ્યો છે—કોઈ અતિમાં જવું નહિ. કોઈ ગંભીરતામાં પ્રવેશવું નહિ. કોઈ પંથના સિદ્ધાંતને અડવું નહિ. સૌને ગમે તેવું બોલવું. અને જ્યારે, જે વખતે, જે સભા હોય, તે વખતે તે સભાની જ વાત કરવી.





એથી મારે પોતાનું કોઈ જીવન હોતું નથી. ઘણા માણસો દેશ માટે સમૃદ્ધિ ડુલ કરતા હશે. જીવન ડુલ મેં કર્યું છે.

એક બીજો પણ મારો નિયમ છે. કોઈનું મન દુભાવવું નહિ કાર્ય બગડે તો ભલે, સમય કામને સુધારી શકે છે. બીજાના બગડેલા મનને સુધારવા માટે તો આપણે દોડવું પડે છે! માટે બોલવું જ એવું કે ન બોલવા જેવું!

સાંભળનારા કહેશે સારું છે. ન સાંભળનારા પણ કહેવાના છે કે સારું છે!

હું આ યુગનું સાચું પ્રતિનિધિત્વ ધરાવું છું ખરી રીતે આ યુગનો હું જ યુગપુરુષ છું યુગમૂર્તિ છું! યુગની ભાવના છું! મારે કાંઈ કામ નહિ કોઈ કામ વિષે ગંભીરતાથી વિચાર કરવાનો નહિ. અને છતાં 'મીટિંગો'નો પાર નહિ! ઘણી વખત મને લાગે છે, મને માણસ કહેનારા મૂર્ખા છે. મને 'મીટિંગો' એ ઇલ્કાબ આપવો જોઇએ!

બીજું, મારે કરવાનું કાંઈ નહિ. છતાં બધું મારે નામે જ થવાનું કેટલાંક વાક્યો તો 'ગોખી' જ નાખવાનાં. 'આપણે આમ કર્યે જ છૂટકો છે' એ ગાંધીજીનું વાક્ય તો હું બન્ને બાજુના ખીસામાં તૈયાર રાખું છું!

સેવામાં કોઈ દિવસ પાછું વાળીને જોવું નહિ અને સેવા કરનારે પોતાની સેવા વિષે બહુ વિનમ્રતાથી બોલવું;—આવાં અસંખ્ય વાક્યો તો ગોખી જ રાખવ

આ યુગને અનુરૂપ કેટલાક નિયમો રાખવાથી, હું વાણીમાં-ગૃહસ્થ ગણાઉં છું. વેષમાં સાદો મનાઉં છું. વિચારમા તેજસ્વી જણાઉં છું કાર્યક્રમમાં કુશળ દેખાઉં છું. પરદેશી મુસાફરી પછી, હું પરદેશો સાથે આપણા દેશની સરખામણી કરી શકું છું. અને આપણા લોકો બરાબર નથી, માટે કામ થતું નથી, એ સિદ્ધાંત સ્થાપી શકું છું

માત્ર હું એક જ મારી સાચી વાત જાણું છું કે ખરી રીતે 'હું' આમાંનું કાંઈ જ નથી! હું કેવળ પતંગિયું છું! અને ચંચળ વૃત્તિના અત્યારના સમાજનો પોષો પડઘો છું! મારો પોતાનો કોઈ રંગ નથી. અને તમામ રંગોને મારામાથી પ્રગટ થવાની છૂટ છે!

પણ મને આમાંથી એક સત્ય મળ્યું છે સમાજને દોરનારા માણસો હોતા નથી. કાં એ દેવ હોય છે, કાં વાઘ વરુ જેવા પરોપજીવી હોય છે. માણસો તો સમાજ માટે નિરુપયોગી નીવડે છે. માણસો તો સાદું, સીધું, કાંઈક સત્ય, એવું જીવન જીવવાના. એમને માણસો શું કરે? અમસ્તું પણ જુઓ ને, માણસો કાં પૂજે છે, કાં પથ્થર મારે છે. સમજે છે, એ ભાગ્યે જ. એટલે જ હું માનું છું કે સમજણ જેવો માણસનો દુશ્મન કોઈ નથી! જે સમજે, તે થોભે, તે મરે જે દોડે, તેની પાછળ સહુ દોડે એક રીતે ટોળાનાં તોફાન ને રાજદ્વારી સૂત્રોનાં તોફાન સરખાં નથી!

પણ એ ગમે તે હોય આંહીં જ્યાં જીવન ક્ષણિક છે, ત્યાં જે ક્ષણે ક્ષણે બદલાતો રહે છે, તે જીવે છે

જે બદલાતો નથી તે મરે છે જે વિચારે છે તે મરે છે. જે સમજવા મથે છે તે મરે છે! કેવળ 'પૃષ્ઠતો ન પંડિતઃ' એ જીવે છે.

આજે યુગપ્રતિનિધિનું આ જીવન છે. આવતી કાલે હોય તે ખરું.

કદાચ આવા યુગપ્રતિનિધિઓની વાચાલતાથી છેવટે આંહીં જીવન જેવું કાંઈ જ ન રહે! એમ પણ બને! ન જાને.

★




### નૈતિક વિજય

'કાશ્મીરની લડત પતી ગઈ છે,' એમ જાહેર કરી નેહરુએ ખૂબ હિંમત અને વિશ્વાસ ઊભાં કર્યાં છે. પોતાની પરદેશનીતિના પરિણામે ભારત ઉપર રાષ્ટ્રસંસ્થાદ્વારા ભારે દબાણ આવ્યું એ કબુલ કર્યું તે પણ ઠીક જ થયું છે. સંભવ છે કે ભારતની નીડરતા જોઈ બહારનું દબાણ હવે કમ થઇ જશે. અને આ સમસ્યા દૂર થઈ જતાં વિશ્વના રાજકારણમાં નેહરુનો અવાજ વધારે જોરદાર સંભળાશે.

કાશ્મીરનો પ્રશ્ન જેમ આગળ વધતો ગયો તેમ ભારતના મુસ્લીમો પોતાની સ્થિતિ સ્પષ્ટ જોતા થયા. અને કદાચ પહેલી જ વાર લગભગ એકમતિથી એમણે જાહેર કર્યું કે તેઓ બહારનું વર્ચસ્વ સ્વીકારતા નથી. દુનિયાભરના મુસ્લીમોનું વાલીપણું લેવા તૈયાર થયેલા પાકીસ્તાનની ઈજ્જતને આથી ભારે ફટકો પડ્યો. અને ભારત તરફ મુસ્લીમોના દેશપ્રેમનું પહેલું પગથિયું આમ મંડાયું.

### સરહદો અને લંકા

નેપાળ-ભૂતાનની સરહદોએ આપણી ચોકીઓ મજબૂત બની છે. બ્રહ્મદેશની સહાનુભૂતિ મેળવી છે પરંતુ, એણે ભારતની મૈત્રી સારુ વિશેષ લક્ષણો દાખવવાં જોઈશે. અફઘાન સરહદી નથી છતાં મિત્ર બન્યા છે. તિબેટ દુશ્મન થતું બચી ગયું છે. પરંતુ લંકામાં આપણે પાછા પડયા છીએ અને એ સ્થિતિ ચલાવી લેવાય એવી નથી.

લંકા પરદેશીઓની લાગવગ નીચે જાય છે એનાં કયાં કારણો હોઇ શકે? એ જો નિર્બળ હોવાને કારણે બહારની દખલગીરી સાંખી લેતું હોય તો એને ભારતની બાહેધરી મળવી જોઈએ. એને ભારતનો ડર હોય તો એને સમાન હક આપી સંતોષવા જોઇએ. જેમ કાશ્મીર, તેમ લંકા, બન્ને વિના ભારત અધૂરું દેખાય છે.

આપણે આશા રાખીએ કે શાસ્ત્રીના દિલમાં વિશ્વાસ ઉત્પન્ન કરવાની નેહરુની નીતિ લંકામાં સવેળા સફળ થશે.

### કોંગ્રેસ રાહ બદલશે

નેહરુએ કોંગ્રેસના મોવડીમંડળ સામે ઉકળાટ જાહેર કર્યો છે. અત્યારે તો ચર્ચા એટલી જ દેખાય છે કે વર્કિંગ કમિટિની નવરચના થાય અને સરકાર કેટલે અંશે તેને આધીન રહે. પાંચસાત નામોની ફેરબદલી કરવી એમાં કાંઈ મુશ્કેલી નથી. અને કોંગ્રેસની નીતિ કે વિશ્વાસનો નેહરુ ભંગ કરે એ ભીતિ પણ નથી. છતાં જે વિખવાદ ઊભો થયો છે તેના મૂળ કદાચ જુદાં જ હશે.

નેહરુ-સરદારનાં ઘર્ષણો વિષે કદીક છાપાંઓમાં —ખાસ કરીને પરદેશી ખબરપત્રીઓના અહેવાલોમાં— ઉલ્લેખ આવતા ત્યારે બન્ને જણ એ સ્થિતિ નકારતા અને દેશમાં કોંગ્રેસની પ્રતિષ્ઠા વધારતા. બન્નેને એક બીજાની જરૂર લાગતી, બન્નેને એક બીજામાં પ્રેમ અને વિશ્વાસ હતાં.

નેહરુ પાસે બુદ્ધિદષ્ટિ અને લોકપ્રિયતા હતાં તો સરદાર પાસે કુનેહ, નિર્ણય અને તંત્ર હતાં. આજે તંત્ર ઉપરનો કાબુ લેવાની ગડમથલ ચાલી છે. નેહરુ પાસે તંત્ર નહિ હોય તો એની યોજનાઓ અભરાઈએ રહેવાની અને એની સલાહ અમાન્ય ઠરવાની.

મુંબઈ અને મધ્યપ્રદેશની સરકારોએ નેહરુને દારૂબંધીના આગ્રહથી હતાશ કર્યા છે. હિંદવાઇના ઘર્ષણમાં નેહરુનું ચાલ્યું નથી. અંકુશો સામે વારંવાર ધુમાડો બહાર આવે છે. ઉદ્યોગપતિઓની જૂની લાગવગ હજુ જતી નથી. કોંગ્રેસમાં નવું લોહી, સ્ફૂર્તિ આવતાં નથી અને રાખરખાપત વધતી જાય છે. આવી કંઈક બાબતોથી નેહરુ થાક્યા છે.

નવી ચુંટણીઓ થઈ જાય તે પહેલાં જ નેહરુ





પોતાની સ્થિતિ સાફ કરી લે એ જ યોગ્ય છે. એમને વધારે સત્તા જોઈએ છે એ દેખીતું છે. એ સત્તા વડે દેશને એ સામ્યવાદ તરફ લઈ જશે એ પણ લગભગ સ્પષ્ટ છે. સ્થાપિત હિતો નેહરુવાળી કોંગ્રેસમાં ઘસાઈ જશે અને કોંગ્રેસની બેસણી આજે છે એથી મોટા પાયા પર આવી જશે.

અને જો કોંગ્રેસનું જૂનવાણી મંડળ દ્વાર રોકીને બેસી રહેશે તો આ તંત્ર છે એમનું એમ રહેશે—ખટપટી, દંભી, ધીરું, ઉદાસ અને શક્તિવિહીન. એવું તંત્ર ઝાઝું જીવી ના શકે.

નવા રાજવીઓ

કહે છે કે જવાહરના રીસામણાથી આવતી ચુંટણીના ઉમેદવારો નક્કી કરવામાં કોંગ્રેસ ઢીલ કરી રહી છે. એમાં નેહરુને હંફાવવાની બાજી હશે! બીજી તરફ કોણ શેના પ્રધાન થાય એની ચર્ચાઓ થવા માંડી છે—જવાબદારી અદા કરવા કે પોતપોતાની સ્થિતિ સમજી લેવા. સેવાના નામે, ચરખા અને ખાદીના ટેકાથી, જેમણે પોતાને કાયમના રાજકર્તાઓ બનાવ્યા છે તેમના વિષે આપણે કાંયો ખ્યાલ રાખવો ના જોઈએ. છે એવું કે એથી ચે હેઠે ઉતરતું તંત્ર એમના સિવાય બીજા કોને જોઈએ છે?

જાહેર પ્રવૃત્તિઓનાં પાણીને સ્થગિત કરી દઈ સર્વસત્તાધીશો જેમને થઈ બેસવું છે એવા આગેવાનો તરફ આપણે બીજું કાંઈ નહિ તો આશ્ચર્ય તો બતાવવું જોઈએ

પક્ષાપક્ષીથી પર થઈએ—

બહુ મોટી સંખ્યામાં મતદારો નોંધ્યા પછી એ મતદારોને ચુંટણીમાં જાગૃત કરવાનું કામ કયો પક્ષ કરશે? કેમ સમજાવશે? કંઈ આશા આપશે? અત્યારની સ્થિતિ કેવી રીતે બદલાશે!

કોઈ કહે છે કે જમીનો લઈ લો, કોઈ કહે છે કે ઉદ્યોગો ખૂંચવી લો. અંકુશો, ભાવનિયમન, પરવાના, એ બધા સામે કોઈને કાંઈ કહેવાનું નથી, મંજુર છે. રેલવે એનું બેચે છે અને મીલો તેમનું. ઝાડુવાળા પણ ચૂકતા નથી. એ બધા હડતાળો પાડશે અને ફૂલડો નહીં- મચાવે એવું યે કોણ કહી શકે? આ જમાનો સંખ્યાબળનો છે એટલે જેનું જેવડું જૂથ તે પ્રમાણે એનું બળ.

આવી ખેંચમતાણીમાં પ્રજાસમસ્તનું કોણ! શા સારુ એણે આ પક્ષ કે તે પક્ષમાં વિશ્વાસ મૂકવો જોઈએ! શા સારુ એણે સરઘસો, સભાઓ અને ચુંટણીની ઝુંબેશોમાં દોડાદોડી કરવી જોઈએ? શા સારુ એણે મુરતીઆ જેવા ઉમેદવારોનાં મોઢાં પોખવા તલપાપડ રહેવું જોઈએ?

છેક ઉપલી સપાટીએ પક્ષો અંદરઅંદર આથડે છે અને પરસ્પર ટક્કર લે છે. બહુ જુજ અપવાદ સિવાય પ્રજાના ભોગે અખતરા કરવાની છૂટ મોટા ભાગને લેવી છે સહુ પક્ષોને કાયદો હાથમાં લઈને પ્રજાને દોરવી છે. કોઈને સમજાવીને કામ લેવું નથી. કોઈને પ્રજામાં વિચાર, વિવેક, બળ, કાર્યશક્તિ લાવવાં નથી. એમને તો પોલીસની સંગીનોથી કામ લેવું છે. અને એ રીતે પ્રજાની સેવા ને ઉદ્ધાર કરવો છે. કાર્યપદ્ધતિ વિષે કે એનાં પરિણામ વિષે જો મતફેર હોય તો તે ગતિનો અને સમયનો છે. કોઈક બદલો આપશે, ધીરેધીરે કહેશે, અદાલતી ચુકાદાની ગોઠવણ રાખશે. બીજા ઉઘાડી વાત કરશે, ઝડપ કરશે, કરવાલ તાવશે—પણ એકંદરે બધાના રાહ લગભગ સરખા જ નીવડશે.

ખામોશ રહેવામાં વાંધો છે?

એ સ્થિતિ, અસ્થિર ને અસ્ફુટ, જુજ તકાવતની અને અનિષ્ટોથી ભરપુર, એમાં કોણ ભલો ને કોણ ભૂંડો? કોને ચૂંટવો ને કોને રહેવા દેવો? પક્ષનો ઇતિહાસ જોવો? એમાં ભૂતકાળ દેખાશે કે ભવિષ્ય? આગેવાનોનું વાણીસામર્થ્ય જોવું? કહેવાતાં વચનો માનવાં? કે પછી એ જંજાળથી છેટા રહી સ્થિરતા—શાંતિ અનુભવવી, તટસ્થ થઈ જવું!

એક વાર પ્રજાએ પણ આ અખતરો કરી લેવા જેવો છે. પ્રજા વિના—જાહેરાતે અને મિનસરતે નક્કી



કરી લે કે અમારે એક વાર રીસાઈ જવું છે, કોઈને મત નથી આપવા, તો ? સભાઓ, સરઘસો, પત્રિકાઓ કાંઈ નથી જોઈતું. અમારે તમને માન આપવું નથી અને તમારી વિનતિઓ સાંભળવી નથી. જે તક ઊભી કરવામાં આવી છે એ આપણે જાણી જોઈને જવા દઈએ, તો ?

### મત આપવો તો રદ બાતલ કરીને

સંભવ છે કે આપણા ઉપર એક આક્ષેપ આવે કે હિંદીઓ મતદાર તરીકે લાયક નથી, પોતાનો હક વાપરી જાણતા નથી, અજ્ઞાત છે. પછાત છે. એ આક્ષેપનો ય આપણે ઉપાય કરી શકીએ છીએ. મત આપવા જઈએ તો કોન્ગ્રેસની પેટીમાં મત આપીએ, પણ મતપત્ર રદ કર્યા પછી જ એને પેટીમાં નાખીએ. આપણા મનથી અથવા જેને સમજવું હોય તેને દેખાશે કે મત કોન્ગ્રેસને મળ્યા છે. એના ઉમેદવારોની વાત તો દૂર રહી.

આમ મત આપવાની પદ્ધતિથી પ્રજા વાકેફ થશે, અને ઉમેદવારો પ્રજાને ઠોકરે ચઢાવવાની પદ્ધતિથી ચેતશે. પ્રજા પાસે એક અનામત હક રહેશે કે જે લોકો ચુંટણીમાં સફળ થયા છે તેમને બહુમતિએ ચૂંટ્યા નથી, અને તેથી લોકોના ખરા પ્રતિનિધિ નથી. એમની કારકીર્દિ સુધરશે તો તેઓ ટકશે, અને ખુમારીમાં ફુંકાર કરતા થઈ જશે તો તેમને પાછા બોલાવી શકાશે.

રાજકારણમાં બંધાઈ નહિ જવાની નીતિ પ્રચલિત છે. આજે ભલે મોટા રાજપુરુષોને હસ્તક હોય, છતાં પ્રજાએ નીતિ પોતાના હાથમાં લઈ શકે છે અને એનો સફળ ઉપયોગ કરી શકે છે. પછી જ્યારે પક્ષોમાં સંપ આવશે, સમજુતી આવશે–અને સાચી ભાવના આવશે ત્યારે એમને વશ થવામાં આપણે જોઈ વિચારીને નક્કી કરી શકીશું. સ્વરાજ પછીની પહેલી ચુંટણીમાં પ્રજા પોતે જ તટસ્થ રહેશે તો ઉમેદવાર પક્ષોને પોતાની કિંમત વધારવા સબળ યત્ન કરવા પડશે.

મત નહિ આપવાથી આપણે ફરજમાંથી ચૂકયા નહિ, સમજ્યા છીએ એમ માનવું જોઈએ. ગરમા ગરમીમાં તટસ્થ રહેવું, હકને અનામત રાખવો, ઉમેદવારોને શુદ્ધિ અને તાકાત માટેની તક આપવી એ કાંઈ નાની સરખી બાબતો નથી. સમજપૂર્વક આવું પગલું લેવામાં આવે તો પ્રજા જીતી જ છે. કૈંક નુકશાન થઈ બેસે તેને ઠીક કરવાની તાકાત સાથે જ બેઠી છે. વિશ્વમાં ચોમેર વ્યાપી રહેલી બંધાબંધીમાં આ જાતની વૃત્તિ—બેઠો બળવો—જગાવવાની નીતિ આપણને જરૂર મદદકર્તા થઈ પડશે.

એક નવું સૂત્ર ચાલુ થઈ જવું જોઈએ: મતને લાયક બનો—સંસ્થા હોય કે વ્યક્તિ—પછી વાત.

### એક સ્તુત્ય પ્રયાસ

રાજકીય સુધારા સાથે જેમ સ્વરાજ નથી આવ્યું દેખાતું તેમ સામાજીક પ્રણાલિકાઓમાં પણ જડતા આવી ગઈ છે અને પ્રગતિ નથી થઈ. કોઈક એનો બંધ નડી રહ્યો છે જેથી પાણી વહેતાં નથી થતાં અને સુધારકોના હાથ હેઠા પડે છે. સૌથી ઓછો સુધારો થયો હોય તો મૃત્યુ પછીની તજવીજનો. કાં તો ગુરુનો ડર છે, કાં તો અંધશ્રદ્ધાથી ઉપજતી લાલચ છે, કાં તો સૂઝ નો અભાવ છે, પણ મડદાને લઈ જવાની અને એને બાળવાની પ્રથામાં ઠેરઠેર વિવિધ મુશ્કેલીઓ નડે છે એ જોવા છતાં આપણે ફેરફાર કરતા નથી.

દિલ્હી શહેરની સુધરાઈએ વીજળી વડે શબનો નિકાલ લાવવાનું પગલું ભરવાની જાહેરાત કરી છે. એ આવકારદાયક છે; મોટાં શહેરો માટે આવું સાધન જરૂર હોવું જોઈએ. નાની પણ સુંદર ઈમારત, ટૂંકો પણ ભાવનાવાળો વિધિ અને ઓછું ખર્ચ—એમ સમજીને વીજળીની મદદથી શબનો નિકાલ લાવવામાં આવે એ સારું છે.

સાથે સાથે એવો આગ્રહ પણ થવો જોઈએ કે આવાં સ્થળોએ જૂની રીત મુજબ રાજમાર્ગો ઉપરથી દિવસ કે રાતના કોઈપણ સમયે ખભે ઊંચકીને લાંબા અંતરો સુધી ચાલતાં શબને નહિ લાવી શકાય.





રાખને લઇ જવા ગાડી હોવી જોઈએ, સમય ચોક્કસ અને સગવડવાળો હોવો જોઈએ. નવો ચીલો પાડતી વખતે જૂના ચીલાઓ નાબૂદ કરવાનું માંડી નાખવું જોઈએ.

### શરીરનું દાન

મરણ પામ્યા પછી પે લોકોપયોગી થવાનું દૃષ્ટાંત શ્રી મથુરદાસ ત્રિકમજીએ આપ્યું છે. એમની ઇચ્છાનુસાર એમનો દેહ હૉસ્પીતાલને સોંપવામાં આવ્યો અને એમાંથી અમુક ભાગ વિદ્યાર્થીઓના અભ્યાસ માટે રાખી શરીર પાછું સોંપવામાં આવ્યું. એમ બન્ને તરફથી વિવેક દેખાયો. મરતી વેળાએ પોતાની આંખનું દાન કરવાની પ્રથા પણ ચાલુ થઈ છે. જેથી મર્યા પછી એ આંખ બીજા કોઇના ખપમાં લાગી શકે.

ક્યાં મરણ પછી વૈભવમાં જાળવી રાખવાનો અને અમરત્વ પામવાનો લ્હાવો અને ક્યાં બીજાના ઉપયોગમાં આવવાની ઝંખનારી પરાકાષ્ઠા! પીરામીડ અને તાજમહાલ કરતાં ક્યાંયે ચઢી જાય એવું ભવ્ય એ દર્શન છે.

### ચંદ્રક-વિજેતા : શ્રી પન્નાલાલ પટેલ

ગુજરાત સાહિત્ય સભા તરફથી દર વરસે અપાતો રણજીતરામ સુવર્ણચંદ્રક મેળવવાનું બહુમાન આ વર્ષે આપણા ખ્યાતનામ નવલનવેશ શ્રી પન્નાલાલ પટેલ પામે છે. સાહિત્ય સભાની આ મોડી મોડી કદરદાની માટે એ તો અભિનંદનને પાત્ર ઠરે જ છે.

સુવર્ણચંદ્રકની આ પ્રદાનવિધિનો કોયડો તો હજુ પણ એટલો જ અણઉકલ્યો રહ્યો છે. અને છતાં એ ગુજરાતી સાહિત્યકારો અને કળાકારોને બહુમાન કરનારું એકનું એક સાધન ગુજરાત પાસે છે. એટલે એની તરફ કરડા થઈએ તો પણ આંખમીંચામણાં ન કરી શકાય! સ્વ. રણજીતરામ તો લોકસાહિત્યના પ્રખર ઉપાસક હતા. એવા જ એક ઉપાસકને આ ચંદ્રક મળે છે ત્યારે ગુજરાતના આ લોકભોગ્ય

કૃતીની કલમ ઉપર મુસ્તાક બનેલું ગુજરાત રાચી રહે એટલું જ પૂરતું નથી. ચાર અંગ્રેજી જેટલી, કેળવણીની દૃષ્ટિએ તો ૫૦-૫૫ પગલી પાડેલા આ નવલનવેશની કૃતિઓ આજે પણ આપણા સાહિત્યને ગૌરવવંતુ બનાવે છે. છેલ્લા ચાર-પાંચ વરસથી ક્ષય જેવા મહારોગનો સામનો કરી રહેલા એ વીરલ સાહિત્યકારને એથી પણ વધુ ચડિયાતી કૃતિઓ આપવા એ રોગમાંથી જલદી મુક્તિ અપાવવા ચંદ્રક-પ્રદાના સભા માફક કે આગવી રીતે ગુજરાત એમને માટે પ્રયત્નશીલ રહે!

## બે અવસાન નોંધો

### લોક-સાહિત્યના ભેખધારીની ચિરવિદાય

ગુજરાતી સાહિત્યમાં લોકસાહિત્યે છેલ્લા પચીસ વરસમાં જે મહામૂલું સ્થાન જમાવ્યું છે એમાં સ્વ મેઘાણી પછી બીજું કોઈ નામ આપી શકાય એવું હોય તો તે શ્રી રાયચુરા. લોકસાહિત્યના એ પ્રથમ ભેખધારીની કદર કરવાની તો ગુજરાત હજુ વાતો જ કરી રહ્યું છે ત્યાં તો આ ઑગસ્ટની ૧૧ મી તારીખે આપણી પાસેથી એવા જ બીજા શ્રી રાયચુરા પણ ચિર-વિદાય લે છે.

છેલ્લા ૨૫ વરસથી ગુજરાત-કાઠિયાવાડના લોકસાહિત્યને શબ્દદેહ આપીને 'શારદા' નામના લોકપ્રિય માસિકનું સંચાલન કરવામાં સ્વર્ગસ્થની લોકસાહિત્ય પ્રત્યેની ધગશ અને ધૂન વરતાઈ આવે છે. હજુ ગયે વરસે તો 'શારદા'એ એનો ૧લી પચીસી પૂરી કર્યાનો ઉત્સવ ઉજવ્યો. ૧૯૪૦માં શ્રી રાયચુરાએ અડધી સદી પૂરી કરી ત્યારે એમની સેવાની કદર કરતી સાહિત્યપ્રિય જનતાએ એમના ક્ષેત્રને વિકસાવવામાં ઠીકઠીક મદદરૂપ બને એવું મુદ્રણાલય અર્પણ કરેલું.

સ્વ. મેઘાણી જેમ લોકસાહિત્યના ઉદ્ધારક અને વિવેચક બન્યા એમ શ્રી. રાયચુરા લોકસાહિત્યના અવિરત સંશોધક અને કેટલાંય અજાણ્યા ચારણ-ગઢવીને ચીંથરે વીંટયા રતનની જેમ જાહેરમાં મૂકનાર બન્યા હતા. 'શારદા'ના ૨૫ વરસના અંકો અને લગભગ ૪૦ જેટલી સંખ્યાએ પહોંચેલી એમની પ્રગટ કૃતિઓ આપણને આજે પણ એની સાબિતી આપે છે. છેલ્લે છેલ્લે ગુજરાતને એક હળવું સાપ્તાહિક

'આનંદ' અને બાળકોનું માસિકપત્ર 'કનૈયો' પણ આપ્યું છે.

સ્મારકોની મોટી મોટી વાતો કરનારું વાતડાહ્યું ગુજરાત એમનાં આ નવુ સામયિકો, એમની સ્મૃતિને યાદગાર રાખનારું એમનું સાહિત્ય અને એમનું પ્રેસ સાચવે તો પણ સદ્ગતનો આત્મા શાંતિ પામશે.

પહેલી સ્થાપત્ય-કલાની ખોટ

આપણા વયોવૃદ્ધ સાહિત્યાચાર્યશ્રી.રા વિ. પાઠકના નાનાભાઈ અને ગજુભાઈ તરીકે વધુ ખ્યાત બનેલા શ્રી. ગજાનન વિશ્વનાથ પાઠકનું ગયે મહિને અવસાન થયું છે. ગુજરાતે એક અદના સ્થપતિને ગુમાવ્યો છે.

ગુજરાતી ભાષામાં જે લેખોમાં એમની કલમમાંથી સ્થાપત્યકલાનું મર્યાદિત છતાં મહામૂલું સાહિત્ય ગુજરાતને મળ્યું છે એ આટલું દરેક અને આ વિષયનું પહેલું જ સાહિત્ય છે. ક્યાંય પણ ગ્રંથસ્થ થયા વગરની પડી રહેલી એ બધી સામગ્રી 'પ્રસ્થાન'ના થોડાક અંકોમાં, અમદાવાદ રેડિયોની હસ્તપ્રતોમાં કે છુટાછવાયા પોતાના અપ્રગટ સંગ્રહમાં પડયો છે. એનો આખો સંગ્રહ પ્રગટ થાય તો ગુજરાતી સાહિત્યમાં એ વિષયનું મહામૂલું રત્ન બની શકે એમ છે. અને ત્યારે જ આપણને સમજાશે કે ગુજરાતને કેવડી મોટી ખોટ પડી છે.

☆

# એકાંત

કો શૂન્ય સાગરશિલા પર શાંત બેઠાં
નિહાળવાં ભરતી ઓટ તરંગ માલા;
સ્વામિત્વ જ્યાં મનુજનું ન સ્વીકાર થાયે
ના હોય પાસર કદી પગલાં પડયાંયે.
એવા વને નિરખવી વીજને વસીને
છાયા દિને વિવિધ વિકૃતિ વૃક્ષ ધારે;
એકાકી કર્દમભૂમિ ફળતો કસાદો
કે સપ્તરંગ રચતા જળ–ધોધવાઓ,
અકેકે થૈ વિચરતાં વનસત્વશેળાં
અદષ્ટ પંથહીન પર્વત એડવામાં;
એકાંત નિર્જીવ નથી સખિ! આ અનન્ત
ભંડાર છે વિવિધ પ્રકૃતિનો જીવન્ત.

શાંતિલાલ બી. શાહ

[ બર્નાર્ડ શૉના એપ્લહાર્ટ અંક ૧લામાંથી ]

# માનો જીવ

શશી શઢાણી

આથમતી પેઢીનાં એક પીઢ બહેન નવી પેઢીના એક જુવાન-જોડલાને જોવે છે. પોતાની સગી દીકરી પણ એ જોડકાંને ટપી જાય એવી હોય છે-પણ એ બધું છતાં નવી-જૂની પેઢીનું ઘર્ષણ એ બાઈના હૈયાના એકેય ખુણામાં નથી ત્યાં તો દીકરા જેમ જ પોતાની દીકરીને એકલે હાથે ઉછેરેલા હૈયાનાં મીઠાં આશીર્વચનો જ છેઃ ડંખ, દ્વેષ કે કડકાઇ વિનાનાં વાત્સલ્યથી ભરપૂર !

એ નાનકડાં સ્ટેશન ઉપર દસેક મિનિટ ગાડી ઊભી રહી ત્યાં સુધી અમે અરસપરસ વાતો જેટલી કરી હશે એથી યે વધુ તો અમારા હાવભાવ જોવામાં કોઈ ત્રીજી જ બે આંખો મગ્ન હતી એ તો અમારી ગાડી ઉપડી ત્યારે જ ખબર પડી. હું એ ગામથી પસાર થતો હતો એટલે મને મળવા આવેલી મારી એ મિત્રા ઠેઠ ચાલતી ગાડીએ નીચે ઉતરીને પણ મારો હાથ પકડી ગાડીની સાથે સાથે મારી સાથે ધસડાવા લાગી ત્યાં તો આ જિજ્ઞાસુ ત્રીજી બે આંખોને ઊભા થઈને જોવા જેટલી હદે લઈ ગઈ।

પછી સ્ટેશન પસાર થઇ ગયું એટલે એ જ સ્ટેશનેથી બેઠેલાં એ વયોવૃદ્ધ બહેને સાંધીને વાત પૂછી. એ વાતોમાં ભણતર, જ્ઞાતિ, એકમેકનું સગપણ- વતન અને છેવટે બન્ને પરણેલાં છો કે કુંવારાં ?—આ બધું ખૂબ વિગતથી આવી જતું હતું. એ ઘરમાં માણસની પૂછપરછમાં ખામી રહી તો ન જ જાય ને।

અને મારા છેલ્લા જવાબે એ ચમક્યાં! મેં તો કશું પણ છુપાવ્યા વગર બધા સાચા જવાબ દીધેલા. છેલ્લો જવાબ એમને વિચિત્ર લાગ્યો : 'અમે પતિ-પત્ની કરતા પણ વિશેષ ગાઢ સંબંધીઓ છીએ, છતાં પરણ્યા વગર જ અમારો આ સંબંધ વધારે મજબૂત રહે છે!' ત્યારે એ પીઢ ચહેરા ઉપર જે રેખાઓ અંકાઇ ગયેલી એ આજે એ વાતને દસમે વરસે પણ એવી ને એવી જ મારી આંખ સામે તરે છે. અને એ વૃદ્ધાએ પોતાની હૈયાવરાળ ઠાલવી :

'ભઇલા, મારી સગી દીકરી પણ, આ હમણાં આવી 'તી એવી જ ફેશનબ્રાઉ થઇને ફરતી 'તી મેં એના બધા શોખ પુરા કર્યા છેવટે એની ઇચ્છાના વર સાથે પરણાવવા પણ નાત આખીનો રોષ વહોરવા હું તૈયાર થઈ. પણ આજે આઠ દિવસથી એનો પત્તો નથી. આઠ દિવસથી હું ગાડીમાં એકથી બીજે ગામ રખડયા કરું છું. પણ એ દીકરીનો અણસારો ક્યાં ય મને જડતો નથી. ગામમાં તો વાતો ઊડી છે કે એને કોઇ ફોસલાવીને ઉપાડી ગયું છે. પણ એ વાતે ય મારા માનવામાં નથી આવતી. મારી દીકરી ગમે તેવી તો ય નેકવાળી હતી. જે છોકરા સાથે પરણવાની હતી એ છોકરો પણ એની શોધ માટે મારી જેમ જ ફર્યા કરે છે. આજે સવારે જ મને ખબર પડી કે એ શહેરની એક ફિલમકંપનીમાં છે, એટલે આજે ત્યાં ઉપડું છું.'

'પણ માજી, તમને ખબર હતી કે એ ફિલમ-લાઇનમાં જોડાવાની છે ?'

'મુઇ આખો વખત ફિલમનાં ગીતો ગણગણતી, એવાં ચોપાનિયાં વાંચ્યા કરતી, એક વાર શહેરમાંથી એક ઉખડેલા જેવો આદમી આવેલો. એને પોતાના દોસ્તાર તરીકે મારી આગળ ઓળખાવેલો. શું એનાં તો એ વખાણ કરતી! પણ મને ખબર નહિ કે એ આમ ભાગી જશે.'

'તમે જશો એટલે એ કંઇ પાછી આવવાની છે ?'

'હવે તો મેં એની આશા છોડી દીધી છે. પણ માનો જીવ રહ્યો ને ભાઈ! ભાળ કાઢયા વગર રહેવાય શી રીતે! હું તો એને આશિષ આપવા જાઉં છું—એની ખુશનસીબી ઉપર હું મુસ્તાક છું એવી !'

ગઇ પેઢીની એ કરચલિયાળી સ્ત્રીને મારાથી સહસા નમી પડાયું અને મને પણ આશિષ મળ્યાં : 'બેટા, દીવાની જુવાનીને છુટ્ટીદોર વહેવા દેજે, પોતાની જાતે જ એ મહત્તા મેળવશે. કોઇના કહેવા પ્રમાણે ચાલવાથી તો એ મુરઝાઇ જાય હં!'



# મા—દીકરી

ઈશ્વર પેટલીકર

**લોહીની સગાઇ જેવી ઉત્કૃષ્ટ વાર્તા લખીને ભારતભરમાં બહુમાન પામેલા લેખકની એવી જ એક બડભાગી થવા સર્જાયેલી નવી નવલકથા ભવસાગરનું આ એક પ્રકરણ બાપ વગરની દીકરીનાં અને પતિ વિનાની પત્નીનાં મંથનોથી હૈયાને હચમચાવી દે છે.**

તેરમે વર્ષે વિમુ ફાઈનલ પાસ થઈ. એ ભણવામાં જેવી હોશિયાર હતી, તેવી સમજવાળી પણ હતી. પોતાની સ્થિતિ પૈસેટકે નબળી હતી, પિતા આફ્રિકા વરસોથી ગયા હતા છતાં કંઈ કમાતા ન હતા, એટલું જ નહિ પણ લોકોએ વાતો કરીને એને સમજ પણ આપી હતી કે એ દારૂડિયો છે! ભાનુ બાપુને નાનપણમાં દારૂડિયો કહી ગયેલી ત્યારે ખોટું લાગેલું, એ સ્મરણ પણ લોકોની વાત સાથે વિમુને તાદૃશ થતું. પરિણામે નિશાળમાં બીજી છોડીઓ સારાં, નવાં કપડાં પહેરી લાવતી, કોઈ કોઈ જણસ પણ પહેરી લાવતી, છતાં સમજીને એણે સૂરજ પાસે કોઈ માગણી કરી નહોતી.

પિતાને જોયાનો એને ઝાંખો ખ્યાલ હતો, એ ખ્યાલને સ્પષ્ટ કરવા સૂરજ એને કહેતી કે એ ગયા ત્યારે તું એમનો કોટ પકડીને ફરાક વગેરે લેતા આવવાનો આગ્રહ કરતી હતી. એ યાદ રાખીને છગનભાઈ સાથે એમણે વસ્તુઓ મોકલેલી તે તો એને યાદ હતું જ એ વાતથી એને પિતા સાથેની સ્મૃતિ યાદ તો આવતી, પરંતુ મો ઉપર શરમ પણ છવાઇ જતી—એવી હઠ પોતે શી રીતે કરી શકી હશે? પિતા વિષે જાણ્યા છતાં, એમણે કમાઈને સુખી ન કર્યાં એવો દોષ એને વસ્યો ન હતો. ફક્ત એને થતું કે નિશાળની બહેનો (શિક્ષિકાઓ)ની માફક બા જો ભણેલી હોત તો પૈસાનું દુઃખ ન હોત. સૂરજ વિષે એ વધુ ને વધુ વિચાર કરતી તેમ એને થતું કે, બા જો ભણી હોત તો મોટાં બહેન (મુખ્ય શિક્ષિકા) કરતાં એ ઘણાં હોશિયાર હોત!

એવું તો કંઈ એ સૂરજને મોંએ કહી શકતી નહિ, પરંતુ એની કલ્પના ત્યાં આગળ અટકતી ત્યારે કોઈ કોઈ વાર એ પૂછતીઃ 'બા, તું ભણી કેમ નહિ?'

સૂરજને ન ભણ્યાનો બિલકુલ અફસોસ ન હોય તેમ એ જવાબ આપતીઃ 'છોડીઓને ભણવાનું આજે આટલું વધ્યું, અમારા વખતમાં વળી કોણ ભણતું'તું? પાંચ ચોપડી ય હું હોશિયાર હતી એટલે ભણેલી, બાકી મારી ઉંમરની છોડીઓમાંથી ઘણી એકડો ય ભણેલી નથી. અને બૈરા માણસને ક્યાં નોકરી કરવા જવું'તું કે ભણ્યા વગર ન ચાલે?'

વિમુ: 'બૈરાંથી કેમ નોકરી ન થાય?'

સૂરજ: 'આપણા ગામમાંથી કોઈને નોકરી કરતું તેં જોયું છે?'

વિમુ: 'કન્યાશાળામાં બધી બહેનો છે તે નોકરી નથી કરતી?'

સૂરજ: 'એમાં ઊંચ વરણની કોણ છે? કોઈ ખ્રિસ્તી છે, કોઈ વાળંદ છે, કોઇ ભોઈ છે, કોઈ...'

વિમુએ વચ્ચે કહ્યું: 'કેમ, મોટાં બહેન બ્રાહ્મણ છે સ્તો. બ્રાહ્મણ તો સૌથી ઊંચી નાત કહેવાય.'

સૂરજ: 'બ્રાહ્મણ ઊંચી વરણ કહેવાય એટલું જ, એમને મોભો—આબરૂ કાંઈ નહિ! ગમે તેવો પૈસાદાર બ્રાહ્મણ હોય તો ય આપણા આગળ એક પૈસાની દક્ષિણા સારુ હાથ લાંબો કરે. આપણા જેવી ઊંચી વરણથી મરી જવાય તો ય હાથ લાંબો થયો? બ્રાહ્મણનો છોકરો ભૂખે મરતો હોય તો 'સ્વસ્તિ કલ્યાણ' કહીને વસ્તીમાંથી લોટ માગીને ય દહાડા કાઢે છતાં એની આબરૂ ન જાય. પછી મહેતીની નોકરી કરવામાં એમને લોકને શો વાંધો આવે?'

વિમુ આવી બધી વાતો બાળકબુદ્ધિમાં કુતૂહલ ખાતર કાઢતી હશે એમ સૂરજ માનતી. વિમુ પોતે પણ આગળ કંઈ દલીલ કર્યા વગર રહી જતી. પરંતુ સૂરજને એ જે ન પૂછી શકતી તે નિશાળમાં





મોટાં બહેનને એકાંત જોઈને પૂછતી : મારાથી બહેનની નોકરી ના કરાય ?

મોટાં બહેન: 'ના કેમ કરાય ? એવું કોણે કહ્યું ?'

વિમુ: 'મારી બા કહે છે—આપણી નાતનાં બૈરાં નોકરી ન કરે.'

આ કહેવામાં સૂરજની બીજી નાતનું અપમાન કરવાની વૃત્તિ હતી જ નહિ, છતાં જાણે એણે જાણી જોઈને પોતાનું અપમાન કર્યું હોય તેમ મોટાં બહેન મોઢું બગાડતાં મનમાં ને મનમાં બબડતાં—ભૂખે મરે છે તો ય ખોટી ઠાંસ કેટલી છે ! ચીમનભાઈને રાખ્યા છે તેમાં આબરૂ જતી નથી, અને દીકરી નોકરી કરે એમાં આ વેશ્યાને આબરૂ જતી રહે છે !

આમ મનમાં અકારણ ઝેરનો કુંપો ભરીને, મોટાં બહેન વિમુને સૂરજ સામે બળવો કરે તેમ ઉશ્કેરતાં હતાં—તારી બાએ આ ગામ વગર બીજું શું જોયું છે ? તારી બા, અને અહીંના લોક તો કૂવામાંના દેડકા જેવા કહેવાય, કૂવામાં રહેતા દેડકાને જેમ કૂવો દુનિયા દેખાય, તેમ તારી બાનું. બાકી મોટાં ગામોમાં, શહેરમાં તમારી નાતની છોકરીઓ હવે મેટ્રિક સુ, કોલેજમાં ભણવા જાય છે.'

વિમુ કંઈ ન બોલી.

મોટાં બહેન આગળ કરવત ફાકરવા લાગ્યાં: 'તું હોશિયાર છે, આ વર્ષે ફાઈનલ પાસ થઈ જઈશ, ઉંમર નાની છે એટલે તરત નોકરી ન મળે, પણ બેચાર વર્ષ હજુ ત્યાં સુધી અંગ્રેજી ભણ. ગામમાં નિશાળ છે. છોકરીઓને ફી તો ભરવાની નથી, કોલેજ( શિક્ષિકા થવાની ટ્રેઈનીંગ )માં તું હોશિયાર છે એટલે તરત દાખલ થઈ જઈશ. સરકારને ખર્ચે ત્રણ વર્ષ ભણવાનું. ભણી-રહ્યા પછી સરકારી નોકરી મળશે.'

સુંદર સોહામણું ચિત્ર જોઈને જેમ આનંદ થાય તેવી રેખાઓ વિમુના મો ઉપર સ્પષ્ટ ઉપસી આવી.

મોટાં બહેન કરવત ચલાવ્યે જતાં હતાં : 'તારો બાપ સાત વર્ષ થયાં, જીવે છે કે મરે છે તેના જ સમાચાર નથી, આફ્રિકા ગયેલો કોઈ આવો તો જોયો નથી, જે આટલા વરસ ત્યાં પડ્યો રહે છતાં પૈ મોકલે નહિ કે પાછો ના આવે ! તારો ભાઈ પણ કશુ ધોળે એમ લાગતું નથી એ સ્થિતિમાં જો તું નોકરીમાં દાખલ થઈ જાય તો તારી બાને મોટી નિરાંત થઈ જાય.'

વિમુએ મોટાં બહેનને કંઈ જવાબ આપ્યો ન હતો, પરંતુ મનથી વિચાર્યું હતું કે બાને ગમે તેમ સમજાવી નોકરીમાં દાખલ થવું. બાને પૈસાની ઓછી બીક પડે છે ! સારો સાલ્લો તો એ પહેરતી નથી, બીજા પાસે પેટીઓ ભરી ભરીને કપડાં હોય છે ત્યારે બા પાસે બે જોડ ભાગ્યે હોય છે. ભાઈની ચડ્ડીઓ કેટલી ફાટેલી હોય છે ! પોતે ઘાઘરી કેટલી સાચવીને પહેરે છે ત્યારે જોડ પરાણે વરસ ચાલે છે ! આ બધું ય ઘરમાં કોઈ કામદાર નહિ ત્યારે બાને દુઃખ ને ? મનથી ને મનથી જાણે એણે નકકી પણ કરી દીધું હોય તેમ એ બબડતી—બા ના કહેશે તોય હું નોકરી કરવાની. ઘરમાં કોઈ કમાનાર નહિ, પછી હું કેમ ના કમાઉં !

પરંતુ નોકરીની વાત તો નોકરી પાસે રહી, પણ ફાઈનલ થયા પાછી, એક વરસમાં ત્રણ અંગ્રેજી ધોરણ પાસ કરવાનો વર્ગ ચાલતો હતો તેમાં જવાની જ સૂરજે એને ના પાડી. છોકરીઓની ફી લેવાની ન હતી એટલે બા ના પાડશે એમ વિમુએ કલ્પેલું નહિ. વળી સુધા પણ પોતાની સાથે અંગ્રેજી વર્ગમાં આવવાની હતી એટલે બા ના પાડે જ નહિ એવા હવાઈ કિલ્લામાં એ ઊડતી હતી.

વિમુએ એ જ હથિયાર આગળ કરતાં સૂરજને કહ્યું : 'સુધા જાય છે પછી હું કેમ ન જાઉં ?'

સૂરજ : 'સુધાના વાદ આપણાથી ન થાય.'

'કેમ ?'

'એના બાપ પૈસાવાળા છે,'



'આમાં ક્યાં કશું ખર્ચ થવાનું છે ? ચોપડીઓ પણ હું સુધાની વાંચી લઈશ. એક બે, ના ચાલે એવી હશે તેટલી જ લાવીશ. એ પણ કોકની જૂની માસ્તરે મફત આપવાની કહી છે.'

સૂરજ દીકરીના ઉમંગને સમજતી હતી. એનું હૈયું કચડી નાખતાં એને પોતાને પણ ઓછું દુઃખ થતું ન હતું. પરંતુ બીજો ઉપાય ન હતો એટલે એ કઠણ મન કરીને કહેતી હતી : 'આટલું ભણતર ઓછું છે ? વાંચવું હોય તો ઘેર નવરી પડું ત્યારે રામાયણ, મહાભારત જ વાંચજે ને, હું અને બીજાં બૈરાં પણ સાંભળીશું. જેને નોકરી કરવી હોય તેને અંગ્રેજી ભણતર જોઈએ.'

વિમુને નોકરી કરવી હતી. પરંતુ એની વાત હજુ ન કરતાં સૂરજને જવાબ આપતી દલીલ કરી : 'સુધા ભણવાની છે એ નોકરી નથી કરવાની છતાં શું કામ ભણે છે ?'

સૂરજ એ કારણ કહેવા નહોતી માગતી, છતાં વિમુએ પૂછ્યું ત્યારે એ ખરું કારણ ન કહે તો દીકરીને સંતોષે પણ કેમ ? એણે કહ્યું : 'જો બેટા, પહેલાં તો તને કહ્યું કે એના બાપ પૈસાદાર છે, વધારે ભણેલી છોડીને વધારે ભણેલો વર જોઈએ...'

વિમુ એ વાક્ય સાંભળતાં શરમાઈ ગઈ, મોં નીચું કરી પગના નખ વતી ભોંય ખણવા લાગી, દીકરીમાં ભારોભાર લજ્જા જોઈ સૂરજને સંતોષ થયો. પોતાની વાત એ માનશે તેમ માની એણે આગળ કહ્યું : 'વધારે ભણેલો છોકરો આજે તો વધારે પૈસા માગે છે. જો ઘણો હોશિયાર હોય તો એનાં માબાપ વિલાયત ભણવા જવાના પૈસાની શરત કરે છે. એટલે પૈસાદાર હોય તેને છોડીઓ ભણાવવી પોષાય. આપણા જેવાં ગરીબને તો મધ્યમસર સારુ, ગુજરાતી પૂરું કર્યું એટલે અભણમાં ના ગણાઈએ. ખેતી કરતો છોકરો મળે અને ગામડા ગામમાં રહી છાણવાસીદું કરવાનું આવે તો ઓછું ભણેલી છોડીને દુઃખ ના થાય !'

થોડીવાર પછી લજ્જાનું લોહી વિમુના મોં ઉપરથી ઊતરી ગયું એટલે એ બોલી : 'પણ બા, આપણા જેવા ઘરમાં કોઈ કમાનાર ના હોય ત્યારે મારા જેવી છોડી નોકરી કરે એ સારુ નહિ ?'

દીકરીના પ્રેમને સમજતાં સૂરજે હૈયામાં ઉમળકો લાવી, એને બરડે ટપલો મારતાં કહ્યું: 'ગાંડી ! તારા અને મારા કરમમાં એવું લખ્યું હોત તો તું મારો દીકરો ન જન્મી હોત !' એમ કહેતાં કહેતાં એની આંખમાંથી આંસુ ટપક્યાં, અને વિમુના ખોળામાં પડ્યાં.

વિમુની આંખમાં પણ ઝળઝળિયાં આવ્યાં. તે લૂછી નાખતાં એ બોલીઃ 'બા, તું મનમાં ખોટી શરમ રાખે છે. મોટાં બહેન કહેતાં હતાં કે મોટાં ગામોમાં અને શહેરોમાં આપણી નાતની છોડીઓ પણ મૅટ્રિક થઈ મોટી કૉલેજ સુધી ભણવા જાય છે. તારાથી નોકરી ના કરાય તેવું કોણે કહ્યું ?'

મોટાં બહેન પોતાની દીકરીને ખોટી રીતે ચડાવી રહ્યાં છે માની સૂરજને એમના ઉપર રોષ આવ્યો. એને વ્યક્ત કરતાં એ બોલી ઊઠીઃ 'તારી મોટી બહેન બે અક્ષર ભણી એટલે આપણી નાતની વાત જાણે એટલી હું ના જાણું એમ ? મોટા ગામની આપણી નાતની કૉલેજમાં ભણવા જાય છે તે મેં કહ્યું તેમ શહેરમાં રહેતા છોકરા એટલું ના ભણી હોય તેને પરણવા હા પાડતા નથી માટે. એમાંની કોઈ નોકરી કરવા નથી ભણતી, કોઈ ઉપરવાડે પડી રહેલી નોકરી કરતી હોય તો, બાકી પરણવા એમને ઝખ મારીને ભણવું પડે છે ! તારી બહેન આ ના જાણતાં હોય તો કહેજે, એ બધી કંઈ બામણભાઈની છોડીઓ નહિ કે એમની જેમ નોકરીનું ચપણિયું લઈને માગી ખાય !'

ક્રોધમાં ને ક્રોધમાં સૂરજ બોલી તો ગઈ, પણ બીજી પળે એને લાગ્યું કે આવું બોલીને પોતાનું મોં ગંધાયું કે બીજું ? બહેન બિચારાં, પોતે નોકરી કરે એટલે બીજું નોકરી કરે તો સારું એમ માનીને ભલમનસાઈથી કહેતાં હશે તેમાં એમના ઉપર પોતે





ગુસ્સો કર્યો, તુચ્છકાર બતાવ્યો. એમાં પોતાનું શું ચારું દેખાયું! દીકરી આગળ શરમાઈ હોય તેમ સુરજ નીચું જોઈ ગઈ.

મોટાં બહેને વિમુનું મગજ નોકરી ભણી એટલું બધું દોરવ્યું હતું કે સુરજ આમ નોકરીનો તુચ્છકાર કરે એટલા માત્રથી એનું મન પાછું પડે એવું ન હતું. એણે સહેજ રહીને, સુરજે શરમ શમતાં ઊંચું જોયું એટલે કહ્યું: 'બા! તે નોકરીમાં ખોટું શું?'

સુરજને ઘડી પહેલાં નોકરી અંગે કડુ બોલતાં ક્ષોભ થયો હતો એટલે એ નરમ મૂકતાં બોલી: 'ખોટું તો કંઈ નહિ, પરંતુ આપણી નાતમાંથી, આપણા ગામમાંથી કોઈ જે રસ્તે ન ગયું હોય તે રસ્તે જઈને આપણે નિંદાપાત્ર શું કરવા બનવું! આપણું કરમ વાંકું છે, તું બધી રીતે ડાહી છે, પણ કરમ ભુલાવે અને એવું કંઈક થઈ બેસે તો કાળી ટીલી બેસે. લોક કહે, પૈસાના લોભે છોડીનું શરીર અભડાવરાવ્યું! પૈસા નથી છતાં દહાડા જાય છે, પણ એવી કાળી ટીલી ચોંટે ત્યારે જીવવા કરતાં મરવું સારું.'

સુરજે અધ્ધાહાર વાત કરી હતી છતા વિમુ એનો અર્થ સમજી ગઈ હતી. એક નવાં બહેન કન્યા-શાળામાં આવ્યાં હતાં. તેમની વાતો નિશાળમાં છોકરીઓ કરતી હતી એટલે નોકરી કરનારને કાળી ટીલી કેવી રીતે બેસે તે સમજાતાં એને વાર ન લાગી. એ નવાં બહેન કુંવારાં હતાં, છતાં શહેરમાંથી કેઈ ભણેલોગણેલો આદમી શનિ-રવિવારે એમને ઘેર આવતો. એ આદમી પ્રાણો જાણીતો માણસ હતે એમ પણ વાતો થતી. બહેન પોતે ચાલાક, ફેશનદાર અને ભારે રૂઆબ રાખતાં. રૂપાળાં પણ એવાં હતાં કે છોડીઓ પણ એમને ટીકી ટીકીને જોઈ રહેતી! પોતે પણ ભણે, નોકરી કરે અને એવી દશા થાય તો, એમ વિચાર આવતાં વિમુ ધ્રૂજી ઊઠી. બાની આગળ શું દલીલ કરવી તે ન સૂઝતાં એ ક્યાંય સુધી મૂંગી રહી.

પોતાની ડાહી દીકરી સાનમાં બધું સમજી ગઈ એટલે હૈયામાં હર્ષ અનુભવતાં સુરજે કહ્યું: 'હું મા થઈને તારો આટલો ઉમંગ છે છતાં ના કહેતી હોઈશ તે અમસ્તી નહિ, તે સમજી ને?'

પૂરેપૂરું સમજી ગઈ હોય, કોઈ શંકા જાણે રહી ન હોય તેમ વિમુ નીચી નજર કરી મૂંગી રહી.

ફરી વળી દીકરીને વિચારવમળ ન ઊપડી આવે તેવું પાકું કરતાં સુરજે આગળ કહ્યું: 'બેટા આપણા કરમમાં સુખ લખ્યું હોય તો તારા બાપુ શું કામ અવળે રસ્તે ચઢી જાય! સાત સાત વર્ષ થયાં, કમાય નહિ તો માણસ પાછો ના આવે તેવું મેં સાંભળ્યું નથી. છતાં ભગવાને આપણા કરમમાં એવું લખ્યું હશે ત્યારે ને? તારા કરતા ભાઈ ક્યાં ઓછો હોશિયાર હતો? પણ એ સુખેય કરમમાં નહિ હોય ત્યારે અમદાવાદના મોટા દાક્તરની દવાય લાગુ ના પડી ને! બળિયા તો બધાંને નીકળે છે, કોઈને ખોડ પણ આવી જાય છે, પણ કોઈની બુદ્ધિ જતી રહે તેવું સાંભળ્યું ન હતું, તે આપણા કરમમાં લખાયું! હજુ કરમમાં શું લખાયું હશે તે કોને ખબર છે! દુખિયાંનું કરમ તો એવું કે ફૂલની માળા હોય તે સાપ થઈને કરડે. તું ભણે કે નોકરી કરે, પણ સુખ બાજુએ રહે, અને કોઈ ગરીબ જાણી લાજ લૂંટે તો આપણો પૃથ્વીમાં સમતાં છૂટકો ના થાય!' ગળું ભરાઈ ગયું હતું છતાં સુરજે આટલા સુધી બોલી તો નાખ્યું, પણ છેલ્લું વાક્ય બાકી રહ્યું અને એનો સાદ ફાટી ગયો.

વિમુએ ભણવાની ના પાડી એટલે સુધાએ જાણ્યું કે એની બાએ ના કહ્યું હશે. વિમુ ભણવાની ઘણી ઉમંગી એટલે પોતે વિચાર માંડી વાળે એમ સુધા માની શકે પણ શી રીતે! એટલે સુધા સુરજને આગ્રહ કરવા લાગી: 'કાકી! તમે મારી ભણવાની જોડ શું કામ તોડી નાખો છો?'

સુરજ: 'હું ક્યાં તોડી-નાખું છું? વિમુને ભણવું નથી પછી શું થાય?'

સુધા: 'તમે, કાકી જૂઠું બોલો છો. વિમુ કદી ના કહે નહિ.'



सूरज : 'ओने ज पूछ ने.'

सुधा : 'हुं ओनी पासे हा पडावुं तो तमे मने रजा आपशो ने?'

सूरज : 'पण में ओने रोकी ज नथी!'

सुधा विमुने आग्रह करवा लागी, पण विमु कोई उपाये तैयार थई नहि.

सुधा पूछती : 'पण तुं भणीने नोकरी करवानी वात करती'ती ने आम ओकदम ना केम पाडे छे?'

विमु : 'ओम ज मन थयुं. बा कहे छे, आपणाथी भणीने नोकरी न थाय. पछी भणी भणीने शुं करवानुं?'

सुधा : 'विमु! मारी बहेन नहि, तुं मने छेतरीश? तने भणवानुं न गमे तेम हुं शी रीते मानुं? तुं जूठुं बोले छे.'

विमुनुं हैयुं सुधानी लागणीथी भीनुं थयुं हतुं, छतां मन कठण करीने ओ बोली : 'तुं जे माने ते खरुं. बाकी हुं तने छेतरती नथी. मारे नथी भणवुं ओ खरुं कहुं छुं.'

सुधा ओने गळे बाझी पडतां बोली : 'नथी भणवुं ओ तो हुं य समजुं छुं पण शाथी ना पाडे छे ते छुपावे छे!'

हैये हैयुं अडतां विमु गळगळी थई गई. बोली : 'सुधा, जाणीने तुं शुं करीश?'

सुधानुं अंतर पण भराई आव्युं. ते बोली : 'छानी वात होय तो मारे नथी जाणवी. हवे हुं तने आग्रह नहि करुं.'

'छानुं तो कशुं नथी' विमु बोली : 'बा समजे तेटलुं आपणे छोकरां शी रीते समजीओ? वधारे भणेली छोकरीने वधारे भणेलो वर जोईओ. वधारे भणेलो वधारे पैसा मागे. तारा बापुमां वधारे पैसा खर्चवानी शक्ति ओटले तुं भणे ओनो वांधो नहि. पण हुं भणुं तो बाने बिचारीने केटली उपाधि आवे? बाने ओछुं दुःख छे के हुं भणीने पाछुं वधारुं.'

बंनेनी आंखमां आंसु छलकातां हतां.

सुधा थोडी वार पछी, आंसु लूछी नाखी: बोली: 'पण तुं भणीने नोकरी करे तो बानुं दुःख ओछुं थाय ओ वात तें बाने न करी?:

विमु ओनो खुलासो करतां बोली : 'में पहेलां तो कह्युं, बा समजे ओटलुं आपणे छोकरां क्यांथी समजीओ? बा कहे छे, आपणा करममां सुख होय. तो बापु परदेश शुं काम न कमाय, भाईनी बुद्धि शुं काम जती रहे, करममां दुःख होय तो नोकरी करवा जतां य सुख ना आवे. नोकरी करनारनी बुद्धि सारी ज रहे तेवुं थोडुं छे? निशाळमां नवां बहेन आव्यां छे ते केटलां होशियार छे, पण शहेरमांथी कोक आदमी आवे छे ते ओछी वातो थाय छे? कदाच आपणी बुद्धि ना बगडे, पण करममां दुःख होय अने कोई आदमी ओकलां नोकरी करतां होईओ त्यां हुमलो करे तो? बा कहे छे, दुखियाने तो फूलनी माळा पण साप थईने करडे!'

सुधानां आग्रह करवानां बारणां बंध थई गयां ओटले ओ बोली : 'भणवुं त्यारे, हुं य नहि भणुं. तारा वगर ओकली भणवामां शुं मझा?'

विमु ओने कालावाला करतां बोली : 'सुधा, बहेन, तने मननी वात कही त्यारे आवुं करवानुं? तने भणवाने शुं नथी आव्युं ते तुं ना भणे? तने बापे य केवा भाग्यशाळी मळ्या छे! ओरमान बानुं दुःख तमारे वेठवुं ना पडे ओटले ओ फरी परण्या नथी! ओवा बाप तारा सारु शुं न करे? मागशे तेटला पैसा आपीने ओ भणेलो वर शोधी लावशे. विलायत गयेलो पण शोधी लावे ओवा ओ तो छे. पछी तुं अंग्रेजी भणेली ना होय तो ओवो वर भणतरनी खोड काढे ओवुं निमित्त मने शुं काम बनावे छे? तुं सुखी थाय तेथी हुं राजी थईश





તું શહેરમાં રહેતી હોઈશ તો મને ય શહેર જોવાનું મળશે. તું ભણવાનું છોડી દે તો તને મારા સમ.'

સમને લીધે, નિરુપાયે, સુધા તે વાત સ્વીકારતી હોય તેમ બોલી : 'પણ સાચુ કહું છું, મને તારા વગર મઝા નહિ પડે.'

વિમુ : 'મઝા પડે એવો રસ્તો બતાવું. તું ઘેર આવી મને શીખવજે એટલે તારું પાકું થશે અને વગર નિશાળ આવ્યે મને ભણવાનું મળશે.'

તે ઘડીએ સરજે બૂમ પાડી : 'વિમુ ! બેટા ! વાસણ માંજવાનાં બહાર રખડતાં મૂકી ક્યારની શું કરે છે ?'

સુધાની માયામાંથી છટકવા બૂમ સમી વિમુ દોડી ગઈ.*

* લેખકની તાજેતરમા પ્રગટ થનાર નવી નવલકથા ભવસાગરનું એક પ્રકરણ



# અખંડ પડઘો

પરિષ્વજન આપણું, અપૂર્ણ રહી જાય એ
ગમે ઉભયને નહીં, ઉભય ઝંખતા એક તે.
ધરું ઝડપથી તને,—કમળશું સુખ થાય એ:
મને સતત જિંદગી કમળની જીવવા કથે.

હજી સુખ કરે ગ્રહું તુજ સુઓષ્ઠને ચૂમવા
અનેક સરતી સ્મૃતિ પ્રબળ પ્રેમની આપણાં.
ઘડી પળ મહીં બધી ફલકમાં સરે ઘૂમવા
રખે ધખન પૂર્ણ એ નહિ થતી,—કરું માપણાં.

અહીં સફળતા ભલી મળત પ્રેમના સત્યની,
પરિષ્વજન પૂર્ણ ના : મર અપૂર્ણ એ ચુંબનો.
ભલે અકળતા બધી સહ હતી સહેલી છતાં,
મળેલ સ્વજનો કશા મનજનિત સાતત્યથી
કરે નિજ અતૂટ, એ સ્વજનના પ્રતિબિંબનો
અખંડ પડઘો પડે : મિલન એ પળનું થતાં

જયન્ત પરમાર



# આદિ અને અંત

છોટુભાઈ સુથાર

માનવજાતને પૃથ્વી પર જન્મ્યે ૩૦ લાખ વર્ષ થયાં છે. અને આજે એ પૃથ્વી તો હજુ યુવાવસ્થામાં છે એમ વૈજ્ઞાનિકો માને છે! અર્વાચીન જેનો આદિ કહી શકાય એવી ડાહી મનુષ્યજાત માટેનો સુખદ અંત કેટલો દૂર છે!—ગુજરાતના આ વિખ્યાત ખગોળવિશારદ એમની અભ્યાસી કલમ આ લેખમાં વહેતી મૂકે છે.

'પ્રકાશ પ્રગટ થાઓ'

અને પ્રકાશ પ્રકટ્યો.

આપણા પગ નીચેની પૃથ્વી, નીલું આકાશ અને એમાં આવેલા સૂર્ય, ચંદ્ર અને તારા એ રીતે જ પ્રકટ્યા હશે? કે એ બધા અનાદિ હશે?

આપણને દેખાતી ચીજો એક વાર તો પ્રકટી હશે ને? એમનો જન્મ થયો હશે ને? એ જન્મ ક્યારે થયો હશે? તે પહેલાંની સ્થિતિ શી હશે?

પૃથ્વીની જ વાત લઈએ. પૃથ્વીનો જન્મ થયો હશે એવું માનવાને કશું કારણ છે ખરું?

સૂર્ય, ચંદ્ર અને પૃથ્વી જે તત્ત્વોનાં બનેલાં છે તે પરથી વૈજ્ઞાનિકો એ મત પર આવ્યા છે કે એ બધાંમાં સમાન તત્ત્વો છે અને તેથી એમના જન્મ કોઈ એક સમાન રીતે થયેલો હોવો જોઈએ.

પણ જન્મ થવાની એ કલ્પના શાથી આવી?

મૃત્યુથી.

મૃત્યુ કોનું?

ચંદ્રનું.

એક જ પ્રકારના તત્ત્વવાળાં સૂર્ય, પૃથ્વી અને ચંદ્રમાં સ્થિતિની રીતે મોટો ફરક છે. સૂર્ય બળબળતા વાયુનો મોટો અગ્નિગોળો છે. એનો સમગ્ર દેહ ખદબદતા વાયુનો જ બનેલો છે. પૃથ્વીની વાત જરા જુદી છે. પૃથ્વીના પેટમાં ખદબદતો ભૂરસ છે પણ તેની ઉપર પૃથ્વીનું બહારનું આવરણ–ભૂકવચ આવેલું છે. આ ભૂકવચને ફરતું ઠંડું વાયુ આવરણ—વાતાવરણ—છે, આમ પૃથ્વીની સ્થિતિ ઘન, પ્રવાહી અને વાયુરૂપ છે. ચંદ્રમાં દ્રવરૂપ છે જ નહીં. એ ઠરી ગયેલો આકાશી ગોળો છે. ચંદ્ર આખોયે ઘન રૂપમાં છે. એની પર પ્રવાહી અને વાયુ (હવા) છે જ નહીં.

દ્રવરૂપ શક્તિનું દ્યોતક છે, વાયુરૂપ મહાશક્તિ સૂચવે છે. આ હિસાબે પૃથ્વી અને સૂર્ય જીવંત છે, જ્યારે ચંદ્ર મૃત.

ચંદ્રની પેઠે પૃથ્વી યા સૂર્યનું પણ મૃત્યુ થશે?

'જેનો જન્મ છે તેનું મૃત્યુ નિશ્ચિત છે.' એ સત્ય હોય તો મૃત્યુ પામનાર પૃથ્વીના જન્મની વાત સમજવી પડશે ને?

પૃથ્વીના પેટાળમાંનો ખદબદતો ભૂરસ અનેક વાર પૃથ્વીના પોપડાને તોડી ફોડી બહાર નીકળી આવે છે. આ રીતે બહાર આવતો પ્રવાહી લાવારસ છે. લાવારસ બહાર વહી આવતાં (પૃથ્વીની તેટલા પ્રવાહી પૂરતી) તેની ગરમી અવકાશમાં વિલુપ્ત થઈ જાય છે. બહાર વહી આવેલો લાવારસ, કાળક્રમે ઠરીને ખડકોમાં અને માટીમાં ફેરવાઈ જાય છે. અને વર્ષોથી આમ થતું આવ્યું છે. આ અને એવાં બીજાં કારણોને લઈને વૈજ્ઞાનિકોએ અનુમાન કર્યું છે કે અતિ પ્રાચીન સમયમાં સમગ્ર પૃથ્વી દ્રવરૂપમાં હોવી જોઈએ. એ દ્રવરૂપનું બહારનું આવરણ ઠરી જતાં ભૂકવચ બનેલું, પણ ત્યારે એ દ્રવરૂપ પહેલાં પૃથ્વીની સ્થિતિ શી હશે?

વરાળ ઠરીને દ્રવરૂપ પામે છે. માટે દ્રવરૂપની પહેલાંનું રૂપ વાયુનું હોવું જોઈએ. એટલે કે આજની ઘન ભૂકવચવાળી આપણી પૃથ્વી અનેક યુગો પહેલાં વાયુરૂપની સ્થિતિવાળી હશે. ચંદ્ર જે આજે ઘનરૂપમાં છે તે પણ એક કાળે વાયુરૂપમાં હશે.

અને એમનું એ વાયુરૂપ ઠંડું તો નહીં જ હોય ને? આપણા આજનાં વાતાવરણ જેવું ઠંડું એ વાયુરૂપ હશે ખરું? આજના વાતાવરણમાંથી દ્રવરૂપ પેદા કરવા અતિ ઘણી કૃત્રિમ ઠંડી ઉત્પન્ન કરવી





પડે છે. ઉકળતી વરાળ સામાન્ય ઉષ્ણતામાને કરીને ગરમ પાણી બને છે. પૃથ્વીનો બીનરો ભાગ અતિ ગરમ છે એટલે આપણે સહેજે કહી શકીએ કે પૃથ્વીનું અતિ પ્રાચીન વાયુરૂપ ખદખદતા યા ઉકળતા વાયુનું હોવું જોઈએ.

સૂરજ ઉષ્ણતાવાયુનું સ્વરૂપ છે, એનું પહેલાનું સ્વરૂપ શું હશે?

સૂરજ પૃથ્વી કરતાં તેરલાખ ગણો મોટો છે અને પૃથ્વી ચંદ્ર કરતાં પચાસ ગણી મોટી છે. તો શું પૃથ્વી અને ચંદ્રને સૂરજમાંથી અલગ પડેલાં માની શકાય?

આમ સમજીએ—પૃથ્વીને સૂર્યમાંથી જન્મેલી સમજીએ—તો પછી સૂર્ય શામાંથી જન્મ્યો હશે? એનું આદિ શું હશે?

પણ પૃથ્વીનો જન્મ થયેલો છે એમ માનવાનું કોઈ સબળ કારણ હશે ને?

યુરેનિયમ અને પ્લુટોનિયમનું નામ તમે સાંભળ્યું હશે જ. આ ધાતુઓ પરમાણુ બોમ્બ બનાવવાના કામમાં આવે છે. યુરેનિયમ ધાતુ પૃથ્વીના પડમાંથી મળી આવે છે પણ પ્લુટોનિયમ તેવી રીતે મળી આવતી નથી. એને યુરેનિયમમાંથી બનાવવી પડે છે. આમ શાથી?

એનો જવાબ પણ યુરેનિયમ આપે છે.

પૃથ્વીમાંથી જે યુરેનિયમ મળી આવે છે તે બે પ્રકારનું છે. એકને યુરેનિયમ ૨૩૮ કહેવામાં આવે છે અને બીજાને યુરેનિયમ ૨૩૫. આ બે પૈકી યુરેનિયમ ૨૩૫ ધીરે ધીરે વિલુપ્ત થતું યુરેનિયમ છે. એક જ જગાએથી મળી આવેલા આ બંને યુરેનિયમ પ્રકારોની તપાસ કરતાં વિદ્વાનોને જણાયું છે કે યુરેનિયમ ૨૩૮નો જે જથ્થો છે તે પુરાણા સમયથી જેનો તે જ કાયમ છે જ્યારે યુરેનિયમ ૨૩૫નો ચુરેચુમા ભાગનો જથ્થો અવશિષ્ટ રહ્યો છે. યુરેનિયમ ૨૩૫ જે રીતે વિલુપ્ત થાય છે તે રીતની કાળગણના કરી જોતાં માલૂમ પાડ્યું છે કે યુરેનિયમ ૨૩૫ એના પૂરા જથ્થાના રૂપમાં, આજથી ત્રણ અબજ વર્ષ પૂર્વે હશે.

યુરેનિયમ કરતાં પ્લુટોનિયમ વધુ ઝડપથી વિલુપ્ત થાય છે અને તેથી આજે પૃથ્વી પર એ ક્યાંય મળી શકતું નથી. પ્લુટોનિયમ કૃત્રિમ રીતે બનાવવામાં આવ્યું છે એટલું જ નહીં પણ તેની નાશ પામવાની ગતિવિધિના આધારે વિદ્વાનોએ સાબિત કર્યું છે કે અનેક યુગો પહેલાં એ પૃથ્વી પર મોજૂદ હતું પણ એવી વિલુપ્ત થવાની પ્રક્રિયાને પરિણામે આજે એ સાવ અદૃશ્ય થઈ ગયું છે. આજે તે યુરેનિયમમાંથી બને છે, પણ એ રીતે બનતું પ્લુટોનિયમ ક્ષણજીવી છે.

પણ ઉપર્યુક્ત ત્રણ અબજ વર્ષ થાની અવધિ ગણવી? યુરેનિયમ ૨૩૫ના જન્મની કે બીજા કશાની?

યુરેનિયમ ૨૩૫ તત્ત્વ છે. એના જન્મની ઉંમર ત્રણ અબજ વર્ષની છે. આનો અર્થ એ થયો કે જે જે પદાર્થોમાં યુરેનિયમ ૨૩૫ મોજૂદ છે અથવા મોજૂદ હતું તે બધા ત્રણ અબજ વર્ષ કરતાં પુરાણા નથી જ. તત્ત્વો મળીને પદાર્થ બને છે. આ હિસાબે પૃથ્વી, સૂરજ અને તારાઓની વધુમાં વધુ ઉંમર ત્રણ અબજ વર્ષની લેખાય.

પૃથ્વી, સૂરજ અને તારા આટલી ઉંમરના હોવાની અલગ અલગ કોઈ સાબિતી મળી છે ખરી?

પૃથ્વીની ઉંમર શોધવા માટે ભૂસ્તરશાસ્ત્રીઓ અને ખગોળશાસ્ત્રીઓએ અનેક તરકીબો યોજી છે. એ બધાનો સારાંશ એટલો છે કે પૃથ્વીની ઓછામાં ઓછી ઉંમર બે અબજ વર્ષની અને વધુમાં વધુ ઉંમર ત્રણ અબજ વર્ષની છે.

સૂર્ય અને તારાઓની ઉંમર તેમની અંદર આવેલા આર્દ્રવાયુ(હાઇડ્રોજન)ના જથ્થાના આધારે નિશ્ચિત કરવામાં આવી છે. સૂરજ અને તારા જે ગરમી આપે છે તે આર્દ્ર વાયુનું હેલિયમમાં રૂપાંતર થવાથી મળે છે. સૂર્યના આર્દ્રવાયુના વપરાયેલા જથ્થાના હિસાબે વૈજ્ઞાનિકોએ શોધી કાઢ્યું છે કે સૂર્યની વધુમાં વધુમાં ઉંમર ૩ અબજ વર્ષની છે.



સૂર્યની છે તે જ વાત તારાઓની પણ છે. મતલબ કે સૂર્ય અને તારા વગેરે મળીને બનેલા આપણા તારા વિશ્વની વધુમાં વધુમાં ઉંમર ૩ અબજ વર્ષની છે.

કેવો લાંબો સમય–ગાળો ? અબજ વર્ષ પહેલાં જન્મેલી પૃથ્વી આજે સાવ ઘરડી થયેલી લેખાય ને ?

વૈજ્ઞાનિકો કહે છે કે પૃથ્વી હજી યુવાવસ્થામાં છે; સૂરજ કિશોર અવસ્થામાં છે જ્યારે ચંદ્ર ઘરડો થઈ મૃત્યુ પામ્યો છે.

એક જ સાથે જન્મેલાંની કેવી કરુણ કહાની !

સૂર્ય અને તારાઓની જન્મકથાનો તાળો મેળવતાં પંડિતોને માલૂમ પડ્યું છે કે એ બધા આજથી ત્રણ અબજ વર્ષ પહેલાં જન્મેલા પણ એમનો એ જન્મ માત્ર અડધા કલાકમાં ઘટેલી એક મહાઘટનાને આભારી છે ! ! મૂળભૂત ઇલેમ નામના પુરાણા યુગના આદિ અણુઓ ભારે વિસ્ફોટથી તૂટી ગયેલા અને તેમાંથી પરમાણુ નીપજી બાદમાં તારા અને સૂરજની સૃષ્ટિઓ બંધાઈ ગયેલી.×

પણ આ થઈ આડકથા. આપણે ત્રણ અબજ વર્ષની અવધિની વાત કરતા હતા. મનુષ્યના આયુષ્યના હિસાબે એ કેવડો લાંબો સમય ગણાય ? એટલા સમયમાં ચંદ્ર જન્મીને પણ મરી ગયો અને પૃથ્વી ઉંમરલાયક (!) થઈ ગઈ ! !

પણ ખગોળની દૃષ્ટિએ આ બહુ લાંબો સમય ગણાતો નથી. હજી તો એવાં અનેક અબજ વર્ષ સુધી આપણું વિશ્વ ટકવાનું છે.

એટલે કે પૃથ્વી હજીયે કરોડો વર્ષ સુધી જીવતી —ચેતન પ્રાણ—રહેશે અને સૂર્ય, ત્યાર બાદ અનેક કરોડો વર્ષ સુધી મૃત પૃથ્વીને અજવાળતો રહેશે એમ ને ?

હા, એમ જ. પંડિતોએ સૂર્યમાં રહેલા આર્દ્ર-વાયુના જથ્થા પરથી હિસાબ ગણી કાઢ્યો છે કે આપણો સૂર્ય હજી ઓછામાં ઓછાં સાત અબજ વર્ષ સુધી જીવંત રહેવાનો છે. અલબત્ત આ અરસામાં એને કશો અકસ્માત ન નડે તો. (પૃથ્વી અને બીજા ગ્રહો સૂર્યને નડેલા એક અકસ્માતનું પરિણામ છે. બીજો અકસ્માત નડે અને પૃથ્વીનો લોપ થઈ નવી પૃથ્વીનો જન્મ થાય એમ પણ બને.)

બીજી મહત્વની વાત એ છે કે સૂર્યના નાશ પામવાની સાથે તારા વિશ્વનો નાશ થતો નથી. સૂર્ય કરતાં અનેકગણા વધુ હાઇડ્રોજનના જથ્થાવાળા તારા આકાશમાં ટમકે છે.

તારા અને સૂર્યની વાત છોડી દઈ આપણી જ વાત કરીએ તો આપણા—આદમ જાતનાં—આદિ અંત તેટલા જ વિસ્મયજનક લાગશે.

માનવજાતને પૃથ્વી પર જન્મ્યે વધુમાં વધુ ૩૦ લાખ વર્ષ થયાં છે. મનુષ્યને સુધર્યે માત્ર ૩૦ હજાર વર્ષ થયાં છે જ્યારે એની સંસ્કૃતિનાં અમીટ છાપચિહ્ન માત્ર ત્રણ હજાર વર્ષ પહેલાંના ગણાય છે. વિજ્ઞાનની રીતે માત્ર ૩૦૦ વર્ષનો વિકાસ પામેલો મનુષ્ય પૃથ્વીની ઉંમરના હિસાબે કેવો નાનકડો લેખાય ? ! અને છતાંય એ નાનકડો માનવી ઇચ્છે તો પૃથ્વીના અંત સુધી પૃથ્વી પર રહી શકે એમ છે. અંદરો અંદર લડાઈ ટંટા કરી પોતાની જાતને ખતમ કરવાને બદલે, એ, મનુષ્ય જાતને ખતમ કરનારી કીટ પતંગ વગેરેની સૃષ્ટિને વશમાં કરી, પૃથ્વી પર, અનેક યુગો સુધી જીવવાનું બુદ્ધિચાતુર્ય બતાવશે ખરો !

અર્વાચીન જેનો આદિ કહી શકાય એવી ડાહી મનુષ્યજાત માટેનો સુખદ અંત કેટલો દૂર છે !

× વધુ વિવેચન માટે અવકાશનું રહસ્ય પુસ્તકનો 'પરમાણું અને તેમની ઉત્પત્તિ' લેખ જુઓ.



ઊર્મિ–નવરચના અંગે કોઇપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે રેપર ઉપર આવતો આપનો ગ્રાહક નંબર લખવો ખાસ જરૂરી છે.

અનુ. ગોપાળરાવ વિદ્વાંસ

> દોલત અને કળાના સનાતન અણબનાવને મહારાષ્ટ્રના પ્રસિદ્ધ વાર્તાકાર પોતાની આગવી શૈલીએ આ નાનકડી રૂપક-કથામાં રજૂ કરે છે. કવિ, ચિત્રકાર અને શીલ્પી કળાના અભિમાને આસમાને ચડી જાય છે એક રૂપવતી નારી એમને એક નાનકડા વાક્યથી કેવા વિનમ્ર બનાવી દે છે!—અને આખરે સાચી કલાકાર તો પેલી નારી જ રહે છે!

મા આનંદનગરના વિધુર કવિએ 'હૃદયેશ્વરી' નામનું કાવ્ય લખ્યું, એના મધુર કંઠે એ કાવ્ય ગવાતું સાંભળીને ચિત્રકારે અવર્ણનીય આનંદ અનુભવ્યો. તેને કાને અથડાતા એ અત્યંત મધુર શબ્દો પળે પળે મન મનોહર રંગોમાં ફેરવાતા ગયા. ઘેર પહોંચતાં જ તેણે 'હૃદયેશ્વરી'નું ચિત્ર આલેખવાની શરૂઆત કરી દીધી.

કવિએ રચેલા નવા કાવ્યનાં વખાણ આનંદનગરના મહારાજને કાને પહોંચ્યાં, રાજાએ ધાર્યું, કવિના આ મશહૂર કાવ્યનું પ્રેરણાસ્થાન જો પોતાની પ્રેયસી, પોતાની રખાત છે એવું સિદ્ધ થાય તો પોતા પરનો લોકાપવાદ અને નિંદા અવશ્ય દૂર થાય, ને નિંદાખોરોનાં મોં બંધ થાય.

મહારાજે કવિને પોતાના મહેલમાં બોલાવ્યા; આદર પૂર્વક તેમનું સન્માન કર્યું. કવિએ 'હૃદયેશ્વરી'નું કાવ્ય મહારાજને ગાઈ સંભળાવ્યું.

'કેવું અદ્ભુત કાવ્ય છે!' મહારાજે ઉદ્ગાર કાઢ્યો.

કવિએ સ્મિતસહ પોતાની પ્રશંસાનો સ્વીકાર કર્યો. પણ સૂક્ષ્મ દૃષ્ટિએ જોનારને એ સ્મિતની પાછળ ઉપહાસ સમાયાનું સહેજે જણાઈ આવતું હતું.

'કવિરાજ! આ કાવ્ય તમને શાના પરથી સૂઝ્યું!'

'મારી મૃત પત્નીનાં સ્મરણે આ કાવ્યની પ્રેરણા આપી છે!' કવિએ જવાબ આપ્યો.

'બને જ નહિ!' મહારાજ બોલ્યાઃ 'આવા જીવંત—આબેહૂબ કાવ્યની પ્રેરણા કોઈ મૃત નહિ પણ સજીવ મૂર્તિ જ આપી શકે!'

કવિને એમ લાગ્યું કે મહારાજ અન્યોક્તિ દ્વારા પોતાના નિષ્કલંક ચારિત્ર્ય પર છાંટા ઉડાડવા માગે છે. ગુસ્સાભેર તેણે જવાબ વાળ્યોઃ 'મહારાજ! કોઈ સુંદર રખાત રાખવા જેટલો હું ધનવાન નથી હોતો!'

'આજે ધનવાન નહિ હોય. તો કાલે તે ધનવાન થઈ શકે છે!' એમ કહી મહેલના ભવ્ય ઓરડામાં ટાંગેલા પોતાની પ્રેયસી—રખાતના મોટા આકર્ષક તૈલ ચિત્ર સામે રાજાએ નજર ફેરવી. અને ઉમેર્યું: 'કવિરાજ! મને લાગે છે કે આ ચિત્ર પરથી જ તમને એ કાવ્યની પ્રેરણા થઈ હશે!'

કવિએ નકારમાં માથું ધુણાવ્યું.

'કવિરાજ! મારો વિચાર તમને રાજકવિ તરીકે સ્થાપવાનો છે.' પરંતુ રખાતના પેલા તૈલચિત્ર તરફ તુચ્છતાપૂર્વક નજર ફેંકી કવિએ જવાબ આપ્યો: 'આપના એ પછીના શબ્દો સાંભળવા અહીં વધારે ન રોકાવું જ ઇષ્ટ છે.'

કવિએ ચાલવા માંડ્યું.

ક્યાં? કારાગારની અંધારી કોટડીમાં!

× × ×

કવિને જેલની અંધારી કોટડીમાં નાખ્યાના સમાચાર આખા શહેરમાં ફરી વળ્યા; પેલા ચિત્રકારને કાને પણ એ પહોંચ્યા. ઘડીભર તે હબકી ગયો. પરંતુ શરૂ કરેલું ચિત્ર અધૂરું છોડી દેતાં તેનો જીવ ન ચાલ્યો! ઊઘડવા માંડેલી કળીનું ખીલવું અરધેથી જ કાંઈ થોડું અટકી જાય છે? ચિત્રકારના દિલમાં કલાનો આનંદ અને રાજાના ભયનું દ્વંદ્વ જામ્યું. છતાં આખરે ચિત્ર પૂરું તો થયું જ. એ ચિત્રના રંગો કવિના કાવ્યમાંહેના મંજુલ સ્વરોની



શબ્દો હતા : પણ એમાં લંડારેલું રૂપ તો ચિત્રકારની પ્રિય પત્નીનું જ હતું !

ચિત્રકારનું એ અદ્‌ભુત ચિત્ર આનંદનગરના એક શિલ્પકારની નજરે ચડ્યું. એનું એ અનુપમ સૌંદર્ય એના દિલને એટલું તો હલાવી ગયું કે ચિત્રની એ પ્રતિભાને આરસમાં ઉતારવાનો એણે નિશ્ચય કરી વાળ્યો.

'હૃદયેશ્વરી'ના એ અદ્‌ભુત ચિત્રની ખ્યાતિ મહારાજને કાને પહોંચી.

ચિત્રકારને રાજાનું આમંત્રણ મળ્યું અને જૂના સઘળા બનાવોનું પુનરાવર્તન થયું. ચિત્રકાર પણ પોતાના ચિત્રનું પ્રેરણાસ્થાન મહારાજની રખાત છે એવું કોઈ રીતે સ્વીકારવા તૈયાર થયો નહિ.

રાજમહેલ એટલે બીજું જેલખાનું હોવા વિષેની પ્રતીતિ ચિત્રકારને પણ ક્ષણમાત્રમાં થઇ ચૂકી.

× × ×

શીલ્પકારને કાને આ સમાચાર પડતાં જ તેના હાથમાંહેનાં હથિયાર નીચે પડી ગયાં. જીવનને બરબાદ કરનારી મૂર્તિ ઘડવાને બદલે—

પણ પછીનો વિચાર કરવાનું એના માટે અશક્ય હતું.

ગળામાંથી નીકળી ચૂકેલી સ્વરાવલિ શું હોઠથી રોકી શકાય છે ?

કલાકારની ધૂનમાં એણે ફરી હથોડી ને ટાંકણું હાથમાં લીધાં. એનું કલાકારનું મન એના કાનમાં ગણગણી રહ્યું હતુંઃ

પ્રૌઢ અને વિધુર કવિએ પણ કલા પ્રત્યે કેટલો પ્રેમ દાખવ્યો હતો ! પેલા તરુણ અને પરિણિત ચિત્રકારે પણ કલા ખાતર હસતાં હસતાં અંધારી કોટડીમાં પોતાના દેહને દાટી દીધો હતો ! હું તો જુવાન છું—અપરિણિત છું. હું જો કલાની નિર્મિતિમાં પાછો હઠું તો મારા જેવો ડરપોક બીજો કોણ હોઈ શકે ?

પોતાની ભાવિ પત્નીની કલ્પનામાં કંડારેલી મૂર્તિના ચિંતનમાં ને ચિંતનમાં એણે આરસનું પૂતળું સંપૂર્ણ ઘડી કાઢ્યું.

મહારાજનું આમંત્રણ, પરસ્પરના સવાલજવાબો અને શીલ્પકારનું અંધાર-કોટડીમાં પુરાવું એ ત્રિઅંકી કરુણાન્ત નાટકનું ફરી એક વાર પુનરાવર્તન થયું.

× × ×

આનંદનગરના ત્રણ પ્રતિભાભાસ્કરો જેલની અંધારી કોટડીમાં પુરાયા.

કલાકોના કલાકો સુધી આકાશનાં નક્ષત્રગણો તરફ ઉત્કંઠાભર્યાં નેત્રે તાકી રહેનારા કવિને અંધારકોટડીમાં લટકતાં કરોળિયાનાં જાળાં ને બાવાંઓ જોતાં કંટાળો ઊપજ્યો.

સંધ્યાના વિવિધ રંગોને અનિમિષ નેત્રે પી જવાને ટેવાયેલી ચિત્રકાર દૃષ્ટિ, ઓરડીમાં આવતાં સૂરજનાં નાનાં નાનાં ચાંદરડાંનાં જ માત્ર દર્શનથી ત્રાસી ઊઠી.

ઘાટઘૂટ વિનાના પથરાના ટુકડાઓમાંથી સુરેખ મૂર્તિઓ ઘડવાને ટેવાયલા શીલ્પકારના હાથ કોટડીની નિર્જીવ દીવાલના સ્પર્શથી નિશ્ચેષ્ટ બની હેઠે પડ્યા.

અંધારી કોટડીઓમાં અંદરોઅંદર હવા જવા આવવા માટે ઊંચે નાનાં નાનાં જાળિયાં હતાં. એ જાળિયાં દ્વારા ત્રણે કલાકારોએ વિચાર વિનિમય કરી લીધોઃ જિંદગી આખી શું આ અંધારી કોટડીમાં જ સડ્યા કરશું ? અશક્ય ! તો તો પછી દુનિયાને આપણી કલાનો લાભ શો ? કસ્તુરીને શું કોઈ ભોંયમાં ખાડો ખોદી દાટી રાખે છે ? ચાલો, મહારાજ કહે છે તે શરત આપણે સ્વીકારી લઈએ અને અહીંથી મુક્તિ મેળવીએ !'

× × ×

દરબાર ભરાયો હતો. વચમાં ઊંચા આસને મહારાજ બિરાજ્યા હતા.

પોતાની પ્રેયસી તરફ પ્રેમભરી નજર નાખતાં મહારાજાએ કહ્યું: 'પૂજાકાળે દેવીઓ કહી શરમાય ખરી ?'





પરંતુ પેલીએ ઊંચે જોયું નહિ. માનવીનો હાથ અળગો ન થાય ત્યાં સુધી લજ્જાવતીનાં પાનનો સંકોચ દૂર ન જ થાય.

ધીરેથી કવિ મહારાજાની એ પ્રેયસી સન્મુખ ખડો થયો. તેણે બોલવા માંડ્યું: 'દેવી! મારા 'હૃદયેશ્વરી' વાળા કાવ્યની પ્રેરણા ખરેખર મને આપનો મહારાજા પ્રત્યેનો પ્રેમ જોઈને જ થઈ હતી! દિલને બહલાવે તેવું મારું એ કાવ્ય હું આપને અર્પણ કરું છું!'

પેલીએ માથું વધારે નીચું ઢાળી દીધું. જાણે કંઠે મઢેલા હારનાં મોતીઓ ગણવામાં તે તલ્લીન બનતી હતી.

હવે ચિત્રકાર આગળ વધ્યો. તેણે કહ્યું: 'દેવી! 'હૃદયેશ્વરી'નું મનોહારી ચિત્ર દોરવાની સ્ફુરણા મને આપનો મહારાજ પ્રત્યેનો અલૌકિક પ્રેમ નિહાળ્યો તે પરથી થઈ હતી. એ મહામૂલું ચિત્ર હું આપને અર્પણ કરું છું!'

પણ મહારાજની પ્રેયસીએ ઊંચે જોયું નહિ. સભાજનોએ ધાર્યું કે તે પોતાના પાલવની સોનેરી કોર નિહાળવામાં મશગૂલ બની છે.

હવે શીલ્પકારનો વારો આવ્યો. આગળ વધી મહારાજની રખાતને ઉદ્દેશી તે બોલ્યો: 'દેવી! આપના પ્રત્યેના પ્રેમની હૃદયમાં કોતરાયેલી મૂર્તિ ...હૃદયેશ્વરી'! એ અનુપમ કૃતિ હું ...ર્પણ કરું છું!'

...ની પ્રેયસીની નજર પાલવની કોર પરથી ...મ તરફ વધુ નીચે ઢળી. પગમાં પહે-રેલાં સોનાનાં ઝાંઝરે જાણે એના અભિમાનને જાગૃત કર્યું હતું.

કવિ, ચિત્રકાર અને શિલ્પકારને આપવાનાં ઇનામો અને ભેટ લઈને મહારાજાના ખાનગી કારભારી ધીરે ધીરે આગળ આવતા દેખાયા ત્રણે કલાકારોએ ગર્વથી સભા સામે નજર દોડાવી

પણ—

પણ ત્યાં તો જાણે ચમત્કાર બન્યો. મહારાજની રખાત એકાએક ઊભી થઈ ગઈ. માથું ટટાર કરી તેણે સભાજનો સામે નજર માંડી. પ્રેક્ષકોને લાગ્યું, જાણે વીજળીનો ચમકારો થયો

વીજળીના ચમકાર પછી વરસાદના છાંટા ન પડે એવું કદી બને ખરું?

આંખોમાંથી વહી રહેલી અશ્રુધારાઓ તરફ તેણે સ્વાભિમાન જોયું.

સભાજનો ગણગણ્યા—'આ અલૌકિક સન્માનને કારણે એની આંખો હર્ષાશ્રુથી ભીની થતી લાગે છે!'

પરંતુ આંસુઓ લુછવાનો સહેજ પણ પ્રયત્ન કર્યા વિના જ મહારાજની એ પ્રેયસીએ ધીર અને ગંભીર અવાજે જાહેર કર્યું: 'મહારાજ તો મારા રૂપ ઉપર મોહ્યા છે, અને—અને હું તેમના વૈભવથી લોભાઈ છું!'

કવિ, ચિત્રકાર અને શીલ્પકારને હવે પોતાનાં મસ્તકો નમાવવાનો વારો આવ્યો. વિનમ્ર બની હરેકનું હૃદય જાણે સાક્ષી પૂરતું હતું. 'સાચી કલાકાર તો આ જ છે!'

# યુરોપ–અમેરિકાની ધરતી ઉપરે

ગંગુબેન હડકર

દુનિયાભરના દેશોમાં ભારતનું બાળમરણ પ્રમાણ વધારે છે. એનો કાળજીપૂર્વકનો અભ્યાસ આજે તો જરૂરી છે. છતાં દુનિયાનાં બીજાં દેશો આ આખી યોજના કઈ રીતે અમલમાં મૂકે છે એનો તલસ્પર્શી પ્રવાસી–અભ્યાસ ભરૂચનાં આ પીઢ દાક્તરબહેને એમનાં આ લેખમાં આપ્યો છે. વિદેશો વિષેનું કેટલુંક અજ્ઞાન પણ આ લેખ વાંચતા દૂર થાય તો નવાઈ નહિ!

ઘણાં વર્ષોથી યુરોપ–અમેરિકાની મુસાફરી કરવાની ઇચ્છા હતી. ઇન્ડીઅન કોન્ફરન્સ ઑફ સોશ્યલ વર્ક તરફથી જનાર હિન્દી પ્રતિનિધિમંડળમાં શ્રીમતી ગુલેસ્તાન બીલીમોરીયા, શ્રીમતી ચેટરજી, શ્રીમતી મીઠાં લામ વગેરે સાથે મારે પેરિસની આંતરરાષ્ટ્રિય સામાજિક પરિષદમાં હાજરી આપવાનું એપ્રિલ માસમાં નક્કી થયું, એટલે પાસપોર્ટ માટે અરજી કરી. અને આ તક લઈ ઈંગ્લેન્ડ, અમેરિકા તેમ જ સ્વીડન, હોલેન્ડ વગેરે દેશોની માતૃ અને બાળહિત સંસ્થાઓ જોવાનો નિશ્ચય કર્યો; જુદાજુદા દેશોના પરવાના મેળવવા માટે તજવીજ ચાલુ કરી, ત્યારબાદ અખિલ હિન્દ મહિલા પરિષદની સંસ્થાના પ્રતિનિધિ તરીકે સંયુક્ત રાષ્ટ્રસંઘના માહિતીખાતા તરફથી મળનાર ચોથી બિનસરકારી સંસ્થાઓની પરિષદમાં હાજરી આપવાની, સંસ્થાના પ્રમુખ શ્રી ઉર્મિલાબેન મહેતા તરફથી ખબર મળી. થોડા સમય પછી ઇન્ડિયન મેડિકલ એસોસિએશનના એક પ્રતિનિધિ તરીકે વર્લ્ડ મેડિકલ એસોસિએશનની ન્યુ યોર્કમાં મળનાર પરિષદની બેઠક માટે વરણી થયાની ખબર આવી, એટલે આ સાહસ ખેડવાનો નિશ્ચય કાયમ થયો.

૨૦મી જૂન ૧૯૫૦ના રોજ એર ઇન્ડિયાના ‘મલબાર પ્રિન્સેસ’માં હવાઈ મુસાફરીનો પ્રથમ અનુભવ લેતાં સહર્ષ પ્રવાસ શરૂ કર્યો. વિમાનમાં બધી વ્યવસ્થા સુંદર હતી. એર હોસ્ટેસ અમારી સરસ દેખરેખ રાખતાં હતાં. ભોજન બાદ સીટ ઉપર ફેરફાર કરી બ્લેંકેટ વગેરે ઓઢવી સુવાની વ્યવસ્થા કરી આપી. બીજે દિવસે સવારે ૧–૨૫ કલાકે કૈરો વિમાન મથકે પહોંચ્યાં; નાસ્તો કરી ઇજિપ્તની કેટલીક વિશિષ્ટ વસ્તુઓ અને ચિત્રો જોયા બાદ ૧ કલાક પછી ફરી વિમાન ઉપડ્યું. લગભગ ૭ વાગે ઇટલી અને સિસિલી ઉપરથી પસાર થતાં ખેતરો, તળાવો, શહેરો અને પર્વતોનાં રમણીય દૃશ્યો દેખાતાં હતાં. સવારે ૯ વાગે આલ્પ્સ પર્વત પરથી પસાર થતાં કેટલાક પ્રવાસી–જનોને તકલીફ પડી હતી; વિમાન ઊંચુંનીચું થતું હતું. પરંતુ મને તો નીચેની પર્વતરાજીઓ નીરખવામાં મઝા પડતી હતી.

આખરે સવારે ૧૦–૪૦ કલાકે જીનીવા વિમાનમથકે આવી પહોંચ્યાં. નીચે ઉતરતાં પહેલાં જીનીવાનું તળાવ, શહેરની સુંદર રચના, આજુબાજુના ડુંગરો અને પર્વતો જોઈને મન પ્રફુલ્લિત થયું હતું. વિમાનમથકથી બસમાં બેસી શહેરમાં આવતા રસ્તામાં સ્વીટ્ઝરલેન્ડના વૃક્ષરાજી અને ફૂલોથી સમૃદ્ધ પ્રદેશ, નાનાં પણ સુશોભિત અને પુષ્પોથી શણગારેલાં ઘરો દેખાતાં હતાં. એર ઇન્ડિયા ઑફિસમાં આવતાં જ ‘વુમેન્સ ઇન્ટરનેશનલ લીગ ફોર પીસ એન્ડ ફ્રીડમ’ આ સ્ત્રીઓની આંતરરાષ્ટ્રિય સંસ્થાના માનદ્‌મંત્રી મિસિસ મેક્રોરકેલ સામા મળ્યાં અને પોતાની મોટરમાં મને ઉતારાના સ્થળે લઈ ગયાં. સ્વિટ્ઝરલેન્ડમાં હોટલોમાં રોજનો પુષ્કળ ખર્ચ આવતો હોવાથી, હું સાલ્વેશન આર્મી તરફથી ચાલતી સ્ત્રીઓની હોસ્ટેલમાં ઊતરી હતી.

સંયુક્ત રાષ્ટ્રસંઘની યુરોપની ઑફિસ (પહેલાં લીગ ઓફ નેશન્સ)નું મકાન ભવ્ય અને સુંદર ઇમારતો વચ્ચે વસેલું છે, અને આજુબાજુ રળિયામણો બગીચો છે. બિનસરકારી સંસ્થાઓની સંયુક્ત રાષ્ટ્રસંઘની ચોથી આંતરરાષ્ટ્રિય પરિષદ મિ. થેલીનના પ્રમુખપદે મળી હતી, જગતના જુદા જુદા દેશોમાંથી લગભગ ૧૦૦ સંસ્થાઓના ૧૫૦ જેટલા પ્રતિનિધિ હાજર હતાં. પરિષદનું કામ પાંચ વિભાગમાં મુખ્યત્વે થયું હતું. એશિયા અને પેસિફિક વિભાગમાં જનમત કેળવવા બાબતના વિભાગનું





પ્રમુખપદ મને આપવામાં આવ્યું હતું; જે મને બીજા પ્રતિનિધિઓની હિન્દ પ્રત્યેની સદ્‌ભાવનાનું પ્રતિક લાગ્યું. સંયુક્ત રાષ્ટ્રસંઘની સંસ્થા જુદા જુદા રાષ્ટ્રો અને લોકો વચ્ચે સ્નેહસંપ વધારવાનું અને પછાત પ્રજાઓને આગળ લાવવાનું જે કાર્ય કરી રહી છે તેને પૂરેપૂરો સહકાર અને સક્રિય ટેકો આપવાના ઠરાવ થયા

૩૭ જુલાઈથી જીનીવા મુકામે "Economic social council" સંયુક્ત રાષ્ટ્ર-સંઘની આર્થિક અને સામાજિક સમિતિની બેઠકો શરૂ થઈ. હિન્દી સરકારી પ્રતિનિધિમંડળના નેતા તરીકે શ્રી. રામસ્વામી મુદાલિયાર અને પ્રતિનિધિમંડળના એક સભ્ય તરીકે, જાણીતા સ્ત્રી આગેવાન શ્રીમતી અમ્મુ સ્વામીનાથન હાજર હતાં. શ્રી. મુદાલિયાર અને શ્રીમતી સ્વામીનાથનનું કાઉન્સિલમાંનું કાર્ય અને ભાષણોની અસર બીજા પ્રતિનિધિઓ ઉપર સારી પડતી જોઈ આનંદ થયો અ. હિં. મ. પરિષદ સંસ્થાના પ્રતિનિધિ તરીકે લગભગ બે અઠવાડિયા મેં હાજરી આપી.

માનવીના હક્કો, સ્ત્રીઓનું સ્થાન, બાળકોની સંભાળ, પછાત દેશોને માલિક અને ઔદ્યોગિક બાબતોમાં મદદ, વગેરે પ્રશ્નોમાં ખાસ રસ પડ્યો હતો.

સ્વિટ્ઝરલેન્ડના નિવાસ દરમ્યાન રજાઓમાં જીનીવા સરોવરની દ્વીપ, સ્વિટ્ઝરલેન્ડની રાજધાની બર્ન શહેરની મુલાકાત, Moral Re-armament સંસ્થાના આન્તરરાષ્ટ્રિય મથક Caux મુકામે સંસ્થાના આદ્ય સંસ્થાપક ડો. ફ્રેન્ક બુકમન અને બીજા કાર્યકરોની મુલાકાત, સ્વિટ્ઝરલેન્ડના બરફથી ઢંકાયેલા યુગફ્રાઉ પર્વત ઉપર રેલ્વેથી જઈ આજુબાજુનું સ્વર્ગીય સૃષ્ટિસૌંદર્ય નિહાળવાની અજબ મઝા વગેરે પ્રસંગો અવિસ્મરણીય બની રહ્યા છે.

સામાજિક કાર્યકરોની છઠ્ઠી આંતરરાષ્ટ્રિય પરિષદમાં હાજરી આપવા ૨૨મી જુલાઈની બપોરે ટ્રેનમાં નીકળી રાત્રે ૧૦ કલાકે પેરિસ પહોંચી. સ્વાગત સમિતિનાં એક સભ્ય બહેન ઉતારા પર લઈ જવા સામાં આવ્યાં હતાં. બીજા પ્રતિનિધિઓ સાથે હું સીટી યુનિવર્સિટીની એક નવી હોસ્ટેલમાં ઉતરી હતી ફ્રાન્સ, સ્વિટ્ઝરલેન્ડ, સ્વીડન, નોર્વે, જર્મની, હોલાંડ, ઈંગ્લાંડ, સ્કોટલાંડ, અમેરિકા વગેરે દેશોમાંથી લગભગ ૧૮૦૦ જેટલા પ્રતિનિધિ આવ્યા હતા. સૉર્બોન યુનિવર્સિટીના ભવ્ય ખંડમાં બેઠકો મળતી હતી, જે વખતના દશ્યો અને પ્રસંગો બહુ સુંદર અસર ઉપજાવતા હતા. હિન્દી પ્રતિનિધિમંડળના નેતા શ્રીમતી ગુલેસ્તાન બીલીમોરિયાએ ભવિષ્યના સામાજિક કાર્ય વિષે જે સુંદર વિચારો ભાષણદ્વારા રજૂ કર્યા હતા તેની ભારે પ્રશંસા થઇ હતી.

પરિષદ દરમ્યાન અને પછીથી પેરિસ શહેરની સુંદર રચના અને પ્રેક્ષણીય દશ્યોવાળાં સ્થળો: ઍફેલ ટાવર, નેપોલિયનની કબર, નોત્રદામનું દેવળ, વિજયસ્તંભ, ઑપેરા હાઉસ, ફ્રેન્ચ બેલેટ, મ્યુઝિયમ, મ્યુનિસિપાલિટીની ભવ્ય ઈમારત, વરસાઈનો પેલેસ, વગેરે જોયાં હતાં. મારા આગલા કાર્યક્રમ પ્રમાણે બ્રસેલ્સ જવાની ઇચ્છા હતી પરંતુ તે જ વખતે ત્યાં શહેરમાં વાતાવરણ તંગ હોવાની ખબર અમેરિકન મિત્રો તરફથી મળતાં હું ૩૧મીએ સવારે પેરિસથી નીકળી, વચ્ચે ન થોભતી ટ્રેનદ્વારા એમ્સ્ટરડેમ બીજે દિવસે રાત્રે પહોંચી. રસ્તામાં ફ્રાન્સ અને બેલ્જીયમનો પ્રદેશ ટ્રેનમાંથી જોયો હતો. એમ્સ્ટરડેમમાં ક્યાંઈ પણ હોટલમાં જગા ન મળવાથી એક ડચ કુટુંબમાં તજવીજ કરી જગ્યા મેળવી હતી.

સ્વિટ્ઝરલેન્ડ, પેરિસ તથા હોલેન્ડમાં સામાન્ય રીતે લોકો અંગ્રેજી જાણતા નથી તેથી ભાષાની કંઈક અગવડ પડી હતી છતાં પણ લોકો ઘણા સારા અને મળતાવડા સ્વભાવવાળાં હોવાથી ખાસ અડચણ પડી નહિ. સ્વિટ્ઝરલેન્ડમાં મૅડમ પોશે નામના ચિત્રકાર બહેનને મારું પોરટ્રેટ હિંદી પોષાકમાં ચીતરવાનું મન થયું તેથી બન્ને વચ્ચે સામાન્ય ભાષા ન હોવા છતાં મેં એમને પોરટ્રેટ માટે સીટીંગ્સ આપ્યાં હતાં. પેરિસ અને એમ્સ્ટરડેમમાં માતૃ અને બાળહિત સંસ્થાઓ અને બાળકો માટેની ખાસ હૉસ્પિટલો,



આદર્શ બાળગૃહો, ક્ષયથી પીડાતા બાળકો માટે ખાસ હોસ્પિટલો વગેરે જોયા હતા.

મ્યુનિસિપાલિટી, સરકાર અને લોકોના સંપૂર્ણ સહકારથી આ દેશમાં માતાઓ તથા બાળકોની તંદુરસ્તી સારી જોવામાં આવે છે. માતાઓને યોગ્ય તબીબી અને મિડવાઇફની મદદ પ્રસૂતિ અને મંદવાડ પ્રસંગે ઘરબેઠાં મળી શકે છે. હોલાંડ નાનો દેશ હોવા છતાં લોકો બહુ ઉદ્યોગી હોવાથી દેશ પ્રગતિશીલ અને સમૃદ્ધ છે.

એમ્સ્ટરડેમ શહેર નદીકાંઠે વસેલું હોવાથી દરિયો 'નોર્થ સી' પણ નજીક છે. ઘણાખરા ઘરો નહેરોના કાંઠા ઉપર બંધાયેલાં હોવાથી એમ્સ્ટરડેમ ઉત્તરનું વેનિસ કહેવાય છે. અહીંનું મ્યુઝિયમ પ્રસિદ્ધ છે જેમાં જગવિખ્યાત ચિત્રકાર રેમ્બ્રાન્ટ તેમ જ બીજા કલાકારોના ચિત્રો ખૂબ સુંદર અને આબેહુબ ચિતાર આપે છે.

૫મી ઑગસ્ટને રોજ હેગ—હોલાંડની રાજધાનીના સ્થળ—ની મુલાકાત લીધી. એન્ડ્રૂ કાર્નેગીની સખાવતથી બંધાયેલ પીસ પેલેસ, આંતરરાષ્ટ્રીય ન્યાયાલયનું મથક, જુનો પેલેસ, મ્યુઝિયમ, વગેરે, અહીંના જોવાલાયક સ્થળો છે. Panorama Mesdag એક અનોખું આબેહુબ ભવ્ય અને સુંદર ચિત્ર દેખાય છે. હોલેન્ડમાં પવનચક્કીઓ ઠેરઠેર નજરે પડે છે. ખેતરો અને દુધાળ પશુઓનું દશ્ય આનંદ આપે છે. Marken અને Vollendamના ગામડાનાં લોકો વિશિષ્ટ પોષાક પહેરે છે. સ્ત્રીઓ ઘેરદાર કાળો પોશાક (બ્લાઉઝ, એપ્રન અને કાળી ટોપી) અને લાલ મણકાની માળાઓ, અને પુરુષો કાળા રંગની પહાણી જેવી પાટલૂન અને કાળા જેકેટ અને લાકડાના જોડા ચામડાના બૂટ ઉપર પહેરે છે. લોકો તંદુરસ્ત હોઇ ઘરો ટાપટીપથી રાખે છે, કેટલાક પેઢીઓથી સાચવી રાખેલા ભરતકામવાળા કપડાં, પિત્તળના ચળકતા વાસણો, ચીનાઇ વાસણો વગેરેથી દિવાલો અને ઘર શણગારે છે.

૮મી ઑગસ્ટે સવારે ૯ વાગે સ્ટોકહોમ જવા સ્કેન્ડીનેવિયન એક્ષપ્રેસમાં બેઠી. ૧૨ વાગે હોલાંડની હદ પૂરી થતાં પાસપોર્ટની તપાસ થઈ અને અમે જર્મનીના પ્રદેશમાં આવ્યાં. બ્રેમેન, હેમ્બર્ગ વગેરે સ્ટેશને ઉપરથી જર્મનીના મોટા શહેરોને થોડો ખ્યાલ આવ્યો. રાત્રે ડેન્માર્કની હદ આવતાં પાસપોર્ટની ફરી તપાસ થઈ. સવારે ડેન્માર્કનું મુખ્ય શહેર કોપનહેગન આવ્યું અને સ્ટોકહોમ જનાર મુસાફરોને આખો રેલ્વે ડબ્બો સ્ટીમર ઉપર ચઢાવવામાં આવ્યો. એક કલાકની દરિયાઇ મુસાફરી પછી ડબ્બો માલ્મો સ્ટેશન ઉપર બીજી રેલ્વે ટ્રેન સાથે જોડવામાં આવ્યો. સાંજના ૭-૨૦ કલાકે સ્ટોકહોમ સ્ટેશન આવ્યું. શ્રીમતી રાજેન નેહરુ તરફથી શ્રી. ભાર્ગવ સ્ટેશન ઉપર આવ્યા હતા, અને મને કાર્લટન હોટલ ઉપર લઇ ગયા. સ્ટોકહોમ શહેર સ્વીડનની રાજધાની હોવાથી મહેલો, ટાઉન હોલ, ચર્ચો વગેરેથી ભરપૂર છે. વચમાં બેટ, એક બાજુ દરિયો, એક તરફ નદી, સરોવર અને નહેરો તેમ જ તેમને જોડનાર ત્રીસેક પુલો—એવી એની રચના છે. સ્વીડનની હોસ્પિટલો આધુનિક પદ્ધતિથી બાંધેલી અને આધુનિક સામગ્રીથી ભરપૂર છે. રોયલ સ્વીડીશ મેડિકલ બોર્ડદ્વારા માતૃ અને બાળહિતનું કાર્ય સુંદર રીતે કરવામાં આવે છે. વસ્તીનું પ્રમાણ વધુ હોવાથી વસ્તીનો મોટો ભાગ અપાર્ટમેન્ટ્સ અને નાનાં ઘરોમાં રહે છે, અને જગ્યાની તંગીને લીધે માતાઓને પ્રસૂતિ માટે હૅાસ્પિટલોમાં મોકલવામાં આવે છે. સ્વીડનની નર્સોને પૂરેપૂરી તાલીમ આપી નાના ગામોમાં મૂકવામાં આવે છે. તેઓ સુવાવડ અને બાળરક્ષાનું કામ, સ્કૂલના વિદ્યાર્થીઓની આરોગ્ય તપાસ, માંદાની માવજત વગેરે જરૂરી બધી મદદ લોકોને આપે છે. ક્ષયરોગ નિવારણ અંગે દરેક નૂતન-જન્મિત બાળકને B. C. G. Vaccination આપવામાં આવે છે. તે ઉપરાંત શીતળા, ડિપ્થેરિયા અને ઉંટાટિયા ખાંસીની પ્રતિબંધક રસી મૂકવામાં આવે છે. સ્વીડનની પ્રજા તંદુરસ્ત છે





તેમ જ માજી રાજા કિંગ ગુસ્ટાવ ૯૨ વર્ષના હોવા છતાં ઉત્તમ ટેનિસ રમનાર ખેલાડી હોઈ તે વખતે આરોગ્યમય જિંદગી ગુજારતા હતા (ત્યારબાદ બે મહિના બાદ કિંગ ગુસ્ટાવ દેવલોક પામ્યા) સ્ટોકહોમની નજીક ગ્રીપશોમનો જૂનો કિલ્લો, ડ્રોટિંગહેમ પેલેસ અને થિયેટર, કાર્લમિલ્સ ગાર્ડન, પ્રિન્સ યુજેનનું ઘર તથા કલાકૃતિઓ વગેરે જોતાં ઘણો આનંદ થાય છે. સ્વીડનમાં રમતગમતને ખૂબ જ મહત્વ આપવામાં આવે છે. અને સ્કેનસન ઓપન એર મ્યુઝિયમ અને પાર્કમાં રમતગમત અને મનોરંજન માટે ઉત્તમ સાધનો પૂરા પાડવામાં આવે છે

૧૭મીએ એરોપ્લેનની ૧½ કલાકની મુસાફરી બાદ નોર્વેના મુખ્ય શહેર ઓસ્લો પહોંચી. ત્યાં ઓસ્લો શહેરની સ્થાપનાને ૯૦૦ વર્ષ પૂરા થતાં હોઇ ઉજવણી ચાલતી હતી. ફોક (Folk) મ્યુઝિયમ, ટાઉનહોલ, વિઝલન્ડપાર્ક વગેરે પ્રેક્ષણીય સ્થળો અને એમાંની જુદી જુદી કલાકૃતિઓ જોવાલાયક છે. નોર્વેમાં સ્કીઈંગ, સ્કેટીંગ વગેરે રમતો રમવાનું સ્વસ્થાન હેલમેનકોલ, પર્વતને શિખરે આવેલું જોયું તેમ જ મોટરલોંચમા બેસી Fjordsની મુસાફરી કરી. ઓસ્લોનો કિનારો અને સ્થળો બીજા દષ્ટિકોણથી જોવાની પણ મઝા પડી. ૨૦મી ઑગસ્ટે સવારે ૮ વાગે નીકળી નોર્વેના હિમાચ્છાદિત પર્વતો, લીલી વનશ્રીવાળા ડુંગરો વટાવ્યા, દરિયાનું દશ્ય જોયું. બાદ ઇંગ્લાંડનો સપાટ પ્રદેશ, લીલા ખેતરો, દરિયાકિનારો, કારખાનાંઓ અને સુશોભિત શહેરો દેખાવા લાગ્યા. હવાઇ મથક ઉપર ૩-૪૫ કલાકે ઉતરતાં પહેલાં થેમ્સ નદી, ટાવરબ્રીજ, લંડનબ્રીજ, રેલ્વેલાઇનો, ઇમારતો અને બગીચાઓના દેખાવો સુંદર લાગતાં હતાં. લંડનમાં ઇન્ડિયન સ્ટુડન્ટ્સ હોસ્ટેલમાં ઉતારો મળ્યો એટલે હિન્દી વિદ્યાર્થીઓ સાથે રહેવાની તક મળી હતી. બીજે દિવસે કર્નલ પેસરિયા, હાઇકમિશનર શ્રી. કૃષ્ણમેનન વગેરેની મુલાકાત લીધી. હેલ્થ મીનીસ્ટ્રીમાં ડૉ ડૉરોથી ટેલર—સીનીયર મેડિકલ ઑફિસર ફોર મેટરનિટિ એન્ડ ચાઇલ્ડ વેલ્ફેર—આ ભલા ડૉક્ટર બાનુએ મુલાકાત આપી હતી, અને લંડન, મેન્ચેસ્ટર, લીવરપૂલ, બેલફાસ્ટ, એડિનબરો, ગ્લાસગો અને બર્મિંગહામના મેડિકલ ઑફિસરોએ પરિચયપત્રો લખીને મને સંસ્થાઓ જોવાની ઉત્તમ સગવડ કરી આપી હતી.

લંડનમાં આર્ટ ગેલેરી, ટ્રાફાલગર સ્કવેર, પીકડલી સર્કસ, વેસ્ટ મીન્સ્ટર એબે, બકીંગહામ પેલેસ, સેંટ પૉલનું ચર્ચ, પાર્ક, ઓક્સફર્ડ અને કેમ્બ્રીજ અને શેક્સપિયરનું જન્મસ્થાન સ્ટ્રેટફોર્ડ ઓન એવન વગેરે સ્થળો જોવાની તક મળી. ૩૦મી ઑગસ્ટથી ૨૦મી સપ્ટેંબર સુધી માતૃ અને બાળહિત સંસ્થાઓ, બાળકોની હોસ્પિટલો વગેરે જોવા માટે ઇંગ્લાંડમાં માંચેસ્ટર, લીવરપૂલ, અને બર્મીંગહામ, નોર્થ આયર્લાંડમાં બેલફાસ્ટ અને સ્કોટલાંડમાં ગ્લાસગો અને એડીનબરો શહેરની મુલાકાત લીધી બેલફાસ્ટમાં મારા માનવંતા વડીલ અને હિત ચિંતક, સુરતમાં લાંબી સેવા બજાવી નિવૃત્ત થયેલા ડૉ. મિસ એલ. પી. ડનની મહેમાન થઈ હતી. તેમને તેમ જ આઇરિશ પ્રેસબીટેરીઅન મિશનના બીજા કમીટી સભ્યો અને કાર્યકરોને મળીને ખૂબ આનંદ થયો હતો. સુરતથી નિવૃત્ત થયેલાં બીજા મિત્ર મિસ્ટર કમેરોનની મેહમાનગીરીનો લાભ એડીનબરોમાં મળ્યો. ઉપરોક્ત માતૃ અને બાળહિત સંસ્થાઓ મ્યુનિસિપાલિટી તરફથી અને આરોગ્ય ખાતા તરફથી ચલાવવામાં આવે છે. પ્રસુતિ માટે મીડવાઇફની ગોઠવણ, ત્યારબાદ હેલ્થવીઝીટરની ચાલુ નિયમિત દેખરેખ, કેન્દ્રો ઉપર નિયમિત બાળકોની તપાસ અને બાળ ઉછેર સંબંધીનું જ્ઞાન વગેરે ઉપાયોથી તે દેશમાં બાળમરણ પ્રમાણ ઘણું ઓછું છે અને બાળકો અને માતાઓની તંદુરસ્તી ઘણી સરસ જોવામાં આવે છે.

૨૪મી સપ્ટેમ્બરે અમેરિકા જવા ઉડાણ કર્યું. રાત્રે ૨-૩૦ કલાકનો વખત હોવાથી સ્વસ્થ બેસી

આરામ લીધો. ૪-૩૦ કલાકે સાઉથ આયર્લેંડના હવાઈ મથક શેનન ઉપર ઉતરી નાસ્તો લીધો. ત્યાર પછી એટલાન્ટિક સમુદ્ર ઉપરથી પસાર થતાં વાદળાં અને પાણી પાણી દેખાતું હતું. બપોરે ન્યુફાઉન્ડલેન્ડના ગેન્ડર હવાઈ મથકે થોડો વખત ફરી વિમાન ચાલુ થયું. અને અમારી ઘડિયાળ પ્રમાણે ૯ કલાકે પરંતુ અમેરિકન લોકલ ટાઇમ પ્રમાણે ૪ કલાકે બોસ્ટન હવાઈ મથકે અમને અણધાર્યાં ઉતારવામાં આવ્યાં. ત્યાં ઇમિગ્રેશન ઑફિસરે પાસપોર્ટ તપાસી ૮ ડોલરનો હેડ ટેક્સ લીધો. ત્યારબાદ બીજા નાના વિમાનમાં બેસી ન્યુ યૉર્કના લગાર્ડિયા હવાઈ મથકે ઉતરી. વિમાનમાંથી રાતના ૭ કલાકે ન્યુ યૉર્કની ઊંચી હવેલીઓ, રંગબેરંગી બત્તીથી સુશોભિત રસ્તાઓ, નદી, પાર્ક વિગેરેનું દૃશ્ય રમણીય લાગતું હતું. કાઉન્સિલ જનરલ ફૉર ઇન્ડિયાની ઑફિસમાંથી શ્રી જયકાન્ત મહેતા લેવા માટે આવ્યા હતા અને હોટેલ એમ્બેસીમાં લઇ ગયા. બીજે દિવસે સવારે ટેક્સી કરી ન્યુ યૉર્કના ભવ્ય દેખાવો જોતાં હવાઈ મથકે જઇ, વૉશિંગ્ટન જતાં ફિલાડેલ્ફીઆ અને વૉશિંગ્ટનના હવાઈ દશ્યો વિમાનમાં જતાં ઘણા સરસ દેખાતા હતા. વૉશિંગ્ટન એમ્બેસીમાં પ્રોફેસર સુંદરમને મળી. શ્રી વિજયાલક્ષ્મી પંડિત ન્યુ યૉર્ક હોવાથી એમને મળવાની તક ગુમાવી હતી. તે જ દિવસે વૉશિંગ્ટનની જાણીતી બાળહિત સંસ્થાની મુલાકાત લીધી અને ચિલ્ડ્રન્સ બ્યુરોમાં ડૉ. કેથરીન બેન અને અન્ય કાર્યકરોને મળી અને ગેલાનજર હૉસ્પિટલોની મુલાકાત લીધી હતી. વૉશિંગ્ટન રાજધાનીનું શહેર હોવાથી ત્યાંના જાહેર ભવ્ય મકાનો, મ્યુઝિયમ, લાયબ્રેરી, લિંકન અને જેફરસન મેમોરિયલો જ્યોર્જ વૉશિંગ્ટન મેમોરિયલ, માઉન્ટ 'વૉન' જ્યોર્જ વૉશિંગ્ટનનું ઘર અને છેલ્લા આરામનું સ્થાન, મેસોનિક ટેમ્પલ, સ્કાયલાઇવ કેઝ વગેરે સ્થળો ઘણા જ સુંદર છે?

૪થી નવેમ્બરે વૉશિંગ્ટનથી બાલ્ટીમોર ગઇ અને જોન હોપકિન્સ હૉસ્પિટલમાં ઉતારો મળ્યો. બીજે દિવસે ડૉ. ફ્રેડરીક વિલ્યમ સાથે 'એન અરુન્ડેલ" કાઉન્ટિ હેલ્થ ડીપાર્ટમેન્ટનું કાર્ય જોવા, એનાપોલિસ ગામે ગઇ હતી. અને એક અમેરિકન બેનને ઘેર ઉતરી હતી. અહીં માતૃ અને બાળહિત કેન્દ્રનું નિરીક્ષણ કરી એના પોલિસનું જૂનું ઐતિહાસિક કેપિટોલ તેમજ જગ પ્રસિદ્ધ નેવલ એકેડેમી જોયાં. ત્યારબાદ બે ત્રણ દિવસ જોન્સ હૉપકિન્સ હૉસ્પિટલમાં પ્રસૂતિ અંગેના કાર્યનું નિરીક્ષણ કર્યું. ૯મી નવેંબરે ટ્રેનમાં બેસી ન્યુ યૉર્ક ગઇ હતી. ત્યાં મેટરનીટી સેન્ટર એસોસીએશન માતૃ અને બાળહિતનું ઘણું સુંદર કાર્ય કરે છે. મિસ હેઝલ કોર્બિન મુખ્ય કાર્યકર્તા છે. આ સંસ્થા તેમ જ સ્ટેટ ડિપાર્ટમેન્ટ તરફથી ચાલતાં કેન્દ્રો, માર્ગરેટ સેંગર ફેમિલિ પ્લેનિંગ ક્લીનીક, વુમેન્સ પ્રેસબીટેરિયન હૉસ્પિટલ, ન્યુ યૉર્ક હૉસ્પિટલ, મેમોરિયલ હૉસ્પિટલ વગેરે સંસ્થાઓ જોવાની અને ઘણું જાણવાની તક મળી. યુરોપમાં મેં જીનીવા, પેરિસ અને લંડનની થિયોસોફિકલ લૉજોની મુલાકાત લીધી. ન્યુ યૉર્કમાં પણ બે ત્રણવાર થિ. લૉજમાં જઇ પ્રોફેસર અર્નેસ્ટ વુડનું વ્યાખ્યાન સાંભળવાનો અને બીજા સભ્યોને મળવાનો લાભ મળ્યો હતો. ૧૪મીએ સવારે સંયુક્ત રાષ્ટ્રસંઘના લેકસકસેસ મથકે જઈ કેટલીક સભાના કામકાજનું નિરીક્ષણ કર્યું હતું. સાંજે મારા પરમ મિત્ર અને અંકલેશ્વરમાં કાર્ય કરી આવેલાં મિસિસ મુસાવ પોતાની મૉટરમાં મને મેડિસન સીટી, લગભગ ૨૦ માઇલ દૂર લઇ ગયાં હતાં, ત્યાં અમેરિકન બહેનો સાથે વાર્તાલાપ કરી હિન્દી રીતરિવાજ અને પોશાક વગેરેની માહિતી આપી હતી. મેડિસન સીટી "સીટી ઑફ રોઝીસ" તરીકે ઓળખાય છે. બીજે દિવસે આવા એક રોઝ-ગાર્ડનની મુલાકાતે જતાં સુંદર ગુલાબના પુષ્પોની ભેટ મળી હતી. આસપાસનો પ્રદેશ પણ રળિયામણો છે. બપોરે ટ્રેનમાં નીકળી સાંજે ન્યુ યૉર્ક પહોંચી હૉટેલ રૂઝવેલ્ટમાં ઉતારા પર ગઇ.

૧૬મીએ World Medical Associa-





tionની જનરલ એસેમ્બલીની શરૂઆત થઈ. પ્રતિનિધિઓની નોંધણી વખતે, જુદા જુદા દેશના ડૉક્ટરો અને એમની પત્નીઓનો પરિચય થયો. લગભગ ૧૦૦ જેટલા પ્રતિનિધિ દૂર દૂરના દેશોમાંથી આવ્યા હતા. દિલ્હીના ડૉ. એસ. સી. સેન લીડર હતા, ડૉ. ફરીદી લખનૌના બીજા પ્રતિનિધિ તરીકે હાજર હતા. ડૉ. દાસગુપ્તા અને હું બદલી–પ્રતિનિધિ હતા. ડૉ. મુકરજી અને શ્રીમતી મંગળાદેવી તલવાર નિરીક્ષક તરીકે હાજર રહ્યા હતા. જગતભરના આરોગ્ય પ્રશ્નો ચર્ચી, શાસ્ત્રીય જ્ઞાન વધારી તે સર્વ માટે ઉપલબ્ધ કરવાનો હેતુ અને ઉદ્દેશ મુજબ પરિષદનું કાર્ય અને ચર્ચાઓ થઈ હતી. આ વર્ષના પ્રમુખ ડૉ. ક્નુટસન ચૂંટાયા છે. હૃદય અને રક્તવાહિની ઉપરની શસ્ત્રક્રિયા વગેરેની સારી માહિતી અપાઈ હતી. હૉસ્પિટલોની મુલાકાતો ગોઠવાઈ હતી. ૨૦મી ઑક્ટોબરે વેસ્ટ પોઈન્ટ મિલીટરી એકેડેમીની મુલાકાતનો કાર્યક્રમ અને પરેડ ઘણાં સરસ હતાં. ૨૩મીએ લેડરલે-લેબોરેટરીઝ જોવા પર્લહાર્બર ગયાં. ઈન્જેક્શનો તેમ જ પેનીસીલીનની બનાવટ વગેરે જોવાની તક મળી. ૨૧–૨૨મીએ સ્ટેચ્યુ ઑફ લિબર્ટી, એમ્પાયર સ્ટેટ બિલ્ડીંગ, રૉકફેલર સેંટર, 'ગ્રાન્ડ સેંટ્રલ સ્ટેશન, સંયુક્ત રાષ્ટ્ર સંઘનું નવું મકાન વગેરે સ્થળો જોયાં ૨૪મીએ 'સંયુક્ત રાષ્ટ્ર દિન'ના કાર્યક્રમ અંગે અમેરિકાના પ્રમુખ પ્રેસિડેન્ટ ટ્રુમેન અને સેક્રેટરી જનરલ ટ્રિગ્વેલાયના ભાષણો સાંભળવાની તક મળી હતી પ્રેસિડેન્ટ ટ્રુમેને આંતરરાષ્ટ્રિય સંપ અને સલાહશાંતિ માટે થઈ રહેલા પ્રયાસ અને કાર્યમાં સર્વેના સહકારની જરૂરિયાત સમજાવી હતી. ૨૭મીએ ન્યુ હેવનની હૉસ્પિટલ જોવા ગઈ. અહીં ડૉ. થોમ્સની દેખરેખ નીચે નૈસર્ગિક ઉપચારથી પ્રસુતિ માટે ઘણું સારું કાર્ય કરવામાં આવે છે. માતાઓ માટે ચાલતા વર્ગો, બાળક અને માતાઓને સાથે રાખવાની રીત વગેરેના પ્રત્યક્ષ દૃષ્ટાંત જોવા મળ્યાં હતાં. ૨૮મીએ યંગ વુમેન્સ ક્રીશ્ચિયન એસોસીએશનની મરઘામાં હેલોવિન ડેન્સનો કાર્યક્રમ હતો. આ દિવસોમાં અને ખાસ કરી ૩૦મી ઑક્ટોબરે જુદા જુદા સંત પુરુષો પૃથ્વી પર ઉતરી આશીર્વાદ આપે છે એવી માન્યતા છે. યુવકો અને યુવતીઓ આનંદી વાતાવરણમાં સુંદર પોશાક અને ગમ્મત માટે મુખવટા પહેરી નૃત્ય કરે છે અને મીઠી પૂરી અને સહરજનનો રસ બધાને આપે છે.

૩૦મીએ સવારે નીકળી બપોરે સેન્ટ લુઈસ આવી. રાત્રે ત્યાંની હૉસ્ટેલમાં પણ હેલોવિન ડેન્સનો કાર્યક્રમ જોવા મળ્યો હતો. ૩૦મી ઑક્ટોબરના રોજ કીલ ઑડિટોરીઅમમાં અમેરિકન પબ્લીક હેલ્થ એસોસિએશનના ૭૮મા અધિવેશનની ભવ્ય રીતે શરૂઆત થઈ. આરોગ્ય ખાતામાં કાર્ય કરતા ડૉક્ટરો, પ્રોફેસરો, આરોગ્યખાતાના અધિકારીઓ, સંશોધકો, નર્સો, હેલ્થવિઝીટર્સ વિગેરે મળી ૨૦૦૦ જેટલા પ્રતિનિધિઓ હાજર હતા. અને જોડે (W. H. O. Children's Bureau State Depts.) વર્લ્ડ હેલ્થ ઓર્ગેનાઈઝેશન ચીલ્ડ્રન્સબ્યુરો સ્ટેટડીપાર્ટમેન્ટ, જુદી જુદી દવા કંપનીઓ વગેરેના સ્ટોલવાળું ઉપયુક્ત પ્રદર્શન હતું. સેન્ટ લુઈસ સ્ટારના ઓ રિપોર્ટર બહેને મિસ ઈંદિરા પોન્ઝોનની તથા મારી મુલાકાત લીધી તે અમારા ફોટા સાથે ૧લી નવેમ્બરના પત્રમાં પ્રસિદ્ધ થઈ હતી. ન્યુ યોર્કમાં દક્ષિણ આફ્રિકાના પ્રતિનિધિ ડૉ. હોફમાયર તથા મને રેડિયોસિટીમાં વર્લ્ડ મેડિકલ એસોસિયેશનનું કાર્ય તેમ જ હિન્દ અને દક્ષિણ આફ્રિકાની વિશિષ્ટતા વિશે ભાષણો આપવા નિમંત્ર્યા હતા. ૨૦મીએ ભાષણ વૉઈસ ઑફ અમેરિકા તરફથી બ્રોડકાસ્ટ કરવામાં આવ્યું હતું. પરિષદનો કાર્યક્રમ ભરચક હતો. બાળકોનો વિકાસ, શાળામાં ભણતા બાળકોની તપાસ બાલ ઉછેર, અધૂરે મહિને જન્મેલાં બાળકોની માવજત વગેરે સંબંધી ભાષણો ખાસ સાંભળ્યા હતા. સેન્ટ લુઈસ શહેર ઐતિહાસિક અને પ્રાચીન હોઈ મિસીસીપિ નદીના કિનારે વસેલું છે. જુદાજુદા ફૂલ અને વૃક્ષોની પેદાશ કરતા 'શૉ'ઝ ગાર્ડન', પાર્ક ખુલ્લી હવામાં ઑપેરા, જેફરસન




મેમોરિયલ અને લીન્કબર્ગ ટ્રોલીઝ વગેરે પ્રેક્ષણીય છે. મ્યૂઝીકલ શોબોટ-એક મોટી આગબોટમાં સ્ટેજ અને પ્રેક્ષકોને બેસવાની વ્યવસ્થા કરી નાટ્યપ્રયોગ અને સંગીતનો કાર્યક્રમ યોજાયો હતો.

૩જી નવેમ્બરના રોજ બપોરે ૫-૩૦ કલાકે બસમાં નીકળી ૭ કલાકે હવાઈ મથકે એરોપ્લેનમાં નીકળી ૮-૨૦ કલાકે શિકાગોના હવાઈ મથકે પહોંચી. રાતના સમયે વીજળીક રોશનીથી ઝળમળતા બંને શહેરોનો દેખાવ સુંદર લાગતો હતો. ૪થી નવેમ્બરે સવારે પહેલી જ વાર બરફ અને હિમ પડતા જોયા. સફેદ પિંજેલા રૂ જેવો હવામાંથી બરફ નીચે જમીન પર મકાનો, વૃક્ષો, મોટરો વગેરે પર પડતાં તે તદ્દન સફેદ દેખાતા હતા. દશ્ય જોવું ગમતું હતું છતાં સાથેની ઠંડી, રસ્તામાં પગ મૂકતાં પાણી અને ભિનાશ વગેરે અકળામણ કરાવતા હતા. ત્યાં ટેક્સી કરી શિકાગો મેટરનીટી સેન્ટર એસોસિએશનની ઓફિસમાં એપોઈન્ટમેન્ટ હતી તે સાચવી લીધી. સેન્ટરના ડૉક્ટર અને નર્સો સાથે ગર્ભવતી સ્ત્રીને તપાસવા એના મકાન ઉપર ગઈ.

લેક મિશિગન એક ભવ્ય સરોવર છે અને તોફાની પવન સાથે દરિયાનું સ્વરૂપ ધારણ કરેલું સરોવર મોટું હોઈ શહેરને પીવાનું પાણી પૂરું પાડે છે. ૨૨½ માઈલના કિનારા પરનો રસ્તો ફરવા માટેનું સ્થાન બની રહ્યો છે. ૩૦૮ માઈલ લાંબું અને ૧૦૮ માઈલ પહોળું આ સરોવર છે. શિકાગો ૩૫ લાખની લોક વસ્તીવાળું શહેર હોઈ અમેરિકાનું બીજું મોટું શહેર છે. વ્યાપાર-ઉદ્યોગ, યુનિવર્સિટી, મ્યુઝિયમ, હોસ્પિટલો વગેરે માટે પ્રસિદ્ધ છે. એલ્કસ નેશનલ મેમોરિયલ બિલ્ડીંગ, બકીંગહામ ફાઉન્ટન, શ્રેઈન કોરપોરેશન બિલ્ડીંગ, શિકાગો મ્યુઝિયમ ઓફ નેચરલ હીસ્ટ્રી, શેડલ એક્વેરીયમ, મ્યુઝિયમ ઓફ સાયન્સ એન્ડ ઇન્ડસ્ટ્રી, ટાફ્ટ્સ ફાઉન્ટન ઓફ ટાઈમ, શિકાગો યુનિવર્સિટી, બ્રોન્ઝવીલ જ્યાં નીગ્રો લોકોની વસ્તી હોવાથી એમના નિવાસસ્થાનો, શિક્ષણ સંસ્થાઓ અને જાહેર ઇમારતો, હોટલો વગેરે જોયા. એલ્કસ નેશનલ મેમોરિયલની સ્મારક ઇમારત સુંદર હોઈ અંદર "દાનવૃત્તિ," 'ભ્રાતૃભાવ,' "ન્યાય" અને "ઇમાન"ના સુંદર પુતળાઓ તેમ જ બીજા તૈલચિત્રો મૂકેલા છે. શિકાગોમાં અમેરિકન મેડિકલ એસોસિયેશનની ભવ્ય ઓફિસ અને મકાન જોયાં. સોસાયટીના જર્નલ ઉપરાંત, બાળરોગ આંખની બિમારી વગેરે જુદાજુદા વિષયો ઉપર સાત જુદાજુદા ખાસ માસિક પ્રસિદ્ધ થાય છે. ૮મીએ, હિન્દમાં અમેરિકન મિશન તરફથી કામ કરી હાલ અમેરિકામાં વસતા મિસ્ટર અને મિસિસ માઉને ત્યાં મળવા અને ભોજન માટે ગઈ. એમની હાર્દિક મહેમાનગીરી અને સ્વાગત એમના અનેક હિંદી મહેમાનો માટે પરદેશમાં એક આશીર્વાદરૂપ અનુભવાય છે. મિ. સ્ટીફન ખાસ મોટરમાં આટલે દૂર ગયા હતા તેમ જ બીજા ભલા ડૉક્ટર સ્ટુડબેકરે રાતના સમયે પણ પોતાની હૉસ્પિટલ બધે ફરીને બતાવી હતી. હૉસ્પિટલમાં એક સ્ટોર અને લંચરૂમ બ્હેનો તરફથી ચલાવવામાં આવે છે અને તે વેચાણમાંથી થતા નફાના પૈસામાંથી હોસ્પિટલ માટે જોઈતા સાધનો બ્હેનો ખરીદી આપે છે.

૯મીએ સવારે દિવાળીના દિવસે ૬-૩૦ કલાકે વાય. ડબ્લ્યુ. સી. એ.માંથી નીકળી. ૮ કલાકે એરોપ્લેન હવાઈ મથકેથી છૂટયું. વચમાં ડિટ્રોઈટ અને ક્લીવ્હલન્ડના હવાઈ મથકોએ મુકામ કરી, બપોરે નાયગરા ફોલ્સના પ્રસિદ્ધ સ્થળે આવી પહોંચી. વાય ડબ્લ્યુ. સી. એ. ની કાર્યકર્તા બહેનોએ મિસિસ ગ્રેને ઘેર ઉતારાની વ્યવસ્થા કરી હતી. મિસ્ટર અને મિસિસ ગ્રે તેમ જ પુત્ર અને પુત્રવધૂ અને એમનાં બાળકો ઘણાં જ મળતાવડા અને માયાળુ સ્વભાવના હતાં તેથી મારો એમના ઘરના મુકામ દરમ્યાનનો સમય આનંદમાં પસાર થયો હતો. દિવાળીના દિવસે મિસિસ ગ્રે સીનિયર અને મિસિસ ગ્રે જુનિયર તેમજ એમને ઘેર રહેનાર અમેરિકન બહેનોને સાડીઓ પહેરાવી ચાંદલા કર્યા હતા. અને બધાને પૂરી શાક, ભજીયા વગેરે જમાડી હિન્દી રીતરિવાજોથી પરિચિત કર્યા હતા. બપોર પછી નાયગરા ધોધના ભવ્ય અને સુંદર દેખાવો





જોઈ આવી. નાયગરા નદીનો પ્રવાહ લેક ઈરી (Lake Erie & Lake Ontario) અને લેક ઓન્ટેરિયોને જોડવા માટે ૩૭ માઈલ વહે છે અને નાયગરા ધોધના સ્થળે લગભગ ૧૫૦ થી ૧૬૦ ફૂટ ઉંચાઈએથી નીચે પડતા ધોધના દેખાવો ઘણા સુંદર નજરે પડે છે. ધોધના જુદાજુદા ભાગોને અમેરિકન ફોલ્સ, હોર્સ શૂ ફોલ્સ, બ્રાઈડલ વ્હેલ વગેરે નામો આપ્યા છે. વીજળીક શક્તિના ઉત્પાદન માટે વીજળી-ઘરો છે અને આ જ વીજળીનો ઉપયોગ કરી રાત્રે વાદળી, લીલા, પીળા, સફેદ વગેરે રંગોની રોશની ધોધપર ફેંકવામાં આવે છે. રોશની સાથેની શોભા અવર્ણનીય હોય છે. અમેરિકન બાજુથી કેનેડાની હદમાં જતા આંતરરાષ્ટ્રિય પૂલ છે તેમજ બીજો પૂલ ઇંદ્રધનુષ્ય પૂલ તરીકે ઓળખાય છે. કેટલીક વાર આ પૂલની ઉપર ઇંદ્રિ ધનુષ્ય ખરેખર દેખાય છે.

૧૧મીએ આર્મીસ્ટીસ ડે પરેડ અને સરઘસ જોયાં. ૧૨મી નવેમ્બરે આંતરરાષ્ટ્રિય શાંતિદિન (International day of peace) તરીકે મનાયો હતો. તે સવારે મિસિસ ગ્રે સાથે ગ્રેડ સ્કૂલમાં ગઈ હતી. અમેરિકન બાળકોના પ્રાર્થનાગીતો સાંભળી અને તેમને મળી આનંદ થયો. સાડીનો હિન્દી પોશાક જોઈ એમને કુતૂહલ થયું હતું પણ અંગ્રેજીમાં બે-ચાર શબ્દો કહ્યા એટલે એમને ખુશી થઈ. અને ત્રણ નાની બાળાઓએ મને તેમનો ગ્રુપ ફોટો ભેટ આપ્યો હતો. તે જ બપોરે ગ્રે દંપતીમને મૂકવા માટે પોતાની મોટર લઈ બફેલો હવાઈમથકે આવ્યા હતાં, અને એરોપ્લેન ઊપડતા સુધી વિદાય આપવા થોભ્યા હતા, જે લાગણી મને જિંદગીભર યાદ રહેશે.

૧૨મીએ રાત્રે ન્યુ યોર્ક પહોંચી તો થોડા જ વખતમાં મારા સૌથી પહેલા અમેરિકન બહેનપણી મિસિસ ગુસાવ મેડીસન સીટીથી ખાસ મળવા આવેલાં હતાં અને આગ્રહ કરી રાત્રિના ભોજન માટે સાથે લઈ ગયાં એમણે, હિન્દ ગયા પછી વારંવાર લખાણો મોકલી અમેરિકન બહેનોને હિન્દી પ્રવૃત્તિ અને હિન્દી વિષયોની માહિતી આપવા આગ્રહપૂર્વક કહ્યું હતું. ૧૩મી નવેમ્બરે સવારે જાણીતા કાર્યકર અને શાંતિવાદી (Pacifist.) મિસ અગાથા હેરિસનના નિમંત્રણથી એમની સાથે મુલાકાત અને નાસ્તો લીધો હતો. હિન્દના એલચી માનનીય શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત તે જ દિવસે મને સંયુક્ત રાષ્ટ્રસંઘના લેક સક્સેસના મથકે મળ્યાં હતાં. અને સાથે ફોટો પણ લેવાયો હતો. ૧૪મીએ બધાને મળી પેકીંગ વગેરે કર્યું અને ૧૫મીએ સાંજે ૪-૩૦ કલાકે નીકળી બીજે દિવસે સવારે ૮ કલાકે લંડનના હવાઈ મથકે ઊતર્યાં. ઠંડી હોવાથી નળમાનું પાણી પણ ઠરી ગયું હતું છતાં મુસાફરીમાં બીજી તકલીફ પડી ન હતી લંડનમાં ધુમ્મસ, ઠંડી અને વરસાદ હતો. પછીના દિવસોમાં મુસાફરીની તૈયારી કરવામાં, ઓળખીતાઓને મળવામાં અને લંડન ટાવર, બકીંગહામ પેલેસ, સેન્ટ પોલનું ચર્ચ વગેરે બાકી રહેલા સ્થળો જોવામાં સમય પસાર થયો ૨૨મીએ સવારે ટ્રેનમાં નીકળી ૧-૩૦ કલાકની મુસાફરી પછી ટિલબરી ડૉક્સ ઉપર પહોંચ્યા. પાસપોર્ટ, કસ્ટમર્સની તપાસ વગેરે વિધિ પછી સ્ટીમર "સ્ટ્રેથમોઅર" ઉપર ગયાં. મારા કેમ્બ્રિજ-મિત્ર લંડનમાં નોકરી કરનાર બહેન મિસ ધીરના હતાં. એમની સાથે અને બીજી નવી ઓળખાણ થતાં સ્ટીમર પરનો વખત સારો પૂરો થયો હતો. ૩૦મી નવેમ્બરને રોજ પોર્ટસૈયદ અને ૪થી ડિસેમ્બરે એડન બંદરે ઉતરી શહેરો જોવાની મઝા પડી હતી સ્ટીમરમાં રમતગમતના સાધનો, લાયબ્રેરી, વાયરલેસ ન્યુઝ, સીનેમા વગેરે સાધનોથી તેમ જ બાળકોના તથા મોટાઓના ફેન્સી ડ્રેસ બૉલ, સંગીત, નાટકના કાર્યક્રમો વગેરે જોવામાં વખત સારો પસાર થયો હતો. શુક્રવાર ૮ મીએ સવારે 'સ્ટ્રેથમોઅર' આગબોટ મુંબઈના કિનારે આવી પહોંચી.

# નૈષ્ઠિક બ્રહ્મચારી !

સિદ્ધાર્થ

ગજ્ઞ આપવાના મોટાસા થઈ પડેલા અને દંભને ઓઠે ચરી ખાનારા કેટલાં ય 'તિકુભાઇ'ઓ ગાંધીજીના ચુસ્ત અનુયાયીઓ કહેવડાવતા અચકાતા નથી, વાતવાતમાં ગાંધીજીને મૂકતા એ પાછું વાળી જોતા નથી. પણ 'સાપ ગયા ને લીસોટા રહ્યા' જેમ એ તો લીસોટા જેટલા ય કોઇને ખપમાં નથી આવતા ! નર્યો દંભ, ન કોઈ હદ કે સીમા. આ નમણી વાર્તામાં આવા અનેક 'તિકુભાઈ'ઓમાંથી એક ઝડપાઈ ગયા હોય તો નવાઈ નહિ !

એક હાથ પહોળી અને સાડાત્રણ હાથ લાંબી બરછટ શેત્રંજી ઉપર આડા પડ્યા હોય કે બેઠા બેઠા વિચારે ચડ્યા હોય. સામે હમેશાં એમનાં પત્ની પણ એમનું અનુકરણ કરતાં એમને જ પગલે ચાલતાં દેખાય. છેલ્લાં ચારેક વરસથી જો કે એમના પ્રેહેરવેશમાં પલટો દેખાતો હતો !

તિકુભાઇ–અને કાંતાબેન '૪૨ની લડત વખતે બધાંના વિરોધ સામે જઇને પણ લગ્નથી જોડાયાં ત્યારે જે લડતનો આખા વાતાવરણમાં એક જાતનો ખળભળાટ મચી ગયો હતો એ આજે પણ તિકુભાઇ ને કાંતાબેનને હડધૂત કરી રહ્યો હતો. લડત વખતે એ બન્નેની શક્તિ બધાંએ ઓળખી તો હતી, પણ એ શક્તિ કરતા એમના દંભી સ્વભાવે એમની શક્તિને કોઈની આગળ દેખાવા ન દીધી.

સ્વતંત્રતા પણ આવી. તિકુભાઇ સરકારમાં સારો હોદ્દો ભોગવી રહ્યા હતા એ પણ એમના દંભ અને ડોળને લીધે. કામ કરવા કરતાં એ સલાહ, ઉપદેશો અને વાતોને જ વધુ પસંદ કરતા. કાંતાબેનમાં તો આ બધું બેવડું સ્વરૂપે હતું એટલે એ તિકુભાઈની સેવામાં મોટી મોટાઇ માનતાં.

એમનું મિત્રમંડળ ખૂબ બહોળું હતું એટલે એમને બીજાઓને સલાહ–ઉપદેશો આપવાની વધુ તક મળતી. ઘણાં જુવાન હૈયાંના કોયડાઓનો ઉકેલ પોતે કરી દીધો છે એ વાતનું અભિમાન લેવાનું તિકુભાઇ ભૂલી જાય તો પણ એવું કોઇ હૈયાફૂટ્યું ભટકાઈ પડે ત્યારે કાંતાબેન કેટલાય ઉપજાવી કાઢેલા પ્રસંગો રજૂ કરતી વખતે એવાં તો રંગમાં આવી જતાં ! ત્યારે સલાહ કે માર્ગદર્શન મેળવવાને લોભે છેક ત્યાં સુધી ખેંચાઇ આવેલાં એ જુવાનહૈયાં તિકુભાઇને પોતાના જીવનના સાચા તારક માની લેતાં. અને તિકુભાઇ પણ એ એકેય તકને જતી ન કરવાનું પહેલેથી સારી રીતે શીખ્યા હતા.

તિકુભાઇનું લગ્ન થયું ત્યારે તિકુભાઇની તેત્રીસ વરસની ઉંમર સાથે કાંતાબેનની સોળ વરસની ઉંમરનો કઇ રીતે મેળ ખાઈ ગયો એ આજે પણ બધાંને

---

સ્વીટ્ઝરલૅન્ડ, પેરિસ જેવા સુંદર પ્રદેશો જોયા, લંડન અને ન્યુ યૉર્ક તેમ જ શિકાગો જેવા ભવ્ય શહેરો જોયાં, ઘણું સૃષ્ટિસૌંદર્ય જોયું, આધુનિકતાથી ભરપુર એવું ઉંચા ધોરણનું જીવન જોયું, આદર્શ હૉસ્પિટલો અને આરોગ્ય સંસ્થાઓ જોઈ. પ્રવાસ દરમિયાન ઘણી નવી ઓળખાણો થઇ. નવી મિત્રાચારી બંધાઈ. એ બધાં અનુભવો અને પ્રસંગો હંમેશા મારે સ્મૃતિપટ પર કાયમ રહી આનંદ આપશે. છતાં સ્વદેશ અને સ્વજન મનુષ્ય માત્રને અધિક પ્રિય હોય છે. તે નિયમને હું જ કેમ અપવાદ કરૂં ? પાશ્ચિમાત્ય દેશોમાંથી આપણને ઘણું લેવાનું અને શીખવાનું છે પરંતુ પૈસા, સાધનો અને તાલીમ પામેલા કાર્યકરોની આપણને ખોટ નડે છે. છતાં માતૃ અને બાળહિતનું કાર્ય, આરોગ્ય શિક્ષણ, પોષણનું જ્ઞાન વગેરે પ્રવૃત્તિઓ આપણા દેશમાં પણ ઉત્સાહથી ઉપાડવાની જરૂર છે. આ ઉપાયોથી સેંકડો બાળકો અકાળ મૃત્યુની ઘાતમાંથી બચી શકશે. માતાઓની તંદુરસ્તી સુધરશે અને હિન્દની જનતાનું આરોગ્ય પણ નજદિકના ભવિષ્યમાં સુધરી જશે......

★





વિચારતા કરી દેનારો કોયડો છે. એ જ વર્ષે મેટ્રિકની પરીક્ષા આપેલાં કાંતાબેનને તિકુભાઈ સાથે લગ્ન કરી લેવા જેવો પ્રેમ ક્યારે બંધાઈ ગયો એ આજે પણ ચર્ચાનો વિષય જ રહ્યો છે. અને આજે ૨૫-૨૬ની ઉંમરે પહોંચેલાં કાંતાબેનની મુખરેખાઓ તો એવી ગંભીરતા ધારણ કરતી હોય છે કે નવ-દસ વર્ષ પહેલાંની એ ઉછાંછળી કાંતાને જોઈ હોય એને આ મોટા પલટાનો ખ્યાલ પણ ન આવે!

ભારતની સ્વાતંત્ર્યસિદ્ધિ સુધીની લીધેલી નૈષ્ઠિક બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા તો '૪૭ની ૧૫મી ઑગસ્ટે તોડવાને બદલે અમાઉથી તૂટેલી જાહેર થઈ! બરોબર ૧૫-મીની સાંજે જ્યારે આખો દેશ ઉત્સવની ઉજવણીમાં તરબોળ હતો ત્યારે તિકુભાઈ પ્રસૂતિગૃહ બહાર બાંકડા ઉપર બેઠા બેઠા અંદરથી કણસતાં કાંતાબેનની ચિંતામાં પડ્યા હતા. પાંચ વાગ્યે ગયેલા અને એક જ આસને બેઠેલા તિકુભાઈની ધીરજ પણ ભારે જબરી! છેક રાતના દસ વાગ્યે પોતાની પત્નીએ દીકરીને જન્મ દીધો છે એવી પેલી છેલબટાઉ નર્સના ચેનચાળા-વાળા સમાચારે તિકુભાઈના ચહેરા ઉપર વ્યથા અને વેદનાનો ઢોળ ચઢાવી દીધો અને વાળ વગરના માથા ઉપર હાથ ફેરવતા, નર્સની સામે એકીટશે તાકી રહેલા એ સોગિયા ચહેરાની નર્સને પણ જાણે દયા ન આવી હોય એમ એ અંગ્રેજીમાં બોલેલી.

'પિતા થવા બદલ તમને આનંદ નથી થતો?'

અને છતાં પણ તિકુભાઈ તો નર્સના માંસલ અર્ધઉઘાડા દેહને, એના ગોઠણ સુધી ઉઘાડા ફ્રૉક નીચેના સેંથાડા-ઉતાર પગને અને કૃત્રિમ સૌંદર્યથી સજાવેલા વાળવાળા એ ગૌરાંગ મુખને ભૂખી ડાંસ જેવી નજરે જોઈ રહ્યા. આવી સ્ત્રી આટલી નજીકથી જોવા મળી હોય એ પહેલો જ દાખલો હોય એમ એમણે અનુભવ્યું અને નર્સના પ્રશ્નાર્થ વાક્યનો જવાબ દેવા જ્યાં એમનું સોગિયું મો મલક્યું ત્યાં જ એ ચબરાક નર્સ એમની પીઠ ઉપર એક આછો શાબાશી-ધબ્બો લગાવતી અને 'વેરી ગુડ, માઈ બૉય' કહેતી એક લચક આપતી અંદર રૂમમાં જતી રહી.

દસમે દિવસે કાંતાબેન દવાખાનેથી ઘેર આવ્યાં ત્યારે નવી જન્મેલી બાળકીનો જન્મ જે યાદગાર દિવસે થયો હતો, એ દિવસને અનુરૂપ 'ક્રાંતિ' નામ એ બાળકીનું પાડ્યું. તિકુભાઈ એ દસેય દિવસ રોજ દવાખાને જતા. પણ એ કાંતાબેનના ખાટલા પાસે બેસીને પણ કંઈક શોધી રહ્યા હોય એમ એમની આંખો તો આખો વખત ચકળ-વકળ ઘૂમ્યા જ કરતી એ બેઠા હોય એ અરસામાં કોઈ નર્સ ખંડમાં આવી પહોંચતી ત્યારે તિકુભાઈ એવા તો ખીલી ઊઠતા! પણ પહેલે દિવસે જોયેલી નર્સ પછી તો દેખાઈ જ નહિ. નવમે દિવસે તો એટલા માટે એ જાતે ઑફિસમાં જઈને વડા દાક્તર પાસે વાતો કરવાને ઇરાદે ગયેલા, પણ મહત્ત્વના ઑપરેશન માટે દાક્તરને ઊઠીને જવું પડ્યું એટલે એ પણ ત્યાંથી ઊઠ્યા. વિચારમાં ને વિચારમાં પોતાની પત્નીના ઓરડા સુધી આવ્યા. ઓરડાના બારણામાં પેસતાં જ એમની નજર ખાટલા ઉપર ગઈ ત્યાં એ ખાટલો ખાલી દેખાયો. ઘડીભર ધ્રાસકો પડેલો અનુભવે ન અનુભવે ત્યાં જ પાસેના પારણામાં ઝૂલતી બેબીને રમાડતી વ્યક્તિ જોતાં જ તિકુભાઈ રંગમાં આવી ગયા! એ જ પેલી નર્સ. નવ-નવ દિવસથી એને જોવા તલસી રહેલી આંખે એ આજ ધરપત અનુભવી અને એ લગભગ દોડતા જ ત્યાં પહોંચ્યા જરા પણ સંકોચ વગર એ નર્સને પૂછી શક્યા:

'બેબીની બા ક્યાં?'

અંગ્રેજી સિવાય ભાંગ્યુંતૂટ્યું હિંદી સમજતી એ વિદેશી નર્સ સાથે અંગ્રેજીમાં જ વાત કરવાની છે એ ખ્યાલ તિકુભાઈને હતો એટલે આ ટૂંકું વાક્ય એ અંગ્રેજીમાં જ બોલેલા.

'દવાખાનું છોડતા પહેલાં દરદીની-સંપૂર્ણ શારીરિક તપાસ માટે એમને તપાસ-ખંડમાં લઈ જવામાં આવ્યાં છે.'

'ક્યારે આવશે?'

'એક કલાક તો સહેજે થશે.'



તિકુભાઈનો ઊંચો થઈ ગયેલો જીવ જરા હેઠો બેઠો. તિકુભાઈની લાગવગને લીધે કાંતાબેનને દવાખાનાનો એક અલાયદો ખંડ કાઢી આપવામાં આવ્યો હતો. મુલાકાતે આવનારને બેસવા માટે દરદીના ખાટલા પાસે બે ખુરસીઓ પણ પડી રહેતી. છેક ખાટલાને અડાડીને ખુરસી મૂકીને તિકુભાઈ કાંતાબેન પાસે વાતો કરવા કલાક-દોઢકલાક આવી જતા. પણ આજે કાંતાબેનને બદલે આ નર્સ સાથે કલાક ગાળવાનો મળશે એ વિચારે તિકુભાઈ ફૂલ્યા સમાતા નહોતા.

પાસે જ પારણામાં રમતે ચડેલી બેબી પેલી નર્સ સાથે એકાગ્રતાથી રમી રહી હતી. જાણે બેબીની બા કાંતાબેનને બદલે આ ગૌરાંગના ન હોય! ઘડીભર તો આ અદલા બદલીના વિચારે તિકુભાઈ રાચી ઊઠયા. નર્સને પણ બેબીની સાથે સાથે આ 'ઓલ્ડ બોય'ને રમાડવાનું મન થયું અને તિકુભાઈની ખુરસીની લગોલગ પોતાની ખુરસી ખેંચી ગઈ ત્યારે તિકુભાઈની છાતીના ધબકારા વધી પડેલા એ જોઈ શકી. જરા લાડ કરતી એ બોલી :

'તમારી પત્નીની આ પહેલાંની સુવાવડો ક્યાં કરેલી ?'

તિકુભાઈ તો સડક થઈ ગયા! આખી દુનિયાની આંખે પાટા બાંધીને પતાવી દીધેલું એ બધું છાનું-છપનું કામ આ અજાણી ગૌરાંગનાને કેવી રીતે દેખાઈ ગયું ? પછી તરત ખ્યાલ આવ્યો કે એ રૂપાળી બાઈ 'નર્સ' છે. પોતાની પત્નીની સુવાવડમાં એ પોતે હાજર હતી. સ્ત્રીની પહેલી સુવાવડ અને ત્રીજી ચોથી સુવાવડનો એને જેટલો અનુભવ હોય છે એટલો સ્ત્રીના પતિને તો ઘણી વાર ખ્યાલ પણ નથી આવતો. નર્સે કાંતાબેનને તો એ વખતે જ પૂછેલું કે, આ કેટલામી સુવાવડ છે? કાંતાબેને બીતાં બીતાં પણ સાચું કહી દીધેલું કે : પાંચમી. પછી નચિંત બની ગયેલી નર્સ કાંતાબેન પાસે બેસી જ રહી–છેક છેલ્લી ઘડી સુધી. એટલે નર્સ તિકુભાઈને અગાઉની સુવાવડો ક્યાં કરાવ્યાનું પૂછે એમાં કઈ મોટી નવાઈ હતી? પણ તિકુભાઈએ એ સવાલના જવાબ રૂપે કંઈ ન કહેતાં વાતને ઉડાવતાં આડું જ વેતર્યું :

'હું તો ગયે વરસે જ આવી છું. આ ઑક્ટોબરે એક વરસ પૂરું થશે. હું તો એટલા માટે પૂછતી હતી કે તમારી પત્નીની અગાઉની સુવાવડો ઉપર પૂરતું ધ્યાન દેવાયું નહોતું એટલે આ વખતે એમને ખૂબ હેરાન થવું પડયું છે.'

'એમ ?' તિકુભાઈ વિસ્મય પામતા ગંભીરતાથી એટલું જ બોલી શકયા.

અને એ નર્સની ચાલાકતામાં તિકુભાઈ વધારે અંજાઈ ગયા, નાનકડી બેબી સાથે રમતે ચડેલી નર્સ, બેબીને લસલસાટ ઊંઘતી જોઈ તિકુભાઈ પાસે બધી વાતો કઢાવી શકી. એ બન્ને જે ખુરસી ઉપર બેઠાં હતાં એ ખુરસી હાથા વગરની ફક્ત પીઠવાળી હતી એટલે નર્સે તિકુભાઈની જોડાજોડ મૂકેલી ખુરસી ઉપર જયારે એ બેઠી ત્યારે એના ફ્રોકનો આગળનો ઝૂલતો ભાગ તિકુભાઈના પગ ઉપર પડતાં જ તિકુભાઈની રોમાંચકતા વધુ ઉદ્દીપ્ત બની ગઈ હતી.

બહાર 'મોટાભા' જેવા થઈ પડેલા તિકુભાઈ પોતાના સાચા સ્વરૂપે પછી તો સાવ પામર બની ગયા. એ ગૌરાંગ બાઈને રીઝવવાની લાગેલી રઢે એમની પાસેથી એમનું સાચું સ્વરૂપ પ્રગટાવ્યું. પોતે કાંતાબેન સાથે કઈ રીતે પરિચયમાં આવ્યા ત્યારથી માંડીને ચાર સુવાવડો કેવી સિફતથી પતાવી એ બધું નગ્ન સત્ય કહી દીધું, કહો કે કહેવાઈ ગયું. વિદેશી નર્સને આ બધું એટલું બધું કૃત્રિમ લાગ્યું! ગામની પ્રતિષ્ઠિત વ્યક્તિઓ સાથેના થોડાઘણા પરિચયે એણે તિકુભાઈ વિષે જે જે સાંભળ્યું હતું તેમાંનું કશું એમના સ્વમુખેથી સાંભળવા ન મળ્યું ત્યારે એ તિકુભાઈ ઉપર ફિટકાર વરસાવવાનું એને ઘડીભર તો મન થયું. કેટલાયનાં જીવનમાં પૂળો મૂકયો હતો એ ખુદ કાંતાબેન પણ નહિ જાણતાં હોય!

કાંતાબેન એમની એક વિધવા બેન સાથે રહેતાં હતાં. ઘરમાં બે બહેનો સિવાય કોઈ નહોતું. કાંતાબેનને ભણાવીને મોટીબેન કૃતકૃત્ય થવા માગતાં





એવાં એ ધર્મનિષ્ઠ અને શ્રદ્ધાળુ હતા. ત્રીસ-બત્રીસના એ મોટીબેન છેલ્લાં પાંચ વરસથી વૈધવ્ય ગાળતાં હતાં ત્યાં અચાનક જ એ ગામમાં એમની જ ઉમરના તિકુભાઈ આવ્યા. કાંતાબેનની બાના સગા તરીકેની ઓળખાણ કાઢીને ગામમાં ક્યાંય રહેવાની સગવડને અભાવે મોટીબેને પોતાના પિયરનાં સગા ગણીને પોતાને ત્યાં રાખ્યા. ત્યારે એમનો એ સાધુ-સ્વાંગ કોઈ ઓને શંકાસ્પદ ન લાગે એવો હતો. કાંતાબેન એ વખતે તો જુવાનીમાં પગરણ કરી રહ્યાં હતાં. મોટીબેનની નામરજી છતાં પણ એ સોળ વરસની કાંતા તિકુભાઈ ઉપર વારી જવા લાગી. મોટીબેન ચિંતાતુર બન્યા પણ પોતાની બેનને વાળી લેવા એમની જીભ ઉત્કટ સુધી ન ઉપડી.

પછી બંન્યું તે પહેલાં તિકુભાઈના દંભ-ડોળમાં મોટીબેન ફસડાઈ પડ્યાં. કુટુંબમાં કોઈ નહિ એટલે છેવટે મોટીબેને એક રાતે ઝેર પીધું. તિકુભાઈએ એ આખો બનાવ ખૂબ સિફતથી રજૂ કર્યો કે કોઈને જરા પણ શંકા ગયા વગર એ ઉકલી ગયો. કાંતાબેનને બીજે વરસે મેટ્રિકની પરીક્ષા આવી ત્યારે તિકુભાઈ જરા ગભરાયા. સોળ વરસની એ કુમારિકાને દિવસો જતા હતા! પેલી તો બિચારી હવે બહાર નીકળતાં પણ શરમાતી. ત્રીજે ચોથે મહિને ગર્ભહત્યા કરાવીને જ્યારે લગ્ન કરવા તૈયાર થયા ત્યારે કાંતાબેનને જરા ધરપત વળી.

આશ્રમી જીવન જીવવાનો ડોળ કરતા તિકુભાઈ વિષે લોકોને હજુ પણ કંઈ કલ્પનાઓ કરવાનું જડ્યું નહોતું. કાંતાબેન સાથે લગ્ન કર્યાં ત્યારે પણ જે દંભ રજૂ કરેલો એથી તો બધાં મોંમાં આંગળા નાખી ગયેલા! પરિણિત જીવનમાં બ્રહ્મચર્ય! ગાંધીજી કોઈ કોઈ વાર લખીને એ આદર્શ રજૂ કરતા ખરા. પણ જીવનમાં ઉતારતા તો તિકુભાઈને જ જોવા મળ્યા!

લગ્ન થયાં ને બીજે વરસે જ તિકુભાઈ પ્રવાસે જાય છે—કોઈને એમનું સ્થળ કે સરનામું જાહેર કર્યા વિના. બે ત્રણ માસની એ દંપતીની ગેરહાજરી ગામમાં પોતા પ્રત્યેનો આદર વધારવામાં સારો એવો ભાગ ભજવે છે. લગ્ન કરતાં પહેલાં કરેલી પહેલી ગર્ભ-હત્યા જેવી જ બીજી વાર એની પુનરાવૃત્તિ થાય છે અને પીળા પથરક કરીને કાંતાબેનને પાછાં લાવે છે પ્રવાસની હાડમારીઓ ન સહેવાતાં પાછું ફરવું પડ્યું એવા શબ્દો લોકોને સંભળાતા. લોકોની સહાનુભૂતિ વધી જતાં કાંતાબેનને કીમતી ઇંજેક્શનો અને શક્તિ માટેની પેટન્ટ દવાઓથી નવાજાય છે.

પછીનાં ચાર વરસમાં બીજા બે પ્રસંગો પણ આવી સિફતથી પાર પાડે છે એમની માન્યતા પ્રમાણે આઝાદી તો દૂર ને દૂર હડસેલાય છે પણ 'જયની શરૂઆતમાં કાંતાબેનને ગર્ભ રહે છે ત્યારે કાંતાબેન એ હત્યા માટે પહેલી જ વાર વિરોધ કરે છે. તિકુભાઈ એમને પોતાના પ્રતિષ્ઠિત મોભાનો અને પ્રતિજ્ઞાનો ખ્યાલ આપે છે. છતાં કાંતાબેન એ બધું સંભાળી લેવા તૈયાર થતાં સમાજને દેખાતી પહેલી સુવાવડ 'ક્રાંતિ' બને છે તિકુભાઈ માટેનાં અનહદ માને એમની પ્રતિજ્ઞાને કેટલાક ખણખોદિયા યાદ કરે છે ત્યારે પ્રતિષ્ઠિત વ્યક્તિમાંથી એકાદ એના મોં ઉપર એવી તો શબ્દ-થપ્પડ ચોડી દે છે: 'પરણીને પાંચ વરસથી નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળતા દંપતી પોતાની એકની એક દીકરીને આપણી સામે ધરે છે પણ આ આઝાદદિનની વિખ્યાત પંદરમી ઑગસ્ટે. એટલે એમાં પ્રતિજ્ઞાનો ભંગ નહિ પણ પ્રતિજ્ઞાનું સાચું પાલન થયું કહેવાય.'

તિકુભાઈ કે કાંતાબેનની બુદ્ધિમાં ક્યારે ય ન સૂઝેલી આ દલીલ માટે બધાં વચ્ચે પણ બન્ને એકબીજા સામે આંખ મીચકારે છે!



# આંતર–ભારતી

સંપાદક : પુરુષોત્તમ ગ૦ માવળંકર

[ 'આંતર–ભારતી'ની સ્થાપના કરનાર સાને ગુરુજી જેટલા મહારાષ્ટ્રમાં જાણીતા હતા એટલા જ આજે ગુજરાત અને સારાયે રાષ્ટ્રમાં જાણીતા છે. આ ૩જી ઑગસ્ટે 'આંતર ભારતી'ની એક ખાસ સભા અમદાવાદના પ્રેમાભાઈ હૉલમાં ભરાઈ ત્યારે મુખ્ય મહેમાન તરીકે મહારાષ્ટ્રના જાણીતા કાર્યકર રાવસાહેબ પટવર્ધન હતા અને પ્રમુખ તરીકે દાદાસાહેબ માવળંકર હતા. એ નિમિત્તે જે સંદેશાઓ પત્રોરૂપે આવેલા એ બધા નીચે મૂકેલા છે. ]

સાને ગુરુજીનો આંતર ભારતીનો અવાજ આપણો બધાનો અવાજ થવો જોઈએ. સેંકડો વરસો પછી હિંદુસ્તાન એક રાષ્ટ્રીય સત્તાની નીચે આવી શક્યું છે. આ રાજકીય એકતા બળવાન અને ક્ષેમકર ત્યારે જ થઈ શકે કે જ્યારે એ આપણી સાંસ્કૃતિક એકતાનું પ્રતિબિંબ પાડે.

—વિનોબા ભાવે

*



અમદાવાદમાં મહારાજ સાથે સ્વ. સાને ગુરુજી : ૧૯૪૯

શ્રી. સાને ગુરુજીની ભાવનાને અનુરૂપ અને તેમની યોગ્યતાની બરાબર કદર કરીને ગુજરાતના સાહિત્યરસિક અને શુભેચ્છકોએ તેમજ શ્રી. સાને ગુરુજીની સાધના તથા દેશદાઝના જાણકારોએ તેમની સ્મૃતિમાં યોગ્ય ફાળો આપ્યો હશે એમ આશા રાખું છું... શ્રી. સાને ગુરુજી પ્રત્યે મારા હૃદયમાં હંમેશાં પૂજ્યભાવ હતો અને કાયમ છે. શ્રી તુકારામ વગેરે સંતોની ન્યાતના હતા, ભલે તેમનું જીવન આધુનિક રાજકારણના ક્ષેત્રમાં ગુંથવાયેલું હતું.

—કિશોરલાલ ઘ. મશરૂવાળા

કરના પ્રમુખપદ હેઠળ મળનારી ૩ ઑગસ્ટની સભા ઉત્તમ રીતે પાર પડે અને બધી જગ્યાએથી ભેગો થએલો ફાળો એકત્રિત થઈને પ્રત્યક્ષ કામની શરૂઆત જલદી થાય એટલી જ મારી હૃદયની ઇચ્છા છે.

—ધો. કે. કર્વે

[ કર્વે વિદ્યાપીઠના સ્થાપક ને ૯૬ વર્ષનાં બુઝર્ગ કાર્યકર ]

*

સાને ગુરુજીની 'આંતર ભારતી'ની કલ્પનાને મૂર્તસ્વરૂપ આપવાના પ્રયત્નો સફળ થઈ રહ્યા છે એ જોઈને મને આનંદ થાય છે. માનનીય શ્રી. માવળં-

*

ગુરુજીને મારી અંજલિ આપવા તમે મને નોતર્યો એ માટે તમારો આભારી છું.





ગુરુજીના આંતર ભારતીના કાર્યને આગળ ધપાવવા માટે મિત્રો પ્રયત્ન કરી રહ્યા છે એ જાણીને હું ખુશ થયો છું. એ કાર્ય દેશવ્યાપી બનવું જોઈએ અને આપણે જેટલો વધુ ટેકો આપશું એટલો વધુમાં વધુ ફાયદો તો આપણને થવાનો જ છે.

—અશોક મહેતા

*

તમે એક પવિત્ર પુરુષનું સ્મારક કરવાનો સ્તુત્ય પ્રયત્ન કરી રહ્યા છો અને તે પૂરું પણ કર્યું. તેની પૂર્ણાહુતિ તા. ૩જીએ છે...આવા પ્રસંગે આવવાનું મારે થયું હોત તો હું ઘણો રાજી થાત...સત્પુરુષોની કદર કરવાનું અને તેને માર્ગે ચાલવાનું તમારા જેવા યુવાનોને પ્રભુ બળ આપો.

—રવિશંકર વ્યાસ (મહારાજ)

*

તમારો પત્ર ખૂબ મોડો મળ્યો એટલે મારો આ સંદેશો આપને ઉપયોગી નહીં નીવડે, અલબત્ત, હું આપને હરેક રીતે સફળતા ઇચ્છું છું. સાને ગુરુજીના આદર્શોને ભૂલી જવા ન જોઈએ.

—ક્ષિતિમોહન સેન (શાંતિનિકેતન)

*

તમારો પત્ર મળ્યો અને તે પરથી જાણ્યું કે માનનીય દાદા માવળંકરના પ્રમુખપદ નીચે રાવસાહેબ પટવર્ધનનું આંતર ભારતી અને સાને ગુરુજી એ વિષય ઉપર મનનીય પ્રવચન થશે, અને એ જ પ્રસંગે એમનું સાહિત્ય તથા પત્રો વિગેરેનું એક સુંદર પ્રદર્શન પણ યોજાશે; આ જાણીને ખૂબ આનંદ થાય છે. સાને ગુરુજી મહારાષ્ટ્રમાં જન્મ્યા એ મહારાષ્ટ્ર ખરે જ સદ્ભાગી ગણાય. એમણે મહારાષ્ટ્રનું નામ દરેક બાબતમાં ઉજ્જ્વળ રહે એવો જિંદગીના અંત સુધી પ્રયત્ન કર્યો છે, એનો સર્વોત્તમ નમૂનો તો બાપુજીના અવસાન પછી એમણે કરેલા ઉપવાસોથી મળી રહે છે. મહારાષ્ટ્રમાં જન્મવા છતાં, અને એનું ઊજળું મુખ રાખવા છતાં તેઓ સમગ્ર ભારતના હતા. એમનું સાહિત્ય માત્ર નહિ, એમનું જીવન જ, જે કંઈ એ વિષે જાણવા મળે છે તે પરથી લાગે છે કે ઘણું ભવ્ય હતું. કોઈ પણ રાજકીય વાદમાં ફસાયા સિવાય અને કોઈ પણ પ્રાંતીય સંકુચિતતામાં લપાયા સિવાય તેમણે જે અમૃત પીધું અને પાયું છે તેનું સ્મારક તમારા જેવા કંઈક ભાવનાશાળી યુવાનો અને એનો પોતાના સદાચારી, વ્યાપક અને સુસંસ્કૃત ઉન્નત જીવનથી કરશે. મને આશા છે કે ગુજરાત આ પ્રસંગને પોતાની અંજલિ આપશે

ગુજરાતના ફાળાની રકમ જોઈને એક રીતે નવાઈ લાગી જે પુરુષને માટે નામ સાંભળતાં જ ફૂલ-ફૂલપાંખડી ધરવાનું સહેજે મન થાય તેમને સારુ ગુજરાત જેવી દાનધર્મી પ્રજા તરફથી આવું અલ્પદાન એ જરા ચિંતા ઉપજાવે છે. અલબત્ત ગામડાંઓનો ફાળો એમાં છે એટલા પૂરતો દિલાસો છે, કારણ કે એમનું નામ ગામડાંમાં એ દ્વારા પહોંચ્યું. પણ બીજી રીતે જોતાં મારા મન પર એવી છાપ પડી છે કે ડાંગના પ્રશ્નથી અને એ જાતના કેટલાક પ્રચારથી જાણે મહારાષ્ટ્રીય તરીકે પણ લોકોના અંતરમાં એક જાતનો ભેદ ઊભો થયો હોય. અને આ વસ્તુ એક ખડક ગુજરાતના વાસી તરીકે શરમ જન્માવે છે. જો કે, આ ફાળામાં જે કંઈ આપવાનું તેમાં મેં લખેલું તેમ પાપના પ્રાયશ્ચિત રૂપે જ હોય શકે. વિનોબાજી જેવા જેની વારંવાર તારીફ ઉચ્ચારે છે એવા એ પુરુષ માટે ગુજરાતે હજુ પણ કોઈ પણ રીતે કૃતજ્ઞતા બતાવવી જોઈએ એમ મને લાગે છે.

—સંતબાલ

*

તમારો ૨૭મી જુલાઈનો પત્ર મને અહીં હમણાં આજે બીજી ઑગસ્ટે મળ્યો. આવતી કાલની તમારી સભા પ્રસંગે હું અહીંથી જ તમને સૌને અભિનંદન મોકલી શકું છું.

—જી. સ. ભાગવત

[ સાને ગુરુજી સ્મારક ફાળાના કાર્યાધ્યક્ષ ને મહારાષ્ટ્રના પ્રખર ગાંધીવાદી વિચારક ]

*



'આંતર ભારતી' યોજના મારફત સાને ગુરુજીનું પ્રેરણાદાયી સાહિત્ય દેશની જુદી જુદી ભાષાઓમાં આપવામાં આવશે તો આંતરભારતીનો તેમનો આદર્શ સિદ્ધ કરવામાં ઘણું જ મદદરૂપ થઈ પડશે.

મેં થોડા મહિના પૂના જેલમાં શ્રી. સાને ગુરુજી સાથે ગાળ્યા છે. સામાન્ય વખતે અતિ નમ્ર-શરમાળ પણ યુવકોની સાંમે બોલવા ઊભા થાય ત્યારે તેમના દેહમાં કોઈ પ્રબળ દેવતાનો સંચાર થયો હોય એવી વાણી નીકળતી.

—જુગતરામ દવે

*

પૂજ્ય સાને ગુરુજીની 'આંતર ભારતી'ની યોજના પૂજ્ય રવીન્દ્રનાથની 'વિશ્વભારતી'ને પૂરક યોજના છે. રાષ્ટ્ર-રાષ્ટ્ર વચ્ચે સ્નેહની ભાવના વધે એ રવીન્દ્રનાથની ઝંખના હતી, એ પ્રમાણે ભારતમાંના પ્રાંત-પ્રાંત વચ્ચે પ્રેમની સાંકળ બંધાય એવી ગુરુજીને તાલાવેલી હતી. આપણે કોઈપણ રાષ્ટ્રના ઘટક હોઈએ તો પણ આપણે બધા માનવ છીએ, બધી રાષ્ટ્રીય સંસ્કૃતિઓના આધારસ્થંભ સમી એક માનવસંસ્કૃતિ છે એ સૌએ ધ્યાનમાં રાખીને વર્તવું જોઈએ એમ રવીન્દ્રનાથ ઇચ્છતા. ગુરુજીની ઇચ્છા એવી કે ભારતવાસીઓએ માનવતાને અગ્રપૂજાનું માન આપીને પોતાની રાષ્ટ્રભાવનાનો સુમેળ પણ આ માનવતા સાથે બંધાય એની કાળજી રાખવી; એટલું જ નહીં, પણ તે સાથે એમણે પોતાની પ્રાંતીયતા, જાતીયતા વગેરે પણ એકંદરે ભારતીય વૃત્તિ સાથે બંધબેસતી રાખવી જોઈએ એ ખૂબ જરૂરી છે. 'આંતર ભારતી' સંસ્થા મહારાષ્ટ્ર, ગુજરાત, કર્ણાટક, આંધ્ર, કેરળ, તામીલનાડ, મહાકોશલ આદિ ભારતનાં સૌ અવયવોને સ્નેહબંધનો વડે બાંધીને ભારતની "એકતા" મજબૂત કરવાનો પ્રયત્ન કરશે. 'આંતર ભારતી' ફાળાને મદદ કરનારાં સૌ ભાઈ-બહેનો પૂજ્ય સાને ગુરુજીના સાથીદારો છે, ભારતીય "ઐક્ય"ના પૂજારી છે. એમને સૌને મારા શતશઃ વંદન !

—પાં. મ. બાપટ

[સેનાપતિ બાપટ તરીકે પ્રખ્યાત થયેલા મહારાષ્ટ્રના વયોવૃદ્ધ ક્રાંતિકારી નેતા અને સાને ગુરુજી સ્મારક ફાળાના પ્રમુખ]

*

તમે તથા દાદાસાહેબ પણ આંતર ભારતીના સ્વપ્નદ્વારા પ્રજામાં સદાચાર, પ્રેમ અને શુદ્ધ વિચારનું મોજું વહેવડાવવા પ્રયત્ન કરી રહ્યા છો એથી મને બહુ આનંદ થાય છે.

નિરાશા વચ્ચે આશાનું કિરણ ફેલાવવું, વેરઝેર વચ્ચે પ્રેમનો સ્રોત વહેવડાવવો અને નિરુત્સાહ વચ્ચે ઉત્સાહનો આનંદ પ્રગટાવવો એ જ સાચી સેવા છે. હું સફળતા ઇચ્છું છું.

—બળવંતરાય મહેતા

*

તમારો પત્ર બેળગાંવ જઈને મને અહીં એક ગામડામાં આજે તા. ૨૭મીએ મળ્યો. હવે વખતસર સંદેશો તમને મળે એ અશક્ય છે. દિલગીર છું.. પૂજ્ય સાને ગુરુજી પ્રત્યે મને ખૂબ માન હતું......

—ગંગાધર દેશપાંડે

[કર્ણાટકના ૮૧ વર્ષના વયોવૃદ્ધ કોંગ્રેસનેતા]

*

...સદ્‌ગત સાનેનું સાહિત્ય તો હું જોઈ શક્યો નથી. એટલી મારી કમનસીબી, પરંતુ એમનું નામ તો કોણ ન જાણે? 'આંતર ભારતી' અંગે અહીં વડોદરામાં પણ પ્રચાર છે, અને મારાથી બનતું કરીશ જ.

આપે જાહેરસભા તથા પ્રદર્શન શ્રી. સાને ગુરુજી અંગે રાખ્યું એ બહુ જ યોગ્ય કર્યું છે, ઝડપથી ભુલાઈ જતા, ગાંધીજીની યાદ અપાવનાર આંગળીને વેઢે ગણાય એટલી જૂજ વ્યક્તિઓમાં સદ્‌ગત સાનેનું અગ્રસ્થાન છે. તેમના જીવનની એકાદ ચિનગારી પણ આપણા હૃદયમાં ઉષ્મા આપે તો આજના ભારતનું મુખ ઉજળું રહે. બાકી તેમનું અવસાન તો આપણી સહુની ભારેમાં ભારે શરમ છે.

—રમણલાલ વ. દેસાઈ





તા. ૩૭ ઑગસ્ટે ' આંતર ભારતી 'નો સમારંભ શ્રી. દાદાસાહેબના પ્રમુખપદે થાય છે એ જાણીને આનંદ થયો. તેડવા જેટલું જોડવાનું સહેલું નથી હોતું એ વાત આજનો માનવી ભૂલતો જાય છે. આ વૈગુણ્યને લીધે જ ભારતમાં અનેક દુઃખો નિર્માણ થયાં છે, આપણા રાષ્ટ્રનું જીવન ક્ષુદ્ર અને સંકુચિત બનાવનારી અનેક દિવાલો આજે આપણે દૂર કરવાની છે, આ કામ સાહિત્ય અને કળા સરસ કરી શકશે એમ સમજીને સાને ગુરુજીએ ' આંતર ભારતી 'નો મંત્ર ઉચ્ચાર્યો. ગુરુજી તો સદ્ભાવનાની મૂર્તિ હતા. ' આંતર ભારતી 'ની કલ્પનામાં પણ આવી જ વિશાળ સદ્ભાવના છે. એ કલ્પના બને તેટલી જલદી સત્યસૃષ્ટિમાં ઊતરે તે સારૂ આપણે સૌ બની શકે તેટલો વધારે પ્રયત્ન કરી છૂટીએ.

—વિ સ ખાંડેકર
[ પ્રખ્યાત મરાઠી લેખક ]

*

સાને ગુરુજીની ' આંતર ભારતી ' યોજના ગૂજરાતમાં સફળ થાય એ 'સારૂ તમે જે પ્રયત્નો, કરી રહ્યા છો તે બદલ ખૂબ જ હૃદયપૂર્વક તમને અભિનંદન આપું છું. મારો પોતાનો અભિપ્રાય એવો છે કે ભાષાવાર પ્રાંતરચના થયા પછી જ ' આંતર ભારતી 'નું ખરું ઉજ્જવળ સ્વરૂપ પ્રગટ થશે.

—પ્રભાકર પાધ્યે
[ મુંબઇના મરાઠી દૈનિક 'નવશક્તિ'ના સંપાદક ]

*

...સાને ગુરુજી પ્રત્યે હું ઘણાં વર્ષોથી આકર્ષાયેલો છું જ. તેમના પ્રત્યે મારા હૃદયમાં ભારે આદરસ્થાન અને પૂજ્યસ્થાન છે તેમની ' આંતર ભારતી ' સંસ્થા એ તેમની સાચી સ્મૃતિ ગણાય...

તમે ઠીક સેવા કરી રહ્યા છો. ' સાને ગુરુજી ' એ સાચે જ પૂજનીય ગુરુસ્થાને બીરાજી શકે તેવા હતા. પ્રેમાળ-સ્નેહાળ હતા, તેમનું અકાળે મૃત્યુ થયું. અત્યાગના ગજકારણે જ તેમને માર્યા, જેમ ગાંધીજીને માર્યા હતા તેમ આપણા જ પાપે તેમ થયું. આપણામાં મોટા ભાગે કેમિસ સંસ્થા જ આવે, યશની ખ્યાતિ ગણાવીએ તો અપયશની ખ્યાતિ પણ તેમના ભાગે આવે જ.

—સાહ્યાભાઇ મ પટેલ
[ ધોળકા ]

★

# એક વિચારવા જેવી વાત

અ-યાત્રી

એક છોકરો હતો. એનાં માબાપ હાલતાં ચાલતાં 'ડીમોક્રસી' સમાનતાની વાતો કરે. ડીમોક્રસી અંગ્રેજી શબ્દ છે. એનો અર્થ એમ કે પંચ બોલે તે પરમેશ્વર. ઝાઝા માણસો જે વાત કહે તે કબૂલ. એનો બીજો અર્થ અમુક રીતે સૌ સરખા એમ પણ થાય. પણ એને આ શબ્દ કેમે સમજાય નહિ, એને આ સમાનતાની વાત કોઇ રીતે ગળે ન ઊતરે, બધા સરખા શી રીતે હોઇ શકે, એ વાત એને કોઈ રીતે બંધ બેસે નહિ.

એમાં એક દિવસ એ પોતાના દાદાજીના મકાનમાં ગયો. દાદાજી મોટા શહેરમાં રહે. એમનું મકાન પણ મોટું. એમાં નોકર-ચાકરનો પાર નહિ. એને આ મોટું મકાન જોઇને ઘણી નવાઇ લાગી. આખો દિવસ એમાં ટેલીફોન ચાલ્યા કરે. ઘંટડી વાગે ત્યાં નોકર તરત હાજર થઇ જતા હોય.

અંતે એનો બાળકસ્વભાવ રહી શક્યો નહિ. 'બધાને સમાન હક્ક'ની વાતો એણે ઘણી સાંભળેલી, એટલે એણે ધીરેથી દાદાજીને પૂછ્યું : 'દાદાજી ! તમે આ ઘંટડી કેમ વગાડો છો ?'

'એ વગાડીએ તો નોકર આવે, એ નોકરને બોલાવવા માટે છે !' દાદાજીએ કહ્યું.

'પણ ત્યારે નોકર તમને બોલાવવા માગતા હોય તો ઘંટડી વગાડે કે નહિ ?'

'અરે ! ના રે ! બાળા ગાંડા ! એવું થતું હશે ? નોકર એ નોકર !'

'પણ દાદાજી ! ત્યારે તમે કહેતા હતા કે આપણા સમાજમાં બધા સરખા છે તેનું શું ?'

'અરે ! જા જા ગાંડા ! નોકર એ નોકર, માલિક તે માલિક. એ તો કહેવાનું !'

ત્યારે આપણી જીવનસરણીમાં જો ઘણીખરી 'સમાન'ની વાતો માત્ર કહેવા માટે જ હોય તો એ નકામી છે. ને જો જીવનમાં ઉતારવા માટે હોય તો તો નાના-મોટાના ભેદ ભુલાવા જોઇએ.

> રેશનીંગના આ જમાનામાં કઇ વસ્તુ ઉપર રેશનીંગ નહિ આવે એની કોઇ આપવા ધારે તો પણ ખાત્રી ન આપી શકે. છાસવારે કાયદાના લશ્કરી પ્રજા ઉપર લદાયે જ જતા હોય ત્યાં પ્રજાની કઈ ચીજનું ક્ષેમકુશળ અખંડ હોઇ શકે ?—પણ આ બધામાંથી યે માનવજાતને ક્યારે ય ગુમાવવાનો ડર ન હોય એ સામાન્ય જ્ઞાનઃ કોઇ સરકારના કરડા હુકમો પણ આ મિલકતને છીનવી ન શકે !

પણ એ ભેદ ક્યાં ભુલાય ? આપણે બેંકમાં જઇએ તો ત્યાં જેની શિલિક વધારે તે મોટો, જેની શિલિક ઓછી તે નાનો. બેંકને મન નાના-મોટાનું એ પ્રમાણ !

કોર્ટોમાં તો જે વધારે દલીલ કરે તે વધારે હોંશિયાર !

વિદ્યાપીઠોમાં કિમ્મત યાદશક્તિની. જેને મોંએ વધારે યાદ હોય ને વધારે વાચાળતાથી જે ભાષણ કરી શકે તે મોટો.

ત્યારે એવું કોઇ સ્થળ છે ખરું, જે નાના-મોટાનો ભેદ ભૂલવા માટે હોય ?

હા, દરેક ધર્મમંદિર એ માટે છે. ત્યાં કોઇ નાનો નહિ, કોઈ મોટો નહિ

ત્યાં મોટો હોય કે નાનો હોય પણ દેવ પાસે બધા સરખા !

ત્યારે આપણે ત્યાં સમાનતાનો પહેલો પાઠ ધર્મમંદિરે આપ્યો. એમાં જ્યારે સદો પેઠો ને શેઠિયાને મોટા ગણવા, બીજાને નાના ગણવા એવી વાત આવી, ત્યારે આપણું પતન શરૂ થયું.

આપણે હવે પાછી ધર્મની એ ભાવના, જેમાં બધાને સરખા ગણવામાં આવે તે, ફેલાવવી છે.

મેં એમ સાંભળ્યું હતું કે જૂના વખતમાં એક દરબાર હતા. તેણે એક વ્રત લીધેલું. જે કોઇ ભગત





-ભિખારી, સંત-સાધુ-ફકીર એને આંગણે આવે તે ભૂખ્યો ન જાય.

એક વખત દુકાળ પડ્યો. દાણા મોંઘા થયા. કારભારીએ કહ્યું: 'બાપુ! આ વ્રત જાવા દ્યો!'

દરબારે કહ્યું: 'વ્રત જાવા દેવામા વાંધો નથી, પણ પછી બીજે દિવસે આ રાજગાદીએ બેસવાનો મારો હક્ક રહેતો નથી. વ્રત માટે ગાદી છે!'

જ્યાં સુધી રાજાઓમાં આવી વસ્તુ હતી ત્યાં સુધી રાજાઓ રહ્યા. એ વસ્તુ ગઈ ને રાજાઓ પણ ગયા. એ જ પ્રમાણે શ્રીમંતોનું થશે. હવે પછી "મૃત્યુવેરો" આવશે. ત્યારે મિલકતના પચાસ ટકા રાજમાં ચડ્યા જશે!

એટલે આજે માણસોએ પોતાના જીવનવ્યવહારને નવેસરથી તપાસીને જેમ બને તેમ સૌના જેવું જીવન જીવાય ને સૌ માટે જીવાય, એ રીત અપનાવવાની જરૂરિયાત ઊભી થઇ છે. સમૃદ્ધ જીવન એ આજનો પ્રશ્ન છે.

મૃત્યુ આવે ત્યારે માણસ 'રામ...રામ' કરવા માંડે, એ જેમ રામની ને પોતાની બંનેની મશ્કરી છે, તેમ બળતું ઘર કૃષ્ણાર્પણ કરવામાં પણ એવી જ મશ્કરી રહી છે, એટલે માણસ પોતાની વ્યક્તિગત મિલકતનો જેટલો મોહ છોડે અને જેટલું અભિમાન તજે, તેટલો તેને ફાયદો રહેવાનો છે.

પેલા દરબારની વાત આવે છે. એના સર્વનાશના એને સમાચાર આપવા માટે એક કાસદને મોકલ્યો. પણ જો એ એકદમ કહી દે કે તમારું બધું પનોતપનોત થઇ ગયું છે તો વખત છે ને દરબારનું ફટકી જાય.

એટલે કાસદે ધીમેથી કહ્યું, કે 'બાપુ! આપણી કાળવી કૂતરી મરી ગઈ છે!'

દરબાર કહે: 'અરર! કાળવી કૂતરી મરી ગઈ! એ તો ભારે થઈ. પણ કાળવી કૂતરી કેમ કરતાં મરી ગઇ? એ તો બહુ નરવી હતી!'

'બાપુ! હડકવા હાલ્યો 'પછી કોઈ રહે!'

'હડકવા હાલ્યો? અરર! કેમ કરતાં હાલ્યો!'

'એ તો બાપુ! આપણી ઘોડી મરી ગઇ એનાં હાડકાં ખવાઈ ગયાં!'

'હેં! શું કહે છે! ઘોડી પણ ગઇ? ઘોડી કેમ કરતાં ગઈ!'

'કોઈ નીરનાર નહિ બાપુ! એમાં.'

'અરર! કોઈ નીરણું નીરનાર નહિ એમ કેમ? ઠકરાણાં હતાં ને!'

'બાપુ! ઠકરાણાંએ સૌથી પહેલું ગામતરું કર્યું ના!'

'શું કહે છે! ઠકરાણાં પણ ગયાં! એ કેમ કરતાં? નખમાં ય રોગ હતો નહિ!'

'બાપુ! અગન પાસે કોનું જોર કામ આવે! ઘર સળગ્યું એમાં ઠકરાણાં સળગી ગયાં!'

'અરરર! ત્યારે ઘર, ઘરવખરી બધું ગયું છે! પણ ત્યારે હવે રહ્યું છે શું એ ઝટ બોલી દે ને!'

'રહેવામાં બાપુ, એક તમે ને એક હું!'

આ લોકકથામાં જેમ એક પછી એક બધી વાત ઊપડે છે તેવી વાત ભવિષ્યમાં માણસની મિલકતની ને માણસના પૈસાની થવાની છે. અમુક રકમ કરતાં વધારે પૈસો હોવો એ જ ગુનો ગણાશે. રેશનીંગ જેવું. કોઇપણ સરકારને જીવવું હશે તો એ કર્યે જ છૂટકો છે. આપણી સરકાર પણ આવતી કાલે 'કેપટેક્સ' ને નામે એ કરવાની છે જ.

એટલે શાણા માણસે આ જમાનામાં પોતાના ને પોતાના સ્વજનોના ગેરફાર રક્ષવા હિમ્મતભર્યું, સ્વતંત્ર, સદ્વર્તનવાળું જીવન ગાળે તેવું શક્ય બનાવવું, એ જ મહાન કાર્ય ગણવું જોઇએ. સાર્વજનિક જનો લાભ લઇ શકે તેવાં જળાશયો, ધર્મશાળાઓ, દવાખાનાઓ, મુસાફરખાનાઓ, મંદિરો, પુસ્તકાલયો, વાચનમંદિરો, વિદ્યોત્તેજક શાળાઓ,

મફત વિદ્યાલયો, એવાં એવાં કાર્યો પોતાને હાથે કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. સામુદાયિક વિદ્યા પ્રચાર એ જ મુખ્ય કામ ગણવું જોઈએ.

એ વસ્તુ અત્યારના વાતાવરણમાં આવશ્યક છે. આવી રીતે જે સમજે એમણે પોતાના તમામ વ્યવહારને નવેસરથી તપાસવો ઘટે છે.

આ યુગધર્મ છે. અને એ ધર્મને પાળવાની બે રીત છે. ફરજ પડે ત્યારે પરાણે પાળવાની એક રીત. અને બીજી રીત, પોતે સમજી જઈને એવી વ્યવસ્થા કરવી કે જેથી સૌ સુખ પામે. પોતાના હસ્તકનું કોઈ મહાન કાર્ય હોય તો તમામ કર્મચારીઓને ભેગા કરીને, અમુક વર્ષની વિશ્વાસપાત્ર નોકરીઓ-વાળાને બોલાવીને, એમની સાથે વિશ્વાસપૂર્વક નવરચનાના પ્રશ્નોની છણાવટ કરવી, એ એક અનોખી શાહી રીત છે. આ રીત સાચી છે.

ભોજરાજા વિષે કહેવાય છે કે જ્યારે એનું મરણ બહુ નજીક આવ્યું, ત્યારે પોતે જે હાથી ઉપર વર્ષો થયાં બેઠો હતો, તે હાથીની પણ ઉરસી ઉરસી રજા લેવા એ ગયો હતો!

આ એક મહાનુભાવનાભરેલી વિસર્જનની રીત છે. અત્યારે તો લાગે છે કે મિલકત અને માલિકી, વિસર્જનના સીમાડા-ઉપર, આપણી—માનવની રાહ જોતાં ઊભાં છે. જેમને આ વિસર્જન-કલા આવડશે, તે વળી અમર સર્જન કરી જાશે. નહિ આવડે તે પોતાની મિલકતનો, પોતાના માલિકીપણાનો, પોતાનાં ખાનગી સ્વામિત્વનો આંસુભરેલી આંખે ત્યાગ કરશે. અને એ ત્યાગમાં થોડી જ મજા નહિ હોય!

આ પ્રશ્ન જીવનમાં આવ્યો છે. આવી રહ્યો છે. સૌ એને પણ વિચારે. કેવી રીતે ત્યાગ કરવો છે એનો સૌ વિચાર કરે. આ સરકાર કાંઈ શકરવાર કરશે કે નહિ એ ભગવાન જાણે, પણ એ 'ડેથટેક્સ' આણશે. એનો નવસર્જનમાં એ ઉપયોગ કરશે કે 'પ્રીફેબ્રીકેટેડ' જેવાં હીવામાં ફૂંકાશે એ એ જાણે— પણ એ નવસર્જન ન કરે તો પણ નવસર્જનનો ઢોંગ તો કરશે જ. ને એમાં પહેલું કામ 'ડેથટેક્સ' નું હશે!

જે માણસો સામાન્ય જ્ઞાન પ્રચારમાં મદદરૂપ બનશે તે ભવિષ્યથી કાંઈક કરી જશે. બીજા ઊભા ઊભા જોશે ને મિલ્કત ચાલી જશે! રાજ્યો ગયાં એ રીતે જ.

# 'સરસ્વતીચન્દ્ર'ની અડધી સદી

વિષ્ણુપ્રસાદ ૨. ત્રિવેદી

ગયા રવિવાર તા. ૨૬મી ઓગસ્ટે 'સરસ્વતીચન્દ્ર'ની સમાપ્તિને પચાસ વર્ષો પૂરાં થયાં છે. આ નિમિત્તે ખાસ લખાયેલો પ્રા. વિ. ૨. ત્રિવેદીનો આ લેખ પ્રગટ કરતાં આનંદ થાય છે. 'સરસ્વતીચન્દ્ર' નવલકથા તરીકે મહાન શાથી છે તથા ગોવર્ધનરામે પ્રાચીન સદંશોની પોતાની પ્રતિભા કેવી રીતે એમાં સિદ્ધ કરી છે અને એ 'ગ્રન્થમણિ' ગણાવા કેવી રીતે પાત્ર છે તેની અનુપમ કૌશલથી એમણે અહીં રજૂઆત કરી છે. આ લેખ મુંબઈના દૈનિક હિંદુસ્તાનમાંથી અહીં મૂક્યો છે.

મોગલાઓની હકૂમતમાંથી ગુજરાત ગયું ત્યાંથી માંડી કોંગ્રેસ સ્થપાઈ ત્યાં સુધીનું દેશનું જાગૃત સત્ય વિલોકવાથી "સરસ્વતીચન્દ્ર"ની સંકલના અને રહસ્ય પ્રગટ થાય તેમ છે. ૧૮૨૦થી ૧૮૫૦, ૧૮૫૦ થી ૧૮૭૫ અને ૧૮૭૫થી ૧૯૦૦ના જમાનાઓના અખિલ ભારતીય જીવનના અનુસંધાનમાં ગુજરાતનું જીવન અવલોકો; બ્રાહ્મસમાજ, પ્રાર્થનાસમાજ, આર્યસમાજ, થિયોસોફી અને ઇન્ડિયન નેશનલ કોંગ્રેસ સાથે દેશની સમકાલીન મહાન વ્યક્તિઓને રામમોહન રાય, કેશવચન્દ્ર સેન, રાનડે, દયાનંદ, વિવેકાનંદ, સુરેન્દ્રનાથ બેનરજી આદિને સંભારો; અને ગોવર્ધનરામની પ્રેરણા અને ઉદ્દેશ સ્પષ્ટ થશે. ગોવર્ધનરામનું વૈયક્તિક માનસ જેટલે અંશે એમના જમાનાની પાર નહોતું તેટલે અંશે આ સમયનું જ પ્રતિબિંબ તેમની કૃતિમાં પડે છે. સંસ્કૃત ભાષાની અને ભારતીય સાહિત્યફિલસૂફીની યુરોપમાં પ્રતિષ્ઠા બંધાઈ ચૂકી હતી. દેશમાં હિંદુ સામાજિક વ્યવસ્થાઓ અને હિંદુ ધર્મ તરફ ટીકાની વૃત્તિ હતી, મમતા અને કલ્પનાથી રહસ્યગ્રહણની વૃત્તિ જાગી હતી. પૂર્વોક્ત સમાજોદ્વારા અને વિશેષતઃ દયાનંદ, વિવેકાનંદ અને થિયોસોફીદ્વારા હિન્દુ પુનરુત્થાનનો વાયુ સર્વત્ર વાતો હતો. અંગ્રેજી અભ્યાસે જેમ યુરોપી સંસ્કૃતિની ઊજળી બાજુ દર્શાવી તેમ તેની અને ખ્રિસ્તી ધર્મની નબળી બાજુ પણ દર્શાવી. એણે હિન્દુત્વને કાંઇક અક્કડ બનાવ્યું અને એના અભિમાનને પોષ્યું. હિન્દુ સંસ્કૃતિના અભિમાન સાથે રાષ્ટ્રિય અભિમાન સંપૃક્ત થયું. બ્રિટિશ સરકારે પણ દેશીઓને આપેલાં વચનો કાર્યથી તોડ્યાં, તોડ્યા જ કર્યાં. રાજકીય અસન્તોષે વ્યવસ્થિત અને સબળ રીતે સંઘટિત થવા હિન્દી મહાસભાનું રૂપ લીધું. એની પ્રવૃત્તિ મર્યાદિત હતી અને સમાજના કેળવાયેલા મધ્યમ વર્ગને સ્પર્શતી, પણ એ મધ્યસ્થિત વર્ગે પોતાની બંને બાજુએ દબાણ કર્યું અને ગરીબાઈ કે ધર્મને કારણે બધા વર્ગને જાગ્રત કરવામાં સહાયતા કરી. આર્ય સંસ્કૃતિનું ખીચતું અભિમાન અને રાજકીય અસંતોષ એ ૧૮૭૫થી ૧૯૦૦ના સમયને સમજવાની ચાવી છે.

પાછલી પેશવાઈના દિવસોમાં નાગરાજ અંગ્રેજો સાથે લડે છે ત્યાંથી મણિરાજની પ્રગતિશીલ રાજ્યવ્યવસ્થા સુધીનો કાળ; લક્ષ્મીનંદન અને ચંદ્રલક્ષ્મીની ભેગી છબી પડાવવી તેને સ્વચ્છંદની હદ ગણી યુગલને હાજર કરવું ઈશ્વરકોરથી શરૂ થઈ કુસુમની સ્વતંત્ર જીવનની પિતાથી પોષાતી અભિલાષા સુધીનો કાળ: ૧૮૨૦ થી ૧૮૮૫ સુધીના લાંબા સમયને "સરસ્વતીચન્દ્ર" અનેક પાત્રોદ્વારા, જુદાં જુદાં કુટુંબોની પેઢીઓદ્વારા રજૂ કરે છે અને એ બધામાં ગોવર્ધનરામ એક પ્રતિજ્ઞા સિદ્ધ કરે છે કે અર્થહીન દેખાતી પ્રણાલીમાં, જડ થયેલી સંસ્થામાં, રૂઢિદાસ મનુષ્યોમાં પણ કોઈ શુભ અંશ, કોઈ સત્યનો કણ, કોઈ રમણીયતાનું તત્ત્વ છે જે જાળવી રાખવા જેવું ન હોય તો યે ચિન્તનને યોગ્ય તો છે. જે પ્રાન્તોને સાક્ષાત્ કે પરંપરયા નવી હવા મળી છે, પુનરુત્થાનનો સંદેશ મળ્યો છે, ભૂતકાળની ભવ્યતાનાં સ્વપ્ન આવ્યાં છે, જેમણે પશ્ચિમના ગૌરવના ભણકાર સાંભળ્યા છે, તે સહુ પોતાની જાતને નવી રીતે ઘડવા ચાહે છે અને આસપાસના જીવનને પોતાની આકાંક્ષાને અનુરૂપ બનાવવા મથે છે. સંજોગો અને પોતાની શક્તિઓને અતિક્રમીને તેઓ કાંઈ સિદ્ધ કરવા માગે છે. જે દુષ્ટ છે તે ખોટાં ફળ ચાખે છે માટે અનનુકરણીય છે એમ નહિ, તેઓ અસુન્દર છે,

વિરૂપ છે માટે જ અનાકર્ષક છે; જે શુભ છે, સાચું છે તે હિતાવહ છે માટે જ નહિ, તેમાં સૌંદર્ય છે માટે પણ આકર્ષક અને ભાવનાને યોગ્ય છે. "સરસ્વતીચંદ્ર"માં ગોવર્ધનરામનો હેતુ સૌન્દર્યસર્જનનો નહોતો એમ કહેવું એ ભૂલ છે. એમનું સૌન્દર્યસર્જન અહેતુક નહોતું. સૌન્દર્યના સ્વભાવથી જ નિષ્ફળ નહોતું નીવડવાનું એમ કહેવું બરાબર છે. સાચી વસ્તુની સારામાં સારી ભલામણ એ છે કે એ સુન્દર છે. ગોવર્ધનરામે સેવા, પ્રીતિ, ભક્તિ, વૈરાગ્ય આદિ ઊર્મિઓને વિશુદ્ધતા અર્પી, અથવા કહો કે તેમનાં શુદ્ધ રમણીય સ્વરૂપ પ્રત્યક્ષ કર્યાં. ત્યાગયુક્ત પ્રીતિ એ પ્રીતિનું સ્વાભાવિક અને ઉચ્ચ સ્વરૂપ છે; એ રમણીય સ્વરૂપ છે; અને એમાં માનવનો સાચો વિજય છે. ભારતીય ધર્મવ્યવસ્થા અને સમાજવ્યવસ્થા રમણીય તત્ત્વોની બનેલી છે અને એની પ્રીતિ એ જ સાચી દેશપ્રીતિ છે. એ રમણીયતા સમજીને સમયને અનુરૂપ તેમને કરવી એ દેશજનનો ધર્મ છે એ ધર્મનું ગ્રંથમાં બૌદ્ધિક પ્રતિપાદન નથી; ગોવર્ધનરામે વર્તમાન અને ભૂતકાળ એવો ચીતરી આપ્યો છે કે, દેશભક્તિ એ સાગ' આપોઆપ ગ્રહણ કરે.

"સરસ્વતીચન્દ્ર"માં પશ્ચિમને અભિમુખ બનેલું ઉચ્ચગ્રાહી સત્ત્વ સમકાલીન અને ગતકાલીન અને પ્રાચીન જીવનમાં ફરી વળી પ્રાક્ અની પૂર્વાભિમુખ થાય છે. ૧૮૭૫થી ૧૮૯૦નું મુંબઈનું જીવન, તેની સમાંતર તથા તેની પીઠમાં રહેલું નગરી બહારનું: તળ ગુજરાતનું કૌટુમ્બિક અને સામાજિક જીવન, તેની ચારે કોર ફેલાતી "દેશી રાજ્ય"ની હવા અને એ સર્વમાં પ્રોત પ્રાચીન ભારતીય સંસ્કાર, એ બધું આન્તર યોજના, સંકલનાની વિશાલતા અને વ્યાપકતા સૂચવે છે, અને ગ્રંથસમગ્રને આંખમાં ધારી શકીએ તો અદ્ભુત અન્વિતિ દાખવે છે. નવલકથાનાં પાત્રો વ્યક્તિઓ—વિશિષ્ટતાવાળી અને ચેતનવંત વ્યક્તિઓ—મટી જતી નથી, વિચારો કે ભાવનાઓનાં કેવળ યંત્રવત્ પ્રતીકો નથી બનતી. તેમનાં કાર્યો, મંથનો અને સંઘર્ષો વાસ્તવિક રહે છે અને તેથી તો કથા રસમય છે. પરંતુ એ સંઘર્ષો બાહ્ય કરતાં આંતરિક વિશેષ છે. એ દ્વારા પેઢીપેઢીનાં, યુગયુગનાં, પૂર્વ-પશ્ચિમનાં ઘર્ષણો આપણે દેખીએ છીએ. એ મંથનો અને ઘર્ષણો પ્રજાના વ્યાપક સત્ત્વના છે અને નવલકથાની કલાને ઉચિત રીતિથી નિરૂપાયાં છે તેથી 'સરસ્વતીચંદ્ર" આપણી મહાન નવલકથા બને છે. એણે ભાવનાની ઉચ્ચ ભૂમિકાઓ સર્જી આપી તથા આપણી વૃત્તિઓને સંસ્કારી ને વાળી તેથી તે આપણો ગ્રંથમણિ છે.

☆

## થીજેલા દિલની લગની

રાહ જોઈ જોઈને એટલો બધો થાકી ગયો કે એ થાકમાં જ પછી તો તારી એ ઝંખનાની સમાપ્તિ આવી ગઈ. મેં તારા માટે જ્યારે કશું જ કર્યું નથી એમ મને લાગે છે ત્યારે જરા મારો તારા પરનો આ અછાજતો, અધિકાર પણ મને ખૂંચે છે, અને તે જતો કરી દેવાનું એવું જ મન પણ થઈ આવે છે. છતાં હું તને તો ક્યારેય છોડી શકવાનો નથી એ તો ચર્વિતચર્વણ લાગે છે. મારે એ ન કહેવું જોઈએ અને તારે એ સાંભળવું પણ ન જોઈએ એ તો બન્નેની સહિયારી કબૂલાત છે. છતાં આજે તને સંભારવા, ભેટવા, જકડી લેવા, અરે મારામાં સમાવી દેવા આજે જ તારી જરૂર હતી. અને તારું એ વાયદા વિનાનું આગમન મેં કલ્પી લીધું, દિલમાં એ એકાએક ઉદ્ભવી જ ઊઠ્યું કે તું આવશે જ. તેનું કારણ તો હુંય જાણી શકતો નથી કે તારાં આગમન માટેની કાયમી અશ્રદ્ધાએ આજે આવું પ્રબળ શ્રદ્ધારૂપ શી રીતે જન્માવ્યું! મેં તો તારી રાહ ક્યારે પણ જોઈ નથી એટલે જ કોઈક વખત એકાએક મારી સામે તું આવી જાય છે. આશાની એ ભવ્ય ઇમારત આટલી બધી ભવ્યતમ બની ગયા પછી પણ તેની સાથે રમત આદરવા, તેની સાથે ખેલ ખેલવાની ઇચ્છા થઈ આવે છે એ જરા બેહૂદું તો બન્નેને લાગે છે. છતાં સંજોગો અને સાચી પરિસ્થિતિને જ્યારે તટસ્થતાથી વિચારું છું ત્યારે મારી એ ઉતાવળ જરા વધુ પડતી જ મને તો લાગે છે. મેં ક્યારેક ક્યારેક તારી આ નિરાંતભરી, થીજેલા દિલની મારા માટેની લગની એ ઉતાવળમાં જરૂર ઢાંકી દીધી જ છે.

चन्दनम्

# સર્વોદય કે સામ્યવાદ?

વસુબન્ધુ

ગુજરાતી ચોથી ચોપડી ભણતા વિદ્યાર્થીથી માંડીને ઇતિહાસ અને રાજકારણના વિષયો શીખવતા શિક્ષકો–પ્રાધ્યાપકો પણ જે રસથી આ લેખમાળાને છેલ્લા બાવીસ માસથી બિરદાવી રહ્યા છે એ હવે તો પૂર્ણાહુતિને આરે આવી ઊભી છે પુસ્તકાકારે પ્રગટ થવા અંગેની જિજ્ઞાસુ પૂછપરછ પણ થઇ રહી છે અને અજ્ઞાત રહેવા માગતા એના લેખકને જાણવા માટે પણ એટલી જ જિજ્ઞાસા ફેલાઇ છે. આ હસો એ બધાં ઉપર જાણે શિરમોર જેવો ન શોભી રહ્યો હોય!

## પ્રકરણ ૧૪ મું

### મહામાનવનું આગમન

हमारी कौम ने माना हुवा सरदार गांधी है।
हमारे कार्फिले का काफीला सरदार गांधी है॥
गुजाया है जमाने में गजब लश्कार गांधी है।
नहि डरता हु दुश्मन से मेरी सरकार गांधी है॥

**આ** પણામાના જેમની ઉમ્મર ૩૫ વર્ષની ઉપરની છે, તેમણે જેને ચમત્કારોમાં પણ ચમત્કાર કહી શકાય એવી એક અલૌકિક ઘટના પોતાની જ આંખે જોઈ. અને પોતાના જ જીવનમાં અનુભવી.

દક્ષિણ આફ્રિકાથી એક મૂઠી હાડકાંનો વામન હિંદને કિનારે ઉતર્યો. એ પોતાની સાથે અનેક ગાંડીઘેલી વાતો લાવ્યો હતો. એણે જગતની એક બળવાનમાં બળવાન સલ્તનતની સામે એકલે હાથે સત્ય અને અહિંસાના શસ્ત્રોથી બાથ ભીડી. ભારતવર્ષનું વિશ્વ એ એની ધર્મભૂમિ અને કર્મભૂમિ હતું. એણે '૨૦, '૩૦ અને '૪૦માં ત્રણ વિરાટ પગલાં ભર્યાં, જેની હેઠળ હિંદની પોણા ભાગની ધરતી ચંપાઇ ગઇ. ચોથું પગલું ભરવા માટે જ્યાં એણે પગ ઉપાડ્યો, ત્યાં એક આપઘાતને માર્ગે વળેલી સંસ્કૃતિએ એનો ઘાત કર્યો!

આ ચમત્કાર શી રીતે થયો?

શિવાજીની સરદારી હેઠળ મુસ્લિમ સંસ્કૃતિને પરાજીત કરીને હિંદુ સંસ્કૃતિ સહેજ થાક ખાવા બેઠી થાક ખાઇને એ ઊભી થઇ, ત્યાં એને ખબર પડી કે એને ખભે એક નવી સંસ્કૃતિ સ્વાર થઇ હતી. હિંદની નેતાગીરી એક પરદેશી પ્રજાના હાથમાંથી બીજી પરદેશી પ્રજાના હાથમાં સરી ગઇ હતી. હિંદના માલીકો મુસલમાનો મટીને અંગ્રેજો થયા હતા.

અંગ્રેજો પોતાની સંસ્કૃતિને સર્વશ્રેષ્ઠ માનતા હતા. એમને મન ગોરી ચામડી એ દેવત્વની નિશાની હતી. જગતનું કેન્દ્ર લંડન હતું બ્રિટીશ રાજ્ય–શાસન જગતનું સર્વશ્રેષ્ઠ ગણ્યશાસન હતું. ઇંગ્લેંડની પાર્લામેન્ટ, જગતની પાર્લામેન્ટોની માતા હતી સરસ્વતા માત્ર અંગ્રેજી અને યુરોપિયન સાહિત્યમાં જ હતી. ઇંગ્લેંડનાં ધર્મ અને વિજ્ઞાન, કલા ને સાહિત્ય, કાયદા ને વૈદક, શાસન અને પ્રણાલિકાઓ જગતભરમાં અજોડ હતાં, આખી માણસજાતનો ઉદ્ધાર ઇંગ્લેંડને એકનિષ્ઠાથી અનુસરવામાં હતો.

આપણા રાજકર્તાઓનું આ દૃષ્ટિબિંદુ હતું એ દૃષ્ટિબિંદુ મુજબ એમણે હિંદની બે પ્રાચીન સંસ્કૃતિઓનું આધુનિકરણ આરંભ્યું.

આ પ્રયોગ જો ફત્તેહમંદ થાય તો પરિણામો ભયંકર આવે. હિંદ પોતાનો આત્મા ગુમાવીને કેવળ ઇંગ્લેંડનો કદરૂપો પડછાયો બની જાય.

હિંદની સામે પ્રશ્ન ઊભો થયો. હવે કયે રસ્તે જવું? નવી સંસ્કૃતિના આ પડકારને કયી રીતે ઝીલવો?

એ પ્રશ્નનો જવાબ આપવા માટે સંસ્કૃતિના સંરક્ષક ભણી સતેજ થઈ. સંસ્કૃતિનો વડવું મન્થન થયું અને એમાંથી એકએકથી ચઢિયાતા મહામાનવો યુગપુરુષો તરીકે પોતાની સામે ફેંકાયેલા પડકારને ઝીલવા માટે બહાર પડવા માંડયા.

રાજા રામમોહનરાય, કેશવચંદ્ર સેન, સહજાનંદ સ્વામી, દયાનંદ સરસ્વતી, એની બેસંટ, રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ, સ્વામી રામતીર્થ, શ્રી.



અરવિંદ અને રમણ મહર્ષિ પોતપોતાની રીતે પશ્ચિમની સંસ્કૃતિના પુરને ખાળવા મથી રહ્યાં.

પ્રમથનાથ બોઝે કહ્યું : 'પશ્ચિમની સંસ્કૃતિની પ્રગતિ એ પ્રગતિ જ નથી. એ તો કેવળ વિનાશને પંથે જઈ રહેલો માનવીઓનો સંઘ છે.'

સ્વામી વિવેકાનંદે કહ્યું : 'દરેક પ્રજાને પોતાની પ્રતિભા હોય છે. દરેક પ્રજાને પોતાનું મિશન પણ હોય છે. આપણે આપણું મિશન યુગો પહેલાં નક્કી કરી લીધું છે.'

દયાનંદ સરસ્વતીએ 'સત્યાર્થ પ્રકાશ'દ્વારા હિંદને એની અનાર્ય અવદશામાંથી ઉગરવાનો માર્ગ બતાવ્યો. એ રસ્તો હતો આર્યત્વના પુનરૂદ્ધારનો.

અને શ્રી. અરવિંદે પૂર્ણયોગની સાધનાદ્વારા માનવજાતને માર્ગદર્શન કરાવવાનું હિંદનું મિશન પોતાના જીવન અને કાર્યદ્વારા વ્યક્ત કર્યું.

પણ આ બધા જવાબો કરતાં મોટો જવાબ પશ્ચિમની વિજયી સંસ્કૃતિને ઇ. સ. ૧૯૦૮માં મળ્યો.

લોકકથા કહે છે કે રામ થતા પહેલાં વાલ્મીકીએ રામાયણ લખ્યું. આ જમાનામાં આવી હકીકત મોટા ભાગના બુદ્ધિશાળી માણસોના માન્યામાં ના આવે. પણ આપણે જો કાવ્યમાંથી ઇતિહાસ તરફ વળીએ તો એમ જણાશે કે આ સંસારમાં અનેક પ્રતિભાશાળી પુરૂષો ભવિષ્યની ગેબી કિતાબના અદશ્ય પ્રકરણો વાંચી શક્યા છે. તેઓ ભવિષ્યનું સ્પષ્ટ દર્શન કરી શક્યા છે, અને ત્યાર પછી ભવિષ્યનું સર્જન મોટે ભાગે એમના દર્શન મુજબ જ થયું છે. પ્રથમ વિશ્વયુદ્ધ પહેલાં એક જર્મન સેનાપતિ બર્ન હાર્ડીએ એક પુસ્તક લખ્યું હતું 'Germany and next war.'—'જર્મની અને હવે પછીનું યુદ્ધ.' એમાં એણે પ્રથમ વિશ્વયુદ્ધ શી રીતે લડાશે, એને લગતી અનેક આગાહીઓ કરેલી, અને એમાંની મોટા ભાગની આગાહીઓ સાચી પડી છે. આવા જ અનેક આગાહી-ગ્રંથો અને આત્મકથાઓ દુનિયામાં લખાયાં છે. 'હિંદ સ્વરાજ' એ એ પ્રકારનો એક ગ્રંથ હતો. એમાં એક પ્રાચીન પ્રજાના પયગમ્બરે પોતાની ગુલામીના ઘેનમાં પડેલી પ્રજાને જાગ્રત થવાનો, અને પોતાનો આત્મ-નિર્ણયનો અધિકાર સિદ્ધ કરવાનો પરમ મંત્ર આપ્યો.

હિંદુ સંસ્કૃતિ અને પશ્ચિમની સંસ્કૃતિ વચ્ચેના લગ્નકરારને કારણે વધુમાં વધુ લાભ અંગ્રેજોને થયો અને વધુમાં વધુ ગેરલાભ હિંદુઓને થયો. નવી સંસ્કૃતિમાં અમૃત અને ઝેર બન્ને હતાં પણ અંગ્રેજો શેઠ હતા અને આપણે ગુલામ. એટલે આપણે ભાગ ઓછામાં ઓછું અમૃત આવ્યું અને વધુમાં વધુ ઝેર. ગુલામમાં માલીકના સદ્ગુણો ઉતરતા જ નથી. એનાં અપલક્ષણો જ ઉતરે છે.

અંગ્રેજો સાથે સંસર્ગમાં આવીને–આપણે એમની વેપારી કુનેહ, ઉદ્યમપ્રેમ, બહાદુરી, સ્વદેશપ્રીતી, શિસ્ત, સંગઠન કે સ્વચ્છતા શીખ્યા નહીં. પણ શ્રીમંતો ખર્ચાળ ટેવો, ઉડાઉપણું અને અંગ્રેજ રહેણીકરણીની વાનરનકલ શીખ્યા. રાજાઓ ગરીબ પ્રજાને ચૂસીને પરદેશમાં ક્ષુદ્ર મોજમજાહ અને વાહીયાત શોખો કરતા શીખ્યા. વકીલો કાયદો ભણીને પ્રજાને ડરપોક બના વવા માંડયા. ડાક્તરો વિલાયતી વૈદુ ભણીને 'નેટીવ ફીઝીશીયન્સ'ને ઊંટવૈદો કહીને તિરસ્કારતાં શીખ્યા. શહેરીઓ કોટ, પાટલુન, ટાય ને ટોપો પહેરીને ગરીબ ગામડિયાઓને ગમાર ગણાવતા શીખ્યા. પ્રોફેસરો પરદેશી પોપટીયાજ્ઞાન મેળવીને પૂર્વજોને જંગલી માનવા માંડયા. વેપારીઓ નવાં સાહસો કરવાને બદલે પરદેશી માલના દલાલો બનીને કાચા માલની સંપત્તિ પરદેશ ચઢાવવા માંડયા અને પાકા માલની વિપત્તિ દેશમાં નોતરવા માંડયા. દેશની આશા સમા વિદ્યાર્થીઓ પરદેશની વિદ્યાકલાઓ હસ્તગત કરવા માટે ત્યાં જવાને બદલે સરકારી નોકરી શોધવા માટે ત્યાં જવા માંડયા, અને પરદેશમાં પ્રેમ કરીને ઘરડાં માબાપ અને આશાભર્યાં બૈરીછોકરાંને રઝળાવતાં શીખ્યા.

સ્વધર્મ, સ્વદેશ અને સ્વસંસ્કારમાં શ્રદ્ધા ધરાવતા કોઇ પણ સ્વમાનપ્રિય માણસ માટે આ પરિસ્થિતિ





અસહ્ય હતી એટલે મહાત્માજીએ 'હિંદ-સ્વરાજ' મારફતે હિંદની પ્રજા આગળ સ્વધર્મે નિધનં શ્રેય એ પ્રાચીન ગીતા-મંત્રની પુનર્ઘોષણા કરી.

'હિંદ-સ્વરાજ' પાછળનું તત્ત્વદર્શન કેવા પ્રકારનું હતું? હિંદ-સ્વરાજનો કેન્દ્રવર્તી ખ્યાલ એ હતો કે, પરચક્રને ભેદતા પહેલાં પરસંસ્કારને પ્રજાળી મૂકવો જોઈએ.

ઇંગ્લેંડની સિદ્ધિઓથી અંજાવાને બદલે આપણે એની દયા ખાવી જોઈએ. આપણો ઉદ્ધાર એને અનુસરવામાં નથી, પણ આપણા આત્માને ઓળખવામાં અને આપણું આત્મબળ કેળવી અને સત્યાગ્રહના રૂપમાં વ્યક્ત કરી, આપણો આત્મનિર્ણયનો અધિકાર આપણા વિજેતાઓ પાસે મેળવવામાં છે.

સાચું હિંદ ગામડામાં વસે છે. યાંત્રિક ક્રાન્તિની ભઠ્ઠીમાં પીગળી ગયેલા ગામડાના ગૃહઉદ્યોગોને પુનર્જીવન આપીને ગામડાને ફરી પાછા અસલની આબાદીએ લઈ જવાં જોઈએ. હજારો વર્ષોથી આપણું જે સમાજબંધારણ ચાલ્યું આવે છે, તેના દોષો દૂર કરીને તેને કાયમ રાખવું જોઈએ. હિંદુ-મુસલમાને એક થવું જોઈએ. પરદેશી કેળવણી, યંત્રો દારૂગોળા ને રેલ્વેનો બહિષ્કાર કરવો જોઈએ, અને વકીલ-દાક્તરોના ફંદામાંથી છૂટવું જોઈએ. જો આટલું થાય તો "સ્વરાજ આપણી હથેળીમાં છે. તે સ્વરાજ સ્વપ્નવત્ ના માનશો." અને હિંદના શ્રેષ્ઠ સમાજ બંધારણ માટે એમણે કહ્યું, 'આવું જે પ્રજાનું બંધારણ છે તે પ્રજા બીજાને શીખવવાને લાયક છે, બીજા પાસે શીખવા લાયક નથી'

અને આ સાંસ્કૃતિક દૃષ્ટિની ભવિષ્યપોથીની પૂર્ણાહુતિ કરતાં એક પરાજીત પ્રજાના પયગમ્બરે ભવિષ્ય ભાખ્યું:

'જે કંઈ મેં કહ્યું છે તે અંગ્રેજના દ્વેષભાવે નહિ પણ તેમના સુધારાના દ્વેષભાવે કહ્યું છે.

મને લાગે છે કે આપણે સ્વરાજનું નામ લીધું છે, પણ તેનું સ્વરૂપ સમજ્યા નથી. તે જેવું હું સમજ્યો છું તેવું સમજાવા મેં પ્રયત્ન કર્યો છે. તેવું સ્વરાજ લેવા ખાતર આ દેહ અર્પણ કરવો એમ મન સાક્ષી પૂરે છે.'

દર્શન સ્પષ્ટ થયું ને સર્જન શરૂ થયું. '૨૦ની સાલ સુધીમાં તો સત્યાગ્રહનું ઝરણું અસહકારની અફાટ સિંધુમાં ફેરવાયું, અને ત્યારપછી એક મહામાનવના જાદુઈ વ્યક્તિત્વ અને પ્રચંડ ઇચ્છાશક્તિને તાબે થઈને ફ્રુ સદી સુધી આ દેશના ઇતિહાસના ચક્રો ફર્યાં.

ઇ. સ. ૧૯૧૮ની સાલમાં હિંદના રાજકીય આકાશમાં ગાંધીસૂર્યનો ઉદય થયો. અસંખ્ય રાજકીય સિતારાઓ કાં તો ખોવાઇ ગયા કે કાં તો તેઓ ગાંધીસૂર્યના ગ્રહો બની ગયા. બ્રિટીશ યુગ દરમ્યાનના હિંદના ધાર્મિક, રાજકીય, અને સામાજીક પુરુષાર્થનો સરવાળો જેનામાં વ્યક્ત થતો હોય, એવો એક જ માણસ આપણી સંસ્કૃતિની સરદારી લઇ રહ્યો. એનામાં કાકાસાહેબને સ્વામી વિવેકાનંદના દર્શન થયાં. રવીશંકર મહારાજને દયાનંદ સરસ્વતી દેખાયા. વલ્લભભાઇ પટેલ ને કિશોરલાલ મશરૂવાળાને આ પુરુષમાં શ્રીજી મહારાજ પ્રત્યક્ષ થયા, નાનાભાઇ ભટ્ટને ભાસ્યું કે નથ્થુરામ શર્માનો અધૂરો પુરુષાર્થ પૂરો કરી શકે એવો આ એક જ પુરુષ છે. કોઇને એમનામાં તીલક ટાગોર એની બેસન્ટ, કે બંકીમબાબુ દેખાયા. જૈનોને એ તીર્થંકર, મુસ્લિમોને ઓલીયા, ખ્રીસ્તીઓને અર્વાચીન ખ્રીસ્ત, અને ચીનાઓને જીવતા બુદ્ધ જણાયા. કરોડો અબુધ ને ભોળા ગામડીયાઓએ એમને વિષ્ણુના દસમાં અવતાર માની, એમને વિષે અનેક દંતકથાઓ સર્જી અને લોકગીતો રચ્યાં.

સૌને પોતપોતાની હૃદયસ્થ મૂર્તિનાં આ મહામાનવમાં દર્શન થયાં.

પંજાબમાં જલીયાનવાલા બાગના અત્યાચારો થયા. કચડાએલી પ્રજા કાળી ઉઠી. એણે બ્રિટિશ શાહીવાદને પોતાના નગ્ન સ્વરૂપમાં જોયો. આ અસંતોષને નક્કર સ્વરૂપ મહાત્માજીએ આપ્યું.

'૨૧ ની સાલમાં અસહકારનો શંખધ્વનિ ફુંકાયો. પ્રજાના સ્વમાન અને સ્વભાને સ્વદેશીને સ્વધર્મ માન્યો. પ્રજાના ક્રોધ અને દ્વેષે અસહકાર અને બહિષ્કાર પોકાર્યા.

જુઓ : " સરદાર વલ્લભભાઈની ધાર્મિકતા " નામનો કિશોરલાલ મશરૂવાળાનો લેખ. મહાત્માએ પોતાની અખૂટ આત્મશ્રદ્ધાથી પ્રજાને કોલ દીધો : " મારા કાર્યક્રમને જો એક-નિષ્ઠાથી અનુસરશો તો એક વર્ષમાં જ સ્વરાજ તમારા ચરણોમાં આવીને પડશે. "

એક વર્ષમાં જ સ્વરાજ ! પ્રજાની સમસ્ત વિપત્તીનો અંત ! શબ્દો જાદુઈ હતા. આશા ગુલાબી હતી, અનેક સિદ્ધિઓ મેળવનાર મહાત્મા માટે આ નવી સિદ્ધિ અશક્ય તો નહીં જ હોય ! પ્રજાનો સુષુપ્ત આત્મા આ નવા મંત્રથી જાગ્રત થયો. કાશ્મીરથી કન્યાકુમારી સુધીનો અજગર જેવો દેશ અપૂર્વ ઉત્સાહથી ખળભળી ઉઠયો. ઘેરઘેર ચરખા ચાલવા માંડ્યા. ગામેગામ વિલાયતી કાપડની હોળીઓ સળગી. પીઠેપીઠે સ્વયંસેવકો ગોઠવાઈ ગયા. ઠેરઠેર સભાસરઘસો થવા માંડ્યા. અમદાવાદ જેવા શહેરમાં આખો રીચીરોડ સાંજ પડે ધોળી ટોપીનો મહાસાગર બની જતો. ગામેગામ ઉત્સાહઘેલા આબાલવૃદ્ધ પ્રજાજનો સરઘસોમાં ગાવા માંડ્યા:

" હર હર મહાદેવ પુકારો અલ્લા હો અકબર "
" હિંદુ મુસલમીનએકજ થઇને જય જય બોલો હિંદુસ્તાન."

વકીલોએ વકીલાત છોડી. દાક્તરોએ દાક્તરી તજી, વિદ્યાર્થીઓએ શાળા-કોલેજ છોડ્યાં. સ્ત્રીઓએ ઘરેણાં ત્યાગ્યાં. સ્વાતંત્ર્યયજ્ઞમાં બલિ થવા માટે સૌ પડાપડી કરવા લાગ્યાં. હિંદના પ્રશ્નો પરત્વે કાયમ ઊંઘતી બ્રિટીશ પાર્લામેન્ટની સુરતી ઊડી ગઇ, અને એને ખબર પડી ગઈ કે દક્ષિણ આફ્રિકાનો બળવાખોર ગાંધી હિંદમાં જઈને મહાત્મા બની બેઠો છે, અને કરોડોને પોતાની મરજી મુજબ નચાવે છે.

ચળવળ ચાલી રહી હતી, અને ચૌરીચૌરાનાં તોફાનો થયાં. મહાત્માએ પોતાની લીલા સંકેલી. પ્રજાને આદેશ આપ્યો: "શુદ્ધ સાધ્ય માટે સાધન પણ શુદ્ધ જોઈએ. હિંસાથી સ્વરાજ આવતું હોય તો તે પણ મારે ન ખપે. મારું રાજપ્રકરણી ક્ષેત્રની અંદર ઝંપલાવવું એ પણ ઇશ્વરના સાક્ષાત્કાર અર્થે છે."

પ્રજા પોતાની ભૂલ સમજી, અને શરમીંદી બની અસહકારમાં ઓટ આવી.

મહાત્માજી પકડાયા. એમની ઉપર ઐતિહાસિક બનેલો મુકદ્દમો ચાલ્યો. એમાં એમણે અંગ્રેજો અને એમના દલાલ શહેરી ને ભણેલા હિંદીઓએ હિંદના ગામડાંની કરેલી દુર્દશાનો કરુણ અને જીવંત ચીતાર આપ્યો. જજ પાસે વધુમાં વધુ કડક શિક્ષા માગી.

જજે એમને અત્યંત માનપૂર્વક રાજદ્રોહ માટે છ વરસની સાદી કેદની શિક્ષા કરી, અને જાહેર કર્યું કે ફેરવાયલા રાજકીય સંજોગોને કારણે આપને જો નક્કી કરેલી મુદત પહેલાં સરકાર છોડી દેશે તો સૌથી વધુ આનંદ મને થશે.

મહાત્માજી જેલમાં ગયા. અસહકારની ચળવળ શાંત થઈ ગઇ. પ્રજા નિરુત્સાહ બની ગઇ.

ત્યાં તો નાગપુરનો રાષ્ટ્રધ્વજનો સત્યાગ્રહ જાગ્યો એમાં પ્રજાને પક્ષે વિજય આવ્યો.

મહાત્માજીને જેલમાં એપેન્ડીસાઇટીસ થયું. ઓપરેશન બાદ સરકારે એમને વહેલા છોડી મૂક્યા.

મહાત્માજીએ જેલમાંથી છુટ્યા બાદ પોતાની ચોમેર ફરી વળેલાં નિરાશા અને નિરુત્સાહનું માપ કાઢયું. એમણે ક્ષેત્રસંન્યાસ લીધો, અને પોતાના અનુયાયીઓને રચનાત્મક કાર્યક્રમમાં લાગી જવાનો અને ગ્રામડામાં દટાઈ જવાનો આદેશ આપ્યો.

પ્રજાના ઉત્સાહમાં ભરતી અને ઓટ આવતી, પણ પ્રજાની મહાત્મા પ્રત્યેની ભક્તિ નિશ્ચલ હતી. મહાત્માની સ્વરાજદ્વારા રામરાજ્યના મુકવારક તરફની દૃષ્ટિ એથી પણ વિશેષ સ્થિર હતી. અંદરની અને બહારની અસંખ્ય મુશ્કેલીઓને પીસી નાખીને મહાન બનેલા મહાત્માની વજ્ર જેવી ઇચ્છાશક્તિ રાજકારણના ચંચલ તરંગોથી દોરવાવાને બદલે



ચોમેર પકડાપકડી, લાઠીમાર અને ગોળીબાર ચાલ્યા. એકલાખ માણસ જેલમાં ગયા, જેમાં બાર હજાર તો મુસ્લિમો હતા.

ગામે ગામ પ્રભાતફેરીઓ અને વાનરસેનાઓ શરૂ થઈ. સભા સરઘસોમાં લોકો ગાવા માંડ્યાઃ

ડંકો વાગ્યો લડવૈયા શૂરા જાગજો રે,
શૂરા જાગજો રે, કાયર ભાગજો રે,
ડંકો વાગ્યો...'

પ્રજાને અને સરકારને ઘડીભર તો એમ થઇ ગયું. કે બ્રિટીશરાજ ગયું કે જશે, આખરે હિંદના વાઇસરોય લૉર્ડ ઇરવીને સમાધાન પાડ્યું. અને મહાત્માજીએ સાચા સત્યાગ્રહીને શોભે એ રીતે વાઇસરોય સાથે ગાંધી–ઇરવીન કરાર કર્યા, અને બીજી ગોળમેજી પરિષદમાં જવાનું આમંત્રણ સ્વીકાર્યું.

જ્યારે એ હિંદના કરોડો મૂંગા માનવીઓના એકમાત્ર પ્રતિનિધિ તરીકે લંડન જવા નીકળ્યા ત્યારે એમને દેશને આશા આશંકાઓ વ્યક્ત કરતો વિદાયસંદેશ આપણા રાષ્ટ્રીય શાયર શ્રી. મેઘાણીએ આપ્યોઃ

છેલ્લો કટોરો ઝેરનો આ પી જજો બાપુ,
સાગર પીનારા અંજલિ નવ ઢોળજો બાપુ.

ભગવાનને ભોમીઆ તરીકે રાખીને બાપુ લંડન ગયા. પંચમ જ્યોર્જના મહેલમાં લંગોટીભેર ખાણું લીધું, અને ઠાલે હાથે હિંદ પાછા આવ્યા. ફરી સત્યાગ્રહની ચળવળ શરૂ થઇ. નેવું હજાર દેશભક્તો જેલના સળીઆ પાછળ ઠેલી દેવાયા.

૧૯૩૨ની ૨૦મી સપ્ટેમ્બરે મહાત્માજીએ કોમી ચુકાદા સામે આમરણાંત ઉપવાસ શરૂ કર્યા. એનો છ દિવસમાં જ ગાંધી–આંબેડકર કરારદ્વારા અંત આવ્યો.

૧૯૩૪માં ગાંધીજી કોંગ્રેસમાંથી છૂટાં થયા. ૧૯૩૭માં ૧૧માંથી ૭ પ્રાંતમાં કોંગ્રેસે પ્રધાનપદો સ્વીકાર્યા.

૧૯૩૯ માં બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું. ૧૯૪૦માં કોંગ્રેસે પૂના ઠરાવ પસાર કરી સરકારને શરતી મદદ આપવાની તૈયારી બતાવી. મહાત્માજીએ વ્યક્તિગત સત્યાગ્રહ શરૂ કર્યો.

૧૯૪૧ સુધીમાં તો ૨૫,૦૦૦ પકડાયા અને ૭ લાખનો દંડ વસુલ થયો. ૧૯૪૨માં મહાત્માજીએ જવાહરલાલ નહેરુને પોતાના વારસ તરીકે જાહેર કર્યા. ક્રિપ્સ યોજનાને દેવાળીયા બેન્કનો ચેક કહીને ધુત્કારી કાઢી. અંગ્રેજો તરફથી પોતાના કાર્યક્રમને અનુકૂળ પ્રત્યાઘાત ન મળવાથી છેવટે મહાત્માજીએ પોતાના જીવનનું સૌથી છેલ્લું અને મોટું પગલું ભર્યું. હિંદ સ્વરાજના પયગમ્બરે પોતાની પ્રજાના શાસકોને પોતાના જીવનનો છેલ્લો આદેશ આપી દીધો.

'અંગ્રેજો ચાલ્યા જાવ!' આપણી સ્વરાજયાત્રાનો પહેલો મંત્ર હતો; 'વંદેમાતરમ્' છેલ્લો મંત્ર હતોઃ 'અંગ્રેજો ચાલ્યા જાવ' મહાત્માનો આ નવો મંત્ર ગામડે ગામડે વીજળીક વેગથી ફેલાઇ ગયો. મહાત્માજી પકડાઇ ગયા, અને '૪૨ની લોકક્રાન્તિ શરૂ થઇ. એ લોકક્રાન્તિમાં સરકારે કરેલા દમનથી વિનીતો પણ અંગ્રેજોના વિરોધીઓ થયા.

૧૯૪૩માં કસ્તુરબાનું જેલમાં અવસાન થયું. ૧૯૪૪ માં ગાંધી–ઝીણા મંત્રણા નિષ્ફળ નીવડી. ૧૯૪૭ની ૧૫મી ઓગસ્ટે હિંદ મુસ્લિમ સંસ્કૃતિને પાકિસ્તાનની ખંડણી આપીને સ્વતંત્ર થયું. મહાત્માજીને એમના અનુયાયીઓએ જ્યારે અમદાવાદ પાછા બોલાવ્યા ત્યારે મહાત્માજીએ કહ્યું : 'આ મારી કલ્પનાનું સાચું સ્વરાજ નથી. મારે માટે તો અમદાવાદ દૂર છે, નોઆખલી નજીક છે.'

હિંદ સ્વતંત્ર થયું એની સાથે જ હિંદના ભાગલા પડ્યા. છેલ્લી ત્રણ પેઢીમાં કોઇએ સ્વપ્ને પણ ન જોયા હોય એવા ભયંકર તોફાનો ફાટી નીકળ્યાં. હિંદ અને પાકિસ્તાનમાંથી લાખો નિરાશ્રિતોની વણઝાર ચાલી નીકળી. હિંદના હજાર વર્ષના ઇતિહાસનું પુનરાવર્તન એક હજાર કલાકમાં નાના પાયા ઉપર પુનરાવર્તન થયું. પોતાની દૃષ્ટિ સમક્ષ સર્જાતા માનવીની પાશવતાના ભયાનક દશ્યોથી મહાત્માજી ભાંગી પડ્યા. સરદાર સ્તબ્ધ થઇ ગયા. જવાહરલાલ વિહ્વળ બની ગયા.





અગ્રેજો સામે અનેક સંગ્રામોમાં ન હારનારો મહાન સત્યાગ્રહી યોદ્ધો પોતાની પ્રજાના પાપો આગળ હારી ગયો. એણે કહ્યું : 'જો આ જ રીતે ભાઈ ભાઈના ગળાં કાપવાના હોય તો મારે આ દેશમાં સવાસો વર્ષ જીવવું નથી. હવે હું મારું બાકીનું જીવન પાકિસ્તાનમાં પૂરું કરીશ.'

ભૂતકાળમાં કરેલી હિમાલય જેવડી ભૂલોનો જાહેર એકરાર કરનાર સત્યના ભક્ત સંતે આ વખતે જગત આગળ પોતાના આખાય જીવનને એક નિષ્ફળ અખતરા તરીકે જાહેર કર્યું. એણે કહ્યું: 'મેં શાંત પ્રતિકારને સત્યાગ્રહ માન્યો, અને કાયરતાને અહિંસા માની. ઈશ્વરને મારી પાસે મોટું કામ કરાવવું હતું એટલે મારી આંખે પાટા બાંધ્યા. હું વાસ્તવિક હકીકતોને એના સાચા સ્વરૂપમાં ઓળખી શક્યો નહીં. મારું બાકીનું જીવન વીરની અહિંસા કેવી હોય છે તે આ દેશની પ્રજાને શીખવવામાં જશે.'

મહાત્માજીએ કોમી, ક્રોધ, દ્વેષ અને વેરઝેરની હોળી ઉપર જીવનની છેલ્લી ઘડી સુધી પ્રેમનું અમૃત છાંટયા કર્યું. છેવટે નિરંકુશ બનેલા હિંદુ કોમવાદના એક પ્રતિનિધિએ એમની હત્યા કરી. આખા દેશને શોકસાગરમાં ડુબાડી દીધો. મરતાં મરતાં મહાત્માજીએ 'હે રામ'નો મંત્ર ઉચ્ચારી ખુનીના હૃદયમાં રહેલા રામના દર્શન કરી વીરની અહિંસા કેવી હોય છે એનો જગતને પ્રત્યક્ષ પદાર્થપાઠ આપ્યો.

મહાત્માજીના અવસાનથી હિંદમાં ઘેરઘેર પોતાનો પિતા મરી ગયો હોય એવો લોકોમાં શોક છવાયો. ઋણભારથી ઓશીંગણ બનેલી પ્રજાએ સદીઓમાં પણ કોઈ મહાપુરુષને ન મળ્યું હોય એવું માન આપીને રાષ્ટ્રપિતા પ્રત્યેના પોતાના પ્રેમ અને આદર વ્યક્ત કર્યા.

મહાત્માજીના મરણ પછી દેશની સ્થિતિ દિનપ્રતિદિન બગડતી ચાલી. પંદરમી ઑગસ્ટની ઉજવણીમાં પ્રતિવર્ષ આવતી ઓટ પ્રજાના ઘટતા જતા ઉત્સાહની પારાશીશી બની રહી

આપણને સ્વરાજ મળ્યું એ એક મહાન ચમત્કાર હતો. પણ એ સ્વરાજ નિષ્ફળ નીવડયું એ એથી પણ મોટો ચમત્કાર છે

આમ શા માટે બન્યું? જે પ્રજા સ્વરાજ મળ્યા પછી જગતને પોતાનો આધ્યાત્મિક સંદેશો આપીને પોતાનું જગતગુરુપદ સિદ્ધ કરવાની હતી, તે પ્રજા ખાંડગોળ જેવા ક્ષુદ્ર પાર્થિવ પ્રશ્નોમાં શા માટે અટવાઈ ગઈ?

ચોમેરથી પોકાર ઊઠે છે, કુમારપ્પાથી માંડીને કરંજીયા સુધીના સૌ કોઈ એકમતે કહે છે કે આપણે મહાત્માજીના ઉપદેશોને નથી અનુસરતા એટલા માટે! પણ મહાત્માજીના ઉપદેશો શું હતા એ સંબંધી એમના કોઈ બે અનુયાયીઓ એકમત થઈ શકતા નથી!

તો પછી આપણી પ્રજાને મહાત્માજીના ઉપદેશોને અનુસરવાની સલાહ આપતાં પહેલાં આપણે બે પ્રશ્નો વિચારવાના રહે છે. પહેલો પ્રશ્ન એ છે કે મહાત્માજીના ઉપદેશો શું હતા? બીજો પ્રશ્ન એ છે કે મહાત્માજી પોતે પોતાના ઉપદેશોને અનુસરતા હતા કે નહિ? એને માટે તો આખો ગાંધીવાદ પુનર્વિચારણા માગે છે!

[ વતે અંકે 'ગાંધીવાદની પુનર્વિચારણા.' ]



## નવી આવૃત્તિઓ

નીચેનાં પુસ્તકોની નવી આવૃત્તિઓ પ્રગટ થઈ છે જે તેમને સાંપડેલી લોકપ્રિયતા બતાવે છેઃ—

**સાઇબાબા :**

[ લે. વામનરાવ પ્રા. પટેલ; મસ્તુ સા. વ. કાર્યાલય અમદાવાદ–મુંબઈ. બીજી આવૃત્તિ : ત્રણ રૂપિયા]

શિરડીના સમર્થ સંત અને સિદ્ધ પુરુષ શ્રીસાંઇબાબાના ચરિત્ર, બોધક પ્રસંગો અને ઉપદેશનું દળદાર પુસ્તક.

# માતાની વેદના

ધૂમકેતુ

ઉજ્જ્વળા અને યશસ્વી ગુજરાતના એ ગૌરવવંતા ઇતિહાસને વાર્તામાં ગૂંથી લેવાની જે ભારે જહેમત આપણા પીઢ સાહિત્યકારે ઉઠાવી છે; અને ચૌલુક્ય ગ્રંથાવલિની એક પછી એક પ્રગટ થતી નવલકથાઓમાં એને જાળવી રાખી છે એ ગ્રંથાવલિની એક વધુ નવલકથા નાયિકાદેવીનું આ પ્રકરણ સ્વતંત્ર વાર્તા જેવું જ જોશીલી શૈલીનું અને દીકરા કાજેના માતાના વલવલાટને રજૂ કરે છે.

જેને સ્વપ્ન ન હોય તેની પાસે સ્વપ્ન કહેવું જીવનની એક કરુણ ક્રૂરતા છે. ભીમદેવનો રાજ્યાભિષેક થયો. ફરીને પાટણ થાળે પડયું. ફરીને જાણે નિત્યજીવન શરૂ થયું. પણ એ સઘળા વ્યવહારમાં, મહારાણીબા નાયિકાદેવીને હવે જુદું જ દર્શન થવા માંડયું! ક્રૂર રમ્મતનું પોતે એક પ્યાદું હોય એ નિહાળીને હવે એના અંતરાત્માને અસહ્ય વેદના થતી હતી!

કાંઈ નહિ ને પોતે સોલંકીના મહાતેજસ્વી વંશનું વિલોપન કરવામાં કારણભૂત થાશે? એ ભીમદેવને નિહાળી રહ્યાં. એના પરાક્રમનો કોઈ પાર ન હતો. એની પડખે ઊભી થતી, હોંકારા દેતી સિંહસેનાને જોઈને મહારાણીબા એક પળભર વેદના ભૂલી જતાં હતાં. પણ આ બધી જ ગાંડી શૂરવીરતા સ્વપ્નવિહોણા માણસની કેવળ ધમાલ હતી! એ જાતને ક્યાંય દોરતી ન હતી. પાટણને ક્યાંય દોરતી ન હતી. દેશમાં ક્યાંય છાપ પાડતી ન હતી!

અમરંગી મનુષ્યો બન્ને રીતે દુનિયાને છક કરી નાખે છે. એની વિજયમાળાને દુનિયા ફાટી આંખે નિહાળી રહે છે. તો એની પરાજયકથા પણ ફાટી આંખે જોવા જેવી નીવડે છે!

ભીમદેવને ઘડવા માટે મહારાણીબા નાયિકાદેવીએ દુનિયાભરનાં મહાન સ્વપ્નો સેવ્યાં કર્યાં. ઇતિહાસને પાને પાનેથી શૂરવીરોની વાણી શોધી કાઢી. મહાકવિઓને મહાકાવ્યોની વાતો કહેવા નિમંત્ર્યા.

મહારાણીબા નાયિકાદેવીના અંતરમાં હજારો અગ્નિની જ્વાલા પ્રગટી હતી!

રુદ્રમાળ જે વંશમાં ઉદ્ભવ્યો, સહસ્રલિંગ સરોવર જે વંશમાંથી જન્મ્યું, ત્રિપુરુષપ્રાસાદ જે કુળમાંથી આવ્યો, સોમનાથનું ભવ્ય મંદિર જે રાજવંશે બાંધ્યું, તે કુળનો આ મહાપરાક્રમી અને છતાં અમરંગી એવો રાજપુરુષ પોતાની કુખે જન્મે અને ઇતિહાસમાં પોતાનું નામ વિનિપાતને પહેલે પાને આવે, મહારાણીબાથી એ જોયું જાતું ન હતું.

ઇતિહાસમાં ભીમદેવ ગ્રથિલ–ઘેલક ગણાવાની ઘડીઓ ગણાતી હતી. અને પોતે ગ્રથિલની માતા હોવાનું જાણે કે નિર્માણ હતું!

આંતરિક વિગ્રહને ટાળવા માટે એમણે આકાશપાતાળ એક કર્યાં હતાં; વિજ્જલની ઉપેક્ષા કરી હતી; ને હવે તો એ વિજ્જલ પણ સ્થિર શાંત એવો રાજસ્તંભ બનવાની આગાહી કુમારદેવે આપી હતી. પોતે એ જ પ્રમાણે મતભેદ ટાળવા માટે રણક્ષેત્રમાં સૈન્ય દોરી ગયેલ હતો. વિજય મળ્યો હતો. પાટણ સ્થિર હતું. મંડળેશ્વરો છાના રહેવામાં ડહાપણ માની રહ્યા હતા. અર્બુદપતિ ધારાવર્ષ જેવો સમર્થ પુરુષ રાજભક્તિના રંગથી રંગાઇ ગયો હતો. સઘળે ઠેકાણે પાટણની મહાન સત્તાને સ્થિર કરવાની તક હતી, તો અત્યારે આ રાજગાદી ઉપર મહાન સ્વપ્નદ્રષ્ટાને સ્થાને મહાન લડાઇઓમાં, અને તે પણ નિષ્ફળ લડાઈઓમાં લડાઈઓની ખાતર રાચનારો ભીમદેવ આવ્યો હતો!

મહારાણીબા આ જોઈ રહ્યાં અને લોહીના ગુણનો અજબ જેવો સત્તાવાહી સ્વર સાંભળી રહ્યાં!

હમેશાં કાંઇ ને કાંઈ વાત આવતી. કોઈ દિવસ ભીમદેવે સેંકડો અશ્વોમાંથી એક અદ્ભુત અશ્વ ખરીદ્યો હોય. કોઈ દિવસ કોઇ દૂર દૂરનો લડવૈયો આવ્યો હોય. કોઈ વખત મહારાજ ભીમદેવે ક્યાંય આહ્વાન મોકલ્યું હોય. કોઈ પળે આહ્વાન ઉપાડયું હોય. કોઇને કહ્યું હોય કે આવજો. કોઇને કહેવરાવ્યું કે આવીએ છીએ. પણ એક દિવસ ભીમદેવને





નથી, એકે દિવસ એને સ્વપ્ન આવતું નથી! મહારાણીમા પોતાનાં સ્વપ્નાં પોતે સાચવીને બેઠાં છે, કોઈ દિવસ ભીમદેવ શાંતિથી એ સાંભળવા આવે તો!

સાંભળવા આવે તો એને કહેવું છે કે ભીમ! તું ને પૃથ્વીરાજ એક બનો. મુલતાનમાંથી મ્લેચ્છને હાંકી કાઢો. એ ત્યાં બેઠા છે તે તમને મારશે તમે કાશીપતિને ચેતાવો. તમે કનોજને બચાવો. તમે દિલ્હીપતિને સંભળાવો. તમે વિદ્યાધરને બચાવો પણ ...પણ...ભીમદેવ...ભીમદેવને વખત ક્યાં છે? અને બીજા કોઈને પણ વખત ક્યાં છે? બધે જ ભારતવર્ષમાં એ વખતે ભીમદેવો આવી ગયા હતા! અને ભીમદેવ પણ શું કરે? ભીમદેવના લોહીના કણેકણમાંથી જાણે નિષ્ફળ લડાઈઓ લડી લેવાનાં સ્વપ્નાં ઊઠતાં હતાં! એને પણ આખું ભારતવર્ષ ખૂંદી વળવું હતું પણ તે કોઈ પણ હેતુ વિનાની કોઈક લડાઈ જાગે ત્યારે!

એને ચક્રવર્તીના વિજયની પડી નથી; એને તો કોઈ રણઘેલા એકલવીરની, પછી ભલેને મેંકડો જોજનના રેતરણમાં પરાજિત થઈને સાંઢણી ઉપર ભાગતા એકલવીરની, પણ એવી કોઈ એકલવીરની છાયામૂર્તિ મનમાં રમી રહી છે!

એ ઘણી વખત એકલો, અર્થાત્, પ્રાસાદની ચંદ્રશાળામાં ફરતો હોય છે. રાજમાતા નાયિકાદેવી ત્યાં બેઠાં હોય છે. નમતી સંધ્યાનો પવન આવતો હોય છે ત્યારે દૂર દૂર દૂરની ક્ષિતિજની ઝાંખી થતી ટેકરીઓમાં, સૂરજને નમતો જુએ છે, અને એ ઝાંખા ઉજાસમાં કોઈ ઘોડેસવારને જાણે જીવ લઈને ભાગતો દેખે છે! અને એ બોલી ઊઠે છે: 'મા! મને પણ આ બધું છોડીને આવી રીતે ભાગી જવાનું મન થાય છે!'

નાયિકાદેવી તેની સામે જોઈ રહે છે 'ભીમદેવ! ભીમ! શું તું આ ઘેલાં કાઢે છે! પાટણનું આવડું મોટું રાજ છોડીને, કોઈ પરાજિત યોદ્ધાની રખડપાટમાં, બેટા! તને એવું મોટું શું આકર્ષણ લાગે છે?'

ભીમદેવ જવાબ આપતો નથી. પણ એના ગયા પછી આ દીકરાનો સંવાદ સાંભળી રહેલો, ભીમદેવના પડછાયા જેવો રાજભક્ત અર્ણોરાજ છાને પગલે ત્યાં આવે છે. તે બોલે છે: 'મહારાણીબા! મારી રંકની એક વાણી મા! સાંભળો. લોહીના કણકણમાં જે ભળ્યું છે તે અદ્દભાવતાં પૂરાં એક હજાર વર્ષ જશે મા! મહારાજ ભીમદેવ તલવારની ધાર ઉપર જ રાજ કરશે, રાજ સાચવશે...'

'...અને રાજ ખોશે!' નાયિકાદેવી બોલી.

'ના મા! આ પરાક્રમની મૂર્તિ ખૂએ! એ અશક્ય!...પણ એ જીવનભર લડશે—લડતા રહેશે!'

મહારાણી નાયિકાદેવીમાં રહેલું છાનું માતૃત્વ જાગ્યું. એને ભીમદેવની, ભવિષ્યમાં પણ રક્ષા થઈ રહે, એવી અદમ્ય ઈચ્છા દમી રહી તે સ્વપ્નની વાણી બોલતાં હોય તેમ બોલી રહ્યાં:

'અર્ણોરાજ! કોઈ વખત એવો સમય આવે, કોઈ વખત આ પાટણ નગરી ઉજ્જડ બને. કોઈ વખત આ મારો ભીમ એકલો લાગે ..'

'અરે! મા! મા! મહારાણીબા...' અર્ણોરાજ ચોંકી ઊઠ્યો. પણ મહારાણીબાની નજર ક્ષિતિજની પાર ડૂબતા સૂર્યને દેખી રહી હતી તેણે એ જ સ્થિતિમાં હાથ લાંબો કરીને અર્ણોરાજને બોલતો અટકાવી લીધો: ' કોઈ વખત આ મારો મહાતેજસ્વી ભીમદેવ ભાગે તો ચોખૂટ ધરતીમાંથી જ્યારે એને કોઈ આશ્રય ન આપે ત્યારે તું ભગવાન સોમનાથના નામે જલ મૂકીને કહે કે, તું અર્ણોરાજ! હું, એને આશ્રય આપશે. એને સાચવશે. એને જાળવશે એને બચાવશે '

અર્ણોરાજ મહારાણીમાના શબ્દો સાંભળતાં સ્તબ્ધ થઈ ગયો

પણ મહારાણીમા તેની સામે જોઈ રહ્યાં હતાં: 'હું, ધારાવર્ષદેવ, કુમારદેવ, ચોથો કોણ? ચોથો કોઈ નથી, પણ તમે ત્રણ મારા ભીમદેવને જીવાન્તે પણ નહિ છોડો એટલું કહો .. અર્ણોરાજ! એટલું કહો. આ



મારી માગણી પાટણની મહારાણીની નથી. રાજમાતાની પણ નથી. એક માતાની છે. આ ઘેલકના જીવનમાર્ગને જોનારની છે. બોલ અર્ણોરાજ! બોલ, તું કહે કે તું એની પડખે જ રહેશે, ભલે ગમે તે બને.

નીચેથી મહારાણીબાને મળવા માટે ધારાવર્ષદેવ, કુમારદેવ અર્ણોરાજનો નાનકડો પુત્ર લવણપ્રસાદ એ સૌ આવી રહ્યા હતા. પણ મહારાણીબાના પહેલા શબ્દો સાંભળતાં જ એ ત્યાં થંભી ગયા હતા. એ હવે આગળ આવ્યા, મહારાણીબાના આ અચાનકના દર્શનથી અર્ણોરાજ જરાક ક્ષોભ પામી ગયો હતો: પણ ધારાવર્ષદેવ વાત પામી ગયો હતો: તે પોતાની સમશેર લઈને આગળ આવ્યા: 'મહારાણીબા!' તેને પોતાની તલવાર મહારાણીબાને ચરણે ધરી: 'ધારપરમારની આ પ્રતિજ્ઞા છે કે ગમે તે થાય, સુરજ પશ્ચિમમાં ઊગે, મહારાજ ભીમદેવનું પડખું આણુ કોઈ દિવસ ન તજે. અને મહારાજની પડખે અમારું ખોળિયું ન પડે તો એ ખોળિયું રૌરવ નરકમાં પડે. એને કાગડા કૂતરાં શિયાળિયાં ગીધડાં ભલે ચૂંથે! જ્યાં મહારાજ ભીમદેવ ત્યાં અમે!'

મહારાણીબાના ચહેરા ઉપર જે વેદના રમી રહી હતી તે કુમારદેવ જોઈ રહ્યો હતો. તે પણ આગળ આવ્યો: 'મહારાણીબા! હું કુમારદેવ, ભગવાન સોમનાથના નામે શપથ લઉં છું કે ભીમદેવ મહારાજની પડખે જ મારી કાયા ખપી જાશે, ન અન્યથા.'

અર્ણોરાજ ઊઠીને મહારાણીબાને પગે પડયો: 'મહારાણીબા! હું, આ મારો લવણપ્રસાદ, અને મારો વંશવેલો, જીવતાં હશું ત્યાં સુધી મહારાજ ભીમદેવને પડછાયે પડછાયે રહીશું. મરી ગયે, મહારાજના જાપ જપીશું. ફરી જન્મે મહારાજની પડખે આવીશું. બાકી જ્યાં મહારાજ ભીમદેવ– ત્યાં જ અર્ણોરાજ. રાત અને દિવસ આ મારી પ્રતિજ્ઞા છે. મારી માં! એ જો હું તોડું તો રૌરવ નરકમાં પડું!'

મહારાણીબાની વેદના કાંઈક ઓછી થઈ. અંતરમાં એક જ છાનો સંતોષ આવી ગયો. એણે માતા તરીકે કરવાનું છેલ્લું કામ કરી લીધું હતું. હવે ભલે જે ઘટના બનવી હોય તે બને.

થોડી વાર પછી ચંદ્રમાનો આછો ઉજાસ આવ્યો અને સૌ ટેકરીના પેલા જીર્ણનાં સંસ્મરણોને સંભારતા સંભારતા મોડી રાત સુધી ત્યાં બેઠાં રહ્યાં.*

* ચૌલુક્ય ગ્રંથાવલિની પ્રગટ થનારી નવી નવલકથા નાયિકાદેવીનું એક પ્રકરણ.

☆

# પૈસાનાં દરદથી પીડાતાં આજનાં ઉપચારધામો

જયમલ્લ પરમાર

> આદિમાનવમાંથી પળે પળે પારકાને આધારે ટકી રહેતો આધુનિક માનવ સરજાયો. અને એના દેહ ઉપર અખતરા થવા લાગ્યા: રોગ લાદવાના અને રોગ મટાડવાના! એમાંથી આલીશાન ઇસ્પીતાલો ખડી થઈ. પણ ત્યાંય ગરીબ–તવંગરનાં દ્વંદ્વો સરજાયાં અને માનવને તો ‘જૈસે થે’ રહેવું પડ્યું! બધાને આંખે દેખાતી આ વાત પ્રત્યે જ બધાં આંખમીંચામણાં શીદને કરતાં હશે?–એક જોષીલી કલમ આપણી આલમની ઇસ્પીતાલોને દરદથી રીબાતી ચીતરે છે: અને તે પણ પૈસાના!

દવાખાનાં, સરકારી ઇસ્પીતાલો, ઉપચારધામો, અને સૅનેટોરિયમોમાં આજે સમાજજીવનના ભારે ભાર પડઘા પડી રહ્યા છે દવાખાનાં સાર્વજનિક હોય કે પછી સરકારી હોય, પણ લાગવગ અને પૈસો ત્યાં પણ છૂટથી કામ કરે છે.

દાક્તરો ગમે તેટલા સેવાભાવી હોય તો પણ ધનિક દરદીઓની અને નિર્ધન દરદીઓની સારવાર અને સંભાળમાં ગરીબી અને શ્રીમંતાઈ જેટલો જ સમભગ તફાવત પડી જાય છે.

રોજ દરદીઓની તપાસ અર્થે દવાખાનામાં રાઉન્ડ ઉપર આવતા નાના મોટા દાક્તરો અને સ્ત્રી-પુરુષ નર્સોની મોઢાની કે દિલની મીઠાશમાં, રોજીંદા વહેવારમાં અને દિલસોજીમાં પણ આ ભેદ સ્પષ્ટપણે તરી આવે છે. જેને આપણે લાંચ ન કહીએ પણ સેવા કે સારવારનો બદલો કહીએ એવો બદલો આજ મરાઠાની ચોથ જેવો ખતરનાક બન્યો છે.

દરદી જેવા પૈસા કે ચીજ વસ્તુ આપી શકે એવી એ સારવાર પામે જે ન આપી શકે એ તિરસ્કૃત બને, મુફલીસ કહેવાય. એમાંય તે જે સાર્વજનિક દવાખાનાંમાં દરદી જે ચીજો મેળવવાને, અધિકારી ગણાય છે, એવી ચીજો માટે પણ નૈવેદ્ય ધરવું પડે છે. એ નૈવેદ્ય બે આનાથી માંડીને પાંચ દશ રૂપિયા સુધીનું થાય છે.

ઇસ્પીતાલો અને સૅનેટોરિયમના વૉર્ડબૉય કે ભંગી પણ આવી લાલચોથી જ કામ કરે છે બે ચાર છ મહિને કે પાંચ પંદર દિવસે તમારા તરફથી એને કોઈ આશા ન હોય તો એના કામમાં ભલીવાર રહેતો નથી, ઉલટાનું આડકતરી અનેક પ્રકારની મુસીબતો ઊભી કરે છે

કંપાઉન્ડરોના તો લાગા થઈ ગયા હોય છે. એને તમે સીધી રીતે નહિ આપો તો શરૂઆતમાં એ દરદી પાસે મીઠું મીઠું બોલીને લાલચ આપી જશે, બે ડારા આપી જશે, પોતાની લાગવગ અને શક્તિ વિષેની બે વાતો કરી જશે એટલું થયા પછી તમારા તરફથી કાંઈ આશા શરૂ નહિ થાય તો તમારી સારવારમાં અગવડ ઊભી કરશે અને દાક્તરોના મનમાં તમારી વર્તણૂક વિષે અનેક ખોટી વાતો કરીને પૂર્વગ્રહો પેદા કરાવશે

ઘણી વાર તો આવા કમ્પાઉન્ડરો ગુંડાગીરીની હદે પહોંચી જાય છે ઇસ્પીતાલોના સત્તાધિકારીઓને પણ ગાંઠતા નથી, અને દરદીઓ માટે એ આપદા થઈ પડે છે. મોતની આખર અવસ્થા આવા કમ્પાઉન્ડરો, વૉર્ડબૉય, આયા અને ભંગીઓને કારણે બગડી હોવાના દાખલા બને છે.

આવા કમ્પાઉન્ડરો, નર્સો, વૉર્ડબૉય વગેરેની બેદરકારીને કારણે દરદીઓની ગંભીર હાલત વિષે દાક્તરોને યોગ્ય વખતે સમાચાર પહોંચાડવામાં આવતા નથી યોગ્ય સમયે દવા પહોંચાડવામાં આવતી નથી. અને એમાં જો ફરજ ઉપરનો દાક્તર પણ બેદરકાર હોય તો પછી પૂછવું જ શું!

જે સમાજવ્યાપી શિથિલતાએ સમાજનાં એકેએક અંગ આવરી લીધેલ છે. એમાંથી જનસેવાનું આ ઉત્તમાંગ પણ બાદ નથી રહ્યું દરદીઓની માવજત એ વિશ્વભરમાં માનવદયાનું, માનવતાનું સર્વશ્રેષ્ઠ સાધન મનાયું છે એ માવજત સાર્વજનિક ઇસ્પીતાલોમાં પણ આજ એટલી મોંઘી થઈ પડી



છે કે માંદગી ડબલ શાપરૂપ બની છે.

માંદગીમાંથી સાજા થવું સરેરાશ માણસોને ગમતું હોય છે. જીવવાની પ્રબળ ઇચ્છા અપવાદો બાદ કરતાં બધામાં એકસરખી હોય છે. એટલે સાજા થવા માટે સર્વ કાંઈ કરી છૂટે છે પણ એવી ભય-જનક માંદગીમાંથી બચી જવા જ્યારે ડાક્તરો, કમ્પાઉન્ડરો, વોર્ડબોય કે ભંગીઓના હુંકારા કે તુચ્છકાર સહન કરવા પડે છે ત્યારે તો સ્વમાનશીલ દરદી જીવવા કરતાં મરવું જ પસંદ કરે. પણ એવા દરદીઓ તો સોમાંથી એક ભાગ્યે જ નીકળે છે. બાકીના ૯૯ને ડાક્તરોની અવગણના, કમ્પાઉડરોની ગુંડાગીરી અને લાલચ, નર્સોની તુમાખી અને તુચ્છકાર તથા વોર્ડબોય અને ભંગીઓની હાલાકી તથા દાડમારી સહન કર્યે જ છૂટકો.

ભંગી અને વોર્ડબોય કમ્પાઉન્ડરો તથા નર્સો સાથે ઝગડતા હોય છે. કમ્પાઉન્ડરો અને નર્સો સામ-સામાં ઝગડતાં હોય છે. ડાક્તરો પણ અંદરોઅંદર ઝગડતા હોય છે. એમાં પણ સ્થાન મેળવવાની, પોતાના માનીતા ડાક્તરોને આગળ કરવાની, બીજાઓ વિષે ઘસાતુ બોલવાની એક ખટપટ જામી પડી હોય છે.

આ ખટપટથી ઘણી પ્રતિષ્ઠિત ઇસ્પીતાલો અને નામખ્યાત સેનેટોરિયમો પાયમાલ-થઇ ગયાં છે અને થઈ રહેલ છે. એમાં બેત્રણ પક્ષો પડી જાય છે. દરેક પક્ષે થોડા કંપાઉન્ડરો અને નર્સો પણ વહેંચાઇ જાય છે. અને એક બીજા ડાક્તરો વિરૂદ્ધ દરદીઓની કાનભંભેરણી શરૂ થાય છે. દર્દોને દૂર કરવાનાં આ ગાવજતમથકો ખટપટના ભારે મોટા દરદથી પીડાઇ રહ્યાં છે. અને આજે તો જાણે એનો એકે ય ઇલાજ દેખાતો નથી. સિવાય કે સરેરાશ માણસોની નૈતિકતા ઊંચી આવે.

આનું સૌથી મોટું કારણ છે: ડાક્તરો જે ઇસ્પી-તાલો કે સેનેટોરિયમાં કામ કરે છે એ સિવાયનાં એમનાં બહારનાં કામો, વિઝિટો, અને 'કન્સલ્ટેશન્સ' હોય છે.

આ વિઝિટો અને કન્સલ્ટેશન ઉપરથી કોણ વધારે પૈસા આપી શકે તેમ છે તે ડાક્તર ઇસારામાં સમજી જાય છે. એવા દરદીઓને દવાખાનાઓમાં જલદી જગ્યા મળી જાય છે. એની તહેનાતમાં દવાખાનાના ઉત્તમ સાધનો સગવડો અને માણસો હાજર થઈ જાય છે. અને બધાં ઉપર તળે રહે છે.

દરદીઓની સારવારમાં પેઠેલા આ સડાનું કારણ છે ડાક્તરોની ગંજાવર કમાણી. મોટી વિઝિટ ફી, અને ત્યારપછી આપેલી સારવારનાં મોટાં બિલો.

આ લાલચ ભાગ્યે જ કોઇ ડાક્તરને છોડે છે. મોટા ભાગના શક્તિશાળી ડાક્તરો આ માર્ગે વળે છે. પોતાની શક્તિની મનમાની કિંમત પડાવે છે. અને એની સારવાર પામે છે કોણ? ધનિકો, લાગવગવાળા અને સમાજમાં જેનુ આગળ પડતું સ્થાન હોય છે એવાઓ.

રંકને તો સારવાર પણ રંક મળે છે. કારણ કે 'માનવતાનું આ ઝરણું પણ સંપત્તિથી ખરીદી શકાય છે. અને ખરીદાઇ રહ્યું છે.

જે દેશનો આખો સમાજ વેપારી મનોદશાનો બને ત્યાં લાગણી કે હૃદયના કોઇપણ ગુણોનો પણ વેપાર જ મંડાય. એ દેશ આર્થિક રીતે સદ્ધર ન હોય તો જે ગરીબોના ભોગે માલદારોએ સંપત્તિ એકઠી કરી હોય છે એ સંપત્તિ પણ ગરીબોની ગરીબાઇને વધારવામાં અને ગરીબાઇ નભાવવામાં જ વપરાય છે.

એવી સંપત્તિમાંથી ઊભાં કરેલાં ગંજાવર ઇસ્પી-તાલો કે સેનેટોરિયમ ગરીબોની અવગણનાનાં, તિર-સ્કારનાં અને અપમાનનાં ધામ બની રહે છે.

જગત ગણના કરશે આવી ઇસ્પીતાલોની અને સેનેટોરિયમોની સંખ્યાની, એનાં સાધન સગવડ અને ડાક્તરોની, એમાં સારવાર લઇ ગયેલા દરદીઓની સંખ્યાની અને વધ્યે જતી સંખ્યાની.

એમાંથી કેટલાં ગરીબોને અપમાન કે હીણુમાન મળ્યાં, કેટલાને તિરસ્કાર મળ્યો, કેટલાં દરદીઓ





અધૂરી સારવાર પામ્યા, કેટલા દર્દીઓને સારવાર મળી છતાં અમાનુષી વર્તનના ભોગ થવું પડ્યું, કેટલા દર્દીઓની આંતરડી દુભાઈ એનો આંકડો નીકળી શકે તેમ નથી. છતાં એ રોજની હકીકત બની છે. આવા ખારા સમદર વચ્ચે ક્યાંક ક્યાંક મીઠાં ઝરણ પણ મળી આવે છે. ખીસામાંથી હળવેક રહીને દર્દીઓનાના હાથમાં પૈસા સેરવતા દાક્તરો મળી આવે છે. ગરીબો પ્રત્યે વધારે માયાભાવ બતાવનાર અને પોતાની વિદ્યાને, શક્તિને માનવતાની સેવાનું સાધન બનાવનાર દાક્તરો પણ મળી આવે છે. દર્દીની મૃત્યુની પળોમાં આશ્વાસન આપીને મોત સુધારનારા, અને સુધરતી તબિયતમાં સાચી સલાહ આપીને હકનું મનવનારા દાક્તરો પણ મળી આવે છે. દવા કરતાં લાગણીથી, ઇન્જેક્શન કરતાં આશ્વાસનથી, સારવાર કરતાં સહિષ્ણુતાથી આવા દાક્તરો દર્દીઓની વધુ સેવા કરે છે. સૌથી વિશેષ તો દર્દીઓના મનનું સાંત્વન, હૈયાધારી, મધુર વર્તન અને દર્દીઓની માનસિક અસ્વસ્થતાને કારણે બોલાઈ જતા બે કઠોર શબ્દો સાંભળી લેવાની સહિષ્ણુતા અને દર્દીને અપાતી હિંમત એ કોઈ પણ દવા કરતાં જરાય ઓછાં અસરકારક નથી.

પણ આવા દાક્તરો તો દરિયામાં ખસખસ જેવા જ મળી આવે છે. 'આરોગ્યવરમ્' એક એવું સેનેટોરિયમ છે, જ્યાં આ બધા સડો, ખટપટ વગેરે પેઠાં હોવા છતાં એવાં જ બીજાં સેનેટોરિયમની સરખામણીમાં ઘણાં ઓછાં છે એમ કહી શકાય.

બીજાં કેટકેટલાંક લબ્ધપ્રતિષ્ઠ સેનેટોરિયમમાં તો રસ્ટિકના ઓપરેશન પહેલાં દાક્તર ખાનગીમાં શક્તિ મુજબનું દાન પડાવે છે પહેલા સીટીંગ પછી પડાવતો જ રહે છે. અને પૂરાં ઓપરેશનો થાય ત્યાં સુધી પડાવ્યે જાય છે અને કોઈ સંજોગોમાં દર્દી ન આપી શકે તો એની બુરી વલે થવાના દાખલા પણ ઓછા નથી નોંધાયા.

આરોગ્યવરમ્‌માં ભંગીઓની, વૉર્ડબોયની, કમ્પાઉન્ડરો કે નર્સોની તકલીફો નથી એમ તો ન જ કહી શકાય. વળી આંતરિક ખટપટથી આજે એનું નૂર હણાતું જાય છે. છતાં સરખામણીમાં ત્યાંનો મિશનરી સ્પીરીટ, રોજનું રૂટીન, સેવાભાવ, સારવાર ઉચ્ચ કોટિના સેનેટોરિયમની હરોળમાં આગળ પડતું સ્થાન મેળવી જાય તેમ છે.

[ આવતે અંકે : આરોગ્યવરમ્‌માં ક્ષયની સારવાર ]

★

## નવી આવૃત્તિઓ

**૧. લોપામુદ્રા**

ખંડ ૧ : [ લે. કનૈયાલાલ મુનશી; પ્ર. ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલય–અમદાવાદ; બે રૂપિયા ] બીજી આવૃત્તિ.

**૨. ગંગોત્રી**

(લે. ઉમાશંકર જોષી; ભારતી સાહિત્ય સંઘ ... ત્રણ રૂપિયા.) ત્રીજી આવૃત્તિ.

**મેઘબિંદુ**

(લે. ધૂમકેતુ; પ્ર. ભારતી સાહિત્ય સંઘ–અમદાવાદ; ત્રણ રૂપિયા.) બીજી આવૃત્તિ.

**૪–૬. ચૌલાદેવી : રાજસંન્યાસી : સોનાપદમણી :**

**દોલતપરી**

(નિરંજન વર્મા–જયમલ્લ પરમાર; પ્ર ભારતી સાહિત્ય સંઘ–અમદાવાદ) ત્રીજી આવૃત્તિ.

**૭. શેષનાં કાવ્યો**

(લે. રામનારાયણ વિ. પાઠક; ભારતી સાહિત્ય સંઘ–અમદાવાદ, ત્રણ રૂપિયા) બીજી આવૃત્તિ.

**૮. પારસમણિ**

(લે. ઇશ્વર પેટલીકર, પ્ર. ભારતી સાહિત્ય સંઘ–અમદાવાદ; સાડાત્રણ રૂપિયા ) બીજી આવૃત્તિ.

**૯. વળામણાં**

(લે. પન્નાલાલ પટેલ; પ્ર. ભારતી સાહિત્ય સંઘ–અમદાવાદ; અઢી રૂપિયા) બીજી આવૃત્તિ.

# બુર્ઝવા–પ્રોલેટેરિયેટ

બલાઈ ચાંદ મુખોપાધ્યાય
અનુ૦ સુરેશ હ૦ જોષી

મધ્યમ સ્થિતિના બચરવાળ સદ્‌ગૃહસ્થ હળધર મહાશય એમની ચોથી કન્યાના લગ્નમાં થનારા ખરચની યાદી લઈને બેઠા ત્યારે એમને નવેસરથી ફરી સમજાયું કે પોતે ખરે જ મોટી આફતમાં આવી પડ્યા છે. પોતાના પૈસાટકા સમૂળગા ખલાસ કરી નાખીને હજારેક રૂપિયા ઉધાર પણ લીધા છે, છતાં એટલાથી ય આરો આવે એમ લાગતું નથી. વરપક્ષના લોકો જે લેવાના છે તેનો આંકડો તો મંડાઈ ચૂક્યો છે, એમાંથી એક પાઈ પણ ઓછી થઈ શકે એમ નથી જમણવારના ખરચમાં કંઈક ઓછું કરી શકાય એ આશાએ હળધર મહાશય યાદી લઈને એમના દિલોજાન દોસ્ત અને સલાહકાર અખિલ મિત્રની પાસે ફરી એક વાર ગયા. બધું સાંભળી રહ્યા બાદ અખિલબાબુ બોલ્યા: "આથી ઓછો ખરચ થઈ શકે જ નહીં ભાઈ, તું જ કહેને, હવે શું ઓછું કરીશ?"

ભવાં સંકોચીને હળધર મહાશયે યાદી પર નજર નાખી. ખરે જ, કશું ઓછું કરી શકાય તેમ નથી. પુરી, શાકભાજી, ચીભડાનું રાયતું, ચટણી, એકાદ મિષ્ટાન્ન ને દહીં—આટલું તો જોઈએ જ. મોભો જાળવી રાખવો હોય તો આમાંથી કશું ઓછું કરી શકાય નહીં.

અખિલબાબુએ કહ્યું: "આ કહીકહીને તો વાળ ધોળા થયા ભાઈ, આનાથી ઓછું કશું થાય નહીં, થઈ શકે જ નહીં." આમ કહીને એઓ હસ્યા. હસવાનો અર્થ એ જ છે કે અલ્યા, તું ગાંડો તો નથી થયો ને! અખિલ મિત્રને હવે કોઈ રીતે ય વિચલિત કરી શકાય એમ નથી તે બરાબર સમજાઈ ગયું. સંકોચાયેલાં ભવાંને વધારે સંકોચીને હળધર મહાશય બોલ્યા: "તો પછી—"

અખિલબાબુએ કહ્યું: "તો પછી શું! કશો જ ઉપાય નથી."

ભગ્ન–મનોરથ હળધર મહાશય ઘરે પાછા ફરીને જુએ છે તો નિધિ ગોવાળ દહીંનું બાનું લેવાને આવ્યો છે. નિધિરામને જોતાં જ હળધર મહાશયના મગજમાં એક યુક્તિ સૂઝી. 'પેટી બુર્ઝવા' હળધરે 'પ્રોલેટેરિયેટ' નિધિરામની મદદથી થોડુંક ખરચ ઓછું કરવાનો સંકલ્પ કર્યો.

"સારું દહીં કેમ મણ આપ્યું?"

"સારા દહીંના વીસ રૂપિયા પડશે શેઠ!"

"એનાથી ઊતરતું?"

"એમ તો પંદરનું ય, દશનું છે—"

"એનાથી ઓછાનું નથી?"

"હોય કેમ નહીં શેઠ, સાડા સાતનું છે, પાંચ રૂપિયે મણ સુધીનું છે, પણ એ સારી ચીજ નહીં."

હળધરે વિચાર કરી જોયો: બે મણ દહીંનો ખપ પડશે. પચ્ચીસેક રૂપિયા સહેજે બચાવી શકાશે.

એણે કહ્યું: "જો ભાઈ નિધિરામ, આ પાંચ રૂપિયે મણવાળું દહીં જ તું બે મણ આપ. પણ એક વાત છે—"

"જી, બોલો ને."

"દહીં ખાઈને જો કોઈ ગાળાગાળ દે—"

"ગાળ તો દેશે જ ને! પાંચ રૂપિયે મણનું દહીં એટલે ખાટું જ હોવાનું!"

"હં, તેથી જ તો કહું છું કે જો કોઈ ગાળ દે તો હું તને બોલાવી મંગાવીને જરા ધમકાવીશ. મતલબ એ કે મેં તને સારું દહીં લાવવાનું કહ્યું હતું ને તેં મને છેતર્યો છે. તું જરા થથરતો થથરતો ઊભો રહેજે—બસ, બીજું તારે કશું કરવાનું નહીં રહે."

નિધિરામ થોબે એની ગુચ્છાળી મૂછને આંગળીથી વળ ચઢાવતાં ચઢાવતાં કહ્યું: "એ તે કાંઈ ઠીક કહેવાય, શેઠ? એ ઝઘડાટંટામાં મને..."

"એ તો તને એક રૂપિયો વધારે આપીશ. આ જવાબદારીમાંથી તું મને ઉગારી લે, સારું દહીં ખરીદવાને મારી પાસે પૈસા નથી. ને છતાં મોભો તો જાળવવો જ રહ્યો..."

દ્વિધાગ્રસ્ત નિધિરામ આખરે કબૂલ થયો.





: ૨ :

નિધિરામની વાત ખોટી પડી નહીં. એ દહીં નહીં પણ જાણે આગ! ખાદ્યસામગ્રીમાં હળધર મહાશયે કરેલી કંજૂસાઈને કારણે વરપક્ષનો દરેક માણસ ધડાકો કરીને ફૂટવાને તૈયાર એવા દારૂના ઢગલામાં ફેરવાઈ ગયો. દહીં પતરાળીમાં પડતાંની સાથે જ બધા તડૂકી ઊઠ્યા: "આવું દહીં કોઈ સારા ઘરના માણસની પતરાળીમાં પીરસી શકાય ખરું?"

પતરાળી હડસેલી દઈને બધાએ નાકે રૂમાલ દાબ્યો. હળધર મહાશયે હાથ જોડીને કહ્યું: "શું દહીંમાં કાંઈ..."

"મોઢામાં મુકાય એવું નથી, મારા સાહેબ, જરા ય જીભ પર મુકાય એવું નથી!"

"ઓહો, એમ છે! ને જુઓ, મેં તો એને સારામાં સારું દહીં લાવવાનું કહ્યું હતું." એટલું કહીને એકાએક જાણે હળધર મહાશય ધીરજ ખોઈ બેઠા. એકદમ મોટે અવાજે બૂમ પાડી ઊઠ્યા: નિધિ, એ અલ્યા નિધિ—"

નિધિરામ તો પાસે જ હતો, આવીને હાજર થયો.

હળધર મહાશય કહેવા લાગ્યા: "આ તે કેવું દહીં આપ્યું તેં?"

"જી, દહીં તો સારું જ—"

"તો શું આ બધા જૂઠું બોલે છે? હરામજાદા, તને ફેરવવાની બીજી જગા નહીં મળી!"

નિધિરામ થરથરતો થરથરતો નીચે મોઢે સાંભળી રહ્યો. હળધર મહાશય જુસ્સામાં ને જુસ્સામાં જ કદાચ પોતાની જાત પર સંયમ રાખી શક્યા નહીં. એણે એકદમ નિધિરામના પર ધસી જઈને જોરથી એક તમાચો ખેંચી કાઢ્યો ને પછી કહ્યું: "સાલા હરામ—"

નિધિરામ મોઢું ઊંચું કરીને બોલ્યો: "તમાચો લગાવવાની તો વાત થઈ નહોતી, ને તમે તો—તમે તો તમાચો લગાવી દીધો, જબરા છો! તમે પાંચ જણ સારા માણસ અહીં બેઠા છો, તમે જ ન્યાય કરીને કહો કે—" કિંકર્તવ્યવિમૂઢ હળધર મહાશયે બળજબરીથી નિધિરામનું મોઢું દાબી દીધું.

★

## આરોગ્યની બારમાસી

[ લે. વૈદ્ય પ્રાગજી મોહનજી રાઠોડ; સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબઈ–અમદાવાદ, દોઢ રૂપિયો ].

આ પુસ્તક પણ ઉપરના જેટલું જ ઉપયોગી છે. 'રોગ આવે અને ઉપચારો કરવા તે કરતાં રોગ આવે જ નહિ એમ જીવવું ઉત્તમ ગણાય.' એમ એના આયુર્વેદાભ્યાસી લેખકે આ પુસ્તકમાં પહેલા ભાગમાં આપણાં પર્વોની ઉજવણી પાછળની આરોગ્યદૃષ્ટિ સમજાવી ઋતુવાર પ્રત્યેક માસમાં આરોગ્ય જાળવવા માણસે કેવું ખાનપાન કરવું અને કેવો વ્યવહાર રાખવો એ બતાવ્યું છે. અને બીજા ભાગમાં ઉપવાસ, કુદરતી હાજતો, પાણી અને ગોમૂત્ર છાશ, સૂર્ય, માટી, તુલસી આદિ વસ્તુઓના રોગ-નિવારક અને આરોગ્યવર્ધક ઉપયોગ બતાવવા પોતાના લેખો એકત્ર કરીને આપ્યા છે. પ્રજાના કથળતા જતા આરોગ્યના અને વધતી જતી દાક્તરોની ફીના આ જમાનામાં આ પુસ્તકમાંની સૂચનાઓનું પાલન અને તે દ્વારા આરોગ્ય સંરક્ષણ સૌ કોઈને ઈષ્ટ થવું જોઈએ.

# ગ્રંથસમીક્ષા

## રજનું ગજ:

[ભગવાનદાસ ભૂખણવાળા; એન. એમ. ત્રિપાઠી લિ૦ મુંબઈ–૨; દોઢ રૂપિયો.]

એક સિગારેટ રાખવાની ડબ્બીની વાતનો તાગ સત્ય જાણવાની ઇચ્છાથી લેવા જતાં ભાગીદાર-સાથીઓ, દિલોજાન મિત્ર, પત્ની તથા અંતરની આરાધ્ય મિત્રપત્ની એ સૌના સંબંધમાં કાઢી ઘાલતા નીકળતો કાદવ જોતાં રમેશે શ્રમ–વિલયનું દુઃખ ન ખમાતાં કરેલા આપઘાતમાં સમાપ્ત થતું આ કરુણાન્ત નાટક અંગ્રેજ નવલકથાકાર અને નાટકકાર જે. બી. પ્રીસ્ટલીના પ્રથમ પહેલા નાટ્યસર્જન 'ડેન્જરસ કોર્નર'નું સરળ કરી નાખેલું રૂપાંતર છે. સરળ એટલા માટે કે મૂળમાં તો પેલી ડબ્બીના દર્શને શું થાય છે અને શું થયું હોત એ એકમેકથી જુદાં જ પરિણામ લાવતી જે બે પ્રક્રિયા એક સાથે નિરૂપાતી ચાલે છે, તે ગુજરાતી રંગભૂમિ માટે અઘરી પડવાનો સંભવ જોઈ રૂપાંતરકાર શ્રી. ભૂખણવાળાએ તેને એકપાર્શ્વી બનાવી દીધી છે. બીજા એક બે ગૌણ ફેરફાર પણ તેમણે વાતાવરણ ગુજરાતી લાગે તેમ કરવા સારુ કરેલ છે. એમ છતાં પાત્રોની વૃત્તિ, વાણી ને વર્તનમાં તેમનું પરદેશીપણું સાવ અછતું રહેતું નથી. નાટકની ખરી ખૂબી સંવાદોમાંથી જ જુદાં જુદાં પાત્રોની દોરેલી બાજુ ખુલી થતી આવે છે એમાં છે. વાંચવાના પુસ્તક તરીકે તે ખેંચી રાખે એવી કૃતિ છે. અભિનયન વેળા તે પ્રેક્ષકોને ખેંચી રાખે તો સારું. આમ કહેવું પડે છે તેનું કારણ એ છે કે તખ્તા પર પ્રત્યક્ષ સ્થૂળ બનાવો અને તેને લીધે જામતા કાર્ય (Action) ની અપેક્ષા આપણા પ્રેક્ષકવર્ગે હજુ મૂકી દીધી નથી.

## મૂષકદૂત

[લે. તનમનીશંકર લા. શિવ; રવાણી એન્ડ કં. મુંબઈ–૨; દસ આના.]

'મેઘદૂત'ને નજર સમક્ષ રાખી એ જ પદ્ધતિએ અને એ જ છંદમાં પણ 'મેઘદૂત'ના ગાંભીર્યને બદલે હાસ્યને લગતું જે વિનોદકાવ્ય શ્રી. તનમનીશંકર શિવે વર્ષો પર 'ગુજરાત' માસિકમાં પ્રગટ કરાવ્યું હતું તેનું આ પુસ્તિકાકારી પ્રકાશન છે. મુંબઈની એ ખંડની ખોલીમાં રહેતા યુવાન પતિને મહેમાન આવતાં વેઠવા પડતા એક રાતના પત્ની–વિરહમાં મૂષક(ઉંદર)ને દૂત બનાવી રસોડામાં સૂતેલી પત્નીને સંદેશો મોકલાવતો વર્ણવી, લેખકે નાયિકાના રૂપના તથા મૂષકના પ્રવાસના કરેલા આલેખનથી હળવું હાસ્ય આ કાવ્યમાં રેલાવ્યું છે. ટૂંકી જગ્યામાં રહેતા મધ્યમવર્ગના કુટુંબના આમાં આલેખાયેલા ચિત્રમાંની અંતર્ગૂઢ કરુણતા તરફ આ હાસ્ય ઇશારો કરી જાય છે. કાવ્ય કર્તાનું પ્રયોજન બરાબર સાધે છે. હ્રસ્વ–દીર્ઘની કર્તાએ લીધેલી છૂટના દાખલા પ્રસ્તાવના–લેખક શ્રી. જ્યોતીન્દ્ર દવેએ પ્રતિકાવ્યનાં સ્વરૂપલક્ષણોની કરેલી ચર્ચા નોંધપાત્ર છે.

## હીંચકો

[લે. ચંદુલાલ પટેલ : ગમુ ઠક્કર : જેઠાલાલ સોમૈયા : વિક્રેતા, સી. શાંતિલાલની કં. મુંબઈ ૨; સાડાત્રણ રૂપિયા]

ત્રણ લેખકોએ વારાફરતી એકેક પ્રકરણ લખીને પૂરી કરેલી આ નવલકથામાં રમણલાલશાઈ પ્રણયકથા, મજૂર પ્રવૃત્તિ અને બેંતાળીસની લડત એ ત્રણે વાનાં વણી લેવામાં આવ્યાં છે. ગરીબીમાં મરેલા મિલ-કામદારના પુત્ર શરદને નાયક બનાવી, એના પર શ્રીમંત મિલમાલિકની પુત્રી સ્વાતિ તથા એક પોલિસ અમલદારની પુત્રી ચિત્રા મોહી પડતી હોય એમ ગોઠવી એક નાના પ્રણયત્રિકોણ જેવું યોજી, એ શરદને કામદાર પ્રવૃત્તિનો આગેવાન અને પછી બેંતાળીશની લડતનો સૈનિક બનતો આલેખી, એ





: ૨ :

નિધિરામની વાત ખોટી પડી નહીં. એ દહીં નહીં પણ જાણે આગ ! પાણસામણીમાં હળધર મહાશયે કરેલી કંજૂસાઈને કારણે વરપક્ષનો દરેક માણસ ધડાકો કરીને ફૂટવાને તૈયાર એવા દારૂના ઢગલામાં ફેરવાઈ ગયો. દહીં પતરાળીમાં પડતાંની સાથે જ બધા તડૂકી ઊઠયા : "આવું દહીં કોઈ સારા ઘરના માણસની પતરાળીમાં પીરસી શકાય ખરું !"

પતરાળી હડસેલી દઈને બધાએ નાકે રૂમાલ દાબ્યો. હળધર મહાશયે હાથ જોડીને કહ્યું : "શું દહીંમાં કાંઈ..."

"મોઢામાં મુકાય એવું નથી, મારા સાહેબ, જરા ય જીભ પર મુકાય એવું નથી !"

"ઓહો, એમ છે ! ને જુઓ, મેં તો એને સારામાં સારું દહીં લાવવાનું કહ્યું હતું." એટલું કહીને એકાએક જાણે હળધર મહાશય ધીરજ ખોઈ બેઠા. એકદમ મોટે અવાજે બૂમ પાડી ઊઠયા : નિધિ, એ અરરા નિધિ—"

નિધિરામ તો પાસે જ હતો, આવીને હાજર થયો.

હળધર મહાશય કહેવા લાગ્યા : "આ તે કેવું દહીં આપ્યું તેં ?"

"જી, દહી તો સારું જ—"

"તો શું આ બધા જૂઠું બોલે છે ! હરામજાદા, તને મેતરવાની બીજી જગા નહી મળી !"

નિધિરામ થરથરતો થરથરતો નીચે મોઢે સાંભળી રહ્યો હળધર મહાશય ગુસ્સામાં ને ગુસ્સામાં જ કદાચ પોતાની જાત પર સંયમ રાખી શકયા નહીં. એણે એકદમ નિધિરામના પર ધસી જઈને જોરથી એક તમાચો ખેંચી કાઢ્યો ને પછી કહ્યું : "સાલા હમ—"

નિધિરામ મોઢું ઊંચું કરીને બોલ્યો : "તમાચો લગાવવાની તો વાત થઈ નહોતી, ને તમે તો—તમે તો તમાચો લગાવી દીધો, જબરા છો ! તમે પાંચ જણ સારા માણસ અહીં બેઠા છો, તમે જ ન્યાય કરીને કહો કે–" કિંકર્તવ્યવિમૂઢ હળધર મહાશયે બળજબરીથી નિધિરામનું મોઢું દાબી દીધું

★

## આરોગ્યની બારમાસી

[ લે. વૈદ્ય પ્રાગજી મોહનજી રાઠોડ; સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબઈ–અમદાવાદ, દોઢ રૂપિયો ].

આ પુસ્તક પણ ઉપરના જેટલું જ ઉપયોગી છે. 'રોગ આવે અને ઉપચારો કરવા તે કરતાં રોગ આવે જ નહિ એમ જીવવું ઉત્તમ ગણાય.' એમ માનતા એના આયુર્વેદાભ્યાસી લેખકે આ પુસ્તકમાં પહેલા ભાગમાં આપણાં પર્વોની ઉજવણી પાછળની આરોગ્યદૃષ્ટિ સમજાવી ઋતુવાર પ્રત્યેક માસમાં આરોગ્ય જાળવવા માણસે કેવું ખાનપાન કરવું અને કેવો વ્યવહાર રાખવો એ બતાવ્યું છે. અને બીજા ભાગમાં ઉપવાસ, કુદરતી હાજતો, પાણી અને મોમ્બ છાશ, સરણ, માટી, તુલસી આદિ વસ્તુઓના રોગ-નિવારક અને આરોગ્યવર્ધક ઉપયોગ બતાવવા પોતાના લેખો એકત્ર કરીને આપ્યા છે. પ્રજાના કથળતા જતા આરોગ્યના અને વધતી જતી દાક્તરોની ફીના આ જમાનામાં આ પુસ્તકમાંની સૂચનાઓનું પાલન અને તે દ્વારા આરોગ્ય સંરક્ષણ સૌ કોઈને ઇષ્ટ થવું જોઈએ.

# ગ્રંથસમીક્ષા

ક્રમશઃ

## રજનું ગજ:

[ ભગવાનદાસ ભૂખણવાળા; એન. એન. ત્રિપાઠી લિ૦ મુંબઈ–૨; દોઢ રૂપિયો. ]

એક સિગારેટ રાખવાની ડબ્બીની વાતનો તાગ સત્ય જાણવાની ઇચ્છાથી લેવા જતાં ભાગીદાર–સાથીઓ, દિલોજાન મિત્ર, પત્ની તથા અંતરની આરાધ્ય મિત્રપત્ની એ સૌના સંબંધમાં કોઠી ધોતાં નીકળતો કાદવ જોતાં રમેશે શ્રમ–વિલયનું દુઃખ ન ખમાતાં કરેલા આપઘાતમાં સમાપ્ત થતું આ કરુણાન્ત નાટક અંગ્રેજ નવલકથાકાર અને નાટકકાર જે. બી. પ્રીસ્ટલીના પ્રથમ પહેલા નાટ્યસર્જન ‘ડેન્જરસ કોર્નર’નું સરળ કરી નાખેલું રૂપાંતર છે. સરળ એટલા માટે કે મૂળમાં તો પેલી ડબ્બીના દર્શને શું થાય છે અને શું થયું હોત એ એકમેકથી જુદાં જ પરિણામ લાવતી જે બે પ્રક્રિયા એક સાથે નિરૂપાતી ચાલે છે, તે ગુજરાતી રંગભૂમિ માટે અઘરી પડવાનો સંભવ જોઈ રૂપાંતરકાર શ્રી. ભૂખણવાળાએ તેને એકપાર્શ્વી બનાવી દીધી છે. બીજા એક બે ગૌણ ફેરફાર પણ તેમણે વાતાવરણ ગુજરાતી લાગે તેમ કરવા સારુ કરેલ છે. એમ છતાં પાત્રોનાં વૃત્તિ, વાણી ને વર્તનમાં તેમનું પરદેશીપણું સાવ અછતું રહેતું નથી. નાટકની ખરી ખૂબી સંવાદોમાંથી જ જુદાં જુદાં પાત્રોની ઢાંકેલી બાજુ ખુલ્લી થતી આવે છે એમાં છે. વાંચવાના પુસ્તક તરીકે તે ખેંચી રાખે એવી કૃતિ છે. અભિનયન વેળા તે પ્રેક્ષકોને ખેંચી રાખે તો સારું. આમ કહેવું પડે છે તેનું કારણ એ છે કે તખ્તા પર પ્રત્યક્ષ સ્થૂળ બનાવો અને તેને લીધે જામતા કાર્ય (Action) ની અપેક્ષા આપણા પ્રેક્ષકવર્ગે હજુ મૂકી દીધી નથી.

## મૂષકદૂત

[ લે. તનમનીશંકર લા. શિવ; રવાણી એન્ડ કં. મુંબઈ–૨; દસ આના. ]

‘મેઘદૂત’ને નજર સમક્ષ રાખી એ જ પદ્ધતિએ અને એ જ છંદમાં પણ ‘મેઘદૂત’ના ગાંભીર્યને બદલે હાસ્યને લગતું જે વિનોદકાવ્ય શ્રી. તનમનીશંકર શિવે વર્ષો પર ‘ગુજરાત’ માસિકમાં પ્રગટ કરાવ્યું હતું તેનું આ પુસ્તિકાકારી પ્રકાશન છે. મુંબઈની બે ખંડની ઓલીમાં રહેતા યુવાન પતિને મહેમાન આવતાં વેઠવા પડતા એક રાતના પત્ની–વિરહમાં મૂષક(ઉંદર) ને દૂત બનાવી રસોડામાં સૂતેલી પત્નીને સંદેશો મોકલાવતો વર્ણવી, લેખકે નાયિકાના રૂપના તથા મૂષકના પ્રવાસના કરેલા આલેખનથી હળવું હાસ્ય આ કાવ્યમાં રેલાવ્યું છે. ટૂંકી જગ્યામાં રહેતા મધ્યમવર્ગના કુટુંબના આમાં આલેખાયેલા ચિત્રમાંની અંતર્ગૂઢ કરુણતા તરફ આ હાસ્ય ઇશારો કરી જાય છે. કાવ્ય કર્તાનું પ્રયોજન બરાબર સાધે છે. હ્રસ્વ–દીર્ઘની કર્તાએ લીધેલી છૂટના દાખલા પ્રસ્તાવના–લેખક શ્રી. જ્યોતીન્દ્ર દવેએ પ્રતિકાવ્યનાં સ્વરૂપલક્ષણોની કરેલી ચર્ચા નોંધપાત્ર છે.

## હીંચકો

[ લે. ચંદ્રુલાલ પટેલ : ગમુ ઠક્કર : જેઠાલાલ સોમૈયા : વિક્રેતા, સી. શાંતિલાલની કં. મુંબઈ ૨; સાડાત્રણ રૂપિયા ]

ત્રણ લેખકોએ વારાફરતી એકેક પ્રકરણ લખીને પૂરી કરેલી આ નવલકથામાં રમણલાલભાઈ પ્રણયકથા, મજૂર પ્રવૃત્તિ અને બેંતાળીસની લડત એ ત્રણે વાનાં વણી લેવામાં આવ્યાં છે. ગરીબીમાં મરેલા મિલ-કામદારના પુત્ર શરદને નાયક બનાવી, એના પર શ્રીમંત મિલમાલિકની પુત્રી સ્વાતિ તથા એક પોલિસ અમલદારની પુત્રી ચિત્રા મોહી પડતી હોય એમ ગોઠવી એક નાના પ્રણયત્રિકોણ જેવું યોજી, એ શરદને કામદાર પ્રવૃત્તિનો આગેવાન અને પછી બેંતાળીશની લડતનો સૈનિક બનતો આલેખી, એ





: ૨ :

નિધિરામની વાત ખોટી પડી નહીં. એ દહીં નહીં પણ જાણે આગ! ખાઉસામગ્રીમાં હળધર મહાશયે કરેલી કંજૂસાઈને કારણે વરપક્ષનો દરેક માણસ ધકેલા કરીને છૂટવાને તૈયાર એવા દારૂના હબસામાં ફેરવાઈ ગયો. દહીં પતરાળીમાં પડતાંની સાથે જ બધા તડૂકી ઊઠયા: "આવું દહીં કોઈ સારા ઘરના માણસની પતરાળીમાં પીરસી શકાય ખરું?"

પતરાળી હડસેલી દઈને બધાએ નાકે રૂમાલ દાબ્યો. હળધર મહાશયે હાથ જોડીને કહ્યું: "શું દહીંમાં કાંઈ..."

"મોઢામાં મુકાય એવું નથી, મારા સાહેબ, જરા ય જીભ પર મુકાય એવું નથી!"

"ઓહો, એમ છે! ને જુઓ, મેં તો એને સારામાં સારું દહીં લાવવાનું કહ્યું હતું." એટલું કહીને એકાએક જાણે હળધર મહાશય ધીરજ ખોઈ બેઠા. એકદમ મોટે અવાજે બૂમ પાડી ઊઠયા: નિધિ, એ અલ્યા નિધિ—"

નિધિરામ તો પાસે જ હતો, આવીને હાજર થયો. હળધર મહાશય કહેવા લાગ્યા: "આ તેં કેવું દહીં આપ્યું તેં?"

"જી, દહીં તો સારું જ—"

"તો શું આ બધા જૂઠું બોલે છે? હરામજાદા, તને છેતરવાની બીજી જગા નહીં મળી!"

નિધિરામ થરથરતો થરથરતો નીચે મોઢે સાંભળી રહ્યો. હળધર મહાશય ગુસ્સામાં ને ગુસ્સામાં જ કદાચ પોતાની જાત પર સંયમ રાખી શક્યા નહીં. એણે એકદમ નિધિરામના પર ધસી જઈને જોરથી એક તમાચો ખેંચી કાઢયો ને પછી કહ્યું: "સાલા ઠગ—"

નિધિરામ મોઢું ઊંચું કરીને બોલ્યો: "તમાચો લગાવવાની તો વાત થઈ નહોતી, ને તમે તો—તમે તો તમાચો લગાવી દીધો, જબરા છો! તમે પાંચ જણ સારા માણસ અહીં બેઠા છો, તમે જ ન્યાય કરીને કહો કે—" કિંકર્તવ્યવિમૂઢ હળધર મહાશયે બળજબરીથી નિધિરામનું મોઢું દાબી દીધું.

★

## આરોગ્યની બારમાસી

[ લે. વૈદ્ય પ્રાગજી મોહનજી રાઠોડ; સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબઈ-અમદાવાદ, રોઠ રૂપિયો ].

આ પુસ્તક પણ ઉપરના જેટલું જ ઉપયોગી છે. 'રોગ આવે અને ઉપચારો કરવા તે કરતાં રોગ આવે જ નહિ એમ જીવવું ઉત્તમ મનાય.' એમ ... એના આયુર્વેદાભ્યાસી લેખકે આ પુસ્તકમાં ... બારેમાં આવતાં પર્વોના ઉજવણી પાછળની આરોગ્યદૃષ્ટિ સમજાવી ઋતુવાર પ્રત્યેક માસમાં આરોગ્ય જાળવવા માણસે કેવું ખાનપાન કરવું અને કેવો વ્યવહાર રાખવો એ બતાવેલું છે. અને બીજા ભાગમાં ઉપવાસ, કુદરતી હાજતો, પાણી અને ગોમૂત્ર છાશ, સૂરણ, માટી, તુલસી આદિ વસ્તુઓના રોગ-નિવારક અને આરોગ્યવર્ધક ઉપયોગ બતાવવા પોતાના લેખો એકત્ર કરીને આપ્યા છે. પ્રજાના કથળતા જતા આરોગ્યના અને વધતી જતી દાક્તરોની ફીના આ જમાનામાં આ પુસ્તકમાંની સૂચનાઓનું પાલન અને તે દ્વારા આરોગ્ય સંરક્ષણ સૌ કોઈને ઇષ્ટ થવું જોઈએ.

# ગ્રંથસમીક્ષા

**રજનું ગજ :**

[ ભગવાનદાસ ભૂખણવાળા; એન. એન. ત્રિપાઠી લિ૦ મુંબઈ–૨; દોઢ રૂપિયો. ]

એક સિગારેટ રાખવાની ડબ્બીની વાતનો તાગ સત્ય જાણવાની ઇચ્છાથી લેવા જતાં ભાગીદાર–સાથીઓ, દિલોજાન મિત્ર, પત્ની તથા અંતરની આરાધ્ય મિત્રપત્ની એ સૌના સંબંધમાં કાંઈ ઘોતા નીકળતો કાદવ જોતાં રમેશે શ્રમ–વિલયનું દુઃખ ન ખમાતાં કરેલા આપઘાતમાં સમાપ્ત થતું આ કરુણાન્ત નાટક અંગ્રેજ નવલકથાકાર અને નાટકકાર જે. બી. પ્રીસ્ટલીના પ્રથમ પહેલા નાટ્યસર્જન 'ડેન્જરસ કૉર્નર'નું સરળ કરી નાખેલું રૂપાંતર છે. સરળ એટલા માટે કે મૂળમાં તો પેલી ડબ્બીના દર્શને શું થાય છે અને શું થયું હોત એ એકમેકથી જુદાં જ પરિણામ લાવતી જે બે પ્રક્રિયા એક સાથે નિરૂપાતી ચાલે છે, તે ગુજરાતી રંગભૂમિ માટે અઘરી પડવાનો સંભવ જોઈ રૂપાંતરકાર શ્રી. ભૂખણવાળાએ તેને એકપાર્શ્વી બનાવી દીધી છે. બીજા એક બે ગૌણ ફેરફાર પણ તેમણે વાતાવરણ ગુજરાતી લાગે તેમ કરવા સારુ કરેલ છે. એમ છતાં પાત્રોનાં વૃત્તિ, વાણી ને વર્તનમાં તેમનું પરદેશીપણું સાવ અછતું રહેતું નથી. નાટકની ખરી ખૂબી સંવાદોમાંથી જ જુદાં જુદાં પાત્રોની ઢાંકેલી બાજુ ખુલ્લી થતી આવે છે એમાં છે. વાંચવાના પુસ્તક તરીકે તે ખેંચી રાખે એવી કૃતિ છે. અભિનયન વેળા તે પ્રેક્ષકોને ખેંચી રાખે તો સારું. આમ કહેવું પડે છે તેનું કારણ એ છે કે તખ્તા પર પ્રત્યક્ષ સ્થૂળ બનાવો અને તેને લીધે જામતા કાર્ય (Action) ની અપેક્ષા આપણા પ્રેક્ષકવર્ગે હજુ મૂકી દીધી નથી.

**મૂષકદૂત**

[ લે. તનમનીશંકર લા. શિવ; રવાણી એન્ડ કં. મુંબઈ–૨; દસ આના. ]

'મેઘદૂત'ને નજર સમક્ષ રાખી એ જ પદ્ધતિએ અને એ જ છંદમાં પણ 'મેઘદૂત'ના ગાંભીર્યને બદલે હાસ્યને લગતું જે વિનોદકાવ્ય શ્રી. તનમનીશંકર શિવે વર્ષો પર 'ગુજરાત' માસિકમાં પ્રગટ કરાવ્યું હતું તેનું આ પુસ્તિકાકારી પ્રકાશન છે. મુંબઈની એ ખંડની ઓલીમાં રહેતા યુવાન પતિને મહેમાન આવતાં વેઠવા પડતા એક રાતના પત્ની–વિરહમાં મૂષક(ઉંદર) ને દૂત બનાવી રસોડામાં સૂતેલી પત્નીને સંદેશો મોકલાવતો વર્ણવી, લેખકે નાયિકાના રૂપના તથા મૂષકના પ્રવાસના કરેલા આલેખનથી હળવું હાસ્ય આ કાવ્યમાં રેલાવ્યું છે. ટૂંકી જગ્યામાં રહેતા મધ્યમવર્ગના કુટુંબના આમાં આલેખાયેલા ચિત્રમાંની અંતર્ગૂઢ કરુણતા તરફ આ હાસ્ય ઇશારો કરી જાય છે. કાવ્ય કર્તાનું પ્રયોજન બરાબર સાધે છે. સ્વ–દીર્ઘની કર્તાએ લીધેલી છૂટના દાખલા પ્રસ્તાવના–લેખક શ્રી. જ્યોતીન્દ્ર દવેએ પ્રતિકાવ્યનાં સ્વરૂપલક્ષણોની કરેલી ચર્ચા નોંધપાત્ર છે.

**હીંચકો**

[ લે. ચંદુલાલ પટેલ : ગમુ ઠક્કર : જેઠાલાલ સોમૈયા : વિક્રેતા, સી. ચાંતિલાલની કં. મુંબઈ ૨; સાડાત્રણ રૂપિયા ]

ત્રણ લેખકોએ વારાફરતી એકેક પ્રકરણ લખીને પૂરી કરેલી આ નવલકથામાં રમણલાલભાઈ પ્રણયકથા, મજૂર પ્રવૃત્તિ અને બેંતાળીસની લડત એ ત્રણે વાનાં વણી લેવામાં આવ્યાં છે. ગરીબીમાં ગરેલા મિલ–કામદારના પુત્ર શરદને નાયક બનાવી, એના પર શ્રીમંત મિલમાલિકની પુત્રી સ્વાતિ તથા એક પોલિસ અમલદારની પુત્રી ચિત્રા મોહી પડતી હોય એમ ગોઠવી એક નાના પ્રણયત્રિકોણ જેવું યોજી, એ શરદને કામદાર પ્રવૃત્તિનો આગેવાન અને પછી બેંતાળીસની લડતનો સૈનિક બનતો આલેખી,





પ્રભુકથાને નગરમાં પરિણમાવ્યા વિના સાંકળી લેવામાં આવી છે. લખાવટમાં ક્યાંક ક્યાંક દેખાતી ચમકને કારણે કથા સુવાચ્ય બની છે અને એવી તરીકે આસ્વાદી શકાય એવી છે, જો એમાંના કોઈ કોઈ પ્રસંગને એટલો વખત અ ભવિત માની લેવાય તો.

### હણાતાં હીર :

[ લે શંકરભાઈ પ્ર. પરેખ; પ્ર આર. આર. શેઠની કં. મુંબઈ–૨; પોણાસાત રૂપિયા ]

સ્વ. મથુરદાસ ત્રિકમજી લિખિત 'મધુકુંજ'ના પ્રકારનું ક્ષયરોગને લગતું આ પુસ્તક ક્ષયરોગ સામે યુદ્ધ ખેલી વિજયી બનેલા લેખકે લખ્યું છે. ક્ષયરોગનો ઇતિહાસ, એની ચિકિત્સા, નિદાન તથા સારવાર વિશે અદ્યતન માહિતી આપતું આ પુસ્તક એક વખતના તેના દર્દી લેખકની છટાદાર ભાષામાં લખાયેલી દર્દભરી સ્વાનુભવકથાને લીધે રસિક પણ બન્યું છે. રાજરોગ ગણાતા ક્ષયનો યોગ્ય સારવારથી પ્રતિકાર થઈ શકે છે એ આશાનો જે સંદેશ પુસ્તક સંભળાવે છે તે એના પ્રકાશનને વાજબી ઠરાવે છે.

### શંકરાચાર્ય

[ લે વામનરાવ પરેખ; સસ્તું સા. કાર્યાલય–અમદાવાદ–મુંબઈ; દસ આના ]

પ્રસ્થાનત્રયીના સમર્થ ભાષ્યકાર અને કેવલાદ્વૈત વેદાંતના આચાર્ય જગદ્ગુરુ શંકરાચાર્યના જીવન દિગ્વિજયને લગતા સંસ્કૃત અને અન્ય ભાષાઓનાં પુસ્તકોની મદદ લઈ તૈયાર કરવામાં આવેલ આ ચરિત્ર આચાર્યશ્રીની જીવનકથા અને તેમના તત્ત્વજ્ઞાનનો પ્રમાણભૂત પરિચય ગુજરાતી વાચકોને કરાવશે.

### વનવગડામાં વસનારાં

[ લે. પ્રદ્યુમ્ન કં. દેસાઈ, પ્ર. સસ્તું સા. કાર્યાલય, મુંબઈ–અમદાવાદ બાર આના ]

પક્ષી–વિજ્ઞાન અને પ્રાણી–વિજ્ઞાન વિશે ગુજરાતમાં બહુ જ ઓછું સાહિત્ય પ્રગટ થયું છે. આ પરિસ્થિતિમાં આ પુસ્તક ખૂબ જ આવકારપાત્ર ઠરે છે. એના લેખક પક્ષીઓ અને પ્રાણીઓના જબરા અનુભવી અભ્યાસી છે.

શ્રી. મુનિકુમાર ભટ્ટ કહે છે તેમ પક્ષીવિદ્યા અને પશુવિદ્યા એમને માટે વિદ્યા જ નથી, જીવનનો પરમ રસ છે. આ પુસ્તકમાં પશુઓનું શરીર રક્ષણ, તેમની શિકારની પદ્ધતિ, તેમની બુદ્ધિ, તેમનું કુટુંબજીવન, તેમની ટેવો, તેમના લાંબા પ્રવાસ, કેટલાંક વિલક્ષણ પશુઓની લાક્ષણિક ખાસિયતો ઇત્યાદિ બાબતો વિશે જે માહિતી એમની કલમે રજૂ કરી છે તે એના વાચનારાઓને એ વિષયમાં ઘણું નવું જ્ઞાન સંપડાવશે એમાં શક નથી.

### જગન્નાથપુરી અને ઓરિસા

[ લે. ડૉ. ભોગીલાલ સાંડેસરા. પ્ર. સસ્તું સા. કાર્યાલય, દસ આના ]

આપણા યુવાન પુરાતત્ત્વવિદ્ શ્રી ભોગીલાલ સાંડેસરાએ ઇંડિયન હિસ્ટરિ કોંગ્રેસના બારમા સંમેલનમાં હાજરી આપવા જતાં ઓરિસાના પ્રસિદ્ધ પુરાતન અવશેષો જોવાની જે તક લીધી તેનો લાભ તેને વિશેના આ પરિચયાત્મક લખાણથી તેમણે ગુજરાતને આપ્યો છે. ધવલી અને જવગઢના અશોકના લેખો, શિશુપાલગઢની દટાયલી પ્રાચીન નગરી, ભુવનેશ્વર ઉદયગિરિખંડગિરિ અને જગન્નાથનાં તીર્થસ્થળો અને કોણાર્કની સુંદર સ્થાપત્યકૃતિ વિશે ઐતિહાસિક અને સાંસ્કૃતિક દૃષ્ટિએ અભ્યાસપૂર્ણ માહિતી અત્ર આપવામાં આવી છે. સાથે આર્ટપેપર પર સોળ છબીઓ પણ છે, જે પુસ્તકનું મૂલ્ય વધારે છે

### સ્વપ્નાં

[ સ્વામી માધવતીર્થ : સસ્તું સા. કાર્યાલય, અમદાવાદ : આઠ આના ]

જાણીતા વેદાંતવિદ્ સ્વામી માધવતીર્થે આ પુસ્તિકામાં આઇન્સ્ટાઇનના સાપેક્ષવાદ અને આપણા વેદાંતસિદ્ધાંતની મદદથી સ્વપ્નના દ્રષ્ટા, સ્વપ્નના કાળ અને સ્વપ્નમાં દ્રષ્ટાની ઇચ્છાશક્તિ અને જ્ઞાનશક્તિ, આ સર્વ બાબતો પર પ્રકાશ પાડવા પ્રયત્ન કર્યો છે.



જાગ્રતમાં છે જગત પ્રાતિભાસિક છે તે વ્યાવહારિક કેમ બની જાય છે એ સમજવા માટે આ સ્વપ્નચર્યા સ્વામીજીને ઉપયોગી લાગી છે.

## જ્ઞાનલહરી

[ લે. સ્વામી માધવતીર્થ: સસ્તું સા. કાર્યાલય, અમદાવાદ-મુંબઈ: આઠ આના ]

જુદે જુદે સમયે જુદા જુદા મહાસંકો અને જિજ્ઞાસુઓએ પૂછેલા પ્રશ્નોના સ્વામી માધવતીર્થે આપેલા ઉત્તરો અહીં મુદ્રિત કરવામાં આવ્યા છે. કેટલાક પ્રશ્નો સાધનાનો માર્ગ જાણવા માટે છે. કેટલાક વ્યવહારના પણ છે અને કેટલાક વેદાંતના કોઈ ફૂટ કોયડા પરના છે. બધાના ઉત્તરમાં સ્વામીજીની વેદાંતનિષ્ઠા, અને જેવો જેનો પ્રશ્ન અને અધિકાર તે પ્રમાણે તેમણે કરાવેલું બિનગોટાળિયું સ્પષ્ટ માર્ગદર્શન જોવા મળે છે. આ લઘુપુસ્તક સત્સંગની ગરજ સારે એવું છે.

## ગીતા કૌમુદી :

[ લે. જયેન્દ્રરાવ દૂરકાળ : પ્ર. આસ્તિક સાહિત્ય કાર્યાલય, આકાશેઠના કૂવાની પોળ, અમદાવાદ; એક રૂપિયો ]

જાણીતા સ્વધર્મનિષ્ઠ વિદ્વાન શ્રી. જયેન્દ્રરાવ દૂરકાળે આપેલાં ગીતાને લગતાં વ્યાખ્યાનો અને લખેલા લેખોનો આ સંકલિત સંગ્રહ છે. પહેલી બે પ્રભામાં ગીતાના માહાત્મ્ય અને રહસ્ય સંબંધી લેખકનું વક્તવ્ય છે અને ત્રીજીમાં અધ્યાય વાર કરેલી સરળ ગીતાસમીક્ષા, જિજ્ઞાસુઓને પુસ્તક ઉપયોગી થાય એવું છે.

## બુદ્ધોપદેશ

[ લે. જીનરાજદાસ : પ્ર. ગિરધરભાઈ ઝવેરી, લેપાર્લે; ત્રણ આના ]

થિયોસોફિકલ સોસાયટીના પ્રમુખ શ્રી. સી. જીનરાજદાસના 'બુદ્ધ એન્ડ હિઝ મેસેજ'નો શ્રી. હીરાલાલ ત્રીએ કરેલો આ અનુવાદ બુધ્ધોપદેશનો અર્ક રજૂ કરે છે. રાગ (તૃષ્ણા), દ્વેષ (દ્વેષ), અને મોહ (ભ્રમ)ના પ્રવાહમાં આત્માને તણાવા ન દેવામાં અને ભૂતમાત્ર પ્રતિ પ્રેમ અને શુભેચ્છાની ભાવનાથી હૃદયને ભરી દઈ અહિંસા, સંયમ અને પવિત્રતાના પાયા પર સદાચારી જીવન ગાળવામાં નિર્વાણ પ્રાપ્તિનો માર્ગ રહ્યો છે: આટલું કરે તો માણસે ઈશ્વરને માનવાનીય જરૂર નહિ : મોક્ષ ઈશ્વર કે બુદ્ધ ન આપી શકે, એ તો માણસે પોતે પોતાની આગવી સાધનાથી જ મેળવવો રહ્યો : આમ છતાં બુદ્ધ, ધર્મ અને સંઘની ભાવનાઓ એને બીજી રીતે પ્રોત્સાહન તો આપે જ છે: આ અહીં રજૂ થતા બુધ્ધોપદેશસારનો સાર છે. જિજ્ઞાસુઓને તે ઉપયોગી જણાશે.

## અવકાશનું રહસ્ય :

[ લે. છોટુભાઈ સુથાર; પ્ર. તારક મંડળ, આણંદ; બે રૂપિયા ]

અનંત અવકાશને ભરી દેતા પરમાણુ અને તારાઓનાં ઉત્પત્તિ, બંધારણ અને માહિતી સંપૂર્ણ શાસ્ત્રીય છતાં રસાળ અને સરળ લખાવટમાં આ સુંદર સચિત્ર પુસ્તકમાં આપણા ઉત્સાહી ખગોળશાસ્ત્રી શ્રી. છોટુભાઈ સુથારે આપી પોતાના વિષયની તેમ ગુજરાતની સેવા બજાવી છે.

## આકાશપોથી

[ નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર; ભારતી સા. સંઘ, અમદાવાદ : બે રૂપિયા ]

વિશ્વની વિશાળતા અને અદ્ભુત રસમયતાની પ્રતીતિ કરાવવા માટે આકાશ વિજ્ઞાનની તોલે કોઈ શાસ્ત્ર આવી ન શકે. અનેક ચિત્રો અને નકશાઓ સાથે સરળ કિશોરભોગ્ય તેમ જ રસિક ભાષામાં તેના ઉત્સાહી તદ્વિદ્ લેખકોએ જેમાં આકાશ અને છ ઋતુના તારાઓનો પરિચય કરાવ્યો છે તેવું આ પુસ્તક જેમને લક્ષમાં રાખી એની રચના કરવામાં આવી છે તે ગુજરાતી કિશોરોને તો ખરું જ પણ આ વિષયના રસિયા સામાન્ય જિજ્ઞાસુઓને પણ





એ પદ્ધતિને મળેલી સફળતાના કેટલાક દાખલાઓ એના રેકામાં રજૂ કર્યા છે. જેની પાસેથી આપણે બીજી ઇંદ્રિયો કરતાં વધુ કામ લઈએ છીએ તે આંખનો સાચો ઉપયોગ કેમ કરવો, તેને આવશ્યક એવો આરામ કેમ આપવો અને તેનું તેજ કેમ વધારવું એને માટે સ્પષ્ટ સૂચનાઓનું પાલન પણ ખંતપૂર્વક પ્રત્યેક વાચનાર કરવા મંડે તો જ એના સેવાભાવી લેખકનો આશય બર આવે.

★

## બે ઉપયોગી પુસ્તિકા

### [૧] ભંડારા જિલાકી ગ્રામ સહકારી સભાઓંકા અહેવાલ ૧૯૪૯-૫૦.

### [૨] સહકારી સભાઓંકા ઉદ્દેશ, કાર્યક્ષેત્ર તથા નિર્માણ

કર્તા : ચતુર્ભૂજ જસાણી અને પ્રકાશક—ભંડારા જિલા ગ્રામ સહકારી સભા સંઘ, મધ્યપ્રાંત

મધ્યપ્રાંતમાં આવેલા ભંડારા જિલ્લામાં વિકસેલી સહકારી પ્રવૃત્તિનું આછું અવલોકન આ નાનકડી પુસ્તિકામાં ખૂબ સ્પષ્ટ રીતે કરવામાં આવ્યું છે.

૧૯૪૭માં ભંડારા જિલ્લાના ગોંદિયા તાલુકામાં પ્રયોગરૂપે ૧૫૦ ગામડાંને ઉપયોગી નીવડી શકે એવી ૧૨ સહકારી મંડળીઓ સ્થાપવામાં આવી. રોજની જરૂરિયાતોની વસ્તુઓ સસ્તે ભાવે ને સહેલાઇથી મળવાથી ગામડાંના લોકો આ પ્રવૃત્તિ પ્રત્યે આકર્ષાયા. કાળા બજારના ત્રાસમાંથી પણ એ મુક્ત થયા. આથી બીજા તાલુકાઓમાં પણ સહકારી પ્રવૃત્તિ વિકસતી ગઇ ને આજે ભંડારા જિલ્લામાં લગભગ ૪૦ સહકારી મંડળીઓ કામ કરી રહી છે. લોકોની હાડમારીઓ દૂર કરવામાં આ મંડળીઓએ અસાધારણ સફળતા પ્રાપ્ત કરી છે. આ સંસ્થાઓને યોગ્ય દોરવણી મળે ને એમની મુશ્કેલીઓ દૂર થાય એ માટે જિલ્લાની એક મધ્યસ્થ સંસ્થા પણ સ્થાપવામાં આવી છે. સહકારી કાર્યકરોને તાલીમ આપવા માટે એક તાલીમકેન્દ્ર પણ ચલાવવામાં આવે છે. જિલ્લાની સહકારી સંસ્થાઓએ ૧૯૪૬-૪૭માં લગભગ ૨॥ લાખ રૂપિયાનો ધંધો કર્યો પરંતુ ફક્ત ચાર જ વર્ષમાં એ રકમ વધીને લગભગ ૨૨॥ લાખ રૂપિયા સુધી પહોંચી છે. જીવનની પ્રાથમિક જરૂરિયાતો પૂરી પાડીને જનતાની ચાહના મેળવવા ઉપરાંત સંસ્થાએ આર્થિક રીતે પણ પ્રેરક પ્રગતિ કરી છે; આમ છતાં સહકારી પ્રવૃત્તિના વિકાસમાં જે તત્વો આડખીલીરૂપ છે એ વિષે પણ પુસ્તકામાં નિખાલસ રીતે અંગુલિનિર્દેશ કરવામાં આવ્યો છે.

પુસ્તિકાનાં છેલ્લાં પાનાંઓમાં સહકારી પ્રવૃત્તિનો અભ્યાસ કરવા ઇચ્છતી વ્યક્તિ માટે શ્રમપૂર્વક તૈયાર કરેલા આંકડા રજૂ કરવામાં આવ્યા છે. ખોટમાં ચાલતી સહકારી સંસ્થાઓની સંખ્યા ખૂબ જ ઓછી છે. આ આંકડા જ સૂચવે છે કે ભંડારા જિલ્લાની સહકારી પ્રવૃત્તિનું ભાવિ ઊજળું છે. ગુજરાતી સહકારી પ્રવૃત્તિ છેલ્લા થોડાં વર્ષો દરમિયાન ઠીકઠીક વિકસી હોવા છતાં ભંડારા જિલ્લાની સહકારી પ્રવૃત્તિમાંથી એ ઘણું અનુભવજ્ઞાન મેળવી શકશે.

શ્રી. જસાણીની બીજી નાનકડી પુસ્તિકા 'સહકારી ભાવના'ના સિદ્ધાંતની સાદી સમજણ મેળવવા માટે ખૂબ ઉપયોગી છે. અભણ માણસ પણ સહેલાઇથી સમજી શકે એવી સરળ રીતે એમણે 'સહકાર'ની વ્યાખ્યા આપી છે, ને એના ફાયદાનું વર્ણન કર્યું છે. એ ભાવનાનો વિકાસ પશ્ચિમના દેશોમાં કઇ રીતે થયો એનું પણ પ્રેરક વર્ણન એમાં છે. અંતે એમણે પ્રતિપાદન કર્યું છે કે આપણા જેવા ગરીબ દેશના આમ વર્ગને ઊંચો આણવા માટે સહકારી પ્રવૃત્તિ એ અતિ ઉપયોગી સાધન છે. આવી સરળ ને માહિતીપૂર્ણ પુસ્તિકાઓનો ગામડામાં પ્રચાર થાય તો સહકારી પ્રવૃત્તિને જરૂર પ્રબળ વેગ મળે.

—રા પં.

★


પારસમણિ






ચિનગારી





મુદ્રક દીપક પ્રિન્ટરી અમદાવાદ